ભવિષ્યવેત્તા



જેઠાલાલ દેવશંકર દવે

ગ્રંથકર્ત્તાં,

અધિપતિ ભાગ્યોદય, અમદાવાદ

ભૂત ભવિષ્ય અને વર્તમાન ત્રણુ કાળનું જ્ઞાન

પ્રાપ્ત કરાવનાર

# ભવિષ્યવેત્તા

અને

## ભવિષ્ય જાણવાની વિદ્યા:

( સચિત્ર )

---

લેખક અને પ્રકાશક.

**જેઠાલાલ દેવશંકર દવે.**

માલીક

ભાગ્યોદય પ્રેસ, અધિપતિ ભાગ્યોદય, કર્તા કાયદાનો શિક્ષક, ધનવાન, સ્ત્રી હિતશિક્ષક, હીંદુસ્તાનની તીર્થયાત્રા, માસ્ટર ઑફ નૉલેજ, ત્રીકાળદર્શક દર્પણ, ગૃહિણી રત્નમાળા વિ૦.

ભાગ્યોદય ઑફીસ-અમદાવાદ.

---



આવૃત્તિ ચોથી — પ્રત ૨૨૦૦

સંવત ૧૯૭૮ — સન ૧૯૨૨

મૂલ્ય રૂ. ૫—૦—૦



પ્રકાશક,
જેઠાલાલ દેવશંકર દવે.
માલીક,
ભાગ્યોદય પ્રેસ, તંત્રી ભાગ્યોદય.
ખાડીઆ—અમદાવાદ.









શ્રી ભાગ્યોદય પ્રીન્ટીંગ પ્રેસમાં
જેઠાલાલ દેવશંકર દવેએ પોતાને
માટે છાપી અને પ્રસીદ્ધ કર્યું.
ખાડીઆ—અમદાવાદ.



# પહેલી આવૃતિની પ્રસ્તાવના.

આપણા ઋષિમુનિઓએ ભૂત ભવિષ્ય અને વર્તમાન કાળની હકીકત જાણવાને માટે વેદમાં જ્યોતિષ શાસ્ત્રની હકીકત વર્ણવેલી છે.

વેદ ચાર છે તેમ તે ઉપરથી થયેલાં શાસ્ત્રો છ છે, અને તે છ શાસ્ત્રમાં જ્યોતિષ પણ એક શાસ્ત્ર છે.

જ્યોતિષ શાસ્ત્રને આપણા શાસ્ત્રકારોએ સર્વ શાસ્ત્રમાં નેત્રરૂપ વર્ણવેલું છે કારણ કે તે ભવિષ્યમાં આવી પડનાર સુખ દુઃખને આગળથી જણાવે છે, જેમ નેત્ર સિવાયનો આંધળો માણસ આ સંસારમાં કશી વસ્તુને ન દેખી શકવાથી ખાડા ટૈયામાં અને કદાચ કુવો આવે તો તેમાં પણ પડી પોતાના પ્રાણ પોતાને આંખો નહિ હોવાથી ગુમાવે છે તેમ જ્યોતિષ શાસ્ત્રને જે માણસો જાણતા નથી તે માણસો ભવિષ્યમાં પોતા ઉપર આવી પડનાર દુઃખો, આગળથી નહિ જાણી શકવાથી તેનાથી પોતાનો બચાવ કરી શકતા નથી અને આવી પડનાર દુઃખો ભોગવી દુઃખી થાય છે.

જ્યોતિષશાસ્ત્ર ભવિષ્યમાં આવી પડનાર દુઃખોને આગળથી જણાવે છે કે અમુક વખતે અમુક દુઃખ આવી પડશે અને તેથી જ્યોતિષ શાસ્ત્ર જાણનાર, પોતાને આવી પડનાર દુઃખમાંથી પોતાનો આગળથી બચાવ કરી શકે છે અને સુખ મેળવી શકે છે.

ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળની હકીકત જાણવાને જ્યોતિષ શાસ્ત્ર સિવાય બીજી એક પણ વિદ્યા આપણા શાસ્ત્રોએ વર્ણવેલી નથી.

આકાશમાંના ગ્રહો, ગ્રહોની એક રાશીમાંથી બીજી રાશીમાં થતી ગતિ, ગ્રહોની એક બીજા ઉપરની દ્રષ્ટિ, અમુક રાશીઓના સ્વામિની, બીજી રાશીમાં થતી ગતિ, તથા પોતાની રાશીમાં સ્થિત વખતે દરેક માણસને તેની જન્મ વખતની ગ્રહોની સ્થિતિના પ્રમાણમાં જુદી જુદી અસર થાય છે તે, જ્યોતિષ શાસ્ત્ર ઉપરથી દરેક માણસને ગ્રહોની કેવી કેવી અસર થાય છે અને તે ઉપરથી તેના ભવિષ્યમાં શું શું બનશે તે જાણી શકાય છે.

વળી કઇ વખતે કેવું કામ કરવાથી સિદ્ધ થાય તે તેમજ કોઇ પણ કામનો આરંભ કરતા પહેલાં તે કામમાં ફતેહ મળે તેવી આશાથી તે કામ કરવામાં આવે છે, અને તે અમુક વખતે અમુક

કામનો આરંભ કરવાથી તેમાં ફતેહ મળશે તે પણ જ્યોતિષ શાસ્ત્ર ઉપરથી જાણી શકાય છે.

અમુક સંયોગો હોય તો વરસાદ વરસે, અમુક સંયોગો હોય તો વરસાદ ન વરસે, અમુક સંયોગો હોય તો અનાજ વિગેરેના ભાવ વધે અને અમુક સંયોગો હોય તો અનાજ વિગેરેના ભાવ ઘટે વિગેરે હકીકત પણ આપણા શાસ્ત્રમાં વર્ણવેલી છે.

અમુક વખતે અમુક ગ્રહો કઈ રાશીમાં છે અમુક વખતે કયો સંવત્સર, માસ, તિથિ, વાર, નક્ષત્ર, યોગ, કરણ, રૂતુ, ચંદ્ર વિગેરે છે તે પણ જ્યોતિષશાસ્ત્ર ઉપરથી જાણી શકાય છે અને તે દરેક સંવત્સર, માસ, તિથી, વાર, નક્ષત્ર. યોગ, કરણ, રૂતુ અને ચંદ્રમાં કયું કયું કામ કરવાથી સિદ્ધ થાય તે પણ જ્યોતિષ શાસ્ત્રમાં જણાવેલું છે.

કોઈ પણ લગ્ન વિગેરે શુભ કામ કરતા પહેલાં તે લગ્ન કઈ વખતે કરવાથી તથા કેવી સ્ત્રીનું કેવા પુરૂષ સાથે કરવાથી યશસ્વી નિવડશે તે બાબત લગ્ન કુંડળી, એક બીજાને મળતા ગ્રહો, તથા લેણા દેણી વગેરે જોઈ અમુક મહુરત નક્કી કરવામાં આવે છે અને તે જ્યોતિષ શાસ્ત્ર ઉપરથી જાણી શકાય છે.

અમુક વખતે અમુક માણસને અમુક ગ્રહની કેવી અસર થશે અને તે ઉપરથી તેને શું શું સુખ તથા દુઃખ મળશે તે બાબત સારા નરતા ગ્રહો અને તેનું ફળ તથા દાન, તેમજ દિનદશા, મહાદશા અને પનોતી તથા તેનું ફળ પણ જ્યોતિષશાસ્ત્ર ઉપરથી જોઈ શકાય છે.

અમુક માસ, તિથી, વાર, નક્ષત્ર, યોગ, કરણ, લગ્ન અને ચંદ્રમાં અમુક ઘડીએ અમુક માણસનો જન્મ થાય તો તેને તે દરેક કેવું કેવું ફળ ભવિષ્યમાં આપશે તથા તે વખતની જન્મકુંડળી બનાવી તે ઉપરથી ષડવર્ગની કુંડળીઓ અને જન્મોતરી બનાવી તે વખતના ગ્રહોની રાશી, અને ગ્રહોની અમુક રાશીમાં સ્થિતિ ઉપરથી તેની આખી જીંદગીનું ભવિષ્ય જાણી શકાય છે, અને તેને અમુક વખતે અમુક સુખ, અને અમુક વખતે અમુક દુઃખ પડશે તથા આટલા વર્ષ જીવી તે મૃત્યુ પામશે તેમજ મૃત્યુ પામ્યા પછી તે આવી ગતિને પામશે તે પણ જોઇ અને જાણી શકાય છે.

વળી હસ્તાદિ અવયવો ઉપર આવેલી રેખા આદિ ચિન્હો ઉપરથી તેને અમુક વખતે અમુક સુખ તથા દુઃખ મળશે અને આ-

ટલી ઉમર જીવશે તે જાણવાને માટે આપણા શાસ્ત્રકારોએ સામુદ્રિક શાસ્ત્ર બનાવ્યું છે અને તે ઉપરથી પણ ભવિષ્યકાળની જીંદગીનો હેવાલ જોઈ શકાય છે.

વળી અમુક કામ થશે કે કેમ તે બાબત સ્વરોદયશાસ્ત્ર તથા રમળશાસ્ત્ર ઉપરથી પણ આગળથી જાણી શકાય છે.

ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળની હકીકત જાણવાની દરેક માણસને ફરજ છે અને તે જાણવા માટે આ પ્રમાણે જ્યોતિષશાસ્ત્ર, સામુદ્રિક અને રમળશાસ્ત્ર પણ જાણવું જ જોઇએ.

આપણાં શાસ્ત્રો સંસ્કૃતમાં લખાયલાં હોવાથી ઘણાજ થોડા માણસો તેનો લાભ લઇ શકે છે અને ઘણા માણસો તેનાથી અજ્ઞાન રહી દુઃખી થાય છે.

વળી ઘણા માણસો જ્યોતિષ એ ઢોંગ અને વહેમ છે એમ સમજી તેથી થતા લાભો ખોઇ બેઠા છે ત્યારે બીજી પ્રજાએ આપણા શાસ્ત્રોનો લાભ લઈ તે ખરાં છે એમ માની તેનાથી પોતાની ઉન્નતિ સાધવા માંડી છે.

માટે દરેક માણસે જો સુખી થવું હોય તો આ જ્યોતિષશાસ્ત્ર માનવુંજ જોઇએ અને જાણવુંજ જોઇએ.

જ્યોતિષ વિગેરે શાસ્ત્રો એકજ પુસ્તકમાં ગુજરાતીમાં નહિ હોવાથી અને જે છે તે છુટક જુદા જુદા વિષયોમાં જુદાં જુદાં પુસ્તકારૂપે હોવાથી તે શાસ્ત્રનો લાભ ઘણા માણસો લઇ શકતા નથી અને તેથી આ વિદ્યાના અજ્ઞાનથી અંધકારમાં ભટક્યાં કરે છે.

વળી આ જ્યોતિષશાસ્ત્ર કે જે હંમેશાં બ્રાહ્મણોએ તો શીખવુંજ જોઇએ કારણ કે આજકાલ દરેક માણસ એમ જાણે છે કે જ્યોતિષ તો બ્રાહ્મણો જાણે માટે ચાલો બ્રાહ્મણોને પુછીએ, પણ કેટલાક બ્રાહ્મણો તો સંસ્કૃત જ્ઞાનના અભાવે આ વિદ્યાથી અજ્ઞાનજ રહેલા હોય છે. તો તેઓને પણ આ વિદ્યાના અજ્ઞાનથી પોતાને દુઃખ પડે છે એટલુંજ નહિ પણ ઘણા બ્રાહ્મણો કે જે પોતાની આજીવકા પોતાના યજમાન કાર્ય (ગોરપદુ) કરાવી ચલાવે છે, તેમને તો આ વિદ્યાના અજ્ઞાનથી પોતાની આવકમાં મોટું નુકશાન થાય છે અને વળી 'આ મહારાજને કશું આવડતું નથી.' એમ કહી કેટલાક માણસો વગોવે છે તેથી તેમની પ્રતિષ્ઠાને પણ ખામી લાગે છે.

આથી આ વિદ્યાનો દરેક માણસ લાભ લઈ સુખી થાય તેમજ પોતાના તથા પારકાના ભવિષ્યમાં બનવાના સર્વ પ્રસંગોનું આ પુ-

સ્તક ઉપરથી જ્ઞાન મેળવી પોતે દુઃખથી બચે અને બીજાને બચાવે તેટલાજ માટે આ પુસ્તક કે જેમાં જ્યોતિષ શાસ્ત્ર, સામુદ્રિક શાસ્ત્ર અને રમળશાસ્ત્ર વિગેરે આવી જાય છે, તે બનાવવાની જરૂર પડી છે.

આ પુસ્તક અથથી ઇતિ સુધી વાંચી તેનો અભ્યાસ કરી તે પ્રમાણે વર્તવાથી ભૂત, ભવિષ્ય, અને વર્તમાન કાળની તમામ હકીકત દરેક માણસ જાણી શકશે.

આ પુસ્તકનો દરેક માણસ લાભ લઇ સુખી થશે તો આ પુસ્તક લખવામાં લેખકને થયેલો તન, મન અને ધનની મહેનત તથા ખર્ચનો બદલો વળી જશે એમ માનવામાં આવે છે.

આ લેખક તરફથી જેમ જેમ એક પછી એક પુસ્તકો પ્રસિદ્ધ થતાં ગયાં અને તેનો સજ્જનો તરફથી જેમ જેમ યોગ્ય સત્કાર થતો ગયો તેમ તેમ તેને આ કાર્યમાં આગળ વધવાને હીમત આવતી ગઇ.

પ્રથમ સરવૈ રેવન્યુ અને ફોજદારી કાયદાનું જુથ અને ૧૯૦૪માં બહાર પાડયું અને તે એકદમ સજ્જનોમાં તેમજ રેવન્યુ ડીપાર્ટમેન્ટની પરીક્ષા આપનારા તલાટીઓ અને કારકુનોના હથીઆરરૂપ નીવડયું અને થોડાજ વખતમાં પહેલી આવૃત્તિ ખપી ગઇ અને બીજી આવૃત્તિ કાઢવાની જરૂર પડી, અને હર્ષની સાથે જણાવવામાં આવે છે કે તે બીજી અને ત્રીજી આવૃત્તિ પણ એટલી બધી જનસમુદાયમાં પ્રિય થઇ પડી કે તે પણ ખપી જવા આવી અને જેની થોડાજ વખતમાં ચોથી આવૃત્તિ કાઢવાની જરૂર પડી.

ત્યાર પછી સન ૧૯૦૯માં તમામ કાયદાનું એક પુસ્તક બનાવી, અને તેનો જનસમુદાયને લાભ આપી કાયદાના અજ્ઞાનથી લોકો ઉપર આવી પડતી આફતો અને સંકટોને દૂર કરવાનો વિચાર થયો, અને જે ઉપરથી તેણે કાયદાનો શિક્ષક યાને ફોજદારી રેવન્યુ અને દિવાની કાયદાનું જુથ નામનું પુસ્તક બનાવ્યું અને તે પણ પ્રજા સમુદાયમાં, વિદ્વાન અને અગ્રગણ્ય ગણાતા અમલદાર વર્ગમાં પણ એટલું બધું ઉપયોગી નિવડયું કે તેની બે હજાર કોપી કઢાવ્યા છતાં પણ ખપી ગયું અને જેથી ઘણુંજ થોડા સમયમાં તેની બીજી અને ત્રીજી આવૃત્તિ બહાર પાડવાની જરૂર પડી.

આ પ્રમાણે જેમ જેમ તેના પુસ્તકોનો સત્કાર થતો ગયો તેમ તેમ તેને આગળ અને આગળ વધવાની હીંમત આવી અને જેથી તે આજરોજ:—

ભવિષ્યવેત્તા—નામનું અત્યંત ઉપયોગી અને જ્યોતિષ શાસ્ત્રથી ભરપુર આ પુસ્તક આપના આગળ રજુ કરવા પ્રવૃત્ત થયો છે.

આ પુસ્તક બનાવવામાં મુખ્ય હેતુ એ છે કે;—દરેક માણુસ ભૂત, ભવિષ્ય અને વર્તમાનકાળની હકીકત આગળથી જાણી શકે અને તેથી ભવિષ્યમાં આવી પડનાર દુઃખોથી બચી સુખી થાય તથા આ જ્યોતિષ શાસ્ત્ર જેવી આખા શરીરમાં જેમ નેત્ર એ ઉપયોગની ઇંદ્રિય છે તેમ તમામ શાસ્ત્રમાં નેત્રરૂપ મહાન વિદ્યાનો પ્રચાર થાય અને દરેક માણુસ તેનો લાભ લઈ સુખી થાય એજ છે.

મુ. આણંદ જી. ખેડા.
શીતળા સપ્તમી શ્રાવણ કૃષ્ણપક્ષ
સંવત ૧૯૬૭
તા. ૧૬ માહે અગષ્ટ સન ૧૯૧૧

જેઠાલાલ દેવશંકર દવે.
પ્રસિદ્ધ કર્તા.

## બીજી આવૃત્તિની પ્રસ્તાવના.

પહેલી આવૃત્તિ ધાર્યા કરતાં થોડીજ મુદતમાં ખપી જવાથી અને લોકોમાં તે લોકપ્રિય થઇ પડવાથી આ બીજી આવૃત્તિ ઘણોજ વધારો કરી બહાર પાડી છે.

દરેક માણુસ આ એકલુંજ પુસ્તક પાસે રાખે અને તે ઉપરથી ભૂત ભવિષ્ય અને વર્તમાન કાળની હકીકત જાણી શકે એવો અમારો હેતુ છે, અને તેથી ભવિષ્ય જાણવાને માટે આર્ય જ્યોતિષ શાસ્ત્ર ઉપરાંત જૈન જ્યોતિષ તથા ઇંગ્રેજી વિદ્વાના જ્યોતિષ શાસ્ત્રનો પણ આ બીજી આવૃત્તિમાં સમાવેશ કર્યો છે, અને તે સર્વ મળી આ પુસ્તકનો અભ્યાસ કરી દરેક માણુસ અમને આશા છે કે માત્ર આ એકજ પુસ્તકના આધારે ભવિષ્યની વાત કહી શકશે.

બીજી આવૃત્તિમાં અંગ્રેજી જ્યોતિષ ઉપરાંત, સ્વપ્ન ઉપરથી, હસ્તાક્ષર ઉપરથી, પ્રશ્નાવલી ઉપરથી ભવિષ્ય જોવાની રીત, જન્મોતરી બનાવવાની રીત, વર્ષફળ બનાવવાની અને તે જોવાની રીત વિગેરે અનેક બાબતોનો વધારો કરવામાં આવ્યો છે અને તેથી તેની ઉપયોગિતામાં પણ વધારો થયો છે.

ભાગ્યોદય ઑફીસ.
અમદાવાદ.
ચૈત્ર કૃષ્ણ પ્રતિપદા—૧૯૭૧
તા. ૧—૪—૧૫.

જેઠાલાલ દેવશંકર દવે.
પ્રસિદ્ધ કર્તા.

# ત્રીજી આવૃત્તિની પ્રસ્તાવના.

દિવસે દિવસે હવે આપણા લોકોની આપણાં પુરાણાં, શાર અને વિદ્યાઓના તરફ અભિરુચિ વધતી જાય છે. પ્રથમ જ્યોતિ શાસ્ત્રને કેટલાક લોકો વ્હેમ યા તો ધતીંગ માનતા હતા અને તે લોકો હવે જ્યોતિષને માનવા લાગ્યા છે. જેથી આવા વખતમાં ર મારા તરફથી બહાર પડેલું આ ભવિષ્યવેતાનું પુસ્તક ઘણુંજ ઉપયો થઇ પડયું છે. એમ અમારા તરફ ઘણા સજ્જનોના આવેલા પત્રો તથા જોતજોતામાં તેની આવૃત્તિઓ ઉપર આવૃત્તિઓ ખપતી હોવા અમને લાગે છે.

આ પુસ્તકની આ આવૃત્તિમાં બીજી આવૃત્તિ કરતાં ઘણોજ સુધારે અને લગભગ દોઢો વધારો કર્યો છે. પ્રથમ આવૃત્તિમાં ૪૪ પ્રકરણ હતાં. જ્યારે આ આવૃત્તિમાં ૬૨ પ્રકરણોનો સમાવેશ કર્યો છે. જે જ્યોતિષના અનેક વિષયો ઉપરાંત મસ્તક વિજ્ઞાનશાસ્ત્ર, હિંદુ તહેવા વિગેરે અનેક બાબતોનો વધારો કરેલો છે. લડાઇ વિગેરેની મોંઘવારી કાગળો અને છપાઇ વીગેરેનું ખર્ચ વધુ આવ્યું છે તોપણ તેનો જ સમુહ છુટથી લાભ લે અને આપણાં સંસ્કૃત ગ્રંથોમાં પડી રહેલી ર અમૂલ્ય વિદ્યાનો વધુ ફેલાઓ થાય એ હેતુથી એની કીંમત મ તેમાં જેટલો વધારો કર્યો છે તે પુરતીજ વધારી છે. જે ગ્રાહકો ભારે નહિ પડે એમ અમારૂં માનવું છે.

આ પુસ્તક બનાવવામાં અમે ઘણા સંસ્કૃત ગ્રંથો ઉપરાંત હીં અને મરાઠી ગ્રંથો તેમજ કેટલાક ગુજરાતી ગ્રંથોનું દોહન કરેલું ં માટે અમે આ સ્થળે તેના મૂળ લેખકોના ઉપકાર માનવાની ર લઇએ છીએ. આ પુસ્તકમાં સમગ્ર જ્યોતિષશાસ્ત્રના વિષયો એ કરેલા છે અને તેને સ્હેલીરીતે સમજણ પડે તેવી રીતે વ્યવસ્થિ ગોઠવેલા હેવાથી જે સાધારણ ગુજરાતી ભણેલો માણસ શરૂઆત તે છેક છેવટ સુધી ધ્યાનપૂર્વક આ પુસ્તક વાંચીને મનન કરશે તે જ્યોતિષવિદ્યામાં પારંગત થયા વગર રહેશે જ નહિ.

અને જેમ જેમ ઘણા માણસો આ વિદ્યાનો લાભ લેઇ સુ થતા જશે તેમ તેમ અમને વધુ સંતોષ થશે અને હાલ જે ઘ ગોરપદુ કરનારા બ્રાહ્મણ વર્ગના માણસો કે જે જ્યોતિષશાસ્ત્ર છે, તે પણ જાણતા નથી અને સાધારણ દેખાવ પુરતું ટીપણું ક્રા

કશા—મહુરત--માટે ગમે તેને ગમે તેમ જવાબ આપે છે તેઓ જો આ પુસ્તક ઉપરથી—વાંચી સમજી બરાબર જ્યોતિષ વિદ્યા શીખી તે પ્રમાણે અન્યના મનને સંતોષ આપશે તો અમે અમારી લીધેલી મહેનતનો યોગ્ય બદલો મળ્યો છે એમ માનીશું.

પુના, કલકત્તા, મદ્રાસ વિગેરે ઘણા સ્થળના માણસો આ પુસ્તકના આધારે સામુદ્રિક શાસ્ત્રમાં અને ભવિષ્યની વાત કહેવામાં કુશળ થયા છે તેમના પત્રો અમને મળ્યા છે અને તેથી અમને સંતોષ થયો છે તેવી રીતે એકએક માણસ આ પુસ્તકનો લાભ લઇ આ સાચા વિદ્યાનો અનુભવ મેળવી સુખી થશે તો અમે અમારી મહેનત સાર્થક થઇ છે એમ માનીશું.

આ આવૃત્તિમાં વાંચનારને વધુ સમજ પડે માટે પંજાનો, મસ્તકનો વિગેરે બ્લોકસ મુકી તેને સચિત્ર કર્યું છે અને તેથી લોકોને સારો લાભ થશે એમ મારૂં માનવું છે.

મારા તરફથી પ્રસિદ્ધ થતા ભાગ્યોદય માસીક તેમ જ અન્ય પુસ્તકો ( કાયદાનો શિક્ષક. ધનવાન ચરકસંહિતા વિ. ) ઉપર જનસમાજનો વધુ ભાવ થતો હોઇ મારી કૃતિથી તેમને સંતોષ થતાં તેનો વધુ ફેલાવો થાય છે. તે જોઇ હું મારી લીધેલી મહેનતનો યોગ્ય બદલો મળ્યો એમ સમજું છું.

પરમાત્મા તમને આવી વિદ્યાપ્રાંત અભિરુચિ પ્રકટાવો એવી પ્રાર્થનાપૂર્વક વિરમું છું.

ભાગ્યોદય ઑફીસ
અમદાવાદ.
તા. ૧૬—૩—૧૯૧૯
સંવત ૧૯૭૫ ફુતાગની

જેઠાલાલ દેવશંકર દવે.
ગ્રંથકર્તા.

---

# ચોથી આવૃત્તિની પ્રસ્તાવના.

આ પુસ્તકની ત્રીજી આવૃત્તિ ખપી જતાં આ પુસ્તક ઘણાજ સુધારા વધારા સાથે બહાર પડવાની જરુર પડી છે. આ પુસ્તકની થોડાજ વખતમાં એક પછી એક એમ ચાર આવૃત્તિ ખપી જવાથી તેની ઉપયોગીતાની વાચકોને ખાત્રી થઇ જ હશે.

આ વખતે તેમાં ઘણોજ ફેરફાર કરી ઘણો સુધારો વધારો કર્યો છે. જ્યોતિષના કેટલાક નવા વિષયો ઉમેર્યા છે. તેમ

સામુદ્રિક શાસ્ત્રમાં ઘણોજ ફેરફાર કરી ઘણો વધારો કર્યો છે. અને તે ઉપરાંત આ આવૃત્તિમાં મુખલક્ષણ શાસ્ત્રનો વિષય ખાસ નવો ઉમેર્યો છે. જેમ બને તેમ આ પુસ્તક ઉપરથી મનુષ્ય પોતે જાતેજ જ્યોતિષના સર્વ વિષયો શીખી શકે, જ્યોતિષનો ધંધો કરી શકે. સામુદ્રિક રીતે હસ્ત પરીક્ષાથી, મુખલક્ષણ અને મસ્તક વિદ્યાનથી મુખ અને માથુ જોઇ તેનું ભવિષ્ય કહી શકે તે હેતુથી આ પુસ્તકમાં ઘણા ઉપયોગી વિષયોનો સમાવેશ કર્યો છે.

અમે ખાત્રીથી કહીએ છીએ કે આ એકજ પુસ્તક ઉપરથી જો કોઇ પણ મનુષ્ય જ્યોતિષનો ધંધો કરવા ધારશે તો તે ઉત્તમ જ્યોતિષી, ખરો ભવિષ્યવેતા અને સામુદ્રિક શાસ્ત્રી થઇ શકશે આ પુસ્તક ઉપરથી ઘણા મનુષ્યોએ આ વિદ્યાનો અભ્યાસ કરી સારા પૈસા અને સારી પ્રતિષ્ટા મેળવી છે. અને તેમણે અમારા આગળ આ પુસ્તકની ઉત્તમ પ્રશંસા કરી છે. એ પ્રમાણે ગમે તે મનુષ્ય આ પુસ્તકનો અભ્યાસ કરી જો ઉત્તમ ભવિષ્યવેત્તા બની શકશે તો તેને જણાશે કે પુસ્તકની કિંમત તેણે મેળવેલી વિદ્યા કરતાં ઘણીજ જુજ છે.

આ પુસ્તકની ત્રીજી આવૃત્તિ ખપી ગયાને ૭ માસ થયા પછી આ ચોથી આવૃત્તિ બહાર પડી છે. તેમાં વિલંબ થવાનું કારણ એ હતું કે, આ વર્ષમાં મારા તરફથી હિંદુસ્તાનની તીર્થયાત્રા. ત્રીકાળદર્શકદર્પણ. અને સ્ત્રીહિતશિક્ષક, એ ત્રણ નવાં પુસ્તકો બહાર પાડવામાં લખવામાં અને છપાવવામાં ઘણો સમય લાગ્યો હતો. તે પછી ધનવાન પુસ્તકની ચોથી આવૃત્તિ નવેસરથી સુધારી ફરી છપાવવામાં હું રોકાયો હતો એટલે વિલંબ થયો હતો. વળી તે દરમીયાન ત્રીકાળદર્શકદર્પણ પુસ્તક લોકોમાં એટલું બધુ ઉપયોગી થઇ પડયું કે તેની માત્ર ૭ માસમાં જ પ્રથમ આવૃત્તિ ખપી જવાથી તેમાં ફરી નવેસરથી ઘણોજ ફેરફાર કરી તેની બીજી આવૃત્તિ છપાવવામાં પણ સમય ગયો હતો અને તેજ કારણોને લઇ આ પુસ્તક છપાવવામાં વિલંબ થયો હતો. છતાં આ પુસ્તકમાં ઘણોજ ફેરફાર કરી તેની આ ચોથી આવૃતી બહાર પાડી છે. જે જનસમુદાયને વધુ ઉપયોગી થઇ પડશે એવી આશા છે.

તા. ૬—૯—૧૯૨૨.
ભાદ્રપદ શુકલપૂર્ણિમા
સંવત ૧૯૭૮.

જેઠાલાલ દેવશંકર દવે
ભાગ્યોદય ઑફીસ અમદાવાદ.

# અનુક્રમણિકા.

## પ્રકરણ ૪ થું.

## પ્રકરણ ૫ મું.



## પ્રકરણ ૬ ઠું.

વિષય. પૃષ્ટ.

## પ્રકરણ ૭ મું.



## પ્રકરણ ૮ મું.



## પ્રકરણ ૯ મું.



## પ્રકરણ ૧૦ મું,



## પ્રકરણ ૧૧ મું.



## પ્રકરણ ૧૨ મું.

## પ્રકરણ ૧૩ મું.



## પ્રકરણ ૧૪ મું.

**વિષય.** **પૃ.**

### પ્રકરણ ૪૪ મું



### પ્રકરણ ૪૫ મું

વિષય પૃષ્ટ

વિષય પૃષ્ઠ

## પ્રકરણ ૭૩

### રમળશાસ્ત્ર



---

## શુદ્ધિ પત્ર.

પાન ૯૮ માં બીજી લીટીમાં " લોઢાને પાયે પનોતી બેસે " એમ છે તેને બદલે " ત્રાંબાને પાયે પનોતી બેસે " એમ સુધ રવું. તે લીટી નીચે નીચે પ્રમાણે પેરો વધારવો.

લોઢાને પાયે પનોતી બેસે તે—જે જન્મરાશીથી જે દિવસે શની બદલાય તે દિવસના ચંદ્રની રાશી સુધી ગણતાં ચોથો, આઠમો અને બારમો ચંદ્ર આવે તો લોઢાને પાયે પનોતી બેઠી એમ સમજવું

પાન ૧૦૫ " મહાદશાઓનું ફળ " છે તેની ઉપર પ્રકરણ ૧૩ જોઇએ.

# ભવિષ્યવેત્તા

## અને

# ભવિષ્ય જાણવાની વિદ્યા.

### આ પુસ્તક માટે સજ્જનો શું કહે છે ?

**મુંબઇથી હોરમસજી કા. દમણીઆ** લખે છે કે: આપનું ભવિષ્યવેત્તા પુસ્તક ધ્યાનથી વાંચ્યું. પુસ્તક ઘણુંજ કામનું થઇ પડશે એમ હું ઇચ્છું છું.

મુંબાઇથી બાલુભાઇ સુખલાલ લખે છે: આપનું ભવિષ્યવેત્તા પુસ્તક અમને ઘણુંજ ઉપયોગી થઈ પડયું છે.

**ડભોઇથી મંગળભાઇ હાથીભાઇ દેશાઇ** લખે છે કે: ભવિષ્યવેત્તા વાંચી જોતાં જણાય છે કે તેમાં ચાલુ કાળને જોઇ મનુષ્યના અનુકુળ પડે તેવી રીતે જ્યોતિષ વિદ્યાનું સ્વરૂપ વર્ણન કરવામાં આવેલું છે તેથી સજ્જનોને જ્યોતિષનું જ્ઞાન સંપાદન કરવા અતિ ઉપયોગી છે આશા રાખું છું કે ધર્મ જીજ્ઞાસુ સજ્જનો ગ્રંથકર્ત્તાને ઉત્તેજન આપશે.

**રાણપોરથી વીઠલજી લખમીચંદ** લખે છે: આપના તરફથી ભવિષ્યવેત્તાનું પુસ્તક આવ્યું તે વાંચી જોતાં આપે ઘણો શ્રમ લઇ સંતોષકારક બનાવેલું છે. આર્યભૂમિમાં આપ જેવા વિદ્વાન પુરુષોના શ્રમથી આર્ય લોકોને ઘણો લાભ થયો અને થશે એમ આશા રાખીએ છીએ.

**વીરમગામથી વૈદ્ય ઉમીયાશંકર બાપુભાઇ** લખે છે કે: ભવિષ્યવેત્તા વાંચી જોતાં જ્યોતિષવિદ્યાના અભ્યાસી, જ્યોતિષ જોનાર બ્રાહ્મણો અને જ્યોતિષ વિદ્યાને માન આપનાર કોઇ પણ સજ્જનને આ પુસ્તક અતિ ઉપયોગી છે એમ મારૂં માનવું છે.

**ધોલકાથી સૈયદ ફેજુમીયાં દાઉદમીયાં** લખે છે કે: આપનું ભવિષ્યવેત્તા અમોને ઘણું ઉપયોગી થઇ પડયું છે. હું મુસલમાન છું તોપણ બ્રાહ્મણ કરતાં સારૂં કામ આપના ભવિષ્યવેત્તાના પ્રતાપથી કરી શકું છું. મેં મારા મિત્રોનાં કામ ભવિષ્યવેત્તા ઉપરથી કરેલાં છે. મેં તેની નજુમની કીતાબની બરોબરી કરી હતી તે જોતાં તે ખરી નજુમ છે. હું તેના ઉપરથી જે જે કામ કરૂં છું તે સાચાં અને ખરાં થાય છે. આપનો જેટલો ઉપકાર માનું તેટલો ઓછો છે. અપીનકૈ તને ધન્યવાદ આપું છું.

કોડીનારથી શીવશંકર દયારામ લખે છે: આ પુસ્તક ઉપરથી ભવિષ્યની વાત જાણી શકાય છે. તેને કામદુર્ગા ગાય કહી શકાય.

ઘોઘાબંદરથી શા. જયન્તીલાલ દુર્લભદાસ લખે છે: આપનું ભવિષ્યવેત્તા વાંચી તેમાંના ઘણા પ્રશ્નો અમે ધારેલા કામ પ્રમાણે ઘણા ઉપયોગી થઇ પડયા છે. મેં મારા મિત્રના છોકરાની જન્મોતરી આ પુસ્તક ઉપરથી કરી તો તે સર્વે વાતે સિદ્ધ અને બરોબર છે.

ભવિષ્યવેત્તા—લીંબડીથી શુકલ ચુનીલાલ શામજી લખે છે. ભવિષ્યવેત્તા પુસ્તક પહોંચ્યું. તે વાચ્યું તો ઘણુંજ ઉપયોગી તથા સારૂ છે.

---

બાબરાથી ઠક્કર ગીરધરલાલ નરસીદાસ લખે છે: આપનું ભાગ્યોદય વાંચી મને ઘણોજ આનંદ થયો છે અને મને ઘણુંજ પ્રિય લાગ્યું છે આ સાથે એક ગ્રાહક કરી મોકલ્યું છે અને એવાં ઘણાં ગ્રાહકો વધારી આપી ભાગ્યોદયનો આભારી થઇશ.

ગોધરા ગવર્નમેન્ટ એગ્રીકલચર સ્કુલના માસ્તર માધવસિંહ એન. સોલંકી લખે છે: આપનું ભાગ્યોદય માસીક વાંચતાં શ્રાન્ત મનને પણ શાન્તિ મળે છે. તેમાંના લેખો અને વૈદક સંબંધીના ચર્ચાતા વિષયો તે ખરેખર પ્રજા વર્ગમાં વધુ પ્રમાણમાં માનનીય નીવડશે એમ આશા રાખું છું. આ માસીક દરેક મનુષ્યે અવશ્ય વાંચવું એ લાભદાયક છે એવું મારૂં ચોક્કસ માનવું છે. દિનપ્રતિદિન એવા પણ વધુ સારા લેખો પ્રકટ કરવામાં પ્રભુ આપને સહાયક નીવડે એવું ઇચ્છું છું.

ધનવાન—રાધનપુર એચ. બી. દસાડીઆ લખે છે. ધનવાનમાં બતાવેલાં કેટલાક ઉપાયોમાં હું સારી રીતે ફતેહમંદ પામ્યો છું

ચીમકાણાથી અબ્દુલસત્તાર ઇબ્રાહીમજી લખે છે કે આપના ધનવાન પુસ્તકથી મને સારો લાભ થયો છે. આ હિસાબે તેની કીંમત રૂ. ૨૫ રાખી હોત તોપણ ઓછીજ હતી. ગરીબ વર્ગને માટે આ પુસ્તક ઘણુંજ લાભદાયક છે. અને તેથી આ પુસ્તક ખરીદવા દરેકને મારી ભલામણ છે.

આ સિવાય ઘણા અભિપ્રાયો મળેલા છે જે સ્થળ સંકોચથી આપી શકયા નથી.



# ભવિષ્યવેત્તા

## અને

## ભવિષ્યજાણવાની વિદ્યા.

---

### અથમંગલમ.

સર્વ પ્રાણી માત્રનો નિભાવ કરનાર, સર્વ પ્રાણીમાત્રમાં વ્યાપક રહી સર્વનું શુભ કરનાર એવા સર્વજ્ઞ અને સર્વશક્તિમાન પરમાત્મા કે જે અખંડ આનંદઘન રહી દરેક પ્રાણીમાત્રનું દરેક પ્રકારે હિત કર્યાજ કરે છે તે પરમાત્માને આ શુભ કાર્યના આરંભમાં આ ભવિષ્યજાણવાની વિદ્યાનો ફેલાવો થવા સારૂ હું અનેકવાર પ્રણામ કરૂં છું.

---

## પ્રકરણ ૧ લું.

---

### ઉદ્દેશ અને સમજુતિ સાથે પ્રવેશ.

---

ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળમાં શું બન્યું છે, શું બને છે અને હવે પછી શું બનશે એ વિદ્યા જાણવાનું સાધન આપણા પૂર્વજોએ મોટા વિસ્તારથી તેમના ગ્રંથોમાં રચેલું છે, પણ હાલમાં તેનો બીલકુલ અભાવ થઇ ગયો છે. મતલબ કે પારકું એટલું ખરૂં અને પોતાનું એ ખોટું એવા સ્વભાવના કેટલાક માણસો આ ભૂત, ભવિષ્ય અને વર્તમાનકાળમાં શું બન્યું છે. બનશે અને બને છે તે જે

વિદ્યાથી જાણી શકાય તે વિદ્યાને ખોટી માનવા લાગ્યા તથા તેના ઉપરથી શ્રદ્ધા ઓછી થઇ ગઈ. તેમજ બ્રાહ્મણોને પેટ ભરવાનાં સાધન તરીકે આ વિદ્યા ગણાવા લાગી. અને જેથી કરીને આ વિદ્યાનો જોઇએ તેવો પ્રકાશ થઈ શક્યો નહિ. પણ જ્યારે પાશ્ચાત્ય પ્રજાએ આ વિદ્યાનું શોધન કર્યું અને તેપણ આ વિદ્યા માનવા લાગ્યા ત્યારે આપણામાં જેઓ આ વિદ્યાપ્રતિ અશ્રદ્ધા ધરતા હતા તેઓ પણ આ વિદ્યા તરફ લક્ષ આપવા લાગ્યા છે.

આમ હોવાથી આપણા પૂર્વજોએ મહામહેનત કરી સંપાદન કરેલી વિદ્યા એમને એમ પાનાં પોથાંમાં જ સંસ્કૃત ગ્રંથોમાં પડી રહી અને પ્રજા સમક્ષ જોઇએ તેવી પ્રકાશમાં આવી શકી નહિ. અને તેથી આવી અત્યંત ઉપયોગી વિદ્યા કે જેમ આંધળાને આંખની જરૂર છે તેમ તેની દરેક માણસને જરૂર છે તેનો આપણે લાભ લઇ શક્યા નથી.

ભૂત, ભવિષ્ય અને વર્તમાનકાળની હકીકત જાણવાની વિદ્યા કે જેને આપણા શાસ્ત્રકારોએ જ્યોતિષવિદ્યા તરીકે વેદાદિ ગ્રંથોમાં વર્ણવેલી છે. તે વિદ્યાનો અધિક ફેલાવો કરવા તથા તે શીખી દરેક માણસ ધનવાન વા ગરીબ, તેમજ વિદ્વાન અગર અભણ તમામ તેનો લાભ લઇ શકે તેટલા માટે દરેક માણસ સમજી શકે તેવી સહેલી અને સરળ ગુજરાતી ભાષામાં તે વિદ્યાને આ પુસ્તકના રૂપમાં પ્રસિદ્ધ કરવામાં આવી છે.

જ્યોતિષશાસ્ત્ર ઉપરથી ભૂત, ભવિષ્ય અને વર્તમાનકાળની વાત જેમ દરેક માણસ હાથમાં દીવાવડે અંધારામાં જોઇ શકે છે તેમ હાલમાં જાણી શકે છે.

જ્યોતિષશાસ્ત્રને માટે કેટલાકને એમ લાગતું હશે કે આ શાસ્ત્ર ઉપરથી મનુષ્યની ભવિષ્યની વાત જોષીઓ શી રીતે કહી શકતા હશે ! પણ તેમાં આશ્ચર્ય જેવું કાંઇ નથી. સાધારણ પંચાંગ જોતાં ગુજરાતી ભણેલા માણસને આવડી શકે છે. તેવીજ રીતે આ પુસ્તકનો બરોબર ધ્યાન આપી અભ્યાસ કરવાથી મનુષ્યના ભવિષ્યની વાત તે કહી શકે તેમ છે; પંચાંગમાં-સંવત, શક એમ વર્ષની સંખ્યા આવે છે. વિક્રમના શકને સંવત કહેવાય છે અને શાલીવાહનના શકને શક કહેવામાં આવે છે. આ સંવત્સર અને શક કાઢવાની રીત આગલા પ્રકરણમાં બતાવવામાં આવી છે. સંવત્સર ૬૦ છે અને દરેકનાં જુદાં

જુદાં નામ અને તે દરેક સંવત્સરનાં ફળ પણ પાછળ બતાવવામાં આવ્યાં છે. તે ઉપરાંત પંચાંગમાં મહીના આવે છે તે પછી વાર તિથિ, તે તિથિ કેટલા વખત સુધી તે દિવસે છે તે જાણવા માટે તેની ઘડી અને પળ પણ પંચાગમાં છાપવામાં આવે છે, તે પછી નક્ષત્ર આપવામાં આવે છે, નક્ષત્ર ૨૭ છે,અને તેની હકીકત આગલા પ્રકરણમાં આવે છે. નક્ષત્ર તે દિવસે કેટલા ઘડી અને પળ છે તે પણ પંચાંગમાં છાપેલું હોય છે. તેજ પ્રમાણે ૨૭ યોગ, ૧૧ કરણ, અને તેની ઘડી પળ પંચાંગમાં આપેલાં હોય છે. તે પછી તે દિવસે કયો ચંદ્ર છે અને તે કેટલી ઘડી તે પણ પંચાગમાં આપેલું હોય છે. એક ચંદ્રમા ૨॥ દિવસ સુધી કાયમ રહે છે. પછી બીજો બદલાય છે. તે દિવસે કયું નક્ષત્ર છે તે ઉપરથી કયો ચંદ્રમા તે દિવસે છે તે જોઈ શકાય છે. આ હકીકત પંચાંગમાં આપેલી હોય છે.

બાળકનો જન્મ જે દિવસે થાય તે દિવસે તે ટાઇમે કયો વાર તિથી, નક્ષત્ર, યોગ, કરણ અને ચંદ્રમા છે તે માણસ સ્હેલથીજ પંચાંગમાં જોઇ કહી શકે છે, તે દિવસે જે ચંદ્રમા હોય તે ઉપરથી બાળકનું નામ ગમે તે માણસ, આગળ નામ પાડવાની રીત બતાવી છે તેમાં જોઇ પાડી શકે છે. તેમજ તે તે તિથી, નક્ષત્ર, યોગ, કરણ અને ચંદ્રમામાં જન્મવાથી તે માણસ ભવિષ્યમાં કેવો નીવડશે તે આગલા પ્રકરણમાં જોઇ ગમે તે માણસ કહી શકશે.

હવે તે દિવસે ગ્રહો અને રાશિઓ કઇ, કયે સ્થાને છે તે જાણવાનું સાધારણ રીતે કઠણ પડે તેમ છે. પંચાગમાં શુદી અને વદીની બે કુંડળીઓ આપેલી હોય છે. તે ઉપરથી જન્મ વખતે સુદમાં કે વદમાં કયો ગ્રહ, કઇ રાશીમાં કેટલા અંશે છે તે આગલા પ્રકરણમાં બતાવ્યા પ્રમાણે ગણત્રી કરીને કાઢવું જોઇએ. તેમજ જન્મ વખતે કયું લગ્ન છે એટલે લગ્ન કઇ રાશીનું છે અને તે રાશીમાં કયો ગ્રહ કેટલે અંશે હોય છે તે પણ ગણત્રી કરી કાઢવું. અને તે પછી એક કુંડળી બનાવી આગળ બતાવ્યા પ્રમાણે રાશી અને ગ્રહોના આંકડા ગોઠવવા રાશીમાં પડેલા તે ગ્રહનું ફળ તે દિવસે જન્મેલા માણસને કેવું આપે તે હકીકત આગળના જન્મકુંડળીના ફળની હકીકતમાં જોઇ કહી શકાય છે.

આવી રીતે તે માણસ જે દિવસે જન્મે છે તે જે ઘડીપળે તેનો જન્મ થયો હોય તે ઘડી પળ તો દરેક માણસ સ્હેલથી જોઇને

કાઢી શકે છે- તે ઘડી પળે કયો ચંદ્રમા હતો તે પણ પંચાંગમાંથી જોઈ તેનું ફળ કહી શકે છે ને બાળકનું નામ પણ પાડી શકે છે. હવે તે ઘડીપળે કયું લગ્ન હતું તે કામ જરા કઠિન છે તોપણ અભ્યાસ કરનારને સહેલું જણાશે. જે રાશીનું લગ્ન આવે તે રાશીનો આંક જન્મકુંડળીના પહેલા સ્થાને મૂકવાનો છે અને તે પછીના આંક જન્મકુંડળીના બીજા ખાનાથી બારખાના સુધી ગોઠવી દેવા. પછી તે રાશીમાં કયો ગ્રહ કેટલા અંશે છે તે નક્કી કરી, તે તે રાશીના આંકડાવાળા ખાનામાં જન્મકુંડળીના ગ્રહો ગોઠવવા. તે જન્મકુંડળી ઉપરથી માણસનું ભવિષ્ય જોઈ કહી શકાય છે. અને અભ્યાસ કરતાં સાધારણ ગુજરાતી ભણેલો માણસ પણ સ્હેલથી જન્મકુંડળી બનાવી શકે અને જોઈ શકે તેમ છે. તેમાં કઠિન કાંઈ નથી.

૨ કયું કામ કયા વખતે કરવું તે વખત નક્કી કરવો તેને મુહૂર્ત યાને મહુરત કહે છે. તે પણ પંચાંગ ઉપરથી આગળ બતાવેલા મહુરતના પ્રકરણમાં જોઈ નક્કી કરી શકાય છે. તે રીત પણ આ પુસ્તકમાં આપેલી છે. જેથી ગમે તે કામનું મહુરત સાધારણ ગુજરાતી ભણેલો માણસ પણ નક્કી કરી શકશે.

૩ ભવિષ્યમાં શું બનશે તે હકીકત માણસના હાથપગની રેખાઓ અને ચિન્હો જોઈને પણ માણસ કહી શકે છે, તે શાસ્ત્રનું નામ સામુદ્રિકશાસ્ત્ર છે. તેનું પણ આ પુસ્તકમાં વિસ્તારથી વિવેચન કરેલું છે એટલે સાધારણ માણસ પણ પોતાનો કે પારકાનો હાથ જોઈ, તે હાથમાં આવેલી રેખાઓ, કપાળ ઉપરની રેખાઓ, તલ, ચિન્હો, વિગેરે જોઈ તે માણસને ભવિષ્યમાં સુખ દુઃખ કેવું પડશે તે જોઈ કહી શકશે.

૪ વળી સામુદ્રિક શાસ્ત્રની માફક મસ્તક વિજ્ઞાન શાસ્ત્ર ઉપરથી માણસના માથામાંનો ઘાટ, કપાળ, મુખ, બોચી, વિગેરે ભાગ ઉપસેલા, બેઠેલા વિગેરે હાથવતી જોઈ તે માણસની કઈ કઈ શક્તિઓ વધુ ખીલી શકશે તે ભવિષ્યમાં કેવો પુરુષ થઈ શકશે તે દરેક માણસ જોઈ શકશે. તેમજ મુખલક્ષણ વિદ્યા એ પ્રકરણ આ આવૃત્તિમાં નવું ઉમેરવામાં આવ્યું છે. અને તેથી આ ભવિષ્યજાણવાની વિદ્યાના ઉપયોગમાં વધારો થશે એમ અમારૂં માનવું છે.

તેજ રીતે સ્વરોદયશાસ્ત્ર—નાડી—યાને સ્વર જોઈ કોઈ પ્રશ્નનો

ઉત્તર આપવાની વિદ્યા, રમલશાસ્ત્ર, વરસાદ વરસશે કે કેમ તથા કેવું વરસ આવશે તે જોવાની વિદ્યા વિગેરે અનેક વિદ્યાઓ સાધારણ માણસ સમજી શકે તે પ્રમાણે આ પુસ્તકમાં આપવામાં આવી છે.

જ્યોતિષની હકીકત પંચાંગ ઉપરથી તમામ નીકળી શકે છે. અને જેથી અભ્યાસ કરનારને આ વિષય ઘણો સ્હેલો જણાશે.

આ પુસ્તકમાં જ્યોતિષશાસ્ત્ર, સામુદ્રિકશાસ્ત્ર, મસ્તકવિજ્ઞાનશાસ્ત્ર, રમળશાસ્ત્ર અને બીજાં જ્યોતિષનાં પુસ્તકો ઉપરથી ભૂત, ભવિષ્ય અને વર્તમાનકાળમાં શું શું બનશે, બન્યું છે અને બને છે તે જાણવાની વિદ્યા લખવામાં આવી છે.

આકાશમાં આવેલા ગ્રહો અને સૂર્યની રાશી ઉપરથી ભવિષ્યમાં શું શું બનશે તે જોઇ શકાય છે. અને તે નિચે પ્રમાણે પ્રકરણવાર સમજાય તેવી ભાષામાં લખવામાં આવ્યું છે.

જ્યોતિષ વિગેરે ગ્રંથોમાં કાળની ગણત્રી કરવામાં સૂર્ય ઉપર મુખ્ય આધાર રાખવામાં આવે છે.

અમુક માણસને કઇ દિનદશા, મહાદશા, ચાલે છે તે ઉપરથી, તેની જન્મ વખતે કરાવેલી જન્મોતરી ઉપરથી, હસ્તાદિઅવયવો ઉપર આવેલી રેખાઓ ઉપરથી પ્રશ્નકુંડળી ઉપરથી, હસ્તાક્ષરો ઉપરથી અને રમળશાસ્ત્રાદિ ગ્રંથો પ્રમાણે ગણત્રી કરવાથી ભવિષ્યમાં શું શું બનશે, સુખ મળશે કે દુઃખ તે જાણી શકાય છે.

કોઇપણ કામ કરતા પહેલાં કયે વખતે તે કામનો આરંભ કરવાથી તે સિદ્ધ થશે તે જાણવા માટે મૂહુર્ત જોવાની જરૂર છે અને તેથી મૂહુર્ત જોઇ તે પ્રમાણે તે દિવસે તેનો આરંભ કરવાથી લાભ થાય છે.

આ વિગેરે ભવિષ્યમાં શું બનશે તે જાણવાની વિદ્યા આ પુસ્તકમાં પ્રકરણવાર આપવામાં આવી છે. દરેક માણસે આ પુસ્તકને પ્રથમ પ્રકરણથી જ બરોબર વિચારપૂર્વક વાંચી મનન કરવાથી તેમાં તેને બરોબર સમજણ પડશે. અને આવા જ્યોતિષ જેવા ગહન વિષયને પણ તે બરોબર રીતે સમજી શકશે.

સાધારણ ગામોટ–પણું–ગોરપદુ કરનાર બ્રાહ્મણો કે જે વગર ભણ્યે, ધન, મકર ને કુંભ કરે છે તે જો આ પુસ્તકનો વિચારપૂર્વક અભ્યાસ કરશે તો તેમને ઘણો સારો લાભ મળશે અને પ્રતિષ્ટા પણ વધશે.

આ પ્રમાણે આ પુસ્તકથી જનસમુદાયને સંસ્કૃત ભાષામાં જ પડી રહેલી આ વિદ્યાનો સારો લાભ મળશે એવી અમને આશા છે.



## પ્રકરણ ૨ જું.

પંચાંગને લગતી હકીકત અને તેમાં આવતા સંવત્સર, શાક, ઋતુ, અયન, માસ, પક્ષ, તિથી, વાર, રાશી, ગ્રહ, નક્ષત્ર, યોગ, કરણ, ચંદ્રનાં નામ અને તે જોવાની તથા ગણતરી કાઢવાની રીત.

## જ્યોતિષના વિષયની હકીકત.

### ૧ જ્યોતિષશાસ્ત્રમાં કાળની ગણત્રી સુર્યની ગતિ ઉપરથી જણાય છે.

આપણા જ્યોતિષશાસ્ત્રમાં ગણિતશાસ્ત્રમાં " સૂર્ય સિદ્ધાંત " વગેરે ગ્રંથોમાં કાળની ગણત્રી કરવામાં સૂર્યને મુખ્ય ગણેલો છે. અર્થાત્ આ સૃષ્ટિ ( જગત્ ) ના આરંભથી આજ સુધીમાં કેટલો વખત ગયો છે, તે સૂર્યની ગતિ ઉપરથી જાણી શકાય છે.

### ૨–છ પ્રકારના વર્ષના માનની સમજ.

કાળની ગણત્રી કરવામાં વર્ષના માન ૬ પ્રકારના કહ્યા છે. ૧ સૌર, ૨ ચાંદ્ર, ૩ સાવન, ૪ નાક્ષત્ર, ૫ દૈવ અને ૬ પૈત્ર.

૧ સૌરવર્ષ—સૂર્ય મેષરાશિના આરંભમાંથી નીકળીને ફરીથી બારે રાશિઓનો ભોગ કરીને મેષ રાશિના આરંભમાં જેટલા વખતમાં આવે, તેને ૧ સૌરવર્ષ કહે છે. વ્યવહારમાં વર્ષ, અયન, ઋતુ, અને ઉમર વગેરેની ગણત્રી સૌરવર્ષ ઉપરથી ગણાય છે.

૨ ચાંદ્રમાસ—આકાશમાં સૂર્યચંદ્રના યોગના અંતથી ફરી બીજી વખતે તેવાજ તે યોગનો અંત થાય, તેને એક ચાંદ્રમાસ કહે છે. વ્યવહારમાં મહિનાઓની ગણત્રી એ માસથી થાય છે.

૩ સાવનદિવસ—સૂર્યના એક દિવસના ઉદયકાળથી ફરી બીજા દિવસના સૂર્યોદયકાળ સુધીના વખતને સાવનદિવસ કહે છે. તેવા ૩૦ સાવન દિવસોનો એક સાવનમાસ થાય છે. એ સાવન દિવસો જનનાશૌચ (વૃદ્ધી) કે મૃતિકાશૌચ (સૂતક)ના દિવસોની ગણત્રીમાં અને વાર કે દિવસોની ગણતરીમાં ઉપયોગી છે.

૪ નાક્ષત્રદિવસ—એક નક્ષત્રના ઉદય વખતથી ફરી બીજી વખતે તેજ નક્ષત્રના ઉદય સુધીના વખતને એક નક્ષત્ર દિવસ કહેવાયછે.

૫ દૈવવર્ષ—સાર વર્ષના ૬ માસ (ઉત્તરાયણ) તે દેવતાઓનો દિવસ અને દૈત્યોની રાત્રી, તેમ જ તે પછીના ૭ માસ (દક્ષિણાયન) તે દેવતાઓની રાત્રી અને દૈત્યોનો દિવસ મનાય છે. તે ૩૬૦ સૌર વર્ષોનું એક દૈવવર્ષ મનાય છે.

૬ પૈત્રવર્ષ—ચાંદ્રમાસનો શુકલપક્ષ તે પિતૃઓનો દિવસ, કૃષ્ણપક્ષ તે પિતૃઓની રાત્ર મનાય છે. એમ ચાંદ્રમાસને એક પૈત્ર દિવસ માનેલો છે. તેવા ૩૬૦ ચાંદ્રમાસ અર્થાત ૩૦ ચાંદ્ર વર્ષોનું એક પૈત્ર વર્ષ કહેવાય છે.

સૂર્યસિદ્ધાંત પ્રમાણે એક સૌરવર્ષમાં ૩૬૫ દિવસ ૧૫ ઘડી ૩૧ પળ ૩૧ વિપળ અને ૨૪ પ્રતિવિપળ થાય છે. ગ્રહલાઘવ પ્રમાણે ૩૬૫ દિવસ, ૧૫ ઘડી, ૩૧ પળ અને ૩૦ વિપળ થય છે.

ચાંદ્રવર્ષમાં ૩૫૪ દિવસ થાય છે. સાવનવર્ષમાં ૩૬૦ દિવસ થાય છે, અને નાક્ષત્રવર્ષમાં ૩૬૬ દિવસ, ૧૫ ઘડી, ૩૧ પળ, ૩૧ વિપળ અને ૧૪ પ્રતિવિપળ થાય છે. દેવવર્ષમાં ૩૬૦ સૌરવર્ષ થાય છે અને પૈત્રવર્ષમાં ૩૬૦ ચાંદ્રમાસ થાય છે.

### ૩ કલ્પ અને મહાકલ્પની સમજણ.

આપણા ગણિતશાસ્ત્રમાં ગ્રહગણિત કલ્પના આરંભ કાળથી માનેલું છે, તે કલ્પ બ્રહ્માનો એક દિવસ મનાય છે. એ એક કલ્પમાં ૧૦૦૦ મહાયુગ અર્થાત ૧૪ મનુ વીતી જાય છે અને તેટલાજ ૧૦૦૦ મહાયુગોની અર્થાત બીજા કલ્પની બ્રહ્માની એક રાત્રિ માનેલી છે. તેવા ૩૬૦ અહોરાત્ર-( દિન રાત્ર ) નું બ્રહ્માનું એક વર્ષ અને તેવા ૧૦૦ વર્ષોનું બ્રહ્માનું આયુષ્ય માનેલ છે. તેને મહાકલ્પ કહે છે.

## ૪–યુગ, મહાયુગ અને મનુના આયુષ્યની સમજ.

૧—પ્રત્યેક મહાયુગમાં સત્ય ૧, ત્રેતા ૨, દ્વાપર ૩, અને કલિ ૪ એમ ચાર યુગો હોય છે. તેને યુગચરણ કહે છે, સૌથી નાનું યુગચરણ–કલિયુગ તે ૪,૩૨,૦૦૦ વર્ષનું છે. તેથી બમણું અર્થાત્ ૮,૬૪,૦૦૦ વર્ષોનું યુગચરણ દ્વાપરયુગ છે. ત્રણગણું અર્થાત્ ૧૨,૯૬,૦૦૦ વર્ષોનું યુગચરણ–ત્રેતાયુગ છે. ચારગણું અર્થાત્ ૧૭,૨૮,૦૦૦ વર્ષોનું યુગચરણ–સત્યયુગ છે. એ ચારે યુગ પોતાની સંધિઓ સાથે જાય ત્યારે એક મહાયુગ કહેવાય, એ પ્રત્યેક યુગ ચરણના ૧૨ મા ભાગને સંધિ કહે છે. તે પ્રમાણે સત્યયુગની સંધિના વર્ષ ૧.૪૪,૦૦૦, ત્રેતાયુગની સંધિના વર્ષ ૧,૦૮,૦૦૦, દ્વાપર યુગની સંધિના વર્ષ ૭૨,૦૦૦ અને કલિયુગની સંધિના વર્ષ ૩૬૦૦૦ એ આદિ અને અંતનાં સંધિ વર્ષોસહિત ચારેયુગોના વર્ષો ૪૩,૨૦,૦૦૦ થાય છે. તેને એક મહાયુગ કહે છે. તેવા ૭૧ મહાયુગોનો એક મનુ માનેલ છે.

૨—કલ્પના ૧૪ મનુઓનાં નામ—૧ સ્વાયંભૂ, ૨ સ્વારોચિષ, ૩ ઉત્તમ, ૪ તામસ, ૫ રૈવત, ૬ ચાક્ષુષ, ૭ વૈવસ્વત, ૮ સાવર્ણિ, ૯ દક્ષસાવર્ણિ ૧૦ બ્રહ્મસાવર્ણિ, ૧૧ ધર્મસાવર્ણિ ૧૨. રૂદ્રસાવર્ણિ, ૧૩ રૌચ્યસાવર્ણિ અને ૧૪ ભૌતિકસાવર્ણિ.

## ૫ ચાલતા કલ્પ (બ્રહ્માના દિવસ) માં ગએલા મનુ, યુગ, યુગચરણ એને તેના ગત વર્ષોની સમજ.

એ બ્રહ્માના આયુષ્યનુ પેહેલું પરાર્ધ ગયું અર્થાત ૫૦ વર્ષ ગયાં અને હાલ બીજું પરાર્ધ ચાલે છે. તે પરાર્દ્ધના પ્રથમ વર્ષના એટલે ૫૧ મા વર્ષના પ્રથમ દિવસના ૬ મનુઓ ગયા–અને સાતમા વૈવસ્વત મનુના ૨૮ મા મહાયુગનું કલિયુગ નામનું ચોથું યુગ-ચરણ ચાલે છે, અને કલિનાં ૫,૦૧૬ સારવર્ષ ગયાં. એકંદર ૧,૯૭,૨૯,૪૯,૦૧૬ આટલા ગયાં છે.

## ૬—કલિયુગમાં ચાલતા શકોની સમજ.

૧–કલિયુગમાં ૭ ચક્રવર્તી રાજાઓ થશે અને તેમના ૬ શક ચાલશે તેમાં ૧ ઈંદ્રપ્રસ્થના રાજા યુધિષ્ઠિરનો શક ૩૦૪૪ વર્ષ ચાલ્યો ૨ ઉજ્જયનના રાજા વિક્રમનો શક—સંવત્ હાલ ૧૯૭૮ ચાલે છે. ૩ પ્રતિષ્ઠાનના રાજા શાલિવાહનનો શક ૧૮૦૦૦ વર્ષોનો માનેલ છે.

તે હાલ ચાલે છે. ૪ વૈતરણીના સિંધુસંગમ પ્રદેશના રાજા વિન્ધ્યાભિનંદનનો શક ૧૦,૦૦૦ વર્ષોનો, ૫—ગૌડદેશના ધારાતીર્થ પ્રદેશના રાજા નાગાર્જુનનો શક ૪,૦૦,૦૦૦ વર્ષોનો અને ૬ કર્ણાટકદેશના કરવીરનગરમાં કલ્કિભગવાનનો શક ૮૨૧ વર્ષોનો માનેલ છે.

## ૭—શક અને સંવત કયાં કયાં કયારથી બદલાય છે તેની સમજ.

૧—ગ્રહગણિત જો કે સિદ્ધાંત ગ્રંથોથી કલ્પાદિ, તંત્રગ્રંથોથી યુગાદિ અને કરણગ્રંથોથી શકાદિ થાય છે, પરંતુ હાલ હિંદુસ્તાનમાં વ્યવહારમાં વિક્રમનો સંવત નામથી ઓળખાતો શક ચાલે છે અને પંચાંગ વગેરે બનાવવાના ગણિતવ્યવહારમાં શાલિવાહન શક બહુધા ચાલે છે.

૨—વિક્રમ સંવત્ હિંદુસ્તાનમાં ચૈત્રથી, ગુજરાત, કચ્છ, કાઠિયાવાડ અને મહારાષ્ટ્રમાં કાર્તિકથી અને કેટલેક સ્થળે આષાડથી શરુ થાય છે.

૩—શાલિવાહન શક સર્વત્ર ચૈત્રથી જ શરુ થાય છે.

૪—શાસ્ત્ર રીતે વર્ષનો આરંભ ચૈત્ર સુદી પડવાના આરંભથી થાય છે પણ વ્યવહારમાં વ્યાપારી લોકોના વર્ષનો આરંભ કાર્તિક સુદી પડવાના આરંભથી થાય છે. તેમ જ્યાં આષાઢ કે ચૈત્રથી વર્ષ બદલાય છે ત્યાંના વ્યાપારીઓ ત્યારથીજ વર્ષની શરુઆત માને છે.

## ૮—સંવત્સરની સમજ.

૧—આપણા શાસ્ત્રીય પંચાંગોમાં દરેક શકની સાથે સંવત્સર હોય છે. એ સંવત્સર જો કે જ્યોતિ શાસ્ત્ર પ્રમાણે મધ્યમરાશિના બૃહસ્પતિનું બીજી રાશિમાં સંક્રમણ થાય ત્યારથી(આષાડથી) માનેલ છે, પણ વ્યવહાર રૂઢિથી દરેક વર્ષે શક સાથેજ સંવત્સર પણ બદલાય છે. આપણા શાસ્ત્રીય પંચાંગોમાં એ સંવત્સર સંવત્ સાથે અને શક સાથે જોડવામાં આવે છે. તેથી તે સંવત્સર બે પ્રકારના માનેલ છે. જે સંવત્સર સંવત્ સાથે હોય છે તે બાર્હસ્પત્ય (જૈવ) માનનો ગણાય છે અને તે નર્મદાના ઉત્તર પ્રદેશમાં ફલવત્ હોય છે. તેમજ જે સંવત્સર શક સાથે હોય છે, તે માનવમાનનો ગણાય છે અને તે નર્મદાના દક્ષિણ પ્રદેશમાં ફલવત હોય છે અને તે સંવત્સર ૬૦હોયછે

## ૯ સંવત્સરનાં નામ અને તે કાઢવાની રીત.

શાલીવાહનના શકમાં ૧૨ મેળવી ૬૦ કે ભાગતાં જે શેષ રહે તેટલામો સંવત્સર જાણવો.

વિક્રમ સંવતના અંકમાં નવ મેળવી ૬૦ કે ભાગવાથી જે શેષ રહે તેટલામો સંવત્સર જાણવો.

સંવત્સર ૬૦ છે. બ્રહ્માની વીશીના વીસ નીચે પ્રમાણેઃ— ૧ પ્રભવ, ૨ વિભવ, ૩ શુક્લ, ૪ પ્રમોદ, ૫ પ્રજામતિ, ૬ અંગિરસ્, ૭ શ્રીમુખ, ૮ ભાવ, ૯ યુવા, ૧૦ ધાતૃ, ૧૧ ઇશ્વર, ૧૨ બહુધાન્ય, ૧૩ પ્રમાથી, ૧૪ વિક્રમ, ૧૫ વૃષભ, ૧૬ ચિત્રભાનુ,૧૭ સુભાનું, ૧૮ તારણ, ૧૯ પાર્થિવ, ૨૦ વ્યય. વિષ્ણુની વીશીના વીસ—૨૧ સર્વજીત, ૨૨ સર્વધારી, ૨૩ વિરોધી, ૨૪ વિકૃતિ, ૨૫ ખર, ૨૬ નંદન, ૨૭ વિજય, ૨૮ જય, ૨૯ મન્મથ, ૩૦ દુર્મુખ, ૩૧ હેમલંબ, ૩૨ વિલંબ, ૩૩ વિકારી, ૩૪ સાર્વરી, ૩૫ પ્લવ, ૩૬ શુભકૃત, ૩૭ શોભન, ૩૮ ક્રોધી, ૩૯ વિશ્વાવસુ, ૪૦ પરાભવ, રૂદ્રની વીશીના વીસ—૪૧ પ્લવંગ, ૪૨ કીલક, ૪૩ સૌમ્ય, ૪૪ સાધારણ, ૪૫ વિરોધકૃત, ૪૬ પરિધાવી, ૪૭ પ્રમાદી. ૪૮ આનંદ, ૪૯ રાક્ષસ, ૫૦ અનળ, ૫૧ પિંગળ, ૫૨ કાલયુક્ત, ૫૩ સિદ્ધાર્થી, ૫૪ રાદ્ર, ૫૫ દુર્મતી, ૫૬ દુંદભી, ૫૭ રૂધિરોદગારી,૫૮ રક્તાક્ષી, ૫૯ ક્રોધન, ૬૦ ક્ષય.

એક સંવત્સર એક વર્ષ રહે પછી બીજો સંવત્સર બેસે એ રીતે ઉપર પ્રમાણે એક પછી એક આવે છે.

## ૧૦ સંવત તથા શક જાણવાની રીત.

શાલીવાહનના શકમાં આસો વદ ૦)) સુધીમાં ૧૩૫, અને કારતક સુદ ૧ થી શાલીવાહનના શકમાં ૧૪૬ ઉમેરીએ તો વિક્રમનો સંવત આવે અને વિક્રમના સંવતમાંથી ૧૩૫ બાદ કરીએ તો શાલીવાહનનો શક આવે.

સંવત કારતક સુદ ૧ થી બેસે છે અને શક ચૈત્રસુદ ૧ થી બેસે છે.

## ૧૧ ૠતુ ૭ છે.

૧ વસંત—મિન અને મેષ રાશીનો સૂર્ય હોય ત્યાં સુધી એટલે ફાગણ અને ચૈત્ર માસ તથા (અંગ્રેજી—માર્ચ અને એપ્રીલ)એ

માસોમાં વસંતૠતુ રહે છે. એ ૠતુમાં ઝાડનાં પાંદડાં ખરી પડી નવાં આવે છે તથા ફુલોમાં સુગંધ આવે છે.

૨ ગ્રીષ્મ—વરખ અને મિથુન રાશીનો સૂર્ય હોય ત્યાં સુધી એટલે વૈશાખ અને જેઠ ( અંગ્રેજી-મે અને જુન ) આ બે માસમાં ગ્રીષ્મ ૠતુ રહે છે. તેમાં તાપ ઘણો પડે, પરસેવો થાય, ટાઢો વાયુ સારો લાગે, ભૂખ થોડી અને તરસ ઘણી લાગે અને ઠંડુ પાણી સારૂં લાગે.

૩ વર્ષા—કર્ક અને સિંહરાશીનો સૂર્ય હોય ત્યારે, એટલે અશાડ અને શ્રાવણ માસમાં (અંગ્રેજી-જુલાઇ અને અગષ્ટ માસમાં) વર્ષા ૠતુ રહે છે એ ૠતુમાં વરસાદ સારી પેઠે પડે છે. ખેડુત લોકો જમીન ખેડીને અનાજનું વાવેતર કરે છે.

૪ શરદ—કન્યા અને તુલા રાશીનો સૂર્ય હોય ત્યારે એટલે ભાદરવો અને આસો ( અંગ્રેજી-સપ્ટેંબર તથા અકટોમ્બર ) મહિનામાં શરદ ૠતુ હોય છે. એ ૠતુમાં શરદી વિશેષ થાય, ખાધેલું પચે નહિ અને તાવ વિગેરેનો ઉપદ્રવ થાય.

૫ હેમંત—વૃશ્ચિક અને ધન રાશીનો સૂર્ય હોય ત્યારે એટલે કાર્તિક તથા માગશર ( અંગ્રેજી—નવેમ્બર તથા ડીસેમ્બર ) માસમાં હેમંત ૠતુ હોય છે. એ ૠતુમાં નવાં અનાજ થાય, થોડી થોડી ટાઢ વાય, ભૂખ ઉઘડે, ખાધેલું જલ્દી પચી જાય અને શરીરમાં કૌવત રહે.

૬ શિશિર—મકર અને કુંભરાશીનોસૂર્ય હોય ત્યારે એટલે પોષ અને મહા(અંગ્રેજી જાનેવારી તથા ફેબ્રુઆરી)મહિનાઓમાં શિશિરૠતુ હોય છે. એ ૠતુમાં ટાઢ ઘણી પડે છે,તેથી લોકોને અગ્નિનો તાપ તથા ઉન વિગેરેનાં ગરમ કપડાં પહેરવાં ઓઢવાં સારાં લાગે છે.

## ૧૨ અયન બે છે–ઉત્તરાયન તથા દક્ષિણાયનની સમજ.

ઉત્તરાયન—શીશીર, વસંત તથા ગ્રીષ્મ આ ત્રણ ૠતુમાં એટલે પોષ મહીનાથી જેઠ મહીના સુધી, સૂર્યની ગતી ઉત્તર તરફ હોય છે, એટલે મકરરાશીનો સૂર્ય થાય ત્યારથી તે મીથુન રાશીનો સૂર્ય રહે ત્યાં સુધી સૂર્યની ગતી ઉત્તર તરફ રહે તેને ઉત્તરાયનનો સૂર્ય કહે છે. તેમાં વિવાહાદિ શુભ કાર્ય કરવાં ઉત્તમ છે.

દક્ષિણાયન—એટલે વર્ષા, શરદ અને હેમંત આ ત્રણ ૠતુમાં એટલે કર્ક રાશીનો સૂર્ય થાય ત્યારથી તે ધનરાશીનો સૂર્ય રહે ત્યાં

સુધી એટલે અસાડ મહિનાથી તે માગશર મહિના સુધી સૂર્યની ગતિ દક્ષિણ તરફ રહે છે તેથી તેને દક્ષિણાયનનો સૂર્ય કહે છે. તેમાં અશુભ કર્મો કરવાં ઉત્તમ છે.

૧૩ ગોળ બે છે.

ઉત્તર ગોળ—મેષ સંક્રાંતિથી છ માસ સુધી અને

દક્ષિણ ગોળ—તુલા સંક્રાંતિથી છ માસ સુધી રહે છે.

૧૪ માસ.

માસ ૧૨ છે, કાર્તિક, માર્ગશીર્ષ, પોષ, મહા, ફાગણ, ચૈત્ર, વૈશાખ, જેઠ, અશાડ, શ્રાવણ, ભાદરવો અને આસો.

૧ માસ ચાર પ્રકારના છે ૧ શુકલપક્ષની પ્રતિપદાથી અમાવાસ્યા સુધી ચાંદ્રમાસ કહેવાય છે. તેમાં પિતૃકાર્ય થઇ શકે છે.

૨ સૂર્ય એક રાશી ભોગવવાથી સૌરમાસ કહેવાય છે, તેમાં વિવાહાદિ કાર્યો કરાય છે.

૩ કૃષ્ણપક્ષની પ્રતિપદાથી પૂર્ણીમા સુધી સાવનમાસ કહેવાય છે, તેમાં યજ્ઞાદિ કાર્યો કરાય છે અને

૪ અશ્વનિથી રેવતી પર્યંત નક્ષત્રો ભોગવવાથી નાક્ષત્રમાસ કહેવાય છે, તેમાં દાનવ્રત કરાય છે. હિંદી ભાષામાં પૂર્ણિમા (પુનમથી) થી માસ શરૂ થાય છે.

૧૫ અધિક માસની સમજણ

જે માસમાં સંક્રાંતી ન આવે એટલે સૂર્ય એક રાશીમાંથી બીજી રાશીમાં ન જાય તે માસને અધિક માસ જાણવો.

અધિક માસ કાઢવાની રીત.

શાલીવાહનના શકમાંથી ૧૬૬૬ બાદ કરતાં જે વધે તેને ૧૯ એ ભાગવા. જો કંઇ ન વધે તો અથવા આઠ વધે તો, અધિક માસ તરીકે જેઠ માસ આવશે, બે વધે તો આસો, ત્રણ વધે તો ચૈત્ર, પાંચ વધે તો શ્રાવણ, અગીઆર વધે તો વૈશાખ, તેર વધે તો ભાદરવો, અને સોળ વધે તો અશાડ માસ, અધિક માસ તરીકે આવશે, પણ આ સિવાયનો અંક શેષ વધે તો તે સાલમાં અધિક માસ આવશે નહિ.

અધિક માસનો સાધારણ નિયમ એવી રીતે નિકળે છે કે અમાવાસ્યાના અંતથી બીજી અમાવાસ્યાના અંત સુધીમાં એક ચાંદ્રમાસ પૂરો થાય છે અને એક સંક્રાંતિથી બીજી સંક્રાંતિ સુધીનો સૌરમાસ થાય છે.

## કયા વર્ષમાં કયો અધીક માસ આવ્યો હતો અને હવે આવશે તેનું કોષ્ટક.

| | | | | | |
|---|---|---|---|---|---|
| શાકે—૧૭૯૧ | ૧૭૯૩ | ૧૭૯૬ | ૧૭૯૯ | ૧૮૦૧ | ૧૮૦૪ |
| વૈશાખ | ભાદરવો | અષાડ | જેઠ | આસો | શ્રાવણ |
| ૧૮૦૭ | ૧૮૧૦ | ૧૮૧૨ | ૧૮૧૫ | ૧૮૧૮ | ૧૮૨૦ |
| જેઠ | ચઇત્ર | ભાદરવો | અસાડ | જેઠ | આસો |
| ૧૮૨૩ | ૧૮૨૬ | ૧૮૨૯ | ૧૮૩૧ | ૧૮૩૪ | ૧૮૩૭ |
| શ્રાવણ | જેઠ | ચઇત્ર | શ્રાવણ | અસાડ | વઇશાખ |
| ૧૮૩૯ | ૧૮૪૨ | ૧૮૪૫ | ૧૮૪૮ | ૧૮૫૦ | ૧૮૫૩ |
| ભાદરવો | શ્રાવણ | જેઠ | ચઇત્ર | શ્રાવણ | અસાડ |
| ૧૮૫૬ | ૧૮૫૮ | ૧૮૬૧ | ૧૮૬૪ | ૧૮૬૭ | ૧૮૬૯ |
| વઇશાખ | ભાદરવો | શ્રાવણ | જેઠ | ચઇત્ર | શ્રાવણ |
| ૧૮૭૨ | ૧૮૭૫ | ૧૮૭૭ | ૧૮૮૦ | ૧૮૮૩ | ૧૮૮૬ |
| અસાડ | વઇશાખ | ભાદરવો | શ્રાવણ | જેઠ | ચઇત્ર |
| ૧૮૮૮ | ૧૮૯૧ | ૧૮૯૪ | ૧૮૯૬ | ૧૮૯૯ | ૧૯૦૨ |
| શ્રાવણ | અસાડ | વઇશાખ | ભાદરવો | અસાડ | જેઠ |
| ૧૯૦૪ | ૧૯૦૭ | ૧૯૧૦ | ૧૯૧૩ | ૧૯૧૫ | ૧૯૧૮ |
| આસો | શ્રાવણ | જેઠ | વઇશાખ | ભાદરવો. | અસાડ |
| ૧૯૨૧ | ૧૯૨૩ | ૧૯૨૬ | ૧૯૨૯ | ૧૯૩૨ | ૧૯૩૪ |
| જેઠ | આસો | શ્રાવણ | જેઠ | વઇશાખ | ભાદરવો |
| ૧૯૩૭ | ૧૯૪૦ | ૧૯૪૨ | ૧૯૪૫ | ૧૯૪૮ | ૧૯૫૧ |
| અસાડ | જેઠ | આસો | શ્રાવણ | જેઠ | ચઇત્ર |
| ૧૯૫૩ | ૧૯૫૬ | ૧૯૫૯ | ૧૯૬૧ | ૧૯૬૪ | ૧૯૬૭ |
| ભાદરવો | અસાડ | જેઠ | આસો | અસાડ | જેઠ |
| ૧૯૬૯ | ૧૯૭૨ | ૧૯૭૫ | ૧૯૭૮ | ૧૯૮૦ | ૧૯૮૩ |
| ફાગણ | શ્રાવણ | અસાડ | વઇશાખ | ભાદરવો | અસાડ |
| ૧૯૮૬ | ૧૯૮૮ | ૧૯૯૧ | ૧૯૯૪ | ૧૯૯૭ | ૧૯૯૯ |
| જેઠ | ફાગણ | શ્રાવણ | અસાડ | વઇશાખ | ભાદરવો |
| ૨૦૦૨ | ૨૦૦૫ | ૨૦૦૭ | ૨૦૧૦ | ૨૦૧૩ | ૨૦૧૬ |
| અસાડ | જેઠ | ફાગણ | શ્રાવણ | અસાડ | વઇશાખ |
| ૨૦૧૮ | ૨૦૨૧ | ૨૦૨૪ | ૨૦૨૬ | ૨ ૨૯ | ૨૦૩૨ |
| ભાદરવો | અસાડ | જેઠ | આસો | શ્રાવણ | અસાડ |
| ૨૦૩૫ | ૨૦૩૭ | ૨૦૪૦ | ૨૦૪૩ | ૨૦૪૫ | ૨૦૪૮ |
| વઇશાખ | ભાદરવો | અસાડ | વઇશાખ | ભાદરવો | શ્રાવણ |
| ૨૦૫૧ | ૨૦૫૪ | ૨૦૫૬ | ૨૦૫૯ | ૨૦૬૨ | ૨૦૬૪ |
| જેઠ | વઇશાખ | ભાદરવો | અસાડ | જેઠ | ભાદરવો |

એક ચાંદ્રમાસના સાવન દિવસ ૨૯ ઘડી ૩૧, પળ ૫૦ છે અને સૌરમાસના સાવન દિવસ ૩૦, ઘડી ૨૬, પળ ૧૯, વિપળ ૩૧.

પ્રતિવિપળ પરા થાય છે. એ બે માસોનું અંતર ઘડી ૫૪, પળ ૨૯ વિપળ ૩૧, પ્રતિવિપળ પરા છે. એટલે એક સૌરમાસમાં એક ચાંદ્રમાસ પૂરો થઇને એ માસોનું અંતર જેટલું અધિક થાય છે એ અંતરમાં વધતાં વધતાં જ્યારે એક ચાંદ્રમાસના સાવન દિવસ ૨૯ ઘડી ૩૧ પળ ૫૦ જેટલું થાય ત્યારે એક અધિકમાસ પડે એમ છે હવે એ અધિક માસ કેટલા સૌરમાસમાં પડે છે? તે ત્રિરાશિકના ગણિત ઉપરથી નિકળે છે. તે બત્રીશ પૂરા માસ અને લગભગ ૧૬ દિવસ થાય ત્યારે એક અધિક માસ પડે, એટલે ૩૨ાા સૌરમાસના સાડી તેત્રીશ ચાંદ્રમાસ થાય. એ રીતે અંદાજો કરતાં લગભગ પાંચ વર્ષે બે અધિકમાસ આવે એમ સમજવું.

### ૧૬ ક્ષયમાસની સમજ.

જે ચાન્દ્રમાસમાં સૂર્યની બે સંક્રાતિઓ થતી હોય તેને ક્ષયમાસ કહે છે. કેમકે સુદી પડવાને દિવસે એક સંક્રાતિ બેસે અને તેના તેજ માસની વદી ૩૦ અમાસ પૂરી થવાની અંદર બીજી સંક્રાતિ બેસે, તેને ક્ષયમાસ અથવા એક માસના બે માસ ગણે છે. એટલે એક માસ ઓછો ગણે છે, તેથી તે ૧૧ માસનું વર્ષ થાય છે. એમ થવાનું કારણ સૂર્યની સ્પષ્ટ ગતિ વધારે હોય ત્યારે થોડી મુદતમાં સૂર્ય એક રાશિના બીજી રાશિમાં પ્રવેશ કરે છે ત્યારે એક ચાંદ્રમાસની અંદર એક સૌરમાસ સમાઇ રહે છે. એથી વધારામાં વધારે ગતિ વૃશ્ચિક, ધન અને મકર એવી સંક્રાતિઓમાં થાય છે, એ ઉપરથી એવો અંદાજ કર્યો છે કે, ક્ષયમાસ જ્યારે આવે ત્યારે કાર્તિક, માર્ગશીર્ષ, પોષ, માઘ, એટલામાં જ આવે. એવો નિયમ કેટલાએક વર્ષ સુધી રહેશે, પણ પછી ઉલટાશે, ક્ષયમાસ લખવાનો રીવાજ એવી રીતે છે કે, કાર્તિક માર્ગશીર્ષનું યુગ્મ (જોડો) માર્ગશીર્ષ પૌષ માસનું યુગ્મ, એ રીતે લખાય છે. સંવત ૧૮૯૮ ની સાલમાં પોષ સુદી પડવાને રોજે મકરસંક્રાંતિ થઇ હતી અને તેના તેજ માસની અમાસને રોજે કુંભસંક્રાતિ થઈ હતી. તેથી તે વખતે પૌષ અને તેના પછીના માઘ એ બન્નેનું યુગ્મ લખાયું હતું, તેમાં પૌષનો ક્ષય સમજવો.

એક ક્ષયમાસ પડયા પછી ઘણું કરીને ૧૪૧ વર્ષે અથવા કોઈ વખતે ૧૯ વર્ષે ફરી ક્ષયમાસ આવે છે. ક્ષયમાસ પહેલાં ત્રણ માસ અગાઉ એક અધિકમાસ પડે અને ક્ષયમાસ પડયા પછી ત્રણ માસ ને અંતરે બીજો અધિક માસ પડે છે.

## ૧૭ પક્ષ તથા તિથી.

પક્ષ ૨ છે—શુક્લપક્ષ, ( અજવાળીયું ) તથા કૃષ્ણપક્ષ (અંધારીયું) સુદ ૧ થી સુદ ૧૫ સુધી શુક્લપક્ષ, અને વદ ૧ થી વદ ૦) સુધી કૃષ્ણપક્ષ કહેવાય છે.

તિથી ૩૦ છે—પડવાથી અમાસ સુધી—પડવો, બીજ, ત્રીજ, ચોથ, પાંચમ, છઠ, સાતમ, આઠમ, નોમ, દશમ, અગીઆરશ, બારશ તેરશ, ચૌદશ, પુનમ, અને ફરી પડવાથી તે અમાસસધી ૩૦ તિથીછે.

## ૧૮ વાર.

વાર ૭ છે, રવી સોમ, મંગળ, બુધ. ગુરૂ, શુક્ર અને શની. ગુરૂ, સોમ, બુધ અને શુક્ર એ શુભવાર છે, અને મંગળ સૂર્ય તથા શની આ ક્રુર વાર છે.

## ૧૯ રાશી યાને સંક્રાંતિ.

રાશી યાને સંક્રાંતિ બાર છે. તેમાં સૂર્ય, મેષરાશીના આરંભથી નીકળી બારે રાશીઓને ભોગવીને ફરી મેષરાશીના આરંભમાં આવે ત્યારે એક વર્ષ થાય છે. સૂર્ય દરેક રાશી એક એક મહીનો ભોગવે (રહે છે) છે. રાશીઓ બાર નીચે પ્રમાણે છે.

રાશી—૧ મેષસંક્રાંતિ ચૈત્રમાં, ૨ વરખ વૈશાખમાં, ૩ મિથુન જેઠમાં, ૪ કર્ક અશાડમાં, ૫ સિંહ શ્રાવણમાં, ૬ કન્યા ભાદ્રપદમાં, ૭ તુળા આસોમાં, ૮ વૃશ્ચિક કાર્તિકમાં, ૯ ધન માગશરમાં ૧૦ મકર પોષમાં, ૧૧ કુંભ મહામાં, અને ૧૨ મિન સંક્રાંતિ ફાગણમાસમાં આવે છે. જે માસમાં સંક્રાંતિ ન આવે તેને અધિકમાસ જાણવો.

દરેક રાશીના ત્રીશ અંશ ( ભાગ ) હોય છે. અને એક અંશની ૬૦ કળા અને દરેક કળાની સાઠ વિકળા હોય છે.

## ૨૦ ગ્રહો.

ગ્રહો ૯ છે—રવી, ચંદ્ર, મંગળ, બુધ, ગુરૂ, શુક્ર, શની, રાહુ અને કેતુ [૧]હરષચલ અથવા યુરેનસ ગ્રહ, હાલમાં નવો શોધી કાઢવામાં આવ્યો છે.

---

૧ હરષચલગ્રહ હાલમાં નવો શોધી કાઢેલો છે એવું પશ્ચિમની પ્રજા માને છે. તેમણે પોતાના જ્યોતિષમાં તેને દાખલ કરેલો છે. તે ઉપરથી તેને આપણા શાસ્ત્રમાં પણ દાખલ કર્યો છે.

૧૨ નક્ષત્ર ૨૭ છે

અશ્વિનિ, ભરણી, કૃતિકા, રોહીણી, મૃગશીર્ષ, આર્દ્રા, પુનર્વસુ પુષ્ય, આશ્લેષા, મઘા પૂર્વાફાલ્ગુની, ઉત્તરાફાલ્ગુની. હસ્ત. ચિત્રા, સ્વાતિ, વિશાખા, અનુરાધા, જ્યેષ્ટા, મૂળ, પૂર્વાષાઢા, ઉત્તરાષાઢા (ઉત્તરાષાઢાના ચોથા ભાગથી શ્રવણની ૧ થી ૪ ઘડીપર્યંત અભિજીત નક્ષત્ર ગણાય છે.) શ્રવણ, ધનિષ્ટા, શતતારા, પૂર્વાભાદ્રપદ, ઉત્તરાભાદ્રપદ, અને રેવતી તે દરેક નક્ષત્ર ૬૦ ઘડીના આશરાનું હોય છે.

નક્ષત્ર કાઢવાની રીત.

નક્ષત્ર કાઢવાને માટે જે દિવસે નક્ષત્ર જોવું હોય તે દિવસની તિથીમાં ચૈત્રમાસથી ચાલુ માસ સુધી જેટલા માસ થાય તેના બમણા કરી મેળવવા જે આવે તેમાંથી શુકલપક્ષમાં જોવું હોય તો એક અને કૃષ્ણ પક્ષમાં જોવું હોય તો બે કમી કરી ૨૭ સે ભાગતાં જે શેષ વધે તેટલામું નક્ષત્ર જાણવું.

૧૩, યોગ ૨૭ છે.

વિષ્કુંભ, પ્રીતિ, આયુષ્યમાન, સૌભાગ્ય, શોભન, અતિગંડ, સુકર્મા, ધૃતિ, શુળ, ગંડ, વૃદ્ધિ, ધ્રુવ. વ્યાઘાત, હર્ષણ, વજ્ર, સિદ્ધિ વ્યતિપાત, વરીયાન, પરીઘ, શીવ, સિદ્ધિ, સાધ્ય. શુભ, શુકલ, બ્રહ્મા ઐંદ્ર, વૈધૃતિ. એ દરેક યોગ આશરે ૬૦ ઘડી સુધી રહે છે.

યોગ કાઢવાની રીત.

યોગ જાણવાને માટે પુષ્ય નક્ષત્રથી સૂર્યનક્ષત્ર (અમાસને દિવસ જે નક્ષત્ર હોય તે નક્ષત્ર) સુધી ગણતાં જે આવે તે અને શ્રવણ નક્ષત્રથી ચંદ્રનક્ષત્ર (જે દિવસે યોગ જોવો હોય તે દિવસનું નક્ષત્ર) સુધી ગણતાં જે આવે તે બેનો સરવાળો કરી ૨૭ સે ભાગતાં જે શેષ રહે તેટલામો યોગ તે દિવસે જાણવો.

૧૪ કરણ.

૧ બવ, ૨ બાલવ, ૩ કૌલવ, ૪ તૈતિલ, ૫ ગર, ૬ વણિજ, ૭ વિષ્ટી, તથા સુદીના પડવાના ૧લા ભાગમાં (૮) કિંસ્તુઘ્ન અને વદીના ચૌદશના બીજા ભાગમાં (૯) શકુની, અમાસના ૧લા ભાગમાં (૧૦) ચતુષ્પદ, બીજા ભાગમાં (૧૧) નાગ એ રીતે ૪ સ્થિરકરણ મળી (૧૨) કરણ છે.

દરેક તીથીની ૬૦ ઘડીમાં બે કરણ ભોગવાય છે, "એક કરણ દિવસમાં, અને બીજું રાત્રિમાં. જેમકે સુદીના પડવાના પહેલા ભા-

ગમાં (સ્થિર) કિંસ્તુઘ્ન તથા બીજા ભાગમાં બવ, અને બીજને દિવસે બાલવ તથા ત્રીજને દિવસે, કૌલવ એ રીતે એક પછી એક સમજવા

### કરણ કાઢવાની રીત.

કરણ જોવાને માટે જે તિથીએ કરણ જોવું હોય તે તિથીને બમણી કરી જે અંક થાય તેમાંથી એક બાદ કરી જે આવે તેને સાતે ભાગવાથી જે વધે તેટલામું કરણ જાણવું.

### ૧૫ ચંદ્ર જોવાની સમજણ.

સવા બે દિવસમાં ચંદ્ર એક રાશીને ભોગવે છે. એટલે સવા બે નક્ષત્ર થાય ત્યારે ચંદ્ર બીજી રાશીમાં પ્રવેશ કરે છે.

અમુક વખતે કયી રાશીનો ચંદ્ર છે તે નક્ષત્ર ઉપરથી નીચે પ્રમાણે જોઇ શકાય છે જેમકે:—

૧ અશ્વની, ભરણી પુરૂ અને કૃત્તીકા નક્ષત્રના એક ભાગ સુધી મેષ રાશીના ચંદ્રમા હોય, ૨ કૃતિકાના ત્રણ ભાગ રોહીણી પુરૂ અને મૃગશિર્ષના અર્ધા ભાગ સુધી વરખના ચંદ્ર હોય; ૩ મૃગશિર્ષનો અર્ધો ભાગ આર્દ્રા પુરૂ અને પુનર્વસુના ત્રણ ભાગ સુધી મિથુનના ચંદ્રહોય, ૪ પુનર્વસુના એક ભાગ, પુષ્ય અને અશ્લેષા સુધી કર્કના; ૫ મઘા, અને પૂર્વાફાલ્ગુની પુરૂ અને ઉત્તરાના એક ભાગ સુધી સિંહના, ૬ ઉત્તરાના ત્રણ ભાગ, હસ્ત પુરૂ અને ચિત્રાના અર્ધાભાગ સુધી, કન્યાના; ૭ ચિત્રાનો અર્ધો ભાગ; સ્વાતિ પુરૂ અને વિશાખાના ત્રણ ભાગ સુધી તુલાના; ૮ વિશાખાના એક ભાગ, અનુરાધા અને જ્યેષ્ઠા પુર્ણ થતા સુધી વૃશ્ચિકના: ૯ મુળ અને પૂર્વાષાઢા પુરૂ અને ઉત્તરાષાઢાના એક ભાગ સુધી ધનના; ૧૦ ઉત્તરાષાઢાના ત્રણ ભાગ, શ્રવણ પુરૂ અને ધનિષ્ઠાના અર્ધ ભાગ સુધી મકરના, ૧૧ ધનિષ્ઠાનો અર્ધ ભાગ, શતભિષા પુરૂ અને પૂર્વાભાદ્રપદના ત્રણ ભાગ સુધી કુંભના, અને ૧૨ પૂર્વાભાદ્રપદનો એક ભાગ, ઉત્તરા અને રેવતી નક્ષત્ર પૂર્ણ થતાં સુધી મીન રાશીના ચંદ્રમા હોય છે.

### ૧૬ ચંદ્રમા કે નક્ષત્ર ઉપરથી બાળકનું નામ પાડવાની રીત.

કોઇ પણ માણસ જન્મે ત્યારે તેનું નામ કેવી રીતે પાડવું તે બાબતમાં એવું છે કે તેનો જે નક્ષત્રમાં જન્મ થયો હોય તે ઉપરથી તે દિવસે કઇ રાશીના ચંદ્ર છે તે પંચાંગમાંથી શોધી કહડવું, અને પછી તે ચંદ્રની રાશીના નામ પાડવાના નીચેના અક્ષરો ઉપરથી નામ પાડવું જેમકે,—

૧ મેષ રાશીનો ચંદ્ર હોય તો અ, લ, ઇ. એ ત્રણમાંનો અક્ષર પહેલો આવે તેવી રીતે નામ પાડવું, જેમકે, અંબાલાલ, લલ્લુભાઇ, ઇશ્વરભાઇ ઇત્યાદિ.

૨ વરખના ચંદ્ર હોયતો બ, વ, ઉ, ૩ મિથુનના ચંદ્ર હોયતો ક, છ, ઘ, ૪ કર્કના હોયતો, ડ. હ, ૫ સિંહના હોય તો—મ, ટ, ૬ કન્યાના હોય તો પ, ઠ, ણ, ૭ તુલાના હોયતો ર, ત, ૮, વૃશ્ચિકના હોયતો ન, ય, ૯ ધનના હોયતો ભ, ધ, ફ, ઢ, ૧૦ મકરના હોયતો—ખ, જ. ૧૧ કુંભના હોયતો ગ—શ; ૧૨ મિનના હોય તો—દ, ચ, ક્ષ, ઝ, થ, એ અક્ષરોમાંનો અક્ષર પહેલો આવે તેવું નામ પાડવું.

જન્મરાશી જોવાની રીત તેમજ દરેક માણસે પોતાના નામ ઉપરથી પોતાની જન્મરાશી કઇ કઈ તે પણ ઉપર પ્રમાણે પોતાના નામના પહેલા અક્ષર ઉપરથી સમજી લેવું. જેમકે:—જન્મરાશી એટલે જન્મ વખતે ચંદ્રમા જે રાશીનો હોય તે રાશી.

હરજીવન નામવાળાની કર્ક રાશી, રતનલાલ નામવાલાની તુલારાશી વિગેરે.

૧૮ તેમજ નક્ષત્ર ઉપરથી નામ પાડવાની બીજી રીત નીચે પ્રમાણે ને તેમાં પણ એક નક્ષત્રમાં ચાર અક્ષર ઉપર નામ પાડવામાં આવે છે. તેને અવકહડા ચક્ર કહે છે.

તેની સાધારણ સમજણ એવી છે કે:—સામાન્ય રીતે દરેક નક્ષત્રની ૬૦ ઘડી હોય છે તેના સામાન્ય ચાર વિભાગ કરતાં ચાર ચરણ બને છે જેમ અશ્વિની નક્ષત્ર ૬૦ ઘડી છે, તેનાં પંદર પંદર ઘડીનાં ચાર ચરણ (ભાગ) બને છે તેમાં પહેલાચરણમાં [પહેલી ૧૫ ઘડીમાં) જેનો જન્મ થાય તેનું ચુ ઉપર નામ, બીજા ચરણવાળાનું ચે ઉપર, ત્રીજાનું ચો ઉપર, ચોથાનું લા ઉપર એમ દરેક નક્ષત્રપરથી નીચે પ્રમાણે સમજી લેવું. પરંતુ જે અભિજીત નક્ષત્ર બતાવ્યું તે ઉત્તરાષાઢાની ચોથા વિભાગની પંદર ઘડી અને શ્રવણની પ્રથમની ચાર ઘડી હોય ત્યારે આવે આ સમયમાં જેનો જન્મ થાય તેનું અભિજીત જન્મનક્ષત્ર ગણાય છે.

ચુ, ચે, ચો, લા અશ્વની નક્ષત્રના, તેમજ લી, લુ, લે, લો ભરણીના, આ, ઇ. ઉ, એ કૃતિકાના, ઓ, વા, વિ. વુ, એ રોહિણીના

વા, વો, ક, કી, એ મૃગશીરના. કુ,ઘ,ઙ, છ, એ આર્દ્રાના, કે, કો, હા, હિ, એ પુનર્વસુના, હુ, હે, હો, ડા એ પૂષ્યના તથા ડી, ડુ, ડે, ડો, એ અશ્લેષાના, મ, મી, મુ, મે, એ મઘાના, મો, ટા, ટી, ટુ, એ પૂર્વાફાલ્ગુનીના. પુ, ષ, ણ, ઠ, એ હસ્તના. તથા પે, પો, ર, રી, ચિત્રાના. રૂ, રે, રો, તા, સ્વાતિના, તિ, તુ, તે, તો વિશાખાના. ના, નિ, નુ, ને, અનુરાધાના. નો, યા, યી, યુ, જ્યેષ્ટાના. યે, યો, ભા, ભી, મૂળના. ભૂ, ધા, ફ, ઢા, પૂર્વાષાઢાના. ભે, ભો, જા, જી, ઉત્તરાષાઢાના. જુ, જે, જો, ખા, અભીજીતના; ખી, ખુ, ખે, ખો, શ્રવણના. ગા. ગી, ગુ, ગે, ધનિષ્ટા. ગો, સા, સી, સૂ, શતભિષા. સી, સો, દા, દી, પૂર્વાભાદ્રપદ. દ, થા, ઝ, ઝા, ઉત્તરાભાદ્રપદના. અને દે, દો, ચા, ચી, એ રેવતી નક્ષત્રના અક્ષર સમજવા.

આ પ્રમાણે જે નક્ષત્રમાં જેટલી ઘડીની અંદર જન્મ થયો હોય તે ઘડી અનુસાર તે નક્ષત્રના ઉપર જણાવેલા અક્ષરો પ્રમાણે તે માણસનું નામ પાડી શકાય છે.

---

## પ્રકરણ ૩ જું.

---

### હીંદુઓના મુખ્ય માસવાર તહેવારો અને તેને લગતી હકીકત, પારસી, મુસલમાન અને ખ્રીસ્તીઓના વર્ષ, માસ તહેવારો અને વારની જાણવા યોગ્ય હકીકત.

---

#### કાર્તિક શુદ ૧—અન્નકોટનો ઉત્સવ અથવા નવું વર્ષ.

અન્નકોટનો તહેવાર કાર્તિક શુદ ૧ ના દીવસે આવે છે, અને તે દહાડે ચાર પ્રકારની ક્રિયા કરવાનો મહીમા દર્શાવ્યો છે. અન્નકોટ, ગવાદી, ક્રીડા, દર્શન, બળીપુજા અને દ્યુત, એ ચાર ક્રિયાઓ છે, સનત્કુમારસંહીતા તથા શ્રીમદ્ભાગવતમાં "અન્નકોટ" વિષે એવું લખ્યું છે કે, ગોકુળનાં ગોપ, ગોપીઓ કૃષ્ણાવતારની પૂર્વે આ દીવસે ઇંદ્રની પુજા કરતાં હતાં. પણ ઇંદ્રે ગુસ્સે થઇ ઘણી વૃષ્ટી કરવાથી ભગવાન કૃષ્ણે તેની પુજા બંધ કરાવીને, તેને બદલે ગોવર્ધન પર્વતની પુજા તેઓની પાસે કરાવી હતી. તે

દીવસથી દર વર્ષે અન્નકોટનો ઉત્સવ થાય છે, અને હિંદુસ્તાનના દરેક ભાગમાં તે પ્રસિદ્ધ છે.

બળીપુજા પણ આધુનીક કાળે પ્રચારમાં રહી નથી તેમ છતાં દ્યુત એટલે જુગારની રમત. મોટાં શહેરોમાંના ધનવાન હીંદુઓમાં ખાસ કરીને થોડી ઘણી પ્રચારમાં હોવાથી તેની ઉત્પત્તી સંક્ષેપમાં દર્શાવીશું:—

સનત્કુમાર સંહીતામાં લખ્યું છે કે, કાર્તિક શુદ ૧ ના દીવસે શંકરે પહેલવહેલાં તે રમત શોધી કહાડી, અને દેવી પાર્વતીની સાથે રમવા માંડી, તેમાં શીવજી હાર્યા. અને પાર્વતીએ સઘળું ધન જીતી લેવાથી કૈલાસ છોડી ગંગા તીરે જઈ રહ્યા. તે પછી તેમના પુત્ર કાર્તિકસ્વામીએ પિતાની પાસેથી તે રમત શીખીને, પાર્વતીથી રમવા માંડયું, અને પિતાનું સઘળું ધન માતાની પાસેથી જીતી લીધું. તેથી પાર્વતીને ઘણાં ઉદાસ અનેલાં જોઈ, ગણુપતીએ તેમની પાસેથી તે વિદ્યા શીખીને કાર્તિકસ્વામીને હરાવ્યા, અને સઘળું જીતેલું ધન પાછું લઈ માતાને આપ્યું. પાર્વતી તેથી ઘણાં પ્રસન્ન થયાં, અને મહાદેવને પાછા ઘેર તેડી લાવવાને ગણુપતીને ગંગા તીરે મોકલ્યા. ગણુપતી ઉંદર ઉપર બેસીને ગંગાતીરે જવાને નીકળ્યાની ખબર નારદમુનીએ વૈકુંઠમાં વિષ્ણુને કહી, અને તેથી વિષ્ણુ પણ ત્યાં શીવજીનાં દર્શન કરવાને ગંગાજીને તીરે આવ્યા. ત્યાર પછી ત્યાં ગણુપતી પધાર્યા, અને વીષ્ણુએ કપટ કરી પાસાનું રૂપ લીધું. ગણુપતિની વીનંતી ઉપરથી શંકર, પાસારૂપ બનેલા વિષ્ણુ, નારદ તથા રાવણુ સાથે પાછા પોતાને ઘેર પધાર્યા, અને પાર્વતીથી દ્યુત રમવા માંડયું. પણ આ વખતે દેવી હાર્યાં કારણુ કે વિષ્ણુજ પાસા બનીને શીવજીને ધારેલા દાવ આપતા હતા. ગણુપતીના જણાવ્યાથી પાર્વતીને આખરે વિષ્ણુનાં કપટની ખબર પડી, અને તેથી દેવીએ ગણુપતી સિવાય બધાને શ્રાપીત કર્યા. તેમ છતાં તેઓએ સામો શ્રાપ નહી આપવાથી પાર્વતીએ તેઓને વરદાનો આપ્યાં. અને કહ્યું કે, "અને ભુતમાં કાર્તિક શુદ ૧ ના દીવસે ફતેહ મળી છે, માટે જે કોઈ તે દીવસે જુગાર રમશે, તેનું આખું વર્ષ ફતેહમાં પસાર થશે." અનકોટનાં દર્શન કરવાને દેવસ્થાનોમાં હીંદુ સ્ત્રીપુરૂષો સારાં વસ્ત્રાલંકાર પેહેરીને જાય છે, અને આખો દીવસ સગાં મીત્રોની મુલાકાત લેવા આપવામાં આનંદ સાથે પસાર કરે છે.

## કાર્તીક શુદ ૨-યમદ્વીતીયા અથવા ભાઇલાબીજ.

આ દિવસને પણ એક તેહેવાર તરીકે પાળવામાં આવે છે, અને તે દહાડે ભાઈ પોતાની બેહેનને ઘેર જમવા જાય છે. આ તહેવારની ઉત્પત્તી જોતાં ભાઇએ પોતાની બેહેનને ઘેર એટલે તેણીના સાસરે જમવા જવું એમ છે. વળી તેમાં "બેહેન" શબ્દ વપરાયલો છે, અને તેથી સગી બેહેનો ઉપરાંત કાકા, મામા, ફુવા તથા માસીની દીકરીઓનો પણ તેમાં સમાવેશ થાય છે. ભાઇલાબીજની ઉત્પત્તી વ્રતરાજ નામના ગ્રંથમાં એવી આપી છે કે, યમની બહેન યમુના, ભાઇને પોતાને ઘેર જમવા માટે વારંવાર આમંત્રણ કરતી અને યમ તેણીને હંમેશ ઉડાવતો હતો. આખરે તેણીના ઘણા પ્રેમ તથા આગ્રહને લીધે યમને જમવા જવું પડયું. અને યમુનાએ સ્વાદિષ્ટ રસોઇ ભાઇને જમાડયા પછી તેના હાથમાં પાનનું બીડું મુકયું. યમે પ્રસન્ન થઇ તેણીને વસ્ત્રાલંકાર આપતાં કંઇ વરદાન માગવાનું સુચવ્યું, તે ઉપરથી હસીને યમુનાએ એ માગ્યું કે, "તું દરવર્ષે મારે ઘેર આ દીવસે જમવાને આવતો જા, અને આજે જે પાપીઓ નરકમાં આવ્યા હોય, તેઓને તેમાંથી મુક્ત કર, વળી જે ભાઇઓ તારી પેઠે આજે બેહેનોને ઘેર જઇ જમે તેઓને સ્વર્ગપ્રાપ્તિ સાથે સંસારનાં બધાં સુખો મળે એવું વરદાન આપ."યમે તે વરદાન આપ્યું

---

## કાર્તિક શુદ ૯-કુષ્માંડ નવમી અથવા અક્ષય નવમી.

"કુષ્માંડ" એ એક સંસ્કૃત શબ્દ છે, અને તેનો અર્થ (શાકનું) કોળું થાય છે. કોળાની અંદર ઘણાં બીયાં હોવાથી, તેમાં સુવર્ણ રૂપું વગેરે ઘાલીને પછી તે કોળું બ્રાહ્મણને દાન કરવાથી તેમાં જેટલાં બીજ હોય છે, તેટલા ગણું પુન્ય દાતારને હાંસલ થાય છે. સારોદ્ધાર કાર્તિકમહાત્મમાં તે પુન્યનો ચીતાર આપનારી એક કથા એવી વર્ણવી છે કે, ગંગા અને યમુના નદીના વચલા પ્રદેશમાં એક શહેર હતું, અને તેમાં રામશર્મા નામનો એક ધાર્મિક ધનવાન બ્રાહ્મણ રહેતો હતો. તેને કૃષ્ણ અને ધનંજય નામના બે પુત્રો હતા, જેઓ પીતાના મરણ પછી તેની મીલકતના સરખા ભાગીદાર થયા. પણ તેઓએ તે મીલકત નીશા તથા રંડીબાજીમાં થોડાં વર્ષમાં બરબાદ કરીને પછી ગામ છોડીને જંગલમાં જઇ રહ્યા, અરણ્યમાં ભમતારમતાં

નહી કરતાં લુટફાટ કરવા માંડી, અને ઉદર—નિર્વાહને અર્થે પશુઓના પ્રાણ લેવાનો ઉદ્યોગ આરંભ્યો. એક દિવસ શિકાર કરતાં એક વિકાળ સિંહે હુમલો કરીને તે બંનેનો જીવ લીધો. તાબડતોડ યમના દુતોએ તેઓની શી અવસ્થા કરવી, એવું યમે પોતાના મંત્રી ચીત્રગુપ્તને પુછતાં, તેણે ધનંજયને સ્વર્ગે અને કૃષ્ણને નરકે મોકલવાની સલાહ આપી. તે મુજબ યમના પ્રિયવંદ નામના એક દુતને ધનંજયને સ્વર્ગે લઈ જતાં તેને તે બ્રાહ્મણ પુત્રે પુછ્યું કે, "અમે બંને ભાઈઓ સરખા પાપી હતા, અને સંગાતે જન્મ્યા પછી સંગાતેજ મરણ પામ્યા છીયે. તેમ છતાં મને સ્વર્ગે અને મારા ભાઈને નરકે મોકલવાનું શું કારણ?" દુતે ઉત્તર આપ્યો કે, "તમો બને ભાઈઓ બાળક હતા ત્યારે વેદ ભણવાને ગુરૂને ઘેર રહેતા હતા. ગુરૂએ કાર્તિકસ્નાન કરવાને તમને બંનેને આજ્ઞા કર્યા છતાં તું જ્યારે ત્રણ દીવસ નાહ્યો હતો, ત્યારે તારા ભાઈએ તેમ કર્યું નહી હતું. તે જે ત્રણ કાર્તિસ્નાન કર્યાં, તે તને ઘણાં ઉપયોગી થઇ પડયાં, કારણ કે એક સ્નાનથી તારા આખા જન્મનાં પાપ નાશ પામ્યાં, અને બાકીનાં બેથી તને સ્વર્ગપ્રાપ્તિ થઈ." તે વાતનું તને સ્મરણ આવે છે? એવું યમદુતે પુછતાં ધનંજયે હા પાડી, અને પોતાના ભાઇને પણ સ્વર્ગ મળે એવું કોઇ સાધન તેને બતાવવા માટે પ્રાર્થના કરી. યમદુતને દયા આવ્યાથી તેણે કહ્યું કે, "સ્વર્ગમાં ગયા પછી કાર્તિક સુદ ૯ના દિવસે કોળાની અંદર સોનું ઘાલીને તેનું દાન કરજે, અને તેનું પુન્ય તારા ભાઇને આપજે, એટલે તેને પણ સ્વર્ગપ્રાપ્તિ થશે." ધનંજયે તે મુજબ કરવાથી કૃષ્ણને પણ સ્વર્ગસુખ મળ્યાં.

---

## કાર્તિક સુદ ૧૧–પ્રબોધની અથવા દેવઉઠી અગીઆરસ.

કાર્તિક શુદ અગીઆરસ એ "દેવઉઠી" મોટી અગીઆરસ હોવાથી જે હીંદુઓ બધી અગીઆરસ કરતા નથી, તેઓમાંના ઘણાખરા પણ તે કરવાને ચુકતા નથી. તે દિવસે સ્નાન, દેવદર્શન તથા ગત્રે ભગવત સ્મરણ કરતાં જાગરણ કરવાનું મોટું મહાત્મ્ય છે, અને તે કાર્તિકમહાત્મમાં વર્ણવેલી નીચેની કથા ઉપરથી જોવામાં આવે છેઃ—

કલીયુગના અંતે માયાપુરી નગરીમાં દેવશર્મા નામનો બ્રાહ્મણ

રહેતો હતો. તેને ઘડપણમાં ગુણવંતી નામની એક પુત્રી થઇ, જેણી ને તેણે પોતાના ચંદ્ર નામના એક શિષ્ય સાથે પરણાવી. સસરો જમાઇ એક દીવસ દર્ભને બીસી લેવાને અરણ્યમાં ગયા, જ્યાં એક રાક્ષસે તેઓને મારી નાંખ્યા. તે બનાવ પછી ગુણવંતીએ ભક્તિમાં જીંદગી ગાળવા માંડી, અને વ્રત અપવાસ કરવા લાગી. કાર્તિક શુદ ૧૧ નો અપવાસ કરી બારસે તેણી ગંગાસ્નાન કરવા ગઇ. સ્નાન કર્યા પછી નદી કીનારે ઉભી હતી, એટલામાં વિષ્ણુ વૈમાનારૂઢ થઇ ત્યાં આવ્યા અને તેણીને વૈકુંઠમાં લઇ ગયા. તે ગુણવંતી કૃષ્ણાવતારમાં સત્યભામા, અને તેણીનો પિતા સત્રાજીત, અને તેણીનો પતિ ચંદ્ર અક્રુર બન્યા.

---

## કાર્તિક શુદ ૧૧–તુલસીનાં લગ્ન.

તુલસીનાં લગ્ન કરવાનો પ્રચાર, ભાવીક હીંદુઓમાં ખાસ કરી જોવામાં આવે છે. કન્યાદાનનું મોટું પુન્ય લેવાના હેતુથી જે હીંદુઓને પોતાના પેટની પુત્રીઓ નથી, તેઓ તુળસી–વનસ્પતિનું, દામોદર નામ ધારી વિષ્ણુની (સાલીગ્રામ) સાથે લગન કરે છે. કેટલાક ધનવાન હીંદુઓ પુત્રીઓ છતાં પણ તેવાં લગન ધર્મવૃત્તિથી કરે છે. લગનનો સમય ઉપલા દિવસની સાયંકાળનો છે. પદ્મપુરાણમાં તુળસીલગ્નની ઉત્પત્તિ નીચે મુજબ વર્ણવી છે:—

એક દિવસ કૈલાશપર્વત ઉપર ઇંદ્રે આવીને શંકરનું અપમાન કર્યું. શંકરને ક્રોધ ચડયો, અને કપાળ ઉપર પરસેવાનાં બિંદુ બાઝયાં જે લઇને સાગરમાં નાંખ્યાં. તે બિંદુમાંથી જાલંધર નામનો એક રાક્ષસ ઉત્પન્ન થયો, અને તે દરીયાના પુત્ર તરીકે ઓળખાયો. સમુદ્રે તેનું લગ્ન કાળનેમી નામના દૈત્યની વૃંદા નામની પુત્રી સાથે કર્યું, તે પછી જાલંધરે તપ કર્યું. અને બ્રહ્માએ એવું વરદાન આપ્યું કે: "તારી પત્નિ જયાં સુધી પરપુરૂષના સંગથી ભ્રષ્ટ નહી થાય, ત્યાંસુધી યુદ્ધમાં તારો પરાજય કે મૃત્યુ થશે નહી," સમુદ્રમંથન કરીને વિષ્ણુ તથા ઈંદ્રાદિક દેવો જે ચૌદ રત્નો લઇ ગયા, તે જાલંધરે પાછાં માગવાને એક દુત મોકલ્યો. પણ ઈંદ્રે તેનું અપમાન કરીને પાછો કહાડયો, અને તેથી દેવદાનવમાં યુદ્ધ જાગ્યું. જાલંધરે અમરાવતી લઇને દેવોને નસાડી મૂકયા, જેથી તેઓ શંકર તથા વિષ્ણુને

કારણ થયા. તે ઉપરથી શંકર અને વિષ્ણુ દેવો ની કુમકે આવ્યા, પણ જાલંધરને જીતી શક્યા નહિ. જાલંધરના મારથી વિષ્ણુ ત્રાસ પોકારીને ઘેર આવ્યા, અને લક્ષ્મીને સમજાવીને તેણીના ભાઇનું શાથી મરણ થાય, તે પુછવાને મોકલી. લક્ષ્મીના પુછવાથી જાલંધરે તે કહ્યું. અને તેણીએ સ્વામીને નિવેદન કર્યું. વિષ્ણુએ વૃંદાને ભ્રષ્ટ કરવાને જાલંધરનું રૂપ લઇ શંકરને મોકલ્યા, પણ તેમનું કપટ પકડાઇ ગયું. આખરે વિષ્ણુએ તાપસનું રૂપ લઇ તે કાર્ય કર્યું, અને તેજ ક્ષણે યુદ્ધમાં જાલંધરનું માથું શંકરના બાણથી કપાયું. રાક્ષસનું મસ્તક વંદાના મહેલમાં આવ્યુ, જેથી સતીને વિષ્ણુનું કપટ સમજાતાં તેણીએ તેમને શ્રાપ આપ્યો કે: "તું કાળો પત્થર થજે." વિષ્ણુએ સામો શ્રાપ દીધો કે: "તું વનની વનસ્પતિ થજે." તે મુજબ વિષ્ણુ સાલીગ્રામ અને વંદા તુળસી બન્યાં.

કાર્તિક શુદ ૧૧ થી તે કાર્તિક શુદ ૧૫ સુધી–ભીષ્મપંચક.

પાંડવ તથા કૌરવની લડાઇમાં ભીષ્મ કૌરવ તરફનો એક મહારથી યોદ્ધો હતો તેણે પ્રતિજ્ઞા લીધી હતી કે મારે લઢાઇના દસમા દિવસે નિષ્પાંડવી પૃથ્વી કરવી. શીખંડીને સામો આવેલો જોઇ ભીષ્મે શયન કરીને કાર્તિક શુદ ૧૧ થી ૧૫ સુધી પોતાની રૂબરૂ એકઠા થયેલા કૌરવ તથા પાંડવોને મોક્ષધર્મ ને રાજધર્મનો બોધ કર્યો.

## કાર્તિક શુદ ૧૪–વૈકુંઠ ચતુર્દશી

હિંદુઓનો આ એક પવિત્ર તહેવાર છે, અને તેનો મહિમા નીચલી કથા ઉપરથી જણાવામાં આવે છે, એક વખત કલીયુગમાં કાર્તિક સુદ ૧૫ ના દિવસે વિષ્ણુ કાશીમાં ગયા. અને મણીકર્ણિકાના ઘાટે ગંગાજીમાં સ્નાન કરી શીવપુજા કરવા માંડી. શંકરનું એક નામ બોલીને એક કમળ લીંગ ઉપર ચહડાવતા, અને એવી રીતે ૯૯૯ કમળ ચહડાવ્યાં. શિવજીએ એક કમળ સંતાડયું હોવાથી પુરા એક હજાર થયાં નહીં. અને તેથી વિષ્ણુએ પોતાની જમણી આંખ કહાડી ને કમળ તરીકે અર્પણ કરી, શંકર તે ભક્તિ જોઈ પ્રસન્ન થયા. અને દૈત્યોને નિર્મુળ કરે એવું સુદર્શનચક્ર વિષ્ણુને ભેટ આપ્યું. તે લેઇ વિષ્ણુ વૈકુંઠ સીધાવ્યા.

### કાર્તિક શુ ૧૪—આંબલી પીંપળી.

જે ઝાડને ખાટાં આંબળાં થાય છે, તેની તથા પીંપળી નીચે જમવાનું મોટું પુન્ય હોવાથી હિંદુઓ સગાં તથા મીત્રો લઈ ઉપલા દિવસે ત્યાં જમવા જાય છે. ખાસ કરી હિંદુ સ્ત્રીઓ આ તહેવાર પાળે છે, અને દુધની બાંધેલી પુરીઓ, સુખડી, અથાણું વિગેરે કપડાં પહેરી જમાય એવી ખાવાની વસ્તુઓ લઇ તેઓ "આંબલી પીંપળી" કરવાને તે ઝાડની નીચે જઇ જમે છે.

### કાર્તિક શુદ ૧૫–દેવદીવાળી અથવા ત્રીપુરારિ પુર્ણીમા.

દેવદીવાળી કાર્તિક શુદ ૧૫ ના દીવસે આવે છે લોકો તે રાત્રે દીવાઓ કરી દારૂખાનું ફોડે છે. દીવાળીની પેઠે તે દીવસે પણ સારા વસ્ત્રાલંકાર પહેરી દેવદર્શન કરવામાં આવે છે. તે પર્વની ઉત્પત્તિ સનત્કુમાર સંહીતામાં એવી આપી છે કે, ત્રીપુર નામના રાક્ષસને શંકરે તે દીવસે માર્યાથી, દેવોએ દીપોત્સવ કરી આનંદ પ્રદર્શિત કર્યો હતો. તે રાક્ષસે મોટું તપ કરી બ્રહ્મા પાસેથી એવું વરદાન મેળવ્યું હતું કે, દેવ, નીશાચર, માણસ અને રોગથી તેનું મરણ નહિ. વરદાન મળ્યા પછી તેણે દેવોને ઘણું દુઃખ દીધું, અને તેઓ વીષ્ણુને શરણે ગયા છતાં કંઇ સાહ્યતા મળી નહિ. નારદે આખરે ત્રીપુરને કૈલાસપુરી લેવાને સમજાવી મોકલ્યો, અને શિવજીએ તેને મારી નાંખ્યો.

### કાર્તિક વદ ૮—કાળાષ્ટમી.

મહાદેવે ઉપલા દીવસે કાળભૈરવનો અવતાર લઇ હંમેશને માટે કાશીમાં વાસ કર્યો, અને તેથી હિંદુઓ તે દીવસે અપવાસ તથા રાત્રે જાગરણ કરે છે. કાશીખંડમાં આ પર્વની ઉત્પત્તિ એવી વર્ણવી છે કે, મેરૂ પર્વત ઉપર એક વખત બધા દેવોએ એકઠા થઇ બ્રહ્માને "અાવનાશી તત્વ કયું ?" એમ પુછ્યું, બ્રહ્માએ કહ્યું "તે હું પોતેજ." તે ઉપરથી વિષ્ણુના અંગમાંથી ઉત્પન્ન થયેલી યજ્ઞ રૂપી ધાતુએ બ્રહ્માને અભીમાની કહી, અવિનાશીતત્વ તરીકે વિષ્ણુનું નામ દીધું. તે ઉપરથી બંને દાવાદારો વચ્ચે તકરાર થઇ, અને તેનો નીકાલ કરવાનું કામ વેદોને સોંપ્યું. વેદોએ ચુકાદો આપતાં અવિનાશી તત્વ શંકરને કહ્યા, પણ બ્રહ્માએ તે મંજુર રાખ્યું નહી. તરત રૂદ્રની આકૃતી બધાંની દ્રષ્ટીએ પડી, અને બ્રહ્મા સીવાય બધાએ તેને નમન કર્યું. બ્રહ્માએ કહ્યું કે, "સૃષ્ટી ઉત્પન્ન કરી ત્યારે મેં તને જોયો છે, અને તું તે વખતે રડયો તેથી મેં તારૂં નામ રૂદ્ર પાડયું છે, માટે હે રૂદ્ર !

તું મારા પગે પડ." શંકરને ઘણો ક્રોધ ચ્હડયો, અને તરત કાળભૈરવ ઉત્પન્ન કરી તેને આજ્ઞા આપી કે, "બ્રહ્માએ પોતાના પાંચમા મસ્તકથી મારી નીંદા કરી છે, માટે તેને છેદી નાંખ." કાળભૈરવે તે મુજબ પોતાના નખની આંગળીથી બ્રહ્માનું મસ્તક ઉરાડી દીધું. અને પછી શીવજીની આજ્ઞાથી કાશીમાં નીવાસ કર્યો.

## માગસર માસ—ધનુર્માસ.

વૃશ્ચિક રાશી મુકીને સુર્ય ધનરાશી ઉપર આવે અને ત્યાંથી તે મકર રાશી ઉપર જાય. તે દરમ્યાનના સમયને એટલે આખા એક માસને "ધનુર્માસ" સંજ્ઞા આપી છે. વ્રતરત્નાકરમાં કહ્યું છે કે, તે આખો મહીનો દરરોજ બ્રાહ્મણને ખીચડી, ઘી અને દુધના પદાર્થો ભક્ષણ કરાવ્યાથી ઘણું પુણ્ય છે. તે પ્રમાણે ન બને તો તે મહીનાના દર રવીવારે અથવા એક રવીવારે પણ તેમ કરવું.

## માગશર શુદ ૬—ચંપાછઠ.

કેટલાંક વ્રત ગ્રંથોમાં માગસર શુદ ૬ ની પેઠે, ભાદરવા શુદ ૬ ને પણ ચંપાછઠમાં ગણી છે, અને તે બંને દીવસોપર કરવાની વિધી એક સરખી છે. ચંપાછઠ એ શીવનો તહેવાર છે, અને તેથી તેની પુજા કરવાનું માહાત્મ મલ્લારીમાહાત્મમાં વર્ણવ્યું છે. બ્રહ્માંડ પુરાણમાં એવું લખ્યું છે કે, શંકરે મયાસુર નામના રાક્ષસને મારવા ત્રણ શહેર બાળી નાંખ્યાં. અને તેમાં સુમાલ નામનો અસુર બળી મુવો. તે રાક્ષસને મણી અને મલ્લ નામના બે પુત્રો હતા, જેઓએ પોતાના બાપના અકાળ મર્ણથી દુઃખી થઇ પાંચહજાર વર્ષ સુધી અંગુઠા ઉપર ઉભા રહી તપ કર્યું. જેથી બ્રહ્માએ પ્રસન્ન થઇ તે બંને ભાઇઓને વરદાન આપ્યા પછી, તેઓએ દેવ તથા સપ્તરૂષી વગેરેને પીડવા માંડયા. તે ઉપરથી દેવો શંકરને શરણે ગયા, અને તેમણે માર્તંડ અવતાર ધારણ કરી તે બંને રાક્ષસોને મારી નાંખ્યા.

## પોસ માસ—મકરસંક્રાંતિ અથવા ઉત્તરાયણ.

સુર્ય કર્ક રાશી ઉપરથી ફરતો ફરતો મકરરાશી ઉપર આવે, તેને "દક્ષિણાયન" અને મકરરાશી ઉપરથી પાછા છ રાશી ફરીને કર્ક ઉપર જાય, તેને "ઉત્તરાયન" કહે છે. શાસ્ત્રદ્રષ્ટિથી જોતાં બંને અયનોમાં પુણ્ય, દાન, સ્નાન વગેરેનો મહીમા રહેલો છતાં, લોકો દક્ષિણાયન કરતાં ઉત્તરાયનને વધારે પસંદ કરે છે. તેનું એક કારણ એ સમજાય છે કે દક્ષિણાયનમાં વિષ્ણું ઉંઘતા હોવાથી તેમજ સ્વ-

ર્ગના દરવાજા બંધ હોવાથી કરેલું પુણ્યદાન અંધારામાં કુટાઇ જાય એવો કંઇ ભય રહે છે, અને તેથી તેઓ દાન, બ્રહ્મભોજન, લગ્ન જેવાં શુભ કાર્ય વગેરે સૂર્ય ઉત્તરાયનનો થયા પછીજ કરે છે. મકર રાશી ઉપર સૂર્ય આવતાં "મકરસંક્રાંતી પુણ્યપર્વણી" કરી ભીક્ષા માગનાર બ્રાહ્મણોને વસ્ત્ર, અન્ન, શાક, ફળ, પૈસા તથા ધાતુ અથવા માટીનાં વાસણો દાન કરવામાં આવે છે.

### મહા સુદ ૫.—વસંતપંચમી.

વસંતરૂતુનો આરંભ ઉપલા દીવસે થાય છે, અને તેથી મદન એટલે કામદેવના મીત્ર અને બંધુ વસંતની પુજા કરવાનું માહાત્મ્ય હેમાદ્રી, વ્રતરાજ વગેરે ગ્રંથોમાં વર્ણવ્યું છે. હેમાદ્રીમાં કહ્યું છે કે, તે દીવસે આંબાનો મોહોર, સુગંધી પુષ્પો, તથા ગુલાલથી વિષ્ણુ અને વસંતની પુજા કરવી. પુરાણોમાં પણ વિશ્વામીત્ર; શીવ વગેરેનાં તપ ભંગ કરવાને મદન અને વસંત એ બંને યોદ્ધાની કલ્પના કરેલી, છે. કેટલીક જગ્યાએ વસંતપંચમીનો ઉત્સવ ઉપલી મી તીએ નહિ થતાં, ફાગણ વદ ૫ એટલે રંગ પાંચમે થાય છે.

### માહ શુદ ૭.-રથ સસમી અથવા રથ સાતમ.

જગતની ઉત્પત્તિથી તે તેના પ્રલયકાળ એટલે નાશ સુધીનો સઘળો વખત એક કલ્પ કહેવાય છે, અને તે કલ્પના જે ચૌદ વિભાગ પાડેલા છે. તે દરેકને મન્વંતર કહે છે. હમણાં સાતમો મન્વતર જાય છે.નવો મન્વંતર ઉપલી મીતીએ બેસે છે, અને તે દીવસે નવો સૂર્ય પોતાના સસમુખી ઘોડાના રથ ઉપર આરૂઢ થાય છે. ભવીષ્યપુરાણમાં આ પર્વનો મહીમા એવો વર્ણન કર્યો છે કે, કાંબોજ દેશના રાજા યશોવર્માને વૃદ્ધાવસ્થામાં એક પુત્ર થયો, જે હંમેશ રોગી રહેવા લાગ્યો. તે ઉપરથી એક બ્રાહ્મણે તે રાજાને કહ્યું કે, "તારા કુંવરે પૂર્વ જન્મે કૃષ્ણ બની રથ સસમીનું વ્રત કર્યું નહિ, તેથી તે રોગી રહે છે. માટે તે વ્રત તેની પાસે કરાવ." રાજાએ તેમ કરાવતાં કુંવર આરોગ્ય થઇ આખી પૃથ્વીનો રાજા થયો, આ વ્રત મુખ્યત્વે કરી હિંદુ ઓઓ કરે છે.

### માહ વદ ૧૪—માહ શીવરાત્રી.

.દર માસની વદ ૧૪ એ શીવનું પર્વ છે, માહ વદ ૧૪ એ તો શંકરને અત્યંત પ્રીય દીવસ છે. આખી રાત જાગરણ કરી પૂજા કરવાનું વ્રતરાજમાં ઘણું માહત્મ જણાવતાં, એવી કથા કહી છે કે,

એક શીકારી ઉપલા દીવસે અરણ્યમાં શીકાર કરવા ગયો, પણ આખો દીવસ ભટકતાં કંઇ ભક્ષણ મળ્યું નહિ, અને તેથી "ફડાકા" પડયા. રાત પડતાં વાઘ જેવા પશુના ડરથી તે એક ઝાડ ઉપર ચડીને નજીકના સરોવરમાં જળ પીવા આવતાં હરણો જોવા લાગ્યો, તે ઝાડનાં ડાંખળાં; ને પાદડાં નજરની આડે આવ્યાથી તેની દ્રષ્ટી દુર જતી નહી, અને તેથી તે તોડી તોડીને નીચે નાંખ્યાં. તે ઝાડ બીલીનું હતું અને તેનાં તોડી નીચે ફેંકેલાં પાન કર્માધર્મ પ્રમાણે નીચે ગુપ્ત રહેલા શીવલીંગ ઉપર પડયાં. એક પોહોર રાત જતાં એક ગર્ભવાળી હરણી આવી અને જેવું કામઠું લીધું તેવુંજ તેણીએ પાછા આવવાનું વચન આપ્યાથી તેને જવા દીધી. એ પ્રમાણે ચારે પ્રહરમાં ચાર હરણીઓ આવી, અને તે દરેકને નહીં મારતાં જવા દીધી, સવાર પડતાં તે શીકારી ઉપર ફુલનો વરસાદ પડયો, અને તે ચારે હરણીઓ અપ્સરાઓ બની ગઇ. પછી તે પાંચે જણાં વીમાનમાં બેસી કૈલાસે ગયાં. આકાશમાં હમણાં આપણે જે મૃગશીર્ષ નક્ષત્ર કીંવા ૫ તારા જોઇએ છીએ. તે કથાની પેલી ચારે હરણીઓ કે અપ્સરાઓ, અને પાંચમો તે શિકારી છે.

ફાગણ શુદ ૧૫—હોળી અથવા હુતાશણી.

દીવાળી જેવું આ એક મોટું પર્વ છે, અને આખા હિંદુસ્તાનમાં તે પ્રસિદ્ધ છે. ઉત્તર હિંદુસ્તાનમાં તેનો મહીમા એટલો બધો છે કે, આખો ફાગણ મહીનો રંગ, રાગ તથા આનંદમાં પસાર થાય છે. બીજી જગાએ ફાગણ શુદ ૬ થી ગાવું, બજાવવું, ગુલાલ કેસુડાંના રંગ રોળવા તથા બીભત્સ ઠઠ્ઠા મશ્કરીની ધુમ ઉડે છે. ઉપલી મીતીએ સંધ્યાકાળે હોળી પ્રગટવામાં આવે છે, અને ધાણી, ચણા ફાકી ભુખ્યાં રહેલા લોકો, આંબાનો મોહોર, મરવા; કેરી તથા રાયણાં વગેરેથી પૂજા કરી હોળીની પ્રદક્ષણા ફરે છે, ને પછી જમે છે.

ભવિષ્યોત્તર પુરાણમાં આ પર્વની ઉત્પત્તી એવી વર્ણવી છે કે, હોળીકા નામની એક રાક્ષસીએ શીવનું તપ કરી એવું વરદાન મેળવ્યું કે, દેવોના હથીયારથી, તેમજ દીવસે કે રાત્રે અને ઉન્હાળો, ચોમાસું કે શીયાળામાં મારૂં મરણ થાય નહિ, તેમ છતાં તે વરદાન આપતાં શીવે કહ્યું કે, "નવી રૂતુ બેસતાં તોફાની છોકરાંથી તને ભય છે." તેથી તે રાક્ષસીએ પ્રસીદ્ધ રામચંદ્રના વંશજ રઘુ રાજાના રાજ્યમાં પ્રવેશી છોકરાંને મારી નાંખવા માંડયાં. લોકોનો કકળાટ થતાં વસિષ્ઠઋષીએ

તેઓને કહ્યું કે, "છોકરાઓ પાસે લાકડાં ચોરાવીને તેનો ઢગલો કરાવો, ને તેમાં મંત્ર ભણી અગ્નિ મુકો, કે રાક્ષસી બળી મરશે." તે મુજબ સંધ્યાકાળે તે હોળી રાક્ષસી જેણીનું બીજું નામ હોળીકા હતું. તેણી બળી મુઇ. બીજી ઉત્પત્તી એવી છે કે, શીવે કામદેવને તે દિવશે બાળી મુક્યા પછી, શંકરના ગણો ગુસ્સે થઇ કામદેવના લશ્કર ઉપર તુટી પડયા, અને બીભત્સ શબ્દોની ગર્જનાથી તેને તે દિવસે નસાડી મૂક્યા.

ફાગણ વદ ૧—ધુળેટી

હોળાનો બીજો દીવસ ધુળેટીનો છે, અને તે પણ બીભત્સ બાપણુ, ગુલાલ, કેસુડાં વગેરેનો રંગ તથા ધુળ ઉડાડવામાં તથા મશ્કરી ઠઠા વગેર ગમતમાં પસાર કરવામાં આવે છે, હોળીની પેઠે તે દહાડે અપવાસ કરવો પડતો નથી.

ફાગણ વદ ૫—રંગ પાંચમ.

વસંતપંચમીના બદલે લોક પ્રચારમાં રંગપંચમીનું પર્વ પળાય છે, અને તે હુતાશણીનો છેલ્લો દીવસ છે. તે પર્વના નામ પ્રમાણે, લોકો ઘરો તથા મંદીરોમાં એક બીજા ઉપર રંગનાં છાંટણાં કરે છે.

ચઇત્ર શુદ ૧—વરસ પ્રતીપદા અથવા ગુડી પડવો

આ દીવસે શાલીવાહન શકનું નવું વર્ષ બેસે છે. બેસતું નવું વર્ષ હોવાથી, લોકો સવારમાં અંગે તેલ ચોળી ઉબટણાદકે સ્નાન કરે છે, તથા સારાં વસ્ત્રાલંકાર પેહેરી દેવદર્શન કરવાને તથા મીત્રને મળવાને નીકળી પડે છે. પર્વની ઉત્પત્તી મહાભારતમાં એવી વર્ણવી છે. કે, આયુકુળમાં પુરૂ રાજાનો વંશજ એક વસુ થયો તે શીકાર કરવાને અરણ્યમાં ગયો, અને ત્યાં પછી તપ આદરી બેઠો, ઈંદ્રો આવીને તેને એક દીવ્ય વીમાન તથા કદી કરમાય નહી અને યુદ્ધમાં હાર થાય નહી એવી એક પુષ્પની માળા આપી, તે બંને વસ્તુઓ લઇને તેણે પોતાના દેશમાં પાછો ચઇત્ર સુદ ૧ ના દીવસે પ્રવેશ કર્યો, અને તેની ખુશાલીમાં પ્રજાએ તે દિવસે ઉત્સવ કર્યો.

ચઇત્ર શુદ ૯—રામનવમી

વિષ્ણુનો સાતમો રામાવતાર અયોધ્યાના રાજા દશરથને ઘેર પુત્રરૂપે થયો. કૌશલ્યા, સુમીત્રા અને કૈકેયી નામની દશરથને ત્રણ રાણીઓ છતાં પુત્ર સુખ નહોતું. અને તેથી શ્રૃંગીઋષી પાસે યજ્ઞ કરાવ્યા પછી રામચંદ્રજીનો ઉપલી મીતીએ મધ્યાન કાળે કૌશલ્યાને ઉદરે જન્મ થયો. લંકાનો રાક્ષસ રાવણ રાજા જેને દશ મસ્તક અને વીસ હાથ

હતા, તેણે દેવોને દુઃખ દીધાથી વિષ્ણુએ રામઅવતાર લઈ તેનો નાશ કર્યો હતો. રામનવમીના દીવસે હીંદુઓ સવારમાં સ્નાન કરી સારાં વસ્ત્રાલંકર ધારણ કરે છે, અને પછી રામમંદીરોમાં દર્શન કરવા જાય છે. રામજન્મ થયા પછી તેઓ અન્નાહાર કરે છે. ચઇત્ર શુદ ૧ થી બધાં રામમંદીરોમાં રાતે રોશની તથા ઓછવકિર્તન થાય છે. અને અવશ્ય કરી રામકથા વંચાયછે જેને ભાવીક હીંદુઓ તે સાંભળેછે.

વૈશાખ શુદ ૩—અક્ષય તૃતીયા અથવા અખાત્રીજ

કૃતયુગનો આરંભ આ દીવસે થયો, અને તેથી તે દીવસે બે પ્રહરની અંદર સ્નાન, દાન, હોમ અને પીતૃતર્પણ કરવાનું ઘણું પુણ્ય વ્રતરાજ નામના ગ્રંથમાં વર્ણવ્યું છે, તેમાં એવી કથા છે કે, ધ્રીયંવદ નામનો એક ઘણો નીર્ધન વાણીયો હતો, તેણે ઉપલા દીવસે પીતૃતર્પણ કરી બ્રાહ્મણને અન્નદાન આપવાથી બીજા જન્મે તે કુશાવત નગરીમાં એક ધનાઢ્ય ક્ષત્રી થયો, અને હજારો યજ્ઞ કર્યા પણ તેનું ધન લગારે ઓછું થયું નહીં. આ દીવસે રોહીણી નક્ષત્ર અને બુધવાર હોય, તો વળી પુણ્યનો પારજ નહી.

દશાહરા વ્રત—જેઠ શુદ ૧૦

ગંગા નદી પેહેલાં સ્વર્ગમાં હતી, અને પછી ત્યાંથી શીવની જટામાં અને ત્યાંથી હીમાલય ઉપર થઇ પૃથ્વી ઉપર વેહેવા લાગી. ઉપલી મીતીએ ગંગા સ્વર્ગમાંથી નીચે આવી, અને તે કારણથી તે દીવસે ગંગાસ્નાન કરી, દાન કરવાનું ઘણું પુણ્ય વર્ણવ્યુ છે. કાયીક, વાચીક અને માનસીક મળીને માણસથી થતાં દશ જાતનાં પાપો ગંગાના સ્નાનથી નાશ થાય છે. માટે તે નદીને દશહરાની સંજ્ઞા અપાઇ છે. ઉપલા દીવસે ગંગાજી તથા ગવરીનું પુજન પણ કહ્યુંછે,

જેઠ શુદ ૧૧—નિર્જળા એકાદશી

ભીમસેન સીવાય બાકીના ચારે પાંડવો તથા દ્રૌપદી અગીયારસ વગેરે વ્રતો કરતાં, પણ ભીમનો આહાર ઘણો અને ભુખની પીડા બહુ, તેથી તેનાથી તેમ બનતું નહી, ચાર ભાઇ તથા સ્ત્રી તેને તે માટે ટોકતાં, અને તેથી તેણે વ્યાસજીને અત્યંત પુણ્યવાન એવી એક એકાદશી પુછી. વ્યાસે જેઠ સુદ ૧૧ ને બતાવતાં કહ્યું કેઃ તે અગીઆરસના દીવસે કાંઇ ખાવું નહી, એટલું જ નહી પણ એક માસો સોનું ડુબે તે કરતાં વધારે પાણી પીવું નહી. તેથી તેનું નામ નીર્જળા કીંવા ભીમઅગીયારસ પાડયું, અને તે મુજબ કરવાથી બધા તીર્થોનું ફળ ભીમસેનને મળ્યું. તેમ દરેક માણસને મળે છે.

જેઠ સુદ ૧૫-વટસાવીત્રી

સાવીત્રી નામની એક સતીએ ત્રણ દીવસ એટલે જેઠસુદ બારસથી અપ-

વાસ કરી આ વ્રત કર્યું હતું, અને તેથી એ પર્વને ઉપર્યું નામ આપ્યું છે, લગ્ન થયા પછી તેણીનો પતી સત્યવાન એક વર્ષની દરમ્યાન મરનાર છે, એવું તેણીને નારદઋષીએ ભવીષ્ય કહેવાથી તેણીએ ઉપર્યું વ્રત કરી પતીને પાછો સજીવન કીધો હતો. સત્યવાનનું મર્ણ વડના વૃક્ષની નીચે થવાથી. તે ઝાડ હમણાં પુંજાય છે. આ વ્રત ખાસ કરી સ્ત્રીઓનું છે, અને તેનો ઉદેશ પતીને દીર્ઘાયુ કરવાનો છે. સતી સાવત્રીની કથા મહાભારતમાં ઘણી અસરકારક છે.

## અષાડ શુદ ૧૦થી તે કાર્તિક શુદ ૧૦ સુધી—ચાતુર્માસ

ઉપર દર્શાવેલા ચાર મહીનાની મુદતને "ચાતુર્માસ"નું નામ આપેલું છે, અને તેમાં સ્નાન, દાન, હોમ, યજ્ઞ, પીતૃતર્પણનું ઘણું પુન્ય ગણેલું છે. હિંદુ, સંત સાધુઓ તે મુદતમાં સ્થળાંતર નહિ કરતાં એક જગાએજ પડી રહે છે. અષાડ શુદ ૧૦ થી વિષ્ણુ વાસુકી નાગની પીઠઉપર પાતાળમાં શયન કરે છે. અને પુરા બે મહીને ભાદરવા સુદ ૧૧ ના દીવસે ઉંઘમાં પાસું ફેરવે છે. કાર્તિકમહાત્મમાં વળી એવું કહ્યું છે કે, શંખાસુર નામના રાક્ષશે વેદોનું હરણ કરી તેમને સમુદ્રમાં નાંખ્યા, વીષ્ણુએ મત્સાઅવતાર લઇ તે રાક્ષસને મારી નાંખ્યો, અને પછી પાસે ઉભેલા દેવોને સમુદ્રમાં ડુબકી મારી વેદોને બાહાર કહાડવાની આજ્ઞા આપી. દેવોએ તે ઉપરથી ચાર મહીના જળમાં ડીપલાવી વેદોને બહાર કહાડયા, ચાતુર્માસમાં મુળો, રીંગણાં વગેરે કેટલાક ખાદ્ય પદાર્થ વર્જ્ય કરવાનું ધર્મસીંધુમાં કહ્યું છે.

## અષાડ શુદ ૧૧—અષાઢી અથવા દેવપોઢી એકાદશી

વિષ્ણુ અષાડ શુદ ૧૦ કે ૧૧ થી વાસુકી નાગ ઉપર પાતાળમાં ચાર માસ સુધી ઉંઘે છે, તેથી આ અગીયારસને દેવપોઢી એકાદશી કહે છે. વ્રતરાજમાં આ એકાદશીની ઉત્પત્તિ એવી વર્ણવીછે કે, સત્યુગમાં માંધાતા નામનો એક રાજા થયો, તેના રાજ્યમાં ત્રણુવર્ષ સુધી વરસાદ નહિ પડવાથી પ્રજાની દુરદશા થઇ તે રાજાએ અંગીરા રૂષીને વરસાદ નહી થવાનું કારણ પુછતાં તેણે કહ્યું કેઃ "તારા રાજ્યમાં એક શુદ્ર તપ કરે છે, અને તેથી તેને મારી નાંખ, કે વરસાદ થાય, પણ માંધાતાએ એવું પાપ નહિ કરવાની ઇચ્છા બતાવતાં બીજો ઇલાજ પુછયો, અંતે ઋષી બોલ્યા કે, દેવપોઢી અગ્યારસ કર. રાજા, અને પ્રજાએ તેથી આ અગ્યારસ કરી અને દુકાળ મટી સુકાળ થયો.

### શ્રાવણ માસની પુજા અથવા અનુષ્ઠાન–શ્રાવણ શુદ ૧ થી તે શ્રાવણ વદ ૩૦ સુધી.

ચાતુર્માસના પેટામાં આ આખો મહીનો છે, અને તેમાં વ્રત, શીવપુજનનું ઘણું માહાત્મ છે, અતી રૂદ્ર, મહારૂદ્ર, કે સાદો રૂદ્રાભિષેક કરવાથી અથવા નક્તવ્રત એટલે દરરોજ આખા મહીના સુધી ફક્ત સાંજે જમ્યાથી શીવ પ્રસન્ન થઇ ઘણું પુન્ય થાય છે. શીવ ભક્તો આખો મહીનો પંચકેશ રાખી, બીલીપત્ર તથા જળધારાના અભીષેકથી શિવની ભક્તિ કરે છે, અને માસ પુર્ણ થયા પછી બ્રહ્મભોજન કરે છે. ધનવાન હિંદુઓ પોતાનાથી શીવપુજન નહી બનવાથી બ્રાહ્મણોને પૈસા આપી શીવપુજન કરાવે છે, અને તે પુન્ય પોતાને મળતું સમજે છે.

### નાગ પંચમી–શ્રાવણ શુદ ૫.

આખા વર્ષમાં સર્પ કરડે નહી, અને તે વિષધારી જીવની કૃપા રહે, માટે આ વ્રત હિંદનું દરેક કુટુંબ કરે છે, તે દીવસે ઘરની ભીંતનો એક ભાગ ગોમય, ગોમુત્રથી લીંપી તે ઉપર ઘસેલા ચંદનથી નાગનું ચીત્ર કહાડવામાં આવે છે. તે ચીત્રમાં નાગની સાથે વીંછી કાનખજુરાને પણ ચીતરીને, તેમની પુજા કરી નૈવેદ્ય ધરાવવામાં આવે છે. કુટુંબમાંથી એક જણ તે દીવસે ઉપવાસ કરે છે, અને ફક્ત "ફળાહાર" કરી રહે છે. નાગપુજન કરી રહ્યા પછી, પલાળેલી બાજરી, ને કુલેર વેહેંચવામાં આવે છે, અને તે દીવસે હિંદુ અબળાઓ ખાંડવા, દળવા કે ઝાડકવાનું કામ કરતી નથી. તે દીવસ સાક્ષાત ખરા નાગનાં દર્શન માટે ઘણા ઉત્સુક રહે છે.

### બળેવ, શ્રાવણી તથા રક્ષાબંધન—શ્રાવણ શુદ ૧૫.

હિંદુઓમાં બ્રાહ્મણો આ તેહેવાર વીશેષ કરીને પાળે છે, કારણકે તેઓ આજે નદી વગેરે જળાશયો ઉપર ટોળામાં જઈ નવી જનોઇ ધારણ કરે છે. નવું ઉપવીત ધારણ કરવાની અગાઉ હેમાદ્રિ એટલે દેહશુદ્ધિ પ્રાયશ્ચીત વગેરે ધર્મની કેટલીક ક્રિયા કરવી પડે છે, વેપારીઓ આજે નાળીયેર વગેરે વસ્તુઓ દરીયાને અર્પણ કરી, તે શાંત થવા માટે તેની પુજા કર્યા પછી વેપારમાં તેની કૃપા ઇચ્છે છે, નવી જનોઇ પહેર્યા પછી બ્રાહ્મણો પોત પોતાનામાં, તેમજ ક્ષત્રી, વૈશ્ય વગેરે બીજી જ્ઞાતોના પોતાના યજમાનોને ઘેર જઇ તેઓના જમણા હાથના કાંડે રક્ષા અથવા રાખડીઓ બાંધે છે. રક્ષાબંધનની ઉત્પત્તી એવી છે

ક, ઇંદ્રાણીએ ઇંદ્રને રાખડી બાંધવાથી, તેણે રાક્ષસો ઉપર જય મેળવ્યો, અને શરીરે આરોગ્ય રહ્યો.

જન્માષ્ટમી અથવા ગોકુળ અષ્ટમી—શ્રાવણ વદ ૮.

ભગવાન વિષ્ણુનો આઠમો કૃષ્ણાવતાર આ દીવસે રાતના બાર વાગે મથુરામાં થયો. કંસ નામે એક પાપી રાક્ષસનો નાશ કરવાને વિષ્ણુએ આ જન્મ મથુરામાં લીધો. તે કંસ મથુરાનો રાજા હતો અને તેને નારદે ભવીષ્યવાણી કહી હતી કે. " તારી બેહેન દેવકીનું આઠમું બાળક તારો જીવ લેશે. " તેથી કંસે કૃષ્ણનાં માતા-પીતા દેવકી અને વસુદેવને કારાગૃહમાં પૂર્યાં જ્યાં કૃષ્ણાવતાર થયો. હિંદુઓ આજે સ્નાન કરી વસ્ત્રાલંકાર પહેરી છોકરાં સહિત દેવદર્શને જાય છે. અને આજનો દિવશ ઉપવાસ કરી પ્રભુ કીર્તન-શ્રવણ કરે છે મધ્ય રાત્રે કૃષ્ણજન્મ થયા પછી તેઓ દર્શન કરી ઘેર આવી પછી મિષ્ટાનભોજન જમે છે,

ગણેશ ચતુર્થી અથવા ગણપતી ચોથ ભાદરવા શુદ ૪

દ્વારકાંના સત્રાજીત યાદવની પાસેના સ્વમંતકમણીના સંબંધમાં ભગવાન કૃષ્ણ ઉપર લોકોએ જે આળ ચઢાવ્યું હતું, તે મટાડવાને નારદમુનીના કહેવાથી. કૃષ્ણે આ વૃત્ત કર્યું હતું; શંકરના પુત્ર ગણપતી અષ્ટસિદ્ધી સાથે લગ્ન કર્યાપછી આકાશમાંથી આવતા હતા, ત્યારે ચંદ્રે ઉપહાસ્ય કર્યાથી ગજાનને શ્રાપ આપ્યો હતો કે, " તારૂં મુખ કોઇ જોશે નહીં, " પણ ચંદ્રે પછી ગણેશચતુર્થીનું વૃત્ત કર્યાથી ભાદરવા શુદ ૪ ના દીવસ સીવાય તે શ્રાપની અસર મીથ્યા થઇ હતી, આ દીવસે ભુલચુકે ચંદ્રદર્શન થાય તો લોકો આડોશીપાડોશીઓનાં છાપરાંપર ઇંટો નાંખી તેની ગાળો ખાય છે, અને તેથી તેને "ધગડા ચોથ" પણ કહે છે, કુટુંબમાંથી એક જણ ઉપવાસ કરી, રાત્રે ગણપતીને લાડુનું નૈવેદ્ય ધરાવી જમે છે, માટીના ગણપતીને ચાર દિવસ અગાઉથી ઘેર પધરાવી, પુજા કર્યા પછી આજે જળમાં પધરાવે છે.

સાંમાપાંચમ— ઋષીપંચમી—ભાદરવા સુદ ૫

સ્ત્રીઓ રજસ્વળા થયા પછી ઘરમાં જાણે અજાણે ભ્રષ્ટાભ્રષ્ટ કરે, તેની શુદ્ધી માટે આ વ્રત હોવાથી આ વૃત્ત ફકત સ્ત્રીઓજ કરે છે, અને તે દીવસે બળદની મહેનતથી ઉત્પન્ન થયલાં ઘઉં, બાજરી વગેરે અનાજ ન ખાતાં સામો વગેરે "ફળાહાર" કરે છે, વ્રતરત્નાકરમાં તેની ઉત્પત્તિ એવી વર્ણવી છે કે, કૃતયુગમાં સુમીત્ર નામના બ્રાહ્મણને

જયશ્રી નામની સ્ત્રી હતી, તેણીએ આભડછેટ નહી પાળ્યાથી તે બંને બીજા જન્મે પોતાનાજ પુત્ર સુમતીને ઘેર બળદ અને કુતરી થઇ અવતર્યાં માતાપિતાની તે દુર્ગતી સુમતીએ જાણ્યા પછી ઋષિહીત ઋષી પંચમી કરી તેઓનો ઉદ્ધાર કર્યો.

## ગવરી આવાહન અથવા પુજન—ભાદરવા સુદ ૫ થી ૧૦

હિમાચળની કુંવારી કન્યા ગવરીનું આ વૃત્ત છે, અને તે ઘણુંકરીને સ્ત્રીઓજ કરે છે. ગુજરાતી કરતાં દક્ષીણીઓમાં અને તેમાં પણ બ્રાહ્મણ સીવાયની ઉતરતી "ઘાટી" જેવી જ્ઞાતિઓમાં આ વૃત્તનો મહીમા ઘણો છે. ગવરીદેવીને ઘરમાં પધરાવી તેઓ તેની પુજા કરી તેની આગળ ગાઇ વગાડીને નાચે છે.

## વામન દ્વાદશી અથવા વામન જયંતી—ભાદરવા સુદ ૧૨.

રાક્ષસ બળીરાજાના તપથી દેવો ભય પામી વિષ્ણુને શરણે ગયા, અને તેઓનું દુઃખ મટાડવા વિષ્ણુને કસ્યપની સ્ત્રી અદીતિને પેટે વામનનો પાંચમો અવતાર લેવો પડયો તે જન્મ ઉપલી મીતીએ થયો. તે પછી બળી યજ્ઞ કરતો હતો ત્યારે વામન અથવા બટુક બનેલા વિષ્ણુ તેની પાસે ગયા, અને ત્રણ ડગલાં પૃથ્વી માગી. બળીએ મંજુર રાખતાં, વામને વિરાટરૂપ ધારણ કરી બે ડગલાંમાં સ્વર્ગ, અને પૃથ્વી લીધી, અને ત્રીજુ ડગલું ભરવાની જગા નહિ હોવાથી, તે બળીના મસ્તક ઉપર પગ મુકી તેને પાતાળમાં ચાંપ્યો. વિષ્ણુએ તે પરાક્રમ પણ ઉપલીજ મીતિએ કર્યું. આ વ્રત પણ ઘણું કરીને સ્ત્રીઓજ કરે છે.

## અનંત ચતુર્દશી—ભાદરવા શુદ ૧૪

જુગારમાં રાજ્ય ગુમાવી, પાંડવો વનમાં ગયા પછી દરિદ્રતાથી પીડાવા લાગ્યા, અને તેથી કૃષ્ણે તેમને આ વ્રત કરવાનું કહ્યાથી તેઓએ તે કર્યું. તેથી તેઓને ફરી રાજ્ય પ્રાપ્તિ થઇ. આ વ્રત વિષ્ણુનું છે અને તે કરવાથી દરિદ્રતાનો નાશ થાય છે. સોનાના તાર સાથે ગુંથેલો અનંતનો રેશમી દોરો, વ્રત કરનાર જમણા હાથના કાંડાપર બાંધે છે. સ્ત્રીપુરૂષ બંને આ વ્રત કરે છે. કાઉંડીન્ય નામના ઋષીની શીળા નામની સ્ત્રીએ આ વ્રત કરવાથી તેણીનો પતિ કરોડાધીપતી થયા, એવું વ્રતનું માહાત્મ્ય કૃષ્ણે ધર્મરાજાને કહ્યું હતું.

## શ્રાધીયાં મહાલય અથવા પિતૃપક્ષ—ભાદરવા વદ ૧ થી વદ ૩૦ સુધી

ભાદરવા વદનું આખું પખવાડીયું પીતૃપક્ષ એટલે શ્રાધીયાંનું કહેવાય છે, અને તેમાં હીંદુઓનાં જે મા, બાપ, દાદો, દાદી તથા કાકા વગેરે આત્મ–સગાં મરણ પામ્યાં હોય છે, તેઓ દરેક જે મીતિએ મરણ પામ્યાં હોય, તે દીવસે તેનું પીંડદાન તથા જળ તર્પણ સાથે શ્રાદ્ધ કરવામાં આવે છે. અષાઢીપુનમથી અઢી મહીના સુધી પિતૃઓ (મરનાર સગાં) કલેશ પામી તરસ્યાં થાય છે, અને તેથી આ પક્ષમાં સુર્ય કન્યા રાશીપર આવતાં જળ તર્પણથી તેઓને પાણી પાવામાં આવે છે. વંશજ કે વારસ તેમ ન કરે, તો પિતૃઓ શ્રાપ આપી તરસ્યાં નર્કે જાય છે. "સધવા નવમી" "ઘાયઘોયાં" ની ચાદશ વગેરેનો પણ આ પક્ષમાંજ સમાવેશ થાય છે,

**નવરાત્રી અથવા નોરતાં—આશો શુદ ૧ થી શુદ ૯ સુધી.**

આ નવ દીવસ દેવી ભક્તો,એટલે શાક્તધર્મ પાળનારા હિંદુઓને મોટા તહેવારના છે.તેઓ પડવેથી ઘરમાં માતાની પધરામણી કે આવાહન કરી, અખંડ રાત દીવસ તેની આગળ ઘીનો દીવો બાળે છે, અને ગરબો રાખે છે કેટલાક વાવેલા જવારા પુજે છે નવ દીવસ સુધી દીવસે નહી ખાતાં રાત્રે દેવિપુજન પુરૂં થયા પછી ઘઉંનું મીષ્ટ ભોજન કરે છે. નવે દિવસ રાત્રે સ્ત્રીઓ સારાં વસ્ત્રાલંકાર પહેરી ગરબો ગાય છે, અને તે સાંભળવા પુરુષોની ઠઠ જામે છે,આઠમેદિવસે આઠમે માતાનો હો થાય છે. અને ભુવા વગેરે ધુણી ભવિષ્ય ભાખે છે. નવમે એટલે છેલ્લા દીવસે માતાને વળાવે છે. આ પર્વ દેવીનું છે, અને તેની ઉત્પત્તિ સપ્તસતી નામના ગ્રંથમાં એવી વર્ણવી છે કે, શીવપત્નીએ કાળી રૂપ ધરી આ દીવસોમાં મહિષાસુર વગેરે રાક્ષસોનો સંહાર કર્યો હતો.

## દશરા અથવા વીજયાદશમી અને સમડી પુજન—આશો શુદ ૧૦

મહાભારતના વિરાટ પર્વમાં લખ્યું છે કે આ દીવસે અરજુને સમડીના વૃક્ષ ઉપર સંતાડેલાં હથીઆરો ઉતારીને દુર્યોધનના લશ્કરને હરાવ્યું હતું, અને હરણ કરેલી ગાયોને પાછી લાવ્યો હતો. વળી રામચંદ્રે રાવણ ઉપર આજે ચઢાઇ કરી હતી; તેથી તેને "વીજયા દશમી" નું નામ મળ્યું છે. તે ઉપરથી અગાઉ હીંદુ રાજાઓ આ દીવસે દુશમન ઉપર ચઢાઇ લઇ જતા હતા. હીંદુઓ સહવારે તેલ

ચોળી ઊષ્ણોદકથી સ્નાન કર્યા પછી; સારાં વસ્ત્રાલંકાર પહેરી ઘરના ઘોડા, બેલ તથા હથીઆર વગેરેને ધોઈ પછી તેમને ચંદન, રંગ તથા પુષ્પોના હારથી સુશોભીત બનાવી પુજે છે. બપોરના મિત્રોની મુલાકાત તથા સ્વારીમાં નીકળવાની તૈયારીમાં જાય છે, સાંજ પડતાં સ્વારી નીકળે છે, અને તેમાં દરેક ગાડી, ઘોડાવાળા જોડાય છે. સંધ્યાકાળે સમડી વૃક્ષનું પુજન કરી ગોરને દક્ષીણા આપી, અન્યો અન્યમાં શુકન તરીકે ઝવેરાત તથા સોનું (ઝીંઝીનાં પાંદડાં કે અંતરવેલ કે જવારા વહેંચે છે. રાજા ઠાકોર વગેરે સત્તાધીશ લોકો ગામમાં સ્વારી પાછી ફરતાં પાડો કે બકરૂં કાપી હવન કરી બળીને ભોગ આપેછે.

માણેકઠારી પુનમ અથવા કૌમુદી પુર્ણિમા—આશો શુદ ૧૫.

લક્ષ્મી અને વિષ્ણુનું આ એક વ્રત છે, અને તે કરવાથી તથા રાત્રે દ્યુત રમતમાં જાગરણ કરવાથી દરિદ્રતાનો નાશ થાય છે. વળી તેને "કૌમુદી પુર્ણીમા" એટલે પૂર્ણચંદ્રના પ્રકાશવાળી પુનમ કહે છે, અને તે દીવસે પડતાં વરસાદનાં બીંદુનાં મધ્યરાત્રે દરિયામાં મોતી થાય છે, એવી લોકની સમજ છે. લક્ષ્મી અને વિષ્ણુ ઉપરાંત ઇંદ્રની પુજા કરવાનું, અને હાથીદાંતના પાસાથી શરત સાથે સોકટાં બાજી માંડવાનું લીંગપુરાણમાં કહ્યું છે. હીંદુઓ રાત્રે ગાડીઘોડામાં ફરવા નીકળે છે, અને અગાસી વગેરે ઘરના ખુલ્લા ભાગ ઉપર ચાંદનીમાં બેસીને વિનોદમાં સર્કરાયુક્ત દુધમાં પૂંઆ પલાળીને,તેનું નૈવેદ્ય ધરાવીને ભક્ષણ કરે છે. આજની ચંદ્રની ઘણી આનંદકારક છે.

ધનતેરસ—આસો વદ ૧૩.

આ દીવસથી દીવાળીની શરૂઆત થાય છે, અને કારતક શુદ ૨ એટલે ભાઇબીજ સુધી ચાલે છે. તેમ છતાં લક્ષ્મીપુજન એટલે દીવાળી, આશો વદ ૧૪ થી કાર્તિક શુદ ૧ સુધી ત્રણજ દીવસ છે. ધનતેરસના દીવસે લોકો સહવારમાં વહેલા ઉઠી સુગંધી દ્રવ્યયુક્ત તેલ ચોળી સ્નાન કરે છે. અને પછી ઘરનાં ઘરેણાં તથા ધનને દુધથી ધોઇ તેની પુજા કરે છે. બપોરે મીષ્ટાન્ન જમી રાત્રે દીપોત્સવ કરે છે.

નરક ચતુર્દશી અથવા કાળી ચૌદશ—આસો વદ ૧૪

આ પણ એક દીવાળીનું પર્વ છે અને તેની ઉત્પત્તી સારોદ્ધાર કાર્તિકમાહાત્મ્યમાં વર્ણન કરતાં એવું લખ્યું છે કે, નર્કાસુર નામના દૈત્યને આજે વિષ્ણુએ માર્યો હતો. વળી બળીરાજાને પાતાળમાં ચાંપ્યા પછી વિષ્ણુએ તેને વરદાન માગવાનું કહેતાં તેણે માગ્યું કે,

' આશો વદ ૧૪ થી કારતક શુદ ૧ સુધી ત્રણ દીવસ પૃથ્વી ઉપર મારૂં રાજ્ય થાય અને જે લોકો તે ત્રણે દીવસ અભ્યંગસ્નાન કરી દીપોત્સવ કરે, તેઓને ઘેર લક્ષ્મીનો નીવાસ થાય. " વિષ્ણુએ તે વરદાન આપ્યું. આજે પણ હિંદુઓ સુર્યોદય પહેલાં સુગંધી તેલો શરીરે ચોળી ગરમ પાણીથી સ્નાન કરે છે તથા કીમતી વસ્ત્રાલંકાર પહેરી મિષ્ટાન્ન જમે છે. રાતે દીપોત્સવ કરી દારૂખાનું ફોડે છે, કેટલાકો આ દીવસની રાત્રે દીપોત્સવ કરી દારૂખાનું ફોડે છે, કેટલાકો આ દીવસની રાત્રે મંત્ર તથા ભુત સાધના કરે છે.

દીવાળી, લક્ષ્મી પુજન—આશો વદ ૦))

આજના દીવસના પર્વને દીવાળી કહે છે અને તે વર્ષનો છેલ્લો દીવસ છે. હીંદુઓ સુર્યોદય પહેલાં ઉઠીને તેલ, અને સુગંધીદાર પદાર્થોથી અભ્યંગસ્નાન કરે છે. વેપારીઓ ખડીઆ ધોઈ તેમાં નવી શાહી પુરાવી. નવા ચોપડા ખરીદે છે, અને તેમની સંધ્યાકાળે બ્રાહ્મણ પાસે પુજા કરાવે છે, જેને ચોપડા પુજન કે સરસ્વતી પુજન કહે છે, રાત્રે દીપોત્સવ કરી. છોકરાં ફટાકા વગેરે દારૂખાનું ફોડે છે.

---

## ૨ પારસીઓના મુખ્ય ત્હેવારો અને તેની જાણવા યોગ્ય હકીકત.

પતેતી અથવા નવું વરસ—ફરવરદીન મહિનાનો પહેલો દિવસ તે પારસીઓના નવા વરસનો દિવસ ગણાય છે. ઇ. સ. ૬૩૨ માં શેહેનશાહ યઝદેઝરદ ઇરાનની ગાદીએ આવ્યો હતો. જે શેહેનશાહ સાસાનીયત રાજાઓમાં છેલ્લો રાજા હતો. ઇ. સ. ૬૪૦ માં આરબોએ તેને નાવંદની મોટી લડાઈમાં હરાવી ઇરાનનું તખ્ત છીનવી લીધું હતું, અને તેની સાથેજ ઇરાનીઓના હાથમાંથી રાજ ગયું હતું. પારસીઓ યઝદેઝરદ ગાદીએ બેઠો ત્યારથી પોતાનો સન ગણે છે. એ દિવસ ખરૂં જોતાં નવરોજના નામથી ઓળખાવો જોઇએ છીએ, કારણ કે પતેતી એ બોલનો અર્થ પશ્ચાત્તાપ એવો થાય છે અને તે દિવસ વરસનો છેલ્લો દિવસ છે કે જે દિવસે પારસીઓ ગત વર્ષમાં થયેલાં પાપોનો પશ્ચાત્તાપ કરી ક્ષમા માગે છે, અને વરસના શરૂ થતા પહેલે દિવસે તેઓ પરમેશ્વર પાસે આખું વરસ સુખ, અને આબાદીમાં પસાર થાય એવી આશિષ માગે છે. તે દિવસ તેઓ ભારે ખુશી ખુશાલીમાં અને ખાણાપીણામાં તથા ધર્મદાન કરવામાં ગુજારે છે.

રપીથવન—સાત અમસાસ્પંદામાંનો એક અરદીબેહેસ્ત જે રોશ-ની અને આતસ ઉપર નેગેહબાની ધરાવે છે, તેની આરાધના, ફરવર-દીન મહિનો અને અરદીબેહેસ્ત રોજને દિવસે કરવામાં આવે છે.

ખોરદાદસાલ—પારસીઓના પેગંબર સપેતમાન જરથોસ્તના જન્મદિવસ તરીકે આ તેહેવાર પાળવામાં આવે છે.તેનો જન્મ હાલના વિદ્વાનોની શોધ પ્રમાણે ક્રાઇસ્ટની ૧૨૦૦ વર્ષ પૂર્વે ઇરાનની ઉત્તરે આવેલા શહેરમાં, કયાંની વંશના છેલ્લા બાદશાહ શાહ ગુસ્તાસ્પના વખતમાં થયલો જણાય છે. કઇયોમરસ. હોશંગ અને કેખશરૂ પણ એજ દિવસે જન્મેલા કહેવાય છે.

અમરદાદસાલ—ખોરદાદસાલને બીજે દિવસે આ તહેવાર પા-ળવામાં આવે છે, અને એ દિવસ ઘણું કરીને ખાણુપીણુમાં ગુજાર-વામાં આવે છે. એ અમરશાસ્પદ ઝાડપાનપર નેગેહબાની ધરાવે છે.

ફરવરદિન જશન—અશોફરોહરની આરાધના કરવા માટે દર મહિનાનો ૧૦ મો દિવસ જે ફરવરદીન ગણાય છે, તે દિવસે જશ-નની ક્રિયા કરવામાં આવે છે. પહેલો મહિનો જે ફરવરદીન ગણાય છે, તે મહિનાના ફરવરદીન રોજને દીવસે એ ક્રિયા મોટા પાયા ઉપર કરવામાં આવે છે. એ દીવસે દખમાં આગળ જઇને દરેક જણ પો-તાનાં ગુજરેલાઓની યાદ કરી તેમની આરાધના કરે છે.

અરદિબેહુશત જશન—અરદીબેહશત મહિનો ને અરદીબે-હશત રોજને દિવસે આ તહેવાર પળાય છે. આતશ ઉપર નેગેહબાની ધરાવનાર અરદીબેહેશત અમશાસ્પંદની યાદમાં આ તહેવાર પાળવામાં આવે છે; અને એ દિવસે જશન વિગેરેની ક્રિયા કરી તેની આરાધના કરવામાં આવે છે. એ દિવસે પારસીઓ આતશબેહેરામમાં જઇ ત્યાં આતશ સન્મુખ પ્રાર્થના કરે છે.

મેદિઓજરેમ ઘંબાર—પારસી ધર્મ પુસ્તકો પ્રમાણે આખી સૃષ્ટિ ૭ જુદા જુદા તબકાઓમાં પેદા કરવામાં આવી હતી. એ ૭ તબકાઓને ઘંબારના નામથી ઓળખવામાં આવે છે. મેદીઓજરેમ ઘંબાર પહેલો તબકો ગણાય છે અને તે અરદીબેહસત મહિનાના ખોરશેદ રોજથી તે દેપમેહેર રોજ સુધીના પાંચ દિવસ સુધી પાળવામાં આવે છે. એ પાંચે દિવસ જુદી જુદી ધર્મક્રિયાઓ અને આરાધનાઓ કરવામાં આવે છે અને તેને ઘણા પવિત્ર માનવામાં આવે છે. ક્રિયાઓ સાથે ખાણાઓ પણ થાય છે અને તેમાં સામેલ થવું, એ મોટું પુણ્ય

માનવામાં આવે છે. આ પહેલા ગંબારમાં આકાશ પેદા કરવામાં આવ્યું હતું, એમ કહેવાય છે.

આતશબેહેરામ સાલગરેહ—મુંબઇના હોરામજી વાહાડીઆના આતશબેહેરામની સ્થાપનાનો દિવસ તે આ તહેવાર તરીકે પાળવામાં આવે છે, એ દિવસે આતશબેહેરામમાં જશ્ન આતશની આરાધના કરે છે, તેમજ નવા પરથવામાં આવેલા અંજુમનના આતશબેહેરામની સ્થાપનાનો દિવસ તે દિવસે પણ આતશની આરાધનામાં જશનની મોટી ક્રિયા કરવામાં આવે છે, અરદીબેહસત માહનો અને સરોશ રોજે હોરમજી વાહાડીઆના આતશબેહેરામની સાલગરેહ આવે છે અને અરદીબેહશ્ત મહિનો અને અરદીબેહશત રોજે અંજુમનવાળા આતશબેહરામની સાલગરેહ આવે છે.

ખોરદાદ જશન—ખોરદાદ અમશાસ્પંદ નામના ફરેસ્તાની આરાધનામાં ત્રીજા મહિનાના છઠ્ઠા દિવસને આ નામથી ઓળખવામાં આવે છે અને તે દિવસે પણ તેની યાદમાં જશનનો ક્રિયા કરવામાં આવે છે.

મેદીઓશેમ ઘંબાર-વરસની ૭ મોસમ અથવા તબકાઓમાં આ બીજો તબકો ગણાય છે, અને એ તબકામાં પાણીની ઉત્પત્તિ થયલી મનાય છે. ચોથો મહિનો જે તીર તેના ૧૧ થી ૧૫ મા રોજ સુધી તે પળાય છે. એ પાંચમાંના વચલા એટલે તીર રોજને દિવસે તેસ્તરતીદ યઝદની આરાધનામાં જશનની મોટી ક્રિયા કરવામાં આવે છે.

અમરદાદ જશન-પાંચમો મહિનો જે અમરદાદ તેના સાતમા રોજને દિવસે અમરદાદ અમશાસ્પંદ ફરેસ્તાની આરાધનામાં એ તહેવાર પાળી, તે દિવસે જશન કરવામાં આવે છે.

શેહેરેવર જશન—શેહેરેવર અમશાસ્પંદ ફરસ્તો જે પર્વત અને સોના રૂપાની ખાણો ઉપર નેગેહબાની ધરાવે છે, તેની આરાધના શેહેરેવર મહિનાના ૪ થા રોજને દિવસે જશનની ક્રિયા કરીને કરવામાં આવે છે.

પેતેસમ ઘંબાર—૭ ઘંબારો માહેલો આ ત્રીજો ઘંબાર છે અને તે છઠ્ઠા મહિનાના ૨૬ થી ૩૦ મા રોજ સુધીના પાંચ દિવસ પળાય છે. પૃથ્વીમાં ઋતુઓની ઉત્પત્તિ એ તબકામાં કરવામાં આવેલી ગણાય છે.

જમશેદી નવરોજ—ઈરાનના પેશદાદીયન વંશના ત્રીજા પાદશાહ જમશેદના વખતથી આ તેહેવારની ઉત્પત્તિ થયલી મનાય છે. અને તેને સુલતાની નવરોઝના નામથી પણ પીછાણુમાં આવે છે. સૂર્યની ચાલ પ્રમાણે વરસ ગણવામાં આવે તો એ દિવસ નવા વરસના પહેલા દિવસ તરિકે ગણાય છે. એ દિવસ જશન વગેરેની ક્રિયા કરીને ખાણાપીણામાં ગુજરવામાં આવે છે.

મેહેર જશન—સૂર્યની ચાલ ઉપર નેગેહબાની ધરાવનાર મેહેરયઝદની આરાધના માટે આ દિવસ પળાય છે, અને ૭ મા મહિનાના ૧૬ મા દિવસે તે પાળવામાં આવે છે.

ચાથરેમ ઘંબાર—૭ ઘંબારો માંહેલો આ ચોથો ઘંબાર છે. જે સાતમા મહિના મેહેરના ૨૬ થી ૩૦ મા સુધીના પાંચ દિવસ પળાય છે. એ તબકામાં ઝાડપાનની ઉત્પત્તિ કરવામાં આવેલી મનાય છે.

આવાં અરદ્વીસુર જશન—પાણી ઉપર નેગેહબાની ધરાવનાર અરદ્વીસુર અનાહોતના નામથી ઓળખાય છે. આઠમા મહિનાના દશમાં રોજે આ તેહેવાર તેની યાદમાં પાળવામાં આવે છે. એ દિવસે પારસીઓ દરિઆ કિનારે જઇ તેની સન્મુખ પ્રાર્થના કરે છે.

આદર જશન—આતશ ઉપર નેગેહબાની રાખનાર ફરેસ્તાની આરાધના તરીકે, નવમા મહિનાના નવમા રોજે આ તેહેવાર પાળવામાં આવે છે. એ દિવસે પારસીઓ આતશબેહરામમાં જઇ ત્યાં આતશ સન્મુખ પ્રાર્થના કરે છે. એ મહિનાને ઘણો પવિત્ર માનવામાં આવે છે અને ઉદવાડાના આતશબેહેરામ, જેમાંનો આતશ (અગ્નિ) અસલ ઈરાનથી આણેલો ગણાય છે, તેની સન્મુખ પ્રાર્થના કરવાને એ મહિનામાં ઘણાક જરથોસ્તીઓ ઉદવાડે જાય છે.

ફરવરદીન જશન—જેમ પહેલા મહિનાના ફરવરદીન રોજે આ તેહેવાર પાળવામાં આવે છે, તેજ પ્રમાણે આદર મહિનાના ફરવરદીન રોજે પણ તેવાજ હેતુથી આ તહેવાર જશન વિગેરેની ક્રિયા કરી પાળવામાં આવે છે.

દેજશન—દે મહિનો ને હોરમજ રોજને દિવસે આ તેહેવાર જશન વિગેરે કરીને પાળવામાં આવે છે. આ મહિનો પણ વિશેષ પવિત્ર માનવામાં આવે છે.

જરથોસ્તનો દીવસો—પેગંબર જરથોસ્તના મરણનો વાર્ષિક દિવસ દે મહિનો ને ખોરશેદ રોજે પાળવામાં આવે છે અને દિવસે ધર્મક્રિયાઓથી તેની આરાધના થાય છે.

મેદિયારેમ ઘંબાર—૭ માંહેલો આ પાંચમો ઘંબાર દે મહિનાના ૧૬ થી ૨૦ મા રોજ સુધીના પાંચ દિવસ પળાય છે. આ તબક્કામાં પશુ પ્રાણીઓની ઉત્પત્તિ કરવામાં આવેલી માનવામાં આવે છે

બેહેમન જશન—અગ્યારમો મહિનો જે બેહેમન તેના બેહેમન રોજને દિવસે આ તેહેવાર પાળવામાં આવે છે. બેહેમન આમશાસ્પંદ ફરેસ્તો પ્રાણીઓ ઉપર નેગેહબાની ધરાવે છે, તેની આરાધના એ દિવસે કરવામાં આવે છે. એ દીવસે પારસીઓ બીલકુલ માંસને અડકતા નથી. એટલુંજ નહીં પણ કેટલાકો તો એ આખો મહિનો બીલકુલ માંસને અડકતા નથી. એ મહિનામાં ગાય, ઢોર વગેરેને પૈસા ખર્ચી ઘાસચારો નંખાવે છે તથા પ્રાણીઓનાં સુખને માટેનાં ધર્મકાર્યો પણ કરે છે.

સર્ફંદારમદ જશન—પૃથ્વી ઉપર નેગેહબાની ધરાવનાર ફરેસ્તા તરીકેની આરાધના કરી આ તેહેવાર પાળવામાં આવે છે અને તે છેલ્લા મહિનાના પાંચમા દીવસે પળાય છે.

મુકતાદ—ખશોફ્રોહરો માને મરણ પામેલાંઓની આરાધના કરવા માટે વરસના છેલ્લા દીવસોને મુકતાદના નામથી ઓળખવામાં આવે છે. કેટલાકો દશ દીવસ અને કેટલાકો અઢાર દીવસ તે પાળેછે.

મારેસ્પન્દ જશન—આ તેહેવાર છેલ્લા મહિનાના ઓગણત્રીશમા રોજે પળાય છે.

હમસ્પથમેદેમ ઘંબાર—આ છેલ્લા ઘંબારો છે. એ પણ પાંચ દિવસ પળાય છે. વરસના ૩૬૦ દિવસો પૂરા થયા પછી ૩૬૫ દીવસ પૂરા કરવાને ઉપરથી બીજા પાંચ દીવસ ઉમેરવામાં આવે છે અને તે આ ઘંબારના દીવસો છે. તેને "ગાથા" ના નામથી પણ ઓળખવામાં આવે છે. એ ઘંબાર આગલા ઘંબારમાં સર્વથી ચઢતો દરજ્જો ભોગવતા મનાય છે એ પાંચે ગાથાના દિવસોને જુદાં જુદાં નામોથી ઓળખવામાં આવે છે. અને દરરોજની ક્રિયાઓ પણ જૂદી જુદી થાય છે. દરેક જરથોસ્તીને એ પાંચે દિવસે ગાથાની અવસ્તા બંદગી કરવાની ફરજ ગણાય છે. એ તબક્કામાં મનુષ્ય માત્રની ઉત્પત્તિ કરેલી ગણાય છે.

પારસી દહાડા વારની સમજ—પારસી અથવા જરથોસ્તી લોકોનું નવું વરસ ફરવરદીન મહિનો અને હોરમજદ રોજથી શરૂ થાય

છે, અને સફ્દારમદ મહિનાની આખેરીએ વહેશતોયશત ગાથાએ પૂરૂં થાય છે. પારસી લોકોનો છેલ્લો પાદશાહ, યઝદેઝરદ શેહેરીઆર જે દીને તખ્ત ઉપર બેઠો હતો, તે દીનેથી તેમનો યઝદેઝરદી સને ચાલુ થયો છે. એવું કહે છે, કે પારસીઓની પાદશાહીના વખતમાં ૧૨૦ વરસે કબીસો યાને એક માસ અધિક કરતા હતા. પણ તેમનો છેલ્લો પાદશાહ યઝદેઝરદ આરબ લોકોના હાથ ઉપર માર્યો ગયો. બાદ તેઓ પોતાનો ધર્મ જાળવવાને માટે ઇરાન વતન છોડીને નીકળી જવા લાગ્યા; અને તેમાં કેટલાકો પહાડોની કહણુમાં મુકામ કરી પડયા અને કેટલાકો હિંદુસ્તાનમાં આવી વસ્યા, તેથી જે હીંગામ ઉપર કબીસો કરવાનો તે તેમને મુકી દેવો પડયો, અને ૩૬૫ દહાડાનું વરસ ચલાવવા માંડયું, તે મુજબ હાલ પણ હિંદુસ્તાન અને ઇરાન દેશના પારસી લોકો ૩૬૫ દહાડાનું વરસ ગણે છે.

પારસીઓનાં ૩૦ રોજનાં નામો—૧ અહુરમજદ. ૨ બેહમન. ૩ અરદીબેહસ્ત. ૪ શેહેરેવર, ૫ સફ્ંદારમદ. ૬ ખોરદાદ. ૭ અમરદાદ. ૮ દેપાદર. ૯ આદર. ૧૦ આવાં. ૧૧ ખોરશેદ, ૧૨ મોહોર ૧૩ તીર. ૧૪ ગોશ. ૧૫ દેપમેહેર. ૧૬ મેહેર. ૧૭ સરોશ. ૧૮ રશને, ૧૯ ફરવરદીન. ૨૦ બેહેરામ. ૨૧ રામ. ૨૨ ગોવાંદ. ૨૩ દેપદીન. ૨૪ દીન ૨૫ અરશીસંગ. ૨૬ આસતાદ. ૨૭ આસમાન. ૨૮ જમીઆદ. ૨૯ મારેસફંદ. ૩૦ અનેરાન.

પારસીઓના બાર મહિનાનાં નામો—૧ ફરવરદીન. ૨ અરદીબેહસ્ત. ૩ ખોરદાદ. ૪ તીર, ૫ અમરદાદ ૬ શેહેરેવર. ૭ મેહેર. ૮ આવાં. ૯ આદર ૧૦ દે. ૧૧ બહમન. ૧૨ સફ્ંદારમદ.

પારસીઓ વરસના બારમા મહિનાની આખેરીએ પાંચ દીવસ વધારે છે, અને તેને ગાથાના દિવસો કરી કહે છે. તે પાંચે દિવસનાં નામ હેઠળ આપ્યાં છે.

પારસીઓનાં પાંચ ગાથાઓનાં નામ—૧ અહોનુઅદ. ૨ ઓસ્તુઅદ. ૩ સપન્તોમદ. ૪ વોહુખશથર. ૫ વેહશતોયશત.

પારસીઓના પેગમ્બર સત જરથોસ્તનો જન્મ પારસીઓનાં નવાં વરસને દીનેથી છઠે દીવસે યાને ફરવરદીન મહિનો અને ખોરદાદ રોજને દહાડે થયો હતો, અને તેનું મરણ રોજ ૧૧ મો. ખોરશેદ, મહા ૧૦ મો દે એ દીને નિપજ્યું હતું, પારસીઓમાં તેમના આશો પેગમ્બર જરથોસ્તના વખતથી પણ એક સને ચાલે છે, જેને "જર-

શારિત સને" કરીને કહે છે અને તે સને ઘણો પુરાણો પહેલો ગણાય છે. પણ તે સને હજુ મુકરર થયો નથી. જ્યારે યુરોપીયન વિદ્વાનોએ પોતાની નવી શોધને આધારે તેને ૩૦૦૦ વરસોથી ઉપર ગણ્યો છે.

---

## ૩. મોહમેદન ત્હેવારોની અને મુખ્ય દહાડા વારની સમજણ.

મોહમેદન લોકો ચંદ્રની ચાલ ઉપર વરસ ગણે છે અને તે બે પ્રકારનાં છે. એ લોકો નવો અથવા ચાંદરાતનો ચાંદ જોઇને તેજ રાતથી પહેલી તારીખ ગણે છે અને ચંદ્રની ચાલ મુજબ એ લોકોનું ધર્મશાસ્ત્રનું વરસ ૩૪૫ દહાડાનું છે. એ વરસને તેઓ "હેલાલી" વરસ કરી કહે છે. તેમનું બીજી રીતનું વરસ ૩૪૫ દહાડા, ૮ કલાક ૪૮ મીનીટ અને ૩૪ સેકંડનું છે, અને તેને "હિસાબી" વરસ કરી કહે છે. એ રીતનાં વરસને લોકોના નજુમીઓ નજુમના કામમાં લે છે. એ લોકોના સને, પારાવાર દુ:ખ અને હાડમારીઓનાં ભોગે ઇસ્લામને હસ્તીમાં લાવનાર મહાન માનવંતા પયગમ્બર સાહેબ હઝરત મોહમ્મદ મુસ્તફા સલ્લલ્લાહો અલયહે વઆલેહી વસલ્લમ (અલ્લાહની રેહમત તેમજ સલામતી થાવો તેઓ ઉપર તેમજ તેઓની આલઓલાદપર) જે દહાડેથી મક્કા શહેરથી નીકળીને મદિના શહેરમાં ગયા તે દહાડેથી ગણાય છે. તે સને હીજરી કરી ઓળખાય છે. હીજરીની મતલબ આ પ્રમાણે છે—પયગમ્બર સાહેબ હઝરત મોહમ્મદ મુસ્તફા (સ. અ.)* મક્કાના રહેવાશી હતા, અને તેઓએ જ્યારે પયગમ્બરીનો દાવો કીધો ત્યારે મક્કાની રૈયતે તેઓના ઉપર હુમલો કરવાનો મનસુબો કીધાથી તેઓ ખુદાના હુકમથી ત્યાંથી નીકળીને મદિના શહેરમાં તશરીફ લઇ ગયા અર્થાત્ પધાર્યા અને પોતાના વતનથી જુદા પડયા. તે સબબથી એ સને હીજરી યાને જુદું પડવાનો સને કરી કહેવાય છે.

---

* આ 'સલ્લલ્લાહો અલયહે વઆલેહી વસલ્લમ' નું ટુંક રૂપ છે, અને તે પયગમ્બર સાહેબ માટે માનાર્થે વપરાય છે. તેનો અર્થ કાંઉસમાં ત્યાર પછી આપવામાં આવ્યો છે.

# મોહમેદન મહિનાઓના મુખ્ય તહેવારોની જાણવાજોગ વિગતો.

માહે મોહરમ—આ મહિનો બહુ જ ગમગીની અને શોકનો છે, કારણ કે આ મહિનાની દસમી તારીખે અને શુક્રવારને દિવસે સને ૬૧ હીજરી (તા૦ ૧૯ મી અકટોબર સને ૬૮૦) ના વર્ષમાં પયગમ્બર સાહેબના પાક પાકિઝા પુત્રી જનાબે ફાતમા તુઝ્ઝોહરા અલય હીસ્સલામ (તેના પર સલામ હોજો) ના પુત્ર અર્થાત્ પયગમ્બર સાહેબના ભાણેજ જનાબે સૈયદશ શોહદા હઝરત ઇમામે હુસેન (અ.) પોતાના અસહાબો અને ખેશ કુટુંબનાં નાનાં મોટાં મળી ૭૨ બોહતેર જણાઓ સાથે ત્રણ દિવસનાં ભુખ્યા અને તરસ્યા ઝમીને કરબલાપર તલવારોના અને તીરોના ઝખમોથી ચુરે ચુરા થઇને માર્યા ગયાં.

માહે રબીયુલ અવ્વલ—આ માસની પહેલી રાત્રે પયગમ્બર સાહેબે મદિનાથી મક્કા તરફ હીજરત કરવાનો ઇરાદો કર્યો, અને રાત્રે એક ગુફામાં છુપાઇ ગયા. અને પોતાના બિછાનાપર પોતાના જમાઈ અને પિત્રાઇ હઝરત અલી (અ૦)+ ને સુવરાવ્યા. હઝરત અલી (અ૦) પોતાના જીવની દરકાર ન રાખતાં ખુદાની ખુશી માટે બેધડક સુઇ રહ્યા, તેમ છતાં તે રાત્રે મુશરીકોએ (નાસ્તિકોએ) પયગમ્બર સાહેબને તે જગ્યોએ મારી નાંખવાનો બંદોબસ્ત કર્યો હતો.

નોટઃ—જે અક્ષરને મથાળે ત્રણ મીંડાં અથવા ટપકાં કરવામાં આવ્યાં છે, તેનો ઉચ્ચાર ગળામાંથી થાય છે.

માહે રમઝાન—આ માસમાં ખુદાએત આલાએ કુરઆને શરીફ જીબરીઇલ નામના ફરિશ્તા મારફત નાઝીલ કરવું (જમીનપર મોકલવું) શરૂ કર્યું. આ આખા માસમાં રોઝા (અપવાસ) કરવાનો સવાબ (પુણ્ય) અને તેની તાઅરીફ (વખાણ) બેશુમાર છે. રોઝા ઇબાદતોમાંની (Prayers) સર્વોત્કૃષ્ટ ઇબાદત છે. ચિંતા, બલા અને આત્માની ઇચ્છાઓને દુર કરે છે, તેમજ બલગમ (પિત્ત) અને ભૂલનો નષ્ટકર્તા છે. તે અક્કલ અને ચિન્તાને તેજ કરે છે, અને બેહિશ્ત

+ આ 'અલયહીસ્સલામ'નું ટુંકું રૂપ છે, અને તે પયગમ્બર સાહેબની આલ (પુત્રીના વંશજો) માટે અને પયગમ્બર સાહેબનાં નઝદીકના ખેશ કુટુંબ પરિવાર માટે વપરાય છે.

(સ્વર્ગ) માં દાખલ થવાનું શયતાન (Satan or Devil) થી દુર રાખવાનું સાધન છે. માહે રમઝાન ખુદાનો મહિનો છે, અને તમામ મહિનાઓ કરતાં તેને શ્રેષ્ઠ ગણવામાં આવ્યો છે.

માહે શવ્વાલ—રમઝાન માસ પુરો થયા પછી આ મહિનાની પહેલી તારીખે ઇદુલ ફિત્ર (રોઝા ઈદ) છે, તેને ઇદુલ ફિત્ર એટલા માટે કહેવામાં આવે છે કે, રોઝા કબુલ થવા માટે જે ચીજ અપાય છે, તેને "ફિતરો" કહેવામાં આવે છે. અને આ ફિતરો દરેક શક્તિવાળા અર્થાત્ ગુંજાશવાળા મનુષ્યે આપવો ફરજ છે. ફિતરામાં જે ચીજ જે મનુષ્ય ઘણે ભાગે વાપરતો હોય તે આપી શકાય છે. જેમકે ઘઉં, જવ, ચોખા અને ખુરમો (ખજુર) વિગેરે આપી શકાય છે. ફિતરાનું વજન દરેક વ્યક્તિ માટે એક "સીઅ" છે, યાને ૪૦ તોલાના શેર પ્રમાણે છ શેર, ચાક માસા અને બે રતિભાર થાય છે, આ ફિતરો આપવાની શક્તિવાળાઓએ પોતાના જાતિભાઇઓ કે જેની પાસે એક વર્ષ સુધીનો ખોરાકીનો ખર્ચ અને કોઇ આવક, ધંધો અને હુન્નર ન હોય તેને અપાય છે. પરંતુ ગરિબ અને મોહતાજાએ ફિતરો આપવો ફરજ નથી, ફિતોરો આપવાનો વખત ઇદના આગલી રાતથી તે ઇદના દિવસે બપોર સુધીનો છે.

માહે ઝીલહજ—આ મહિનાની દસમી રાત "ઇદુઝોહા" અર્થાત્ બકરીઇદની રાત છે, અને આ રાત્રે ઇબાદત કરવા અને જાગવાનો ઘણો સવાબ (પુણ્ય) લખાયેલું છે, અને રાત્રે હાજીઓની દોઆની આવાઝ ઉપર જવા માટે આસમાનના દરવાઝા બંધ થતા નથી. અને જ્યારે જેમ મધમાખીઓના આવાઝનો ઘોંઘાટ થાય છે, તેમ હાજીયોના આવાઝોનો ઘોંઘાટ આસમાન ઉપર થાય છે, ત્યારે ખુદાએતઆલા હાજીયોને આવાઝ આપે છે કે, "હું તમારો પરવરદેગાર છું અને તમો મારા બંદા છો." ત્યાર પછી જે મનુષ્ય બક્ષીસને લાયકનો હોય તેના ગુનાહ માફ કરે છે, અને જે બક્ષીસને લાયક નથી તેના ગુનાહ ઓછા કરે છે, આ ઇદને "ઈદે કુરબાની" પણ કહે છે, કારણ કે આ ઇદને દહાડે દરેક મુસલમાને કુરબાની કરવી અર્થાત્ એક જનાવરનો ભોગ આપવો તાકીદ ભરેલો છે, બેહતર છે કે, ઇદને દિવસે કુરબાની કરે તેમ છતાં પણ તા૦ ૧૧ મી તથા તા૦ ૧૨ મીનાં પણ કુરબાની કરી શકે છે.

# મોહમેદનના દરેક વારને લગતી બાબતો.

રોઝે જુમાઅ—યાને શુક્રવારનો દિવસ મુસલમાનોમાં બધા દિવસો કરતાં ઘણો શુભ અને શ્રેષ્ઠ ગણવામાં આવ્યો છે, અને પ્રત્યેક અઠવાડિયામાં આવતી "ઇદ" તરિકે તેને ઓળખાવવામાં આવ્યો છે. આ શુભ દિવસે હમામ (Batbbouse) માં ન્હાવા જવા માટે, હજામત કરવા માટે, નખ લેવરાવવા માટે, વેવિશાળનાં માગાઓ મોકલવા માટે, નિકાહ અર્થાત્ લગ્ન કરવા માટે, દાઢી અને માથાના વાળને ઓળાવવા માટે, ખુશબો લગાડવા માટે. નવાં કપડાં પહેરવા માટે અને નવો મેવો ઘરમાં લાવવા માટે વિગેરે બીજાં બધાં સત્કામો માટે બહુ જ મુબારક છે, આજે સૂર્ય ઢળવાની પહેલાં શુક્રવારની નમાઝનાં કારણથી મુસાફરી કરવી સારી નથી, પરંતુ સૂર્ય ઢળવાની પછી સફર કરવી મુબારક છે, પયગમ્બર સાહેબે ફરમાવ્યું કે, "આ દિવસે ખુદાએ "આદમ" (Adam) અલયહીસ્સલામને પેદા કરી તેઓમાં આત્મા દાખલ કર્યો, અને તેઓને બેહિસ્તમાં જગ્યા આપી, દુનિયાની પેદાશ શુક્રવારને દિવસે પુરી થઇ, અને કયામત (Day of the Doom) પણ શુક્રવારને દિવસે થશે," વળી હઝરતે ફરમાવ્યું કે, "જે કોઇ ખાસ ખુદાની ખુશી માટે શુક્રવારની નમાઝ પડવા માટે હાજર થાય તો તેનાં પાપો ખુદા માફ કરી આપે છે, ભિક્ષુકો અને ગરીબો કે જેઓ હજ પડવા જવા જેટલી ગુંજાશ ધરાવતા નથી, તેઓ માટે શુક્રવારની નમાઝ હજની માફક છે, જે મનુષ્ય પોતાનો પોષાક શુક્રવારને દિવસે વેતરાવે તો તેની આયુષ્ય લાંબી થાય છે અને દોલત વધે છે.

શનીવાર—મુબારક છે, પયગમ્બર સાહેબે ફરમાવ્યું કે; "મને માનનારાંઓ માટે શનિવાર અને (જુમેરાત) ગુરૂવારની સવાર બધાં કામો માટે ખુદાએ મુબારક કરી છે, તેમાં ખાસ મુસાફરી માટે આ વારની સવાર સારી છે, આજે મુછના વાળ જે હોઠો પર હોય છે તે અને નખ લેવરાવવા માટે સારો છે.

રવીવાર—આ વારનો દિવસ કેટલાક કામોને માટે સાધારણ છે, પયગમ્બર સાહેબે ફરમાવ્યું કે, "જે મનુષ્ય રવિવારને દિવસે લુગડાં વેતરાવે તો ગમગીની પહોંચે છે, આએ દિવસે ઇમારત બનાવવાને તેમજ લગ્ન કરવા માટે ઠીક છે, બાદશાહોની પાસે તેમજ

શ્રીમંતોની પાસે જવાને બેહતર છે એ સિવાય ઝાડ વાવવા માટે પણ સારો છે.

સોમવાર—આ દિવસ બીજા દિવસો કરતાં ખરાબ છે, અને જેમ આખા વર્ષના દિવસોમાં "રોઝે-આશુરા" યાને મોહરમની દસમી તારીખ ખરાબ છે, તેમજ અઠવાડિયાના દિવસોમાં સોમવાર ખરાબ છે, આ વારે પયગમ્બર સાહેબ દુનિયાથી કુચ કરી ગયા છે, આએ દિવસ કોઇ કામ માટે શુભ નથી.

મંગળવાર—ઘણાં ખરાં કામોને માટે સાધારણ છે, આ દિવસે સફર કરવી સારી છે, મુશકીલ હાજત હોય તો તે મંગળવારે ખુદા પાસે માગો.

બુધવાર—આ વાર ખરાબ છે. કેટલાંક કામોને માટે ઠીક નથી, આએ દિવસ દવા ખાવાનો અને જુલાબ લેવાનો છે, આજે કોઇ પણ કામની શરૂઆત કરવી સારી છે, અને તે કામ પુરૂં થાય છે. જે કોઇ આજે લુગડાં વેતરાવે તો તેને વગર મહેનતે ખુદાના તરફથી રોઝી પહોંચે અને તે મનુષ્ય તંગીમાં નહિ રહેતાં આરામથી રહે છે.

જુમેઅરાત—યાને ગુરૂવારનો દિવસ બધાં કામોને માટે મુબારક છે. જ્યારે હવા ગરમ થતી હતી તો પયગમ્બર સાહેબ ગુરૂવારને દિવસે બહાર પધારતા હતા. આએ દિવસે અમીર લોકોની મુલાકાત કરે તો તેની હાજતો ( ઉમેદો ) પુરી થવાનો દિવસ છે. જે કોઇ આ વારે લુગડાં વેતરાવે તો તેજ લુગડાં પહેર્યાની હાલતમાં તેને વિદ્યા અને જ્ઞાન મળવાનું થાય છે, અને તે માનવ લોકોની દૃષ્ટિમાં પ્રિય અને આબરૂદાર દેખાય છે. આજે નખ અને હોઠ ઉપર આવતા મુછના વાળ લેવા અને સફર કરવા વિગેરેને માટે બેહતર છે. આ દિવસે શોહદાઓની ( ખુદાના રાહમાં માર્યા ગયેલાંઓની ) તેમજ પોતાના જાતિભાઇઓની કબરોની ઝીયારત (જાત્રા) કરવી તાકીદ ભરેલી છે.

## ઇસલામમાં તારીખ, મહિનો અને સન લખવાની શરૂઆત.

એ જાણવું અવશ્યનું છે કે, અરબ લોકોમાં એમ લખાયેલું મશહુર છે કે, સાંજે બીજ દેખાય તેને વળતે દિવસથી અર્થાત્ ત્રીજથી મુસલમાની પહેલી તારીખ ગણાય છે. અને તેને "ગુરાહ" કહે છે. અને મહિનાનો છેલ્લો દિવસ, એટલે કે, જે દિવસે બીજ દેખાય તેને "સલખ" કહે છે. "સાલે કમરી" ( એટલે બીજના વર્ષ) ના ૭

મહિનાઓ ત્રીસ ત્રીસ દિવસના અને બીજા ૭ મહિના ઓગણત્રીસ દિવસના હોય છે.

### ૪ ખ્રીસ્તી દહાડા વારની સમજ.

ખ્રીસ્તી લોકોનું વર્ષ સુરજની ચાલ ઉપર છે. તેઓ ૩૬૫ દહાડાનું વર્ષ ગણે છે, પણ સુરજની ચાલ તો તેમના વિદ્વાનોના વર્તારા પ્રમાણે દર વર્ષે ૩૬૫ દહાડા, ૫ કલાક, ૫૮ મીનોટ અને ૪૯ સેકંડનો છે, તેથી તેઓ ચાર વર્ષે એક દહાડો વધારે છે; જેનું નામ "લીપ ઇયર" કરીને આપેલું છે. "લીપ" એટલે કુદવું અને "ઇયર" એટલે વર્ષ. એટલે એક દહાડો કુદવાનું વર્ષ, અમે તે દહાડાનું નામ તેઓમાં "ઇન્ટરકેલરી ડે" એટલે કસવીસાનો દહાડો એવું છે. તે એક દહાડો ફેબરૂવારી મહીનો જે ૨૮ દહાડાનો છે, તેમાં વધારે છે, જેથી તે વળા તે મહીનો ૨૯ દહાડાનો થાય છે. એમ દહાડો વધારીને તેઓ પોતાનું વર્ષ સુરજની ચાલના બરાબર લાવી મૂકે છે. એ રીતે ૯ મા વર્ષ સુધી દર ચાર વર્ષે ફેબ્રુવારી મહીનાને ૨૯ દહાડાનો કરે છે, ત્યારે ૦। દહાડાની કસર મળે છે. હવે સુરજની ચાલ કાંઈ વર્ષ દહાડે ૩૬૫। દહાડાની પુરી નથી પણ ૩૬૫ દહાડા, ૫ કલાક, ૪૮ મીનીટ અને ૪૯ સેકંડની છે, તેથી એ લોકો ૧૦૦ વર્ષે એક દહાડો પાછો ઘટાડીને સુરજની ચાલ બરાબર ચોક્કસ લાવી મુકે છે. તે છતાં પણ હીસાબ પ્રમાણે નક્કી મેળ આવી રહેતો નથી; તોપણ એ લોકોના વિદ્વાનોએ એવી ગણતરી કરેલી છે કે, જે વર્ષમાં ઇસ્વી સન ૨૦૦૦ બેસશે તે વર્ષમાં સુરજની કસર બરોબર આવી રહેશે; માત્ર થોડીએક સેકંડનો ફેર રહેશે. એ ખ્રિસ્તી લોકોનો સને, તેમનો પેગમ્બર હઝરત ઇસા, કે જેને ઇસુ ખ્રીસ્ત અથવા જીસસ ક્રાઇસ્ત કરી કહે છે, તેના જન્મથી ચાલે છે, એવું એ લોકોએ નક્કી કર્યું છે, પણ એ વાત નિશ્ચય થઇ નથી, એવું એજ લોકોમાંના કેટલાકો લખી ગયા છે.

### ખ્રીસ્તી મહીનાનાં નામો અને તે હરેક મહીનો કેટલા દીવસનો છે તે વીષે.

| | | | |
|---|---|---|---|
| ૧ જાનેવારી... | ... ૩૧ | ૭ જુલાઇ ... | ... ૩૧ |
| ૨ ફેબ્રુવારી.... | ... ૨૮ | ૮ ઑગસ્ટ ... | ... ૩૧ |
| ૩ માર્ચ ... | ... ૩૧ | ૯ સપ્ટેમ્બર | ... ૩૦ |
| ૪ એપ્રીલ ... | ... ૩૦ | ૧૦ અકટોમ્બર | ... ૩૧ |
| ૫ મે ... | ... ૩૧ | ૧૧ નવેમ્બર | ... ૩૦ |
| ૬ જુન ... | ... ૩૦ | ૧૨ ડીસેમ્બર | ... ૩૧ |

# હિંદુ અને જૈનોના મહિના અને તિથિવાર ત્હેવારો.

## કાર્ત્તિક.

સુદ ૧ નવું વરસ, વિક્રમનો સંવત બદલાય છે. અન્નકોટનો ઓચ્છવ થાય છે. ગોક્રીડન, બળી પડવો, પેહેલી પાટે સુધર્મા સ્વામી બેઠા.

સુદ ૨ બેસતા વર્ષની ચાંદરાત—ભાઇબીજ.

સુદ ૩ (જૈ) શ્રી સુવિધીનાથને કેવળજ્ઞાન થયું.

સુદ ૪ વિનાયક ચોથ.

સુદ ૫ શ્રાવકોની જ્ઞાન પંચમી.

સુદ ૮ દુર્ગાષ્ટમી—પાપાષ્ટમી. જૈનોની અઠઇ બેસે છે.

સુદ ૧૧ પ્રબોધીની એકાદશી—દેવઉઠી એકાદશી પંઢરપુરમાં વિઠોબાની જાત્રા. જૈનોની દેવદીવાળી.

સુદ ૧૨ તુળસીનાં લગ્ન કરે છે. (જૈ) શ્રીઅરનાથ પ્રભુને કેવળ જ્ઞાન થયું. ચતુર્માસ પુરા થયા.

સુદ ૧૪ હિંદુ વૈકુંઠ ચતુર્દશી—અમળા ચૌદસ.

સુદ ૧૫ કાર્તકી પુનમ. દેવદીવાળી (જૈ) શેત્રુંજયની યાત્રા. જૈન સાધુઓ વિહાર કરવા જાય છે. શ્રી હેમાચાર્યનો જન્મ. ચોમાસુ પુરૂં થયું.

વદ ૪ સંકટ ચોથ.

વદ ૫ મુંબાઇમાં રણછોડજીનો રથ ફરવાનો દિવસ. જૈનોના સુવિધિનાથ જન્મ્યા.

વદ ૬ જૈનોના સુવિધિનાથે દિક્ષા લીધી.

વદ ૧૧ ઉત્પત્તિ એકાદશી, જૈનોના શ્રીપદ્મપ્રભુ મોક્ષે ગયા. અને મહાવીર સ્વામીએ દિક્ષા લીધી.

વદ ૩૦ અમાસ.

## માગશર.—ધનુર્માસ.

સુદ ૧૦ જૈન શ્રી અરનાથ જનમ્યા અને મોક્ષે ગયા.

સુદ ૧૧ મોક્ષદાએકાદશી. જૈન શ્રી નેમીનાથને કેવળ જ્ઞાન ઉપન્યું. શ્રી મલ્લિનાથ જન્મ્યા, દીક્ષા લીધી અને તેજ તિથીએ કેવળ જ્ઞાન ઉપન્યું.

સુદ ૧૫ પુનમ, શ્રીદત્તજયંતી શ્રી સંભવનાથે દિક્ષા લીધી.

વદ ૧૦ શ્રીપારસનાથ જનમ્યા.

વદ ૧૧ સહેલા એકાદશી શ્રી પાર્શ્વનાથે દીક્ષા લીધી. અજીતનાથને કેવળ જ્ઞાન થયું.

વદ ૧૨ શ્રી ચંદ્રપ્રભુ જન્મ્યા.

વદ ૧૪ શ્રી અભિનંદન અને શ્રી સીતળનાથજીને જ્ઞાન થયું.

વદ ૦)) અમાસ. મુંબઇ કાલબાદેવીની યાત્રા.

## પોશ

સુદ ૪ વિનાયક ચોથ.

સુદ ૮ દુર્ગાઆઠમ—શુક્ર અષ્ટમી

સુદ ૯ શાંતિનાથને કેવળજ્ઞાન થયું.

સુદ ૧૧ પુત્રદા એકાદશી.

ઉતરાણ—જે દિવસે મકરના સુર્ય થાય તે દિવસે મકરસંક્રાન્તિ કે ઉત્તરાયણ ઘણે ભાગે જાનેવારીની ૧૨ મી તારીખે કે તે અરસામાં આવે છે.

સુદ ૧૫ પુનમ માઘસ્નાનનો આરંભ. જૈનોના ૧૫ મા તિર્થંકર ધર્મનાથને કેવળ જ્ઞાન થયું.

વદ ૩ જૈનોના ૧૧ તિર્થંકર શ્રી શ્રેયાંસજીને કેવળજ્ઞાન થયું.

વદ ૬ જૈનોના છઠ્ઠા તિર્થંકર શ્રી પદ્મપ્રભુ આવ્યા.

વદ ૯ જૈનોના બીજા તિર્થંકર શ્રી અજીતનાથે દિક્ષા લીધી.

વદ ૧૧ ષટતીલા એકાદશી.

વદ૧૨(જૈ) ૧૦મા તિર્થંકર શીતળનાથજી જનમ્યા ને દીક્ષા લીધી.

વદ ૧૩ મેરૂ તેરસ (જૈ)શ્રી રીખવદેવે અષ્ટાપદ ઉપર મોક્ષે ગયા.

વદ ૦) વૈશ્નવ અમાસ. મહાદેવ પર્વ આવે છે.

## મહા.

સુદ ૨ (જૈ) ૪ થા તિર્થંકર અભિનંદન જનમ્યા. ૧૨ મા તિર્થંકર શ્રી વાસુપુજ્યને કેવળજ્ઞાન થયું.

સુદ ૩ (જૈ] શ્રી વિમળનાથ જનમ્યા તેમ ૨૫ મા ધર્મનાથ જનમ્યા.

સુદ ૪ વિનાયકચોથ. ૧૩ મા તિ. શ્રી વિમળનાથે દિક્ષા લીધી.

સુદ ૫ વસંતપંચમી. આ દિવસે વસંતઋતુ બેસે છે.

સુદ ૭ રથસપ્તમી.

સુદ ૮ દુર્ગાઆઠમ—ભીષ્મ આઠમ. અનપુર્ણાષ્ટમી જૈ. ૨ જા તિ. શ્રી અજીતનાથ જનમ્યા.

સુદ ૧૧ જયા એકાદશી.

સુદ ૧૨ ભિષ્મબારસ જૈનોના ૪ થા તિર્થંકર શ્રી અભિનંદને દિક્ષા લીધી.

સુદ ૧૩ જૈનોના ૧૫ મા તિર્થંકર શ્રી ધર્મનાથે દિક્ષા લીધી.

સુદ ૧૪ શ્રી સંભવનાથ જનમ્યા.

સુદ ૧૫ પુનમ માઘસ્નાન સમાપ્ત થયો.

વદ ૪ અંગારખી ચોથ.

વદ ૬ જૈનોના ૭ મા તિર્થંકર શ્રીસુપાર્શ્વનાથને ગ્નાન થયું.

વદ ૭ જૈનોના ૮ મા તિર્થંકર ચંદ્રપ્રભુને કેવળ ગ્નાન થયું. ૭ મા તિર્થંકર સુપાર્શ્વનાથ મોક્ષે ગયા.

વદ ૮ રામદાસ નવમી. જૈ. ૯ મા તિર્થંકર વિધિનાથ ગર્ભે આવ્યા.

વદ ૧૦ જૈ. શ્રીરીખવદેવને ગ્નાન થયુ. શ્રી શ્રેયાંસજી જન્મ.

વદ ૧૧ વિજયા એકાદશી. શ્રોસુવ્રત સ્વામીને કેવળ ગ્નાન થયું.

વદ ૧૪ મહાશિવરાત્રી જૈ. શ્રી વાસુપુજ્ય જન્મ્યા.

વદ ૦) ધારાપુરી અને કનેરીના ડુંગરોપર જૈનોની યાત્રા.

ફાગણ.

સુદ ૨ જૈ. ૧૮ તિર્થંકર શ્રી અરનાથ ગર્ભે આવ્યા.

સુદ ૪ જૈ.તિ. મલ્લિનાથ ગર્ભે આવ્યા. વિનાયક ચોથ.

સુદ ૭ જૈનોના તપની તિથી. અઠાઇ બેઠી.

સુદ ૮ હોળાષ્ટક બેસે છે. દુર્ગાઆઠમ. પાલીતાણા શ્રી સિદ્ધાચળ ઉપર શ્રી રીખવદેવ પધાર્યા, તેથી ત્યાંની યાત્રા શ્રી સંભવનાથ ગર્ભે આવ્યા.

સુદ ૧૧ આમલકી એકાદશી. (જૈ) શ્રી મલ્લિનાથ જનમ્યા.

સુદ ૧૩ શેત્રુંજાની પ્રદક્ષિણા.

સુદ ૧૪ ઘૈરૈયા ચૌદસ. જૈનોની ચોમાસી ચૌદસ.

સુદ ૧૫ હોળી. જૈ. શ્રીવાસુપુજ્યે દિક્ષા લીધી.

વદ ૧ ધુળેટી—ધુળી પડવો.

વદ ૪ જૈ. ૨૩ મા તિર્થંકર શ્રી પાર્શ્વનાથ ગર્ભે આવ્યા, અને કેવળ ગ્નાન થયું.

વદ ૫ રંગ પાંચમ. આજે દિવસ અને રાત્રી સરખાં થાયછે. શ્રી ચંદ્રપ્રભુ ગર્ભે આવ્યા શ્રી કુંથુનાથે દિક્ષા લીધી.

વદ ૮ કાલાષ્ટમી. શ્રી રીખવદેવ જન્મ્યા.

વદ ૧૧ પાપમોચની એકાદશી.

વદ ૧૩ જૈનોના છેલા તિર્થંકર શ્રી મહાવીર સ્વામી જન્મ્યા.

વદ ૦) ફાગણની અમાસ.

## ચૈત્ર.

સુદ ૧ શાલિવાહનનો શક બદલાય છે. ચૈત્રી નવું વર્ષ. ગુડી પડવો ચૈત્રી નવરાત્રી બેસે છે. દક્ષિણીઓ આજે લીંબડાનાં પાનનો રસ પીવે છે.

સુદ ૩ મત્સ્યાવતાર થયો. જૈ. કુંથુનાથને કેવળ જ્ઞાન થયું. ગવરીત્રીજ.

સુદ ૫ જૈ. તિ. શ્રી અજીતનાથ, શ્રી સંભવનાથ અને શ્રી અનંતનાથ મોક્ષે ગયા.

સુદ ૬ સ્કંદ ષષ્ઠિ.

સુદ ૭ શ્રાવકની આંબેલની ઓળીનો દિવસ.

સુદ ૮ ભવાની ઉત્પત્તિ. દુર્ગાઅષ્ટમી. જૈ. અષ્ટાપદજીની ઓળી બેઠી.

સુદ ૯ શ્રી રામચંદ્રજીનો બપોરે બાર વાગે જન્મ દિવસ. રામનવમી. જૈન તિર્થંકર સુમતિનાથ મોક્ષે ગયા.

સુદ ૧૧ કામદા એકાદશી.

સુદ ૧૨ મહાવીર સ્વામી જન્મ્યા.

સુદ ૧૫ ચૈત્રી પુનમ. હનુમાન જયંતી, હનુમાનનો જન્મ દીવસ શેત્રુંજયની યાત્રા. જૈ. અષ્ટપદની ઓળી પુરી થઇ. શ્રીપદ્મપ્રભુને કેવળજ્ઞાન થયું.

વદ ૧ જૈ. તિર્થંકર શ્રી કુથુનાથ મોક્ષે ગયા.

વ. ૨ જૈ. તિ. શ્રી શીતલનાથ મોક્ષે ગયા. વદ ૪ સંકટ ચોથ.

વ. ૬ જૈ. તિ. શીતલનાથ ગર્ભે આવ્યા.

વ. ૮ કાળાષ્ટમી.

વ. ૧૦ જૈ. તિ. નેમિનાથ મોક્ષે ગયા.

વ. ૧૧ વરૂથીની એકાદશી.

વ. ૧૩ મહાકાળીની યાત્રા. જૈ. તિ. અનંતનાથ જનમ્યા.

વ. ૧૪ જૈ. તિ. કુંથુનાથ જનમ્યા. શ્રીઅનંતનાથે દિક્ષા લીધી.

વ. ૦) અમાસ. ભીમડી વજાઆઇની યાત્રા.

## વશાખ.

સુદ ૩ અક્ષયત્રીજ. અખાત્રીજ. પરશુરામ જયંતી.

સુદ ૪ ગણુપતિ ચોથ.

સુદ ૮ દુર્ગાઆઠમ શ્રી સુમતિનાથ જનમ્યા અને અભિનંદન મોક્ષે ગયા.

સુદ ૧૦ શ્રી મહાવીર સ્વામીને કેવળજ્ઞાન ઉપજ્યું.

સુદ ૧૧ મોહિની અગીઆરસ.

સુદ ૧૨ જૈ. તિ. શ્રી વિમળનાથ ગર્ભે આવ્યા.

સુદ ૧૩ જૈ. તિ. અજીતનાથ ગર્ભે આવ્યા.

સુદ ૧૪ નૃસિંહ અવતાર થયો. નૃસિંહ જયંતી

સુદ ૧૫ કુર્માવતાર થયો. કુર્મજયંતી—પુનમ.

વદ ૬ જૈ. તિ. શ્રેયાંસજી ગર્ભે આવ્યા.

વ. ૮ જૈ. તિ. શ્રી મુનિસુવ્રત સ્વામી જનમ્યા અને વદ ૯ મોક્ષે ગયા.

વ. ૧૨ જૈ. તિ. શાંતિનાથજી મોક્ષે ગયા; વદ ૧૩ શાંતિનાથનો જન્મ. વદ ૧૪ શાંતિનાથે દિક્ષા લીધી.

વદ ૦)) અમાસ.

## જેઠ.

સુદ ૪ વિનાયક ચોથ.

સુદ ૧૦ શ્રી ગંગાજીનો જન્મ દિવસ. જૈ. તિ. વાસુપુજ્ય ગર્ભે આવ્યા.

સુદ ૧૧ નિર્જળા એકાદશી.

સુદ ૧૨ જૈન તિર્થંકર શુપાર્શ્વનાથ જન્મ્યા. સાવિત્રી વ્રત આરંભ.

સુદ ૧૩ જૈ. તિ. શાંતિનાથ જન્મ્યા. શુપાર્શ્વનાથે દિક્ષા લીધી.

સુદ ૧૫ વટ સાવિત્રી પુનમ. વટ સાવિત્રી વ્રત સમાસ.

વદ ૪ જૈનતિર્થંકર શ્રીરીખવદેવ જન્મ્યા.

વદ ૬ જૈ. તિર્થંકર વીમળનાથ મોક્ષે ગયા.

વદ ૮ ગળાષ્ટમી

વદ ૯ શ્રીનેમિનાથે દિક્ષા લીધી.

વદ ૧૧ યોગીની એકાદશી.

વદ ૦) જૈનો કેરી ખાવાનું બંધ કરે છે. અમાસ

અશાડ.

સુદ ૪ વિનાયક ચોથ. જૈનોની સુમંગળા ચોથ.

સુદ ૬ શ્રીમહાવીર સ્વામી ગર્ભે આવ્યા.

સુદ ૭ જૈનોની અઠ્ઠાઇ બેઠી, સુદ ૮ શ્રી નેમીનાથ મોક્ષે ગયા

સુદ ૧૧ દેવપોઢી એકાદશી પંઢરપુરની યાત્રા. ચાતુર્માસનો આરંભ.

સુદ ૧૫ શ્રાવકોનું ચોમાસુ બેઠું. ગુરુપુર્ણિમા. ગુરુનું પૂજન કરવું.

વદ ૩ શ્રીશ્રેયાંસજી મોક્ષે ગયા. વદ ૫ સંકટ ચોથ.

વદ ૭ જૈન તિર્થંકર શ્રી અનંતનાથ ગર્ભે આવ્યા.

વદ ૮ જૈન તિર્થંકર નેમીનાથ જન્મ્યા. વદ ૯ કુંથુનાથ ગર્ભે આવ્યા.

વદ ૧૧ કામીકા એકાદશી.

વદ ૦) દીવાસો, દીપ પુંજા.

શ્રાવણ.

સુદ ૨ શ્રીસુમતિનાથ ગર્ભે આવ્યા. સુદ ૪ વિનાયક ચોથ.

સુદ ૫ નાગ પાંચમ શ્રાવકોનું પચુસણ મૈનાનું ધર બેઠું.

જૈ. શ્રી નેમિનાથ જન્મ્યા અને દીક્ષા લીધી.

સુદ ૬ રંધણ છઠ.

સુદ ૭ શીતળા સાતમ આજે થોડો પણ વરસાદ થાય તે સારો.

સુદ ૮ દુર્ગાઆઠમ.

સુદ ૧૧ પુત્રદા એકાદશી.

સુદ ૧૫ બળેવ, નારીએરી પુનમ, બ્રાહ્મણો જનોઇ બદલે છે. રાખડી બાંધવામાં આવે છે.

વદ ૫ સંભવનાથને કેવળ જ્ઞાન થયું.

વદ ૭ શીતળા સપ્તમી કેટલાક આજે ટાઢી શીતળ કરે છે.

વદ ૮ ગોકળ આઠમ. જન્માષ્ટમી શ્રીકૃષ્ણ ભગવાનનો જન્મ દિવસ,

વદ ૯ નોળીનોમ.

વદ ૧૧ અજા એકાદશી—કે ગોવાળીઆ અગીઆરસ. શ્રાવકોનાં આજે પચુસણ પર્વ બેસે છે.

વદ ૦) અમાસ.

ભાદરવો.

સુદ ૨ શ્રાવકોનું ત્રેલાધર,

સુદ ૪ ગણેશચોથ. શ્રીગણપતિનો જન્મદિવસ અને ધગડા ચોથ. શ્રાવકોનાં પચુસણ પુરાં થયાં.

સુદ ૫ ઋષિ પંચમી.

સુદ ૭ રાધાજયંતી, ગવરી લાવવાનો દિવસ.

સુદ ૮ દુર્વા આઠમ—ધરો આઠમ.

સુદ ૯ અદુઃખ નવમી–ગવરી વિસર્જનનો દિવસ.

સુદ ૧૧ પરિવર્તિની એકાદશી,

સુદ ૧૨ વામન જયંતિ વામન અવતારનો જન્મ દિવસ.

ગણપતિ વધાવવાનો દિવસ.

સુદ ૧૪ અનંત ચૌદસ.

સુદ ૧૫ પુનમ. શ્રાદ્ધ પક્ષનો આરંભ

વદ ૪ અંગારખી ચોથ

વદ ૫ લલિતા પંચમી.

વદ ૯ ડોશીયોની નોમ

વદ ૧૧ ઇન્દિરા એકાદશી.

વદ ૧૩ બાળકોનું શ્રાદ્ધ, વદ ૦) શ્રાદ્ધપક્ષ પુરાં થયાં.

આસો.

સુદ ૧ નવરાત્રી બેઠાં, ગરબાનું સ્થાપન.

સુદ ૮ સરસ્વતિ પુજન. આઠમનો મોટો હોમ હવન કરવાનો દિવસ.

સુદ ૯ નવરાત્રી પ્રારંભ.

સુદ ૧૦ દશરા–સમીપુજન કરી રાખડી છોડવાનો દિવસ.

સુદ જયંતી–વિજયા દશમી.

સુદ ૧૫ કોજાગરી કે માણેકઠારી પુનમ. નેમિનાથ ગર્ભે આવ્યા.

વદ ૪ સંકટ ચોથ.

વદ ૧૧ રમાએકાદશી—વદ ૧૨, વાઘ બારસ.

વદ ૧૩ ધનતેરસ લક્ષ્મીપુંજનનો દિવસ.

વદ ૧૪ કાળી ચાદસ, કે નર્કચતુર્દશી—મંત્ર જંત્ર સાધવાનો દિવસ.

વદ ૦) દીવાળી શારદા પુજન.

---

## મુસલમાનોના પર્વો.

બાર માસનાં નામ ૧, મોહરમ, ૨ સફર, ૩ રબીઉલઅવલ, ૪ રબીઉલઆખર, ૫ જમાદીઉલ અવલ, ૬ જમાદીઉલ આખર, ૬ રજબ, ૭ સાબાન, ૯ રમજાન, ૧૦ સવાલ, ૧૧ જુલકાત, ૧૨ જુલહેજ.

### સાત વારનાં નામ.

રવીવારને ઇતવાર, સોમને પીરવાર, મંગળને ગળવાર, બુધવાર, ગુરુને જુમે રાત, શુકરને જુમા અને શનીને શનીશ્ચર કહે છે.

### મુસલમાનોના માસવાર મુખ્ય તહેવારો.

#### મ્હોરમ.

તા ૧ નવું વરસ, હીજરી સન આજે બદલાય છે. ઇમામોનું મહાત્મ કરવાનો દિવસ શરૂ થાય છે.

તા. ૨ નાખોદા ગુલામ અહમદ ઉર્ફે અમુમીયા રોગેનો મરણુ દિવસ.

તા. ૩ માલીયમ ઇબ્રાહીમ સાહેબ સને ૧૨૫૧ માં જુમા મસીદના ખતીબ થયા.

તા. ૫ હાજી ઇબ્રાહીમ જીતેકર મદીને શેરીફમાં ગુજર્યા સને ૧૨૮૯.

તા. ૭ સને ૧૬૬૮ માં મોલવી મહમદ યુનસ સાહેબ હાપીસ ગુજર્યા.

તા, ૯ કાજીમહમદ યુસફ સાહેબ તુરંગે ગુજર્યા, હી સન ૧૨૮૩

તા. ૧૦ હજરતઅલીના બેટા ઈમામહુસેનના કતલની રાત એ બેદને કરબલાના મેદાનમાં હી. સન ૬૧ માં સતાવન વર્ષની ઉમ્મરે કપાઇ મુવા. આજે રાત્રે તાબુત નીકળે છે. કતલની રાત.

તા. ૧૧ તાબુત થંડા કરવાનો દિવસ. આજે તાબુત દિવસે કાઢી તેને નદી, તળાવ કે કુવામાં થંડાં કરે છે.

સફર માસ.

તા. ૩ સુરતનો જમાલુદીન ખાજે દીવાનનો ઓરસ.

તા. ૧૩ માહીમમાં ફકીરઅલી સાહેબનો ઓરસ—સફરનો છેલો બુધ.

રબીઉલ અવલ.

તા. ૧૨ પેગંબર હજરત મહમદનો જન્મ તથા મરણનો દિવસ

રબીઉલ આખર—તા. ૧૦ મેદીમો કોરાન યાને હજરત પીરાન પીરની અગીઆરી.

તા. ૧૭ પીરાનપીર શેખ અબ્દુલકાદર ગીલાલીનો મરણ દિવસ,

રજબ—તા. ૩ ફાતીયાઇદ, તા. ૨૦ મેહેરાજે હજરત મહમદ ૪૦ વર્ષની ઉમરે આસમાન ઉપર જઇ આવ્યો.

સાબાન—તા. ૧૪ સુબેબ રાત,

રમજાન—તા. ૧ લીથી રોજા મહીનો બેઠો.

તા. ૨ હજરત મહમદની બેટી બીબી ફાતમા ઝાહરી ગુજરી ગઇ.

તા. ૧૩ માહીમનો ઓરસ.

જુલહજ—તા. ૮ હજ કરવાનો સૌથી મોટો દિવસ.

તા. ૧૦ બકરી ઇદ.

તા. ૨૧ ઇદે ખદીર.

એ ઉપરાંત દર બહરપતિવારે કબ્રસ્તાનમાં જઇ મૈયતની કબર ઉપર સબજો ચઢાવી જીઆરત કરે છે અને શુકરવારે જુમામસીદમાં જઇ નીમાજ પઢે છે.



## પ્રકરણ ૪ થું.

**ક્યાં ક્યાં કામ કઇ કઇ વખતે કરવાં કે જેથી સિદ્ધ થાય. ઋતુ, તિથી, વાર, નક્ષત્રો, પંચક, યોગ અને તેનું ફળ.**

### છ ઋતુઓના ધર્મો.

હેમન્તઋતુ—વૃશ્ચિક અને ધનનો સૂર્ય થાય ત્યારે માગશર અને પોષમાં આ ઋતુ બેસે છે તેમાં નવું અનાજ વવાય, ટાડવાય. ભૂખ ઘણી લાગે, ખાધેલું પચે, સુખાકારીરહે, પુષ્ટીવાળા પદાર્થો ખાવા. જેમાં ઘી, ઘઉં, દુધ વધુ હોય તેવા પદાર્થોનું સેવન કરવું. અગાશીમાં કે ખુલ્લામાં સુવુ બેસવું નહિ. ગરમ વસ્ત્રો પહેરવાં, સ્ત્રી સાથે કામ ભોગવવો. લુખો ખોરાક ખાવો નહિ, ભૂખ્યું રહેવું નહિ, દિવસે સુવુ નહિ, સૂર્યોદય પહેલાં જાગવું, શરીરે તેલ ચોળવું, પગ ગરમ રાખવા માટે મોજાં પહેરવાં, તાપવુ, કસરત કરવી, જુલાબ કે ઉલટીની દવા લેવી નહિ, આદાનો મુરબ્બો ખાવો, ટાઢા પાણીથી ન્હાવું નહિ, કેમકે ટાઢ વાવાથી અશક્તિ આવે છે.

શિશિર—મકર ને કુંભનો સૂર્ય હોય ત્યારે મહા અને ફાગણમાં આ ઋતુ હોય છે. તેમાં ટાઢ ઘણી વાય. હીમ પડે, ઘઉં, ચણા, કપાસ પાકે, ગરમ કપડાં પહેરવાં, ટાઢ વધુ પડે, લુખાશ વધુ જણાય, હેમંત ઋતુના નિયમો પાળવા.

વસન્ત ઋતુ—મીન અને મેષ રાશીના સૂર્ય થાય ત્યારે ચૈત્ર અને વૈશાખમાં આ ઋતુ હોય છે. આ ઋતુમાં ઝાડનાં પાંદડાં ખરી પડે છે. ને નવાં ખીલે છે. ફુલોમાં સુગંધી આવે છે. આ ઋતુમાં સાદો ને હલકો ખોરાક ખાવો, ચણા, ચોખા, મગ, અને ઘઉંના પદાર્થો ખાવા. પગે ચાલીને ફરવા જવું, ઘી અને ચીકાશ-

વાળા પદાર્થો ઓછા ખાવા, કસરત કરવી, મન ખુશ થાય તેવી ગમત કરવી, રાત્રે જાગવું સારૂં છે, પ્રભુ સ્તુતિ કરવી, નાટક જોવા જવું, દિવસે સુવું નહિ, મધનું સેવન રાખવું, ધાન્ય જુનું વાપરવું, આનંદ રાખવો, કસરત કરવી, સ્ત્રી સંગ સાધારણ સેવવો. દસ્ત ખુલાસે થાય તેવી દવા ખાવી, થોડો તડકો સેવવો.

ગ્રીષ્મ ઋતુ—વરખ અને મિથુનનો સૂર્ય થાય ત્યારે જેઠ અને અશાડ માસમાં મે–જુનમાં આ ઋતુ હોય છે. તેમાં તાપ ઘણો પડે, શરીરે પરસેવો ઘણો થાય, ટાઢો વાયુ ઠીક લાગે, ભૂખ થોડી લાગે, તરસ ઘણી લાગે, ટાઢુ પાણી સારૂ લાગે, ખોરાક હલકો અને મીઠાશવાળો લેવો, સ્ત્રી સંગ થોડો રાખવો. બપોરે સ્હેજ સુવુ, લુખા કે ચણાના પદાર્થો ખાવા નહિ. તડકામાં ફરવું નહિ, છત્રી રાખવી, કેરીનો રસ ખાવો, ઉલ્ટી કે જુલાબની દવા ન લેવી, લુ ન લાગે માટે ટાઢી હવામાં રહેવું. દારૂ કે ગરમ પાણી પીવુ નહિ, સુગંધી મિશ્રીત કરેલું પાણી પીવું, ચંદના ઝરણો નીચે રાત્રે ચાંદનીમાં બેસવુ, શીખંડ વિગેરે ઠંડા પદાર્થો ખાવા ઉત્તમ છે, આંબળા કે કોળાનો મુરબો ખાવો હીતકર છે. બહુ ચાલવું નહિ.

વર્ષા ઋતુ—કર્ક અને સિંહનો સૂર્ય થાય ત્યારે શ્રાવણ અને ભાદરવામાં, જુલાઇ ઓગસ્ટમાં આ રૂતુ ભોગવાય છે. તેમાં વરસાદ વધુ થાય, ખેડુતો અનાજ વાવે, ખાટા, તીખા, ખારા પદાર્થોવાળો હલકો ખોરાક ખાવો, સ્ત્રી સંગ સાધારણ સેવવો, દિવસે સુવુ નહિ, રાત્રે જાગવું નહિ, ઘી તેલમાં તળેલા પદાર્થો ખાવા, શરીર ઉપર વરસાદ પડવા દેવો નહિ, ભેજવાળી જગામાં રહેવું નહિ, ભીનાં કપડાં પહેરવાં નહિ. વાછોટ અને ઠંડા પવનથી દુર રહેવું. ઘર આગળ ગંદકી કરવી નહિ. વાસી પાણી પીવું નહિ, ઉઘાડે પગે ફરવું નહિ, ગરમ કપડાં પહેરવાં દહીંમાં સાકર નાંખી ખાવું.

શરદ ઋતુ—કન્યાને તુલાનો સુર્ય થાય ત્યારે આસો અને કારતક માસમાં સપ્ટેમ્બર અને અક્ટોમ્બરમાં આ ઋતુ હોય છે. તેમાં શરદી ઘણી રહે રોગનો ઉપદ્રવ થાય, ખાધુ પચે નહિ, થોડી કસરત કરવી, ખોરાકમાં દુધ, ચોખા, સાકર સાથે ખાવા. ઉલ્ટી કે જુલાબની દવા જરૂર પડે લઇ શકાય. કડવા તેમ તુરા પદાર્થોનું સેવન કરવું. કેમકે શરદ ઋતુમાં તાવ આવે છે. દિવસે સુવુ નહિ, આંબળાં કે કોળાનો મુરબ્બો ખાવો. રાત્રે જાગવું નહિ, ઘી વાળા

પચે તેવો ખોરાક લેવો, તેલવાળા, તીખા, ખારા કે ખાટા પદાર્થો ન ખાવા, ખુલ્લી હવામાં ચંદ્રની ચાંદનીમાં બેસવું, નદી તળાવનું પાણી પીવું.

સર્વ ઋતુમાં છ એ રસો સેવવા.

## ૨ દરેક વારમાં કરવાનાં કામ.

રવીવારમાં—રાજ્યાભિષેક, મહોત્સવ, સ્વારી, યાત્રા, રાજ્યસેવા, પશુ આપવા તથા લેવા, હવન, મંત્રાદિનું અધ્યયન, પ્રયોગાદિ, ઓષધ આપવું, વસ્ત્ર ધારણ કરવાં, સુવર્ણના અલંકાર બનાવવા, તથા પહેરવા, ધાતુપાત્ર લેવાં તથા આપવાં, ઉન ચામડું તથા લાકડાની વસ્તુ લેવી તથા આપવી, પાદુકા ધારણ કરવી, યુદ્ધ કરવું. અને રોજકામ વિગેરે કામ કરવાથી સિદ્ધ થાય છે.

સોમ—શંખ, કમળ, મોતી, ચાંદી, શેરડી ખાવાના પદાર્થો, સ્ત્રીભોગ, વૃક્ષ, તૃણ, જળ, ગાવું બજાવવું, યજ્ઞ, દુધ, ઘી, ગાય, ભેંસ પુરૂષ વિગેરે લેવાં વિગેરે કામ કરવાથી સિદ્ધ થાય છે.

મંગળ—બિગાડ કરવો, ચોરી, વધ, નાશ; યુદ્ધ કપટ, દંભ, વહેમ રાખવો. ખાણુ ખોદવી, સુવર્ણાદિ ધાતુ લેવા વિગેરે કામ કરવાથી સિદ્ધ થાય છે.

બુધ—ચતુરાઈ, પુન્ય, અધ્યયન, કલા, શિલ્પશાસ્ત્ર, સેવા, લખવું, ચિત્રકામ, ધાતુક્રિયા, મુલાકાત માટે જવું આવવું તથા વાદ કરવો વિગેરે કામ કરવાં.

ગુરૂ—ધર્મ કરવો, યજ્ઞ, યોગ, વિદ્યાભ્યાસ, શુભ કામ, સોનું, વસ્ત્ર, ઘર સંબંધી કામ, યાત્રા, રથ, અશ્વ, ઓષડ, અને ઘરેણાં પહેરવાં વિગેરે કામ કરવાથી સિદ્ધ થાય છે.

શુક્ર—સ્ત્રી, ગાયન, હિરા, મણી, સજ્યા, વસ્ત્ર, ગંધ, પૃથ્વી સંબંધી કામ, ગાય, બળદ લેવો આપવો, ખજાનો તથા ખેતી વિગેરે કામ કરવાં શુભ છે.

શની—લોઢું, પથ્થર, સીસું, ત્રાંબુ, કથીર, તલવાર, ભાલો, વિગેરે લેવાં તથા પાપ કરવું, અસત્ય બોલવું, ચોરી કરવી, ગૃહપ્રવેશ કરવો, હસ્તી બાંધવો, તથા ઉપદેશ લેવો આપવો વિગેરે સ્થિર કામ કરવાં.

૩ દરેક નક્ષત્રમાં કયાં કયાં કામ કરવાં કે સિદ્ધ થાય.

અશ્વિની—નક્ષત્રમાં વર વહુને પ્રથમ ઘેર બોલાવવામાટે, નવી ઇમારતોનો પાયો નાંખવા માટે શુભ છે, પણ રાજા કે કોઇ અધિકારી કે કોઇ મોટા માણસ સાથે પ્રથમ મુલાકાત કે ઓળખાણ કરવા માટે, નવો ચાકર રાખવા માટે, નવો પોશાક પહેરવા માટે, પ્રથમ વેપાર કરવા માટે, કાંઇ વેચવા લેવા માટે, નવી દુકાન કરવા માટે, નવી ખેતી શરૂ કરવા માટે, તથા વહાણની સફળતા અર્થે નાશુભ છે.

ભરણી—એ નક્ષત્ર કોઇની સાથે નવી મુલાકાત કરવા માટે ફાયદાકારક છે.

કૃતિકા—એ નક્ષત્ર દરેક કામ માટે શુભ અને લાભકારક છે.

રોહિણી—એ નક્ષત્ર શત્રુસંગ્રામ કરવા માટે, નવું ઘર બાંધવા માટે, નવા ઘરનું વાસ્તુ કરવા માટે, તેમજ શ્રીમંત, લગ્ન વિગેરે કાર્ય માટે શુભ છે.

મૃગશિર્ષ—આ નક્ષત્રમાં દરેક કામ નિર્વિઘ્ને પૂર્ણ થાય છે.

આર્દ્રા—પુનર્વસુ, મઘા, પૂર્વાફાલ્ગુની, હસ્ત, સ્વાતિ, અનુરાધા, મુળ, ધનિષ્ટા, પૂર્વાભાદ્રપદ, અને રેવતિ—આ નક્ષત્રમાં દરેક નવું કામ કરવું તો જશ સહિત લાભ મળે.

ઉત્તરાફાલ્ગુની—ચિત્રા, વિશાખા, જેષ્ટા, ઉત્તરાશાઢા, શ્રવણ, અને શતતારકા એ નક્ષત્ર શુભ કામ માટે મધ્યમ છે.

પુષ્યનક્ષત્રમાં કરેલું કાર્ય સિદ્ધ થાય છે. પણ વિવાહમાં પુષ્ય નક્ષત્ર લેવું નહિ.

આશ્લેષા—એ નક્ષત્ર બાળકોને પ્રથમ નિશાળે બેસાડવામાટે ઉત્તમ છે.

સ્થિર, ચંચળ, ઉગ્ર (ક્રુર) સાધારણ, ઉતાવળાં, કોમળ અને ભયંકર નક્ષત્રો તથા વાર અને તેમાં કરવાનાં કામો.

સ્થિર નક્ષત્રો તથા વાર—રોહિણી, ઉત્તરાફાલ્ગુની, ઉત્તરાષાઢા, અને ઉત્તરાભાદ્ર એ સ્થિર નક્ષત્રો છે. તથા રવીવાર પણ સ્થિર છે.

તે નક્ષત્ર તથા તે વારને રોજ હંમેશાં કાયમ રાખવા જેવાં કામ જેવાં કે ઘર બાંધવું, વાવ, કુવા, તળાવ, બાગ, બગીચા, બનાવવા. નવાં કે દુરસ્ત કરેલાં મકાનોમાં રહેવા જવું વિગેરે કામોનો આરંભ કર્યો હોય તો તે સિદ્ધ થાય છે.

ચંચળ—સ્વાતિ, પુનર્વસુ, શ્રવણ, ધનિષ્ટા અને શતતારકા એ નક્ષત્રો તથા સોમવારને ચંચળ એટલે સ્થિર નહિ તેવો ગણેલો છે તેથી તે નક્ષત્રો તથા વારને દીવસે યાત્રા જવાથી, હાથી, ઘોડા, પાલખી. વિગેરે વાહન ઉપર બેસવાથી, બાગ બગીચામાં ફરવાથી અને હરવા ફરવા જેવાં કામ કરવાથી સિદ્ધ થાય છે.

ઉગ્ર—ભરણી, મઘા, પૂર્વાફાલ્ગુની, પૂર્વાષાઢા, અને પૂર્વાભાદ્રપદ એ નક્ષત્રો તથા મંગળવાર ઉગ્ર છે તેથી તે દીવસે લઢાઇ કરવાનું કામ, દેવતા મુકવાનું કામ, લુચ્ચાઇ, ઠગાઇ, ઝેરદેવાનું અથવા ખાવાનું કામ અને હથિયાર મારવાનું કામ વિગેરે તામસી ક્રિયાઓ કરવાને ઉત્તમ છે.

સાધારણ—કૃતિકા, વિશાખા. એ બે નક્ષત્રો તથા બુધવાર એ સાધારણ છે તેથી તે દિવસે સાધારણ કામ કરવાં. અગ્નિ સ્થાપન તથા નિભ પરણાવવાનું કામ કર્યું હોય તો તે સિદ્ધ થાય છે.

ઉતાવળાં—અશ્વનિ, પુષ્ય, હસ્ત, અને અભિજીત એટલાં નક્ષત્રો અને ગુરૂવાર ઉતાવળાં છે તેમાં ઉતાવળાં કામ કરવાં જેવાં કે વેચવા સાટવાનું કામ, આષધ લેવું. સ્ત્રીસંભોગ કરવો, શાસ્ત્ર વિગેરેનું જ્ઞાન મેળવવાનું, દાગીના કરાવવાનું તથા પહેરવાનું, ચિત્રામણ કહાડવાનું, અને નૃત્ય વિગેરે કળાઓ શીખવાનું એ કામો કરવાથી સિદ્ધ થાય છે.

કોમળ—મૃગશિર્ષ, ચિત્રા, અનુરાધા રેવતી એ નક્ષત્રો તથા શુક્રવાર કોમળ છે માટે તેમાં ગાયન કરવાનું કામ, નવાં વસ્ત્રો પહેરવાનું, મિત્રોને મળવાનું, હસવાબોલવાનું કામ સ્ત્રી સાથે ક્રીડા કરવાનું કામ. પોતાના આમનું કામ અને નવા દાગીના પહેલા પ્રથમ પહેરવાનું કામ કરવાથી ફાયદો થાય છે.

ભયંકર—આર્દ્રા, જ્યેષ્ટા, મુળ, અને આશ્લેષા. અને શનીવારને ભયંકર ગણેલાં છે તેનાં ભયંકર કૃત્યો, ઘાત, પાત, લડાઇ, ટંટો કરવાનું હાથી ઘોડા વિગેરેને શિક્ષા કરવાનું કામ, અને ખાંધીયા બાળવાનું એવાં કામનો આરંભ કરવાથી સિદ્ધ થાય છે.

## ૪ અધોમુખ નક્ષત્રો અને તેમાં–કરવાનાં કામ.

પૂર્વાફાલ્ગુની, પૂર્વાષાઢા, પૂર્વાભાદ્રપદ, મઘા.અશ્લેષા, વિશાખા, કૃતિકા, ભરણી અને મુળ આ અધોમુખ નક્ષત્રો છે. તેમાં વાર,

કુવા, તળાવખોદવાનું કામ ગઢ, કિલ્લોકરવાનું કામ, પરિક્ષા, ધનસંગ્રહ, દ્યુત, બિલપ્રવેશ, અને ગણીતશીખવાનો આરંભ કરવો ઈષ્ટ છે.

### ૫ તિર્યંગમુખ નક્ષત્રો અને તેમાં કરવાનાં કામ.

રેવતી, અશ્વની, જેષ્ટા, અનુરાધા, હસ્ત, ચિત્રા, સ્વાતિ, મૃગશીર્ષ અને પુનવસુ એ તિર્યંગમુખ નક્ષત્રો છે. એ નક્ષત્રોમાં ઘોડા, હાથી, ઊંટ, મહીષ, ખર, બેલ, મેંઢાં, કુકર, શ્વાન વિગેરે લેવાં,વહાણુ પાણી ઉપર તરતું લેવું, નાંગર નાંખવો, મુસાફરી કરવી, યાત્રા કરવી, વાવેતર કરવું, વેપાર કરવો, વાહન વિગેરે શુભદાયક છે.

### ૬ ઉર્ધ્વમુખ નક્ષત્રો અને તેમાં કરવાનાં કામો.

ઉત્તરાફાલ્ગુની, ઉત્તરાષાઢા, ઉત્તરાભાદ્રપદ, પુષ્ય, રોહિણી, આર્દ્રા, શ્રવણ, ધનિષ્ટા, અને શતતારકા, આ ઉર્ધ્વમુખ નક્ષત્રો જાણવા.આ નક્ષત્રોમાં દેવમંદિર બાંધવું, ઘર બાંધવું, ધ્વજાતોરણ બાંધવાં, છત્ર ધારણ કરવું, રાજ્યાભિષેક કરવો, કોટ બાંધવો અશ્વાદિ ઉપર સ્વારી કરવી અને બગીચો બનાવવો વિગેરે શુભ છે.

### ૭ શુભાશુભ દિવસો તથા તેમાં કરવાના કાર્યોનું ફળ.

| માસ | જાન્યુઆરી | ફેબ્રુઆરી | માર્ચ | એપ્રિલ | મે | જુન | જુલાઈ | ઑગષ્ટ | સપ્ટેમ્બર | ઑક્ટોબર | નવેમ્બર | ડીસેમ્બર |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| અશુભ તારીખો | ૧—૨—૪ ૫-૭-૧૦ અને ૧૫ | ૬ ૭- ૧૮ | ૧-૬ ૮ | ૬— ૧૧ | ૫— ૬— ૭ | ૭— ૧૫ | ૫ - ૧૯ | ૧૫ ૧૯ | ૬ — ૭ | ૬ | ૧૫ ૧૬ | ૧૫ ૧૬ ૧૭ |

ઉપર લખેલા અંગ્રેજી મહીનાઓની, ઉપર લખેલી અંગ્રેજી તારીખો અશુભ છે. તે દિવસે શુભ કામ કરવાં નહિ.

શુભવાર-શુક્રવાર એને સોમ-શની અને રવિ તેમાં કરેલું કાર્ય સફળ પણ થાય છે, અને નિષ્ફળ પણ થાય છે.

શુક્રવારે મુસાફરી કરવી નહિ. નવી નોકરીમાં દાખલ થવું નહિ નવિન ધંધામાં જોડાવું નહિ તેમ લગ્ન કરવાં નહિ.

૮ નીચેના વારોમાં નખ લેવરાવવાથી, છીંક ખાવાથી, કપડાં શીવરાવી આપવાથી અને નવો પોશાક પહેરવાથી જે ફળ થાય તે આ નીચેના કોઠામાં દરેક વારનો નીચે આપ્યા મુજબ સમજી લેવું.

| વાર. | સોમ. | મંગળ. | બુધ. | ગુરૂ. | શુક્ર. | શની. | રવી. |
|---|---|---|---|---|---|---|---|
| નખ લેવરાવવાનું ફળ. | તનમનથી આબાદ કરે. | ધનથી ભરપુર કરે | સારા સમાચાર આપે. | ભલી ભલાઇ આપે. | સુખ દુઃખની ભાગીવણની વધાઇ આપે. | લાંબો આવરદા વધારે. | બકબકતી અને ખાના ખરાબી કરે. |
| છીંક ખાવાનું ફળ. | મરણ લાવે. | અજાણ્યાની મુલાકાત થાય. | રૂડો મળે. | સારા સમાચાર મળે. | વિપત્તી મળે. | આબાદી આપે. | ઠીક નહિ. |
| કપડાં શીવડાવવા આપવાનું ફળ. | શુભ છે. | આગનો અકસ્માત | સુખ સંપત્તિ મળે. | મુસાફરી કરવી પડે. | કમબખતી સગું મરે. | ન ધારેલો વારસો મળે. | અશુભ થાય. |
| નવો પોશાક બદલવાનું ફળ. | પોશાક ટીકે નહિ. | ધંધો ફળીભૂત થાય | આજાણ્યા ખબર જોડે મુલાકાત થાય. | માઠા સમાચાર મળે. | માઠા સમાચાર મળે. | ગમે તેમ કરવા છતાં લાભ ન થાય | સુખ સંપત્તિ મળે |

## ૯ આંકડાઓનાં ફળ,

૧ પુરૂષલીંગ છે કારણ તે સઘળા આંકડાઓનો પિતા છે.

૨ નો આંકડો સ્ત્રીલીંગ છે કારણ તે ૧ ની સાથે રહી સંખ્યા ઉત્પન્ન કરે છે.

૩ નો આંકડો પવિત્ર અને શુભ છે.

૬ નો આંકડો કમભાગ્ય ગણાય છે.

૭ નો આંકડો ભાગ્યવંત, પુનીવંત અને પવિત્ર મનાય છે.

૧૦ નો આંકડો પવિત્ર છે.

એકીવાળા આંકડામાં માત્ર ૧૩ મા આંકડા સિવાય બીજા તમામ આંકડા ભાગ્યશાળી મનાય છે.

૧૩ નો આંકડો અભાગીઓ ગણાય છે. જ્યાં ૧૩ સંખ્યાનો સમાગમ થાય ત્યાં ખાનાખરાબી થાય છે. તેમજ જેને તે આંકડો શુકનાવળી નીકળે છે તેને લાભ પણ આપનાર છે.

## ૧૦ તિથિઓ અને તેમાં થએલાં કાર્યોનું ફળ.

૧ ચંદ્રરાતનો ચંદ્ર ઉગ્યા પછી ૨૧ કલાકની અંદર જે બાળકનો જન્મ થાય તે ભાગ્યશાળી, લાંબા આયુષ્યવાળો થાય, તે દિવસે કરેલાં કામોમાં ફતેહ પામે અને તે દિવસે આવેલું સ્વપ્ન ફળીભૂત થાય.

૨ બીજને દિવસે કોઇ વસ્તુ ગુમાઇ હોય તો તે ઝટ પાછી મળે. છુપાયલું ધન તે દિવસે મળે, તે દિવસે જન્મેલ બાળકો આબાદ નિવડે છે.

૩ ત્રીજનો દિવસ સારો છે. તે દિવસે જન્મેલું બાળક બળવાન અને નસીબવાન થાય છે.

૪ ચોથ અમંગળકર્તા છે, તે દિવસે મંદવાડ આવે તો ભાગ્યેજ બચે.

૫ પાંચમનો દિવસ ઠીક છે. તે દિવસે આરંભેલાં કામોમાં ફતેહ મળે છે. તે દિવસે જન્મેલું બાળક મગરૂર અને ઠગ નીકળે છે.

૬ છઠનો દિવસ અશુભ છે. તે દિવસે જન્મેલું બાળક લાંબો વખત જીવતું નથી.

૭ સાતમનો દિવસ અમંગળ કર્તા છે. તે દિવસે જન્મેલું બાળક ટુંકા આયુષ્યવાળું થાય છે.

૮ આઠમનો દિવસ સારો છે. તે દિવસે આરંભેલા કામમાં વિજય મળે છે.

૯ નોમ સારી છે. એ દિવસે જન્મેલું બાળક સારી દોલત અને માન મરતબો મેળવનાર થાય છે.

૧૦ દશમ અશુભ છે, તે દિવસે જન્મેલ બાળક લાંબુ આયુષ્ય ભોગવે અને તિર્થસ્નાન કરે, તે દિવસે માંદુ પડનાર બચતું નથી.

૧૧ અગીઆરસનો દિવસ પવિત્ર છે. તે દિવસે જન્મેલ બાળક ધર્મશ્રદ્ધાળુ થાય છે. મુસાફરી માટે શુભ છે. લગ્ન વિગેરે કામો માટે તે દિવસ શુભ છે.

૧૨ બારસનો દિવસ મંગળમય છે. તે દિવસે જન્મેલાં બાળકો આયુષ્યવાન અને ડાહ્યાં થાય છે. તે દીવસે માંદો પડનાર ભાગ્યે જ બચે છે.

૧૩ તેરસનો દિવસ આનંદમય છે તે દિવસે જન્મેલાં બાળક ઓચિંતા ધનવાન થાય છે.

૧૪ ચૌદસનો દિવસ સારો છે તે દિવસે જન્મેલું બાળક ઉદાર થાય છે. તે દિવસે આરંભેલાં કાર્ય નિષ્ફળ થતાં નથી.

૧૫ પુનમનો દિવસ સારો છે. ઇશ્વરપુજા, અપવાસ અને લાભ-કારક છે, ગુમાવેલી ચીજ તે દિવસે મળે છે. પણ તે દિવસે માંદુ પડનાર બચતું નથી.

વદ બીજનો દિવસ અશુભ છે, વેપાર માટે સારો છે તે દિવસે જન્મેલું બાળક કમનસીબવાન અને અવિવેકી થાય છે.

વદ ત્રીજનો દીવસ વધુ ખરાબ છે. તે દિવસે જન્મેલ બાળક કમ અક્કલનું થાય છે.

વદ ચોથનો દિવસ ફતેહમંદ છે, તે દિવસે જન્મેલ બાળક બહાદુર અને લાંબા આયુષ્યવાળું થાય પણ ઘણાં સંકટ વેઠવાં પડે છે તે દીવસે શરૂ કરેલા કામમાં ફતેહ મળે છે.

વદ પાંચમનો દિવસ ધાસ્તી ભરેલો છે તે દિવસે બાળક અપ્રમાણિક નીકળે છે.

વદ છઠનો દિવસ સારો નથી એ દિવસનું જન્મેલું બાળક તંદુરસ્ત અને મજબુત બાંધાનું આપસ્વાર્થી અને બદમાશ નિકળે છે.

વદ આઠમનો દિવસ શુભ છે. એ દિવસે હાથમાં લીધેલ કામકાજ નફાકારક નીવડે છે. તે દિવસે જન્મેલ બાળક નામાંકિત, ડહાપણવાળું, હિંમતવાન અને આનંદી થાય છે.

વદ નોમનો દિવસ સાધારણ છે તે દીવસે જન્મેલ બાળક, હઠીલું, એકાંત રહેનાર, મિત્રોની દરકાર નહિ રાખનાર અને તાબે રહેનાર થાય છે. તે દિવસે કરવા આરંભેલાં કાર્ય ફતેહમંદ થાય છે.

વદ દશમનો દીવસ શુભ છે તે દીવસનો સ્વપ્ન આનંદ આપનારને ફતેહમંદ નિવડે છે, તે દીવસે જન્મેલ બાળક બહાદુર, અને આહોશીવાળું તથા વખાણવા લાયક થાય છે.

વદ અગીઆરસનો દીવસ અશુભ છે તે દીવસે જન્મેલ બાળક દુષ્ટ, અને જીંદગીમાં કષ્ટ વેઠનાર થાય છે. તે દીવસે માંદું પડેલું માણસ ભાગ્યેજ બચે છે.

વદ બારસ બહુ શુભ છે. તે દીવસે જન્મેલું બાળક જન્મથીજ ધનવાન અને સારાં કામ કરનાર અને વખાણવાલાયક થાય છે.

વદ તેરસનો દીવસ આનંદમય છે. તે દીવસનું સ્વપ્ન સારૂં ફળ નીપજાવે છે. તે દીવસે જન્મેલાં બાળક સોહામણાં, મીઠાસ્વભાવનાં અને મળતાવડાં થાય છે.

વદ ચૌદશનો દીવસ ખરાબ છે. તે દીવસે જન્મેલ બાળક ટુંકા આયુષ્યવાળું અને માબાપના મનને સંતોષ પમાડનાર થાય છે. તે દીવસે આરંભ કરેલાં કામો નિષ્ફળ નીવડવાની અણીપર સારાં લાભકારક થશે.

અમાસનો દીવસ ભાગ્યશાળી છે, તે દીવસે જન્મેલ બાળક કષ્ટ ભોગવી અંતે સુખી થાય છે. કામકાજ કરવા માટે પણ સારો છે.

## ૧૧ પંચક.

ધનિષ્ટા નક્ષત્રની ૩૦ ઘડી પછીથી રેવતી નક્ષત્ર ઉતરી રહે ત્યાં સુધી એટલે ધનિષ્ટાની ૩૦ ઘડી, શતતારકા, પૂર્વાભાદ્રપદ, ઉત્તરા ભાદ્રપદ અને રેવતી એ પાંચ નક્ષત્રોને પંચક કહે છે અથવા કુંભનો ચંદ્ર જે વખતે બેસે ત્યારથી મીનનો ચંદ્ર ઉતરી રહે ત્યાં સુધી પણ એ પાંચ નક્ષત્રોનું પંચક કહેવાય છે.

તેમાં દક્ષિણ દીશાન્તરે જવું નહિ. ઘરનું ખાત કરવું નહિ, મડદું બાળવું નહિ, બાળવાની અગત્ય હોય તો તેનો વિધી કરીને બાળવું. લાકડાં તથા ઘાસનો સંઘરો કરવો નહિ. સુવાને પલંગ ભરવો નહિ, તથા અશુભકામ કરવાં નહિ પણ ઘણાં ખરાં શુભકામ પંચકમાં કરવાં.

## ૧૨ યોગ, અને તેનું ફળ અને તેમાં કરવાનાં કામ.

### સિદ્ધ યોગ.

રવીવારને દિવસે આઠમ, તથા હસ્ત, અશ્વનિ, ત્રણ ઉત્તરા, મૂળ, પુષ્ય, અને ધનિષ્ટા એ નક્ષત્રો હોય તો સિદ્ધયોગ જાણવો.

સોમવારે—નોમ અને દશમ તિથી હોય તથા પુષ્ય, શ્રવણ, રોહિણી, મૃગશિર્ષ, અને શતભિષા એ નક્ષત્રો હોય; તો સિદ્ધીયોગ જાણવો.

મંગળવારે—છઠ, ત્રીજ, આઠમ, અને તેરસ તિથી હોય તથા મૂળ, અશ્વનિ, મઘા, આશ્લેષા, અને ઉત્તરાભાદ્રપદ એ નક્ષત્રો હોય તો સિદ્ધીયોગ જાણવો.

બુધવારે—બીજ, સાતમ, અને બારસ, તિથી હોય તથા મૃગશીર્ષ અનુરાધા, પૂષ્ય, કૃતિકા, રોહિણી, એ નક્ષત્રો હોય તો સિદ્ધીયોગ જાણવો.

ગુરૂવારે—દશમ, પાંચમ, અને પુનમ, હોય, તથા વિશાખા, રેવતી, અશ્વનિ, અનુરાધા, પૂષ્ય, અને પૂનર્વસુ નક્ષત્ર હોય, તો સિદ્ધીયોગ જાણવો.

શુક્રવારે—પડવો, છઠ, અગીઆરશ, અને તેરશ હોય તથા રેવતી, પુર્વાભાદ્રપદ, અશ્વનિ, શ્રવણ, ચિત્રા અને પૂનર્વસુ નક્ષત્ર હોય તો સિદ્ધિયોગ જાણવો.

શનીવારે—ચોથ, નોમ અને ચૌદશ, હોય તથા શ્રવણ, મઘા સ્વાતિ અને પુર્વાફાલ્ગુની નક્ષત્ર હોય તો સિદ્ધયોગ જાણવો.

શુક્રવારે નંદા (પડવો, છઠ અને અગીઆરશ) હોય, બુધવારે ભદ્રા ( બીજ, સાતમ અને બારશ ) હોય, મંગળવારે જયા ( ત્રીજ, આઠમ અને તેરશ ) હોય, શનીવારે રિક્તા (ચોથ, નોમ અને ચૅાદશ) તિથી હોય, અને ગુરૂવારે પૂર્ણા ( પાંચમ, દશમ, અને પુનમ તિથી ) હોય તો સિદ્ધયોગ જાણવો, આ સિદ્ધીયોગમાં શુભકામ કરવાથી સિદ્ધ થાય છે

### ૧૩ વિરૂદ્ધ યોગ.

રવીએ—વિશાખા—ભરણી—મઘા, જેષ્ટા, ૧૨—૧૪—અને સાતમ હોય.
સોમે—ચિત્રા, ઉત્તરાષાઢા, વિશાખા, ૧૧, ૧૩ અને ૬ હોય.
મંગળે—આર્દ્રા,ધનિષ્ટા, પૂર્વાભાદ્રપદ, ઉત્તરાષાઢા, ૧ અને ૧૦ હોય
બુધે—ધનીષ્ટા, ભરણી, અશ્વની, મૂળ, રેવતી, ૩ અને ૯ હોય.

ગુરૂએ—આર્દ્રા, ઉત્તરાફાલ્ગુની, રોહિણી, શતભિષા, કૃતિકા, મૃગશીર્ષ, ૮–૪ અને ૬ હોય.

શુક્રે—રોહિણી, જયેષ્ટા, પૂષ્ય, આશ્લેષા, મઘા, ૨ અને ૭ હોય, અને.

શનિવારે—ચિત્રા, ઉત્તરાષાઢા, રેવતિ, અશ્વનિ, ભરણી, ઉત્તરાફાલ્ગુની, પૂર્વાષાઢા અને ૭ તથા છઠ તિથી હોય તો વિરૂદ્ધયોગ સમજવો, આ યોગમાં કાંઇપણ શુભ કામ કરવું નહિ.

૧૪ સંવર્તક યોગ.

રવીવારે સાતમ અને બુધવારે પડવો હોય તો સંવર્તકયોગ કહેવાય તેમાં શુભકામ કરવાં નહિ.

૧૫ ત્રિપુષ્કર યોગ.

૨–૭ અને ૧૨ તિથી, શનિ, મંગળ, અને રવીવાર, તથા ઉતરાફાલ્ગુની, પૂર્વાભાદ્રપદ, પૂનર્વસુ કૃતિકા અને ઉત્તરાષાઢા, નક્ષત્ર અનુક્રમે ત્રણ ભેગાં હોયતો ત્રિપુષ્કર યોગ થાય તે મૃત્યુ વિનાશ અને વૃદ્ધિમાં ત્રણઘણું ફળ આપે છે,

૧૬ દ્વિપુષ્કર યોગ.

૨–૭–૧૨ તિથી, શનિ, મંગળ અને રવીવાર, તથા ધનિષ્ટા, ચિત્રા ને મૃગશિર્ષ નક્ષત્ર હોયતો દ્વિપુષ્કર યોગ થાય છે આ યોગ બમણું ફળ આપે છે.

૧૭ જવાળામુખી યોગ.

પડવાને દિવસે મૂળ, પાંચમને દિવસે ભરણી, આઠમને દિવસે કૃતિકા, નવમીને દિવસે રોહિણી, દશમને દિવસે આશ્લેષા, નક્ષત્ર હોય તો જ્વાળામુખી યોગ કહેવાય. આ યોગમાં બાળક જન્મે તો મરણ પામે, વાસ કરે તો ઉજડ થાય, અને સ્ત્રી ચુડો પહેરે તો વિધવા થાય,

૧૮ રાજ્યભંગાદી યોગ.

અમાસને દિવસે શની, રવી અને મંગળ ગમે તે એકવાર હોય તથા અશ્વિની, તથા સ્વાતિ ગમે તે નક્ષત્ર હોય અને આયુષ્યમાન યોગ હોય તો રાજ્યભંગાદિ યોગ કહેવાય. આ યોગ હોય તો પક્ષી, પશુ, જંગમ, સ્થાવર, રાજા, અને મનુષ્યોનો નાશ થાય તથા રાજ્યભંગ થાય.

## ૨૦ તિથી, વાર તથા નક્ષત્રના ૧૩ યોગો તથા તેની સમજ.

| વાર. | ચળ યોગ. | ક્રકચ યોગ. | દગ્ધ યોગ | મૃત્યુદા તિથી | સિદ્ધોદા તિથી. | ઉત્પાદ યોગ. | મૃત્યુ યોગ | કર્ણું (અથવો કાળ) યોગ. | સિદ્ધિ યોગ. | યમ ઘ્રો યોગ. | યમઘંટ યોગ. | મુળ સંયોગ | અમૃત સિદ્ધિયોગ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| રવી | પૂર્વાષાઢા | ૧૨તિથી | ૧૨ તિથી | ૧-૬-૧૧ તિથી | તિથી | વિશાખા | અનુરાધા | જેષ્ટા | મુળ | મઘા,ધનિષ્ટા | મઘા | ભરણી | હસ્ત |
| સોમ | આર્દ્રા | ૧૧તિથી | ૧૧ તિથી | ૨-૭-૧૨ તિથી | | પૂર્વાષાઢા | ઉત્તરાષાઢા | અભીજીત | શ્રવણ | મુળવિશાખા | વિશાખા | ચિત્રા | મૃગશિર્ષ |
| મંગળ | વિશાખા | ૧૦તિથી | ૫તિથી | ૧-૬-૧૧ તિથી | ૩-૮-૧૨ તિથી | ધનિષ્ટા | શતતારા | પૂર્વાભાદ્રપદ | ઉત્તરાભાદ્રપદ. | કૃતીકા ભરણી | આર્દ્રા | ઉત્તરાષાઢ | અશ્વની |
| બુધ | રોહીણી | ૯તિથી | ૩તિથ | ૩-૮-૧૩ તિથી | ૨-૭-૧૨ તિથી | રેવતી | અશ્વિની | ભરણી | કૃતિકા | રેવતી પૂનર્વસુ | મૂળ | ધનિષ્ટા | અનુરાધા |
| ગુરૂ | પુષ્ય | ૮તિથી | ૬તિથી | ૨-૭-૧૨ તિથા | ૫·૧૦·૧૫ તિથી | રોહણી | મૃગશિર્ષ | આર્દ્રા | પૂનર્વસુ | ઉત્તાષાઢા અશ્વીની | કૃતિકા | ઉત્તરા ફાલ્ગુની | પુષ્ય |
| શુક્ર | મઘા | ૭તિથી | ૩તિથી | ૪-૯-૧૪ તિથી | ૪-૯-૧૪ તિથી | પુષ્ય | આશ્લેષા | મઘા | પૂર્વા ફાલ્ગુની | રોહણી અનુરાધા | રોહીણી | જેષ્ટા | રોહીણી |
| શની | મુળ | ૬તિથી | ૯તિથી | ૫·૧૦·૧૫ તિથી | ૪-૯-૧૪ તથા | ઉત્તરા ફાલ્ગુણી | હસ્ત | ચિત્રા | સ્વાતિ | શ્રવણ શતતારકા | હસ્ત | રેવતી | રેવતી |

એવી રીતે સમજવું કે રવીવારને રીવસે પૂર્વાષાઢા તથા સોમવારે આર્દ્રા નક્ષત્ર હોય તો યમયોગ થાય. રવીવારે ભારણી હોય તો ક્ષ્કચ યોગ થાય તથા દગ્ધયોગ થાય, વળી પડવો છઠ અને અગીઆરસ આવે તો મૃત્યુદા તિથી થાય એ રીતે તમામ યોગનું સમજવું. તેનું ફળ યોગના નામ પ્રમાણે આપે. જેમકે મૃત્યુયોગમાં શુભ કામ કરવાં નહિ, સિદ્ધીયોગમાં શુભ કામ કરવાં વિગેરે.

---

## ૨૧ સિદ્ધિયોગ, અમૃત સિદ્ધિયોગ, મૃત્યુયોગ અને યમઘંટ જોવાની રીત.

| યોગ. | રવિ. | સોમ. | મંગળ. | બુધ. | ગુરૂ. | શુક્ર | શની. |
|---|---|---|---|---|---|---|---|
| સિદ્ધિ | મુળ | શ્રવણ | ઉત્તરા | કૃતકા | પૂનર્વસુ | પૂર્વાફાલ્ગુની | સ્વાતી |
| અમૃત સિદ્ધિ | હસ્ત | મૃગશીર્ષ | અશ્વિની | અનુરા. | પુષ્ય | રેવતી | રોહીણી |
| મૃત્યુ યોગ | અનુરા. | ઉત્તરાષાઢા | શતતાર | અશ્વિની | મૃગશીર્ષ | આશ્લેષા | હસ્ત |
| યમઘંટ | મઘા | વિશાખા | આર્દ્રા | મૂળ | કૃતિકા | રોહીણી | હસ્ત |

એવી રીતે સમજવું કે રવીવારને દિવસે મુળ નક્ષત્ર હોય અથવા તે જેટલી ઘડી હોય તેટલી ઘડી સુધી સિદ્ધીયોગ જાણવો. હસ્ત નક્ષત્ર હોય તો અમૃતસિદ્ધીયોગ જાણવો એવીજ રીતે બધાનું સમજવું.

સિદ્ધીયોગ શુભ કામમાં સારો છે. અમૃતસિદ્ધિયોગમાં કોઇ પણ કામ આરંભ્યું હોય તો સિદ્ધ થાય છે.

મૃત્યુયોગમાં શુભ કામ કરવું નહી.

યમઘંટ યોગમાં પરદેશ જવું નહિ. જાઇએ તો મૃત્યુ થાય, અગર મરણતોલ દુઃખ પડે: લગ્ન કરવું નહિ, કરે તો પ્રજાની વૃદ્ધિ થાય નહિ. દેવપ્રતિષ્ટા થાય નહિ અને જો એ યોગમાં પુત્ર જન્મ્યો હોય તો તે બચવો મુશ્કેલ છે. માટે શાંતી કરવી પડે છે.

### ૨૧ કરણમાં કરવાનાં કામો.

બલ કરણમાં—વ્રત, કારીગરીનું કામ, દેવાલય તથા તળાવ કુવા બાંધવાનાં કામ કરવાં.

બાલવ કરણમાં—બ્રાહ્મણનું ભલું કરવું.

કૌલવમાં—મિત્રતા કરવી, ઉત્સાહનાં કામ કરવાં.

તૈતિલ કરણમાં લગ્ન વિગેરે શુભ કામ કરવાં.

ગર કરણમાં—વાવેતર કરવાં, હળ ખેડવા વિગેરે કામ કરવાં.

વણીજ કરણમાં—દેવતાનું સ્થાપન કરવું, તળાવ, વાવ, તથા ઘર બનાવવાં દુકાન કરવી, વેપાર કરવો તે સારૂં છે.

વિષ્ટિ કરણમાં—ઝેર દેવાનાં, શત્રુની સાથે લડાઈ કરવાનાં કામ કરવાં પણ શુભ કામ કરવાં નહિ.

શકુની કરણમાં—મંત્રોપદેશ તથા ઔષધી ગ્રહણ કરવું, ગ્રહ-શાંતિ વિગેરે કામ કરવાં.

ચતુષ્પદ કરણમાં—ગાય ખરીદવી તથા વેચવી, બ્રાહ્મણ ક્ષત્રીય તથા વૈશ્યની સેવા કરવી, રાજ્યાભિષેક કરવો, અને પિતૃનાં કામ કરવાં.

નાગ કરણમાં—સૌભાગ્યકર્મ કરવાં, વિદ્યાભ્યાસનાં કામ કરવાં. ધીરજનાં કામ કરવાં.

કિંસ્તુઘ્ન કરણમાં—તમામ કામ કરવું શુભ છે.

---

## પ્રકરણ ૫ મું.

---

### ભદ્રા, વિષ્ટિ, ચોઘડીઆં અને હોરાઓની સમજણ અને તેનું રૂપ.

કૃષ્ણ પક્ષમાં, દશમ તથા ત્રીજના બીજા ભાગમાં ભદ્રા હોયછે.

સાતમા અને ચૌદશના પહેલા ભાગમાં ભદ્રા હોય છે.

શુકલપક્ષમાં અગીઆરસ અને ચોથના બીજા ભાગમાં અને આઠમ તથા પુનમના પહેલા ભાગમાં ભદ્રા હોય છે.

### ૧ ભદ્રાનાં નામ તથા તેમાં કરવાનાં કામ.

ભદ્રાનાં આઠ નામ છે. ૧ કરાલી, ૨ નંદની, ૩ રૌદ્રી, ૪ દુર્મુખી, ૫ સુમુખી, ૬ મિશ્રા, ૭ વૈભવી, ૮ હંસી.

સુદ ચોથના પાંચમા પહોરથી પાંચઘડી, સુદ આઠમના બીજા પહોરની પહેલી પાંચ ઘડી, અગીઆરસના સાતમા પહોરની પાંચ ઘડી, પૂર્ણિમાના ચોથા પહોરની પાંચ ઘડી, વદ સાતમની પહેલી પાંચ ઘડી, પાંચમના છેલ્લા પહોરની પાંચ ઘડી અને ચૌદશની પહેલા પહોરની પહેલી પાંચ ઘડી સુધી ભદ્રાનું મુખ હોય છે તેમાં શુભ કામો કરવાં નહિ.

સુદ ચોથના આઠમા પહોરની છેલ્લી ૩ ઘડી, અગીઆરસના છઠ્ઠા પહોરની છેલ્લી ત્રણ ઘડી, પુનમના ત્રીજા પહોરમાં છેવટ ભાગે ત્રણ ઘડી, વદ ત્રીજના સાતમા પહોરની છેલ્લી ત્રણ ઘડી, અને દશમના પાંચમા પહોરની છેલ્લી ત્રણ ઘડી સુધી ભદ્રાનું પુંછડું હોય છે તેમાં શુભ કામ થઇ શકે.

## ૨ ભદ્રાને રહેવાનું ઠેકાણું.

મિન, મેષ, સિંહ, અને વૃશ્ચિકના ચંદ્ર હોય તો સ્વર્ગમાં, કન્યા, તુલા, ધન અને મકરના ચંદ્ર હોય તો પાતાળમાં, કર્ક, કુંભ, વૃષભ અને મિથુનના ચંદ્ર હોય તો ભદ્રા પૃથ્વી લોકમાં જાણવી.

સ્વર્ગમાં ભદ્રા હોય તો સારૂં ફળ આપે, પાતાળમાં હોય તો ધનનો લાભ થાય અને પૃથ્વીમાં હોય તો સર્વ કામનો નાશ થાય.

## ૩ વિષ્ટી કરણની દીશાની સમજ.

દરેક માસમાં આઠ વખત વિષ્ટી નામનું કરણ આવે છે તે વખતે તે દિશામાં જવું નહિ તથા શુભ કામ કરવું નહિ.

દરેક માસની સુદ ૪ ને રોજ રાત્રિના ભાગની એટલે બીજા અર્ધા ભાગની વિષ્ટિ આવે છે તે પશ્ચિમ દિશામાં જાણવી.

દરેક માસની સુદ ૮ ને રોજ દિવસના ભાગની વિષ્ટિ રહે છે તે અગ્નિ કોણમાં સમજવી.

દરેક માસની સુદ ૧૧ ને રોજ રાત્રિના ભાગની એટલે બીજા અર્ધા ભાગમાં વિષ્ટિ આવે છે તે ઉત્તર દિશામાં જાણવી.

દરેક માસની સુદ ૧૫ પુનમને દિવસે દિવસના ભાગની વિષ્ટિ આવે છે તે નૈરૂત ખુણામાં જાણવી.

દર માસની વદ ૩ ના રોજ રાત્રિના ભાગની વિષ્ટિ આવે છે તે ઇશાનખુણામાં સમજવી.

દર મહિનાની વદ ૭ ના રોજ દિવસના ભાગની વિષ્ટિ આવે છે તે દક્ષિણ દિશામાં જાણવી.

દરેક માસની વદ ૧૦ ના રોજ રાત્રિના ભાગમાં વિષ્ટિ આવે છે તે વાવ્યકોણમાં જાણવી.

દર માસની વદ ૧૪ ના રોજ દિવસના ભાગની વિષ્ટિ રહે છે તે પૂર્વ દિશામાં જાણવી.

જે દિવસે જે દિશામાં વિષ્ટી આવતી હોય તે દિવસે તે દિશામાં પરગામ જવું નહિ તથા શુભ કામ કરવું નહિ.

## ૪ દિવસ તથા રાત્રીનાં ચોઘડીયાં તથા તેમાં કરવાનાં કામો.

### દિવસનાં ચોઘડીયાં.

| વાર. | પહેલું. | બીજું. | ત્રીજું. | ચોથું. | પાંચમું | છઠું. | સાતમું | આઠમું |
|---|---|---|---|---|---|---|---|---|
| રવી | ઉદ્વેગ | ચળ | લાભ | અમૃત | કાળ | શુભ | રોગ | ઉદ્વેગ |
| સોમ | અમૃત | કાળ | શુભ | રોગ | ઉદ્વેગ | ચળ | લાભ | અમૃત |
| મંગળ | રોગ | ઉદ્વેગ | ચળ | લાભ | અમૃત | કાળ | શુભ | રોગ |
| બુધ | લાભ | અમૃત | કાળ | શુભ | રોગ | ઉદ્વેગ | ચળ | લાભ |
| ગુરૂ | શુભ | રોગ | ઉદ્વેગ | ચળ | લાભ | અમૃ | કાળ | શુભ |
| શુક્ર | ચળ | લાભ | અમૃત | કાળ | શુભ | રોગ | ઉદ્વેગ | ચળ |
| શની | કાળ | શુભ | રોગ | ઉદ્વેગ | ચળ | લાભ | અમૃત | કાળ |

ઉપરના કોઠાનું સમજવું એવું કે રવીવારને દિવસે પ્રથમ ઉદ્વેગ ચોઘડીયું બેસે પછી ચલ, લાભ વિગેરે અનુક્રમે એક પછી એક બેસે છે. તેવીજ રીતે સોમવારે પ્રથમ અમૃત ચોઘડીયું બેશે પછી કાળ, શુભ વિગેરે અનુક્રમે બેસે, એવી રીતે દરેક વારનું સમજવું.

પહેલું ચોઘડીયું સૂર્યોદય વખતે બેસે છે તે દોઢ કલાક રહે છે તેવી રીતે દરેક ચોઘડીયું દોઢ દોઢ કલાક રહે છે પછી બીજું બેસે છે. એટલે સવારના ૭ વાગ્યાથી ૧૨ કલાકમાં ૮ ચોઘડીયાં આવેછે.

## ૫ રાત્રિનાં ચોઘડીયાં.

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| રવી | શુભ | અમૃત | ચલ | રોગ | કાળ | લાભ | ઉદ્વેગ | શુભ |
| સોમ | ચલ | રોગ | કાળ | લાભ | ઉદ્વેગ | શુભ | અમૃત | ચલ |
| મંગળ | કાળ | લાભ | ઉદ્વેગ | શુભ | અમૃત | ચલ | રોગ | કાળ |
| બુધ | ઉદ્વેગ | શુભ | અમૃત | ચલ | રોગ | કાળ | લાભ | ઉદ્વેગ |
| ગુરૂ | અમૃ | ચલ | રોગ | કાળ | લાભ | ઉદ્વેગ | શુભ | અમૃત |
| શુક્ર | રોગ | કાળ | લાભ | ઉદ્વેગ | શુભ | અમૃ | ચલ | રોગ |
| શની | લાભ | ઉદ્વેગ | શુભ | અમૃત | ચલ | રોગ | કાળ | અમૃત |

આ કોઠાનું પણ ઉપર પ્રમાણે સમજવું જેમકે રવીવારે પ્રથમ શુભ ચોઘડીયું બેસે, પછી અમૃત, ચલ વિગેરે એક પછી એક અનુક્રમ બેશે છે. એ રીતે દરેક વારનું સમજી લેવુ.

અમૃત, શુભ, લાભ અને ચલ એ ચોઘડીયાં સારાં જાણવાં તેમા શુભ કામ કરવાથી સિદ્ધ થાય છે. ઉદ્વેગ, રોગ અને કાળ એ. ટલાં ખરાબ ચોઘડીયાં જાણવાં. તેમાં શુભ કામ કરવાં નહી.

---

## ૬ દિવસ અને રાત્રી મળી ભોગવાતી ૨૪ હોરાઓની સમજ તથા તેનું ફળ.

દીવસ અને રાત મળીને ૬૦ ઘડી થાય છે તેમાં ૨॥ ઘડીની અથવા એક કલાકની એક હોરા એવી રીતે દીવસ અને રાત મળીને ૨૪ હોરાઓ ભોગવાય છે, જે દીવશે જે વાર હોય તે વારની હોરા તે દીવસે સૂર્યોદય થાય ત્યારથી પ્રથમ બેસે છે, તે એક કલાક ભોગવી એક કલાક પછી તે વારને સાથે ગણતાં જે છઠો વાર આવે તેની જે હોરા તે હોરા બીજી બેશે છે.

જેમકે આજ રવીવાર છે તો સવારથી એટલે સૂર્યોદય થાય ત્યારથી રવીની પહેલી હોરા બેસે તે એક કલાક રહે પછી બીજી હોરા (છઠા વારની) શુક્રની બેશે પછી બુધની હોરા બેશે અને ચોથી

ચંદ્રની હોરા બેસે, એ રીતે ચોવીસે હોરાઓ એક પછી એક (છઠા-વારની હોરા બેસે સોમવાર હોય તો સૂર્યોદયની પહેલી હોરા ચંદ્ર-નો બેસે અને બીજી શનીની બેસે એ રીતે સમજવું. )

૭ ચોવીસ હોરાઓ એક પછી એક નીચે પ્રમાણે.

૧ રવી, ૨ શુક્ર, ૩ બુધ, ૪ ચંદ્ર, ૫ શની, ૬ ગુરૂ ૭ મંગળ, ૮ રવી, ૯ શુક્ર, ૧૦ બુધ. ૧૧ ચંદ્ર, ૧૨ શની, ૧૩ ગુરૂ, ૧૪ મંગળ. ૧૫ રવી, ૧૬ શુક્ર, ૧૭ બુધ. ૧૮ ચંદ્ર, ૧૯ શની, ૨૦ ગુરૂ, ૨૧ મંગળ, ૨૨ રવી, ૨૩ શુક્ર, ૨૪ બુધ.

ઉપર પ્રમાણે એક પછી એક ૨૪ હોરા આવે તેમાં જે વાર ને દિવસ જેવું હોય તે દિવસે તે વારની હોરા એમ એક પછી એક અનુક્રમે બેસે.

ચંદ્ર, બુધ, ગુરૂ, અને શુક્રની હોરામાં શુભ કામ કરવાનો આરંભ કર્યો હોય તો તે સફળ થાય છે.

રવી, મંગળ, અને શનીની હોરાઓમાં આરંભેલું સારૂં કામ ધુળધાણી થાય. વિધ્ન આવે, અને પરિણામે તેમાં ગેરફાયદો થાય.

મનુષ્ય રોગી હોય તે વખતે રવીની હોરા બેઠી હોય તો તેટલો વખત પીત્ત તથા ગરમી રાખે, ચંદ્રની હોરા બેઠી હોય તો શરદી સાથે છાતીનું રૂંધન થાય, વાયુનું જોર વધે, મંગળની હોરા બેઠી હોય તો ઉત્પાત અને ગભરાટ ઉત્પન્ન થાય, બુધની હોય તો અજીર્ણ થાય, ગુરૂની હોય તો, ગરમી કરે તથા રોગ સમજાય નહિ, શુક્રની હોય તો, વાયુ તથા શરદી કરે, અને શનીની હોય તો રોગીનો નાશ થાય કે મરણતોલ આજારી થાય.





## પ્રકરણ ૬ ઠું.

### પરગામ જવા વિષે મહુરત.

**૧ કયી રાશીનો ચંદ્ર કયી દીશાએ બળવાન છે તે તથા તેનું ફળ.**

મેષ, સિંહ અને ધન આ ત્રણ રાશીનો ચંદ્ર પૂર્વ દિશાએ બળવાન છે.

મિથુન, તુલા અને કુંભ આ ત્રણ રાશીનો ચંદ્ર પશ્ચિમ દિશાએ બળવાન છે.

કર્ક, વૃશ્ચિક, મીન આ ત્રણ રાશીનો ચંદ્ર ઉત્તર દિશાએ બળવાન છે.

વૃષભ, કન્યા અને મકર આ ત્રણ રાશી દક્ષિણ દિશાએ બળવાન છે.

માટે જે દિવસે પરગામ જવું હોય તે દિવસે જે રાશીનો ચંદ્ર હોય તે ચદ્ર કઇ દિશાએ છે તે ઉપર પ્રમાણે જોવું. કેમકે મેષનો ચંદ્ર હોય તો પૂર્વ દિશાએ. મિથુનનો પશ્ચિમ દિશાએ, હવે જે જે રાશીનો ચંદ્ર હોય તે રાશીના ચંદ્રની દીશા આપણે જે દિશાએ જવું હોય તે દીશા તરફ હોય એટલે-સન્મુખ હોય તો દ્રવ્યની પ્રાપ્તિ થાય. જે દીશાએ જવું હોય તે દીશાથી જમણી બાજુ એટલે દક્ષિણ દીશાએ ચંદ્રનું ઘર હોય તો સુખ સંપત્તિ આપે, ડાબી બાજુએ ચંદ્રનું ઘર હોય તો ધનનો નાશ થાય. અને પાછળ હોય તો દુઃખી થવાય-જેમકે, પંચાંગમાં ચંદ્ર મકરરાશીનો છે તે દક્ષીણ દિશાએ બળવાન છે. માટે દક્ષિણ દીશાએ જવું હોય તો-ચંદ્રનું ઘર સન્મુખ રહ્યું તેથી સુખ તથા સંપત્તિ મળે પણ તે દીવસે પૂર્વદીશાએ જવું હોય તો-દક્ષિણ દીશાએ ચંદ્રનું ઘર રહ્યું તેથી સુખસંપત્તિ મળે, ઉત્તરે જવું હોય તો ચંદ્રનું ઘર પાછળ આવે તેથી દુઃખી થવાય, પશ્ચિમે જવું હોય તો ચંદ્રનું ઘર ડાબા હાથ તરફ રહ્યું તેથી ધનનો નાશ થાય માટે જવું નહિ.

## ૨ ચંદ્ર કઇ દિશાએ છે તે જોવાની રીત.

ચંદ્ર ભવાપે દિવસમાં બધી દિશાઓ ફરે છે એટલે ૧૩૫ ઘડીમાં આઠ દિશાઓ ફરી વળે છે. દરેક દિશામાં નીચે પ્રમાણે રહે છે

પૂર્વ દિશામાં ૧૭ ઘડી, અગ્નિ ખુણામાં ૧૫ ઘડી દક્ષિણમાં ૨૧ ઘડી, નૈરૂત્યમાં ૧૭ ઘડી, પશ્ચિમમાં ૧૮ ઘડી, વાયવ્યમાં ૧૯ ઘડી, ઉત્તરમાં ૧૫ ઘડી, અને ઇશાન ખુણામાં ૧૪ ઘડી સુધી ચંદ્ર રહે છે.

જેમકે મેષનો ચંદ્ર થયો તે વખતથી ૧૭ ઘડી સુધી પૂર્વ દિશામાં રહે પછી અગ્નિ કોણમાં રહે એ પ્રમાણે દરેક દિશામાં ઉપર બતાવ્યા પ્રમાણે રહે છે.—વરખ વિગેરેના ચંદ્ર માટે પણ એ પ્રમાણે સમજવું.

પરગામ જતી વખતે કે ઘરમાંથી બહાર જતી વખતે ચંદ્ર સામો હોય તો કામ સિદ્ધ થાય, દક્ષિણ દિશાએ રહે તો સુખ મળે, અને પછવાડે તથા ડાબે હાથે રહે તો ધનનો નાશ થાય.

## ૩ કઇ દિશાએ કાળ છે તે જોવાની રીત.

રવીવારને દિવસે ઉત્તર દિશામાં કાળ રહે છે, સોમવારે વાયવ્ય ખુણામાં, મંગળવારે પશ્ચિમ દિશાએ, બુધવારને દિવસે નૈરૂત્ય ખુણામાં, ગુરૂવારને દિવસે દક્ષિણ દિશામાં, શુક્રવારને દિવસે અગ્નિ ખુણામાં, શનીવારે પૂર્વ દિશામાં કાળ રહે છે. એટલે જે દિવસે પરગામ જવું હોય તે દિવસે જે દિશામાં કાળ હોય તે દિશા તરફ જવું નહિ, ઇશાનખુણામાં કાળ રહેતો નથી. માટે તે દિશાએ ગમે ત્યારે જઇ શકાય છે બીજી દિશાએ સામોકાળ આવે તે દિવસે જવું નહિ. જાય તો જીવ કે મિલ્કતને કાંઇ ખમવું પડે ઘણી અગત્ય હોય તો તે વારનું ચોઘડીયું ઉતરી ગયા પછી જવું અથવા માથા ઉપર સૂર્ય આવે ત્યારે સામોકાળ અથવા બીજાદોષ નડતા નથી માટે તે વખતે શુભકામ કરવું.

## ૪ કયે દિવસે કયી દિશાએ વારશુળ છે તે જોવાની રીત.

સોમવાર તથા શનિવારે પૂર્વદિશામાં વારશુળ અથવા દિકશુળ હોય છે. ગુરૂવારે દક્ષિણ દિશામાં, બુધ તથા મંગળવારે ઉત્તર દિશામાં, અને રવી તથા શુક્રવારે પશ્ચિમ દિશામાં વારશુળ હોય છે.

જે દિવસે જે દિશામાં વારશુળ હોય તે દિવસે તે દિશામાં જવું નહિ જવાથી દુઃખી થવાય.

મંગળવારે વાયવ્યખુણામાં, બુધ તથા શનીવારે ઇશાન ખુણામાં, શુક્ર અને રવીવારે નૈરૃત્ય ખુણામાં, ગુરૂ અને સોમવારે અગ્નિખુણામાં શુળ રહે છે.

૫ યોગિની ( જોગણી ) ની દિશા જોવાની રીત.

નિચેની તિથીઓને દિવસે નિચેની દિશાએ યોગિનીનું ઘર સમજવું. પડવો તથા નોમને દિવસે પૂર્વ દિશામાં, બીજ તથા દશમના રોજ ઉત્તર દિશામાં, ત્રીજ તથા અગીઆરશને રોજ અગ્નિ દિશામાં ચોથ તથા બારસને દિવસે નૈરૃત્ય ખુણામાં, પાંચમ તથા તેરશને દિવસે દક્ષિણ દિશામાં, છઠ તથા ચૌદશને દિવસે પશ્ચિમ દિશામાં. સાતમ તથા પુનમને દિવસે વાયવ્ય ખુણામાં, આઠમ તથા અમાસને દિવસે ઇશાન ખુણામાં યોગિનીનું ઘર જાણવું.

જે દિવસે પરગામ જવુ હોય તે દિવસે જે દિશાએ યોગિનીનું ઘર હોય તે દિશા તરફ જવું નહિ. માથા ઉપર સુર્ય આવે તે વખતે જવું. શુદ તથા વદમાં એકજ તિથીએ યોગિની આવે છે. જતી વખત ડાબી પાસે યોગિની હોય તો સુખપ્રદ જાણવી, પાછલી બાજું યોગિની હોય તો વાંચ્છીત ફળ આપનારી જાણવી, જમણી બાજુ યોગિની હોય તો ધનનો નાશ કરનારી જાણવી, તથા સામું યોગિનીનું ઘર હોય તો મરણપ્રદ જાણવી.

૬ પુરૂષના ઘાતચંદ્ર.

જન્મરાશીથી પંચાંગમાં જે રાશીનો ચંદ્ર હોય ત્યાં સુધી ગણતાં મેષ રાશીને ૧ લો, વૃષભને ૫ મો, મિથુનને ૯ મો, કર્કને ૨ જો, સિંહ રાશીને ૬ ઠો, કન્યા રાશીને ૧૦ મા; તુલા રાશીને ૩ જો, વૃશ્ચક રાશીને ૭ મો, ધન રાશીને ૪ થો, મકર રાશીને ૮ મો, કુંભ રાશીને ૧૧ મો, અને મિન રાશીને ૧૨ મો ચંદ્ર ઘાતચંદ્ર છે.

૭ સ્ત્રીના ઘાતચંદ્ર

જન્મ રાશીથી પંચાગમાં જે રાશીનો ચંદ્ર ચાલતો હોય ત્યાં સુધી ગણતાં મેષ રાશીને ૧ લો, વૃષભ રાશીને ૮ મો, મિથુનને ૭ મો, કર્ક રાશીને ૯ મો, સિંહ રાશીને ૬ ઠો, કન્યા રાશીને ૩ જો તુલા રાશીને ૪ થો, વૃશ્ચિક રાશીને ૨ જો, ધન રાશીને ૧૦ મો, મકર રાશીને ૧૧ મો, કુંભ રાશીને ૫ મો, અને મિન રાશીની સ્ત્રીઓને બારમો ચંદ્ર ઘાતચંદ્ર છે.

ઘાતચંદ્ર હોય ત્યારે વિવાહ આદિ શુભ કામો કરવાં નહિ. યાત્રા કરવા જતાં. રાજદર્શન કરવા જતાં, વિવાદ કરતી વખતે, વાહન ઉપર બેસતી વખતે. યુદ્ધ તથા ઓસડ ગ્રહણ કરતી વખતે ઘાતચંદ્ર હોય તો તે કામ કરવાં નહિ.

## ૮ તારા જોવાની રીત.

જન્મનક્ષત્રથી જે દિવસે તારા જોવી હોય તે દિવસના નક્ષત્ર સુધી ગણ્યા જે આવે તેને નવે ભાગવાથી જે શેષ રહે તે તારા જાણવી. એક શેષ રહે તો જન્મ, બે રહે તો સંપત, ત્રણ રહે તો વિપત્ત, ચાર રહે તો ક્ષેત્ર, પાંચ રહે તો પ્રત્યરી, છ રહે તો સાધક, સાત રહે તો વધ, આઠ રહે તો મૈત્ર, અને મીંડું રહે તો અતિમૈત્ર નામની તારા સમજવી. કૃષ્ણપક્ષમાં શુભ કામ કરતી વખત તારા જોવી.

## ૯ નક્ષત્ર શુળ.

હસ્ત નક્ષત્રને દિવસે ઉત્તર દિશામાં, ચિત્રા નક્ષત્રમાં દક્ષીણ દિશામાં, રોહિણી નક્ષત્રને દિવસે પુર્વ દિશામાં, શ્રવણ નક્ષત્રને દિવસે પશ્ચિમ દિશામાં જવું નહિ. કારણ તે દિશામાં તે દિવસે શુળ હોય છે તેથી તે દિશામાં તે દિવસે ગમે તે જાય તોપણ તેનુ મૃત્યુ થાય.

## ૧૦ કાલ રાહુ.

રવી અને ગુરૂવારે પૂર્વ દિશામાં, સોમ અને શુક્રવારે દક્ષીણ દિશામાં, મંગળવારે પશ્ચિમ દિશામાં અને શનીવરે ઉત્તર દિશામાં ગમન કરે તો કાલ રાહુ, વામ પૃષ્ટ ભાગમાં જાણવો; તેમાં ગમન કરે તો સર્વ કાર્યની સિદ્ધ થાય.

## ૧૧ સન્મુખ ચંદ્રથી દોષ નડતો નથી.

કરણ, નક્ષત્ર, વાર, સંક્રાંતિ, કુ તિથી, કુલીક, વામ, આચાર્ય મંગળ, શની, રવી, રાહુ, કેતુ આદીના દોષોને સન્મુખસ્થ ચંદ્રમા હરણ કરે છે.

---

કચ્છઅંજારથી વલભજી ભાણજી લખે છે કે: આપનું ત્રીકાળ દર્શક દર્પણ પુસ્તક મળ્યું વાંચી ઘણોજ આનંદ થયો છે તેમાં ઘણીજ ઉપયોગી બાબતનો સમાવેશ કરેલો છે અને તેથી આપનો આભારમાનું છું.

અબરામાથી કાળીદાસ ઠીકાભાઈ લખે છે કે: આપનું ત્રીકાળ દર્શકદર્પણ પુસ્તક ખરીદવાથી મને ઘણોજ ફાયદો થયો છે.

પરદેશ જવા માટે ગોરખ આંક. ત્રીજ ને તેરસ, ચોથ ને ચાદશ, પાંચમ ને પુનમનું ફળ એક. અમાસવર્જ્યં

| કા. | મા. | પો. | મા. | ફા. | ચૈ. | વૈ. | જે. | અ. | શ્રા. | ભા | આ | ફળ. | પ્રહર ૧ | પ્રહર ૨ | પ્રહર ૩ | પ્રહર ૪ | પૂર્વ | દક્ષિણ | પશ્ચિમ | ઉત્તર. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | સુખ ઉપજે | અર્થ | સુખ | દિલ. | સુખ | સુખ | કલેશ | ભય | દ્રવ્ય |
| ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | મહા ભય | ભય | કલેશ | સુખ | કુશળ | શૂન્ય | નાશ | દરિદ્ર | ચિંતા |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | કાર્ય સિદ્ધ | અર્થ | રાસુખ | સુખ | વિનાશ | દ્રવ્ય | દુઃખ | ષ્ટપ્રા, | ધનપ્રા. |
| ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | કલેશ થાય | કલેશ | ભલું | કલેશ | ભલું ન | કલેશ | ભલું ન | ધન | સુખ |
| ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | વસ્તુ લાભ | સંકટ | કલેશ | ભાગ્ય | સુખ | લાભ | દ્રવ્યપ્રા | ધન | સુખ |
| ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ઘરની ચિંતા | સંકટ | કલેશ | મિત્રપ, | અર્થ | ભય | લાભ | મૃત્યુ | દ્રવ્યલા |
| ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ભાગ્યોદય | વિલંબ | અર્થ | સુખ | સુખ | લાભ | કષ્ટ | લાભ | સુખ |
| ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ખરાબ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | સુખ | ૦ | સુખ |
| ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | અર્થ સિદ્ધિ | અર્થ | ભય | મિત્ર, | સુખ | સુખ | લાભ | કાર્યસિ | કષ્ટ |
| ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | સાભાગ્ય | શીઘ્રલ | સંપૂર્ણ | રસ્તેભ | રસ્તેલ | કલેશ | કષ્ટ | દ્રવ્યલા | ધન |
| ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | કલેશ થાય | રસ્તામ | અર્થ | કુશળ | મૃત્યુ | લાભ | દ્રવ્યના | ૦ | મિત્ર |
| ૧૦ | ૧૧ | ૧ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | અર્થ સિદ્ધિ | મરણ | અર્થ | સુખ | કુશલ | ૦ | સુખ | મૃત્યુ | કષ્ટ |

## બારે રાશીના પુરૂષ તથા સ્ત્રીના કાળચંદ્ર વગેરે અને બારે રાશીના ગુરૂવાર જોવાનું ચક્ર.

| ૧૨ રાશીનાં નામ | મેષ. | વૃષભ. | મીથુન. | કરક. | સીંહ. | કન્યા. | તુલા. | વૃશ્ચીક | ધન. | મકર. | કુંભ. | મીન. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ઘાત મહીનો | કાર્તિક. | માગશીર્ષ. | આષાડ. | પોષ. | જેઠ. | ભાદરવો. | માઘ. | આસો. | શ્રાવણ. | વઇશાખ. | ચઇત્ર. | ફાગણ. |
| ઘાત તીથી | ૧,૬,૧૧, | ૫,૧૦,૧૫. | ૨,૬.૧૨. | ૩,૮,૧૩. | ૫,૧૦,૧૫. | ૪,૯,૧૪. | ૧,૬,૧૧. | ૩.૮.૧૩. | ૪,૯,૧૪' | ૩,૮,૧૩. | ૫,૧૦,૧૫. | |
| ઘાત વાર | રવી. | શની. | સોમ. | બુધ. | શની. | શની. | બ્રહસ્પતી. | શુક્ર | શુક્ર | મંગળ | બ્રહસ્તી | શુક્ર |
| ઘાત નક્ષત્ર | મઘા. | હસ્ત. | સ્વાતી. | અનુરાધા. | મુળ. | શ્રવણ. | શતતારકા. | રેવતી. | ભરણી | રોહીણી | આરદ્રા | આશ્લેષા |
| ઘાત યોગ | વીષ્કંભ | સુકરમા. | પરીઘ. | વ્યાઘાત. | ધૃતી. | શુળ. | સુકરમા. | વ્યતીપાત | વજર | વજ્રગૃતી | ગંડ | વજર |
| ઘાત કરણ | બવ | શકુની | ચતુષ્પદ. | નાગ | બવ | કઉલવ | તઇતીલ | ગીર | તઇતીલ | શકુની | કીસ્તુઘ્ન | ચતુષ્પદ |
| ઘાત પોહોર | ૧ લો | ૪ થો | ૩ જો | ૧ લો | ૧ લો | ૧ લો | ૪ થો | ૧ લો | ૧ લો | ૪ થો | ૩ જો | ૪ થો |
| ઘાત લગ્ન | ૧ લું | ૨ જું | ૪ થું | ૭ મું | ૧૦ મું | ૧૨ મું | ૬ ઠું | ૮ મું | ૯ મું | ૧૧ મું | ૩ જું | ૫ મું |
| ઘાત ચન્દ્ર | ૧ લો | ૫ મો | ૯ મો | ૨ જો | ૬ ઠો | ૧૦ મો | ૩ જો | ૭ મો | ૪ થો | ૮ મો | ૧૧ મો | ૧૨ મો |
| ઘાત મંગળ | ૫ મો | ૯ મો | ૧ લો | ૬ ઠો | ૧૦ મો | ૨ જો | ૯ મો | ૧૧ મો | ૮ મો | ૧૨ મો | ૩ જો | ૪ થો |
| ઘાત બુધ | ૨ જો | ૬ ઠો | ૧૦ મો | ૩ જો | ૭ મો | ૧૧ મો | ૪ થો | ૮ મો | ૫ મો | ૯ મો | ૧૨ મો | ૨ જો |
| ઘાત ગુરૂ | ૬ ઠો | ૨ જો | ૧૧ મો | ૭ મો | ૧૧ મો | ૩ જો | ૮ મો | ૧૨ મો | ૯ મો | ૧ લો | ૪ થો | ૩ જો |
| ઘાત શુક્ર | ૭ મો | ૧૦ મો | ૩ જો | ૮ મો | ૧૨ મો | ૪ થો | ૯ મો | ૧ લો | ૧૦ મો | ૭ મો | ૫ મો | ૨ જો |
| ઘાત શની | ૩ જો | ૭ મો | ૧૧ મો | ૪ થો | ૮ મો | ૧૨ મો | ૫ મો | ૯ મો | ૧ લો | ૧૦ મો | ૧ લો | ૬ ઠો |
| ઘાત રાહુ | ૮ મો | ૧૨ મો | ૪ થો | ૯ મો | ૧ લો | ૫ મો | ૧૦ મો | ૨ જો | ૧૧ મો | ૩ જો | ૬ ઠો | ૭ મો |
| ઘાત રવી | ૪ થો | ૮ મો | ૧૨ મો | ૫ મો | ૯ મો | ૧ લો | ૬ ઠો | ૧૦ મો | ૭ મો | ૧૧ મો | ૨ જો | ૩ જો |
| સ્ત્રી ઘાતચન્દ્ર | ૧ લો | ૮ મો | ૭ મો | ૯ મો | ૬ ઠો | ૩ જો | ૪ થો | ૨ જો | ૧૦ મો | ૧૧ મો | ૫ મો | ૧૨ મો |
| ઘાત ગુરૂવાર | મંગળ | શુક્ર | ધન | ચન્દ્ર | રવી | બુધ | શુક્ર | મંગળ | બ્રહસ્પતી | શની | શની | બ્રહસ્પતી |

## ઉપલા ચક્રની ખુલાસાવાર સમજ,

ચક્રમાં દર્શાવેલાં બારે રાશીવાળાં સ્ત્રી પુરૂષના કાળચંદ્રની સમજુતી એવી છે કે, માણસને હરે બીજી ઘાત હોય, અને તેમ છતાં જો તેનો ચંદ્રમા સારો હોય તો તે ઘાત તેને કે તેણીને નહી નડે; પણ જે દીવસે કાળચંદ્ર હોય તે દીવસે વિદેશગમન કરવું નહી કે કોઇ પણ શુભ કાર્યનો આરંભ કરવો નહિ. અને જે દીવસે કાળચંદ્ર હોય ત્યારે ખસુસ કરી તેણીનું લગ્ન કે અધરાણી કરવી નહિ વળી પોતાની રાશીના ગુરૂવારે હજામત કરાવવી નહીં, નવાં કપડાં પહેરવાં નહી, અને નાણું આપવું નહી,

બાર રાશીવાળાં સ્ત્રી પુરૂષોનો ચંદ્રમા ગ્રહણના દીવસે ૧, ૪. ૮, ૧૨ મો હોય, તથા તે ઘાત કે કાળચંદ્રમા હોય તો તે માણસોને છ મહીના સુધી ઘણી પીડા ભોગવાવે. જો ચંદ્રગ્રહનો તેવા સંજોગો નીચે પ્રસંગ હોય તો શરદીની અને સૂર્યગ્રહણ હોય તો ગરમીની પીડા કરે. વિગેરે બીજી રાશીવાળાઓને સારો ચંદ્ર હોય તો તેનું ફળ સારૂં જાણવું.

બારે રાશીવાળાં સ્ત્રી પુરૂષોનો સારો ચંદ્ર નહી હોય તો તેઓએ ગ્રહણ થયેલું જોવું નહિ એટલુંજ નહી, પણ દાન સહીત સૂર્ય ચંદ્રનો પાઠ કરવો તથા કરાવવો, કે જેથી અનર્થ ટળે હરેક રાશીવાળાને ૧ ૪, ૮, ૧૨ મો ચંદ્રમા હોય, અથવા વર્ક કાળે પણ ગ્રહ માઠા હોય તથા તે મહીનાના પણ ગ્રહ નમળા હોય તો તેને મરવા સરખા કરી મુકે.

## યુગાદય.

કાર્તિક સુદ ૯, વૈશાખ સુદ ૩, આસો વદ ૧૩, ફાગણ વદ ૦) તે તિથીઓ યુગાદી જાણવી. કારતકમાં સતયુગ, વૈશાખમાં ત્રેતાયુગ, ફાગણમા દ્વાપર યુગ અને આસોમાં કળીયુગનો પ્રારંભ થાય છે. યુગેદય શુભ કાર્યના વર્જીત છે પણ તેમાં અખાત્રીજ સર્વ કાર્યમા શુભ છે.

## દિનમાન કાઢવું.

અયન બે છે. કર્ક સંક્રાંતિથી એટલે કર્કના સૂર્ય થાય ત્યારથી મકરના સૂર્ય થાય ત્યાં સુધી ૬ મહિના અને ૧૦ દિવસ અને મકર સંક્રાંતિથી કર્ક સંક્રાંતી થાય ત્યાં સુધી ૬ માસ. તેમાં જે તીથીનું દીન માન કાઢવું હોય તે લગી અંક ગણી તેને ત્રણે ગુણવા. તેથી જે અંક આવે તેમાં ૧૫૩૦ મેળવી આવેલી રકમને સાઠે ભાગતાથી જે શેષ રહે તે રાત્રિમાન. અને કર્ક સંક્રાંતિથી મકરસંક્રાંતિ સુધી દિનમાન જાણવું.

## અંગ સ્ફુરણનું ફળ.

પુરુષના શરીરનું જમણું અંગનું સ્ફુરણ થાય–ફરકે તો શુભ. સ્ત્રીનું ડાબું અંગ સ્ફુરણ થાય. ફરકે તો શુભ. પાછળી, કે હૃદયનું સ્ફુરણ અશુભ છે. સ્ત્રીનું જમણું અંગ સ્ફુરણ થાય તે અશુભ નેત્રની બે બાજુ સ્ફુરણ થાય–ફરકે તો ધન પ્રાપ્તિ. નાકના અગ્રમાં સ્ફુરણ થાય તો મૃત્યુ, નેત્ર નીચે થાય તો સંગ્રામ જાય. એ પુરુષના ડાબી તરફ જાણવા અને દક્ષિણમાં અશુભ. સ્ત્રીના જમણી બાજુનું નેત્ર સ્ફુરણ શુભઅને ડાબી બાજુ અશુભ.

## સ્ત્રીને પહેલ વહેલું ઋતુ પ્રાપ્ત થાય તેનું શુભાશુભ ફળ.

સંક્રાંત–ગ્રહણ–અને ચૈત્ર માસમાં જો સ્ત્રીને પ્રથમ ઋતુ પ્રાપ્ત થાય તો તે વિધવા થાય.

### માસનું ફળ.

ચૈત્ર માસમાં જો સ્ત્રીને પ્રથમ ઋતુ પ્રાપ્ત થાય તો તે વિધવા થાય

વૈશાખ માં જો સ્ત્રીને પ્રથમ ઋતુ પ્રાપ્ત થાય તો તે ધન, પુત્રવાળી થાય.

જેઠ માં જો સ્ત્રી પ્રથમ ઋતુ પ્રાપ્ત થાય તો રોગ પ્રાપ્તિ થાય.

અશાડમાં થાય તો પ્રજા મરી જાય, શ્રાવણમાં થાય તો લક્ષ્મીદાયક. ભાદરવામાં થાય તો દરિદ્રી, આસોમાં થાય તો ધન ધાન્યવાળી. કાર્તિકમાં થાય તો નિર્ધન અને આયુષ્યનો ક્ષય થાય. માગશરમાં થાય તો ઘણી પ્રજા થાય. પોષમાં થાય તો જાર કરનારી થાય. મહામાં થાય તો પુત્રવાળી અને ફાગણમાં થાય તો પુત્રવાળી અને પતિવ્રતા થાય.

તિથિનું ફળ—જો સ્ત્રીને પડવાને દિવસે પ્રથમ ઋતુ આવે તો તે પવિત્ર થાય, બીજે આવે તો દુઃખકારક, ત્રીજે આવે તો પુત્રવાળી, ચોથે આવે તો વિધવા, પાંચમે આવે તો સૌભાગ્યવતી, છઠે આવે તો કાર્ય નાશ કરનારી, સાતમે થાય તો સુપ્રજા જન્મે, આઠમે થાય તો રાક્ષસી, નોમે થાય તો વિધવા, દશમે થાય તો સારવભોગિની, અગીઆરશે થાય તો પવિત્ર, બારશે થાય તો મરણ પામે, તેરશે થાય તો શુભ. ચૌદશે થાય તો જાર કર્મ કરનારી, પુનમે થાય તો શુભ, અને અમાસ થાય તો અશુભ સમજવું.

વાર પ્રમાણે થાય તેનું ફળ—જો સ્ત્રીને રવીવારે પ્રથમ ઋતુ આવે તો વિધવા થાય, સોમે આવે તો મૃત પ્રજા થાય, મંગળ વારે તાય તો આત્મઘાત કરનારી, બુધે થાય તો કન્યા જન્મે, ગુરુએ થાય તો પુત્ર જન્મે, શુક્રે થાય તો પુત્ર અને કન્યા જન્મે, અને શનીએ થાય તો જાર કર્મ કરનારી થાય.

## ૨૫ વર્ષ સુધીનાં ગ્રહણ જોવાનો કોઠો.

| જે દિવસે ગ્રહણ થશે તે. | ગ્રહણ થવાની તારીખ | વાર | કેવી જાતનું ગ્રહણ થશે સૂર્ય કે ચંદ્ર | સૂર્યોદય થયા પછી ગ્રહણ ક્યારે થશે. | | સૂર્યોદય થયા પછી ગ્રહણ ક્યારે છુટશે | | ગ્રહણ કેવું થશે તે |
|---|---|---|---|---|---|---|---|---|
| | | | | ક. | મિ. | ક. | મિ | |
| સં. ૧૯૭૬ વૈશાખસુદ ૧૫ | ૨—૬—૨૦ | સોમ | ચંદ્ર | ૨૩ | ૧૫ | ૨ | ૪૨ | ખગ્રાસ |
| સં. ૧૯૭૬ આસો સુદ ૧૫ | ૨૭—૧૦—૨૦ | બુધ | ,, | ૧૩ | ૧૪ | ૧૬ | ૫૨ | |
| સં. ૧૯૭૭ આસો સુદ ૧૫ | ૧૬—૧૦—૨૧ | રવિ | ,, | ૧૯ | ૫૦ | ૨૦ | ૭ | |
| સં. ૧૯૭૮ ભાદરવા વ. ૩૦ | ૨૧—૯—૨૨ | ગુરૂ | સૂર્ય | ૨ | ૨ | ૪ | ૪ | |
| સં. ૧૯૮૦ મહા સુદ ૧૫ | ૨૦—૨—૨૪ | બુધ | ચંદ્ર | ૧૩ | ૩ | ૧૬ | ૪૩ | |
| સં. ૧૯૮૦ શ્રાવણસુદ ૧૫ | ૧૪—૮—૨૪ | ગુરુ | ,, | ૧૮ | ૧૮ | ૨૨ | ૧૯ | |
| સં. ૧૯૮૧ મહા સુદ ૧૫ | ૮—૨—૨૫ | રવિ | ,, | ૧૮ | ૨૮ | ૨૧ | ૨૬ | |
| સં. ૧૯૮૧ શ્રાવણસુદ ૧૫ | ૪—૮—૨૫ | મંગળ | ,, | ૯ | ૩૯ | ૧૨ | ૩૨ | |
| સં. ૧૯૮૨ પોષ વદ ૩૦ | ૧૪—૧—૨૬ | ગુરૂ | સૂર્ય | ૪ | ૫૪ | ૬ | ૧૩ | |
| સં. ૧૯૮૪ જેઠ સુદ ૧૫ | ૩—૬—૨૮ | રવિ | ચંદ્ર | | | | | દેખાશે નહિ |
| સં. ૧૯૮૪ આસો વદ ૩૦ | ૧૨—૧૧—૨૮ | સોમ | સૂર્ય | ૬ | ૩૮ | ૮ | ૨૪ | |
| સં. ૧૯૮૫ ચૈત્ર વદ ૩૦ | ૯—૫—૨૯ | ગુરૂ | ,, | | | | | દેખાશે નહિ |
| સં. ૧૯૮૭ ચૈત્ર સુ. ૧૫ | ૨—૪—૩૧ | ગુરૂ | ચંદ્ર | ૧૭ | ૪૮ | ૨૧ | ૨૯ | |
| સં. ૧૯૮૭ ભાદરવાસુ ૧૫ | ૨૬—૯—૩૧ | શની | ,, | ૧૬ | ૨૦ | ૧૯ | ૫૦ | |
| સં. ૧૯૮૮ ફાગણ સુદ ૧૫ | ૨૨—૩—૩૨ | મંગળ | ,, | ૧૪ | ૯ | ૧૭ | ૩૨ | |
| સં. ૧૯૮૮ ભાદરવા સુ૧૫ | ૧૪—૯—૩૨ | બુધ | ,, | ૧૭ | ૩૯ | ૨૧ | ૨૦ | |
| સં ૧૯૮૯ શ્રાવણ વદ ૦) | ૨૧—૮—૩૩ | સોમ | સૂર્ય | ૨ | ૫૮ | ૫ | ૪૯ | |
| સં. ૧૯૯૦ મહા વદ ૦) | ૧૩—૨—૩૪ | મંગળ | ,, | ૨૧ | ૪૮ | ૨૩ | ૨૮ | દેખાશે નહિ |
| સં. ૧૯૯૦ અશાડ સુ ૧૫ | ૨૬—૭—૩૪ | ગુરુ | ચંદ્ર | ૧૨ | ૧૦ | ૧૪ | ૧૮ | |
| સં. ૧૯૯૧ પોષ સુદ ૧૫ | ૧૯—૧—૩૫ | શની | ,, | ૧૧ | ૩૬ | ૧૫ | ૫ | |
| સં ૧૯૯૨ પોષ સુદ ૧૫ | ૮—૧—૩૬ | બુધ | ,, | ૧૪ | ૧૭ | ૧૭ | ૩૮ | ખગ્રાસ |
| સં ૧૯૯૨ જેઠ વદ ૩૦ | ૧૯—૬—૩૬ | શુકર | સૂર્ય | ૩ | ૫૫ | ૫ | ૧૪ | |
| સં. ૧૯૯૨ અશાડ સુ ૧૫ | ૪—૭—૩૬ | શની | ચંદ્ર | ૧૬ | ૩ | ૧૭ | ૧૨ | |
| સં. ૧૯૯૫ કારતક સુ૧૫ | ૭—૧૧—૩૮ | સોમ | ,, | ૧૯ | ૩૮ | ૨૩ | ૧૩ | |
| સં. ૧૯૯૭ ફાગણ સુ૧૫ | ૧૩—૩—૪૧ | ગુરુ | ,, | ૯ | ૩૭ | ૧૨ | ૨૪ | |
| સં. ૧૯૯૭ભાદરવાસુ ૧૫ | ૫—૯—૪૧ | શુકર | ,, | ૧૫ | ૫૯ | ૧૭ | ૪૨ | |
| સં. ૧૯૯૭ ભાદરવા વદ૩૦ | ૨૧—૯—૪૧ | રવિ | સૂર્ય | ૧ | ૨૮ | ૪ | ૬ | |
| સં ૧૯૯૮ ફાગણ સુ ૧૫ | ૨—૩—૪૨ | સોમ | ચંદ્ર | ૨૧ | ૨૬ | ૧ | ૫ | બીજે દિવસે જ. |
| સં ૧૯૯૯ અશાડ વ ૩૦ | ૩૧—૭—૪૩ | રવિ | સૂર્ય | અ | મે | રિ | કા | માં દેખાશે |
| સં ૧૯૯૯ શ્રાવણ સુ ૧૫ | ૧૫—૮—૪૩ | રવિ | ચંદ્ર | ૧૭ | ૫૪ | ૨૧ | ૮ | |
| સં ૨૦૦૦અશાડ વદ ૩૦ | ૨૦—૭—૪૪ | ગુરૂ | સૂર્ય | ૨ | ૫૧ | ૫ | ૪૪ | |
| સં. ૨૦૦૧ પોષ વદ ૩૦ | ૧૪—૧—૪૫ | રવિ | સૂર્ય | અ | મે | રિ | કા | માં જણાય |
| સં. ૨૦૦૧ જેઠ સુદ ૧૫ | ૨૫—૬—૩૫ | સોમ | ચંદ્ર | ૧૩ | ૩૪ | ૧૬ | ૪૧ | |

## ગ્રહણ જોવાની રીત.

ચંદ્રગ્રહણ—સૂર્ય નક્ષત્ર પછી પંદરમા ચંદ્રાક્ષત્ર અને પુનમને દિવસ રાત્રી બાકી રહે તો તે રાત્રે ચંદ્રગ્રહણ થવાનો યોગ સમજવો.

સુર્યગ્રહણ—અમાસને દિવસે સૂર્ય અને ચંદ્ર એક રાશીના આવે છે. તે પ્રમાણે ગ્રહણકાળે એક નક્ષત્ર દિવસના અંતરો અમાસે દિવસ બાકી રહે તો સુર્યગ્રહણનો સંભવ જાણવો. તે દિવસે ચંદ્ર નક્ષત્રથી સૂર્ય નક્ષત્ર સુધી ગણી તેમાંથી ૧૧ બાદ કરતાં શેષ ૧૬ રહે અને સુર્ય નક્ષત્ર આવે તો જ સુર્યગ્રહણ થાય છે.

### શુભાશુભ યોગ

અમાસ—અમાસને દિવસે જો મંગળવાર હોય તો તે દિવસે ગંગા સ્નાન કરવાથી સહસ્ર ગૌદાનનું ફળ મળે. જો સોમવારી અમાસ હોય, સાતમ રવીવારી અને ચોથ મંગળવારી હોય તો વિષુવવૃત સંક્રાંતિનું ફળ થાય.

### અમાસ ને વ્યતિપાતનો યોગ

શ્રવણ, અશ્વની, ધનિષ્ટા, આર્દ્રા તથા મૃગા નક્ષત્રોમાં અમાસ રવીવારી હોય તો વ્યતિપાત યોગ થાય છે.

### અર્દ્ધોદય યોગ.

મહા મહિનામાં રવિવારી અમાસ અને વ્યતિપાત તથા શ્રવણ નક્ષત્ર યુક્ત હોય તો અર્દ્ધોદયયોગ થાય છે. આ પર્વ સો સૂર્ય ગ્રહણોથી અધિક જાણવો તથા તેમાં કંઇક ન્યુનતા હોય તો મહોદય યોગ જાણવો.

### કપિલાષષ્ટિ

આશ્વિન કૃષ્ણ પક્ષમાં છઠને મંગળવાર તથા રોહિણી નક્ષત્ર વ્યતિપાત યુક્ત હોય તો કપિલાષષ્ટિનો યોગ થાય છે તે અનંત પુણ્યદાયક છે.

### વારુણી યોગ.

સતતારકા યુક્ત ચૈત્ર વદ તેરસ હોય અને તે દિવસે ગંગા સ્નાન થાય તો ૧૦૦ સુર્ય ગ્રહણ સમાન ફળ થાય છે. જો તે દિવસે શનિવાર હોય તો મહા વારુણી યોગ જાણવો. શુભ યોગ અને શનીવાર હોય તો અથવા સતભિષા નક્ષત્ર હોય તો પણ મહા-વારુણી યોગ થાય છે તેમાં સ્નાન કરવાથી ત્રણ કોટી કુળનો ઉદ્ધાર થાય છે.



## પ્રકરણ ૭ મું.

### શુકન અપશુકન જોવા વિષે.

### ૧ શુકન જોવા વિષે.

ઘણા બ્રાહ્મણો, ગાય, ફુલ, દુધ, મોતી, માણેક વીગેરે રત્ન, વેશ્યા, દહી, હાથી, ઘોડો, છત્ર, ધુમાડા વગરનો દેવતા, માંસ, માંછલાં, દારૂ, તલવાર, ઢાલ, બંધુક, કટાર, કુમારીકા હરણ, નોળીઓ, ચાસ, મોર, પાણીનું બેડું ભરી આવતી સ્ત્રી, છોકરાં સાથે આવતી સ્ત્રી, સૌભાગ્યવતી સ્ત્રી, ગીત ગાતી સ્ત્રીઓ, વાજું, ચંમર, અને ધોયેલાં સુદાં લુગડાંની ગાંસડીવાળો ધોબી એટલી વસ્તુઓ ઘરમાંથી બહાર નીકળતી વખતે સામા આવતા હોય, અગર જમણા હાથ તરફ આવે તો ધારેલું કામ સિદ્ધ થાય એટલે સારા શુકન જાણવા.

અજાણ્યો કુતરો પાછળ પાછળ ચાલ્યો આવે તો સારા શુકન જાણવા.

ચિત્ર વીચીત્ર ઘોડાને ઓચીંતો જોવો એ ભાગ્યોદયની નીશાની છે એવા એક પછી એક એમ બે ઘોડા જોવામાં આવે તો ધારેલી ઉમેદ ખરી પડે છે.

કોળ નજરે પડે તો સારી નિશાની જાણવી,

જમણા હાથની હથેળીમાં ચેળ આવે તો કોઇ તરફથી ભેટ મળવાની વકી છે એમ સમજવું

ચુલામાંથી ઉડતી બળતી ચીણગારી જો ગોળ હોય તો સોનાની થેલી મળવાનો સંભવ જાણવો. પણ જો તે લંબગોળ હોય તો કોઇનું મોત થવાનો સંભવ જાણવો.

ચ્હાના કપમાં થયેલ પરપોટો ચમચા વડે પી જવાથી લાભ થવાનો સંભવ છે.

કાણું પાડેલો ત્રાંબાનો સિક્કો કે મરડાઇ ગયેલો સિક્કો હાથમાં આવે તો તે શુકન ભરેલો જાણવો.

જે બાળકના હાથની ઉપર તથા નીચે જન્મતી વખતે વાળનો ભરાવો ઝાઝો હોય તો તે બાળક ધનવાન થવાનો સંભવ છે.

રસ્તે જતાં જો કાંઇ સિક્કો પડેલો જડે તો તે ઉપાડી લેવો કારણ તે શુકન છે.

પથારીમાંથી ઉઠતી વખતે જમણા પાસા તરફ ઉઠવું તે શુકન છે.

છુટા છુટા દાંતવાળો માણસ ભાગ્યશાળી હોય છે.

## ૨ અપશુકન જોવાની રીત.

લાકડાં, ચામડું, ઘાસ, ધુમાડાવાળો દેવતા, સાપ, છાણાં કુશકા, વાંઝણી સ્ત્રી, તેલ, ગોળ, શત્રુ, લડતુ માણસ, ચાંલ્લા વગરની સ્ત્રી, તેલ ચોપડેલો માણસ, ઓસડ ચોપડેલો હલાલખોર, હિજડો, છાશ, કાદવ, ફફડતાં લુગડાં, યોગી, વૈરાગી, ગોસાંઈ ફકીર અને ગાંડો માણસ, એટલાં સામાં આવતાં હોય તો ધારેલું કામ સિદ્ધ થાય નહિ કેમકે તે બધા અપશુકન છે.

ઉંદરનું ટોળું આવતું જણાય તો મરણની નિશાની જાણવી. માંદા માણસના બીછાનાપર ઉંદર ચઢી અને ચીંચી કરે તો તે માણસનુ મરણ નજદીક છે એમ સૂચવે છે.

માંદા માણસના બારણાં આગળ મધરાતે કુતરૂ ભસે તો તેનું મરણ થશે એમ જાણવું.

પાળેલી બીલાડી છીંકે તો તે અપશુકન છે. બીલાડીને અજાણપણામાં જો કોઇ મારી નાંખે તો તે પછીના સાત વરસ સુધી દુઃખ ભોગવે છે.

ઘરમાં બિલાડી મરી જાય તો તે પણ અશુભ છે.

જો કોઈ ઓચિંતો સફેદ ઘોડો જોવામાં આવે તો તે અપશુકન છે.

કોળ પુરૂષનાં કપડાં કાતરે તો અપશુકન છે,

ઘોડો શાંતપણે ચાલ્યો જતો હોય તે એકાદ ઘર આગળ જતાં ખોંખારે તો તે ઘરમાં કોઇ માંદુ છે એમ માનવું.

ગાય કે બળદ બગીચામાં છુટી જાય તો અપશુકનની નીશાની છે.

કોઇનો સંદેશો લઈ જતાં રસ્તામાં સસલું ફરી વળે તો અપ-
શુકન જાણવા.

જો કોઇ મ્હોલ્લામાં કે ધોરી રસ્તાપર સસલું મ્હેબાકળુ ઘોડાની માફક દોડતુ જણાય તો ત્યાં આગ થવાની નિશાની જાણવી. ઘરમાંથી છરી વિગેરે વસ્તુઓ સાવચેતી છતાં કટાઇ જાય તો તમારો હિતસ્વી તમારા માટે નાણું ભેગું કરે છે એમ માનવું.

ઘરમાંથી નીકળતાં બાડી આંખવાળા માણસની સાથે માત્ર એકજવાર દૃષ્ટિ મેળાપ થાય તો શુભ શુકન થયા માનવા અને વધારે વાર દૃષ્ટિ મેળાપ થાય તો અપશુકન સમજવા.

દીવાની મદદથી તકતામાં જોવું એ અપશુકન છે.

નવા ઘરમાં પાછલા દરવાજાથી પ્રવેશ કરવો તે અપશુકન છે.

જમતાં જમતાં કોળીઓ મ્હોંમાં ન જતાં બ્હાર નીકળી જાય તો નક્કી કોઇ ભયંકર માંદગીમાં પડશે.

રાત્રે પુંજો વાળવો એ અપશુકન છે. અને રાત્રે કચરો બ્હાર ફેંકી દેવો નહિ તેમજ ઘરનો કોઇ માણસ બ્હાર મુસાફરીએ નીકળ્યા પછી તુરતજ ઘરમાંથી કચરો કહાડવો એ પણ અપશુકન છે.

સ્ત્રીઓએ મ્હોડેથી સીસોટી વગાડવી એ અપશુકન ભરેલું છે.

રસ્તે ચાલતાં ટાંકણી પડેલી જણાય તો ઉપાડી લેવી જોઇએ ન ઉપાડીએ તો અપશુકન જાણવા

મુસાફરી કરવા માટે જતાં ઘરમાંથી નીકળતી વખતે જમણો પગ પ્રથમ બહાર કાઢવો ડાબો કહાડવાથી મુસાફરીમાં વિઘ્ન આવે છે.

ઘરમાંથી બ્હાર નીકળતાં જો મુડદું જોવામાં આવે તો તે અપશુકન જાણવા આવો પ્રસંગ બને તો પાઘડી કે ટોપી ઉતારી ચાલ્યા જવાથી વાંધો નડતો નથી.

મોજા પાટલુન કે ઘાગરો પહેરતાં પ્રથમ જમણો પગ ઘાલવો ને પછી ડાબો ઘાલવો. જો ડાબા પગથી પ્રથમ પહેરવામાં આવે તો અપશુકનની નિશાની છે.

તકતો ભાગી જવો એ અપશુકન છે.

મીઠું ભરેલું વાસણ એકાએક ઉંધું વળી જાય અને મીઠું નીચે ઢળી જાય તો અપશુકનની નિશાની છે. તેમ થાય તો ચપટી મીઠું લઇ ખભા ઉપર મૂકવું.

ભગતની પ્હેરામણીમાં પ્હેરાવેલી વીંટી ઓચિતી ભાગી જાય તો તે મરણની અગમચેતી સૂચવનાર છે

કોઇ પક્ષી ઉઘાડી બારીમાં થઇ ઉડતું ઉડતું ઘરમાં આવે અને પછી તેજ માર્ગે બ્હાર ઉડી જાય તો તે ઘરમાંનું માણસ મરશે એમ જાણવું.

પાળેલો કુતરો શોકાતુર થઈ રડવા જેવો અવાજ કહાડે તો અપશુકન જાણવો.

માંદા માણસને કારણ વગર ધબકારા જેવો અવાજ સંભળાય તો તેનો કાળ નજીક આવ્યો છે એમ માનવું.

## ૩ કેટલીક ક્રિયાઓ અને તેનાં ફળ

ઘરના દરવાજા કે બારણાપર બ્હારથી જડેલી ઘોડાની નાળ ટાંગેલી હશે તો ભૂત પ્રેતની બીક રહેતી નથી.

જવના દાણા ખીસ્સામાં રાખવાથી કે લીલા ઘાસનાં તણખલાં માથે મુકી જવાથી ચૂડેલની બીક રહેતી નથી તેમ તે નજરે પણ પડે નહિ.

બીજનો ચંદ્રમા ખુલ્લી આંખે જમણી તરફથી જોવો અને તરતજ ખીસ્સામાંથી રૂપિયો કાઢી તેનાં દરશન કરવાં એ નાણાંની છુટ રખાવનાર છે.

શુકલપક્ષમાં વાળ કપાવવા કે નખ કપાવવા એ અપશુકન છે. ખરતો તારો નજરે પડે તે વખતે ધારેલી ઇચ્છા પૂર્ણ કરવા મનમાં ઇચ્છવામાં આવે તો તે પૂર્ણ થાય છે.

લાલ કરોળીઓ કપડાં પર ગર્ઈ જા આવ કરતો જણાય તો નાણાંનો લાભ થવાનો સંભવ છે.

કરોળીયાને મારવો એ અશુભકર્તા છે.

કાળા રંગની ગોકળગાયને શીંગડાં વડે પકડી ડાબા ખભાપર ઉછાળવાથી ભાગ્ય ખીલવનાર થાય છે.

રાતે ચાલતાં માથાપર થઇને ગરૂડ પસાર થાય તો ફતેહની નિશાની માનવી.

એક ઘરમાંથી કાગડો ઉડતાં ત્રણ વખત કાં કા કા કરે તો જાણવું કે તે ઘરમાંના કોઈ માણસનો અંત આવનાર છે.

ઘરની બારીના ખુણામાં ચકલી માળો બાંધે તો તે શુકન ભરેલું છે. ઘરમાં ચકલીની થતી આવ જા લાભકારક છે. જેમ વધારે ચકલી આવે તેમ વધુ લાભ છે.

ચકલીઓ આવતી એકદમ બંધ થાય તો તે અપશુકન જાણવા માંદા માણસની બારીપર કબુતર આવી બેસે તો તે માણસ સાજુ થવાની નિશાની છે.

સ્ટીમરપર કે દરીયાપર લગ્ન કરવાં એ અશુભ છે.

નવા વર્ષને દિવસે કામ મળવાથી આખું વર્ષ ધંધો ચાલે છે.

પરણી દેવળમાં પગે લાગવા જતાં દેવળમાં વરરાજા અથવા કન્યામાંથી જે પ્હેલાં પગે પડે તે વ્હેલાં મરણ પામશે અને પછી પગે લાગે તે પછી મરણ પામે. અને સાથે પગે પડે તો તેજ રાતે બેમાંથી પહેલું ઉંઘશે તે પ્હેલું મરશે એમ જાણવું. પરણવા જતાં ઘરમાંથી નીકળતાં કદાપિ કંઈ ન પડે તો પાછા ફરીથી થોડી વાર પછી જવું

લગ્નનો દિવસ ઠરાવ્યા પછી મુલતવી રાખવો એ અશુભ છે.

---



# પ્રકરણ ૮ મું,

## નવે ગ્રહોના ફળ બાબત.

દરેક ગ્રહ કઇ રાશીમાં ગમન કરે છે તે પંચાંગ ઉપરથી જોવું. સૂર્ય બુધ અને શુક્ર એક રાશીમાં એક માસ સુધી રહે છે, ચંદ્ર સવા બે દિવસ સુધી, મંગળ દોઢ મહિના સુધી. ગુરૂ તેર મહિના સુધી, શનિ ત્રણ મહિના સુધી અને રાહુ તથા કેતુ અઢાર માસ સુધી એક રાશીમાં રહે છે.

રાશી—બાર છે અને તે બારે રાશીમાં દરેક ગ્રહ અનુક્રમે ઉપરની મુદત સુધી રહે છે.

### દરેક માણસને દરેક ગ્રહ કેટલામો ચાલે છે તે જોવાની રીત.

હવે અમુક વખતે અમુક રાશીમાં અમુક ગ્રહ હોય તે વખતે અમુક માણસની જન્મરાશીથી તે ગ્રહ જે રાશીમાં હોય તે રાશી સુધી ગણતાં જેટલી સંખ્યા આવે તેટલામો ગ્રહ તે માણસનો છે એમ નિચેની રીતે જોવું.

અને તે વખતે તે ગ્રહ તે માણસને સુખ દુઃખની કેવી અસર કરે છે એટલે તે ઉપરથી તેને કેવું કેવું સુખ દુઃખ તે ગ્રહ તે રાશીમાં હશે ત્યાં સુધી પડશે તે જોઇ શકાય છે, તે નીચે પ્રમાણે જોવું.

### ૧ સૂર્યનું ફળ.

સારા સૂર્યનું ફળ—પ્રથમ પચાંગમાં કંઇ રાશીનો સૂર્ય ચાલે છે તેનો નિશ્ચય કરવો. ત્યારબાદ જે માણસનો સૂર્ય જોવો હોય તેની જન્મ રાશીથી (નામ રાશીથી) જે રાશીનો સૂર્ય ચાલતો હોય તે રાશી સુધી ગણતાં ત્રીજો. દશમો. છઠો તથા અગીઆરમો સૂર્ય આવે તો શુભ જાણવો તેનું ફળઃ—

ધન તથા યશ મળે, રાજદ્વારથી માન મળે, ધારેલું કામ પાર પડે, બુદ્ધિ શ્રેષ્ટ થાય, ધન સાથે બંધુવર્ગમાં સુખ મળે, પુત્રની પ્રાપ્તિ થાય. તથા બહુ લાભ સાથે પુણ્યની વૃદ્ધિ કરે.

દૃષ્ટાંત— મણીલાલ નામના માણસનો સૂર્ય જોવો હોય અને પંચાગમાં મકર રાશીનો સૂર્ય ચાલતો. હોય તો મણીલાલની સિંહ રાશી થઇ ત્યાંથી મકર રાશી સુધી ગણતાં ૬ ઠો સૂર્ય થયો તે સારો ગણાય. એવી રીતે મેષ રાશીથી બારે રાશીવાળા મનુષ્યોને માટે જોવું.

આ પ્રમાણે દરેક ગ્રહ દરેક માણસને કેટલામો છે અને તેનું ફળ શું મળશે તે જોવું.

અશુભ સૂર્યનું ફળ—જન્મરાશીથી અથવા નામ રાશીથી જે રાશીથી સૂર્ય ચાલતો હોય ત્યાં સુધી ગણતાં. પહેલો, બારમો. સાતમો. બીજો. ચોથો. પાંચમો, આઠમો તથા નવમો સૂર્ય આવે તો તે નેષ્ટ જાણવો, તેનું. ફળ.

તે શરીરને વિષે રોગ ઉત્પન્ન કરે તથા શોક, ભય, આંખની પીડા, વ્યાધિ. પરદેશ વિષે ગમન તથા પૈસાનો નાશ કરે.

૨ ચંદ્રનું ફળ.

સારા ચંદ્રનું ફળ—જન્મ કે નામ રાશીથી પંચાંગમા જે રાશીનો ચંદ્ર ચાલતો હોય ત્યાં સુધી ગણતાં પહેલો, ત્રીજો, સાતમો, બીજો' દશમો, અગીઆરમો તથા છઠ્ઠો ચંદ્ર આવે તો તે સારો જાણવો. તેનું ફળ—

દ્રવ્યનો લાભ થાય, મિત્રનો સમાગમ થાય, બુદ્ધિની વૃદ્ધિ થાય તથા દેવબ્રાહ્મણ વિષે ભક્તિ ઉત્પન્ન થાય.

નઠતા ચંદ્રનું ફળ—જન્મ રાશીથી ગણતાં નવમો, ચોથો, પાંચમો, આઠમો તથા બારમો ચંદ્ર આવે તો દ્રવ્ય તથા અર્થ (કામ)ની હાની કરે, તથા અગ્નિનો ભય રહે અને શસ્ત્રથી પીડા તથા બંધન રહે. વિયોગ દુઃખ વિગેરે કષ્ટ થાય. શુદમાં જન્મ રાશીથી ૨, ૫, કે ૯ મો ચંદ્રમા હોય તો સારો, વદમાં જન્મરાશી અથવા નામ રાશીથી ૨, ૫ કે ૯ મો ચંદ્રમા હોય તે નઠારો સમજવો.

શુદમાં જન્મ કે નામરાશીથી ૪, ૮ કે ૧૨ મો ચંદ્ર હોય તો નઠારો. વદમાં જન્મ કે નામરાશીથી ૪, ૮ કે ૧૨ મો ચંદ્ર હોય તો સારો જાણવો.

૩ મંગળનું ફળ.

સારા મંગળનું ફળ—હરકોઇ જન્મ રાશીથી જે રાશીનો મંગળ પંચાંગમાં ચાલતો હોય ત્યાં સુધી ગણતાં ત્રીજો, છઠો, અગીઆરમો મંગળ આવે તો ગાય, પૃથ્વિ, સોનું તથા વસ્ત્રનો લાભ થાય શત્રુનો

નાશ થાય, રાજાની કૃપા થાય, શરીર તંદુરસ્ત થાય, સુખ મળે.

નડતા મંગળનું ફળ—રાશીથી ગણતાં પહેલો, ચોથો, પાંચમો, સાતમો, આઠમો. નવમો, બીજો, તથા દશમો મંગળ આવે તો વ્યાધિ કરાવે, પરદેશ મોકલે, મિત્ર સાથે વિરોધ કરાવે ને ખરાબ ફળ મળે.

### ૪ બુધનું ફળ.

સારા બુધનું ફળ—હરકોઈ જન્મ કે નામરાશીથી જે રાશીનો બુધ હોય ત્યાં સુધી. ગણતાં અગીઆરમો, બીજો, છઠો, દશમો, ૪ થો તથા આઠમો બુધ આવે તો ભાગ્યનો ઉદય થાય, અને સુખ તથા લાભ મળે. મનમાં હર્ષ ઉત્પન્ન થાય, દ્રવ્ય તથા કાંતીનો વધારો કરે.

નડતા બુધનું ફળ—હરકોઈ જન્મ કે નામરાશીથી ગણતાં પહેલો બારમો, પાંચમો, નવમો, સાતમો તથા ત્રીજો બુધ આવે તો તે ઘણો નેષ્ટ છે; તેનું ફળ સુખને જડ મુળથી ઉખે· નાખે એટલુંજ નહિ પરંતુ પૈસાની હાની તથા ભાઈઓ સાથે વિરોધ ઉત્પન્ન કરાવે. શરીરે દુઃખ થાય અને સદા કાળ અસુખ સાથે શત્રુઓ તથા વ્યાધિ ઉત્પન્ન કરાવે.

### ૫ ગુરુનું ફળ.

સારા ગુરુનું ફળ—હરકોઇની જન્મ કે નામરાશીથી પંચાંગમાં જે રાશીનો ગુરૂ ચાલતો હોય તે રાશી સુધી ગણતાં બીજો, નવમો અગીઆરમો પાંચમો તથા સાતમો ગુરૂ આવે તો ક્રય વિક્રયને વિષે વ્યાપારમાં લાભ કરે. પ્રતિષ્ટા તથા બુદ્ધિની વૃદ્ધિ કરે અને સુખ સાથે પૈસાનો લાભ કરે.

નડતા ગુરુનું ફળ—જન્મરાશીથી ગણતાં બારમો, દશમો, ચોથો, પહેલો, છઠો, ત્રીજો, આઠમો ગુરૂ આવે તો શરીરને અનેક પ્રકારની વ્યાધિ ઉત્પન્ન કરે. પરદેશગમન કરાવે અને મિત્ર સાથે વિરોધ કરાવે.

### ૬ શુક્રનું ફળ.

સારા શુક્રનું ફળ—જન્મ કે નામરાશીથી ગણતાં બીજો, પાંચમો, નવમો, અગીઆરમો, આઠમો, બારમો, ત્રીજો, પહેલો તથા ચોથો શુક્ર આવે તો સારા માણસ સાથે સમાગમ કરાવે તથા સારાં ચાકરીથી સુખ મળે.

સારા શુક્રનું ફળ—જન્મ રાશીથી ગણતાં દશમો, સાતમો તથા છઠો શુક્ર આવે તો શરીરે રોગ તથા શોક ઉત્પન્ન કરાવે, ધારેલા

કામનો નાશ કરાવે, ઓથી વિરોધ કરાવે, અને મહા વિપત્તિ સાથે દુઃખ આપે.

૭ શનિનું ફળ.

સારા શનિનું ફળ—મેષાદી બાર રાશીની હરકોઇની જન્મ કે નામ રાશીથી પંચાંગમાં જે રાશીનો શની ચાલતો હોય તે રાશી સુધી ગણુતાં ત્રીજો, છઠો, તથા અગીઆરમો શની આવે તો લાભ તથા સુખ મળે, હિરણ્ય ( દ્રવ્ય ) અને વસ્ત્રની પ્રાપ્તિ કરાવે, મિત્ર તથા રાજાની સાથે સ્નેહ કરાવે આબરૂ વધે તથા સુખ સંપત્તિ સાથે અર્થ ( કામ ) નો લાભ કરાવે.

નડતા શનિનું ફળ—જન્મરાશીથી ગણુતાં બારમો, પહેલો, ચોથો, પાંચમો, આઠમો, દશમો, બીજો, સાતમો તથા નવમો શની આવે તો પોતાના કુટુંબ વર્ગમાં કલેશ કરાવે, પૈસા સંબંધી હાની કરે, તથા દુઃખ ઉત્પન્ન કરે.

૮ રાહુનું ફળ.

સારા રાહુનું ફળ—હરકોઇ માણુસની જન્મ કે નામ રાશીથી પંચાંગમાં જે રાશીનો રાહુ ચાલતો હોય ત્યાં સુધી ગણુતાં ત્રીજો, છઠો, દશમો, અગીઆરમો, પહેલો તથા નવમો રાહુ આવે તો મરણતુલ્ય પીડા કરે.

નડતા રાહુનું રૂપ—અને જો રાશીથી ગણુતાં બીજો, પાચમો આઠમો, સાતમો, ચોથો તથા બારમો રાહુ આવે તો મરણતુલ્ય પીડા કરે.

કેતુ—અને રાહુનું એક ફળ છે.

૧૦ સૂર્યના ગ્રહ એકેક રાશીમાં કેટકેટલો વખત રહે છે તે.

સૂર્ય એક રાશીમાં એક માસ સુધી રહે છે. પ્રથમ ચૈત્ર માસમાં તે સૂર્ય મેષરાશીમાં હોય છે, ત્યાર પછી દરેક માસે દરેક રાશી અનુક્રમે બદલે છે. જેમકે, વૈશાખમાં—વરખ રાશીમાં, જેઠમાં—મિથુન રાશીમાં, અશાડમાં—કર્ક રાશીમાં, શ્રાવણુમાં—સિંહ રાશીમાં, ભાદ્રપદમાં કન્યા, રાશીમાં, આસોમાં—તુળા રાશીમાં, કાર્તિકમાં—વૃશ્ચિક રાશીમાં માર્ગશિર્ષમાં—ધન રાશીમાં, પોષમાં—મકર રાશીમાં, મહામાં—કુંભ રાશીમાં; અને ફાગણુમાં—મિન રાશીમાં સૂર્ય આવે છે.

૧૧ સંક્રાંતિ—જે દિવસે સૂર્ય એક રાશીમાં પ્રવેશ કરે તે દિવસથી એક માસ સુધી એટલે બીજી રાશીમાં પ્રવેશ કરતા સુધી તે

રાશીને સંક્રાંતિ કહે છે. એવી રીતે બાર માસમાં બાર સંક્રાંતિ આવે છે દરેક સંક્રાંત એક માસ સુધી રહે છે.

૧૨ અધિકમાસ--જે માસમાં સંક્રાંતિ ન આવે તે માસ અધિક (પુરૂષોત્તમ) માસ સમજવો.

### ૧૩ નવે ગ્રહો ક્યારે ફળ આપે છે તે.

સૂર્ય તથા મંગળ—રાશી ઉપર આવ્યા પહેલાં, શુભ તથા અશુભ ફળ આપે છે, શુક્ર તથા ગુરૂ—મધ્યમને વિષે એટલે વચગાળામાં ફળ આપે છે, અને બુધ, ચંદ્ર તથા શની—આ ત્રણ ગ્રહો ઉતરતાં એટલે છેલ્લા દિવસોમાં ફળ આપે છે.

### ૧૪ જન્મ નક્ષત્રના વારનું ફળ.

જે માણસનો જન્મ જે નક્ષત્રમાં થયો હોય તે નક્ષત્ર ચાલતા પંચાંગમાં જો રવીવારને દિવસે આવે તો તેને માર્ગને વિષે ગમન કરાવે, સોમવારને દિવસે બેસે તો તેને અન્ન મળે, મંગળવારે બેસે તો તેને અગ્નિનો ભય કરાવે, બુધવારે બેસે તો તેને સારી બુદ્ધિ આપે, ગુરૂવારે બેસે તો તેને વસ્ત્રનું સુખ કરે, શુક્રવારે બેસે તો તેના શરીરને સુખ આપે અને શનીવારે બેસે તો તે દીવસે મહા દુઃખ આપે.

---

## પ્રકરણ ૯ મું.

### પનોતી બાબત.

---

પનોતી ઉપરથી—દરેક માણસને જો પનોતી ચાલતી હોય તો શું શું દુઃખ કયે કયે વખતે પડશે તે જાણી શકાય છે.

પનોતી બે હોય છે, એક નાની તથા બીજી મોટી.

નાની પનોતી ૨॥ વર્ષની અને મ્હોટી પનોતી ૭॥ વર્ષનીહોયછે.

### ૧ પનોતી જોવાની રીત.

પોતાની જન્મ રાશી એટલે જે વખતે જન્મ થયો હોય તે વખતે જે રાશીનો ચંદ્રમા હોય તે રાશી—( જેમકે જન્મ વખતે મેષ રાશીનો ચંદ્ર હોય તો અ. લ. ઇ. એ ત્રણ અક્ષર ઉપર નામ પાડયું. હોય છે તો અંબાલાલ એ નામની મેષ રાશી )થી જે રાશીનો શની ચાલતો હોય ત્યાં સુધી ગણવું.

## ૨ નાની પનોતી જોવાની રીત.

એવી રીતે હરકોઈ માણસની જન્મરાશીથી જે રાશીનો શની ચાલતો હોય ત્યાં સુધી ગણતાં ચોથો તથા આઠમો શની આવે તો નાની પનોતિ જાણવી. તે દશ મહિના સુધી માથે રહે છે, બીજા દશ માસ છાતીએ અને ત્રીજા દસ માસ પગે પનોતી રહે છે. એ પ્રમાણે ૨ાા વર્ષ નાની પનોતી રહે એમ સમજવું.

તેનું ફળ—તે ઘણું દુઃખ આપે, અનેક પ્રકારની વ્યાધિ કરે, ભાઈઓમાં કલેશ કરાવે, મનમાં કલેશ કરાવે, પરદેશ ગમન કરાવે, ચિંતા, મૃત્યુ, દુઃખ તથા અગ્નિનો ભય કરાવે, શસ્ત્રથી પીડા કરાવે અને અસુખ આપે.

## ૩ મોટી પનોતી જોવાની રીત.

હરકોઈ માણસની જન્મ કે નામ રાશીથી પંચાંગમાં જે રાશીનો શની ચાલતો હોય તે રાશી સુધી ગણતાં બારમો, પહેલો અને બીજો શની આવે તો મોટી પનોતી સમજવી.

બારમો શની આવે તો ૨ાા વર્ષ માથે પનોતી સમજવી.

પહેલો શની આવે તો ૨ાા વર્ષ છાતીએ પનોતી સમજવી. અને બીજો શની આવે તો ૨ાા વર્ષ પગે પનોતી સમજવી.

તેનું ફળ—મનમાં અનેક પ્રકારનો કલેશ ઉત્પન્ન કરે તથા દુર્જનનો ભય કરાવે. પુત્રને તથા પશુને પીડા કરાવે, પૈસા સંબંધી ની હાની કરે, શરીરને મરણતુલ્ય દુઃખ આપે, પરદેશગમન કરાવે. સ્ત્રી તથા દ્રવ્યનો નાશ કરાવે વિગેરે મહા દુઃખ આપે, નાની પનોતી પણ ઉપર પ્રમાણે ફળ આપે છે.

## ૪ પનોતીના ચાર પાયા છે તે જોવાની રીત.

પનોતીના ચાર પાયા છે. પ્રથમ સોનાનો, બીજો રૂપાનો, ત્રીજો તાંબાનો અને ચોથો લોઢાનો, તે જોવાની રીત નીચે પ્રમાણેઃ—

સોનાને પાયે—જે દિવસે પંચાંગમાં શની બદલાતો હોય તે દિવસે જે રાશીનો ચંદ્ર હોય તે પંચાંગમાં જોઈ નિશ્ચય કર્યા બાદ— હરકોઈ માણસની જન્મ કે નામ રાશીથી–પંચાંગમાં ચંદ્ર જે રાશીનો હોય, તે રાશી સુધી ગણતાં પહેલો, છઠ્ઠો અને અગીઆરમો ચંદ્ર આવે તો સોનાને પાયે પનોતી બેસે.

રૂપાને પાયે—તેજ રીતે જન્મરાશીથી ચંદ્રની રાશી સુધી ગણતાં—બીજો, પાંચમો તથા નવમો ચંદ્ર આવે તો રૂપાને પાયે પનોતી બેસે એમ જાણવું.

ત્રાંબાને પાયે—તથા ત્રીજો, સાતમો તથા દશમો ચંદ્ર આવે તો લોઢાને પાયે પનોતી બેસે એમ જાણવું.

૫ સોનાને પાયે બેસે તેનું ફળ. (ખોટુ)

કુટુંબમાં વિરોધ કરાવે નાના પ્રકારના રોગ ને કલેશ કરાવે, દ્રવ્યનો નાશ કરે, અર્થનો પણ નાશ કરે અને કુટુંબમાં તથા મિત્રોમાં વિરોધ કરાવે.

૬ રૂપાને પાયે બેસે તેનું ફળ, (સારૂં)

વેપારને વિષે ઘણો લાભ કરે. ધનધાન્ય અને સંપત્તિ આપે, મોટો પ્રતાપ વધે. રાજ્યમાં માન મળે, તથા તે વર્ષમાં સુખ સંપત્તિ મળે અને રૂપાને પાયે પનોતી બેસે તો સદાય મંગળ કરાવે-સુખ આપે.

૭ ત્રાંબાના પાયે બેસે તેનું ફળ, (સારૂં)

ઘણી લક્ષ્મી મળે, લાભ મળે, સ્ત્રી, પુત્ર તથા સુખ અને સંપત્તિ મળે, લાભનો ઉદય થાય, સુખ મળે અને સર્વ પ્રકારે સુખીકરે.

લોઢાને પાયે બેસે તેનું ફળ. (ખોટુ)

શરીરને વિષે પીડા કરાવે. લોહીનો બીગાડ કરાવે. સ્ત્રી, પુત્ર અને પશુ તથા ઢોરને પીડા કરાવે, વેપારને વિષે ખોટ જાય, રાજાનો ભય ઉત્પન્ન થાય, અને નિર્ધન થવાય.

---

## પ્રકરણ ૧૦ મું.

### અશુભ ગ્રહો (નડતા ગ્રહો) ખોટુ ફળ ન આપે તેટલા માટે કરવાના દાનની વિધી.

ઉપરના પ્રકરણમાં કહ્યા પ્રમાણે કોઇ ગ્રહ ખોટું ફળ આપવાનો હોય ત્યારે તે ગ્રહનું દાન કરવાથી તે ગ્રહ ખોટું ફળ આપતો નથી તે નીચે પ્રમાણે જોવું.

૧ નડતા સૂર્યનું દાન

માણસ, ઘઉં, વાછરડા સાથે ગાય, રાતું વસ્ત્ર. સુવર્ણ તાંબુ રાતુ ચંદન, અને કમળ અથવા લાલ કરેણનું ફુલ એ સર્વ એકત્ર સંકલ્પ સાથે દક્ષિણા મુકી સૂર્યનારાયણ નિમિત્તે પાત્ર બ્રાહ્મણને આપવાથી અશુભ સૂર્ય પીડા કરતો નથી.

તથા સુર્યનો પાઠ તેમજ જપ ૭૦૦૦ કરાવવા.

૨ નડતા ચંદ્રનું દાન.

વાંસના પાત્રમાં (ટોપલામાં) ભરીને ચોખા કપુર, મોતી, ધોળું

વસ્ત્ર, ગાય સહિત ધોળો વાછરડો, રૂપું તથા ઘી આ સર્વે જણુસો દક્ષણા મુકી પાત્ર બ્રાહ્મણને આપવાથી અશુભ ચંદ્રની પીડા મટે છે તથા ૧૧૦૦૦ જપ તથા મંગળના પાઠ કરાવવા.

૩ નડતા મંગળનું દાન

પરવાળું, ઘઉં, મસુરની દાળ, રાતો વાછરડો, ગોળ, સોનું, રાતું વસ્ત્ર, રાતી કરેણનું ફુલ તથા તાંબુ આ સર્વ એકત્ર કરી દક્ષણા મુકી સંકલ્પ સાથે બ્રાહ્મણને આપવાથી અશુભ મંગળની પીડા મટે તથા ૧૦૦૦૦ જપ અને મંગળના પાઠ કરાવવા.

૪ નડતા બુધનું દાન.

લીલું વસ્ત્ર, કાંસુ, મગ, ગોરૂચંદન, ચંદનના પુષ્પ, સર્વે એકઠું કરી આપવાં, ૪૦૦૦ જપ કરાવવા.

૫ નડતા ગુરૂનું દાન.

સાકર, હળદર, ઘોડો ચણાની દાળ, પીતાંબર. પીળાં ફુલ, મીઠું તથા સોનું આપવું. જપ તથા પાઠ ૧૦૦૦૦ કરાવવા.

૬ નડતા શુક્રનું દાન.

ધોળો ઘોડો. ચિત્ર વિચીત્ર વસ્ત્ર, વાછરડા સાથે ગાય, સારા ગંધવાળી સુખડ, ધોળાં ફુલ અને રૂપું આપવું જપ તથા પાઠ ૧૬૦૦૦ કરાવવા.

૭ નડતા શનીનું દાન.

અડદ, તેલ, પરવાળું, કાળાં મરી, કાળું લુગડું, ભેંસ તથા લોઢું દક્ષિણા સહીત આપવાં, જપ ૨૩૦૦૦ કરાવવા—

૮ નડતા રાહુનું દાન.

ગોમેદરત્ન, સારૂ કાળું વસ્ત્ર. કાળો ઘોડો, કાળા તલ, તલનું તેલ, તથા લોઢું આપવું. જપ ૧૮૦૦૦ કરાવવા.

૯ નડતા કેતુનું દાન.

મણી, રત્ન, તલ, તેલ, સારા કામળો, કસ્તુરી, તથા વસ્ત્ર એકત્ર કરી સંકલ્પ પૂર્વક બ્રાહ્મણને દક્ષણા મુકી આપવાં તેથી કેતુની પીડા અટકે છે તથા જપ ૧૭૦૦૦ કરાવવા.

# પ્રકરણ ૧૧ મું.

## ૧ દિનદશાની સમજણ.

અમુક માણસની અમુક વખતે જે ગ્રહની દશા ચાલતી હોય તે ગ્રહની દશા જેટલો વખત ચાલે તેટલો વખત તેને શું શું સુખ દુઃખ પડશે તે દશાઓ ઉપરથી જોઈ શકાય છે.

દશા બે પ્રકારની છે. મહાદશા અને દિનદશા. તેમાં દિનદશાનું ફળ સાધારણ છે અને તે અમુક દિવસો સુધીજ તે ગ્રહની દશા રહે છે.

સૂર્યની દશા ૨૦ દિવસ, ચંદ્રની ૫૦ દિવસ. મંગળની ૨૮ દિવસ, બુધની ૫૬ દિવસ, શનીની ૩૬ દિવસ, ગુરૂની ૫૮ દિવસ. રાહુની ૪૨ દિવસ, અને શુક્રની ૭૦ દિવસ સુધી દશા ચાલે છે.

## ૨ દિનદશા જોવાની રીત.

ચાલતા પંચાંગમાં જે રાશી ઉપર સૂર્ય હોય તે રાશી સુધી પોતાના નામની જન્મરાશીથી ગણતાં પહેલો સૂર્ય આવે તો તે સૂર્ય બેસે તે દિવસથી વીશ દિવસ સુધી સૂર્યની દશા રહે, પછી ચંદ્રની દશા બેસે. ત્રીજો આવે તો ત્રીજા સૂર્યના પ્રારંભથી દશ દિવસ જતાં સુધી ચંદ્રની દશા રહે, પછી મંગળની દશા બેસે, ચોથો આવે તો, ચોથા સૂર્યના પ્રારંભથી ( તે સૂર્ય જે દિવસે બેસે તે દિવસથી ) આઠ દીવસ જતાં સુધી મંગળની દશા રહે, પછી બુધની દશા બેસે, છઠો સૂર્ય આવે તો તેના પ્રારંભથી ચાર દિવસ જતાં સુધી શનીની દશા રહે, પછી ગુરૂની દશા બેસે, દશમો આવે તો તેના વીશદીવસ જતાં સુધી રાહુની દશા રહે અને પછી શુક્રની દશા બેસે તે ૭૦ દીવસ સુધી રહે છે. જેમકેઃ—

અંબાલાલ એ નામના માણસની દશા—૧૯૬૭ ના માગશર વદ ૧૪ ના દિવસે જોવી છે. હવે માગશર વદ ૧૪ ને ગુરૂવારે ધન રાશીનો સૂર્ય થાય છે તે એક માસ સુધી રહે છે. હવે મેષ રાશીથી ધનરાશી સુધી ગણતાં ૯ મો સૂર્ય તે વખતે બેઠેલો છે.

હવે અંબાલાલની મેષરાશીથી ધનરાસીના સૂર્ય સુધી ગણતાં ૯ આવ્યા છે હવે જો દશમો આવ્યો હોત તો તે દિવસથી વીસદિવસ જતા સુધી રાહુની દશા રહે. પણ રાહુની દશા ૪૨ દિવસની છે. માટે દશમો સૂર્ય જે દિવસે બેસે તેની પહેલાં ૨૨ દિવસથી રાહુની દશા આ માણસની બેઠેલી છે. હવે દશમો સૂર્ય ( મકરનો સૂર્ય ) પોષ શુદ ૧૩ ને દિવસે ૫૧ ઘડી અને ૨૧ પળ પછી બેસે છે એટલે તે પહેલાંના ૨૨ દિવસ ગણતાં માગશર વદ ૮ ના દિવસથી રાહુની દશા બેઠેલી ગણાય.

| સૂર્યની દિન દશા ૨૦. દિવસ રહે તેમાં અંતર દશા | | | | ચંદ્રની દિન દશા ૫૦ દિવસ રહે તેમાં અંતર દશા | | | | મંગળની દિન દશા ૨૮ દિવસ રહે તેમાં અંતર દશા | | | | બુધની દિન દશા ૫૬ દિવસ રહે તેમાં અંતર દશા | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ગ્રહ | દિવસ | ઘડી | પળ | ગ્રહ | દિવસ | ઘડી | પળ | ગ્રહ | દિવસ | ઘડી | પળ | ગ્રહ | દિવસ | ઘડી | પળ |
| સૂર્ય | ૧ | ૧ | ૪૦ | ચંદ્ર | ૭ | ૩૫ | ૨૦ | મંગ | ૨ | ૧૦ | ૧૦ | બુધ | ૮ | ૧ | ૫૦ |
| ચંદ્ર | ૨ | ૪૬ | ૪૦ | મંગ | ૩ | ૫૬ | ૪૦ | બુધ | ૪ | ૧૧ | ૨૦ | શની | ૫ | ૩૬ | ૦ |
| મંગ | ૧ | ૩૩ | ૨૦ | બુધ | ૭ | ૪૬ | ૪૦ | શની | ૨ | ૪૮ | ૦ | ગુરૂ | ૯ | ૧ | ૧૦ |
| બુધ | ૩ | ૬ | ૪૦ | શની | ૫ | ૦ | ૦ | ગુરૂ | ૪ | ૩૦ | ૪૦ | રાહુ | ૬ | ૩૨ | ૦ |
| શની | ૩ | ૦ | ૦ | ગુરૂ | ૮ | ૩ | ૨૦ | રાહુ | ૩ | ૧૬ | ૩૦ | શુક્ર | ૧૦ | ૫૩ | ૩૦ |
| ગુરૂ | ૩ | ૧૩ | ૨૦ | રાહુ | ૫ | ૫ | ૦ | શુક્ર | ૫ | ૨૬ | ૪૦ | સૂર્ય | ૩ | ૬ | ૪૦ |
| રાહુ | ૨ | ૨૦ | ૦ | શુક્ર | ૯ | ૪૬ | ૨૦ | સૂર્ય | ૧ | ૩ | ૨૦ | ચંદ્ર | ૭ | ૪૬ | ૪૦ |
| શુક્ર | ૩ | ૫૩ | ૨૦ | સૂર્ય | ૨ | ૪૬ | ૪૦ | ચંદ્ર | ૩ | ૫૩ | ૨૦ | મંગ | ૪ | ૧૧ | ૨૦ |

| શનીની દિન દશા ૩૬ દિવસ રહે તેમાં અંતર દશા | | | | ગુરૂની દિન દશા ૫૮ દિવસ રહે તેમાં અંતર દશા | | | | રાહુની દિન દશા ૪૨ દિવસ રહે તેમાં અંતર દશા | | | | શુક્રની દિન દશા ૭૦ દિવસ રહે તેમાં અંતર દશા | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ગ્રહ | દિવસ | ઘડી | પળ | ગ્રહ | દિવસ | ઘડી | પળ | ગ્રહ | દિવસ | ઘડી | પળ | ગ્રહ | દિવસ | ઘડી | પળ |
| શની | ૩ | ૩૬ | ૦ | ગુરૂ | ૯ | ૨૦ | ૪૦ | રાહુ | ૪ | ૫૦ | ૦ | શુક્ર | ૧૩ | ૩૬ | ૪૦ |
| ગુરૂ | ૫ | ૩૮ | ૦ | રાહુ | ૬ | ૪૬ | ૦ | શુક્ર | ૮ | ૨૦ | ૦ | રવિ | ૩ | ૫૩ | ૨૦ |
| રાહુ | ૪ | ૧૧ | ૦ | શુક્ર | ૧૧ | ૧૬ | ૪૦ | સૂર્ય | ૨ | ૨૦ | ૦ | ચંદ્ર | ૯ | ૪૩ | ૨૦ |
| શુક્ર | ૭ | ૦ | ૦ | સૂર્ય | ૩ | ૧૩ | ૨૦ | ચંદ્ર | ૫ | ૫૦ | ૦ | મંગ. | ૫ | ૨૬ | ૪૦ |
| સૂર્ય | ૨ | ૦ | ૦ | ચંદ્ર | ૮ | ૩ | ૨૦ | મંગ. | ૩ | ૧૦ | ૦ | બુધ | ૧૦ | ૫૩ | ૨૦ |
| ચંદ્ર | ૫ | ૦ | ૦ | મંગ. | ૪ | ૩૦ | ૪૦ | બુધ | ૬ | ૩૨ | ૦ | શની | ૭ | ૦ | ૦ |
| મંગ. | ૨ | ૪૮ | ૦ | બુધ | ૯ | ૧ | ૨૦ | શની | ૪ | ૧૨ | ૦ | ગુરૂ | ૧૧ | ૧૬ | ૪૦ |
| બુધ | ૫ | ૩૬ | ૦ | શની | ૫ | ૪[illegible] | ૦ | ગુરૂ | ૬ | ૪૬ | ૦ | રાહુ | ૮ | ૧૦ | ૦ |

૩ દિન દશાનું ફળ. સૂર્યની દશા—પૈસાનો નાશ કરે, ચંદ્રની દશા દ્રવ્ય તથા પૈસાનો લાભ કરે, મંગળ શસ્ત્રથી પીડા તથા રોગ વિગેરે ઉત્પન્ન કરાવે. બુધ સંપત્તિ આપે, શની મંદગતી, ગુરૂ નિરંતર સુખ આપે તથા રાહુ બંધન કરાવે અને શુક્રની દશા સર્વ સુખ આપનારી છે. જેમ રાજા પ્રસન્ન થયે દરીદ્રતા નાશ કરે છે તેમ પરાક્રમી શુક્રની દશા અનેક પ્રકારનું ફળ આપવાને બાકી રાખતી નથી.



# પ્રકરણ ૧૨ મું

## મહાદશા કાઢવાની અને જોવાની રીત.

મહાદશા જે માણસની જોવી હોય તેનો જન્મ જે નક્ષત્રમાં થયો હોય તે નક્ષત્ર ઉપરથી જોઇ શકાય છે. તે માણસની હાલ કઇ મહાદશા ચાલે છે તે પણ તે ઉપરથી જોઇ શકાય છે.

આ દશા જે માણસની જેટલા વર્ષ સુધી ચાલતી હોય તેટલા વર્ષમાં તે દશા તેને કેવું કેવું સુખ દુઃખ આપે તથા તે દશાનું અંતર દશામાં તે તે અંતર દશાઓ કેટકેટલો વખત કેવું કેવું સુખ તથા દુઃખ આપે તે મહાદશા ઉપરથી જોવામાં આવે છે.

મહાદશા જોવાનો કોઠો.

| ગ્રહ. | રવિ. | ચંદ્ર. | મંગળ | બુધ | શનિ. | ગુરૂ. | રાહુ. | શુક્ર. |
|---|---|---|---|---|---|---|---|---|
| ક્યા ક્યા નક્ષત્રમાં દશા બેસે. | આર્દ્રા, પુનર્વસુ. પુષ્ય. આશ્લેષા. | મઘા પૂ. ફાલ્ગુની ઉ૦ ફાલ્ગુની | હસ્ત. ચિત્રા. સ્વાત વિશાખા. | અનુરાધા. જ્યેષ્ટા. મૂળ. | પૂર્વાષાઢા. ઉત્તરાષાઢા અભિજીત શ્રવણ. | ધનિષ્ટા શતતારકા. પુર્વાભાદ્રપદ. | ઉત્તરાભાદ્રપદ રેવતી. આશ્વની ભરણી. | કૃતિકા રોહણી મૃગશીર્ષ. |
| કેટલા વરસની દશા? | ૬ | ૧૫ | ૮ | ૧૭ | ૧૦ | ૧૯ | ૧૨ | ૨૧ |
| દરેક નક્ષત્ર કેટલા વરસનું? | ૧।। | ૫ | ૨ | ૫—૮ માસ | ૨।। | ૬—૪ માસ. | ૩ | ૭ |
| દરેક નક્ષત્રની એક ઘડીએ કેટલા દહાડા ઓછા થાય | ૯ | ૩૦ | ૧૨ | ૩૪ | ૧૫ | ૩ | ૧૮ | ૪૨ |

ઉપરનું કોષ્ટક જોવાની રીત એવી છે કે મથાળે જે અંક લખ્યા છે તે અંકમાં પ્રથમ રવીની મહાદશા ૬ વર્ષની છે. તેમાં—આરદ્રા, પુનર્વસુ, પુષ્ય અને આશ્લેષા આ ચાર નક્ષત્ર રહ્યાં છે. તેમાં તે ચાર નક્ષત્રમાં દરેક નક્ષત્રમાં ૧॥ વર્ષ દશા રહે અને તે નક્ષત્રની જેટલી ઘડી વીતી ગઈ હોય તે દરેક ઘડી દીઠ ૯ દિવસની દશા તે નક્ષત્રની ૧॥ વર્ષની દશામાંથી ઓછી થાય છે. એટલે—

આરર્દા, પુનર્વસુ, પુષ્ય, અને આશ્લેષા, એ ચાર નક્ષત્રમાં જન્મ થયો હોય તો રવીની મહાદશામાં જન્મ થયો છે એમ જાણવું.

રવી—સૂર્યની મહાદશા વર્ષ ૬ સુધી રહે છે, તેમાં દરેક નક્ષત્રનાં દોઢવર્ષ અને દરેક નક્ષત્રની એક ઘડીમાં ૯ દિવસ સુધી આ દશા રહે છે.

મઘા, પૂર્વાફાલ્ગુણી અને ઉત્તરાફાલ્ગુણી એ ત્રણ નક્ષત્રોમાં જન્મ થયો હોય તો ચંદ્રની મહાદશામાં જન્મ થયો છે એમ જાણવું. ચંદ્રની મહાદશા પંદર વર્ષ સુધી રહે છે અને તે દરેક નક્ષત્રમાં પાંચ પાંચ વર્ષ સુધી રહે છે. અને તે દરેક નક્ષત્રની એક ઘડીમાં ૩૦ દિવસ સમજવા.

હસ્ત, ચિત્રા, સ્વાતિ અને વિશાખા એ ચાર નક્ષત્રોમાં જન્મ થયો હોય તો મંગળની મહાદશામાં જન્મ થયો છે એમ જાણવું. મંગળની મહાદશા ૮ વર્ષ સુધી રહે છે તેમાં દરેક નક્ષત્રમાં તે દશા બે વર્ષ સુધી રહે છે. હવે તે દરેક નક્ષત્રની એક ઘડીમાં ૧૨ દિવસસુધી રહે છે.

અનુરાધા, જેષ્ટા અને મુળ નક્ષત્રમાં જન્મ થયો હોય તો બુધની મહાદશામાં જન્મ થયો છે એમ જાણવું. બુધની મહાદશા ૧૭ વર્ષ રહે છે. દરેક નક્ષત્રમાં ૫ વર્ષ અને ૮ માસ સુધી અને દરેક નક્ષત્રની એક ઘડીમાં ૩૪ દિવસ સુધી આ દશા રહે છે.

પૂર્વાષાઢા, ઉત્તરાષાઢા, અભિજીત અને શ્રવણ નક્ષત્રમાં જન્મ થયો હોય તો શનીની મહાદશામાં જન્મ થયો છે એમ સમજવું, શનીની મહાદશા ૧૯ વર્ષ સુધી રહે છે. દરેક નક્ષત્રમાં અઢી વર્ષ અને દરેક નક્ષત્રની ૧ ઘડીમાં ૫ દિવસ સુધી આ દશા રહે છે.

ધનિષ્ઠા, શતભિષા અને પૂર્વાભાદ્રપદ એ ત્રણ નક્ષત્રમાં જન્મ થયો હોય તો ગુરૂની મહાદશામાં જન્મ થયો છે એમ જાણવું. ગુરૂની મહાદશા ૧૯ વર્ષ રહે છે. દરેક નક્ષત્રમાં ૬ વર્ષ અને ૪ માસ

તેમજ દરેક નક્ષત્રની એક ઘડીમાં ૩૮ દિવસ આ દશા રહે છે.

ઉત્તરાભાદ્રપદ, રેવતી. અશ્વિનિ, અને ભરણી નક્ષત્રમાં જન્મ થયો હોય તો રાહુની મહાદશામાં જન્મ થયો છે એમ જાણવું. રાહુની મહાદશા વર્ષ ૧૨ ની જાણવી–તેમાં દરેક નક્ષત્રના ત્રણ વર્ષ અને દરેક નક્ષત્રની એક ઘડીમાં ૧૮ દિવસ સુધી આ દશા રહે છે.

કૃતિકા રોહિણી, અને મૃગશિર નક્ષત્રમાં જન્મ થયો હોય તો શુક્રની મહાદશા જાણવી. શુક્રની મહાદશા વર્ષ ૨૧ સુધી રહે છે તેમાં દરેક નક્ષત્રમાં ૭ વર્ષ અને નક્ષત્રની એક ઘડીમાં ૪૨ દિવસ સુધી આ દશા રહે છે.

બધા ગ્રહો મળી ૧૦૮ વર્ષની મહાદશાઓ છે અને તે ઉપરની અનુક્રમ પ્રમાણે બેસે છે. જેમકે પ્રથમ સૂર્યની, પછી ચંદ્રની, મંગળની, બુધની, શનીની, ગુરૂની, રાહુની અને છેવટે શુક્રની મહાદશા બેસે છે.

સાધારણ રીતે મહાદશા જોવા માટે બાળકનો જન્મ જે દિવસે થયો હોય તે દિવસે કયું નક્ષત્ર છે તે પ્રથમ જોવું, અને તે નક્ષત્ર તે દીવસે કેટલી ઘડી પળ છે તે પંચાંગમાં જોઈ નક્કી કરવું.

તે પછી બાળકનો જન્મ તે દિવસે કેટલી ઘડી પળે થયો છે તે નક્કી કરી તે દિવસના નક્ષત્રની ઘડી પળમાંથી–બાળકનો જેટલી ઘડી પળે જન્મ થયો હોય તે ઘડી પળ બાદ કરવાથી તે દિવસના નક્ષત્રની કેટલી ઘડી પળ ભોગવાઇ ગયા પછી બાળકનો જન્મ થયો છે તે નીકળી શકશે.

દૃષ્ટાંતઃ—જેમકે એક બાળકનો જન્મ સંવત ૧૯૭૫ના કાર્તક સુદ ૧૫ ને સોમવારે કૃતિકા નક્ષત્રમાં થયો છે તે દિવસે કૃતિકા નક્ષત્ર ૪૯ ઘડી અને ૧૨ પળ છે. હવે તે દીવસે બાળકનો જન્મ ૫ ઘડી અને ૩૫ પળે થયો છે. તો તે દિવસની ઘડી પળમાંથી જન્મ ઘડી ૫–૨૫ પળ બાદ કરતાં ઘડી ૪૩–૪૭ પળ બાકી રહ્યું. પણ તે દિવસના નક્ષત્રની ઘડી પળમાંથી જન્મની ઘડી પળ બાદ કરતાં ૩૦ ઘડીથી વધુ ઘડી પળ બાકી રહે તો તે નક્ષત્રની પહેલાંના નક્ષત્ર સાથે જન્મ ઘડી પળની ગણત્રી કરવી–એટલે—તે દિવસના નક્ષત્ર પહેલાં ભરણી નક્ષત્ર છે. તે નક્ષત્ર ૫૨ અને ૪૩ પળ છે. તેને આખા દીવસના ૬૦ ઘડીમાંથી બાદ કરતાં ઘડી ૭–૧૭ પળ બાકી રહી એટલે તે દીવસે ૫૨ ઘડી અને ૪૩ પળ ભરણી

નક્ષત્ર ભોગવાઇ ગયા પછી કૃતિકા નક્ષત્ર બેઠું. તે ૭ અને ૧૭ પળ કૃતિકા નક્ષત્ર આગલે દીવસે ભોગવાઇ ગયું તેમાં જન્મ ઘડી ૫-૩૫ ઉમેરતાં ૧૨ ઘડી અને ૩૫ પળ જન્મ વખતે કૃતિકા નક્ષત્ર ભોગવાઇ ગયું એટલે તે ઘડીએ જન્મેલા બાળકની શુક્રની મહાદશા થઇ. તેમાં કૃતિકા નક્ષત્રની ૭ વર્ષની દશામાંથી તેની ૧૨ ઘડી અને ૩૫ પળ ભોગવઇ ગઇ એટલે દરેક નક્ષત્રની ૧ ઘડીમાં ૪૨ દીવસ લેખે ૧૨ ઘડીના ૫૨૮ દીવસ એટલે ૧ વર્ષ, ૫ મહીના અને ૧૩ દીવસ શુક્રની દશા ભોગવાઇ ગઇ તે ૭ વર્ષમાંથી બાદ કરતાં વર્ષ ૫-૬ માસ ને ૧૭ દીવસ કૃતિકાનાં, રોહીણીનાં ૭ અને મૃગશીર્ષનાં ૭ મળી, એકંદરે ૧૯ વર્ષ ૬ માસ ને ૧૭ દીવસ શુક્રની દશા તેને ભોગવવાની બાકી રહી, તે પછી રવીની ૬ વર્ષની, પછી ચંદ્રની એવી રીતે અનુક્રમે મહાદશા બેસવાની.

(૨) હવે કોઇ બાળકનો જન્મ પુષ્ય નક્ષત્રમાં ૧૫ ઘડી ગયા પછી થયો હોય તો તેની સૂર્યની મહાદશા જાણવી, હવે આરદ્રા અને પુનરવસુ બે નક્ષત્ર ગયા પછી પુષ્ય નક્ષત્રની ૧૫ ઘડીએ જન્મ થયો એટલે દરેક નક્ષત્રમાં દોઢ વર્ષ લેખે બે નક્ષત્રનાં ૩ વર્ષ અને દરેક ઘડીના ૯ દીવસ લેખે ૧૫ ઘડીના ૧૩૫ દિવસ એટલે ૪ માસ અને ૧૫ દિવસ એટલે એકંદર ૩ વર્ષ ચાર માસ અને પંદર દિવસ સૂર્યની મહાદશામાંથી ગયા પછી આ માણસનો જન્મ થયો છે એમ સમજવું. તે સૂર્યની દશાનાં ૬ વર્ષમાંથી બાદ કરતાં ૨ વર્ષ ૭ માસ અને ૧૫ દિવસ સુધી આ માણસની સૂર્યની મહાદશા રહેશે પછી ચંદ્રની મહાદશા વર્ષ ૧૫ ની બેસશે એ રીતે સમજવું.

---

## મહાદશાઓનું ફળ.

### સૂર્યની મહાદશાનું ફળ.

સૂર્ય પોતાની મહાદશામાં ચિંતા અને પરિતાપ કરાવે, ધનનો નાશ કરે, શરીરે દુઃખી કરે. કુટુમ્બમાં ક્લેશ કરાવે, મુસાફરી કરાવે, પોતાના માણસોમાં શત્રુતા કરાવે, રાજ્યકુળથી અપમાન થાય, ભાઇ અને પુત્રનો વિયોગ થાય, ખર્ચ વધારે થાય, અનેક જાતના ઉદ્વેગ થાય. પણ બળવાન સૂર્ય હોય તો શ્રેષ્ટ ફળ સમજવું.

### સુર્યની મહાદશામાં સુર્યની અંતરદશા ૪ માસ રહે તેનું ફળ.

મનમાં ચિંતા રહે, રાજ્ય તરફથી ભય થાય, વ્યાધિ થાય. કુટુંબમાં દુઃખ થાય, ધનનો થોડો લાભ મળે અને ખર્ચનો વધારો થાય.

### સુર્યની મહાદશામાં ચંદ્રની અંતરદશા ૧૦ માસ રહે તેનું ફળ.

શત્રુનો નાશ કરાવે, સુખ થાય, ધન મળે, વ્યસન તથા વૈભવ વધારે.

### મંગળની અંતરદશા ૫ માસ ને ૧૦ દિવસ રહે તેનું ફળ.

સુવર્ણ મળે. લડાઇમાં ફતેહ મળે, મણી, મુક્તાફળ, પરવાળાં, રત્ન તથા ઘરેણાં મળે, રાજ્યકુળથી માન મળે. અને કામની સિદ્ધિ થાય.

### બુધની અંતરદશા ૧૧ માસ ને ૧૦ દિવસ રહે તેનું ફળ.

ક્લેશ, કષ્ટ અને નિર્ધનતા પ્રાપ્ત થાય, વ્યાધિ થાય, પેદાશને ખર્ચ બરોબર થાય.

### સુર્યના મહાદશામાં શનીની અંતરદશા ૬ માસ ૩૦ દિવસ રહે તેનું ફળ.

રાજ્યકુલથી ભય થાય, ક્લેશ થાય, સ્વજન તથા મિત્રસાથે અણબનાવ થાય, શરીરમાં વિકળપણું થાય. અને ધનનો નાશ થાય.

### સુર્યની મહાદશામાં ગુરૂની અંતરદશા ૧ વર્ષ ૨૦ દિવસ રહે તેનું ફળ.

અનેક જાતના ધંધા રોજગારથી લાભ થાય, વ્યાધિ તથા ચિંતાનો નાશ થાય. કાર્ય સિદ્ધ થાય. પોતાના અધિકારમાં વધારો થાય.

### સુર્યની મહાદશામાં રાહુની અંતરદશા ૮ માસ રહે તેનું ફળ.

આશા ભંગ થાય, ધનનો નાશ થાય, મિત્ર સાથે વિરોધ થાય વિગેરે ખરાબ ફળ મળે.

### સુર્યની મહાદશામાં શુક્રની અંતરદશા ૧ વર્ષ ૨ માસ રહે તેનું ફળ.

વ્યાધિ થાય, ઘણી મહેનતથી ધન મળે, કુટુંબ સાથે ક્લેશ થાય. સ્વજન તથા મિત્રનો નાશ થાય.

## ચંદ્રની મહાદશાનું ફળ.

અનેક રીતના વૈભવ મેળવે, સારૂં વાહન મળે. ધંધા રોજગાર માં વધારો થાય, રાજ્યભોગ કે આગેવાનપણું મેળવે, સારી મુસાફરી કરે, પ્રાક્રમ અને ઉદ્યોગનો વધારો થાય, વેપાર અથવા વ્યવહારમાં કુશળપણું આપી કીર્તિ અને જશ આપે, પ્રતાપ અને સુખ વધારે, ખાનપાન, આનંદ અને હર્ષ આપે, ધન અને ઘરેણાં મેળવે, વિદ્યા અને બુદ્ધિ વધારે અને અનેક રીતથી લાભ અને ભાગ્યનો વધારો કરે. સ્વજન અને મિત્ર તરફથી સુખ તથા સંતોષ મળે, શરીર સુખી રહે

### ચંદ્રની મહાદશામાં ચંદ્રની અંતરદશા વર્ષ ૨ ને માસ ૧ ની રહે તેનું ફળ.

વૃદ્ધ ઓની સાથે મેળાપ કરાવે, વસ્ત્ર અને ઘરેણાં મેળવે, પોતાના કામમાં સંતોષ આપે, કીર્તી અને જશ વધારે, જ્ઞાન અને જશ વધારે, ધન, ભાગ્ય, રાજ્ય અને ધંધા રોજગારથી ભરપુર રાખે, મિત્રમાં વધારો કરે.

### ચંદ્રની મહાદશામાં મંગળની અંતરદશા વર્ષ ૧ માસ ૧ અને દીવસ ૧૦ રહે તેનું ફળ.

જ્વર વિગેરેની પીડા કરે. અગ્નિ અથવા ચોરનો ભય થાય, ધન અને કીર્તિનો લાભ મળે, લોકો સાથે અવિશ્વાસ કે અસંતોષ થાય, સ્રીની સાથે ક્લેશ થાય, પ્રાક્રમ અને ઉદ્યાગથી સંતોષ મળે.

### ચંદ્રની મહાદશામાં બુધની અંતરદશા ૨ વર્ષ ૪ માસ ૧૦ દીવસ રહે તેનું ફળ.

જ્યાં જાય ત્યાં લાભ, કીર્તિ અને જશ મળે. ચોપગા જાનવરોથી સંતોષ મળે પરાક્રમ તથા ઉદ્યોગ મળે, મિત્ર અને સ્વજનથી સુખ થાય, શત્રુનો નાશ થાય.

### ચંદ્રની મહાદશામાં શનીની અંતરદશા ૧ વર્ષ ૪ માસ ૨૦ દિવસ રહે તેનું ફળ.

ભાઇ ભાંડુ તરફથી ચિંતા તથા પરીતાપ થાય, શત્રુ વધે, દિલગીરી તથા ભય પેદા થાય, ધનનો નાશ પામે, શરીરે દુઃખી થાય મિત્ર તથા સ્વજનનો વિયોગ થાય, અપજશ અને અપમાન મળે.

### ચંદ્રની મહાદશામાં ગુરૂની અંતરદશા ૨ વર્ષ ૭ માસ ૨૦ દિવસ રહે તેનું ફળ.

દાન પરોપકાર અને ધર્મનો વધારો થાય. અનેક જાતનાં સુખ તથા વૈભવ પ્રાપ્ત થાય ધનનો લાભ થાય, ઉદ્યોગ વધે, શત્રુ ઉપજાવી તેનો નાશ કરાવે, સુખ આપે,

### ચંદ્રની મહાદશામાં રાહુની અંતર દશા ૧ વર્ષ ૮ માસની રહે તેનું ફળ.

રોગ અને શત્રુનો નાશ થાય, ઉદ્વેગ અને ચિંતા થાય, સ્વજન તથા મિત્રનો નાશ થાય, ધન અને કિર્તિનો નાશ થાય સુખ તેમજ સંતોષ મળે નહિ.

### ચંદ્રની મહાદશામાં શુક્રની અંતર દશા ૨ વર્ષ ૧૧ માસ રહે તેનું ફળ.

ઘણી સ્ત્રીઓ સાથે સમાગમ કરાવે, કન્યાના જન્મનો વધારો થાય. ઘરેણાં મળે, સુખ તથા વૈભવ મળે, ધન અને સુખ મળે.

### ચંદ્રની મહાદશામાં સૂર્યની અંતરદશા ૧૦ માસ રહે તેનું ફળ.

રાજ્ય તરફથી લાભ મળે, સુખ અને સંતોષ મળે, ધન અને કીર્તિ વધે, રોગ અને શત્રુનો નાશ થાય, ધન અને મોટાઇ વધે રોજગારથી સુખ મળે અને માનસિક ચિંતા ઉપજાવે.

### મંગળની મહાદશાનું ફળ.

શસ્ત્રના મારનો ભય રહે, બંધન કરાવે, રાજ્ય તરફથી દુઃખ મળે, ચિંતા, જ્વર અને દિલગીરી થાય, શરીરને વિકળતાપણું આવે, પીડા ઉપજાવે, ગૃહસ્થાશ્રમમાં અસંતોષ થાય, ચોર, અગ્નિ અને શસ્ત્રથી ધનનો નાશ થાય, વસ્ત્ર ઘરેણાંનો નાશ થાય, ઉદ્યમનો નાશ થાય, કીર્તિ અને ભાગ્યનો નાશ થાય અપજશ મળે અને પીડા થાય.

### મંગળની મહાદશામાં મંગળની અંતરદશા ૭ માસ ૩ દિવસ ને ૨૦ ઘડી રહે તેનું ફળ.

લોહીવિકાર તથા પીત્તનો વધારો થાય, ધન તથા જશનો નાશ થાય, રોગ અને અને શત્રુનો વધારો થાય, સ્વજનાદિ સાથે વેર થાય પરસ્ત્રીનો સમાગમ થાય, દરિદ્રીપણું આવે.

મંગળની મહાદશામાં બુધની અંતરદશા ૧ વર્ષ, ૩ માસ, ૩ દિવસ અને ૨૦ ઘડી રહે તેનું ફળ

શત્રુ ચોર અને રાજ્ય તરફથી ભય થાય, રોગથી પીડા થાય. સુખ તથા ધનનો નાશ થાય.

મંગળની મહાદશામાં શનીની અંતરદશા ૮ માસ ૨૬ દિવસ ૪૦ ઘડી રહે તેનું ફળ

ઉપરા છાપરી દુઃખ, દીલગીરી પ્રાપ્ત થાય, ધનનો નાશ થાય, પ્રદેશમાં મુસાફરી અને મન ચિંતાતુર રહે.

મંગળના મહાદશામાં ગુરૂના અંતરદશા વર્ષ ૧, માસ ૪, દિવસ ૨૬ અને ૪૦ ઘડી રહે તેનું ફળ

દાન, પુણ્ય અને તિર્થ ઉપર પ્રીતી ઉપજાવે, દેવગુરૂ અને વડીલો ઉપર પ્રીતી થાય, રાજ્ય તરફથી ભય ઉત્પન્ન થાય.

મંગળની મહાદશામાં રાહુની અંતરદશા ૧૦ માસ, ૨૦ દિવસ, રહે તેનું ફળ.

શસ્ત્ર, અગ્નિ, ચોર અને શત્રુનો ભય થાય, ધન તથા મનોરથો નાશ પામે, અને રોગ તથા દીલગીરી પેદા થાય, અકસ્માત વિઘ્ન થાય,

મંગળની મહાદશામાં શુક્રની અંતરદશા ૧ વર્ષ, ૬ માસ, અને ૨૦ દિવસ રહે તેનું ફળ.

આનંદ તથા સંતોષ આપે, શરીરમાં ગુમાન તથા બળ વધારે, રાજ્ય તરફથી માન મળે, દુશ્મનથી જીત મેળવે, ઘણા માણસને વશ કરે તેવી સત્તા મેળવે, કિર્તી તથા મિત્રનો વધારો કરે.

મંગળની મહાદશામાં ચંદ્રની અંતરદશા વર્ષ ૧, માસ ૧, દિવસ ૧૦ રહે તેનું ફળ.

મિત્ર તરફથી સુખ મળે વસ્ત્ર તથા ઘરેણાનો વધારો થાય ધન અને કિર્તી વધે.

બુધની મહાદશાનું ફળ.

સુંદર રૂપવાળી સ્ત્રી સાથે હાસ્યવિલાસ વિગેરેનું સુખ મળે, ધર્મ, કીર્તિ અને વૈભવનો લાભ આપે, ખાનપાન અને પોષાકનું સુખ આપે, ધર્મ, અર્થ અને કામની સિદ્ધિ કરે, રોગનો તથા શત્રુનો નાશ નાશ થાય, રાજ્ય અને ભાગ્યની સિદ્ધિ કરે,

બુધની મહાદશામાં બુધની અંતરદશા ૨ વર્ષ, ૮ માસ અને ૩, દિવસ રહે તેનું ફળ.

બુદ્ધિ અને ધર્મનો વધારો કરે, સ્વજન તથા મિત્ર તરફથી સુખ થાય, વિદ્યા અને જ્ઞાનનો વધારો થાય, ત્રિદોષની શરીરે પીડા થાય.

બુધની મહાદશામાં શનીની અંતરદશા ૧ વર્ષ, ૬ માસ, ૨૬ દિવસ, ૨૦ ઘડી રહે તેનું ફળ.

શત્રુ તરફથી અણચિંત્યુ નુકશાન પ્રાપ્ત થાય, ધનની હાની થાય, અગ્નિ થકી નુકશાન થાય, શરીરે પીડા થાય.

બુધની મહાદશામાં ગુરૂની અંતરદશા ૨ વર્ષ, ૧૧ માસ, ૨૬ દિવસ, અને ૨૦ ઘડી રહે તેનું ફળ.

સોનું મોતી મણી ઝવેરાત મેળવે, શરીરે આરોગ્ય મળે, બુદ્ધિ વધે, લક્ષ્મી મળે, ધાર્યું કામ સિદ્ધ થાય.

બુધની મહાદશામાં રાહુની અંતરદશા ૨ વર્ષ ૧૦ માસ, ૨૦ દિવસ, ૪૦ ઘડી રહે તેનું ફળ.

સાહસ કરવા પ્રિતી ઉપજાવે, કૃપણ બુદ્ધિ છતાં ધર્મ, અર્થ અને વૈભવ ભોગવે, સર્વ કામમાં ઉદાસીનો સાથે સિદ્ધિ કરાવે.

બુધની મહાદશામાં શુક્રની અંતરદશા ૩ વર્ષ. ૩ માસ ૨૯ દિવસ રહે તેનું ફળ.

ગુરૂ, દેવ અને બ્રાહ્મણો ઉપર પ્રીતીભાવ થાય. જ્ઞાન ધર્મ અને કથા ઉપર પ્રેમ ઉપજે, વસ્ત્રાલંકાર ઉપર પ્રીતી થાય.

બુધની મહાદશામાં સુર્યની અંતરદશા ૧૧ માસ ૧૦ દિવસ રહે તેનું ફળ.

રોગ તથા શત્રુથી ભય થાય, રાજ્ય તરફથી માન મળે, ધર્મ ઉપર પ્રિતી રહે, પુત્રનો જન્મ થાય, કિર્તી અને ધન મળે.

બુધની મહાદશામાં ચંદ્રની અંતરદશા ૨ વર્ષ ૪ માસ ૧૦ દિવસ રહે તેનું ફળ.

કોઢ, ખસ ને દાદર વિગેરે થાય, શત્રુ પેદા થાય વાહનનું સુખ મળે ધનની ચિંતા રહે.

બુધની મહાદશામાં મંગળની અંતરદશા ૧ વર્ષ. ૩ માસ, ૩ દિવસ, ૨૯ ઘડી રહે તેનું ફળ.

માથાના તેમજ ગરમીના રોગ ઉપજે, શત્રુ અને કુટુંબ થકી અનેક તરેહની ઉપાધિઓ થાય. ચોપગા જનાવરથી ભય થાય, ચોરીનો ભય રહે.

શનીની મહાદશાનું ફળ.

મિથ્યા અપવાદ, માર, કેદખાનું, અને નિરાધારપણું આપે. મિત્રોમાં વિરોધ કરાવે, ભાઈઓમાં શત્રુવટ થાય, આશા નાશ થાય, મનોરથ વ્યર્થ જાય, દુખ મળે અને ધનની હાનિ થાય; પણ જો શની બળવાન હોય તો સારૂં ફળ આપે.

શનીની મહાદશામાં શનીની અંતર દશા.

૧૧ માસ, ૩ દિવસ, રહે તેનું ફળ.

શરીરે પીડા અને સ્ત્રી તથા પુત્રનો વિયોગ થાય, પ્રદેશમાં મુસાફરી થાય, તમામ કામકાજમાં નુકશાની તથા દિલગીરી મળે.

શનીની મહાદશામાં ગુરૂની અંતરદશા ૨ વર્ષ,

૯ માસ, ૩ દિવસ, ૨૦ ઘડી રહે તેનું ફળ.

દેવ અને બ્રાહ્મણ ઉપર ભક્તિભાવ ઉપજે, ઘણા નોકર અને ધન મળે, સર્વે કામમાં સિદ્ધી મળે.

શનીની મહાદશામાં રાહુની અંતરદશા ૧ વર્ષ,

૧ માસ, ૧૦ દિવસ, રહે તેનું ફળ.

શત્રુથી શરીરમાં જખમ થાય, તાવ તથા અતિસારનો રોગ થાય, ધનનો નાશ થાય અને પ્રદેશમાં ભટકવું પડે.

શનીની મહાદશામાં શુક્રની અંતરદશા ૧ વર્ષ,

૧૧ માસ, ૧૦ દિવસ, રહે તેનું ફળ.

સુખ, વૈભવ, ધન મળે, કુટુંબ તરફથી સંતોષ મળે, સ્ત્રી અને પુત્રનું સુખ મળે. રાજ્ય તરફથી માન અને લાભ મળે.

શનીની મહાદશામાં સુર્યની અંતરદશા

૬ માસ, ૨૦ દિવસ રહે તેનું ફળ.

સ્ત્રી પુત્ર અને ધન તરફથી દુઃખ મળે, ભય ઉત્પન્ન થાય, રોગ અને શત્રુ પેદા થાય, પીડા થાય તથા કામસિદ્ધ થાય નહિ.

શનીની મહાદશામાં ચંદ્રની અંતરદશા ૧ વર્ષ,

૪ માસ, ૨૦ દિવસ રહે તેનું ફળ.

સ્ત્રીનો લાભ આપે, દુશ્મન સાથે જીત મળે, સુખ પ્રાપ્ત થાય, ધન ધાન્યનો વધારો થાય, કન્યાનો જન્મ આપે અને શરીરે સુખી રાખે.

શનીની મહાદશામાં મંગળની અંતરદશા ૮ માસ,

૨૬ દિવસ, ૪૦ ઘડી રહે તેનું ફળ.

દેશનો ત્યાગ કરવો પડે, વ્યાધિ થાય, રોગ તથા દુશ્મન પ્રાપ્ત થાય, ધન નાશ પામે અને ભય થાય.

શનીની મહાદશામાં બુધની અંતર્દશા વર્ષ ૧, માસ ૮
દિવસ ૨૬, ઘડી ૪૦ રહે તેનું ફળ.

સારૂં ભાગ્ય અને સુંદરપણું મળે, સુખ મળે, શત્રુ સાથે જીત આપે, દેવ, બ્રાહ્મણ ઉપર ભાકતભાવ વધે ભાઈઓ તરફથી સુખ મળે.

ગુરૂની મહાદશાનું ફળ.

રાજ્ય કુટુંબમાં માન મળે, નમ્રતા આપે, શોક જાય, સુખ તથા ધન મળે, રોગ તથા દુશ્મન નાશ થાય, સર્વે કામકાજની સિદ્ધ થાય અને શરીરે સુખ મળે.

ગુરૂની મહાદશામાં ગુરૂની અંતરદશા ૩ વર્ષ ૪ માસ
૩ દિવસ, ૨૦ ઘડી રહે તેનું ફળ.

સ્ત્રી, માન. પુત્રની વૃદ્ધિ કરે, ધન, ધર્મ અને વૈભવનો વધારો કરે, વસ્ત્ર તથા અલંકારનો વધારો થાય.

ગુરૂની મહાદશાદમાં રાહુના અંતરદશા ૨ વર્ષ,
૧ માસ, ૧૦ દિવસ, રહે તેનું ફળ.

શરીરે ગડગુમડની પીડા કરે, ધન, ધર્મ અને વૈભવનો વધારો થાય, રોગ તથા દુશ્મનની બીક રહે, કામકાજમાં અપજશ અને અપમાન મળે.

ગુરૂની મહાદશામાં શુક્રની અંતરદશા ૩ વર્ષ, ૮ માસ,
૧૦ દિવસ, રહે તેનું ફળ.

રોગ તથા દુશ્મન વધે, માનસિક ચિંતા કરે, ધનનો નાશ થાય, મોટો ભય થાય, સ્ત્રિ સાથે વિયોગ થાય, કોઇ કામની સિદ્ધી થાય નહિ.

ગુરૂની મહાદશામાં સુર્યની અંતરદશા ૧ વર્ષ,
૨૦ દિવસ રહે તેનું ફળ.

રોગ અને દુશ્મનનો નાશ થાય, જીત મળે, રાજ્ય તરફથી માન મળે, ક્રોધી અને મોટા અધિકારી માણસ સાથે મિત્રતા થાય.

ગુરૂની મહાદશામાં ચંદ્રની અંતરદશા ૨ વર્ષ, ૭ માસ,
૨૨ દિવસ રહે તેનું ફળ.

મોટા અધિકારીના સ્ત્રીથી સુખ મળે, વૈભવ અને ધનનું સુખ મળે, રોગ તથા દુશ્મન નાશ પામે, રાજ્ય તરફથી માન મળે, અને ભાગ્યનો વધારો થાય.

ગુરૂની મહાદશામાં મંગળની અંતરશા ૧ વર્ષ, ૪ માસ,
૨૬ દિવસ, ૪૦ ઘડી રહે તેનું ફળ.

રોગ તથા દુશ્મનનો નાશ થાય, સુખનો વધારો થાય, આરોગ્ય મળે, ધન તથા વૈભવમાં વધારો થાય.

**ગુરૂની મહાદશામાં બુધની અંતરદશા ૨ વર્ષ, ૩ માસ, ૨૬ દિવસ અને ૪૦ ઘડી રહે તેનું ફળ.**

ઘણી વિદ્યા અને જ્ઞાનનો વધારો થાય, કલાકૌશલ્યમાં વધારો થાય, ભાઇ અને મિત્રનો લાભ આપે, ગુરૂ, દેવ અને અગ્નિની ભક્તિ કરાવે અને ધન તથા કિર્તીમાં વધારો થાય.

**ગુરૂની મહાદશામાં શનીની અંતરદશા ૧ વર્ષ ૯ માસ ૩ દિવસ ૨૦ ઘડી રહે તેનું ફળ.**

મધ, તલ, ધન, ધાન્યનો નાશ કરે, વૈશ્યજાતની સ્ત્રી અથવા શુદ્ર જાતની સ્ત્રી તરફથી લાભ મળે અને ધર્મ સંબંધી કામ કરાવે.

**રાહુની મહાદશાનું ફળ.**

બુદ્ધિનો નાશ થાય તથા બુદ્ધિ સંભ્રમ થાય, સર્વે કામકાજમાં ફોગટ મહેનત કરાવે, શરીરે ઘાત થાય, પીડા થાય, ઝેર અથવા ઝેરી વસ્તુ તરફથી ભય ઉત્પન્ન થાય, અકસ્માત આફત આવે, ધન તથા ધાન્યનો નાશ થાય, સ્વજન અને મિત્રનો વિયોગ થાય.

**રાહુની મહાદશામાં રાહુની અંતરદશા ૧ વર્ષ ૪ માસ રહે તેનું ફળ.**

માનસિક ચિંતા અને મોટી નુકશાની થાય. કોઇ જાતનું વ્યસન પડે, મિત્રનો નાશ થાય, લોકમાં અપજશ મળે, ભાઇઓમાં વેર થાય.

**રાહુની મહાદશામાં શુક્રની અંતરદશા ૨ વર્ષ, ૪ માસ રહે તેનું ફળ.**

દેવ અને બ્રાહ્મણ ઉપર ભક્તિભાવ થાય, ધન, ધાન્ય અને મનોરથનો તથા વસ્ત્ર અને અલંકારનો લાભ મળે, કામકાજમાં સિદ્ધિ થાય અને પરાક્રમ તથા ઉદ્યોગની સિદ્ધિ થાય.

**રાહુની મહાદશામાં સુર્યની અંતરદશા ૮ માસ રહે તેનું ફળ.**

રોગ અને દુશ્મનનો ભય થાય, રાજ્ય તરફથી ભય રહે, ધન ધાન્યનો નાશ થાય, અગ્નિ તથા ચોરનો ભય ઉત્પન્ન થાય.

**રાહુની મહાદશામાં ચંદ્રની અંતરદશા ૧ વર્ષ ૮ માસ રહે તેનું ફળ.**

સ્ત્રીનો નાશ થાય, કલેશ થાય, ધન નાશ પામે, શત્રુથી ભય થાય, ભાઇઓ સાથે કલેશ થાય.

### રાહુની મહાદશામાં મંગળની અંતરદશા ૧૦ માસ ૨૦ દિવસ રહે તેનું ફળ.

ઝેર, શસ્ત્ર. અગ્નિ, અને ચોરનો ભય થાય, ધન અને કીર્તિનો નાશ થાય, રોગ થાય તેમ અપમાન મળે.

### રાહુની મહાદશામાં બુધની અંતરદશા વર્ષ ૧, ૧૦ માસ, ૨૦ દિવસ રહે તેનું ફળ.

મિત્રનો સમાગમ થાય, યશ, બુદ્ધિ અને ધનનો લાભ થાય, કોઇપણ જાતનું સુખ મળે નહિ અને માનસિક ચિંતા થાય.

### રાહુની મહાદશામાં શનીના અંતરદશા ૧ વર્ષ, ૧ માસ, ૧૦ દીવસ રહે તેનું ફળ.

વાત, પિત્ત અને કફની પીડા થાય, બીજા માણસ સાથે લડાઇ કે ટંટો ફીસાદ કરાવે. ધંધા રોજગારનો નાશ થાય, દેશભ્રષ્ટ થવાય ધન અને કીર્તિનો નાશ થાય, અને કોઇપણ કામની સિદ્ધિ થાય નહિ.

### રાહુની મહાદશામાં ગુરૂની અંતરદશા ૨ વર્ષ ૧ માસ ૧૦ દિવસ રહે તેનું ફળ.

રોગ અને શત્રુનો નાશ થાય, દેવ અને બ્રાહ્મણની ભક્તિ થાય, ધન ધાન્યનો વધારો થાય, મનોરથની સિદ્ધિ થાય અને કીર્તિ તથા સુખ મળે.

### શુક્રની મહાદશાનું ફળ.

મિત્ર અને સારા માણસની સોબતનો વધારો થાય, સ્ત્રી તરફથી સુખ મળે, વૈભવ વધે, ધન મેળવવાનાં સાધનો મળે, રાજ્ય તરફથી માન અને ધન મળે, પ્રાક્રમ અને ઉદ્યોગ વધે, સર્વ કામ સિદ્ધ થાય, લક્ષ્મી તથા જશ કાયમ રહે.

### શુક્રની મહાદશામાં શુક્રની અંતરદશા ૪ વર્ષ ૧ માસ રહે તેનું ફળ.

સુખ અને માન મળે, સંતાન વધે, ધન, ધાન્ય અને મનોરથની સિદ્ધિ થાય, વસ્ત્રાલંકારનો વધારો થાય, ધર્મ, વિદ્યા તથા જશ મળે

### શુક્રની મહાદશામાં સુર્યની અંતરદશા ૧ વર્ષ, ૨ માસ, રહે તેનું ફળ.

રોગ અને શત્રુનો ભય થાય અને તેનો નાશ કરાવે, માનસિક ચિંતાની સાથે ધન મળે, રાજ્ય તરફથી ધન તથા માન મળે અને મોટા અધિકારી સાથે સમાગમ થાય.

શુક્રની મહાદશામાં ચંદ્રની અંતરદશા ૨ વર્ષ, ૧૧ માસ રહે, દાંત અને નખોમાં પીડા, પિત્તનો કોપ થાય, વાઘ વિગેરેનો ભય, દુશ્મનથી જીત. સ્ત્રી પ્રસંગથી ધન લાભ થાય.

શુક્રની મહાદશામાં મંગળની અંતરદશા ૧ વર્ષ, ૬ માસને ૨૦ દિવસ રહે તેનું ફળ.

રોગ તથા દુશ્મનનો નાશ થાય, ધન તથા કિર્તીનો વધારો થાય સુખ તથા વૈભવ અને આરોગ્ય મળે.

શુક્રની મહાદશામાં બુધની અંતરદશા ૩ વરસ ૩ માસ અને ૨૦ દિવસ રહે તેનુ ફળ.

શરીરે પીડા થાય, કામકાજમાં આળસ વધારે, માનસિક ચિંતા કરાવે અને ધનની ફીકર થાય.

શુક્રની મહાદશામાં શનીની અંતરદશા ૧ વર્ષ ૧૧ માસ અને ૧૦ દિવસ રહે તેનું ફળ.

વૃદ્ધ સ્ત્રી સાથે સમાગમ થાય, કોઇ વસ્તુ, ધન અને સુખનો વધારો થાય, રોગ અને દુશ્મનનો નાશ થાય, કામકાજની સિદ્ધિ થાય, અને ધારેલો મનસુબો પુરો થાય.

શુક્રની મહાદશામાં ગુરૂની અંતરદશા ૩ વર્ષ ૮ માસ ૧૦ દિવસ રહે તેનું ફળ.

ધન, ધાન્ય વૈભવ અને સુખ આપે, ધર્મ અને જ્ઞાન વધે, પ્રજામાં તેમજ અધિકારમાં આગેવાની કરે, પણ માનસિક ચિંતા કરાવે તેમ દુશ્મનનો ભય રહે.

શુક્રની મહાદશામાં રાહુની અંતરદશા ૨ વર્ષ, ૪ માસ રહે તેનું ફળ.

મિત્રની સાથે વેર થાય, ધનનો નાશ થાય, ભાઇઓમાં લડાઇ થાય, અકસ્માત ભય અને શરીરે પીડા થાય.

## જન્મ કુંડળીમાં પડેલા ગ્રહોનું ફળ તે ગ્રહની મહાદશામાં મળે છે.

જન્મકુંડળીના ગ્રહો જે જે શુભ તથા અશુભ ફળ આપવાના હોય તે તે ફળ તે તે ગ્રહની મહાદશામાં અને તેની અંતરદશામાં આપે છે. તે ગ્રહની મહાદશા ન આવવાની હોય તો તે ગ્રહના મિત્ર ગ્રહની મહાદશામાં અને તેની અંતરદશામાં તે તે ફળ મળે છે.



## પ્રકરણ ૧૪ મું.

### મહુરતો જોવાની રીત.

ગમે તે મહુરત જોતી વખતે નિચેની સુચના લક્ષમાં રાખવી.

જે નક્ષત્રમાં જે શુભ કામ કરવા ઉપર કહ્યું છે તે નક્ષત્રમાં તે કામ કરવાં પણ જે તિથીની વૃદ્ધિ હોય તે તિથી, જે તિથીનો ક્ષય હોય તે તિથી, પરિઘયોગની પહેલી ૩૦ ઘડી, વિષ્ટી, વૈધૃત, વ્યતિપાત, અંધારી તેરશથી પડવા સુધીના ચાર દિવસ, તેમજ રાતના બાર વાગતાં પહેલાંની અને પછી ની દશ પળ, માબાપની સંવત્સરીનો દિવસ, માને અટકાવ આવ્યો હોય તો તેના ૪ દિવસ, પહેલા ખોળાના દીકરા દિકરીના વિવાહ વિગેરેમાં—તેમના જન્મકાળના માસ, દિવસ, અને નક્ષત્ર, જેઠ મહિનો, અધિકમાસ, ક્ષયમાસ, વિષ્કુંભયોગની પ્રથમની ૩ ઘડી, વ્યાઘાતયોગની પ્રથમની ૯ ઘડી, શુળયોગની પહેલી પાંચ ઘડી, વજ્રયોગની પ્રથમની ૯ ઘડી, ગંડયોગની પ્રથમની ૬ ઘડી, અતિગંડયોગની પ્રથમની ૬ ઘડી તથા તેની રાશીનો ઘાતચંદ્રમા, તથા ૪ થો ૮ મો અને ૧૨ મો ચંદ્રમા, મૃત્યુયોગ, યમઘંટયોગ, ગુરૂ શુક્રનો અસ્ત, જન્મનું (વૃદ્ધ) સુતક, મરણનું સુતક, અને સિંહુસ્થ વર્ષ એટલી બાબતો શુભ કામમાં લેવી નહિ.

સીમન્ત જેવી બાબતોમાં સિંહસ્થ વર્ષમાં, ગુરૂ, શુક્રના અસ્તમાં, તથા અધિકમાસ અને ક્ષય માસમાં પણ છુટ છે.

વળી સુર્ય કે ચંદ્રનું પા ભાગનું ગ્રહણ થયું હોય તો તે પહેલાંનો દોઢ દિવસ તથા તે પછીના ૩ દિવસ, જો અર્ધો ભાગ ઘેરાયો

હોય તો પહેલાંના બે દિવસ અને પછીના ચાર દિવસ, પોણો ભાગ ઘેરાયો હોય તો પહેલાંના ૩ દિવસ અને પછીના ૭ દિવસ, પુરો ઘેરાયો હોય એટલે ખગ્રાસ હોય તો તે પહેલાંના ચાર દિવસ અને પછીના આઠ દિવસ લગ્ન વિગેરે શુભ કામમાં છોડી દેવા.

## મહુરત શોધી કહાડવાની સમજુતી.

આ પ્રકરણમાં દરેક મહુરત જોવામાં તે કામ કરવાને માટે, કયો માસ, કઇ તિથી, કયો વાર, કયું નક્ષત્ર, કયો યોગ કે કરણ, કે કયું લગ્ન, શુભ કે અશુભ છે તે બતાવ્યું છે. તો તે કામ ક્યારે કરવું તેને માટે તે કામ કરવાનો દિવસ, નક્ષત્ર, વાર વિગેરે તમામ જે દિવસે શુભ આવતું હોય તે દિવસે તે કામ કરવું; જેમકે વસ્ત્ર પહેરવા માટે હસ્ત વિગેરે નક્ષત્રો શુભ છે, રવી, બુધ વીગેરે વાર શુભ છે, તો જે રવી કે બુધવારે હસ્ત કે ચિત્રા વિગેરે બતાવેલાં શુભ નક્ષત્રો આવતાં હોય તે વારે વસ્ત્ર પહેરવાં ઉત્તમ છે. આ રીતે કોઇ પણ મહુરત માટે તે મહુરતને માટે બતાવેલો દહાડો, વાર, નક્ષત્ર, વિગેરે તમામ યોગ જે દિવસે એકઠા આવતા હોય અને તેમાં અશુભ, વાર કે નક્ષત્ર ન હોય તે દિવસ તે કામને માટે નક્કી કરવો.

## નવાં વસ્ત્ર પહેરવાનું મહુરત.

હસ્ત, ચિત્રા, સ્વાતિ, વિશાખા, અનુરાધા, અશ્વની, ધનિષ્ટા, રેવતીનક્ષત્રમાં; અને ગુરૂ, શુક્ર અને બુધ આ વારોમાં સ્ત્રીએ નવાં વસ્ત્ર પહેરવાં.

મીન, કન્યા, મિથુન અને વૃષભ લગ્નમાં, રેવતી, પુનર્વસુ, પુષ્ય, રોહિણી, ઉત્તરાફાલ્ગુણી, ઉત્તરાષાઢા, અને ઉત્તરાભાદ્રપદ આ નક્ષત્રોમાં તથા સારા વારમાં પુરૂષે નવાં વસ્ત્ર પહેરવાં.

રવીવારે નવું વસ્ત્ર પહેરે તો ધન મળે, સોમે પહેરે તો રૂણ થાય, મંગળે પહેરે તો કલેશ થાય, બુધે પહેરે તો બહુ વસ્ત્ર મળે, ગુરૂવારે પહેરે તો વિદ્યા તથા સંપત્તિ મળે, શુક્રવારે પહેરે તો નાના પ્રકારના ભોગ મળે અને શનીવારે પહેરે તો શોક થાય, ચોથ, નોમ, ચૌદસ અને અમાસને દિવસે નવાં વસ્ત્ર ન પહેરવાં.

## હજામત કરાવવાનું મહુરત.

રવીવારે હજામત કરાવે તો આયુષ્યમાંથી ૧ માસ ઓછો થાય, મંગળવારે કરાવે તો ૮ માસ આયુષ્ય ઓછું થાય, શનીવારે કરાવે તો ૭ માસ આયુષ્ય ઓછું થાય, પણ સોમે કરાવે તો ૭ માસ

આયુષ્ય વધે, બુધે કરાવે તો ૫ માસ આયુષ્ય વધે, ગુરૂએ કરાવે તો ૧૦ માસ આયુષ્ય વધે અને શુક્રવારે હજામત કરાવે તો ૧૧ માસ આયુષ્ય વધે.

પુષ્ય, અશ્વની, રેવતી, મૃગશર, જેષ્ઠા, હસ્ત, ચિત્રા, સ્વાતિ પુનર્વસુ, શ્રવણ, ધનિષ્ટા, શતતારકા એ નક્ષત્રોમાં તથા મંગળ અને શનિ સિવાયના તમામ વારમાં હજામત કરાવી શકાય.

ભદ્રા, પુનમ, અમાસ, ચોથ, નોમ, ચૌદશ, વૃત્તનો દીવસ, આઠમ, પડવો, શ્રાદ્ધનો દિવસ, છઠ, રાત્રે, સંધ્યાકાળે, વ્યતિપાતાદિ-દુષ્ટયોગમાં, મંગળ, રવી, શની એ વારોમાં તથા કુંભ, કર્ક, કન્યા, ધન એ ચાર રાશીના સુયમાં, જન્મ નક્ષત્ર, જન્મ માસ, ભોજન કર્યા પછી, સ્ત્રી રજસ્વાળા હોય તે દિવસે હજામત કરાવવી નહિ.

### માથે તેલ ઘાલવાનું મહુરત.

રવિવારે માથે તેલ ઘાલે તો સંતાપ થાય, સોમે તેલનું મર્દન કરે તો કાંતિપ્રદ થાય, બુધે તેલ ઘાલે તો લક્ષ્મીપ્રદ, શનિએ તેલ ઘાલે તો સંપત્તિ પ્રાપ્ત થાય, અને મંગળે તેલ ઘાલે તો મૃત્યુપ્રદ, ગુરૂએ તેલ ઘાલવાથી વિત્તનાશ થાય અને શુક્રે ઘાલે તો વિપત્તિ કર્ત્તા થાય.

### સુવર્ણ, મોતી, જરીયાન વીગેરે ધારણ કરવાનું મહુરત.

અશ્વની, રેવતી, ધનિષ્ટા, હસ્ત, ચિત્રા, સ્વાતિ, વિશાખા તથા અનુરાધા એ નક્ષત્રોમાં; રવી, મંગળ, ગુરૂ, શુક્ર, તથા સોમ એ વારોમાં, સુવર્ણાદિ અલંકારો ધારણ કરવાં શુભકારક છે.

### જમીન લેવા આપવાનું મહુરત.

ગુરૂ તથા શુક્રવારમાં, નંદા તથા પુર્ણાતિથીઓમાં મૃગશર, ત્રણ પૂર્વા, મૂળ, અશ્લેષા, મઘા, રેવતિ, વિશાખા, અનુરાધા તથા પુનર્વસુ એ નક્ષત્રોમાં જમીન ખરીદ કરવી કે વેચવી સારી છે.

### કડીઆ સુતારના કામનો આરંભ કરવાનું મહુરત.

હસ્ત, ચિત્રા, સ્વાતિ, વિશાખા, અનુરાધા, જેષ્ટા, અશ્વનિ, પુષ્ય, રેવતી, શ્રવણ, ધનિષ્ટા, શતતારકા, પુનર્વસુ રોહિણી તથા મૃગશર એ નક્ષત્રોમાં શુભ વાર જોઇ સુતાર તથા કડીઆએ પોતાના કામનો આરંભ કરવો જોઇએ.

### દેવની પ્રતિષ્ટા કરવાનું મહુરત.

મહા, ફાગણ, ચૈત્ર, વૈશાખ, અને જેઠ એ પાંચ માસ પૈકી

ગમે તે એક માસમાં, શુકલ પક્ષમાં. પાંચમ, દશમ, પૂનમ, ત્રીજ, આઠમ, અને તેરસ પૈકી ગમે તે તિથીમાં, સોમ, બુધ, ગુરૂ અને શુક્ર એ પૈકી ગમે તે વારમાં, વરખ, સિંહ, કુંભ અને વૃશ્ચિક એ પૈકીના ગમે તે લગ્નમાં; રાહિણી, પુષ્ય, ઉત્તરાષાઢા, ઉત્તરાભાદ્રપદ ઉત્તરાફાલ્ગુની, મૃગશિર, પુનર્વસુ, હસ્ત, ધનિષ્ટા. મૂળ, અનુરાધા, રેવતી, અશ્વિની, અને સ્વાતિ એ નક્ષત્રો પૈકી ગમે તે નક્ષત્રમાં; બ્રહસ્પતિના બળમાં, ઉત્તરાયનમાં દેવની પ્રતિષ્ટા કરવી શુભદાયક છે. કાર્ત્તિક ને ભાદ્રપદમાં પ્રતિષ્ટા થાય જ નહિ, વદ પાંચમ સુધી શુભ છે. શિવલીંગના સ્થાપન માટે ચૌદસ ઉત્તમ, દેવિ પ્રતિષ્ટામાં નોમ શુભ છે. વિષ્ણુની પ્રતિષ્ટામાં આઠમ ને પુનમ શુભ છે. શીવલીંગની સ્થાપનામાં છઠ વર્જ્ય છે.

## ગાય વેચવા લેવાનું મહુરત.

પાંચમ, દશમ, પુનમ, ત્રીજ, આઠમ અને તેરસ એ તિથિઓ પૈકી ગમે તે તિથીમાં, ગુરૂ અને શુક્રવાર પૈકી ગમે તે વારમાં અને શતભિષા, ધનિષ્ટા, જ્યેષ્ટા, વિશાખા, પુનર્વસુ, રેવતી, પુષ્ય, હસ્ત અને અશ્વનિ પૈકી ગમે તે નક્ષત્રમાં ગાય વેચવી અથવા લેવી શુભદાયક છે.

## કુવા તથા વાવ ખોદાવવાનું મુહુર્ત.

માગશર, પોષ, મહા, વૈશાખ અને અશાડ પૈકી કોઇ પણ માસમાં, રવી, સોમ, બુધ, ગુરુ અને શુક્ર એ પૈકીના કોઇ પણ વારમાં, પડવો, બીજ, ત્રીજ, છઠ, સાતમ આઠમ, અગીઆરસ, બારસ અને તેરસ પૈકીની કોઇ પણ તિથિમાં; મઘા, હસ્ત, શતભિષા, અનુરાધા, ઉત્તરાભાદ્રપદ, ઉત્તરાફાલ્ગુની, ઉત્તરાષાઢા, ભાદ્રપદ અને રાહિણી એ પૈકીના કોઇ પણ નક્ષત્રમાં કુવા, કે વાવ ખોદાવવી ઉત્તમ છે.

## રાજ્યાભિષેકનું મહુરત.

રવી, સોમ, બુધ, ગુરુ અને શુક્ર એ પૈકીના વારમાં; અશ્વનિ, રાહિણી, પુષ્ય, ઉત્તરાષાઢા, ઉત્તરાફાલ્ગુણી, ઉત્તરાભાદ્રપદ, જ્યેષ્ટા મૂળ. પુનર્વસુ, અનુરાધા, શ્રવણ અને મૃગશિર એ નક્ષત્રોમાં રાજાને દિવ્ય પટ્ટાભિષેક કરવો યા રાજ્યગાદી ઉપર બેસાડવાથી લાભપ્રદ છે.

## વાહનપર સ્વારી કરવાનું મહુરત.

સોમ, બુધ, ગુરૂ, અને શુક્ર એ વારોમાં; અશ્વનિ, હસ્ત,

ચિત્રા, સ્વાતિ, શ્રવણ, ધનિષ્ટા, શતભિષા, પુનર્વસુ, પુષ્ય અને રેવતી પૈકીના કોઇ પણ નક્ષત્રમાં હાથી, કે ઘોડા ઉપર, કે રથમાં પહેલ વહેલી સ્વારી કરવી ઉત્તમ છે.

યાત્રાએ જવાનુ મહુરત

બીજ, પાંચમ, સાતમ, દશમ, બારસ, અને પુનમના રોજ યાત્રાએ જવું એ ઘણુંજ શ્રેષ્ટ છે. પડવો, ત્રીજ, છઠ, આઠમ, એકાદશી અને તેરશના રોજ યાત્રાએ જવું એ મધ્યમ છે અને બાકીની તિથીઓમાં યાત્રાએ જવું સારૂં નથી. બુધ, ગુરૂ અને શુક્રવારના રોજ; તેમજ અશ્વની, હસ્ત, ચિત્રા, સ્વાતિ, શ્રાવણ પુનર્વસુ, પુષ્ય, રોહીણી, મૃગશીર, ઉત્તરાષાઢા, ઉત્તરાફાલ્ગુની, ઉત્તરાભાદ્રપદ, અભિજીત અને રેવતી નક્ષત્રમાં યાત્રાએ જવું સારૂં છે.

હળ લઇ ખેડવા જવાનું મહુરત.

પડવો, બીજ, ત્રીજ, બારસ, પાંચમ અને દશમ એ તિથિઓ અભિજીત, વિશાખા, મૂળ, રોહિણી, મૃગશીર, રેવતી, ચિત્રા, અનુરાધા, શ્રવણ, ધનિષ્ટા, શતતારકા, પુનર્વસુ, સ્વાતિ, ઉત્તરાષાઢા, ઉત્તરા ફાલ્ગુની, ઉત્તરાભાદ્રપદ અને કૃતિકા એ નક્ષત્રોમાં અને સર્વ મહિનાઓમાં હળ લઇ ખેડવા જવાનો આરંભ કરવો શુભકારક છે.

બીયાવું વાવવાનું મહુરત.

મૂળ, મઘા મૃગશીર, રેવતી, ચિત્રા અનુરાધા, ઉત્તરાષાઢા, ઉત્તરાફાલ્ગુની, ઉત્તરાભાદ્રપદ, રોહિણી, ધનિષ્ટા, સ્વાતિ, હસ્ત, અશ્વિની, પુષ્ય, અભિજીત, પુનર્વસુ અને અશ્લેષા એ નક્ષત્રમાં; ગુરૂ, શુક્ર, અને શનિ એ વારોમાં અને પાંચમ, દશમ, પુનમ, ત્રીજ આઠમ અને તેરસ એ તિથીયોમાં અનેક પ્રકારનાં બીજનું વાવેતર કરવું સારૂં છે.

ગાડી કે ગાડાને પ્રથમ જોડવાનું મહુરત.

પુનર્વસુ, હસ્ત, અશ્વિની, પુષ્ય, અભિજીત, મૃગશિર, રેવતી ચિત્રા, અને અનુરાધા એ નક્ષત્રોમાં, શુક્ર, ગુરૂ, અને રવી એ વારો. પાંચમ, દશમ, પુનમ, ત્રીજ, આઠમ અને તેરસ એ તિથીયોમાં ગાડી પાલખી કે વહાણ ચાલુ કરવું એ ઉત્તમ છે.

મંત્રની સાધનાનું મહુરત.

આસો, કાર્તિક, માગશર પોષ, મહા, ફાગણ, વૈશાખ અને શ્રાવણ એ મહિનાઓમાં; બીજ, સાતમ, બારસ, પાંચમ, દશમ, પુનમ,

અને તેરસ એ તિથીઓમા રવી; શુક્ર, બુધ, ને ગુરૂ, એ વારોમાં —રોહિણી, ઉત્તરાષાઢા, ઉત્તરાભાદ્રપદ, જ્યેષ્ટા, આરદ્રા, સ્વાતિ, પુષ્પ વિશાખા, અશ્વિની અને શ્રવણ એ નક્ષત્રોમાં—ચંદ્રમાના બળમાં સુંદર લગ્નમાં મંત્રનો આરંભ કરવો ફળદાયક છે.

### લેણદેણનો વેહેપાર કરવાનુ મહુરત

સ્વાતિ, અશ્વનિ, મૃગશીર, અનુરાધા, ચિત્રા, હસ્ત અને કૃતિકા એ નક્ષત્રોમાં; ને સોમ, બુધ, ગુરૂ, અને શુક્ર એ વારમાં; બીજ, સાતમ, ને બારસ, ત્રીજ, આઠમ, તેરસ, પાંચમ, દશમ, પુનમ, પડવો છઠ અને અગીઆરસ એ તિથીયોમાં વ્યાજને માટે પૈસા ધીરવાનો વેપાર કરવો ઉત્તમ છે,

### દ્રવ્યનો સંચય કરવાનું મહુરત

મઘા, મળ, ત્રણે પૂર્વા, સ્વાતિ, વિશાખા, ભરણી અને અશ્લેષા એ નક્ષત્રોમાં; મંગળ ને રવિવારે; પાંચમ, દશમ, પુનમ, પડવો, છઠ અને એકાદશી એ તિથીઓમાં અને કુંભ, વૃશ્ચિક તથા સિંહ લગ્નમાં દ્રવ્યને દાટવું તથા કાઢવું એ ઉત્તમ છે.

### બગીચો કરવાનુ મહુરત.

જ્યેષ્ઠા, અનુરાધા, મૃગશિર, પુષ્પ, હસ્ત, અશ્વની અને રેવતી એ નક્ષત્રોમાં, સોમ, અને ગુરૂવારે મૃત્યુયોગ અને સર્વ પ્રકારની વિષ્ટીનો ત્યાગ કરીને બગીચા આદિ કરવાં ઉત્તમ છે.

### હથિઆર ધારણ કરવાનું મહુરત

પુષ્પ, પુનર્વસુ, રોહીણી, જ્યેષ્ટા, ત્રણ ઉત્તરા, રેવતી, સ્વાતિ, અશ્વની, વિશાખા, અનુરાધા. અને મૃગશીર એ નક્ષત્રોમાં; રવી, ગુરૂ અને શુક્ર એ વારે કુંભ, કર્ક, વૃષભ, મકર, અને સિંહ એ લગ્નોમાં. શુભ ગ્રહોએ દેખેલા ચંદ્રમામાં, કવચ, બાણ વજ્ર, ભાલા અને છરી વિગેરે હથિયારો ધારણ કરવામાં શુભ છે.

### ઓષડ ખાવાનું મહુરત.

રેવતી, અશ્વની, પુનર્વસુ, હસ્ત, ચિત્રા, સ્વાતિ, શ્રવણ. ધનીષ્ટા, શતભિષા. અનુરાધા, મૂળ અને મૃગશિર્ષ એ નક્ષત્રોમાં દવા લેવાથી રોગ જલ્દી મટે છે.

### વેપાર કરવાનું મહુરત.

અનુરાધા, ત્રણઉત્તરા, પુષ્પ, રેવતી. રોહીણી, મૃગશીર્ષ, હસ્ત, ચિત્રા અને અશ્વની નક્ષત્રોમાં શુભ દીવસે વેપાર કરવો.

સોમ, શુક્ર અને ગુરૂવારને દિવસે, સ્વાતિ, શ્રવણ, આશ્લેષા અને ઉપરના નક્ષત્રોમાં માલ લેવો તથા વેચવો.

### ગાય ભેંસના પ્રસુતિકાનું ફળ.

મહા મહિનામાં બુધવારે વાયેલી ભેંસ, શ્રાવણ માસ અને રવિવારને દિવસે વાયેલી ઘોડી, સિંહના સૂર્યમાં અને મંગળવારે વાયેલી ગાય એ ત્રણે સ્વામીનું મરણ કરે છે.

### નવા ઘરમાં પ્રવેશ કરવાનું મહુરત.

ચૈત્ર, વૈશાખ માગશર, પોસ, મહા અને ફાગણમાં, ધનિષ્ટા શતભિષા, ત્રણ ઉત્તરા અને રોહીણી એ નક્ષત્રમાં ગુરૂ, બુધ, શુક્ર અને સુર્ય એ વારે નવા ઘરમાં પ્રવેશ કરવો શુભ છે.

### મહેલ બનાવવાનું મહુરત.

માગશર, વૈશાખ, પોષ અને મહા એ શુભ મહિનાઓમાં;

આર્દ્રા. શ્રવણ, પુષ્ય, રોહિણી, ત્રણ ઉત્તરા, શતભીષા અને ધનિષ્ટા એ નક્ષત્રોમાં પડવો, છઠ, એકાદશી, પાંચમ, દશમ, પુનમ; ત્રીજ, આઠમ અને તેરસ એ તિથિયોમાં શુક્ર, બુધ, સોમ એ વારમાં વૃષ, સિંહ, કુંભ એ લગ્નોમાં. બળવાન ચંન્દ્રમામાં અને વિષ્ટિ તથા પાત યોગનો ત્યાગ કરી તોરણ, ધ્વજા તથા મહેલ બનાવવા શુભ છે.

### પશુ લેવા તથા વેચવાનું મહુરત.

ચિત્રા, ત્રણ ઉત્તરા, શ્રવણ, અને રોહિણી નક્ષત્રોમાં તથા ચાદશ અમાસનો દિવસ અને સવારથી સાંજ સુધી અને આઠમ આ તીથીઓમાં પશુઓને પોતાના ઘેરથી વેચવાં નહિ તેમ લેવાં નહિ.

### વાસ્તુનું મહુરત.

૧ ખાત ( પાયો ખોદવાનું ) મુહુર્ત:-વૈશાખ, શ્રાવણ, માગશર, પોષ અને ફાગણ એ મહિનાઓમાં, બન્ને પક્ષોમાં, રિક્તા ( ૪।૯।૧૪ ) અને કૃષ્ણપક્ષની ૧૩-૧૪-૩૦ તથા શુક્લ પક્ષની ૧ એ તિથિઓ તજી બાકીની તિથીઓમાં રવિ અને મંગળ વિનાના વારોમાં, રોહિણી, મૃગશિર, પુષ્ય, ૩ ઉત્તરા, હસ્ત, ચિત્રા, સ્વાતિ, અનુરાધા, શતભિષા. ધનિષ્ઠા, રેવતિ એ નક્ષત્રોમાં, વ્યતિપાત અને વૈધૃતિ વિનાના યોગોમાં, વૃષભ, સિંહ, વૃશ્ચિક અને કુંભ લગ્નમાં તેમજ ૧-૪-૭-૮-૧૦ માં પાપગ્રહ નહોતાં અને રવિ તથા મંગળનો નવાંશ ન હોતાં ખાત મુહુર્ત ઉત્તમ છે.

પૃથ્વી બેઠી છે કે સુતી છે તે જોવાની રીતઃ—શુદ એકમથી તિથિ, રવીવારથી વાર અને અશ્વિનીથી નક્ષત્ર ગણી ત્રણેનો સરવાળો કરી ચારે ભાગતાં જો ૧ શેષ રહે તો ઉભી, બે રહે તો બેઠી, ત્રણ રહે તો સુતી અને શૂન્યે જાગતી જાણવી. તેનું ફળ એમ છે કે જો ઉભી હોય તો લડાઇનો આરંભ કરનાર જીતે, બેઠી હોય ને જો ઘરનો આરંભ કર્યો હોય તો શુભ થાય, સુતી હોય તો કુવો ખણાવતાં સારૂં પાણી નીકળે અને જાગતી હોય તો મસાણ કરે. માટે ઘરના આરંભમાં પૃથ્વી બેઠી લેવી.

વાસ્તુ ( મહારંભથી પ્રવેશ સુધી ) માં ત્રણ ચક્ર લેવાય છે. તેમાં આરંભમાં ( ખાતમાં ) વૃષભ ચક્ર, સ્તંભ મુહુર્તમાં કુર્મચક્ર, અને પ્રવેશમાં કળશચક્ર લેવાય છે. માટે આ ખાતમુહુર્તમાં વૃષભચક્ર જોવાની રીતઃ—

સૂર્ય નક્ષત્રથી મુહૂર્તના દિવસના નક્ષત્ર સુધી સાભિજિત નક્ષત્ર ગણવાં. તેમાં તે (મુહૂર્તના) દીવસે જેટલામું નક્ષત્ર હોય ત્યાં સુધીનું ફળઃ—પહેલા ૭ અશુભ. પછી ૧૧ શુભ, પછી ૧૦ અશુભ.

બીજી રીતે નિરભિજીત્ ગણવાથી પહેલા ૩ શુભ, પછી ૪ અશુભ, પછી ૭ શુભ, પછી ૬ અશુભ. પછી ર શુભ, પછી ૫ અશુભ.

ખાત ચક્ર.

| | વિવાહમાં માણેકસ્તંભ રોપવામાં | દેવાલયના ખાતમાં | ઘરના ખાતમાં | જળાશય (તળાવ કે વાવડી) ના ખાતમાં | ખાતના આરંભ કરવાની દિશાઓ |
|---|---|---|---|---|---|
| સૂર્ય | ૨—૩—૪ | ૧૨—૧—૨ | ૫—૬—૭ | ૧૦—૧૧—૧૨ | અગ્નિ ખુણે |
| સૂર્ય | ૧૧—૧૨—૧ | ૯—૧૦—૧૧ | ૨—૩—૪ | ૭—૮—૯ | નૈરૂત્ય ખુણે |
| સૂર્ય | ૮—૯—૧૦ | ૬—૭—૮ | ૧૧-૧૨-૧ | ૪—૫—૬ | વાયવ્ય ખુણે |
| સૂર્ય | ૫—૬—૭ | ૩—૪—૫ | ૮—૯—૧૦ | ૧—૨—૩ | ઇશાન ખુણે |

૨ શિલાન્યાસ ( પ્રથમ શિલા (ઇંટ) સ્થાપન ) મુહુર્તઃ—ખાત મુહૂર્તમાં કહેલા મહિના, પક્ષ, તિથિ, અને વારના દિવસે, શ્રવણ, મૃગશર, રેવતી, હસ્ત, રોહિણી, પુષ્ય અશ્વની અને ૩ ઉત્તરા એ નક્ષત્રોમાં મુખ્ય શિલાનું (ઇંટનું પૂજન કરી તે ખોદેલી જગ્યાના અગ્નિ ખૂણામાં સ્થાપવી અને બીજી શિલાઓ (ઇંટો) તેની ચોમેર મૂકવી.

૩ સ્તંભ (થાંભલા ખોદવાના) મુહુર્તમાંઃ—ઉપર (ખાત મુહુર્તનાં ) જણાવેલા માસાદિ પંચાંગ શુદ્ધિના દિવસે સાભિજિત સૂર્યના નક્ષત્રથી મુહુર્તના દિવસ સુધીના ગણતાં સ્તંભ ચક્રમાં ૨ નક્ષત્ર સ્તંભના મૂળના હોતાં ધનક્ષય, ૨૦ મધ્યના હોતાં સુખ, ૬ અગ્રભાગના હોતાં મરણ એવું ફળ હોવાથી મધ્ય ભાગના ૨૦ નક્ષત્રોમાં સ્તંભની પૂજા કરી, પહેલો સ્તંભ અગ્નિખૂણે રોપી પછી બીજા રોપવા.

કુર્મચક્ર જોવાની રીતઃ—જે દિવસે સ્તંભ રોપવો હોય તે દિવસની તિથિને ૫ વડે ગુણવી અને કૃતિકાથી તે દિવસના નક્ષત્ર સુધીના આંક જોડવા અને ૧૨ બીજા જોડવા. પછી ૯ થી ભાગતાં શેષ ૪—૭—૧ રહે તો કૂર્મ જલમાં છે તેનું ફળ લાભ; શેષ ૫-૨-૮ રહે તો સ્થળમાં છે તેનું ફળ હાનિ. અને શેષ ૩—૬—૯ રહે તો કૂર્મ આકાશમાં છે તેનું ફળ મરણ, એમ ત્રણ પ્રકારે કૂર્મ ફળ જોઈ શુભ ફળ આવતાં મુહુર્ત આપવું.

મોભ મૂકવાનું મુહુર્તઃ-સૂર્ય નક્ષત્ર થકી નિરભિજિત મુહુર્તના દિવસ નક્ષત્ર સુધી ગણવા. તેમાં પહેલા ૩ મુળના-ફળ મૃત્યુ, પછી ૫ ગર્ભના—ફળ સુખ, પછી ૮ મધ્યના-ફળ સુખ, પછી ૮ પુચ્છના ફળ હાનિ, પછી ૩. આગળના ફળ સુખ એમાં જે ખરાબ ફળની અંદર નક્ષત્ર આવે તે દિવસ તજી જે દિવસે સારા ફળનું નક્ષત્ર આવે. તે દિવસે પંચાંગમાં શુદ્ધ જોઇ મોભ મુહુર્ત કરવું.

દ્વાર—બારણું મુકવાનું મુહુર્તઃ—સૂર્ય નક્ષત્રથી મુહુર્તના દિવસ નક્ષત્ર સુધી નિરભિજિત ગણતાં પહેલાં ૪ નક્ષત્ર ઉપર શુભ પછી ૮ ખુણા (બાજુ) ના અશુભ, પછી ૮ સાખોના લક્ષ્મી પ્રાપ્તિ પછી ૪ નીચેના મરણ, અને પછી ૩ વચ (મધ્ય) ના રાજ્ય એ પ્રમાણે સારા ફળના નક્ષત્રના દિવસે પંચાંગ શુદ્ધિ જોઇ દ્વાર મુહુર્ત આપવું,

### વાસ્તુનું (ગૃહ પ્રવેશ) મુહુર્તઃ—

વૈશાખ, પોષ, ફાલ્ગુન, શ્રવણ અને માર્ગશીર્ષ, નારદના મતથી માઘ, કાર્તિક અને જ્યેષ્ટ. કોઇકના મતમાં રાત્રિએ પણ જો લગ્નશુદ્ધિ આવે તો ગ્રહપ્રવેશ કરવો. અપૂર્વ (નવા) ઘરમાં અનુરાધા રેવતી, મૃગશર, ચિત્રા, સ્વાતિ, શતભીષા હસ્ત, પુષ્ય ધનિષ્ટા. રોહીણી ને ૩ ઉત્તરા એ નક્ષત્રો શુભ,

અપુર્વ (યાત્રા કરી ઘરમાં પ્રવેશ કરવો તે) ગૃહ પ્રવેશઃ— રેવતી—ઉત્તરા—અનુરાધા—રેવતી—મૃગશર—ચિત્રા. એ નક્ષત્રો શુભ.

અગ્નિ વિગેરેથી નાશ થએલા ફરી બનાવેલા ઘરમાં પ્રવેશ કરવો હોય તો શ્રવણ, મૂળ, અશ્વિની અને આરંભ (ખાત)માં કહેલાં નક્ષત્રો શુભ.

કલશ ચક્ર.—સૂર્ય નક્ષત્રથી પ્રવેશ દિવસના નક્ષત્ર સુધી ગણતાં ૧-૨-૩-૪-૫-૧૪-૧૫-૧૬-૧૭-૧૮-૧૯-૨૦-૨૧. એટલાં નક્ષત્રો અશુભ અને ૨૨-૨૩-૨૪-૨૫-૨૬-૨૭ શુભ છે.

લગ્ન શુદ્ધિઃ—જન્મના લગ્ન અને રાશિથી ઉપચય સ્થાન (૩-૬-૧૦-૧૧) વાળી સ્થિર રાશિના લગ્નમાં લગ્નથી ૧-૪-૭-૧૦-૮ એ સ્થાન પાપગ્રહથી રહિત હોતાં બાકીની લગ્ન શુદ્ધિ સામાન્ય લગ્ન બલ પ્રમાણે શુદ્ધિ હોતાં ગ્રહપ્રવેશ શુભ થાય. રવી અને ભોમ તજીને વામાર્ક હોતાં ગ્રહપ્રવેશ કરવો,

વામાર્ક લક્ષણઃ—પૂર્વમુખ ઘરમાં લગ્નથી ૮-૯-૧૦-૧૧-૧૨. દક્ષિણ મુખ ઘરમાં લગ્નથી ૮-૯-૧૦-૧૧-૧૨. દક્ષિણ મુખ ઘરમાં ૫-૬-૭-૮-૯, પશ્ચિમ મુખ ઘરમાં ૨-૩-૪-૫-૬, અને ઉત્તર મુખ ઘરમાં-૧૧-૧૨-૧-૨-૩ એ સ્થાનોમાં સૂર્ય હોય ત્યારે પ્રવેશ કરવો શુભ છે.

અગ્નિ ચક્રઃ—મુહુર્તની તિથિમાં એક જોડી તે દિવસમાં રવી આદિ વાર જોડવો. એકયને ચારે ભાગ દેતાં શેષ ૦-૩ બચે તો અગ્નિનો પૃથ્વીપર વાસ છે, તે શુભ છે તેમાં અગ્નિસ્થાપન કરવું.

આહુતિચક્રઃ સૂર્યના નક્ષત્રથી નિરભિજિત મુહુર્તના નક્ષત્ર સુધી જેટલા નક્ષત્રો થાય તેમાં પહેલાં ૩ સૂર્યનાં, બીજા ત્રણ બુધનાં, ત્રીજાં ત્રણ શુક્રનાં, ચોથાં ત્રણ શનિનાં, પાંચમાં ત્રણ ચંદ્રનાં, છઠ્ઠાં ત્રણ મંગળનાં. સાતમાં ત્રણ ગુરૂના, આઠમાં ત્રણ રાહુનાં અને નવમાં ત્રણ કેતુનાં. એ જે ગ્રહનાં ત્રણ નક્ષત્રોમાં તે દિવસનું નક્ષત્ર આવે, તે ગ્રહના મુખમાં આહુતિ સમજવી. તેમાં પાપગ્રહના મુખમાં આહુતિ અશુભ, માટે જો જરૂર હોય તો તે ગ્રહની પૂજા કરી આહુતિનો આરંભ કરવો.

## પુનર્વિવાહ (નાતરૂ) કરવાનું મહુરત.

રવી, મંગળ, ગુરૂ એ વારોમાં, જેષ્ઠા, આર્દ્રા, પુનર્વસુ, આ-

શ્લેષા, કૃતિકા, શતભિષા, અશ્વિની, અને ધનિષ્ટા આ નક્ષત્રોમાં પુનર્લગ્ન કરવું શુભ છે.

## દત્તકપુત્ર લેવાનું મહુરત.

હસ્ત, ચિત્રા, સ્વાતિ, વિશાખા, અનુરાધા, અશ્વની, ધનિષ્ટા, અને પુષ્ય આ નક્ષત્રોમાં, રવી, મંગળ, ગુરૂ અને શુક્ર આ વારોમાં, ચોથ, નોમ અને ચૌદશ આ તિથીમાં વૃશ્ચિક અને કુંભ આ લગ્નો સિવાય સિંહ અને વૃષભ આ લગ્નોમાં દત્તકપુત્ર લેવાનું શુભ છે.

## વહુને ઘરમાં તેડી લાવવાનું મહુરત.

રવીવારે વહુ ઘરમાં આવે તો રોગ, મંગળવારે મૃત્યુ થાય, બુધવારે વિધવા થાય, અને ગુરૂ, શુક્ર, શની અને ચંદ્રવારે વહુ ઘરમાં આવે તો સર્વ કામની સિદ્ધી થાય.

વળી શ્રવણ, ત્રણ ઉત્તરા, હસ્ત, ચિત્રા, સ્વાતિ, રોહણી, મૃગશીર્ષ, મઘા, પુષ્ય, ધનીષ્ટા મૂળ, અનુરાધા અને અશ્વની નક્ષત્રોમાં તથા વૃષભ, સિંહ, વૃશ્ચિક અને કુંભ લગ્નમાં વહુને ઘરમાં તેડી લાવવાનું મહુરત સારૂં છે.

## રૂતુ પ્રાપ્ત થયેલી સ્ત્રીને સ્નાનનું મહુરત.

જેષ્ટા, અનુરાધા, હસ્ત, રોહિણી, સ્વાતિ, ધનીષ્ટા, અશ્વની, મૃગશીર્ષ, ત્રણ ઉત્તરા અને રેવતી. આ નક્ષત્રોમાં તથા શુભવાર તથા તિથીમાં રજોવતી સ્ત્રી સ્નાન કરે તો શીઘ્ર ગર્ભ ધારણ કરે.

## ગર્ભાધાન મુહુર્ત.

## સાધારણ લગ્નબળ.

મુહૂર્ત સમયે લગ્નથી ૧-૬-૮-૧૨ મા સ્થાનમાં ચંદ્ર અને અસ્તગ્રહના લગ્ન તથા નવાંશ, પાપ (રવી, મંગળ, શની, રાહુ, કેતુ.) ગ્રહ અને ચંદ્રયુક્ત લગ્ન તથા નવાંશ તથા પાપગ્રહનું નવાંશ, લગ્નથી ૮ મે કોઇ પણ ગ્રહ, જન્મ લગ્ન અને ચંદ્રની રાશિનું લગ્ન, જન્મ, લગ્ન અને રાશિના સ્વામિઓ લગ્નમાં ગયેલા એ સઘળું તજવું. સૌમ્ય ગ્રહો (બુધ, ગુરૂ, શુક્ર, અને પૂર્ણ ચંદ્ર) ૧-૪-૫-૭-૯-૧૦ સ્થાનમાં અને બાકીના (રવી, મંગળ, શની, રાહુ, કેતુ તથા ક્ષીણચંદ્ર) ૩-૬-૧૧ સ્થાનમાં શુભ છે.

## ગર્ભાધાન સંસ્કાર મુહુર્ત.

પુત્ર પ્રાપ્તિની ઇચ્છાવાળાઓએ રજોદર્શન થયા પછી પહેલી ચાર રાત્રી, માતાપિતાના શ્રાદ્ધનો દિવસ અને તેના પ્રથમનો દિવસ

તિથી અને નક્ષત્ર વિગેરેનો સંધિ, મૂળ, રેવતી અને જન્મનું નક્ષત્ર અષ્ટમી, ચતુર્દશી, પૂર્ણિમા તથા અમાવાસ્યા એ ત્યાગ કરી, બેકી(સમ) દિવસે ગુરૂ, રવિ અને સોમવારના દિવસે વિષમ (એકી) રાશી અને વિષમ નવાંશમાં બળવાન ગ્રહો હોય તે વખતે સ્ત્રી સંસર્ગ કરવો તે ફળ આપી શકે છે.

કન્યા પ્રાપ્તિની ઇચ્છાવાળાએ ઉપર જણાવેલા તજવાના દિવસો તજી એકી (વિષમ) દિવસે ગુરૂ, રવિ અને સોમવારના દિવસે સમ (બેકી) રાશિ અને સમ નવાંશમાં બળવાન ગ્રહો હોય તે વખતે સ્ત્રી-સંસર્ગ કરવો તે ફળ આપી શકે છે. એ ગર્ભાધાન સંસ્કાર કહેવાય છે.

## પુંસવન સંસ્કાર મુહુર્ત.

ગર્ભાધાન થયા પછી બીજે અથવા ત્રીજે મહિને પુરૂષ સંજ્ઞાના (અભિજિત, પુષ્ય, હસ્ત, અશ્વિની. પૂર્વાભાદ્રપદ, પુનર્વસુ, અને અનુરાધા) એ નક્ષત્ર, અને રવિ, મંગળ તથા ગુરૂવારના દિવસે ૧૫–૩૦–૪–૯–૧૪ એ તિથિઓ વર્જિત કરી શુકલ પક્ષમાં મિથુન રાશિ વિનાના વિષમ લગ્ન અને નવાંશમાં, પાપગ્રહ રહિત પાંચમું અને બારમું સ્થાન હોતાં લગ્ન, ગુરૂ, સૂર્ય અને ચંદ્ર બળવાન હોતાં પુંસવન સંસ્કાર કરવું. (એને નાનો ખોળો ભરવાનું મુહુર્ત કહે છે. )

## સીમંતનું મુહુર્ત.

ગર્ભાધાનથી ૪–૬–૮ મે મહિને ( લોકરૂઢીથી ૫–૭–૯ મે મહિને ) પુંસવનમાં કહેલા મુહુર્તમાંજ સીમંતોન્નયન (અઘરણી) સંસ્કાર કરવું, એને અગરણી અથવા મોટો ખોળો ભરવાનો કે રાખડી બાંધવાનું મુહુર્ત કહે છે.

## જાતકર્મ સંસ્કાર મુહુર્ત.

જન્મ થતાં નાળછેદનથી (જ્યાં સુધી જનનાશોચ નથી આવતું તેથી) પ્રથમ અશ્વનિ, હસ્ત, અભિજિત, પુષ્ય, રોહિણી. ઉત્તરાફાલ્ગુની, ઉત્તરાષાઢા, ઉત્તરાભાદ્રપદ, શ્રવણ, ધનિષ્ઠા, શતભિષા, પુનર્વસુ, સ્વાતિ, અનુરાધા, રેવતિ, મૃગશિર અને ચિત્રા એ નક્ષત્રોમાં સાધારણ લગ્નબળ પ્રમાણે લગ્નબળ હોતાં જાતકર્મ સંસ્કાર કરવું.

## નામકરણ ( નામ પાડવાનું ) સંસ્કાર મુહુર્ત.

જન્મના દિવસથી બારમા દિવસે બ્રાહ્મણે, સોળમા દિવસે ક્ષત્રિયે, વીસમા દિવસે વૈશ્યે અને બાવીશમા દિવસે શુદ્રે નામકરણ સંસ્કાર કરવું, એમાં બીજું કંઇ જોવાનું નથી. પણ જો તે વખત કોઇ

કારણથી નીકળી જાય તો જાતકર્મમાં કહેલા નક્ષત્રોમાં રિક્તા તિથી (૪–૯–૧૪) અને આઠમ વિનાની તિથિઓમાં મંગળ, શનિ વિનાના વારે, રાત્રિ અને અપરાહ્ણ કાળ (બપોર પછી) રહિત કાળમાં બારમા ભાવમાં કોઇ ગ્રહ ન હોય તેવા સામાન્ય લગ્નબળ પ્રમાણે લગ્નમાં નામકરણ મુહૂર્ત ઉત્તમ છે.

## સુતિકા સ્નાનનું મુહુર્ત.

રેવતી, રોહિણી, ત્રણ ઉત્તરા, મૃગશિર, હસ્ત, સ્વાતિ અશ્વિનિ અનુરાધા એ નક્ષત્રોમાં રવી, ગુરુ અને મંગળ એ વારોમાં ૪–૬–૮–૧૨–૯–૧૪ એ રહિત તિથિઓમાં સુતિકા સ્નાન ઉત્તમ છે.

## પારણાનું ( પાલકારોહણ ) મુહુર્ત.

જન્મના દિવસથી ૧૨ મા દિવસે બાલકને પારણામાં વા ખાટપર સુવાડવું. જો કોઇ કારણસર તે દિવસ નીકળી જાય તો રોહિણી, હસ્ત, ત્રણ ઉત્તરા, અનુરાધા, રેવતી, મૃગશર, ચિત્રા, અશ્વની, હસ્ત, અભિજીત, પુષ્ય એ નક્ષત્રોમાં પારણાનું મુહૂર્ત ઉત્તમ છે. અહીં પાલકચક્ર જોવું તેમાં શુભ ફળ દેનારૂં નક્ષત્ર લેવું. તે એવી રીતે કે–સૂર્ય નક્ષત્રથી પાંચ નક્ષત્રોમાં રોગ, તે પછીના પાંચ નક્ષત્રોમાં મરણ. તે પછી ૫ કષ્ટ, તે પછી ૫ વ્યાધિ, તે પછી ૭ શુભ, આ મુહૂર્તમાં સાધારણ લગ્નબળ જોવું.

## બાળ નિષ્ક્રમણ ( ઘરમાંથી પ્રથમ બહાર લઇ જવાના ) સંસ્કારનું મુહુર્ત.

જન્મ પછી ચોથે મહિને યાત્રાના મુહૂર્તમાં પોતાના કુળ–ગોત્રની રીતિ પ્રમાણે બાળકને ઘરમાંથી પ્રથમ બહાર ગમન કરાવવાનું મુહૂર્ત શ્રેષ્ઠ છે. તે વખતે બાળકને સૂર્યદર્શન અવશ્ય કરાવવું.

## સુતિકા જલપૂજન મુહુર્ત.

ગુરૂ તથા શુક્રના અસ્ત, ચૈત્ર, પૌષ અને અધિક માસ રહિત મહિનાઓમાં મહિનો પૂરો થતાં રિક્તા (૪–૯–૧૪) તિથિ રહિત તિથિઓમાં બુધ–ગુરૂ અને સોમવારે, શ્રવણ, પુષ્ય, પુનર્વસુ, મૃગશર, હસ્ત, મૂળ, અનુરાધા એ નક્ષત્રોમાં સુતિકાએ નદિ વગેરે જળાશય પર જળપૂજન કરવું જોઇએ. આ મુહૂર્ત ઘણું કરી નિષ્ક્રમણથી કદાચિત્ નિષ્ક્રમણથી પછી પણ કરે છે.

## દુધ પીવરાવવાનું મુહુર્ત.

જન્મથી ૩૧ મા દિવસે અથવા ત્યાર પછી અન્નપ્રાશનના

નક્ષત્રોમાં રાહુ રહિત દિશામાં મુખ રખાવી ( ગુરૂ, ને રવીવારે રાહુ પૂર્વમાં, ચંદ્ર ને શુક્રવારે દક્ષિણમાં, મંગળવારે પશ્ચિમમાં અને બુધ, અને શનીવારે રાહુ ઉત્તરમાં રહે છે, ) શંખવડે બાળકને દૂધ પિવરાવવાનું મુહૂર્ત ઉત્તમ છે.

### અન્નપ્રાશન સંસ્કાર મુહૂર્ત.

છોકરાને ૬ ઠા કે ૮ મા મહિને અને છોકરીને ૫ મા કે ૭ મા મહિને ૧–૬–૧૧– ૧૨–૯–૧૪ રહિત તિથિઓમાં, ગુરૂ, બુધ, શુક્રવારે, રોહિણી, ૩ ઉત્તરા. અનુરાધા, રેવતી, મૃગ, ચિત્રા, શ્રવણ, ધનિષ્ટા, શતભિષા, પુનર્વસુ, સ્વાતિ, અશ્વનિ, હસ્ત, અભિજીત, પુષ્ય એ નક્ષત્રોમાં, અન્નપ્રાશન મુહૂર્ત ઉત્તમ છે. અહીં લગ્નમાં પૂર્ણ ચંદ્ર હોય તો શુભ અહિંઆં કોઇ જન્મનું નક્ષત્ર વર્જ્ય છે.

### બાળકને ભૂમ્યુપ્રવેશન મુહૂર્ત.

જન્મથકી પાંચમે મહિને રિક્તાદિ વર્જિત શુભ દિવસે, મૂળ, અશ્વિની, પુષ્ય–રોહિણી–૩ ઉત્તરા–જ્યેષ્ટા–એ નક્ષત્રોમાં બાળકને પૃથ્વી પર સુવાડવાનું મુહૂર્ત શ્રેષ્ટ છે.

### કર્ણવેધ મુહૂર્ત.

જન્મથી એકી (સગ–૩–૫–૭ ) વર્ષોમાં, ચૈત્ર, કાર્તિક ફાલ્ગુન–પોષ એ મહિનાઓમાં, ૪–૯–૧૪–૧૫–૩૦–૧૧ રહિત તિથિઓમાં, રવી, શની, મંગળ રહિત વારે, અનુરાધા–રોહીણી–મૃગશર–ચિત્રા–અશ્વિની–હસ્ત–અભિજીત–પુષ્ય–૩ ઉત્તરા–શ્રવણ–ધનીષ્ટા પુનર્વસુ–એ નક્ષત્રોમાં રાત્રિ અને સંધ્યા રહિત સમયે, રવી, શની, મંગળ એથી રહિત લગ્ન તથા નવાંશ હોતાં, કર્ણવેધ કર્મ ( બાળકનું કાન વિંધવાનું કર્મ ) શુભ છે. છોકરાનું પ્રથમ જમણુ અને છોકરીનું પ્રથમ ડાબું કાન વીંધવું.

### બાળકને બાધા ઉતરાવવાનું મુહૂર્ત.

જન્મ, માસ, જન્મ નક્ષત્ર, જન્મ તિથી, ખોટા ચંદ્રમા, અસુભ નક્ષત્ર, કૃષ્ણપક્ષ, સમવર્ષ, સમમાસ તથા ચૈત્ર અને પોષ માસમાં બાધા ઉતરાવવી નહિ.

સુક્લ પક્ષમાં, ઉત્તરાયણમાં, વૃષભ, કન્યા, ધન, કુંભ, મકર અને મિથુન આ લગ્નોમાં તથા બુધ, ગુરૂ શુક્ર, અને ચંદ્ર એ વારમાં અને અશ્વિની, પુનર્વસુ પુષ્ય, જેષ્ટા, મૂળ, હસ્ત, ચિત્રા, સ્વાતિ, શ્રવણ, ધનિષ્ટા શતતારકા, એ નક્ષત્રોમાં બાધા ઉતરાવવા—સારી છે.

### ચૌલ કર્મ સંસ્કાર મુહુર્ત.

જન્મ થકી ૨—૩—૫ વર્ષે અથવા પોતાના કુળના પ્રમાણે આચાર માઘ—ફા—વૈ—અને જ્યે—એ મહીનાઓમાં. ૪—૯—૧૪-૧૫ રહિત તિથિઓમાં. બ્રાહ્મણે રવિવારે. ક્ષત્રિયે મંગળવારે, વૈશ્યે શનિવારે અને શુદ્રે શનિવારે તેમજ સર્વ વર્ણોએ બુધ—ગુરુ—શુક્ર એ વારે તેમજ શુક્લપક્ષના સોમવારે. રેવતી—અશ્વિની—પુનર્વસુ—પુષ્ય—જ્યેષ્ટા—મૃગશર—હસ્ત—ચિત્રા—સ્વાતિ—શ્રવણ—ધનિષ્ટા—શતભીષા એ નક્ષત્રોમાં, રાત્રિ, સંધ્યા, રહિત સમયમાં ચોલ કર્મ કરાવવુ. એ સમયે સાતમા સ્થાનમાં રવી-મંગળ-શની-શુક્ર અને ૮ મા સ્થાને શુક્ર વિના સર્વે મૃત્યુદાતા ગ્રહો છે. ૧૨ મા સ્થાને ચંદ્ર વિના સર્વે શુભગ્રહો (બુ. ગુ. શુ.) શુભ છે. માતા ગર્ભવતી હોય તો ચૌલ ન કરાવવું. પણ ઉપનયન—જનોઈ સાથે એ કર્મ કરાવવાથી માતાના ગર્ભકાળનો દોષ નથી પણ માતા રજસ્વલા હોય તેની શુદ્ધિ પર્યંત ચાલ. વ્રત, બંધ અને વિવાહ એ કર્મ ન કરવાં.

### અક્ષરારંભ (નિશાળે બેસાડવાનું) મુહુર્ત

જનોઈ આપ્યાથી પ્રથમ, પાંચમે વર્ષે વિષ્ણુ ઉઠયા પછી અને સુતાથી પ્રથમ, શનિ અને મંગળ રહિત વારે ૧૧, ૧૨, ૧૦, ૨, ૬, ૫. ૩- એ તિથીઓમાં અનુરાધા, હસ્ત, ચિત્રા, સ્વાતિ, પુનર્વસુ, જ્યેષ્ટા, રેવતિ, શ્રવણ, અશ્વિની એ નક્ષત્રોમાં કુંભ સંક્રાંતિને તજી દ્વિસ્વભાવ લગ્નમાં. સાધારણ લગ્નબળ પ્રમાણે શુદ્ધ સમયે અક્ષરારંભ કરાવવાનું મુહુર્ત શ્રેષ્ઠ છે.

### વિદ્યારંભ મુહુર્ત.

ગુરૂ, શુક્ર, બુધ-વાર ઉત્તમ છે. રવિવાર મધ્યમ, બાકીના નેષ્ઠ, વિશાખા, કૃત્તિકા, જ્યેષ્ઠા, ભરણી, મઘા, રોહિણી. ૩ ઉત્તરા એ રહિત નક્ષત્રો ૩, ૬, ૯. ૧૨. એ લગ્નોમાં અનધ્યાયોને તજીને વિદ્યારંભ શુભ છે. અનધ્યાય તિથિયો ૧૪. ૮. ૧. ૭, ૩૦. એ તિથિઓમાં ઘણું કરી અધ્યયન ન કરવું.

### વ્રતબંધ સંસ્કાર (ઉપનયન—યજ્ઞોપવીત—જનોઇ) મુહુર્ત

બ્રાહ્મણને ગર્ભથી વા જન્મથી જો વેદાધ્યયન કરવું હોય તો પાંચમે, ક્ષત્રિયને આઠમે અને વૈશ્યને નવમે વર્ષે ઉપનયન દેવું. સહજ પણ બ્રાહ્મણને ગર્ભથી વા જન્મથી આઠમે, ક્ષત્રિયને અગ્યારમે અને વૈશ્યે બારમે વર્ષે ઉપનયન દેવું. કદાચિત એ વર્ષમાં ન

અપાઇ શકે તો બ્રાહ્મણને ૧૬ મા, ક્ષત્રિયને ૨૨ મા અને વૈસ્યને ૨૪ મા વર્ષથી પ્રથમ અર્થાત ૧૫–૨૧–૨૩ વર્ષોની અંદરજ ઉપવીત આપવું જોઇએ. એ ઉપરાંત પતિત સાવિત્રિક (ગાયત્રીથી પતિત થઇ જાય છે જેથી બ્રહ્માદિ ત્રિવર્ણિઓએ ઉપનયન ઉક્ત સમયેજ દેવાં જોઇએ.

ઉક્ત વર્ષોમાં ગુરૂ, બટુક (બાળક) ની રાશીથી અષ્ટિ હોય પણ ચૈત્રમાં મીનના સૂર્ય હોતાં તેમજ માઘાદિ મહિનાઓમાં સુમુહુર્ત હોતાં ઉપનયન અવશ્ય દેવું.

માઘ ફાલ્ગુન, ચૈત્ર, વૈશાખ અને જ્યેષ્ઠ માસમાં શુક્લ પક્ષમાં રવિ, સોમ, બુધ, ગુરૂ, શુક્ર એ વારે પૂર્વાહ્ણ (બપોર પહેલાં) મા, રિક્તા )૪—૯—૧૪) રહિત તિથિઓમાં. અનધ્યાય કે પ્રદોષ વિનાના દિવસે વિષ્કુંભ—કૃતિકા—જ્યેષ્ટા—મરણી, મધા, મૂળ એ નક્ષત્રો રહિત નક્ષત્રોમાં, ઉપનયન સંસ્કાર શુભ છે. એ મુહુર્તમાં લગ્ન કુંડળીમાં પોતાની રાશીમાં પોતાના ઉચ્ચની રાશિમાં, કે ઉચ્ચના નવાંશમાં, કેંદ્ર (૧—૪—૭—૧૦) કે ત્રિકોણ (૯—૫ સ્થાનમાં સૌમ્ય ગ્રહો શુભ. તેમજ લગ્નથી ૮ મા સ્થાને સર્વે ગ્રહો અને ચંદ્ર સાથે પાપ ગ્રહો તથા લગ્નેશ. ચંદ્ર અને શુક્ર છઠે તથા શુક્ર બારમે અશુભ કોઇના મતમાં લગ્નમાં ઉચ્ચનો ચંદ્ર શુભ છે, અતિ સંકટ હોય તો ઉચ્ચ વિનાની રાશીનો ચંદ્ર લગ્ને લેવો તેમ સૂરજ પણ લેવો વેદના સ્વામીઓ અને બુધ બળવાન કેંદ્ર અને ત્રિકોણમાં લેવો ઋગ્વેદનો સ્વામી ગુરૂ, યજુર્વેદનો સ્વામી શુક્ર, સામવેદનો મંગળ અને અથર્વવેદનો સ્વામી બુધ છે.

અહિં ૨—૫—૭—૯ રાશિમાં રહેલો ગુરૂ ૧૨—૪—૮—૩—૧૦ રાશિમાં રહેલા ગ્રહોથી વેધાયલો ન હોય તો શુભ છે. ૧૨-૪—૩—૧૦ એ અનિષ્ટ સ્થાનમાં રહ્યો હોય તો પણ ગામ (૨—૫—૧૧—૭—૯ રાશિમાં રહેલા ગ્રહોથી) વેધાયલો હોય તો શુભ પણ ૮ મે સ્થાને રહેલો તો વામ વેધવાળો પણ શુભ નથી.

આ સંસ્કારમાં બટુકની જન્મ રાશીથી ૨—૫—૭—૯—૧૧ સ્થાને ગુરૂ શ્રેષ્ઠ. ૬—૩—૧—૧૦ સ્થાને પૂજાવડે શ્રેષ્ઠ અને ૪—૮—૧૨ સ્થાને પૂજાથી પણ શુભ નથી પણ જો સ્વગૃહી કે સ્વઉચ્ચસ્થ હોય તો પૂજાથી શુભ છે. બટુકને રાશિથી ૪—૮—૧૨ સ્થાને ચંદ્ર તજવો. બટુકની રાશીથી પાંચમો, નવમો, અગીઆરમો, બીજો અને સાતમો ગુરૂ શ્રેષ્ઠ છે.

## લગ્નનું મહુરત જોતી વખતે ધ્યાનમાં રાખવાની બાબત.

### વરને અથવા કન્યાને પાઘડીએ અથવા ઘાટડીએ મંગળ છે કે નહી ? તે જોવાની રીત.

વરકન્યાની જન્મકુંડળીમાં પહેલા ભુવનમાં (લગ્નમાં) અથવા લગ્નથી ચોથે. સાતમે. આઠમે અથવા બારમે. એટલાં સ્થાનો પૈકી કોઇ પણ સ્થાનમાં મંગળ પડયો હોય તો વરને પાઘડીએ અને કન્યાને ઘાટડીએ મંગળ છે એમ કહેવાય છે અને વરકન્યાનો સંબંધ કરતી વખતે એટલું જોવાનું કે, વરને પાઘડીએ મંગળ હોય અને કન્યાને ન હોય તો તે બેનો સંબંધ ન કરવો; કારણ કે કન્યાનો નાશ થાય અને એ પ્રમાણે કન્યાને મંગળ હોયતો વરનો નાશ થાય. એકને અસ્તનો મંગળ હોય અને બીજાને ન હોય તો મધ્યમ રીતિનો મેળ રહે અને મંગળ મેષ રાશીનો થઇને લગ્ને રહ્યો હોય અથવા વૃશ્ચિક રાશીનો થઇને ચોથે રહ્યા હોય અથવા મીન રાશીનો થઇ બારમે રહ્યો હોય તથા કુંભ રાશીનો થઇ આઠમે રહ્યો હોય, તેમજ ધન રાશિનો થઇ બારમે રહ્યો હોય, તો કંઇ દોષ કરતો નથી, માટે તેવા બેનો સંબંધ થવા દેવો.

વળી વિશેષ એ છે કે, વરને મંગળ છે અને કન્યાને નથી પણ કન્યાની જન્મકુંડળીમાં ૧, ૪, ૭, ૮, ૧૨, એટલાં સ્થાનો પૈકી કોઇ પણ સ્થાનમાં શનિ રહ્યા હોય તો તે મંગળની બરાબરી કરે છે, માટે તે બેનો સારો મેળ રહેશે.

વળી ગુરૂ અથવા શુક્ર બળવાન થઇ લગ્નમાં કે સાતમે રહ્યા હોય અથવા મંગળ વક્રનો, શત્રુના ઘરનો કે અસ્તનો હોય તોપણ મંગળનો દોષ રહેતો નથી, એ સઘળું તપાસી વર કન્યાનો સંબંધ કરવો.

### લગ્ન વિવાહના દિવસ શોધવાની રીત.

વિવાહનો સમય—કાળઃ—કન્યાઓનું લગ્ન જન્મથી ૮—૯—૧૦ મે વર્ષે મુખ્ય અને ૧૧-૧૨મે વર્ષે ગૌણ માનેલ છે,

### લગ્નનું મહુરત

માગશર, મહા, ફાગણ, વૈશાખ, જેઠ, અસાડ એ મહિનાઓમાં, ચોથ, નોમ, ચૌદશ અને અમાસ સિવાયની તિથીઓમાં—ચૈત્રમાસ

સિવાય મકરથી મિથુન સંક્રાંતિમાં, સોમ, બુધ, ગુરુ અને શુક્ર એ વારોમાં, રેવતી, ઉત્તરાફાલ્ગુણી, ઉત્તરાષાઢા, ઉત્તરાભાદ્રપદ, રોહિણી, મૃગશીર્ષ, મઘા, મૂળ, અનુરાધા, હસ્ત, અને સ્વાતિ એ નક્ષત્ર મા– કન્યા, તુલા, મિથુન અને વૃષભ એ લગ્નમાં—લગ્ન કરવાં ઉતમ છે.

લગ્નનું મહુરત નક્કી કરતી વખતે વરકન્યાનો મેળ જોવા માટે આ પછીના પ્રકરણમાં બતાવેલા વર્ણ, વૈશ્ય, તારા, યોની, ગણ, લેણાદેણી, નાડી અને મૈત્રી વીગેરે જોઇ મેળ છે કે કેમ તે [illegible], ચંદ્રમા અનુકુળ જોઇ મહુરત નક્કી કરવું.

વિવાહના મહિનાઃ—મેષના સૂર્યમાં ચૈત્રમાં, વૈશાખ, જયેટ અને આષાઢની શુક્લ ૧૦ પર્યંત, મિથુન સંક્રાંતિમાં, વૃશ્ચિકના સૂર્યમાં, [illegible]-ક્રમાં સુદી ૧૧ પછી, માર્ગશીર્ષમાં વૃશ્ચિકના સૂર્યમાં, પોષમાં મકરના સૂર્યમાં, માઘ અને કેટલાક આચાર્યોના મતમાં ધનના સૂર્યમાં, માર્ગ-શીર્ષમાં અને મીનના સૂર્યમાં ફાલ્ગુનમાં લગ્ન થવાં ઉત્તમ છે પણ કચ્છ, કાઠિયાવાડ અને ગુજરાત પ્રાંતમાં ધનાર્ક અને મી[illegible]માં લગ્ન થવાની મનાઇ છે.

વૈશાખ મહિનાના વદી પક્ષમાં ધનિષ્ઠાથી રોહિણી પર્યંત નક્ષત્ર-નવક ( મડાપંચક ) આવેછે, તેમાં લગ્ન કરવાં દક્ષિણ દેશમાં વર્જિત છે.

પ્રથમ ગર્ભના જન્મના મહિના, તિથિ, વારાદિ તજવાં તેમજ જ્યેષ્ઠ ( સૌથી મોટો છોકરો કે છોકરી )નાં લગ્ન જ્યેષ્ઠમાં ન થવાં જોઇએ, છોકરો મોટો હોય, છોકરી મોટી હોય અને જ્યેષ્ઠ મહિનો એ ત્રણ જ્યેષ્ઠ કહેવાય તે વિવાહમાં વર્જિત છે. તેમ બે જ્યેષ્ઠ પણ અવશ્ય હોય તો મધ્યમ માનેલ છે. એમાં મ્હોટો છોકરો અથવા છોકરી એટલે પહેલા ગર્ભથી ઉત્પન્ન થએલાં જાણવાં.

પુત્રના લગ્ન પછી ૭ મહિના સુધી કન્યાનું લગ્ન વર્જિત છે.

વિવાહમાં પક્ષ બન્ને ( શુક્લ અને કૃષ્ણ ) શુભ છે. ફક્ત વદી ૧૩—૧૪—૩૦ અને વદી ૧ વર્જીત છે.

વિવાહમાં સર્વે વાર શુભ કહ્યા છે.

વિવાહનાં નક્ષત્રોઃ મૃગશર, રેવતિ, હસ્ત, મઘા, રોહિણી, ત્રણ ઉત્તરા, સ્વાતિ, અનુરાધા એ નક્ષત્રો વિવાહમાં શુભ છે, પણ તેમાં ગ્રહણના વખતનું નક્ષત્ર ૭ મહિના સુધી તજવું તેમજ પાપગ્રહે ભોગવેલું, ચંદ્રે નહિ ભોગવેલું અને વેધવાળું નક્ષત્ર તજવું.

## શાસ્ત્રમાં કહેલા લગ્નના પ્રકાર.

લગ્ન બે પ્રકારનાં છે. એક ઘટિકા અને બીજું ગોરજ. તેમાં

ઘટીલગ્ન બે પ્રકારનાં છે. એક એકવીસ દોષ તજવાનું અને બીજું દશ દોષ તજવાનું તેમાં પ્રથમ એકવીશ દોષ તજવાનું કહીએ છીએ.

ઘટિલગ્નમાં તજાતા એકવીશ મહાદોષ.

૧ દુષ્પંચાંગ દોષઃ—પંચાગ સંબંધી તિથિ વિગેરેનું ઉક્ત, અનુક્ત તથા ત્યાજ્ય અત્યાજ દોષને દુષ્પંચાંગ દોષ કહે છે.

દુષ્પંચાગનો અપવાદ ( નિવારણ ):—તિથિ દોષમાં ચોખાનું દાન, વારદોષમાં રત્નદાન, નક્ષત્ર દોષમાં લવણ ( મીઠું ) નું દાન, અને યોગદોષમાં સુવર્ણ ( સોના ) નુ દાન આપવાથી દોષ નિવારણ થાય છે.

જો લગ્નથી ગુરુ કેંદ્રમાં હોય તો ક્ષય તિથિનો દોષ નથી. બુધ કેન્દ્રમાં હોય તો તિથિવૃદ્ધિનો દોષ નથી. તેમજ સૂરજ અથવા ચંદ્ર સબળ થઇ લાભભાવમાં હોય તો પણ તિથિનો ક્ષયવૃદ્ધિ દોષ નથી.

૨ અષ્ટમ ભૌમ દોષઃ—લગ્નથી આઠમે મંગળ હોય તે દોષ છે.

એ અષ્ટમ ભૌમ દોષનો પરિહારઃ—મંગળ જો અસ્તનો અથવા કન્યા, મિથુન કે કર્ક ( નીચ ) રાશિનો હોય તો એ દોષ નથી.

૩ ચંદ્ર વા પાપગ્રહયુકત લગ્નદોષ.

અપવાદઃ—લગ્નથી ગુરૂ અથવા શુક્ર કેન્દ્રમાં કે ત્રિકોણમાં હોય તો એ દોષ નથી.

૪ લગ્નથી છઠે વા આઠમે ચંદ્રદોષ.

અપવાદઃ—વૃશ્ચિક રાશિ અથવા વૃશ્ચિકના નવાંશમાં ચંદ્ર હોય તો એ દોષ નથી.

૫ લગ્નથી છઠે શુક્રદોષ. એનો અપવાદઃ— કર્ક, સિંહ કન્યા અને ધન રાશિમાં તથા મેષ, કુંભ કે મીન રાશિમાં શુક્ર હોય તો એ દોષ નથી.

૬ સક્રાંતિ દોષઃ–મેષ અને તુલાના સુર્ય થતાં વિષુવાંશ અને કર્ક તથા મકરનો સૂર્ય થતાં અયન બદલે છે. તે સૂર્ય ( સંક્રાંતિ )ના પ્રવેશનો દિવસ તેથી પહેલો અને પછીનો દિવસ એમ ત્રણ દિવસ દોષના છે તે તજવા. બાકીની દરેક રાશિમાં સૂર્ય બદલે ( સંક્રાંતિ સમય ) કરે તેથી પ્રથમની સોળ ઘડી અને પછીની સોળ ઘડી. એમ બત્રીશ ઘડી તજવી.

૭ ગંડાંત દોષઃ–તિથિના આરંભની અને અંતની ઘડી બે બે, નક્ષત્રના આરંભ અને અંતની ઘડી ચાર ચાર, લગ્નના આદિ અને

અંતની ઘડી એક એક દોષરૂપે છે તે તજવી. એનો અપવાદઃ—લગ્નથી લાભસ્થાનમાં ચંદ્ર હોય અથવા શુભગ્રહ કેંદ્રસ્થાનમાં હોય તો એ દોષ નહિ.

૮ પાપગ્રહયુક્ત નક્ષત્રદોષ. એનો અપવાદઃ—બે રાશિ ભોગવનાં નક્ષત્રના જે ભાગમાં પાપગ્રહ હોય તેથી બીજી રાશિના નક્ષત્રના ભાગમાં જો ચંદ્ર હોય તો તે નક્ષત્રનો ભાગ લેવા દોષ નથી, તેમજ પાપગ્રહે ભોગવેલું નક્ષત્ર જો સૂર્ય, ચંદ્ર કે શુભ ગ્રહોએ ભોગવેલું હોય તો પણ એ દોષ નથી.

૯ દિનથી ઉત્પન્ન થતો દોષઃ—દિવસથી અથવા વારથી ઉત્પન્ન થતા કુલિક કે અર્ધયામ આદિ દોષ તેનો અપવાદઃ—વારનો સ્વામી અથવા ચંદ્ર બળવાન્ હોય તો યામાર્ધ દોષ નથી. તેમજ વારનો સ્વામી બળવાન્ હોય અથવા બળવાન શુભગ્રહ લગ્નમાં હોય તો કુલીક દોષ નથી. ગુરૂ જો લગ્નમાં હોય તો વારથી ઉત્પન્ન થયેલા દોષ રહેતા નથી.

૧૦ ચક્ર અને ચક્રાર્ધપાત દોષઃ—વૈધૃતિ અને વ્યતિપાત નામના સૂર્ય અને ચંદ્રના ક્રાંતિ સામ્યોઃ—એ બન્ને ગણિતથી જાણી શકાય તેમ હોતાં ગ્રહલાઘવ કે સૂર્યસિદ્ધાંતના પાતાધિકારના ગણિતથી જાણી લેવાં. તે સર્વથા તજવાં.

૧૧ આઠમે લગ્ન દોષઃ—જન્મના લગ્ન કે રાશિ થકી આઠમી રાશિનું મુહુર્તમાં લગ્ન તજવું. એનો અપવાદઃ—મીન, વૃશ્ચિક અને વૃષભ રાશિ આઠમે આવે તો પણ લેવી.

૧૨ કુવર્ગ દોષઃ—મુહુર્ત વખતે ષડ્વર્ગમાં પાપ વર્ગ (ષડ્વર્ગના લગ્નોમાં પાપનાં લગ્નો ) આવ્યો હોય તે દોષ. એનો અપવાદઃ—લગ્નમાં ગુરૂ અથવા લાભમાં ચંદ્ર હોય તો એ દોષ નથી.

૧૩ અસ્ત (સાતમા) માં પાપગ્રહ દોષ. એનો અપવાદઃ—ચંદ્રમા ક્ષીણ ન હોતાં વૃષભ, કન્યા, મિન, કર્ક, ધન, મીથુન, તુલા સિંહ એ રાશિમાં હોય અથવા બીજી રાશિમાં હોઈ શુભ ગ્રહના વર્ગમાં હોય અથવા શુભ ગ્રહવડે પૂર્ણ દેખાતો હોય તો એ દોષ નહિ.

૧૪ લગ્ન સપ્તમ અશુદ્ધ દોષઃ—નવાંશના સ્વામી નવાંશમાં અથવા લગ્નમાં ન હોય કે ન જોતો હોય, નવાંશના સ્વામીના શુભ મિત્રની નવાંશ ઉપર દૃષ્ટિ ન હોય અથવા નવાંશમાં રહેતો ન હોય, લગ્ન અને નવાંશ એક બીજાના સ્વામીઓથી જોવાતા ન હોય અથવા રક્ષા ન હોય તો વરનું મૃત્યુ થાય. એનો અપવાદઃ—

નવાંશનો સ્વામી શુભ મિત્ર વડે જોવાતો હોય અથવા તેની સાથે હોય અને લગ્ને હોય તો એ દોષ નથી.

૧૫ ક્રુરવેધ દોષઃ—પાંચ શલાકા ચક્રમાં પાપગ્રહ જે નક્ષત્રને વેધતો હોય તે દોષ છે.

ભ કૃ રો મૃ આ પુ પુ આ મ
અ રે ઉ પૂ શ
પૂ ઉ હ ચિ સ્વા
ધ શ્ર અ ઉ પૂ મૂ જ્યે અ વિ

જોવાની રીતઃ-વિવાહનું જે નક્ષત્ર હોય, તે નક્ષત્રના સામેના નક્ષત્રમાં જે ગ્રહ હોય તે વેધે છે, તે જો ક્રુર ગ્રહ હોય તો તે આખું નક્ષત્ર તજવું અને જો સૌમ્ય ગ્રહ હોય તો ચરણ વેધ તજવું, તે એવી રીતે કે વિવાહ નક્ષત્રનું લગ્ન વખતે જે ચરણ હોય અને સૌમ્ય ગ્રહ પણ સામેના નક્ષત્રના જે ચરણમાં હોય, તેમાં વેધ જોવો. તે વેધ પહેલા અને ચોથા તથા બીજા અને ત્રીજા ચરણનો હોય છે. અર્થાત્ વિવાહ નક્ષત્રનું ચરણ પહેલું હોય અને સામેના નક્ષત્રના ચોથા ચરણમાં જો શુભગ્રહ હોય અથવા; ચોથું ચરણ વિવાહ નક્ષત્રનું હોય અને સામેના નક્ષત્રના પહેલા ચરણમાં ગ્રહ હોય તેમજ વિવાહનાં નક્ષત્રનું બીજું ચરણ હોય અને સામેના નક્ષત્રના ત્રીજા ચરણમાં શુભગ્રહ હોય અથવા વિવાહના નક્ષત્રનું ત્રીજું ચરણ હોય અને સામેના નક્ષત્રના બીજા ચરણમાં ગ્રહ હોય તો એ વેધ થયો ગણાય.

એનો અપવાદઃ—લગ્નેશ લાભમાં હોય, ચંદ્ર શુભગ્રહથી દેખાતો હોય, લગ્નમાં શુભગ્રહ હોય, વા શુભગ્રહની હોરામાં હોય તો એ વેધ દોષ નથી.

વાસ્તુ વિગેરે મુહૂર્તો જોવામાં સપ્તશલાકા ચક્ર લેવાય છે, સૂર્યનો વેધ હોય તો વિધવા થાય, મંગળનો હોય તો કુળનો ક્ષય થાય, બુધનો હોય તો વન્ધ્યા થાય. ગુરૂનો હોય તો સન્યાસીની થાય, શુક્રનો હોય તો અપુત્ર થાય, શનિ અને સોમનો હોય તો દુઃખી થાય, રાહુનો હોય તો વ્યભિચારીણી થાય, અને કેતુનો વેધ હોય તો સ્વછંદાચારિણી થાય.

૧૬ કર્તરી દોષઃ—લગ્ન અથવા ચંદ્રથી બીજે અને બારમે પાપ ગ્રહ હોય તો કર્તરી દોષ થાય છે, અને બીજે વક્રી અને બારમે માર્ગી ગ્રહ હોય તો મહાકર્તરી દોષ થાય છે. એનો અપવાદઃ-બારમે ગુરૂ હોય, લગ્ને શુભગ્રહ હોય, બીજે ચંદ્ર અથવા શુભગ્રહ હોય, કેન્દ્ર કે ત્રિકોણમાં ગુરૂ, બુધ કે શુક્ર હોય તથા કર્તરી કર્તા ગ્રહો જો નીચના હોય તો એ દોષ નથી.

૧૭ એકાર્ગલ ચરણ દોષઃ—એકાર્ગલે વેધેલા નક્ષત્રનું ચરણ તજવું. પણ એ દોષ કાશ્મીરમાં તજવું, બીજે ઠેકાણે નહિ. એનો અપવાદઃ—લગ્નમાં સબળ ચદ્ર અને સુર્ય હોય તો એ દોષ નથી.

૧૮ ગ્રહણ નક્ષત્ર દોષઃ—ગ્રહણનું નક્ષત્ર ૭ મહિના સુધી તજવું તે જો ગ્રહણ ગ્રસ્તોદય હોય તો ગ્રહણ પછી અને ગ્રસ્તાસ્ત હોય તો ગ્રહણથી પ્રથમ ૭ મહીના સુધી ગ્રહણ નક્ષત્ર તજવું. પરંતુ પૂર્ણ ગ્રાસ હોય તો ૭ માસ, અર્ધ ગ્રાસ હોય તો ત્રણ માસ અને એક પાદ ગ્રહણ હોય તો એક માસ સુધી ગ્રહણ નક્ષત્ર તજવું.

વળી સૂર્યનું અથવા ચંદ્રનું પા ભાગનું ગ્રહણ થયું હોય તો તે પહેલાનો ૧॥ દોઢ દિવસ લગ્નની બાબતમાં છોડી દેવો તથા તે ગ્રહણ પછીના ત્રણ દિવસ છોડવા. જો અર્ધો ભાગ ઘેરાયો હોય તો પહેલાંના બે દિવસ અને પછીના ચાર દિવસ, પોણો ભાગ ઘેરાયો હોય તો પહેલાંના ત્રણ દિવસ અને પછીના ૭ દિવસ પૂરો ઘેરાયો હોય એટલે ખગ્રાસ થયો હોય તો તે પહેલાંના ચાર દિવસ, અને પછીના આઠ દિવસ લગ્ન વિગેરે શુભ કામમાં છોડી દેવા.

૧૯ પાપગ્રહનો નવાંશનો દોષ—એનો અપવાદઃ—લગ્નથી ચંદ્રમા લાભ સ્થાનમાં હોય તો એ દોષ નહિ.

૨૦ દુર્મુહૂર્ત (દુઃક્ષણ) દોષ—મંગળવારે સાતમો, શુક્ર અને સોમવારે નવમો, ગુરૂવારે બારમો, અને શનિવારે પહેલો દિવસનો

મુહૂર્ત દુ:ક્ષણુ છે તેથી તજવો. એને અપવાદ:— લગ્નથી ગુરુ કેંદ્રમાં હોય તો એ દોષ નથી.

૨૧ ઉત્પાત નક્ષત્ર દોષ:—દિવ્ય (આકાશ સંબંધી) કેતુ ઉદય વિગેરે. અંતરિક્ષ ગંધર્વનગરાદિ અને ભૌમ (પૃથ્વી સંબંધી) ભૂમિકંપાદિ. એ ત્રણ ઉત્પાત જે નક્ષત્રે થયા હોય, તે નક્ષત્ર ૭ મહિના સુધી તજવું.

## દશ દોશ તજવાનું બીજું ઘટી લગ્ન.

૧ લત્તાદોષ:—ગ્રહ પોતે જે નક્ષત્રમાં હોય તે નક્ષત્ર થકી સૂર્ય બારમાને, શનિ આઠમાને, ગુરૂ છઠ્ઠાને અને મંગળ ત્રીજાને આગળથી તેમજ બુધ સાતમાને. રાહુ નવમાને અને પૂર્ણચંદ્ર બાવીશમાને પાછળથી લત્તાદોષ કરે છે. અહિં રાહુ હંમેશ વક્રી હોવાથી નવ નક્ષત્રની. ગણના ક્રમથી જ કરવી. એ લત્તાદોષ તજવો. એનો અપવાદ:—એ લત્તા દોષ માળવામાં અને સૌરાષ્ટમાં તજવો. બીજે ઠેકાણે નહિ. જેમકે,—વિવાહના નક્ષત્રથી બારમા નક્ષત્ર ઉપર સુર્ય હોય તો સૂર્યનો ત્રીજા નક્ષત્ર ઉપર મંગળ હોય તો મંગળનો, છઠ્ઠા નક્ષત્ર ઉપર ગુરૂ હોય તો ગુરૂનો, આઠમા નક્ષત્ર ઉપર શનિ હોય તો શનિનો, ડાબી બાજુના સાતમા નક્ષત્ર ઉપર બુધ હોયતો બુધનો, નવમા નક્ષત્ર ઉપર રાહુ હોય તો રાહુનો, પાંચમા નક્ષત્ર ઉપર શુક્ર હોય તો શુક્રનો અને બાવીશમા નક્ષત્ર ઉપર પૂર્ણચંદ્રમાનો હોય તો ચંદ્રમાનો લત્તાદોષ જાણવો.

સુર્યનો લત્તાદોષ હોય તો સંપત્તિનો નાશ કરે. મંગળનો મૃત્યુ કરે, ગુરૂનો બંધુનાશ કરે. શનિનો કુળનો નાશ કરે, બુધનો નાશ કરે, રાહુનો વિનાશ કરે અને શુક્રની લત્તાદોષ હોય તો હંમેશાં દુ:ખ દાયક જાણવો.

૨ પાત દોષ:—પાત એટલે ચંડાયુધ દોષ, એ કોશલ (કુરૂક્ષેત્ર) દેશમાં તેમજ બંગાલ અને કલિંગમાં જ તજવો, બીજે ક્યાંય નહિ.

મઘા, આશ્લેષા, ચિત્રા, અનુરાધા, રેવતી અને શ્રવણ આ નક્ષત્ર અને સુર્ય જે નક્ષત્ર ઉપર હોય તે નક્ષત્રના સંજોગથી ૭ પ્રકારના પાતદોષ થાય છે. અશ્વિનિ નક્ષત્રથી લગ્નના નક્ષત્ર સુધી ગણવાથી જે પાતદોષવાળા નક્ષત્ર ઉપર લગ્નનું નક્ષત્ર આવે તે નક્ષત્રને પાતદોષ જાણવો માટે પાતદોષમાં વિવાહાદિ શુભ કામ કરવાં નહિ.

૩ યુતિદોષઃ—એક બે કે વધુ ગ્રહો સાથે ચંદ્ર હોય તે દોષ, એનો અપવાદઃ—ચંદ્ર ગુરૂ અથવા બુધવડે યુક્ત હોય, ચંદ્ર વૃષભ, મિથુન, કન્યા કે સિંહ રાશિનો હોય, પોતાના વર્ગમાં રહેલો બળવાન કેંદ્રસ્થાની ગુરૂવડે ચંદ્ર દેખાતો હોય, પોતાના મિત્રના વર્ગમાં રહેલો, શુભગ્રહવડે દેખાયલો અને લગ્નથી ઉક્ત ( લગ્નબળમાં કહેલા ) સ્થાનમાં ચંદ્ર ગએલો હોય તો એ દોષ નથી.

૪ વેધ દોષઃ—જુઓ ૨૧ દોષોમાં ૧૫ મો દોષ.

૫ જામિત્ર દોષઃ—લગ્નથી વા ચંદ્રથી સાતમે ગ્રહ હોય અથવા પંચાવનમાં નવાંશમાં ગ્રહ હોય તો જામિત્ર દોષ થાય છે. તેમજ વિવાહ નક્ષત્રથી ચૌદમા નક્ષત્રમાં પાપગ્રહ હોય તોપણ જામિત્ર દોષ છે, એમ કોઇક માને છે. એનો અપવાદઃ—લગ્નને ચંદ્ર અને સૂર્યનું બળ મળેલું હોય તો એ દોષ નહિ. ચંદ્રમાથી સાતમી રાશી ઉપર કોઇ ગ્રહ હોય તો તે વ્યાધિ ને વૈધવ્ય કરાવે.

૬ બાણ ( પંચક ) દોષઃ—એ દોષ જુદા જુદા ગ્રંથોમાં જુદી જુદી રીતે લખેલ હોવાથી જુદે જુદે સ્થળે જુદી જુદી રીતે મનાય છે. તેથી તેના ચાલતા પ્રકાર જે જણાયા છે, તે એવી રીતે કેઃ—

પહેલો પ્રકારઃ—શુક્લ પક્ષાદિ લગ્નની તિથિ સુધીની તિથિઓમાં જે લગ્ન વિવાહ વખતનું હોય તે જોડવું અને એકયને નવે ભાગવું. શેષ-૮ રહેતો રોગ, ૨ રહેતો અગ્નિ, ૪ રાજ, ૬ ચોર અને ૧ રહેતો મૃત્યુ એ પ્રકાર દક્ષિણ—મહારાષ્ટ્ર દેશમાં ચાલે છે.

બીજો પ્રકાર—ગઇ તિથિઓમાં લગ્ન જોડવું ને પાંચ ઠેકાણે લખવી. અનુક્રમે ૧૫-૧૨-૧૦-૮-૪ અંકે જોડવી નવે ભાગવી. શેષ ૫ દરેકને રહે તો ક્રમે રોગ, અગ્નિ, રાજ, ચોર અને મૃત્યુ એ પ્રકારનો પ્રચાર ન હોવાથી લેતા નથી.

ત્રીજો પ્રકારઃ—સ્પષ્ટ સૂર્યના ભુક્તાંશ પાંચ ઠેકાણે લખવા. ક્રમાદિક તજવા—ક્રમે ૬-૩-૧-૮-૪ અંક જોડવા. નવે ભાગ આપતાં શેષ ૫ રહે તો સશલ્ય બાણ ( લોકસહિત ) અન્યથા ૪-૩-૨-૧ શેષ રહે તો શલ્યરહિત—દુષ્ટ બાણ છે. એનો અપવાદઃ—યજ્ઞોપવીતમાં રવીવારે રાત્રે રોગ, ગ્રહ, કર્મ ખાત કિંવા વાસ્તુમાં મંગળવારે દિવસે અગ્નિ, સેવા (નોકરી વીગેરે) કર્મમાં શનીવારે દિવસે રાજ, યાત્રામાં મંગળવારે રાત્રે ચોર, વિવાહમાં બુધવારે સૂર્યના ઉદય અને અસ્તની બન્ને સંધ્યાઓમાં મૃત્યુ તજવું.

બીજા પ્રકારે સોમવારે રાજ, ગુરૂવારે ચોર, શુક્રવારે મૃત્યુ તજવું. જો લગ્ન બળવાન્ હોય તો એ દોષ નથી.

૭ એકાર્ગલ દોષઃ—એ ૨૧ દોષોમાં ૧૭ મો દોષ જુઓ.

૮ ઉપગ્રહ દોષઃ—સૂર્યના નક્ષત્રથી ૫-૮-૧૪-૧૮-૧૯-૨૨-૨૩-૨૪ એટલામું ચાંદ્ર ( વિવાહ દિવસનું ) નક્ષત્ર હોય તો તે ઉપગ્રહ દોષ કહેવાય. એનો અપવાદઃ-એ દોષ કુરુ અને બાન્હિક દેશોમાં તજવો. સૂર્ય અને ચંદ્રના બળવાળું લગ્ન હોય તો એ દોષ નહિ.

૯ ક્રાંતિસામ્ય દોષઃ—એ ગણિતગમ્ય છે. તોપણ સામાન્ય ક્રાંતિસામ્ય મેષ અને સિંહ, તુલા અને કુંભ, વૃષભ અને મકર, કર્ક અને વૃશ્ચિક, કન્યા અને મીન અને ધન તથા મિથુનનો વેધ થાય છે. એ વેધની રાશિમાં સૂર્ય અને ચંદ્ર હોય તો ક્રાંતિસામ્ય-સંભવ જાણવો. તેમજ વૃદ્ધિયોગના ચોથા ચરણમાં અને બ્રહ્મયોગના પહેલા ચરણમાં ક્રાંતિસામ્ય સંભવ જાણવો, જો ઉપર જણાવ્યા પ્રમાણે સંભવ હોય અને સૂર્ય તથા ચંદ્રમાનું ૩૩ કળાની અંદર અંતર હોય તો ક્રાંતિ દોષ ચોક્કસ થાય છે. પણ વધારે અંતર હોય તો દોષ નથી, વધારે માટે ૨૧ દોષમાં જુઓ ૧૦ મો દોષ.

૧૦ દગ્ધાતિથીનો દોષઃ—મીન અને ધન સંક્રાંતીમાં બીજ, વૃષભ અને કુંભમાં ચોથ, મેષ અને કર્કમાં છઠ, મીથુન અને કન્યામાં આઠમ, વૃશ્ચીક અને સિંહમાં દશમ, મકર અને તુલામાં દ્વાદશી, એ દગ્ધા તીથીઓ જાણવી. તેમાં શુભ કામનો ત્યાગ કરવો. એનો અપવાદઃ—ગુરૂ, બુધ વા શુક્ર કેન્દ્ર કે ત્રીકોણમાં હોય તો એ દોષ નથી.

## ગોધુલિક ( ગોરજ ) લગ્નની સમજ.

સૂર્ય અર્ધો અસ્ત થાય તે પહેલાં ૧૫ પળ અને પાછળની ૧૫ પળ મળી અર્ધી ઘટીનું ગોધુલીક કે ગોરજ લગ્ન કહેવાય છે. એ વખતે જે રાશિના સૂર્ય ચાલતા હોય તે રાશીથી એ લગ્ન સાતમું આવે છે. તેથી છઠે કે આઠમે ચંદ્ર લગ્નમાં પાપગ્રહ, આઠમાં સ્થાનમાં મંગળ, ગુરુવાર અને શનીવાર, પાત ( વ્યતીપાત અને વૈધૃતીપાત નામના ગણીતથી આવતાં મહાપાત ) એ સર્વેને વર્જીત કરી, ચોખા દીવસે એ ગોધુલીક લગ્નમાં વીવાહ કરે તો વરકન્યાને સુખ મળે. વિઘ્ન સર્વે દૂર થાય અને ધન, પુત્ર, આરોગ્ય અને સર્વ સંપદ આપે છે. એ સમયમાં કોઇપણ નક્ષત્ર, વાર કે તિથી સંબંધી અથવા

લગ્ન સંબંધી દોષ નડતા નથી. કારણ એ ગાયોના આવવાનો વખત છે, તે સમયે ગાયોના પગ (ખરીઓ)થી ઉડતી રજ વરકન્યાનું કલ્યાણ કરનારી છે.

કેટલાક ગોધુલીકમાં કુલીક યોગ, વીષ્ટી ( ભદ્રા ) અને વેધ પણ વર્જવા કહે છે. આ ગોધુલીક શુદ્રોને માટે છે, પણ બ્રાહ્મણાદીકોને માટે નથી–જો કન્યાનો અતિકાળ થતો હોય તો જરુર પડે બ્રાહ્મણાદીકોને પણ અપાય છે.

એ ગોધુલીક માટે કેટલાકનું એવું મત છે કે સુર્યાસ્ત થતી વખતે સુર્યના બિંબનો છેલ્લો ત્રીજો ભાગ જ્યારથી જણાય ત્યારથી બે ઘડી સુધી ગોધુલીક છે.

એ ગોધુલીકમાં ઉપર જણાવ્યા ઉપરાંત વિવાહ સંશોધનમાં જણાવેલી પંચાંગશુદ્ધી જોવી.

લગ્નથી ૧૨–૨–૩ સ્થાનમાં ચંદ્રમા હોય તો અન્ય ગોધુલી અને ૪–૫–૭–૯–૧૨ સ્થાનમાં ચંદ્રમા હોય તો અન્ય ગોધુલી થાય છે, એમ ગર્ગમહર્ષિનું માનવું છે.

## વિવાહમાં લગ્ન શુદ્ધિ.

લગ્નથી ૨–૩–૪–૧૧ મે ચંદ્ર ૧–૨–૪–૫–૯–૧૦–૧૧ મે શુક્ર, ૧–૨–૩–૪–૫–૬–૯–૧૦–૧૧ મે ગુરુ, ૧–૨–૩–૪–૫–૬–૯–૧૧ મે બુધ, ૩–૬–૧૧ મે મંગળ અને ૩–૬–૮–૧૧ મે સુર્ય, શનિ, રાહુ અને કેતુ હોય તો શુભ. તેમજ લગ્નથી ૧–૬–૭–૮–૧૨ મે ચંદ્ર, ૬–૭–૮– મે શુક્ર, ૭–૮ મે ગુરૂ, ૭–૮–૯ મે બુધ, ૭–૮ મે મંગળ, ૭–૪ થે રાહુ ૭ મે સુર્ય, શનિ અને કેતુ અને ૮–૬ કે લગ્ન. નવાંશ અને દ્રષ્કાણના સ્વામીઓ નેષ્ટ અર્થાત્ અશુભ–તજવા.

લગ્નનું મુહુરત નક્કી કરતી વખતે પ્રકરણ ૧૩–૧૪–૧૫ માં બતાવ્યા પ્રમાણે–લગ્નકુંડળી—દોષ અને મેળ જોઇ પછી જો સારૂં આવતું હોય તો લગ્ન નક્કી કરવું.





# પ્રકરણ ૧૩ મું.

## લગ્નનું મહુરત જોતી વખતે નીચે પ્રમાણે શુભાશુભ જોવું.

### સુર્યના બળ વિષે,

વરને અગીઆરમો, ત્રીજો, છઠ્ઠો અને દશમો સુર્ય હોય તો વિવાહમાં શુભ જાણવો, પહેલો, બીજો, પાંચમો, સાતમો અને નવમો સુર્ય હોય તો પૂજા કરવાથી શુભ થાય અને ચોથો, આઠમો અને બારમો સુર્ય હોય અને વિવાહ કરે તો મૃત્યુ થાય.

### ગુરૂનું બળ

જો કન્યાને ૧૧ મો, ૨ જો, ૭ મો, અને ૯ મો ગુરૂ હોય તો શુભ, છઠ્ઠો, પહેલો, ત્રીજો અને દશમો હોય તો પૂજા કરવાથી શુભ થાય અને ચોથો, આઠમો અને બારમો હોય તો નઠારો જાણવો તેમાં વિવાહ કરવાથી મૃત્યુ થાય.

### સુર્ય તથા ગુરૂના દોષ બાબત.

બાર વર્ષની ઉમર પછી કન્યાને અને સોળ વર્ષ પછી વરને ચોથા, આઠમા અને બારમા સુર્યનો અને કન્યાને ચોથા આઠમા અને બારમાં ગુરૂનો દોષ નથી.

### રિકતા તીથી તથા શનીવાર

જો શનીવારે ચોથ, નોમ અને ચૌદશ હોય અને તેમાં કન્યાનો વિવાહ કર્યો હોય તો તેના પતીને સંતાનની વૃદ્ધી થાય.

### જેઠ માસમાં લગ્ન કરવા બાબત.

જન્મમાસ, જન્મનક્ષત્ર, જન્મતિથી, અને જન્મવારમાં અને જેઠમાસમાં પહેલા ગર્ભ ( પહેલા ખોળા ) ની કન્યા અને પુત્રનો વિવાહ કરવો નહિ.

## મંગળના દોષ બાબત.

જન્મ કુંડળીમાં લગ્નમાં ૧ લા, ૧૨ મા, ૪ થા ૭ મા, અને આઠમા સ્થાન ( ભાવ ) માં મંગળ હોય તો વિવાહ કરવો નહિ.

કન્યાની જન્મકુંડળીમાં ઉપર કહેલા સ્થાને મંગળ હોય તો વરનો નાશ થાય અને વરને હોય તો કન્યાનો નાશ થાય. વરને હોય તો પાઘડીએ મંગળ કહેવાય અને કન્યાને તે પ્રમાણે હોય તો ઘાટડીએ મંગળ કહેવાય છે.

પણ જન્મકુંડળીમાં ૭ મા, ૧ લા, ૪ થા ૮ મા અને ૧૨ મા સ્થાનમાં શની હોય તો મંગળનો દોષ જાણવો નાહ.

## ગુરૂ અને શુક્રના અસ્ત વિષે.

કોઇ પણ ગ્રહનો તારો અથવા નક્ષત્રનો તારો આકાશમાં સૂર્યની પાસે આવી જવાથી તેના તેજમાં ડુબી જાય છે, એટલે પૃથ્વી ઉપર રહેલા લોકોને દેખાતો નથી, તેનો અસ્ત થયો છે અથવા તો તે તારો ડુબ્યો છે એમ કહેવાય છે. સૂર્યથી જેટલા અંતર ઉપર આગળ અથવા પાછળ આવવાથી જે તારો અસ્ત પામ્યો, તે તારો પાછો સૂર્યથી તેટલાજ અંતર ઉપર પાછળ અથવા આગળ થાય ત્યારે તેનો ઉદય થાય છે, એટલે તે પૃથ્વી ઉપર રહેલા લોકોને દેખાય છે કોઇ પણ ગ્રહ અથવા નક્ષત્રના ઉદય અસ્તના દિવસ, ગણિતથી નીકળી શકે છે. બીજા ગ્રહો કરતાં ગુરૂ શુક્રના અસ્તમાં વરકન્યાનાં લગ્ન વગેરે કેટલાંક શુભ કામ કરવાની આપણા ગ્રંથકારોએ ના કહેલી છે.

## ગુરૂ અને શુક્રના અસ્તમાં બાલ્ય અને વૃદ્ધત્વના કેટલા કેટલા દિવસો કયાં કયાં કર્મોમાં વર્જિત કરવા.

ગુરૂ અસ્તથી પહેલાં પાંચ દિવસ વૃદ્ધ અને ઉદય પછી પંદર દિવસ બાળક જાણવો. શુક્ર પૂર્વમાં ઉદય થયા પછી ત્રણ દિવસ અને પશ્ચિમમાં ઉદય થયા પછી દશ દિન બાળક, તેમજ પૂર્વમાં અસ્ત થયા પહેલાં દશ દિવસ અને પશ્ચિમમાં અસ્ત થયા પહેલાં પાંચ દિવસ વૃદ્ધ જાણવો એ ગુરૂ અને શુક્રના બાલ્ય, અસ્ત અને વાર્ધક્યના દિવસોમાં ચૌલ કર્મને આરંભી વિવાહ સુધીના સંસ્કાર અને ગૃહવાસ્તુ તથા દેવપ્રતિષ્ઠા આદિ કર્મ કરવાં નહિ તેમજ ગર્ભાધાન આદિ અને અન્નપ્રાશન પર્યન્ત સંસ્કારો કરવામાં અડચણ નથી. મુહૂર્ત માર્તંડના મત પ્રમાણે તો બાલ્યવાર્ધના સાત સાત દિવસ જ ત્યાગ કરવાના છે પણ એ ત્યાજ્યાત્યાજ્ય દેશભેદે કરી માનવામાં આવે છે. તે વધારે મુહૂર્તોના ગ્રંથો જોતાં માલમ પડશે.

## ગુરૂ અને શુક્રના વક્ર તથા અતીચારમાં શુભ કર્મોમાં ત્યાગ કરવાના દિવસો.

ગુરૂના વક્ર પછી ૨૮ દિવસ સંસ્કાર વ્રતબંધ અને વિવાહાદિ કર્મોમાં ત્યાગ કરવા, તેમજ ગુરૂના અતિચાર પછી ૨૮ દિવસ રેવા નદીના ઉત્તર તટ તરફ વર્જિત કરવા. બીજે ઠેકાણે આવશ્યક નથી.

## સિંહસ્થ વર્ષ.

સિંહરાશિનો બ્રહસ્પતિ જ્યાંસુધી રહે ત્યાંસુધી તે સિંહસ્થ વર્ષ કહેવાય છે. તેમાં લગ્ન વગેરે શુભ કામ કરવાની આપણા ગ્રંથકારોએ ના કહેલી છે. તે પ્રમાણે આપણા આર્ય લોકો માનતા આવેલા છે. પણ પારસી લોકોના ધર્મશાસ્ત્રના ગ્રંથોમાં સિંહરાશિનો બ્રહસ્પતિ હોય તો તેમાં શુભ કામ ફરમાવ્યું છે. એ લોકોનાં ધર્મશાસ્ત્ર પ્રમાણે. કોઇ ઠેકાણે શુભ કે અશુભ દિવસ છે જ નહિ. જે દિવસે વરકન્યાને લગ્ન કરવાની ઇચ્છા હોય, તે દિવસે તેમનાં લગ્ન કરવાને કહેલું છે.

## મકરસ્થ ( નીચના ગુરૂનું ) વર્ષ

નીચ ( મકર ) ના બૃહસ્પતિ જ્યાં સુધી હોય ત્યાં સુધી મગધ ગૌડ, સિંધ અને કોકણ એ દેશોમાં વિવાહાદિ શુભ કાર્યો કરવાં નહિ. બીજા દેશોમાં પણ નહિ થવાં જોઈએ પણ જો અવશ્ય હોય તો તેના પરિહાર તરીકે પ્રથમના પ્રથમના બે માસ ( નીચાંશ સુધીનો વખત ) તજી કરી પછી વિવાહાદિ કાર્યો કરવા કોઇક આચાર્ય કહે છે.

## વરને લગ્ન વખતે સુર્ય અનુકુળ કરી લેવા સારૂ તેની પુજાની સમજ.

વરની જન્મ રાશિથી ૧–૨–૫–૭–૯ એટલામી રાશિમાં સૂર્ય હોય તો તે નબળો ગણાય છે માટે તેની પૂજા કરાવ્યા પછી લગ્ન કરવું અને ૪–૮–૧૨ મી રાશિમાં સૂર્ય હોય તો તે પૂજા કરવાથી પણ અનુકૂળ થતો નથી. જો કન્યાકાળ વ્યતીત થતો હોય અથવા કોઇ આવશ્યક લગ્ન કરવાની ફરજ પડતી હોય તો ૧૨ મા અને ૪ થા સૂર્યની બમણી પૂજા કરાવવી, તેમજ ૮ મા સૂર્યની ત્રણગણી પૂજા કરાવવી, જેથી અડચણ નડતી નથી. જો સૂર્ય બીજો પાંચમો, અને નવમો હોય અને તેના ૧૬ અંશ ગયા હોય તો બાકીના અંશો શુભ છે. તે પૂજ્ય કે દોષવાળા ગણાતા નથી.

## વરકન્યા બન્નેને ચંદ્રનું બળ જોઇએ માટે તે ચંદ્ર અનુકુળ કરી લેવા સારૂ તેની પુજાની સમજ.

ચંદ્રમા જન્મની રાશિથી ફક્ત ૪–૮–૧૨ મી રાશિમાંજ અશુભ કહેવાય છે. તેમાં ૧૨ મા ચંદ્રને માટે કેટલાંક એવાં પ્રમાણો નીકળે છે કે તે વિવાહમાં બાધ કરતો નથી. તેમજ કેટલાંક પ્રમાણો કૃષ્ણ-પક્ષનો ક્ષીણ ( કૃષ્ણપક્ષની અષ્ટમીથી શુકલપક્ષની પંચમી પર્યન્તનો ) ચંદ્રમા જો ૪–૮ મો હોય તોપણ અડચણ નથી એમ છે. તોપણ જો વરકન્યામાંથી એકને પણ જો ૧૨ મો ચંદ્ર હોય તો તેની એક-વડી પૂજા કરવી, ચોથો હોય તો બમણી ને ૮ મો હોય તો ત્રણ-ગણી પૂજા કરી લગ્ન કરવામાં બાધ નથી.

કેટલાક જન્મના ચંદ્રને પણ નેષ્ટ ગણે છે. પણ વરાહ ઋષિનો ચોકસ મત છે કે વિવાહમાં જન્મનો ચંદ્ર કંઇ અડચણકારક છે જ નહી, પણ વકત ક્ષૌર (ચૌલ) અને યાત્રાને માટે અશુભ છે. ઘાતચંદ્ર વીવાહમાં બાધકારક નથી પણ યાત્રાદીકમાં બાધકારક છે.

## કન્યાઓને લગ્ન વખતે ગુરુ અનુકુળ કરી લેવા સારૂ તેની પૂજાની સમજ.

કન્યાઓની જન્મરાશીઓથી ૧, ૩, ૬, ૧૦ એટલામો ગુરુ હોય તો તે નબળો ગણાય છે, માટે તેની પૂજા કરવાથી તે અનુકૂળ થાય છે. માટે પૂજા કર્યા પછી લગ્ન કરવું અને ૪, ૮ અને ૧૨ મો ગુરુ હોય તો તે પૂજા કરવાથી પણ અનુકૂળ થતો નથી. પણ જો તે પોતાના ઘરનો કે ઉચ્ચનો હોય તો અનુકૂળ થાય. હવે કન્યાને પરણાવવાનો સમય જતો રહેતો હોય અથવા સારો ( બધી રીતે મેળવાળો ) વર ગળી આવેલો રહે એમ હોય તો ચોથા તથા બારમા ગુરુની બમણી ( મોહોટી ) પુજા કરવાથી તે અનુકૂળ થાય છે અને આઠમો તો બનતાં સુધી ન જ લેવો. અતિ સંકટ હોય તો તેની પણ ત્રિગુણ પૂજા કરી લગ્નનું કામ કરી લેવું.

## કઇ વખતે કયું લગ્ન છે તે જોવાની રીત.

આખો દીવસ તથા આખી રાત્રી મળી ૧૨ લગ્ન ભોગવાય છે, તે દરેક લગ્ન નીચે બતાવ્યા પ્રમાણેના વખત સુધી રહે છે પછી બીજું લગ્ન બેસે છે.

૧ જન્માક્ષરના પ્રકરણમાં લગ્ન નક્કી કરવાની બીજી રીત પણ આપેલી છે.

| લગ્ન | મેષ | વરખ | મિથુ | કર્ક | સિંહ | કન્યા | તુલા | વૃશ્ચિક | ધન | મકર | કુંભ | મીન |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ઘડી | ૩ | ૪ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૪ | ૩ |
| પળ | ૫૮ | ૨૭ | ૧૦ | ૩૬ | ૩૧ | ૧૮ | ૧૮ | ૩૧ | ૩૬ | ૧૦ | ૨૭ | ૫૮ |
| તેમાંથી દરરોજ ઘટાડાની પળ | ૮ | ૯ | ૧૦ાા | ૧૧ાા | ૧૧ા | ૧૧ | ૧૧ | ૧૧ા | ૧૧ાા | ૧૦ાા | ૯ | ૮ |

સમજણ—જે દિવસે જે રાશીનો સૂર્ય ચાલતો હોય તે રાશીનું લગ્ન તે દિવસે સવારમાં બેસે. જેમકે મેષ રાશીનો સૂર્ય જે દિવસે બેસે તે દિવસે સવારમાં સૂર્યના ઉદય વખતે મેષ લગ્ન ૩ ઘડી ૫૮ પળ રહે, પછી વરખ લગ્ન બેસે તે ૪ ઘડી અને ૨૭ પળ રહે એ રીતે એક પછી એક અનુક્રમે લગ્ન બેસે તે તેની નીચે બતાવેલી ઘડી પળ સુધી રહે એકંદર બધા લગ્નોની ઘડીઓ ગણતાં ૬૦ ઘડી થશે.

જે દિવસે સૂર્ય બદલાય અને જે રાશી ઉપર સૂર્ય આવે તે રાશીનું લગ્ન તે દિવસે સવારમાં હોય. જેમકે વરખનો સૂર્ય હોય તો સવારમાં વરખ લગ્ન, અને મિથુનનો સૂર્ય હોય તો સવારમાં મિથુન લગ્ન હોય એવી રીતે તે દિવસે સૂર્ય જે રાશી ઉપર હોય તે રાશીનું લગ્ન સવારમાં છે એમ સમજવું.

વળી જે દિવસે સૂર્ય બદલાય તે દિવસે તે રાશીનું લગ્ન સવારમાં ઉપર બતાવેલી ઘડી પળ સુધી રહે પણ ત્યાર પછી દરરોજ તેમાંથી તે ઘડી–પળની નીચે બતાવેલી ઘટાડાની પળ પ્રમાણે કપાતી જાય જેમકેઃ—

મેષનો સૂર્ય જે દિવસે બેસે તે દિવસે સવારમાં મેષ લગ્ન બેસે તે ૩ ઘડી ૫૮ પળ રહે, બીજે દિવસે તેમાંથી ૮ પળ ઓછું થાય એટલે ૩ ઘડી ને ૫૦ પળ રહે પછી વરખ લગ્ન બેસે. ત્રીજે દિવસે

૩ ઘડી અને ૪૨ પળ રહે અને પછી વરખ લગ્ન બેસે. એ રીતે દરરોજ આઠ આઠ પળ ઓછું થાય તે મેષનો સૂર્ય બદલાઇ વરખનો થાય ત્યાં સુધીમાં સવારનું મેષ લગ્ન પુરૂં થાય. પછી વરખનો સૂર્ય બેસે તે દિવસે વરખનું લગ્ન સવારમાં બેસે તે ૪ ઘડી ૨૭ પળ રહે પછી મિથુન લગ્ન બેસે અને બીજે દિવસેથી ઉપલા કોટકમાં બતાવ્યા મુજબ નવ નવ પળ ઓછું થાય એટલે ૪ ઘડી ૧૮ પળ રહે પછી મિથુન બેસે એવી રીતે એક માસ સુધી સૂર્ય બદલાતાં સુધી ઓછું થતું જાય.

એવી રીતે દરેક રાશીના સૂર્યમાં પોતાની રાશીનું લગ્ન સવારમાં બેસે અને પછી બીજા દિવસથી દરરોજ ઉપલા કોષ્ટકમાં બતાવેલી પળ કમતી થતી જાય—

ઉપરના કોષ્ટકમાં બતાવ્યા મુજબ એક પછી એક અનુક્રમે સવારથી બીજા દિવસના સવાર સુધી ૧૨ લગ્ન આવે છે જેમકે મેષ પછી વરખ પછી મિથુન વિગેરે.

## ૨ લગ્ન ઉપરથી આવતાં નવ પંચક જોવાની રીત.

વિવાહ લગ્ન વિગેરે શુભ કામમાં, ઘરનું ખાત કરતી વખતે, વાસ્તુ કરતી વખતે, રાજા કે શેઠને ત્યાં નોકરી રહેતી વખતે, પરગામ જતી વખતે, છોકરાને જનોઇ દેતી વખતે, તથા એવાજ શુભ કામ માટે સારૂં લગ્ન ( મહુરત ) નક્કિ કરવું પડે છે. તે ઉપરથી જે તિથીના રોજ લગ્ન આવ્યું હોય તે તિથીમાંથી એક કમી કરી તેમાં તે દિવસે જે લગ્ન આવતું હોય તે લગ્નની રાશીથી–મેષ રાશી સુધી ગણતાં જેટલી સંખ્યા થાય તેટલી સંખ્યા ઉમેરવી પછી જે સરવાળો થાય તેને નવે ભાગવા જો શુન્ય, ત્રણ, પાંચ અને સાત શેષ રહે તો પંચક નથી એમ સમજવું. અને તેથી તે લગ્ન સારૂં સમજવું. એક શેષ રહે તો મૃત્યુપંચક જાણવું, તે વિવાહના કામમાં બુધવાર અને શુક્રવારને રોજ બીલકુલ ત્યાગ કરવું, પણ તે બંને સિવાય બીજા વારો હોય તો સાયંકાળનો વખત ત્યાગ કરવો. બીજા વખતમાં વિવાહનું કામ કરવું હોય તો બાધ નથી.

બે શેષ રહે તો અગ્નિ પંચક—જાણવું—તેમાં ઘરનું ખાત મહુરત તથા વાસ્તુ મહુરત કરવું હોય તો તે વખતે ત્યાગ કરવું અને મંગળવારને રોજ તો જરૂર ત્યાગ કરવું.

૩ શેષ રહે તો નીઃપંચક—સમજવું તેમાં કોઇ પણ શુભ કામ કરવું હોય તો તે અનુકૂળ છે.

૪ શેષ રહે તો રાજપંચક—જાણવું—તે પ્રથમ નોકરી રહેવાના મહુરતમાં ત્યાગ કરવું અને સોમ અને શનિવારે તો જરૂર ત્યાગ કરવું,

૫ શેષ રહે તો નીઃપંચક—જાણવું. આ પંચક દરેક શુભ કામ માટે સારૂં છે.

૬ શેષ રહે તો ચોરપંચક—સમજવું–તે યાત્રા જતી વખતે, વેપાર વગેરેના સારા કામ માટે, પરદેશ જતી વખતે ત્યાગ કરવું, પરંતુ તે દિવસે જો ગુરૂવાર કે મંગળવાર આવતો હોય તો જરૂર ત્યાગ કરવું.

૭ શેષ રહે તો નિઃપંચક સમજવું—તે દરેક સારૂં કામ કરવા માટે શુભ છે.

૮ શેષ રહે તો રોગપંચક—જાણવું તે જનોઇ દેવાના કામમાં ત્યાગ કરવું અને જો તે દિવસે રવીવાર હોય તો જરૂર ત્યાગ કરવું.

---

## પ્રકરણ ૧૪ મું.

---

### લગ્ન વખતે નીચે પ્રમાણે લગ્ન કુંડળી જોઇ લગ્ન નક્કી કરવું.

આગલા પ્રકરણમાં બતાવ્યા મુજબ જન્મકુંડળીની માફક લગ્નનો જે વખત નક્કી કર્યો હોય તે વખતની લગનપત્રિકા બનાવવામાં આવે છે તેમાં જોઇ તેમાં જો કન્યાને શુભ ફળ મળે તેવું હોય અને દોષ ન આવતો હોય તો તે મહુરતે લગ્ન કરવાં, નહિ તો બીજું મહુરત જોવું, ( કુંડળી જોવા માટે જન્મ કુંડળીનું પ્રકરણ જોવું જેથી સમજણ પડશે. )

### શરીરનું સ્થાન ૧ લું.

લગ્ન પત્રિકાના પહેલા સ્થાન (લગ્ન) માં મંગળ કે સૂર્ય હોય તો કન્યા વિધવા થાય, રાહુ હોય તો પુત્રવાળી થાય; મૃત્યુ પામે, શની હોય તો નીર્ધન થાય, બુધ, તથા ગુરૂ ને શુક્ર હોય તો કન્યા પવિત્ર થાય અને ચંદ્ર હોય તો તે કન્યા થોડું જીવે.

## ધનસ્થાન ૨ જું.

બીજા સ્થાનમાં રવી, મંગળ, શની અને રાહુ પૈકી કોઈ પણ ગ્રહ હોય તો કન્યા દરિદ્રી અને દુઃખી થાય. બુધ, ગુરૂ અને શુક્ર પૈકી ગમે તે એક હોય તો ધનવાન અને સાભાગ્યવંતી થાય. અને ચંદ્ર રહ્યો હોય તો તે કન્યા પુત્રવાળી થાય.

## ભ્રાતૃસ્થાન ૩ જું.

ત્રીજા ભાવમાં સૂર્ય, ચંદ્ર, મંગળ, ગુરૂ, શુક્ર અને બુધ પૈકી કોઈ પણ એક ગ્રહ હોય તો તે કન્યા ઘણા પુત્રવાળી અને ધનવાન થાય, શની હોય તો સૌભાગ્ય રહે, અને રાહુ હોય તો તે કન્યા મરણ પામે.

## મિત્રસ્થાન ૪ થું.

ચોથા સ્થાનમાં શની હોય તો તે કન્યાને થોડું સુખ મળે, સુર્ય કે ચંદ્ર હોય તો કન્યા કપટી થાય, રાહુ હોય તો વેર કરાવે, મંગળ હોય તો થોડા ધનવાળી થાય, અને બુધ, ગુરૂ અને શુક્ર પૈકી ગમે તે એક હોય તો તે કન્યાને સુખ મળે.

## પુત્રસ્થાન ૫ મું.

આ સ્થાનમાં સુર્ય કે મંગળ હોય તો તે કન્યાને નઠારો પુત્ર થાય, રાહુ હોય તો તે કન્યાનું મૃત્યુ થાય, શની હોય તો ઘણા પુત્ર થાય અને ચંદ્ર હોય તો તે કન્યાને પુત્રી થાય.

## શત્રુસ્થાન ૬ ઠું.

આ સ્થાનમાં ચંદ્ર હોય તો કન્યા વિધવા થાય, બુધ હોય તો ક્લેશ થાય, શુક્ર હોય તો દરિદ્રી થાય અને શની, સુર્ય, મંગળ કે ગુરૂ પૈકી ગમે તે એક ગ્રહ હોય તો તે કન્યા સાભાગ્યવંતી તથા માયાળુ થાય.

## પતીસ્થાન ૭ મું.

આ ભાવમાં એક પણ ગ્રહ રહ્યો હોય તોપણ કન્યા વિધવા થાય, અને મૃત્યુ પામે.

## મૃત્યુસ્થાન ૮ મું.

આ સ્થાનમાં મંગળ હોય તો કન્યા રોગી થાય, શની હોય તો ધનવાળી થાય, અને પતીનો પ્યાર મેળવે, બુધ કે ગુરૂ હોય તો બીજાથી વિયોગ કરાવે. ચંદ્ર, શુક્ર તથા રાહુ પૈકી ગમે તે એક હોય તો મૃત્યુ થાય અને સુર્ય હોય તો તે કન્યા સૌભાગ્યવંતી હોય.

### ધર્મસ્થાન ૯ મું.

આ સ્થાનમાં બુધ હોય તો નીરોગી રહે, ચંદ્ર હોય તો પ્રસવ વખતે દુઃખ થાય, રાહુ કે શની હોય તો વીધવા થાય, અને સુર્ય, શુક્ર, મંગળ કે ગુરૂ પૈકી ગમે તે એક હોય તો તે કન્યા ધર્મ ઉપર પ્રીતીવાળી થાય.

### કર્મસ્થાન ૧૦ મું.

આ સ્થાને મંગળ હોય તો મૃત્યુ થાય, સુર્ય કે શની હોય તો પાપીષ્ટ થાય. રાહુ હોય તો વીધવા થાય, ચંદ્ર હોય તો ધન વગરની, જુઠું બોલનારી અને વ્યભીચારીણી થાય અને બુધ, ગુરૂ શુક્ર પૈકી કોઇ પણ એક ગૃહ હોય તો ધનવાન ને સાભાગ્યવંતી થાય.

### લાભસ્થાન ૧૧ મું.

આ સ્થાને ચંદ્ર કે શની હોય તો ધનવાળી થાય, રાહુ હોય તો વીધવા થાય, બુધ કે શુક્ર હોય તો ધનનો સંગ્રહ કરવાવાળી થાય ગુરૂ હોય તો લાંબા આયુષ્યવાળી તથા સારા ગુણવાળી થાય, સુર્ય કે મંગળ બેઠો હોય તો તે કન્યા પુત્રવાળી થાય.

### ખર્ચસ્થાન ૧૨ મું.

આ સ્થાને સુર્ય હોય તો દરીદ્રી થાય, ચંદ્ર હોય તો ધનનો નાશ કરનારી થાય, મંગળ કે શની હોય તો મદ્યપાન કરનારી થાય, રાહુ હોય તો વ્યભીચારીણી થાય. ગુરૂ હોય તો ધનવાન થાય, શુક્ર હોય તો પતીવ્રતા થાય અને બુધ હોય તો ઘણા પુત્રવાળી આ કન્યા થાય.

---

## લગ્ન વખતનો લગ્ન કુંડળીના દરેક ભાવમાં રહેલા ગ્રહોનું ભાવવાર ફળ.

| કુંડળીના ૧ થી ૧૨ ભુવન | સૂર્ય | ચંદ્ર | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | મરણ ભીતિ | નાશ | મૃત્યુ ભય | સત્પ્રીતિ | લક્ષ્મી પ્રાપ્તિ | સુભગા પ્રાપ્તિ | સ્વછંદા |
| ૨ | નૈસ્વમ | સંપદાપ્તિ | શોકવાન | સારી બુદ્ધિ | સારો યશ | સારા વૈભવ | કદર્શન |
| ૩ | ધનાગમ | સારો યશ | બહુધન | સારા ગુણ | સારી પ્રીતિ | મદસેવી | વલ્લભ |
| ૪ | ભાઇની હાનિ | બંધુ વૃદ્ધિ | ભાઇથી વેર | બંધુ પૂજા | ક્ષેમ વૃદ્ધિ | મહત્વવાન્ | વિશિલ |
| ૫ | પુત્ર પીડા પામે | પ્રજાપાત | કુબુદ્ધિ | સુતાપ્તિ | ઇષ્ટ પ્રાપ્તિ | સંમાન પામે | વ્યાધી ભય |
| ૬ | ધનાપ્તિ | મૃત્યુ ભય | લક્ષ્મી લાભ | સદૈપક્ષ | અતિભય | નિધન | સુશ્રીલાભ |
| ૭ | ભરથાર હાનિ | સાપત્ન્ય | મૃતિપદ | વિપુત્ર | વિરક્તિ | સર્વ નાશ | મૃત્યુપીડા |
| ૮ | ચિરાયુ | પ્રવ્રજ્યા | વંશ નાશ | પતી નાશ | પાપિષ્ઠ | સારો વય | સુખમ |
| ૯ | શ્રેયો હાનિ | કન્યા પ્રાપ્તિ | સ્રી દ્વેષ | ધર્મ બુદ્ધિ | ધર્મગતિ | ધર્મરત | ગર્ભપાત |
| ૧૦ | વ્યાધિ ભય | ધનાગમ | વ્યસની | પૃથ્વી લાભ | ભૂરીલાભ | બહુગુણી | દુતાશક્તિ |
| ૧૧ | અર્થાગમ | સંભોગ | પુત્રવાન્ | સારી બુદ્ધિ | સુસાખ્ય | સંપદાપ્તિ | સારા વિભવ |
| ૧૨ | રોગ ભીતિ | દાસી કર્મ | રાજાભય | સ્રી હાની | શત્રુ ભય | ધનક્ષય | વક્રરોગ |

સમજુતીઃ—લગ્ન કુંડળીમાં જે ગ્રહો પડયા હોય તેનું દરેક ભાવનું ફળ ઉપર પ્રમાણે સમજવું. જેમકે પેહેલા ભાવમાં સૂર્ય હોય તો મરણ ભીતી, ચંદ્ર હોય તો નાશ, બીજા ભાવમાં સૂર્ય હોય તો નૈસ્વમ, ચંદ્ર હોય તો સંપદાપ્તિ એ પ્રમાણે દરેક ભાવનું-ગ્રહ પ્રમાણેનું ફળ કોઠામાં જોઈ શકાય છે.



# પ્રકરણ ૧૫ મું.

## લહેણાદેણી.

વરકન્યાને એક બીજા સાથે કેવી લેણાદેણી છે તે બાબત આ પ્રકરણમાં- લેણાદેણી, સામી પ્રીત-મેળ વિગેરે જોઇ બનતી રાશી આવે તો તેમનું લગ્ન કરવું.

## સારી લેણાદેણી.

જન્મરાશી ઉપરથી બંનેની એક રાશી હોય તો બે જણનો બનાવ સારો રહે, ત્રીજી અને અગીઆરમી રાશીવાળા; મેષ અને મિથુન રાશીવાળા, વરખ અને કર્ક; મિથુન અને સિંહ, કર્ક અને કન્યા, સિંહ અને તુલા, કન્યા અને વૃશ્ચિક, તુલા સાથે ધન, વૃશ્ચિક સાથે મકર, ધન સાથે કુંભ, મકર સાથે મીન, કુંભ સાથે મેષ, અને મિન સાથે વરખ રાશીવાળાનો મેળાપ સારો રહે.

તેમજ દશમી અને ચોથી રાશીવાળાને પણ સારી પ્રીતી રહે. જેમ મેષ સાથે કર્કને, વરખ સાથે સિંહને, મિથુન સાથે કન્યાને, કર્ક સાથે તુલાને, સિંહ સાથે વૃશ્ચિકને, કન્યા સાથે ધનને, તુલા સાથે મકરને, વૃશ્ચિક સાથે કુંભને, ધન સાથે મીનને, મકર સાથે મેષને, કુંભ સાથે વરખને; અને મીન સાથે મિથુન રાશીવાળાને મેળાપ સારો રહે.

એ પ્રમાણે હોય તો તેમનું લગ્ન કરવું.

## સામી પ્રીત.

એક અને સાત રાશીવાળાને સામીપ્રીત છે તેમાં પણ સારો બનાવ રહે. જેમ મેષ સાથે તુલાને, વરખ સાથે વૃશ્ચિકને, મિથુન સાથે ધનને, કર્ક સાથે મકરને, સિંહ સાથે કુંભને, કન્યા સાથે મીનને, તુલા સાથે મેષને, વૃશ્ચિક સાથે વરખને, ધન સાથે મિથુનને, મકર સાથે કર્કને, કુંભ સાથે સિંહને અને મીન સાથે કન્યા રાશીવાળાને લેણાદેણી સાધારણ છે.

## મૃત્યુ ષડષ્ટક.

મેષ રાશીવાળા સાથે કન્યારાશીને, તુલા સાથે મીનને, કુંભ સાથે મીનને, કુંભ સાથે કર્કને, મિથુન સાથે વૃશ્ચિકને, મકર સાથે સિંહને, અને વરખ સાથે ધન રાશીવાળાને લેણાદેણી સારી નથી એટલે માણસની હાની થાય તેવું ષડષ્ટક જાણવું માટે તે તે રાશીના વરકન્યાનાં લગન કરવાં નાહ.

## પ્રીતી ષડષ્ટક.

મીન રાશીવાળાને સિંહરાશીવાળા સાથે, વરખ સાથે તુલાને, મકર સાથે મિથુનને, વૃશ્ચિક સાથે મેષ રાશીવાળાને બનાવ સારો છે, તેને પ્રીતી ષડષ્ટક કહે છે.

## દ્વિર્દ્વાદશ.

કુંભ રાશીવાળાને મીનરાશીવાળા સાથે, મેષ સાથે વરખને મીથુન સાથે કર્કને, તુલા સાથે વૃશ્ચીકને, સિંહ સાથે કન્યાને અને ધન સાથે મકર રાશીવાળાને બનાવ રહેતો નથી. એવાં વરકન્યાનો સંબંધ કર્યો હોય તો દ્રવ્યની તંગી રહે અને મૃત્યુકારક જાણવાં.

મીન રાશીવાળાને મેષ રાશીવાળા જોડે, મકર સાથે કુંભને, વરખ સાથે મિથુનને, વૃશ્ચિક સાથે ધનને, કન્યા સાથે તુલાને, અને કર્ક સાથે સિંહને સારી લેણાદેણી છે.

## નવ પંચક.

કન્યા રાશીવાળાને મકર રાશીવાળા સાથે, વૃશ્ચીક સાથે મીનને, અને કુંભ સાથે મીથુનને લેણાદેણી સારી નથી. વરકન્યા એ રાશીવાળાં હોય તો પ્રજા થાય નહી.

મેષ રાશીવાળાને સિંહરાશીવાળા જોડે, વરખ જોડે કન્યાને મીથુન સાથે તુલાને, કર્ક સાથે વૃશ્ચીકને, સિંહ સાથે ધનને, તુલા સાથે કુંભને, ધન સાથે મેષને, કર્ક સાથે વરખને અને મીન સાથે કર્ક રાશીવાળાને મધ્યમ લેણાદેણી છે.

## બારે રાશીવાળાના અક્ષરો ઉપરથી આઠ વર્ગો પાડી લેણાદેણી જોવાની રીત.

ક, ખ, ગ, ઘ, ઙ, બિલાડો; ચ, છ, જ, ઝ, ઞ, સિંહ; ટ, ઠ, ડ, ઢ, ણ કુતરો. ત, થ. દ. ધ, ન સાપ, પ, ફ, બ, ભ, મ. ઉંદર, ય, ર, લ. વ, હરણ. શ, ષ, સ, હ, ઘેટો. અને અ, ઇ, ઉ; ગરૂડ.

જે અક્ષર ઉપર જે નામ હોય તે અક્ષરવાળા નામનું ઉપર

કહેલું જાનવર તેનો વર્ગ જાણવો. જેમકે કમળાશંકર એ નામ
વરને પરસન એ નામની સ્ત્રી સાથે બનાવ જોવો હોય તો કમળા
કરના પહેલા ક અક્ષરનો બિલાડીનો વર્ગ છે અને પરસનના પહે
પ, અક્ષર ઉપર ઉંદરનો વર્ગ છે, હવે બિલાડીને અને ઉંદરને વે
માટે આ બેનું લગ્ન કરવાથી તેમનો બનાવ સારો રહે નહી. તેવી ર
કોઈનો નોકર રાખતી વખતે તેમ વેપારમાં કોઈનો ભાગ રાખ
વખતે પણ જોવાય છે.

બિલાડાને અને ઉંદરને વેર, સિંહને અને હરણને વેર, કુતર
અને ઘેટાને વેર. સાપને અને ગરૂડને વેર છે માટે એ પ્રમાણે
જોઇ વેર ન આવતું હોય તો વરકન્યાનુ લગ્ન કરવું.

### વર્ણ જોઇ લેણાદેવી જોવાની રીત.

લેણાદેણી જોવા સારૂ નીચે પ્રમાણે વર્ણ જોવો.

કર્ક, વૃશ્ચિક, મીન એ રાશી બ્રાહ્મણ વર્ણની જાણવી.

મેષ, સિંહ અને ધન રાશી, ક્ષત્રિય વરખ, કન્યા અને મ
વૈશ્ય અને મિથુન, તુલા અને કુંભરાશીવાળાની શુદ્ર વર્ણ જાણ

બ્રાહ્મણ વર્ણ—ઉત્તમ, ક્ષત્રીય તેથી ઉતરતો વૈશ્ય તેથી ઉત
અને શુદ્ર વર્ણ નીચ વર્ણ જાણવો.

વરકન્યાનો એકજ વર્ણ આવતો, હોય તો સારો મેળ રહે. અ
જીંદગી સુધી સુખી રહે. ઉંચ વર્ણનો વર અને નીચ વર્ણની
હોય તો પણ બેની વચ્ચે સારો મેળ રહે. પણ ઉંચા વર્ણની ક
હોય અને નીચા વર્ણનો વર હોય તો બેનો મેળ રહે નહી, વર
નાશ થાય. કદાપી વર જીવે તો તેનો મોટો દિકરો નાશ પામે.

### લેણાદેણી જોવા માટે બારે રાશીનાં બીજાં નામ જોઇ તેમનો મેળ જોવાની રીત.

મેષ, વૃષભ, અને સિંહ રાશીવાળાની પશુ રાશી જાણવી.

મિથુન, કન્યા અને તુલા રાશીની મનુષ્યરાશી જાણવી.

મકર અને મીન રાશીની જળચર રાશી જાણવી.

કર્ક અને વૃશ્ચિકની કીટ રાશી જાણવી.

ધન રાશીની પશુ તથા મનુષ્ય રાશી જાણવી.

કુંભ રાશીની મનુષ્ય તથા જળચર રાશી જાણવી.

વરકન્યાની બંનેની જળચર રાશી હોય, બંનેની મનુષ્ય રા
હોય, એકની સિંહ સિવાય; પશુ રાશી હોય અને બીજાની મનુ

રાશી હોય; અને એકની જળચર તથા બીજાની પશુ રાશી હોય તો તે બેનો મેળ સારો રહે.

જળચર રાશીને અને મનુષ્ય રાશીને મેળ રહે નહી તેમ સિંહ અને વૃશ્ચિકને મેળ રહે નહિ. માટે વરકન્યાનાં લગ્ન નક્કી કરતી વખતે પ્રથમ તેમની રાશીનો મેળ જોઈ જો મેળ આવે તો લગ્ન કરવું.

મનુષ્ય રાશી દિવસે બળવાળી જાણવી, પશુ રાશી રાત્રીએ બળવાળી જાણવી. અને કીટ રાશી સંધ્યા વખતે બળવાળી જાણવી.

## લેણાદેણી જોવા માટે તારાબળ વિચાર.

કન્યાના જન્મ નક્ષત્રથી વરના જન્મનક્ષત્ર સુધી અને વરના જન્મનક્ષત્રથી કન્યાના જન્મનક્ષત્ર સુધી ગણી તેમાં જુદા જુદા નવે ભાગતાં શેષ ત્રણ, પાંચ અને સાત રહે તો અશુભ એટલે એ બે વર કન્યાને મેળ રહે નહી.

## લેણાદેણી જોવા માટે નક્ષત્ર ઉપરથી યોનીની સમજણ.

જન્મનક્ષત્ર અશ્વિનિ અને શતભિષા હોય તો અશ્વયોની, રેવતી અને ભરણી હોય તો હાથીની યોની. કૃતિકા અને પુષ્ય હોય તો બકરાની, રોહિણી અને મૃગશિર્ષ હોય તો સાપની, આર્દ્રા અને મુળ હોય તો કુતરાની, પુનર્વસુ અને આશ્લેષા હોય તો બિલાડાની, મઘા અને પૂર્વાફાલ્ગુની હોય તો ઉંદરની, પૂર્વાભાદ્રપદ અને ધનિષ્ટા હોય તો સિંહની, હસ્ત અને સ્વાતી હોય તો ભેંશની, ચિત્રા અને વિશાખા હોય તો, વાઘની, અનુરાધા અને જ્યેષ્ટા હોય તો, હરણની અને પૂર્વાષાઢા તથા શ્રવણ જન્મનક્ષત્ર હોય તો વાંદરાની યોની સમજવી. ઉત્તરાષાઢા અને અભિજીત હોય તો નોળીઆની, ઉત્તરા ફાલ્ગુની તથા ઉત્તરાભાદ્રપદ હોય તો ચોપગાં ગાયની યોની જાણવી.

હવે વરકન્યાનો મેળ જોતી વખતે તેમના જન્મનક્ષત્ર ઉપરથી ઉપર પ્રમાણે કઇ યોની છે તે જોવું, પછી બંને યોનીનો મેળ નીચે પ્રમાણે જોવો,

સિંહ અને હાથીને વેર, ગાય અને વાઘને વેર, ઘોડા અને ભેંસને વેર, કુતરા અને હરણને વેર, ઉંદર અને બીલાડીને વેર, વાંદરા અને બકરાને વેર, તથા સાપને અને નોળીઆને વેર સમજવું; એવી રીતે એક બીજાને વેરની યોની આવતી હોય તો તેમને મેળ રહે નહિ માટે તેવી યોનીવાળા નક્ષત્રમાં જન્મ થયા હોય તેવાં વરકન્યાનાં લગ્ન કરવાં નહિ.

## વરકન્યાનો મેળ જોવા સારૂ જન્મનક્ષત્ર ઉપરથી ગણુ જોવાની રીત.

જન્મનક્ષત્ર અશ્વિનિ, મૃગશીર્ષ, રેવતી, પુનર્વસુ, હસ્ત, પુષ્ય, અનુરાધા, શ્રવણ. અને સ્વાતિ હોય તો તેનો દેવગણુ જાણવો. જન્મનક્ષત્ર પૂર્વાફાલ્ગુની, પૂર્વાષાઢા, પૂર્વાભાદ્રપદ, ઉત્તરાફાલ્ગુની, ઉત્તરાષાઢા, ઉત્તરાભાદ્રપદ, આર્દ્રા, રોહિણી અને ભરણી હોય તો તેનો મનુષ્યગણુ જાણવો.

જન્મનક્ષત્ર કૃતિકા, મઘા, આશ્લેષા, વિશાખા, શતભિષા, ચિત્રા, જ્યેષ્ઠા, ધનિષ્ઠા, અને મૂળ હોય તો તેનો રાક્ષસગણુ કહેવાય છે.

વરકન્યાનો મેળ જોતી વખતે બંનેના જન્મનક્ષત્ર ઉપરથી ઉપર પ્રમાણે ગણુ કાઢવા, જો વરકન્યાનો એકજ ગણુ આવે તો અધિક પ્રીતિ રહે, એકનો દેવ અને બીજાનો મનુષ્ય ગણુ આવે તો બનાવ સાધારણ રહે અને મનુષ્ય તથા રાક્ષસ ગણુ આવે તો મનુષ્ય ગણુવાળાનું મૃત્યુ થાય, એકનો દેવગણ અને બીજાનો રાક્ષસગણુ હોય તો બંનેને રોજ કલેશ થાય.

માટે ઉપર પ્રમાણે એક બીજાનો મેળ સારો આવતો હોય તો લગ્ન સંબંધ કરવો.

## મેળ જોવા સારૂ નક્ષત્ર ઉપરથી નાડી જોવાની રીત.

જન્મનક્ષત્ર આર્દ્રા, જ્યેષ્ઠા, મૂળ, અશ્વિનિ, હસ્ત પુનર્વસુ, શતતારા, પૂર્વાભાદ્રપદ, અને ઉત્તરાફાલ્ગુની હોય તો આદ્યનાડી જાણવી.

જન્મનક્ષત્ર મૃગશીર્ષ, પૂર્વાષાઢા, ભરણી, અનુરાધા, પુષ્ય, ધનિષ્ઠા, ચિત્રા, પૂર્વાફાલ્ગુની, અને ઉત્તરાભાદ્રપદ હોય તો મધ્યનાડી જાણવી.

જન્મનક્ષત્ર રોહિણી, ઉત્તરાષાઢા, આશ્લેષા, શ્રવણ, મઘા, રેવતી, સ્વાતિ, કૃતિકા અને વિશાખા હોય તો અંત્યનાડી જાણવી.

હવે મેળ જોતી વખતે જન્મનક્ષત્ર ઉપરથી બંનેની કઇ નાડી છે તે જોવી. જો બંનેની આદ્યનાડી હોય તો, વરનો નાશ થાય, બંનેની મધ્યનાડી હોય તો, ધનનો નાશ થાય. અને અંત્યનાડી હોય તો પ્રજાનું સુખ થાય નહિ, માટે વર અને કન્યાની જુદી જુદી નાડી હોય તો તેમનો સંબંધ કરવો.

કન્યાના જન્મ નક્ષત્ર પછી વરનું નક્ષત્ર પાસે હોય તો અશુભ

તે વરના નક્ષત્રથી કન્યાનું નક્ષત્ર પાસે હોય અગર બંનેના જન્મનક્ષત્ર એક હોય વા બંનેની રાશિના સ્વામિ એક હોય તો શુભ ફળ જાણવું.

## પ્રકરણ ૧૬ મું.

## ચોરાયલી અગર ખોવાયલી વસ્તુ મળશે કે કેમ તે જોવાની રીત.

### નક્ષત્ર ઉપરથી જાણવાની રીત.

ખોવાયલી ચીજ જે દિવસે ખોવાઇ કે ચોરાઇ હોય તે દિવસનું નક્ષત્ર યાદ હોય તો તે અને ન યાદ હોય તો જે દિવસે પોતાને ખબર પડી હોય તે દિવસનું નક્ષત્ર જોવું. જો તે નક્ષત્ર.

રોહીણી, પુષ્ય, ઉત્તરાફાલ્ગુની, વિશાખા, પૂર્વાષાઢા, ધનિષ્ટા અને રેવતી પૈકી ગમે તે એક હોય તો તે વસ્તુ પુર્વ દિશામાં ગઇ છે અને તુરત મળશે એમ જાણવું.

મૃગશીર્ષ, આશ્લેષા, હસ્ત, અનુરાધા, ઉતરાષાઢા, સતતારા અને અશ્વિની પૈકી ગમે તે એક નક્ષત્ર હોય તો દક્ષિણ દીશામાં તે વસ્તુ ગઇ છે અને તે કષ્ટથી મળશે. તથા ત્રણ દિવસમાં મળશે. આર્દ્રા, મઘા, ચિત્રા, જેષ્ટા, અભિજીત, પૂર્વાભાદ્રપદ, અને ભરણી એ પૈકી ગમે તે નક્ષત્ર હોય તો પશ્ચિમ દિશામાં તે વસ્તુ ગઇ છે અને તે ચોસઠ દિવસમાં મળશે અને તેની ખબર પડશે.

પણ જો તે દિવસે પુનર્વસુ, પૂર્વાફાલ્ગુની સ્વાતી, મૂળ, શ્રવણ, ઉત્તરાભાદ્રપદ અને કૃતિકા નક્ષત્ર પૈકી ગમે તે એક હોય તો તે ચીજ ઉત્તર દિશામાં ગઇ છે અને બીલકુલ મળશે નહિ એમ સમજવું.

મઘા નક્ષત્રથી ઉત્તરાફાલ્ગુની નક્ષત્ર સુધીમાં વસ્તુ ગઇ હોય તો તે પડોશમાં ગઇ છે અને તે જણાશે એમ જાણવું.

હસ્ત નક્ષત્રથી ધનિષ્ટા નક્ષત્ર સુધીમાં ખોવાયલી વસ્તુ બીજા માણસની પાસે ગઇ છે અને તે જણાશે એમ જાણવું.

સતભીષા નક્ષત્રથી ભરણી નક્ષત્ર સુધીમાં ખોવાયલી વસ્તુ પોતાના જ ઘરમાં છે એમ જાણવું.

કૃતિકા નક્ષત્રથી આશ્લેષા સુધીમાં ખોવાયલી વસ્તુ મળશે નહિ.

વળી તીથી, વાર, નક્ષત્ર તથા પ્રહર એ સર્વની સંખ્યાનો સરવાળો કરી તેને દશે ગુણી સાતે ભાગતાં શેષ જો એક રહે તો ખોવાયલી વસ્તુ પૃથ્વીમાં સંતાડી છે એમ જાણવું. બે શેષ રહે તો કોઇ પેટી વિગેરે પાત્રમાં, ત્રણ રહે તો પાણીમાં, ચાર રહે તો કોઇ અંતરીયાલ, પાંચ રહે તો કોઇ કિનારા ઉપર, છ શેષ વધે તો તે ચીજ છાણમાં અને શુન શેષ રહે તો તે વસ્તુ રાખોડીમાં છે એમ જાણવું.

## લગ્ન ઉપરથી જોવાની રીત.

કોઇ માણસ પોતાની ખોવાયલી ચીજ ક્યારે જડશે તે બાબત પ્રશ્ન કરે તેજ વખતે ક આ પ્રકરણમાં લગ્ન જોવાની જે રીત બતાવી છે તે રીતે કયું લગ્ન છે તે નક્કી કરવું.

જો મેષ તથા વરખ લગ્ન આવે તો પૂર્વદિશામાં તે વસ્તુ ગઇ છે, મિથુન આવે તો અગ્નિ ખૂણામાં, કર્ક આવે તો દક્ષિણ દિશામાં, સિંહ આવે તો વાવ્ય ખુણામાં, કન્યા આવે તો ઉત્તરમાં, તુલા અને વૃશ્ચિક આવે તો પૂર્વદિશામાં, ધન આવે તો વાવ્ય ખુણામાં, મકર કે કુંભ આવે તો ઉત્તર દીશામાં અને મીન લગ્ન આવે તો તે વસ્તુ ઇશાન ખુણામાં ગઇ છે એમ સમજવું.

વળી પ્રશ્ન વખતે મેષ લગ્ન આવે તો તે વસ્તુ બ્રાહ્મણ ચોરી ગયો છે એમ જાણવું, વરખ આવે તો ક્ષત્રી, મિથુન આવે તો વૈસ્ય કર્ક આવે તો શુદ્ર, સિંહ આવે તો પોતાનો માણસ, કન્યા આવે તો પોતાના કુળની સ્ત્રી, તુલા આવે તો છોકરો કે ભાઇ, વૃશ્ચિક આવે તો તે વસ્તુ પૃથ્વીમાં ગઇ છે એમ જાણવું.

## પશુ (ઢોર) ખોવાયલું ક્યાં છે તે જોવાના રીત.

સૂર્ય નક્ષત્રથી ગણતાં દીનીઆં નવ નક્ષત્રમાં પશુ ખોવાયલું હોય તો તે વનમાં છે એમ જાણવું, બીજા છ નક્ષત્રમાં ખોવાયું હોય તો માર્ગમાં છે એમ જાણવું, ત્રીજા સાત નક્ષત્રમાં ખોવાયું હોય તો ઘરમાં આવ્યું છે એમ જાણવું, ચોથા બે નક્ષત્રમાં ખોવાયું હોય તો તે જડશે નહિ એમ કહેવું તથા પાંચમા ત્રણ નક્ષત્રમાં ખોવાયું હોય તો મરી ગયું છે એમ કહેવું.

## પ્રકરણ ૧૭ મું.

### અમુક ધારેલું કામ ક્યારે સિદ્ધ થશે તે જોવા વિષે.

જે વખતે પ્રશ્ન પુછે તે વખતે જે તિથી, નક્ષત્ર, વાર અને પ્રહર હોય તે સર્વની સંખ્યાનો સરવાળો કરી ત્રણે ભાગવાથી જો શેષ ૧ રહે તો કામ તત્કાળ થશે. ૨ શેષ રહે તો સિદ્ધ થતાંમાં વાર લાગશે અને ૦ શુન શેષ રહે તો તે કામ સિદ્ધ થશે નહિ એમ કહેવું.

### બીજી રીત.

પ્રશ્ન પુછનારનું મુખ જે દિશામાં હોય તે દિશા, પ્રહર, નક્ષત્ર અને વારની સંખ્યાનો સરવાળો કરી આઠે ભાગતાં એક અને પાંચ શેષ વધે તો તે કામ તુરત થશે, અને ચાર શેષ વધે તો તે કામ વિલંબે થશે અને બે અને શુન શેષ વધે તો કામ સિદ્ધ નહિ થાય એમ જાણવું.

### રાશીનો રંગ તથા જાત અને તે ઉપરથી કાર્ય-સિદ્ધિ જોવાની રીત.

મેષ, કર્ક, તુલા અને મકર રાશી એ ચલરાશી કહેવાય છે.

વૃષભ, સિંહ, વૃશ્ચિક અને કુંભ એ સ્થિરરાશી કહેવાય છે.

મિથુન, કન્યા, ધન, અને મિન એ દ્વીસ્વભાવરાશી કહેવાય છે.

પ્રશ્ન વખતે જે રાશીનું લગ્ન હોય તે રાશી જો ચલરાશી હોય તો ધારેલું કામ ફળીભૂત થાય, સ્થિર રાશી હોય તો ધારેલું કામ થાય નહિ, અને દ્વિસ્વભાવરાશી હોય તો ધારેલું કામ સિદ્ધ થાય અગર ના પણ થાય એમ જાણવું.

પ્રશ્ન વખતે જે લગ્ન હોય તે જો સિંહ, કન્યા, તુલા અને વૃશ્ચિક એ લગ્ન આવે તો ધારેલું કામ મોડું થાય. જો કુંભ, મીન મેષ, વૃષભ એમાંનું કોઈ લગ્ન આવે તો કાર્ય સત્વર થાય, અને મિથુન, કર્ક, ધન અને મકર તેમાંનું કોઈપણ એક લગ્ન આવે તો કાર્ય થોડા વખતમાં થશે એમ જાણવું.

### ગર્ભવંતી સ્ત્રીને શું પ્રજા થશે તે બાબત.

જે વખતે કોઈ પ્રશ્ન પુછે કે અમુક ગર્ભવંતી સ્ત્રીને શું પ્રજા થશે તેજ વખતે ગર્ભિણીના નામના અક્ષર, તે દિવસની તિથી, ૭, વીસ અને બેનો સરવાળો કરી તેમાંથી એક બાદ કરી નવે ભાગવાથી જો એકી (વિષમ) અંક શેષ રહે તો છોકરો, અને બેકી ( સમ ) અંક શેષ રહે તો છોકરી જન્મશે એમ જાણવું.

# પ્રકરણ ૧૮ મું.

## મનની ધારેલી વાત કહેવાની રીત.

કોઈ માણસ કોઇ વિષયને માટે પ્રશ્ન પૂછવા આવે ત્યારે તેના મનની વાત કહેવાની રીત નીચે પ્રમાણે છે.

સમજુતીઃ—૧ ધ્વજા, ૨ ધુમ્ર, ૩ સિંહ, ૪ શ્વાન, ૫ વૃષ ૬ ખર, ૭ ગજ અને ૮ ધ્વાંક્ષ એ આઠ ક્રમવાર જીવોના સમૂહ છે. તેમાં ધ્વજાનો સ્વામી સૂર્ય, ધુમ્રનો મંગળ, સિંહનો શુક્ર, શ્વાનનો બુધ, વૃષનો ગુરુ, ખરનો શની અને ગજ તથા ધ્વાંક્ષનો સ્વામી ચંદ્રમા છે.

ધ્વજા વિગેરે માટે પ્રથમ ધ્વજાના અ, ઈ, ઉ, એ, ઐ એ અકારાદિ અક્ષરો સમજવા; ક, ખ, ગ, ઘ, ઙ, એ અક્ષરો ધુમ્રનાં સમજવા; ચ, છ, જ, ઝ, ઞ એ અક્ષરો સિંહના સમજવા; ટ, ઠ, ડ, ઢ, ણ, એ અક્ષરો શ્વાનના સમજવા; ત, થ, દ, ધ, ન, એ અક્ષરો વૃષના સમજવા, પ, ફ, બ, ભ, મ, એ અક્ષરો—ખરના સમજવા; ય, ર, લ, વ, એ અક્ષરો ગજનાં સમજવા અને શ, ષ, સ, હ એ અક્ષરો ધ્વાંક્ષના સમજવા.

હવે કોઇ માણસ જ્યારે કોઇ બાબતનો પ્રશ્ન પૂછવા આવે ત્યારે તેને કોઇ પણ ફળ, ફુલ, ઝાડ કે વસ્તુનું નામ દેવાનૂં કહેવું, અને જ્યારે તે કોઇ ફળ, ફુલ કે ઝાડનું નામ દે ત્યારે તેણે જે ફળનું નામ દીધું હોય તેના પહેલા અક્ષર ઉપરથી તેનો પ્રશ્ન ઉપરના ધ્વજા ધુમ્ર વિગેરેના આઠ ક્રમમાં કયા વર્ગમાં આવ્યો તે જોઈ નક્કી કરવું. જેમકે તેણે કમળનું નામ દીધું હોય તો તેનો પહેલો અક્ષર ક આવ્યો તો ક એ ધુમ્રનો અક્ષર છે. તો તેનો પ્રશ્ન ધુમ્ર વર્ગમાં આવ્યો. તેવીજ રીતે જો તેણે દ્રાક્ષનું નામ દીધું હોય તો વૃષમાં, ગુલાબનું દીધું હોય તો ધુમ્રમાં એવી રીતે તેણે દીધેલા ફળ કે ફુલના નામના પ્રથમ અક્ષર ઉપરથી ઉપર પ્રમાણે આઠ વર્ગમાંનો તેના પ્રશ્નનો વર્ગ શોધી કહાડવો પછી તેણે જે જે બાબતનો પ્રશ્ન પૂછ્યો હોય તેનો ઉત્તર નીચે પ્રમાણે આપવો.

૧ જેમકે તેનો પ્રશ્ન છે કે નથી એવો હોય તો તે પ્રશ્નનો ધ્વજ, ગજ, વૃષ કે સિંહ એ વર્ગમાં આવે તો, છે એમ કહેવું ને ધ્વાંક્ષ, શ્વાન, ખર અને ધુમ્ર એ વર્ગમાં આવે તો નથી એમ કહેવું.

આવી જ રીતે ગર્ભ રહ્યો છે કે નહિ એવો પ્રશ્ન કરે તો તેને માટે પણ એ પ્રમાણે જ જવાબ આપવો.

૨ જો ચિંતા સંબંધી પ્રશ્ન પૂછે અને તેનો પ્રશ્ન ધુમ્ર વર્ગમાં આવે તો ધાતુની ચિંતા, ગજ, કે સિંહના વર્ગમાં આવે તો મૂળચિંતા અને ખર, શ્વાન, વૃષ અને ધ્વાંક્ષમાં આવે તો જીવ ચિંતા કહેવી.

૩ મુઠીમાં શું છે એવો પ્રશ્ન કરે અને તેનો પ્રશ્ન ધ્વજમાં આવે તો મુઠીમાં કુસુમના ફુલ જેવા રંગની વસ્તુ છે, ધુમ્રમાં પ્રશ્ન આવે તો ચોખા, ચામર વિગેરે જેવી, અથવા શ્વેત રંગની વસ્તુ કહેવી, સિંહમાં પૂછે તો લાલ રંગની, શ્વાન વર્ગમાં પ્રશ્ન હોય તો પાંડુ વા કાળા રંગની, વૃષમાં પૂછે તો પીળા રંગની, ખર, ધુમ્ર, અને ગજમાં આવે તો કાળા રંગની અને ધ્વાંક્ષમાં પૂછે તો મિશ્ર વર્ણની વસ્તુ મુઠીમાં છે એમ કહેવું.

વળી જો ધ્વજમાં પ્રશ્ન આવે તો મુઠીમાં પત્ર, ધુમ્રમાં પુષ્પ, સિંહમાં ફળ, શ્વાનમાં કાષ્ટ વિગેરે, વૃષમાં ધાન્યાદિ, ખરમાં તૃણ, ગજમાં બીજ અને ધ્વાંક્ષમાં અનાજ છે એવું કહેવું.

૪ કયા ધાતુની ચિંતા છે તે માટેના પ્રશ્નમાં તે પ્રશ્ન જો ધ્વજમાં આવે તો સુવર્ણ ધાતુની ચિંતા જાણવી, ધુમ્રમાં આવે તો રૂપાની, સિંહમાં આવે તો તામ્રની અને શ્વાનમાં આવે તો લોઢાની, વૃષમાં આવે તો કાંસાની, ખરમાં સીસાની, ગજમાં પીતળની, અને ધ્વાંક્ષમાં જસતની ચિંતા કહેવી.

૫ ભૂષણ માટેના પ્રશ્નમાં—તેનો પ્રશ્ન જો ધ્વજમાં આવે તો મસ્તકનું, ધુમ્રમાં આવે તો મુખનું, સિંહમાં આવે તો કંઠનું, શ્વાનમાં આવે તો કાનનું, વૃષમાં આવે તો હાથનું, ખરમાં આવે તો આંગળીઓનું, ગજમાં આવે તો કમરનું અને ધ્વાંક્ષમાં આવે તો પગના આભૂષણ માટેનો પ્રશ્ન છે એમ કહેવું.

૬ જીવ સંબંધી પ્રશ્નમાં જો તે પ્રશ્ન ધ્વજ, ધુમ્ર, ગજ કે સિંહના વર્ગમાં આવે તો નરની ચિંતા કહેવી; ખર, શ્વાન, વૃષ તથા ધ્વાંક્ષ વર્ગમાં આવે તો ચતુષ્પાદ જીવની ચિંતા છે એમ કહેવું.

૭ ગર્ભમાં શું છે એવો પ્રશ્ન કરે અને તેનો પ્રશ્ન ધ્વજ, ગજ, વૃષ, અને સિંહમાં આવે તો પુત્રનો જન્મ થશે એમ કહેવું અને ધુમ્ર, શ્વાન, ખર અને ધ્વાંક્ષમાં આવે તો કન્યાનો જન્મ થશે એમ કહેવું.

૮ આયુષ્ય માટે પ્રશ્ન હોય તો—જો તેનો પ્રશ્ન ધ્વજ અને સિંહના વર્ગમાં આવે તો એક સો વર્ષનું આયુષ્ય જાણવું; જો ગજમાં આવે તો ૮૦ વર્ષનું, વૃષમાં આવે તો ૬૦ વર્ષનું, ખરમાં આવે તો ૪૦ વર્ષનું, શ્વાનમાં આવે તો ૨૦ વર્ષનું, ધ્વાંક્ષમાં આવે તો૧૬ વર્ષનું અને ધુમ્રમાં આવે તો માત્ર એક વર્ષનું આયુષ્ય કહેવું.

૯ લાભ થશે કે કેમ તેવો પ્રશ્ન હોય તો—અને જો ધ્વજ, વૃષ, ગજ અને સિંહ વર્ગમાં પ્રશ્ન આવે તો તુરત લાભ થશે,અને જો ધ્વાંક્ષ, શ્વાન, ખર અને ધુમ્રમાં આવે તો લાભનો નાશ થાય ને ક્લેશ થાય એમ કહેવું.

૧૦ પરદેશમાં કુશળ છે કે કેમ એવો પ્રશ્ન કરે અને તે જો ધ્વજ, ગજ, વૃષ અને સિંહ વર્ગમાં આવે તો પ્રદેશમાં કુશળ છે એમ કહેવું અને જો ધ્વાંક્ષ, શ્વાન, ખર અને ધુમ્રમાં આવે તો અકુશળ છે એમ કહેવું.

૧૧ સ્થળ માટે પ્રશ્ન હોય તો—અને જો ધ્વજ, કે ગજમાં પ્રશ્ન આવે તો સ્થિર એકજ સ્થળે કહેવું. શ્વાન તથા સિંહમાં આવે તો ચળ તે સ્થળેથી નીકળશે એવું અને વૃષ તથા ધુમ્રમાં પુછે તો ત્યાંથી નીકળી ચુકેલ છે તથા ખર અને ધ્વાંક્ષમાં હોય તો કષ્ટ યુક્ત છે એમ કહેવું.

૧૨ આવવા સંબંધી પ્રશ્ન હોય તો—અને જો તેનો પ્રશ્ન ધ્વજ તથા ધુમ્રના વર્ગમાં આવે તો સમીપમાં છે એમ કહેવું; જો સિંહના વર્ગમાં આવે તો દુર છે એમ કહેવું; વૃષ અને ખરમાં આવે તો રસ્તામાં છે તથા ધ્વાંક્ષ અને શ્વાનમાં આવે તો ફરી ગયેલો છે એમ કહેવું.

૧૩ પરદેશ ગયેલો કેટલે દિવસે આવશે અને કાર્ય કેટલે દિવસે થશે તે વિષે પ્રશ્ન હોય તો—અને જો તેના પ્રશ્નનો વર્ગ ધ્વજમાં આવે તો પંદર દિવસની અવધી કહેવી. ધુમ્રમાં આવે તો સાત દિવસ, સિંહમાં આવે તો ૨૧ દિવસ, શ્વાનમાં આવે તો ૧ માસ, વૃષમાં આવે તો ૧ાા માસ, ખરમાં આવે તો ૨ માસ, ગજમાં આવે તો ૩ માસ, ધ્વાંક્ષમાં આવે તો ૬ માસે આવશે અથવા કાર્ય થશે એમ સમજવું.

૧૪ ગયેલી વસ્તુ મળશે કે કેમ તેવો પ્રશ્ન હોય તો—જો તેનો પ્રશ્ન ધ્વજ, ગજ, વૃષ અને સિંહમાં આવતો હોય તો જરૂર મળશે

૧૫ કઇ દીશામાં વસ્તુ ગઇ છે તે જોવું હોય તો—જો પ્રશ્ન ધ્વજમાં આવે તો પૂર્વ દિશામાં, ધુમ્રમાં આવે તો અગ્નિ ખુણામાં સિંહમાં ગઈ હોય તો દક્ષીણ દિશામાં, શ્વાનમાં ગઇ હોય તો નૈરૂત્ય ખુણામાં, વૃષમાં ગઇ હોય તો પશ્ચિમ દીશામાં, ખરમાં ગઈ હોય તો વાયવ્ય ખુણામાં, ગજમાં ગઈ હોય તો ઉત્તર દીશામાં અને ધ્વાંક્ષમાં ગઇ હોય તો ઈશાન ખુણામાં ગઇ છે એમ સમજી તે દીશાઓ કહેવી.

૧૬ ગયેલી વસ્તુ કયા સ્થાનમાં છે તે જોવા માટે જો પ્રશ્ન ધ્રુમ્રના વર્ગમાં આવે તો રસોડામાં, ગજ ને સિંહમાં આવે તો વનમાં, શ્વાનમાં આવે તો અન્યના ઘરમાં, વૃષ, આવે તો વાસણમાં વા પથ્થર નીચે, ખરમાં આવે તો ઘરમાં છે અને ધ્વાંક્ષમાં આવે તો ચોરાયેલી નથી એમ કહેવું.

૧૭ ચોરની જાત જાણવી હોય તો જો પ્રશ્ન ધ્વજમાં આવે તો ચોર બ્રાહ્મણ છે. ધુમ્રમાં આવે તો ક્ષત્રિય, સીંહમાં આવે તો વૈશ્ય, શ્વાનમાં આવે તો શુદ્ર, વૃષમાં આવે તો ધર્માત્મા, ખરમાં આવે તો નોકર, ગજમાં આવે તો દાસી, ધ્વાંક્ષમાં પ્રશ્નનો વર્ગ આવે તો ચોર, ધોબી કે હજામ છે એમ જાણવું.

૧૮ કયા દેવની પુજા કરવાથી ફળ ઝટ મળે એવો કોઇ પ્રશ્ન પૂછે અને તે ધ્વજમાં આવે તો જગદંબાની. સિંહમાં આવે તો સૂર્યનારાયણની આરાધના કરવી, શ્વાનમાં આવે તો શ્રી હનમાનજીની, વૃષમાં આવે તો શ્રી સદાસિવની, ખરમાં આવે તો શ્રી સરસ્વતીજીની, ગજમાં આવે તો શ્રી ગણેશજીની અને ધ્વાંક્ષમાં આવે તો પિતૃગણની પૂજા કરવી તે ઝટ ફળીભૂત થાય.

૧૯ લડાઇ ટંટાને માટે કોઈ પ્રશ્ન કરે તો—જો પ્રશ્ન ધ્વજ, વૃષ, સિંહ, અને ગજના વર્ગમાં આવે તો શત્રુ આવે એ સત્ય છે એમ સમજવું. અને ખર, શ્વાન, ધ્વાંક્ષ તથા ધુમ્રમાં પ્રશ્ન કરે તો કહેવું કે તે વાર્તા અસત્ય છે.

૨૦ લડાઇ કે ટંટા ફીશાદમાં કોનો જય થશે એ પ્રશ્ન હોય તો—જો પ્રશ્ન ધ્વજ, વૃષ, ગજ અને સિંહમાં આવે તો સ્થાઇ જય થશે અને ખર, શ્વાન, ધુમ્ર, અને ધ્વાંક્ષના વર્ગમાં પ્રશ્ન આવે તો આવનાર શત્રુનો જય થશે એમ સમજવું.

૨૧ વરસાદ થશે કે કેમ એવો પ્રશ્ન હોય તો—જો પ્રશ્ન ધુમ્ર, વૃષ, શ્વાન અને ગજના વર્ગમાં આવે તો ઉત્તમ વરસાદ થશે

એમ કહેવું અને સિંહ, તથા ધ્વજમાં પ્રશ્ન આવે તો મધ્યમ વૃષ્ટિ થાય અને ખર તથા ધ્વાંક્ષમાં પ્રશ્ન આવે તો વૃષ્ટિ થાય નહિ એમ સમજવું.

૨૨ કેટલા દિવસે વરસાદ વરસશે—એવા પ્રશ્નમાં જો પ્રશ્ન ધુમ્ર વર્ગમાં આવે તો સાત દિવસમાં થશે, વૃષમાં આવે તો દશ દિવસમાં, શ્વાનમાં આવે તો વીસ દિવસમાં, ગજમાં આવે તો સત્તાવીશ દિવસમાં, સિંહમાં અને ધ્વજમાં આવે તો ચાલીસ દિવસમાં અને ખર તથા ધ્વાંક્ષમાં આવે તો બે માસમાં વરસાદ થશે એમ જાણવું.

૨૩ વેપાર કરવા સંબંધી પ્રશ્ન હોય અને સિંહ વર્ગમાં આવે તો વ્યવહાર કરવો શુભ છે એમ માનવું અને ધ્વાંક્ષ, શ્વાન, ખર અને ધુમ્રમાં આવે તો વેપાર કરવાથી ક્લેશ ઉત્પન્ન થશે અને તે અશુભ છે એમ કહેવું.

૨૪ જો વહાણ વિષે પ્રશ્ન હોય અને પ્રશ્નનો વર્ગ ધ્વજ, ગજ, વૃષ અને સિંહમાં આવે તો વહાણ નિર્વિઘ્ને આવશે ને લાભ થશે એમ કહેવું જો ધ્વાંક્ષ, ધુમ્ર, શ્વાન અને ખરમાં આવે તો વહાણ મહા સમુદ્રમાં ડુબશે તથા મહા હાનિ થશે એમ જાણવું.

૨૫ કોઇ માણસ રાજ્ય પ્રાપ્તિ માટે પ્રશ્ન કરે અને તે પ્રશ્નનો વર્ગ ધ્વજ તથા ગજમાં આવે તો ઘણી લાંબી મુદતે રાજ્ય પ્રાપ્ત થાય, વૃષ અને સિંહમાં આવે તો તરત મળે, ખર અને શ્વાનમાં આવે તો પ્રાપ્ત ન થાય, અને શત્રુના હાથમાં પકડાઇ જવાય, ધ્વાંક્ષ અને ધુમ્રમાં આવે તો રાજ્ય ન મળે અને ભાઇ તથા પુત્ર સાથે કલેશ થાય એ પ્રમાણે રાજયોગના પ્રશ્નનો જવાબ આપવો.

૨૬ કોઇ માણસ અધિકાર ક્યારે મળશે એવો પ્રશ્ન કરે અને ગજ તથા ધ્વજમાં તે પ્રશ્નનો વર્ગ આવે તો ઘણા કાળે અધિકારની પ્રાપ્તિ થાય, વૃષ અને સિંહમાં આવે તો તરત પ્રાપ્ત થાય. શ્વાન અને ખરમાં પ્રશ્ન કરે તો કલેશ થાય, ધ્વાંક્ષ તથા ધુમ્રમાં આવે તો અધિકાર ન મળતાં ઉલ્ટો ક્લેશ વધુ થાય એમ કહેવું.

૨૭ સ્ત્રી મળી શકે કે કેમ એવો કોઇ પ્રશ્ન કરે તો—જો પ્રશ્નનો વર્ગ ધ્વજ, ગજ, વૃષ અને સિંહમાં આવે તો સદાચાર, સારા ગુણવાળી અને સ્વરૂપવાન સ્ત્રીની પ્રાપ્તિ થશે એમ કહેવું. અને શ્વાન, ખર, ધ્વાંક્ષ ને ગજમાં આવે તો કાર્યની હાની થાય, અર્થાત સ્ત્રી મળે નહિ અને ઉલ્ટો ક્લેશ થાય એમ કહેવું.

૨૮ કાર્ય સિદ્ધિ થશે કે કેમ એવો પ્રશ્ન કરે તો તેના પ્રશ્નનો વર્ગ ધ્વજ તથા ગજમાં આવે તો ધીરે ધીરે કાર્ય થાય. વૃષ તથા સિંહમાં આવે તો તરત કાર્ય થાય, જો ખર અને શ્વાનમાં આવે તો ઘણે કાળે કાર્યની સિદ્ધિ થાય અને ધુમ્રમાં જો તે પ્રશ્નનો વર્ગ આવે તો કાર્યની સિદ્ધિ થાય નહિ એમ કહેવું.

૨૯ કેદી છુટવા સંબંધી પ્રશ્ન હોય તો—જો પ્રશ્નનો વર્ગ ધુમ્ર, શ્વાન, ખર અને ધ્વાંક્ષમાં આવે તો કેદી તરત છુટશે, એમ કહેવું અને વૃષ, ગજ, ધ્વજ અને સિંહમાં પ્રશ્ન કરે તો તે છુટશે નહિ તથા ઘણા દિવસ કષ્ટ ભોગવશે એમ કહેવું.

જો પ્રશ્નનો વર્ગ ધ્વજમાં આવે તો સાત દિવસે છુટશે, સિંહમાં આવે તો પંદર દિવસે. વૃષમાં આવે તો એક મહિને, ગજમાં આવે તો ૭ માસે અને ધ્વાંક્ષ તથા ધુમ્રમાં આવે તો એક વર્ષે છુટશે, એમ કહેવું.

## પ્રકરણ ૧૯ મું.
### કાર્યસિદ્ધિનાં પ્રશ્નનું ફળ.

( ચલ, સ્થિર, દ્વિસ્વભાવ રાશીનાં નામ પાન ૧૪૪ માં જોવાં, અને લગ્ન જોવાની રીત આગલા પાન ૧૩૩ માં જોવી. )

પ્રશ્ન કરનાર કોઇ વિષયનો પ્રશ્ન પૂછે ત્યારે કઇ રાશીનું લગ્ન આવે છે તે પાછળ બતાવેલી લગ્ન જોવાની રીતના પ્રકરણ ૧૪ માં જોઇ નક્કી કરવું, તે લગ્ન જો ચલરાશીનું હોય અને તે રાશીમાં સૂર્ય અને ચંદ્ર પણ હોય તો નિશ્ચય ફળ સિદ્ધિજ થાય.

પ્રશ્ન વખતે ચલરાશીનું લગ્ન હોય તે રાશીમાં સૂર્ય હોય પણ ચંદ્રમા સ્થિર લગ્નમાં હોય તો કાર્યસિદ્ધિ થાય પણ અશુભ થાય, પ્રશ્ન વખતે ચલરાશીનું લગ્ન હોય, અને સ્થિરરાશીમાં સૂર્ય અને ચંદ્ર હોય તો કાર્યનો નાશ, અને લડાઇ થયાં કરે.

જો ચલ લગ્ન હોય, અને સ્થિર લગ્નમાં સૂર્ય હોય અને ચલ રાશીમાં ચંદ્ર હોય તો ધન, ધાન્યનો લાભ થાય.

જો ચલ લગ્ન હોય અને દ્વિસ્વભાવ રાશીમાં સૂર્ય હોય અને ચંદ્રમા ચલમાં હોય તો બંધન, મહાક્લેશ, મહાદુઃખ અને ભય થાય.

જો લગ્ન ચલ હોય, અને દ્વિસ્વભાવ રાશીમાં સૂર્ય અને ચંદ્ર હોય તો બંધન કરાવે દ્રવ્ય નાશ પામે અને ઉદ્વેગ થાય.

જો લગ્ન ચલ હોય, સ્થિર રાશીમાં સૂર્ય હોય અને દ્વિસ્વભાવ રાશીમાં ચંદ્રમા હોય તો ફળ સિદ્ધિનો કાંઇ નિશ્ચય બંધાય નહિ.

પ્રશ્ન ચર હોય, દ્વિસ્વભાવમાં સૂર્ય હોય, અને સ્થિરમાં ચંદ્રમા હોય તો સિદ્ધિને નહિ આપનાર પ્રશ્ન જાણવો.

પ્રશ્ન લગ્ન ચર હોય અને ચરરાશીનો સૂર્ય તથા દ્વિસ્વભાવમાં ચંદ્રમા હોય તો સુખ, કુશળતા, સિદ્ધિ, ધનવૃદ્ધિ અને પુત્ર પ્રાપ્તિ થાય.

જો પ્રશ્ન વખતે લગ્ન સ્થિર હોય અને દ્વિસ્વભાવમાં ચંદ્ર અને સૂર્ય આવેલો હોય તો જય મળે, સિદ્ધિ થાય, સુખ અને શુભ થાય.

જો લગ્ન સ્થિર હોય અને સૂર્ય ચર રાશીનો તથા ચંદ્રમા સ્થિર રાશીનો હોય તો સ્ત્રી સુખ ન મળે, મિત્ર બંધુનો નાશ થાય.

પ્રશ્ન લગ્ન સ્થિર હોય, ચળ રાશીમાં સૂર્ય અને દ્વિસ્વભાવમાં ચંદ્રમા હોય તો સુખ, સિદ્ધિ, લાભ અને ધન પ્રાપ્તિ થાય.

લગ્ન સ્થિર રાશીનું હોય, સૂર્ય ચલ રાશીનો અને ચંદ્ર સ્થિર રાશીનો હોય તો કાર્ય સિદ્ધિ, ધન અને ધર્મની વૃદ્ધિ થાય.

લગ્ન સ્થિર હોય, અને દ્વિસ્વભાવમાં સૂર્ય અને સ્થિર ચંદ્રમા હોય તો રાજ્ય મળે, ધન સુખ અને જય મળે.

લગ્ન સ્થિરમાં હોય, અને સૂર્ય સ્થિર રાશીનો અને ચંદ્રમા દ્વિસ્વભાવનો હોય તો ઢોરની હાની, રોગ અને ક્લેશ થાય

જો પ્રશ્નલગ્ન અને સૂર્ય દ્વિસ્વભાવનું, અને ચંદ્ર ચલનો હોય તો પૃથ્વિ, સ્થાનને લાભ અને કુટુંબનો સંપ થાય.

જો પ્રશ્ન લગ્ન અને ચંદ્રમા દ્વિસ્વભાવનો હોય અને ચળમાં સૂર્ય હોય તો પુત્ર લાભ, મન સંતોષી, વિદ્યા પ્રાપ્તિ અને ધન પણ મળે.

પ્રશ્ન લગ્ન અને ચંદ્ર દ્વિસ્વભાવમાં હોય અને સૂર્ય સ્થિરનો હોય તો પુત્ર નાશ પામે,

પ્રશ્ન લગ્ન દ્વિસ્વભાવનો, ચંદ્ર ચરમાં અને સૂર્ય સ્થિરમાં હોય તો લાભ, સુખ અને મનવાંચ્છિત ફળ મળે.

પ્રશ્ન લગ્ન દ્વિસ્વભાવમાં, સૂર્ય ચરનો અને ચંદ્રમા સ્થિર રાશીમાં હોય તો મોટો લાભ થાય, સુખ પ્રાપ્તિ થાય અને યશ તથા સંપત્તિ મળે.

પ્રશ્ન લગ્ન દ્વિસ્વભાવનું, ચળરાશીમાં સૂર્ય અને સ્થિરમાં ચંદ્રમા હોય તો હાનિ, દુઃખ અસિદ્ધિ થાય.

પ્રશ્ન લગ્ન દ્વિસ્વભાવમાં, ચંદ્ર અને સૂર્ય સ્થિરનો હોય તો સર્વ સુખ, લાભ અને ફળ પ્રાપ્તિ થાય.

પ્રશ્ન લગ્ન દ્વિસ્વભાવનું, સૂર્ય અને ચંદ્રમા દ્વિસ્વભાવમાં હોય તો હાનિ, ઉદ્વેગ, અને દુઃખ પ્રાપ્તિ તથા હાની થાય.

પ્રશ્ન લગ્ન દ્વિસ્વભાવમાં, અને સૂર્ય તથા ચંદ્ર સ્થિરમાં હોય તો સુખ અને જય મળે તથા પરદેશી ઘેર આવે.

---

## પ્રકરણ ૨૦ મું.

### મનમાં ધારેલા પ્રશ્નનો ઉત્તર આપવો.

---

કોઇ પ્રશ્ન પૂછે તો તેના હાથમાં સોપારી કે બીજી શુભ વસ્તુ આપીને નીચેના કોઠા ઉપર મુકવા કહેવું અને પોતે ધારેલી ઇચ્છા મનમાં ધારવા તેને કહેવું.

કોષ્ટક.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| अ | आ | इ | ई | उ | ऊ | ऋ |
| ॠ | ऌ | ॡ | ए | पे | ओ | औ |
| अं | अः | क | ख | ग | घ | ङ |
| च | छ | ज | झ | ञ | ट | ठ |
| ड | ढ | ण | त | थ | द | ध |
| न | प | फ | ब | भ | म | य |
| र | ल | व | श | स | ह | ष |
| | | | च | | | |

ઉપરનાં કોઠાના જે અક્ષરમાં તેણે સોપારી કે કોઈ ચીજ મુકી હોય તે અક્ષરની સામે નીચે લખેલું ભવિષ્ય કહેવું.

અક્ષર ભવિષ્ય ફળ.

अ—ઉપર મુકી હોય તો વિજયી, ધન, વિદ્યા, સિદ્ધિ અને પુત્ર લાભ થાય.

आ—શોક, દુઃખ, વિરોધ, ક્લેશ અને રોગ થાય.

इ—સુખ, સર્વસિદ્ધિ, ધન. ધાન્ય મળે, દુઃખ નાશ પામે.

ई—પુત્રલાભ, ધનલાભ, કાર્યસિદ્ધિ થાય અને સારૂં થાય.

उ—શોક, સંતાપ, દુઃખ,આપત્તિ આવે,સ્વજનનો વિયોગ થાય.

ऊ—પ્રતિષ્ટા, ધાર્યું કામ થાય, ધારેલી ઇચ્છા પૂર્ણ થાય, સ્થાન મળે.

ऋ—સોના રુપાનો લાભ થાય, ધાર્યું કામ સિદ્ધ થાય, સારી મિત્રતા થાય.

ॠ—રોગ, દુઃખ, સંતાપ થાય, અને મિત્ર વિરોધ થાય.

ऌ—સિદ્ધિ, મિત્ર,સમાગમ, આરોગ્ય અને રાજદ્વારે માન મળે.

ॡ—હાનિ, વ્યાધી, રોગ, પુત્રહનન, ધન ચોરી અને ધાર્યું કામ બગડે.

ए—ભાગ્યની સીદ્ધિ, મિત્રસમાગમ, સુખ અને સ્થાન મળે.

ओ—દુઃખ, શોક જાય, સિદ્ધિ મળે, નિર્ભયતા મળે, ધાર્યું કામ થાય.

औ—મ્હેનત કરતાં કામ સફળ થાય નહિ, મિત્ર વિરોધ,શોક અને સંતાપ થાય.

अं—સાચવીને કામ કરવું, હાનિ થાય, બંધન, મહા દુઃખ, ક્લેશ અને ભય થાય.

अः—ધાર્યું કામ થાય, પ્રતિષ્ટા, માન,પુત્રલાભ, મહા સુખ મળે,

क—રાજદ્વારથી માન મળે, સ્નેહિ સમાગમ, કલ્યાણ, અર્થ સિદ્ધિ થાય.

ख—શોક, સંતાપ, ચોરી અને રોગ થાય.

ग—સિદ્ધિ, મિત્રસમાગમ, સાભાગ્ય મળે.

घ—કાર્ય સફળ થાય, સારૂં કલ્યાણ થાય, પ્રિય માણસનાં દર્શન થાય.

ङ.—કામ પડી ભાગે, સિદ્ધિની નિષ્ફળતા, અર્થનાશ, વિપત્તિ અને કામ નિષ્ફળ થાય.

च—જય, રાજદ્વારે સન્માન, લાભ અને સ્હેજ પૈસા મળે.

छ—કાર્યનો જય, રત્ન મળે, શરીર સુખી, આનંદ અને સૌભાગ્ય પ્રાપ્તી થાય.

ज—દ્રવ્ય હાની, મીત્ર વીરોધ, કલેશ, અને ધારેલુ કાર્ય નાશ પામે.

झ—દ્રવ્ય લાભ અને ધારેલું કાર્ય સીદ્ધ થાય.

ञ—શોક, સંતાપ, બંધન, વ્હાલા સાથે વીરોધ અને મરણ નીપજે.

ट—લાભ, વીજય, સારા કામનું ફળ મળે, સર્વ અર્થ સીદ્ધ થાય.

ठ—સર્વ સીદ્ધી, ધન, ધાન્ય, શરીર સુખી રહે, અને કામ સફળ થાય.

ड—તમારૂં કામ સીદ્ધ થાય. માન મળે, સત્વવાન થાય અને કુશળતા પામો.

ढ—બંધન, રોગ, શોક, ચિંતા અને ધારેલું કાર્ય નાશ પામે.

ण—વિદ્યા પ્રાપ્તિ, સૌભાગ્ય પ્રાપ્તિ, શરીરે આરોગ્ય અને ધન ધાન્ય મળે.

त—અર્થ લાભ, સૌભાગ્યપ્રાપ્તિ, કાર્ય સત્વર સિદ્ધ થાય.

थ—ધન હાનિ, મન સંતાપ, સ્થાન ભ્રષ્ટ થાય અને રોગ થાય.

द—ધર્મ લાભ, શરીરે સુખ અને વ્યવહારનું સુખ મળે.

ध—ધન મળે, સુખ, શરીરારોગ્યતા, અને અતુલ્ય ભાગ્ય આવી મળે.

न—કાર્ય સિદ્ધિ, શરીરારોગ્યતા, લાભ અને ભોગ વિલાસ મળે.

प—રોગ, રાજ બંધન, મન ઉદ્વેગ, ધર, કલેશ અને મનનો નાશ થાય.

फ—ધન, સંપત્તિ, કાર્ય સિદ્ધિ, અને આરોગ્યતા પ્રાપ્ત થાય.

ब—બંધન, રોગી મરણ પામે–નાશ થાય.

भ—પ્રથમ હાનિ પછી લાભ થાય, પુત્ર અને મનોરથ સિદ્ધ થાય.

म—નિર્ધનતા, આપદા, નિષ્ફળતા અને ભોગવિલાસમાં આલેસ થાય.

य—ધન ધાન્યની પ્રાપ્તિ, કિર્તિ વધે, લાભ થાય.

र—ભય, વિઘ્ન અને હાનિ તથા કોઇના મરણનું દુઃખ આવી પડે.

ङ—ધન, વૈભવ અને લાભ થાય.

च—કાર્ય નાશ, ચોરી દુઃખ, સંતાપ, શોક અને મહાભય થાય.

छ—કાર્યસિદ્ધિ, ધનલાભ અને ધારેલું કાર્ય સહળ થાય.

ज—ધન, ધાન્ય મળે, કુશળતા રહે, ફતેહ થાય અને સારૂં થાય.

झ—ધારેલું કાર્ય નિષ્ફળ જાય, લાભ થવાની આશા વ્યર્થ જાય.

ञ—મહાસિદ્ધિ. ધારેલું કાર્ય સિદ્ધ થાય, અને સર્વ કાર્ય સિદ્ધ થાય.

ट—સર્વ કામમાં ફતેહ મળે, રાજદરબારે માન મળે, વિદ્યા આપ્ત થાય, શોભા વધે એવું સ્થાન મળે અને સર્વ કામમાં ફતેહજ થાય.

---

## પ્રકરણ ૨૧ મું.

### પ્રશ્નના આંકડાના ચક્રપરથી ભવિષ્ય ફળ.

| | | | | |
|---|---|---|---|---|
| ૧૦ | ૨૦ | ૩૦ | ૪૦ | ૫૦ |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |

પ્રશ્ન પૂછવા આવનારે એક સોપારી લઇ પ્રશ્ન પૂછનારને આપવી તે સોપારી પ્રશ્ન પૂછનારે ૐ હ્રીં શ્રી [illegible]ાનયા ની સ્વાહાઃ ૐ સિદ્ધિઃ॥ આ મંત્રથી મંતરી અને પાછી આપવી અને તે પૂછનાર માણસે ઉપરના કોઠાની ઉપરની લાઇનના ગમે તે એક આંકડા ઉપર પોતાનો પ્રશ્ન મનમાં ધારી અને સોપારી મુકવી. પછી બીજી વખત તે સોપારી લઇ નિચેની લાઇનના ગમે તે આંકડા ઉપર પ્રશ્ન મનમાં ધારી અને સોપારી મુકવી. આવી રીતે પ્રથમ જે આંકડા ઉપર સોપારી મુકી હોય અને પછી જે આંકડા ઉપર સોપારી મુકી હોય તે બંને આંકડાનો સરવાળો કરવો. જો તે બંને આંકડાનો સરવાળોઃ—

૧૧ આવે તો ધારેલી ઇચ્છા પૂર્ણ થશે એમ કહેવું અને

૧૨ આવે તો દેવતા સંબંધિ પૂજન અર્ચન કરતાં વિલંબે કાર્ય થશે.

૧૩ આવે તો કામમાં ઘણાં વિઘ્ન આવે.

૧૪ આવે તો ધારેલું કામ થશે, અને સિદ્ધિ થાય.

૧૫ આવે તો ધારયા પાર પડે.

૨૧ આવે તો ચિંતા ત્યજવાથી કાર્ય સિદ્ધિ અને જીવનની વૃદ્ધિ થશે.

૨૨ આવે તો જાત સામર્થ્યથી કામ થશે અને અડચણ કરનારની હાર થાય.

૨૨ આવે તો કામમાં વિઘ્ન પડે.

૨૪ આવે તો સર્વ કામમાં મંગળ થાય. સર્વ કાર્ય સિદ્ધ થાય.

૨૫ આવે તો ઘણું મ્હોટા મનોરથ હશે પણ પોતાના પરાક્રમથી તે સિદ્ધ થશે. વિશ્વાસ ન કરવો.

૩૧ આવે તો ધાર્યું કામ થાય, વેપારમાં લાભ થાય.

૩૨ આવે તો પ્રથમ ખર્ચ નાશ થાય પછીથી સુધરે.

૩૩ આવે તો કામમાં સાર ન હોવાથી છોડી દેવું.

૩૪ આવે તો અવિશ્વાસથી નહી. પણ શ્રદ્ધાથી ઉદ્યમ કરવાથી સિદ્ધિ થશે.

૩૫ આવે તો ધારેલું કાર્ય ઉદ્યમથી નહિ થાય માટે બીજું કામ કરવું.

૪૧ આવે તો કાર્ય નિઃસંદેહપણે થાય.

૪૨ આવે તો ઉદ્યમ કરવાથી કાર્ય પોતાની મેળે સિદ્ધિ થાય,

૪૩ આવે તો કાર્યની સિદ્ધીજ જણાય છે અર્થાત્ ધારેલું કામ થાય.

૪૪ થોડી મહેનતે ઉત્તર કે પશ્ચિમ દિશાથી કાર્ય સિદ્ધ થાય.

૪૫ આવે તો ત્હમારું કામ બીજાના હાથમાં છે અને મોડું છે.

૫૧ આવે તો કાર્ય સિદ્ધ થાય, અને કલ્યાણ થાય.

૫૨ ધારેલી ધારણા સફળ થાય.

૫૩ કામ શુભપણે કરવું, ભાગ્યોદય નજીક હોવાથી સર્વ સિદ્ધ થશે.

૫૪ કામમાં શત્રુ આડે આવે છે માટે વિલંબ રાખીને કરવાથી સિદ્ધ થાય.

૫૫ આવે તો ધારેલું કામ સારું છે. તેમાં તમને સર્વ સિદ્ધિ જ મળશે.



## પ્રકરણ ૨૨ મું.

### ધ્રુવાંક પરથી ભવિષ્ય ફળ.

---

પ્રશ્ન પુછનારે જો સ્હવારમાં પ્રશ્ન પૂછવો હોય તો કોઈ બાળક પાસે કોઈ ઝાડનું નામ દેવરાવવું, અને બપોરે પ્રશ્ન પૂછવો હોય તો કોઈ જુવાન માણુસ પાસે એકાદ પુષ્પનું નામ લેવરાવવું અને સાંજે પ્રશ્ન પૂછવો હોય તો વૃદ્ધ માણુસ પાસે ફળનું નામ દેવરાવવું.

ત્યાર પછી ફળ, પુષ્પ કે ઝાડનું જે નામ તેણે દીધું હોય તે નામના અક્ષરોના ધ્રુવાંક નીચે પ્રમાણે ગણુવા.

દરેક અક્ષરના ધ્રુવાંક.

અ ના ધ્રુવાંક ૨૪, આ ના ૨૧, ઇ ના ૧૨, ઈ ના ૧૬, ઉ ના ૨૫, ઊ ના ૨૨, એ ના ૧૯, ઐ ના ૨૯, ઓ ના ૧૯, ઔ ના ૨૫, અં ના ૧૦, અને અઃ ના ૨૨.

ક ના ૨૧, ખ ના ૩૧, ગ ના ૧૦, ઘ ના ૧૬, ઙ ના ૨૧. ચ ના ૨૭, છ ના ૧૬, જ ના ૩૪, ઝ ના ૨૫, ઞ ના ૨૬, ટ ના ૨૧, ઠ ના ૩૫, ડ ના ૧૩, ઢ ના ૨૪, ણ ના ૧૭, ત ના ૨૭, થ ના ૧૩, દ ના ૨૬, ધ ના ૧૮, ન ના ૧૮, પ ના ૨૮, ફ ના ૨૭, બ ના ૨૧, ભ ના ૨૬, મ ના ૧૬, ય ના ૪૨, ર ના ૧૧, લ ના ૯, વ ના ૭, શ ના ૨૫, ષ ના ૧૧, સ ના ૨૫, હ ના ૧૨, અને ક્ષ ના ૫.

ઉપર પ્રમાણે અક્ષરની સામે લખેલા આંકડા તે, તે તે અક્ષરના ધ્રુવાંકનો આંકડો સમજવો.

પ્રશ્નોના ધ્રુવાંક.

જો લાભ અલાભનો પ્રશ્ન હોય તો તેના ધ્રુવાંક ૪૨,

જો જીવન મરણનો પ્રશ્ન હોય તો તેના ધ્રુવાંક ૪૨,

સુખ દુઃખના પ્રશ્નના ૩૫, પરદેશ ગયેલો આવશે કે નહિ, અથવા પરદેશ જવાનું થશે કે કેમ તેના ૩૪, જય થશે કે પરાજય થશે તેના ૩૫, વરસાદ વિષેના પ્રશ્નના ૩૨, યાત્રા વિષેના પ્રશ્નના ૩૫, અને ગર્ભવંતી સ્ત્રીને પ્રજા થવાના પ્રશ્નના ૩૨ ધ્રુવંક સમજવા.

હવે ફળ, પુષ્પ કે ઝાડનું ઉપર પ્રમાણે નામ લેવરાવવું તે જે નામ દે તે નામના અક્ષરોના ધ્રુવાંક ઉપરના અક્ષરના ધ્રુવાંક ઉપરથી કાઢવા અને પછી તેનો જે વિષયનો પ્રશ્ન હોય તે વિષયનો ધ્રુવાંક ઉપરના પ્રશ્નોના ધ્રુવાંકમાંથી કાઢી બધા આંકડાનો સરવાળો કરવો. જેમકે

જો કોઇ ગર્ભવંતી સ્ત્રીને શું પ્રજા થશે તેનો પ્રશ્ન પુછયો હોય, અને તે સવારમાં પુછયો હોય તો બાળક પાસે ઝાડનું નામ દેવરાવવું, જો બાળકે ઝાડનું નામ 'આંબો' એવું દીધું હોય તો,

ઉપરના અક્ષરોના ધ્રુવાંકમાંથી આ ના ૨૧ અને બ ના ૨૧ નો સરવાળો કરવો તે ૪૨ થયા, તે ઝાડના નામના ધ્રુવાંક આવ્યા તેમા પ્રશ્નના ધ્રુવાંક ઉમેરવા એટલે ગર્ભવંતીની સ્ત્રીના પ્રશ્નના ૩૨ ધ્રુવાંક ઉપરના પ્રશ્નના ધ્રુવાંકમાંથી જોઇ અને લીધા તે ઉપરના અક્ષરના ધ્રુવાંક ૪૨ માં ઉમેરવા તો ૭૪ થયાં.

આવી રીતે અક્ષરોના ધ્રુવાંક અને પ્રશ્નના ધ્રુવાંકનો સરવાળો કરવો તેને,

નીચે પ્રમાણે પ્રશ્ન અનુસાર આંકડાથી ભાગી જે શેષ વધે તે નીચે પ્રમાણે ફળ મળશે એમ કહેવું.

૧ જો લાભ ગેર લાભનો પ્રશ્ન હોય તો આવેલી રકમને ત્રણે ભાગવી, ભાગતાં જો શેષ ૧ વધે તો લાભ થાય, બે વધે તો મધ્યમ અને શુન વધે તો હાની થાય એમ કહેવું.

૨ આયુષ્ય અને મરણનો પ્રશ્ન હોય તો પણ ત્રણે ભાગવા જો ૧ વધે તો આયુષ્ય છે, ૨ વધે તો દુઃખ પડે અને શુન્ય વધે તો મરણ થાય એમ કહેવું.

૩ જો સુખ કે દુઃખનો પ્રશ્ન હોય તો આવેલી રકમને ૨ એ ભાગવી. એક વધે તો સુખ, અને શુન્ય વધે તો દુઃખ મળે.

૪ પરદેશ જવા આવવાનો પ્રશ્ન હોય તો ત્રણે ભાગવા જો ૧ વધે તો પરદેશથી આવે, ૨ વધે તો હોય, એક વધે તો ત્યાંથી દુર જાય અને શુન વધે તો પરદેશમાં મૃત્યુ થાય.

૫ જય જીજ્યનો પ્રશ્ન હોય તો ત્રણે ભાગવા, ૧ વધે તો જય મળે, ૨ વધે તો સલાહ થાય અને શુન વધે તો પરાજય થાય.

૬ વરસાદ સંબંધી પ્રશ્ન હોય તો ત્રણે ભાગવા. જો ૧ વધે તો વરસાદ આવે, બે વધે તો થોડો વરસાદ અને શુન વધે તો દુઃકાળ પડે.

૭ યાત્રાનો સવાલ હોય તો ત્રણે ભાગવા, એક વધે તો સારી રીતે યાત્રા થાય, ૨ વધે તો મધ્યમ યાત્રા થાય અને શુંન વધે તો માર્ગમાંજ મૃત્યુ થાય.

૮ ગર્ભવંતીના સવાલમાં ત્રણે ભાગવા જો ૧ વધે તો છોકરો જન્મે, બે વધે તો છોકરી અને શુન વધે તો ગર્ભવંતી મરી જાય એમ જાણવું.

હવે આપણે ઉપર આપેલા ગર્ભવંતીના પ્રશ્નોના જવાબ જોઇએ. તેના મુવાંક ૧૪ આવ્યા છે, તેને ઉપરની ૮ મી કલમ મુજબ ત્રણે ભાગતાં શેષ ૨ વધે છે માટે તેને છોકરી આવશે. એ પ્રમાણે જાણવું.

## પ્રકરણ ૨૩ મું.

### અમુક માણસનો જન્મ અમુક રૂતુ, માસ, તિથી, વાર, નક્ષત્ર, લગ્ન વીગેરેમાં થયો હોય તો તેના જન્મનું ફળ.

#### જન્મ રૂતુનાં ફળ.

ગ્રીષ્મ—રૂતુમાં જન્મ થયો હોય તો—જાહેર કામકાજમાં આગળ પડે, સાર્વજનીક મકાનો તથા પાણીનાં બાંધકામ કરાવનાર અને ધર્મ સંબંધી લેખોના શોખીન થાય.

વર્ષા—રૂતુમાં જન્મ થયો હોય તો, પ્રસન્ન સ્વભાવનો, ઉજ્વળ બુદ્ધિવાળો, ખેતીનો ધંધો કરનાર અને ગામડામાં રહેનાર થાય.

શરદ—રૂતુમાં જન્મ થયો હોય તો—રૂપવાન, કામ કરવામાં હોશીયાર, શાંત સ્વભાવનો અને વેપાર કરનાર થાય.

હેમંત રૂતુમાં—જન્મ થયો હોય તો—ધનવાન, સાચું બોલનાર, આરોગ્યવાન તથા રાજ્ય તરફથી માન મેળવનાર થાય.

શીશીર રૂતુમાં—જન્મ થયો હોય તો, તેનું શરીર તથા મન હમેશા નીર્મળ રહે. પૈસા મળે, આયુષ્યવાળો અને પુત્રવાળો થાય.

વસંત ૠતુમાં—જન્મ થયો હોય તો હોંશીઆર, સુખી, પ્રખ્યાત, ગણિત જાણનાર, કળા જાણનાર અને વૈભવી થાય.

### અયનનાં ફળ.

ઉત્તરાયનના સૂર્યમાં જન્મેલો પુરૂષ સ્ત્રીવાળો, સુખી, ગુણી મ્હોટી આયુષ્યવાળો, આચારવાળો, શાણો,દેવ, બ્રાહ્મણ ને ગુરૂની ભક્તિવાળો ને કીર્તિવાળો થાય છે.

દક્ષિણાયનમાં જન્મેલો માણસ કપટી, મૂર્ખ, રોગી, પાપી, દુષ્ટ, ચોરની સોબતવાળો, દુબળો, પરસ્ત્રી લંપટ, ઘણું ઉંઘનાર અને આળસુ થાય છે.

### જન્મ માસનું ફળ.

કાર્તિક માસમાં—જન્મ થયો હોય તો વેપાર કરનાર, ધનવાન, રૂપવાન અને હોંશીઆર હોય.

માગશર માસમાં—જન્મ થયો હોય તો જાત્રા કરનાર, ઘણા મિત્રોવાળો, નમ્ર અને સદ્‌ગુણી થાય.

પોષ માસમાં—જન્મ થયો હોય તો હંમેશાં ચિંતા કરનાર ધર્માદા કામ કરનાર, પાતળો અને યુક્તિવાળો થાય.

મહા માસમાં—જન્મ થયો હોય તો ડાહ્યો, કુટુંબનું પોષણ કરનાર, કેળવાયલા અને શુદ્ધ બોલનાર થાય.

ફાગણ માસમાં—જન્મ થયો હોય તો મુસાફરી કરનાર, ધર્માદા કામ કરનાર, સારા માણસોનું ભલું કરનાર અને સદ્‌ગુણી થાય.

ચૈત્ર માસમાં—જન્મ થયો હોય તો લોકહિતનાં કામ કરનાર, રૂપવાન, નમ્ર અને સારા મિત્રોવાળો થાય.

વૈશાખ માસમાં—જન્મ થયો હોય તો દેવપૂજન કરનાર, રૂપવાન, વિજયી, અને દરેકને પ્રિય થઇ પડે.

જેઠ માસમા—જન્મ થયો હોય તો મુસાફરી કરનાર, દયાળુ, ધનવાન અને ક્રોધી થાય

અશાડ માસમાં—જન્મ થયો હોય તો—બહુ બોલનાર, સ્ત્રીઓમાં રહેનાર, મશ્કરો, પૈસા ઉડાવનાર અને પૈસા વિનાનો થાય.

શ્રાવણ માસમાં—જન્મ થયો હોય તો કીર્તિવંત, મિત્રવાળો, પ્રજાવાળો, મોટા કુટુંબવાળો અને સર્વને પ્રિય થાય.

ભાદરવા માસમાં—જન્મ થયો હોય તો ભૂલકણો, શત્રુના ભયવાળો, શાંત, સુખી, સ્ત્રીઓમાં રહેનાર અને હોંશીઆર થાય.

આસો માસમાં—જન્મ થયો હોય તો, સ્વરૂપવાન, રાજા તરફથી માન મળે, હુન્નરમાં હોંશીઆર અને સારી બુદ્ધિવાળો થાય.

## જન્મ માસ ( ઇંગ્રેજી ) પરથી ભવિષ્યફળ.

**જાનેવારી.** આ માસમાં જન્મેલ માણસ દુઃખીયો પ્રત્યે દયા લાવનારા, ધર્મના કામમાં મદદ કરનારા, વિચારવંત, તર્કવાદી, પ્રતિષ્ટા મેળવનાર, પ્રેમાળ, અને મજબુત મનઃશક્તિવાળા હોય છે.

**ફેબ્રુઆરી.** આ માસમાં જન્મેલા માણસો ઉપરના ગુણો ઉપરાંત બીજાને મદદ કરનાર, મજબુત, વિચારવંત, ઉંડી લાગણીવાળા, ધંધા રોજગારમાં કુશળ, નાણાં બાબત ઉંચા વિચાર ધરાવનાર અને બીજાના કામો કરનાર થાય છે.

**માર્ચ.** આ માસમાં જન્મનાર ચિંતાતુર, પારકાના ઉપર આધાર ન રાખનાર, નાણાંનો લોભ ન રાખનાર, કળાવંત, આર્ટિસ્ટ ગવૈયા, સાહિત્ય સેવક, ભવિષ્યની જીંદગીની ચિન્તા કરનાર અને ગમગિન રહેનાર થાય છે.

**એપ્રીલ.** આ માસમાં જન્મનાર સંસારમાં કમભાગ્ય લડવૈયા, બળવાન ઇચ્છાવાળા, હઠીલા, વ્યવસ્થા કરનાર, મોટાં ખાતાની વ્યવસ્થા કરવામાં હોંશીયાર અને સંસારમાં કમભાગ્ય હોય છે કારણ તેમના લાયક સ્ત્રી નહી મળવાથી લગ્ન સંબંધ દુઃખી નીવડે છે.

**મે.** આ માસમાં જન્મનારનાં પ્રથમ લગ્ન અમંગળજ નીવડે છે. તેઓ નીષ્કપટી. બીજાને માટે પ્રાણ આપનાર, બીજાની પ્રીતિ સંપાદન કરવાને માટે નીભાવનાર, શત્રુની જોડે ન્યાયથી બરોબર લડત ચલાવનાર, અને ઠગાઇ, કાવત્રાં અને તરકટને ધિક્કારનાર થાય છે.

**જુન.** આ માસમાં જન્મેલ માણસ ખેલાડી, ધારાશાસ્ત્રી, ધારેલા કામમાં દીપી નીકળનાર, વક્તાઓ અને તાલાવેલીયા, ઘડીકમાં ક્રોધી અને ઘડીકમાં શાંત થનાર સ્વભાવના હોય છે.

**જુલાઇ.** આ માસમાં જન્મેલા મુસાફરી કરનાર, ઘરો બંધાવનારા, જુગારી, સટ્ટાખોર, સદા બેચેન, ચિંતાતુર, પોતાના શેઠનું ભલું ઇચ્છનાર અને ધંધા રોજગારમાં ફતેહમંદ નિવડનાર થાય છે.

**અગષ્ટ.** આ માસમાં જન્મેલા માણસો દયાળુ લાગણીવાળા, ઉતાવળીયા, ભોળા, નીતીવાન, વધુ શત્રુવાળા, ઠગાઈ જનારા, અગ્રેસરપણું ધરાવનાર અને જાહેર પુરૂષ થાય છે.

**સપ્ટેંબર.** આ માસમાં જન્મેલા સામાની નબળી બાજુ જો-

નારા, યાદદાસ્ત તીવ્ર, સાહિત્યની ટીકા કરનાર, અને ધારેલાં કામો પરિપૂર્ણ કરનાર થાય છે.

અકટોમ્બર. આ માસમાં જન્મેલા જુગારી, સટ્ટાખોર, કાયદાનો અભ્યાસ કરનારા, ધારાશાસ્ત્રી, બેરીસ્ટર, ન્યાયાધીશ અને નાણાંની દરકાર નહીં કરનાર થાય છે. એટલે લગ્ન બાબતમાં સુખી હોતા નથી.

નવેંબર. આ માસમાં જન્મેલા ત્રીસ વર્ષ સુધી સ્વચ્છ મનના, સદ્દગુણી, નીતિવાળા, અને ધાર્મિક હોય છે. તથાપિ, તેઓ ભય અને ઓચિંતી આવી પડનાર કટાકટીની સ્થીતીમાં ઠંડા અને ઠરાવ ભરેલા હોય છે.

ડીસેંબર. આ માસમાં જન્મેલા મહેનતુ, કારીગર, સાહસીક, જુદી જુદી લાઇનમાં અહલાનાર, મનોબળવાળા અને જે કામ ઉપાડયું તેમાં ફતેહ મેળવનાર અને હાથેજ રોજગાર પસંદ કરનારા થાય છે.

## પક્ષનાં ફળ.

શુકલપક્ષમાં જન્મેલો માણસ બહુ આયુષ્યવાળો, પુત્રવાન, ઘણા જીવોને પાળનાર, દાતાર, મીત્રમંડળીને માન આપનાર અને સ્ત્રીને વશ વર્તનાર થાય છે.

કૃષ્ણપક્ષમાં જન્મેલો માણસ આળસુ, મેલો, દ્વેષી, નીંદાખોર, ગામડીઓ અને મૂર્ખના જેવું બોલનાર ને સર્વ ધર્મથી રહીત થાયછે.

## તિથીમાં જન્મવાનું ફળ.

૧ પડવાને રોજ જન્મેલો માણસ જો ત્રણ દીવસ કે ત્રણ માસ જીવે તો પછી મોટો પ્રતાપી. ૮૦ વર્ષના આયુષ્યવાળો થાય છે.

૨ બીજને દીવસે જન્મેલો માણસ સત્યવાદી, આનંદી, સ્તુતીપાત્ર અને પોતાના કામમાં તત્પર રહે છે.

૩ ત્રીજને દીવસે જન્મેલ માણસ સ્ત્રી લંપટ, કંજુસ, ચલચીત્તવાળો, વ્રત અને ઉપવાસ કરનાર, મુર્ખ, ફોગટ બકવાદ કરનાર, મોટો પ્રતાપી, હઠીલો, ચંચળ મનવાળો અને બળવાન થાય છે.

૪ ચોથના રોજ જન્મેલો માણસ લોભી, ચાડીખોર, અંડપ્રતાપી, વગર વીચાર્યું કામ કરનાર, ચંચળ ને સુખી થાય છે.

૫ પાંચમના રોજ જન્મેલો માણસ માનવંતો, લાંબા આયુષ્યવાળો, બુદ્ધિવાન, સ્થીર સ્વભાવનો, શુરો, સત્યવાદી અને જીતેંદ્રિય થાય છે.

૬ છઠના રોજ જન્મેલો માણસ શરીર ઉપર તલ, મસા વીગેરેના ચિન્હવાળો, શાંત, અલંપટ, મોટો ભાગ્યશાળી, વીદ્વા અને યશ મેળવનાર થાય છે.

૭ સાતમના રોજ જન્મેલો માણુસ—ધનવાન, ગુણવાન, સદાચારી, ગુરૂદેવની ભક્તિ કરનાર ને દઢ વ્રતવાળો થાય છે.

૮ આઠમને દીવસે જન્મેલો માણુસ પોતાની સ્ત્રી ઉપર પ્રેમવાળો, ઘણું બોલનાર, ચપળ, ચાલાક, અને કઠોર સ્વભાવવાળો થાય છે.

૯ નવમીના રોજ જન્મેલો માણુસ, કામી, લોભી, શુરો, ગાયનને નાચમાં પ્રેમી, શત્રુને મારનાર અને ક્રોધી થાય છે.

૧૦ દશમના રોજ જનમેલો માણુસ અજીત, હથીઆરના ઘાના કાપના ચીન્હવાળો, પવિત્ર, ભાગ્યશાળી, ચાલાક ને ધણી બુદ્ધિવાળો થાય છે.

૧૧ અગીઆરસના રોજ જનમેલો માણુસ વેપારમાં ડાહ્યો, કુળરક્ષામાં પ્રવીણ, સત્યવાદી અને દઢવ્રત વાળો થાય છે.

૧૨ બારશના રોજ જનમેલો માણુસ સદાચારી, ક્રોધી, સારા ભાગ્યવાળો, રતીમાં ચંચળ, ઉત્તમ વસ્ત્ર અને ઉત્તમ ભોજનનો શોખીન થાય છે.

૧૩ તેરસના રોજ જનમેલો માણુસ સ્ત્રી વડે જીતાયલો,જ્ઞાની, બુદ્ધિવાળો, વ્રત ઉપવાસ કરનાર ને ગુણવાન થાય છે.

૧૪ ચૌદશના રોજ જનમેલો માણુસ શુદ્ધ વંશનો, સર્વ કામમાં શુદ્ધ મનવાળો, બુદ્ધિમાન, નીરોગી અને મોટો કુટુંબી હોય છે.

૧૫ પુનમે જન્મેલો માણુસ પુર્ણ અંગવાળો,શાંત સ્વભાવનો, પ્રસન્ન મનવાળો અને મોટા ભાગ્યવાળો થાય છે.

૩૦ અમાસને રોજ જન્મેલો માણુસ ઇંદ્રિયના દુઃખથી પીડાતો, સુખ રહીત, મંદભાગી, નિર્બળ અને વ્યાકુળ ચિત્તવાળો થાય છે.

કૃષ્ણ ચતુર્દશી તથા અમાવાસ્યામાં જન્મ થયો હોય તેનું ફળ—અંધારી ચૌદશ બેસે ત્યારથી દશ ઘડી સુધીમાં જન્મ થયો હોય તો સારૂં ફળ મળે. દશથી વીસ ઘડી સુધીમાં જન્મ થયો હોય તો બાપનું મૃત્યુ થાય, વીસ ઘડીથી ત્રીસ ઘડી સુધીમાં જન્મ થયો હોત તો માતાનું મૃત્યુ થાય, ત્રીસ ઘડીથી ચાલીસ ઘડી સુધીમાં જન્મ થયો હોય તો મામાનું મૃત્યુ થાય. ચાલીશ ઘડીથી પચાસ

ઘડી સુધીમાં જન્મ થયો હોય તો વંશનો ક્ષય થાય અને પચાસ ઘડીથી સાઠ ઘડી સુધીમાં જન્મ થયો હોય તો ધનનો ક્ષય થાય.

ચૌદશ ઉપર અમાસ હોય તેમાં જન્મ થયો હોય તો ઢોર ને લક્ષ્મીનો નાશ થાય, જન્મ પામનારનું મૃત્યુ થાય.

પડવા સાથે અમાસ હોય તેમાં જન્મ થયો હોય તો, પશુ ઢોર, દ્રવ્ય, ભાઇભાંડુ, વીગેરેનો ક્ષય થાય, માતા પીતાનો નાશ થાય,

ઉપર લખેલા દોષની નીવૃત્તિ કરવાથી અશુભ ફળ નાશ પામે છે.

## જન્મવારનાં ફળ.

રવિવારે જન્મ થયો હોય તો, શક્તીવાળો શાંત, સુંદર, આરોગ્યવાન અને લુચ્ચો થાય. તે મોજ ભોગવનાર, ભલાઇવાળો અને ડહાપણવાળો થાય.

સોમવારે જન્મ થયો હોય તો રૂપવાન, ઠીંગણો, અને તીક્ષ્ણ બુદ્ધિવાળો થાય.

મંગળવારે જનમ થયો હોય તો નમ્ર; દયાળુ, સાહસીક, બળવાન અને ઝનુની થાય.

બુધવારે જન્મ થયો હોય તો, શક્તીવંત, ખુબસુરત અને સ્થીર મનનો થાય તેમ દુ:ખી પણ થાય.

ગુરૂવારે જનમ થયો હોય તો ચપળ બુદ્ધિ અને સારા હેતુવાળો, સાયન્સમાં નીપુણ, વાક્ચાતુર્યવાળો અને શાંતપ્રકૃતીનો થાય. તેમ ભીખારી પણ હોય.

શુક્રવારે જન્મ થયો હોય તો—સદ્ વિચારવાળો, હુન્નર કળામાં હોંશિઆર અને શુભ કામ કરનાર થાય. તેમ ઉદાર અને પ્રેમાળ થાય છે.

શનિવારે જન્મે થયો હોય તો નાદુરસ્ત, ફિક્કા ચહેરાનો અદેખો અને રીસાળ થાય તેમ નિર્ધન થાય છે. દિવસના પ્હોર ફાટતાં જન્મેલ બાળક અગમ બુદ્ધવાળુ થાય.

## જન્મ નક્ષત્રનાં ફળ.

અશ્વિનિ નક્ષત્રમાં જન્મ થયો હોય તો દયાળુ; રાજ્ય તરફથી નામના મેળવનાર; મજબુત બાંધાવાળો; નસીબદાર, મન નિશ્ચળ, પણ પવિત્ર નહિ. ચાલાક, હાથી ઘોડા વિગેરે પ્રાણીઓની રીતભાત

સંબંધી જ્ઞાનવાન અને સાહસ કામ કરનાર થાય. સ્ત્રીઓમાં ફરનાર અને મજબુત કદનો થાય.

ભરણિ નક્ષત્રમાં જન્મ થયો હોય તો, સાચુ બોલનાર અનાજનો વેપાર કરનાર; એકજ વાતને વળગી રહેનાર, વિજયી; અહંકાર, નબળા મનનો, સારો ખોરાક ખાનાર, દુષ્ટ રીતભાતનો અને મુસાફરી કરનાર થાય.

કૃતિકા નક્ષત્રમાં જન્મ થયો હોય તો—મોટી મોટી આશા બાંધનાર, ક્રોધી; બીકણુ અને તરતા ચેહેરાનો, ગરીબ રીતભાતનો શત્રુથી પીડા પામે, સ્ત્રી મંડળને વહાલો રહે; ખાવાનું સારૂં જોઈએ અને પ્રખ્યાત થાય.

રોહિણી નક્ષત્રમાં જન્મ થયો હોય તો—વૈભવ ભોગવનાર; ધનવાન, પરોપકારી, કામકાજ કરવામાં ચપળ, મજબુત બાંધાનો પહોળા કપાળવાળો, સાચો; ગોળ આંખોવાળો, ફુભરકળામાં તિવ્ર; સુંદર અને મજબુત પક્કા ઠરાવને વળગી રહેનાર; યાદદાસ્તવાળો અને ચિડિઆ સ્વભાવવાળો થાય.

મૃગશિર—નક્ષત્રમાં જન્મ થયો હોય તો—સુંદર; ઉત્સાહી; શાંત; મજબૂત બાંધાનો; ધૈર્યશીલ; વિચારશીલ, સ્વાર્થી અને અહંકારી; ફેળવાયલો; મિત્ર; પૈસા અને સંતાનથી સુખી થાય.

આદ્રા—નક્ષત્રમાં જન્મ થયો હોય તો—લુચ્ચો, હસમુખો, ધનવાન; લોભી હાજરજવાબી; જાહેર કામો કરનાર અને ધાર્મિક થાય.

પુનર્વસુ—નક્ષત્રમાં જન્મ થયો હોય તો—ધર્મચુસ્ત અને પોતાના કામને વળગી રહેનાર; માબાપને માન આપનાર, સ્ત્રીઓમાં લાલચુ, બહોળા કુટુંબવાળો; મિલકતવાળો; સંતોષી તથા સુખી; ધૈર્યવાન; ચાલાક અને પરદેશમાં રહેનારો થાય.

પુષ્ય નક્ષત્રમાં જન્મ થયો હોય તો સારો ખોરાક ખાનાર; મોટા દરજ્જાવાળો; સાચો; દયાવાળો; સારા બાંધાનો; નિરોગી; કાજી; દોલતવાન; વેપાર કરનાર, કુટુંબને આશ્રય આપનાર અને ઘણો બાહોશ થાય.

અશ્લેષા—નક્ષત્રમાં જન્મ થયો હોય તો તેનું સાધારણ રૂપ; શત્રુને પીડનાર; વૈદકનો કે જાનવરોનો ધંધો કરનાર; નિમકહરામ, થોડા જ્ઞાનવાળો; સાહસ કામ કરનાર; ખોરાક બરોબર નહી જમનાર, જંગલી અને જુઠું બોલનાર થાય.

આશ્લેષા—નક્ષત્ર બેઠા પછી પાંચ ઘડી સુધીમાં જન્મ થયો હોય તો સર્વદા સુખી થાય. છથી આઠ ઘડી સુધીમાં જન્મ થયો હોય તો ધનનો ક્ષય થાય; ૯ થી ૧૧ ઘડી સુધીમાં જન્મ થયો હોય તો કુળનો ક્ષય થાય; અને ૧૨ થી ૨૧ ઘડી સુધીમાં જન્મ થયો હોય તો માતપીતાનો નાશ થાય; ૨૨ થી ૨૯ ઘડી સુધીમાં જન્મ થયો હોય તો પોતાના બાહુ બળવડે પરાક્રમી થાય; ૩૬ થી ૪૦ ઘડી સુધીમાં જન્મ થયો હોય તો માતાનું મૃત્યુ થાય; ૪૧ થી ૪૨ ઘડી સુધીમાં જન્મ થયો હોય તો થોડું આયુષ્ય ભોગવે. ૪૩ થી ૫૦ ઘડી સુધીમાં જન્મ થયો હોય તો રાજ્યનું તથા સંસારનું સુખ મળે ૫૧ થી ૫૫ ઘડી સુધીમાં જન્મ થયો હોય તો માતાનું મૃત્યુ કરે અને ૫૬ થી ૬૦ ઘડી સુધીમાં જન્મ થયો હોય તો તે પ્રાણિ મૃત્યુ પામે.

મઘા—નક્ષત્રમાં જન્મ થયો હોય તો-કલેશી, કેળવાયલો, સ્ત્રીથી દુર રહેનાર, બહાદુર, સરસામાન વધારે રાખનાર, માબાપ તથા દેવને માન આપનાર, પૈસા અને સંતાનનો થોડા સુખવાળો, મોટી મોટી વસ્તુઓ મેળવવાને પ્રયત્ન કરનાર અને ખાનગી નોકરી કરનાર થાય.

પુર્વાફાલ્ગુની—નક્ષત્રમાં જન્મ થયો હોય તો શ્રીમંત, દૂરદેશમાં રહેનાર, શત્રુ રહીત પોતાનાપર આધાર રાખનારનું ગુજરાન કરનારો, સારા અંતઃકરણવાળો, છટાદાર બોલનાર. નોકરી કરનાર, ધાર્મીક, નૃત્યકળા અને સંગીતનો શોખી તેમજ મજબુત બાંધાનો થાય.

ઉત્તરાફાલ્ગુની—નક્ષત્રમાં જન્મ થયો હોય તો—દરેક મનુષ્યને પ્યારો થાય, સંતાનથી સુખી, શ્રીમંત, ધાર્મીક; કેળવણી પામેલો; કવી, નમ્ર બોલનાર, હુનરકળામાં હોંશીઆર અને મજબુત બાંધાનો થાય.

હસ્ત—નક્ષત્રમાં જન્મ થયો હોય તો—કેળવાયલો, શ્રીમંત; સત્ય બોલનાર; સદગુણી, સુંદર આંખો; દારૂ અને સ્ત્રી મંડળનો લાલચુ; નોકરીથી તેમજ હુનરકળાથી પૈસા મેળવે; લુચ્ચા અને ચોર માણસને ઉતેજન આપનાર થાય.

ચિત્રા—નક્ષત્રમાં જન્મ થયો હોય તો—લોકપ્રિય; નસીબદાર; ધનવાન, ચીત્રકામ જાણનાર; વેપારની માહીતી ધરાવનાર અને બખાણ તથા ગણીત વિદ્યાથી ધન મેળવનાર થાય.

સ્વાતિ—નક્ષત્રમાં જન્મ થયો હોય તો ધનવાન થાય; દયાવાન; ભણેલો; વ્યવહારિક રીતભાતમાં હોંશીઆર; હુનરકળામાં તેમજ વે-

પારમાં પ્રિતી રાખનાર, સુખી; જાનવરો પાળનાર અને બાહોશ થાય.

વિશાખા—નક્ષત્રમાં જન્મ થયો હોય તો પરદેશમાં રહેનાર; સદાચારી, વિદ્વાનોના સમાગમવાળો, સારા દાંતવાળો, કલેશી, વેપારમાં નિપૂણ; અને લોભી થાય.

અનુરાધા—નક્ષત્રમાં જન્મ થયો હોય તો—અદેખો; ધનવાન; મશ્કરો; પરદેશમાં રહેનાર; નોકરી કરનાર, ઉત્સાહી અને સારા મજબુત બાંધાનો થાય.

જેષ્ટા નક્ષત્રમાં—જન્મ થયો હોય તો—જો નક્ષત્ર બેસે તે થકી સાત ઘડી સુધીમાં જન્મ થયો હોય તો રાજ્ય મળે; અગર રાજ્ય જેવા વૈભવનું સુખ મળે, ૮ થી ૧૫ ઘડીમાં જન્મે તો મૃત્યુ પામે; ૧૬ થી ૨૦ ઘડીમાં જન્મે તો તેની માતા ૨૧ થી ૨૩ ઘડીમાં જન્મે તો તેનો બાપ; ૨૪ થી ૨૯ ઘડીમાં જન્મે તો તેનો ભાઇ, અને ૩૦ થી ૩૩ ઘડીમાં જન્મે તો તેના મામાનું મૃત્યુ થાય. ૩૪ થી ૪૩ ઘડીમાં જન્મે તો સૌભાગ્યની વૃદ્ધિ કરે. ૩૪ થી ૩૮ ઘડીમાં જન્મે તો પોતે દુઃખી થાય. ૪૯ થી ૫૬ ઘડીમાં જન્મે તો સારૂં ફળ મળે અને ૫૭ થી ૫૮ ઘડીમાં જન્મે તો ભ્રમણતાવાળો થાય અને ૫૯ થી ૬૦ ઘડીમાં જન્મે તો તે માણસ અલ્પ આયુષ્યવાળો જાણવો.

મૂળ નક્ષત્રમાં જન્મ થયો હોય તો જો નક્ષત્ર બેસે તે વખતથી એક ઘડીથી પાંચ ઘડી સુધીમાં જન્મ થયો હોય તો વડીલોની કૃપાવાળો જાણવો. ૬ થી ૧૦ ઘડીમાં જન્મે તો પિતાનું મૃત્યુ થાય, ૧૧ થી ૧૮ ઘડીમાં જન્મે તો પોતાના બાહુબળ વડે પરાક્રમી થાય; ૧૯ થી ૨૬ ઘડીમાં જન્મે તો નઠારી બુદ્ધિવાળો થાય; ૨૭ થી ૨૮ ઘડીમાં જન્મે તો બ્રહ્મહત્યા કરે; ૨૯ થી ૩૬ ઘડીમાં જન્મે તો ધર્મિષ્ટ થાય. ૩૭ થી ૪૮ ઘડીમાં જન્મે તો અલ્પ આયુષી થાય; ૪૯ થી ૫૧ ઘડીમાં જન્મે તો તે મરણ પામે; ૫૨ થી ૫૪ ઘડીમાં જન્મે તો ધનવાન થાય; ૫૫ થી ૬૦ ઘડીમાં જન્મે તો પરદેશવાસી અને શીળવાન પુરૂષ જાણવો.

જેષ્ટા નક્ષત્ર ઊતરતાં છેવટની એક ઘડી અને મૂળ નક્ષત્ર બેઠા પછી બે ઘડી તેને અભૂક્ત મૂળ કહે છે તેમાં બાળક જન્મે તો બાળકનાં માતાપિતા ઘણાં દરિદ્રી અને દુઃખી થાય; એટલે તે બાળકનું મુખ માબાપે ૧૨ વર્ષ સુધી જોવું નહી. પછી જુવે તો બાધ નથી.

પૂર્વાષાઢા–નક્ષત્રમાં જન્મ થયો હોય તો દરેક માણસ તેનાં વખાણ કરે. મિત્રને માન આપનાર; ઇશ્વરપ્રતી પ્રીતિવાળો; સાહસ કામ કરનારો; નસીબદાર; કિર્તીવંત શત્રુને પીડા આપનારો, નમ્ર અને બીજાને મદદ કરનાર થાય છે.

ઉત્તરાષાઢા–માં જન્મે તો બીના કહ્યા પ્રમાણે ચાલે, ખરાબ સોબતમાં પડે, તિક્ષ્ણ બુદ્ધિવાળો; વિદ્વાન; વિજયી; પાતળા બાંધાનો નમ્ર; અને રાજ તરફથી ગુજરાન મેળવનાર થાય.

શ્રવણ–નક્ષત્રમાં જન્મે તો પોતાનો ધર્મ પાળે; માનીતો; યાત્રા કરનાર; સારા નરસાની તુલના કરનાર; દેવ દેવીની પૂજા કરનાર; નસીબદાર; બુદ્ધિશાળી, સંતાનવાળો, દરેકનું સારૂં ઇચ્છનાર તથા કરનાર; અને સારો લેખક તથા વક્તા થાય.

ધનિષ્ઠા—નક્ષત્રમાં જન્મે તો ઉંચા કદનો; મોટા કુટુંબવાળો કલેશી; સારાં પુસ્તકો પ્રસિદ્ધ કરનાર; રાજ્ય તરફથી માન મેળવનાર, સ્ત્રીઓનો શોખીન અને ધિક્કારનાર તથા એકાંતમાં રહેનાર થાય.

શતતારા–નક્ષત્રમાં જન્મે તો લુચ્ચો; વાતોડો; ગાડી ઘોડા હાંકનાર, મચ્છી, દારૂ અને તેરાજ હલકા ધંધા કરનારો થાય.

પૂર્વાભાદ્રપદ—નક્ષત્રમાં જન્મે તો ગરીબ છતાં ધાર્મિક, વિનયી, સારી ધારણાવાળો પરંતુ કોઇવાર ખરાબ માર્ગે પણ ચઢી જાય.

ઉત્તરાભાદ્રપદ—નક્ષત્રમાં જન્મ થયો હોય તો સુખી, ઉત્સાહી, સારાં કામોને ટેકો આપનાર, વાચાળ, સારા બાંધાનો, નિશ્ચળ ઠરાવનો, રીસાળ અને મજબૂત તથા સારા માણસોથી માન મેળવનાર થાય.

રેવતી—નક્ષત્રમાં જન્મ થયો હોય તો સારા દેખાવનો, સારી બુદ્ધિવાળો, કેળવાયલો, નસીબદાર અને સારી જગો મેળવનાર થાય.

## નક્ષત્રના પાયામાં જન્મવાનું ફળ.

૧ અશ્વની નક્ષત્રના પ્રથમ ચરણમાં (પહેલા પાયામાં) જન્મેલો પુરૂષ ચોર થાય છે. બીજા ચરણમાં જન્મેલો અલ્પકર્મ કરવાવાળો થાય છે. ત્રીજા ચરણમાં જન્મેલો હોય તો તે સારા ભાગ્યવાળો થાય છે અને ચોથા ચરણમાં જન્મેલો હોય તો તે ભોગી, અને મોટા આયુષ્યવાળો થાય છે.

૨ ભરણીના પહેલા પાયામાં જન્મેલો હોય તો તે માણસ ત્યાગી થાય છે. બીજામાં ધનવાળો અને સુખી થાય છે. ત્રીજામાં

જન્મેલો ખોટાં કામ કરનારો અને ચોથા પાયામાં જન્મ્યો હોય તો તે ભિખારી ને દરિદ્રી થાય છે.

૩ કૃત્તિકાના પહેલા ચરણમાં જન્મેલો તેજસ્વી થાય છે, બીજામાં શાસ્ત્રના જ્ઞાનવાળો, ત્રીજામાં દોલત ને ઐશ્વર્યવાળો અને ચોથા ચરણમાં જન્મેલો હોય તો લાંબી જીંદગીવાળો અને ઘણા પુત્રોવાળો થાય છે.

૪ રોહિણી નક્ષત્રના પહેલા ચરણમાં જન્મેલો સારા ભાગ્યવાળો, બીજામાં પીડાવાળો, ત્રીજામાં બીકણ હોય ને જો ચોથા-જન્મેલો હોય તો સત્યવાદી પુરૂષ થાય છે.

૫ મૃગશીરના પ્રથમ ચરણમાં જન્મેલો હોય તો રાજા થાય, બીજામાં ચોર, ત્રીજામાં ભોગી અને ચોથામાં ધનધાન્યવાળો થાય છે.

૬ આર્દ્રાના પ્રથમ પાયામાં જન્મેલો હોય તો તે ઘણો ઉડાઉ, ધન ખરચવાવાળો. બીજામાં દરિદ્રી, ત્રીજામાં ટુંકી જીંદગીવાળો, અને ચોથામાં ચોર પુરૂષ થાય છે.

૭ પુનર્વસુના પેહેલા ચરણમાં સુખી, બીજામાં વિદ્યાવાળો, ત્રીજામાં રોગી, ને ચોથા ચરણમાં કોમળ અને પ્રિય વાણી બોલનારો થાય છે

૮ પુષ્યના પ્રથમ ચરણમાં, ઘણી જીંદગીવાળો. બીજામાં ચોર, ત્રીજામાં ભોગી અને ચોથામાં બુદ્ધિવાળો થાય છે.

૯ અશ્લેષા નક્ષત્રના પ્રથમ ચરણમાં જન્મે તો પુત્રહિન, બીજામાં પારકાનું કામ કરવાવાળો, ત્રીજામાં રોગી અને ચોથામાં સારા ભાગ્યવાળો થાય છે.

૧૦ મઘાના પ્રથમ ચરણમાં ( અશ્લેષાના ) અંતમાં જન્મેલો હોય તો અલ્પજીવી થાય.) પુત્રરહીત, અને બીજામાં પુત્રવાન, ત્રીજામાં કઠણ યોગવાળો અને ચોથામાં પંડિત થાય છે.

૧૧ પુર્વાફાલ્ગુનીના પ્રથમ ચરણમાં જન્મેલો હોય તો ઘણો ક્રૂર, અને અલ્પ આયુષ્યવાળો થાય છે.

૧૨ ઉત્તરા ફાલ્ગુનીના પહેલા પાયામાં જન્મ્યો હોત તો પંડિત, બીજામાં રાજા, ત્રીજામાં જયવાળો, ચોથામાં ધર્માત્મા થાય છે.

૧૩ હસ્ત નક્ષત્રના પ્રથમ ચરણમાં જન્મે તો શૂરવીર, બીજામાં વાદવિવાદ કરનારો, ત્રીજામાં રોગ અને ચોથામાં ધણી અને લક્ષ્મી-વાળો થાય છે.

૧૪ ચિત્રાના પહેલા ચરણમાં ચોર, બીજામાં ચિત્રકળામાં કુશળ, ત્રીજામાં પરસ્ત્રીગામી અને ચોથામાં પંડિત થાય છે.

૧૫ સ્વાતીના પ્રથમ ચરણમાં જન્મેલો ચોર, બીજામાં ટુંકી જીંદગીનો, ત્રીજામાં ધર્માત્મા, અને ચોથામાં રાજા થાય છે.

૧૬ વિશાખાના પ્રથમ ચરણમાં નીતિવાળો, બીજામાં શાસ્ત્રને જાણનાર, ત્રીજામાં વાદી અને ચોથામાં લાંબા આયુષ્યવાળો થાય છે.

૧૭ અનુરાધાના પેહેલા પાયામાં જન્મેલો હોય તો તેજસ્વી, બીજામાં ધર્મી, ત્રીજામાં ઘણી જીંદગીવાળો અને ચોથામાં વ્યભિચારી થાય છે.

૧૮ જયેષ્ઠા નક્ષત્રના પ્રથમ ચરણમાં ક્રૂર, બીજામાં ભોગી, ત્રીજામાં વિદ્વાન, અને ચોથામાં પુત્રવાળો થાય છે.

૧૯ મુળ નક્ષત્રના પ્રથમ ચરણમાં જન્મેલો ભોગી, બીજામાં ત્યાગી, ત્રીજામાં ઘણા મિત્રવાળો અને ચોથામાં રાજા થાય છે.

૨૦ પુર્વાષાઢાના પ્રથમ ચરણમાં સારા સ્વભાવનો, બીજામાં રાજાને વહાલો, ત્રીજામાં વાદ કરનારો, અને ચોથામાં ધનવાળો થાય છે.

૨૧ ઉત્તરાષાઢાના પ્રથમ ચરણમાં સારા સ્વભાવનો, બીજામાં મિત્ર વિરોધી, ત્રીજામાં માની, અને ચોથામાં મોટો ધર્માત્મા થાય છે.

૨૨ શ્રવણમાં જન્મેલો હોય તો પ્રથમ ચરણમાં સારો માનવંતો, બીજામાં ગુણી, ત્રીજામાં વિદ્વાન અને ચોથામાં ધર્મવાળો થાય છે.

૨૩ ધનિષ્ઠાના પ્રથમ ચરણમાં લાંબી જીંદગી ભોગવનારો, બીજામાં પીડાવાળો, ત્રીજામાં બીકણ અને ચોથામાં સારી સ્ત્રીવાળો થાય છે.

૨૪ શતભિષાના પ્રથમ ચરણમાં મીઠી વાણીવાળો, બીજામાં લક્ષ્મીવાળો, ત્રીજામાં સુખી અને ચોથામાં પુત્રવાન થાય છે.

૨૫ પુર્વાભાદ્રપદના પ્રથમ ચરણમાં શુરવીર, બીજામાં ચોર, ત્રીજામાં સારી બુદ્ધિવાળો, અને ચોથામાં ગામનો સ્વામી ( રાજા ) થાય છે.

૨૬ ઉત્તરાભાદ્રપદના પ્રથમ ચરણમાં રાજા, બીજામાં ચોર, ત્રીજામાં યુદ્ધમાં નાશ થવાવાળો અને ચોથામાં સુખી થાય છે.

૨૭ રેવતીના પહેલા ચરણમાં જન્મેલો હોય તો જ્ઞાનવાન, બીજામાં ચોર, ત્રીજામાં પુત્રવાળો અને ચોથા ચરણમાં જન્મ્યો હોય તો ક્લેશ કરનારો થાય છે.

એમ નક્ષત્રના પ્રત્યેક ચરણનું ફલ તો કહ્યું હવે નક્ષત્રોના દરેક ચરણનું એકઠું ફલ કહીએ છીએ. જે મનુષ્ય નક્ષત્રોના દરેક પ્રથમ અંશમાં અર્થાત દરેક પ્રથમ ચરણમાં જન્મેલો હોય તે ચતુર, ધર્માત્મા, સત્યવાદી, જીતેંદ્રીય અને વિદ્યાવાળો થાય છે. બીજા ચરણમાં ધનવાન, ભોગી, યુદ્ધમાં શૂરો, નિતીવાળો અને સ્ત્રીને વશ થાય છે. ત્રીજામાં પ્રાપ્ત થએલ ભોગને ભોગવવાવાળો, શાસ્ત્રવિદ્યામાં પ્રવીણ, સ્વધર્મમાં અને પોતાની સ્ત્રીમાં આસક્ત થાય છે અને ચોથા ચરણવાળો સ્ત્રીજીત, સંતાન રહીત, કપટી નપુંસક, અને વીરવીદ્યા જાણનાર થાય છે.

## યોગમાં જન્મવાનાં ફળ.

૧ વિષ્કુંભ યોગમાં જન્મેલો માણસ સાળામાં અર્થાત્ સ્ત્રીના ભાઈમાં વધારે પ્રેમ ધરનારો, તેમજ પરસ્ત્રીમાં તેમજ પોતાની સ્વસ્ત્રીમાં પણ પ્રિતીવાળો, સર્વ કાર્યમાં ચતુર, અને શાણો થાય છે.

૨ પ્રિતીયોગમાં જન્મેલો તે સ્ત્રીઓને પ્રેમવાળો, મોટા ઉજમવાળો, પરોપકાર જાણનારો, અને પરકામ કરનારો થાય છે.

૩ આયુષ્યમાન યોગવાળો નીતિવાન્, શાંત મનવાળો, ઘણો દાતાર, સર્વ કામમાં તત્પર, અને સર્વે ભોગસુખનો અનુભવી થાય છે.

૪ સૌભાગ્ય યોગમાં જન્મેલો અત્તર ને સુગંધી વસ્તુનો શોખીન, બહુ બોલનારો, ધનવાળો, નિર્ગુણી, સારી વાણી કહેનારો, બુદ્ધિવાળો અને ભાગ્યશાળી થાય છે.

૫ શોભન યોગવાળો પુરૂષ બુદ્ધિવાળો, ગુણી, અકસ્માત શોક કરનારો, નિર્મલ મનવાળો અને પવિત્ર થાય છે.

૬ અતિગંજયોગમાં જન્મેલો તે પારકી નિંદા કરનારો, શૂરો, સત્ત્વવાળો, ધર્મી, પરસ્ત્રી લંપટ અને કામી થાય છે.

૭ સુકર્મ યોગવાળો સંપૂર્ણ કાર્યોમાં ચતુર, ધનવાળો અને વેપારમાં પ્રવિણ થાય છે.

૮ ધૃતિયોગમાં જન્મેલો સુગંધનો શોખીન, ધનવાળો, પરસ્ત્રી લંપટ, આળસુ, અને વાદ કરનારો થાય છે.

૯ શુળયોગવાળો સત્યવાદી, ગુણવાન, ભાગ્યશાળી અને ખચીત તે શુળરોગી થાય છે.

૧૦ ગંડયોગવાળો પુરૂષ વાચાળ, ઘણો પરાક્રમી, ગંભીર ગર્વવાળો, અને સારાં લક્ષણવાળો થાય છે.

૧૧ વૃદ્ધિયોગમાં જન્મેલો મોટી બુદ્ધિવાળો, શાંત મનવાળો, શુરો, સત્યવાદી, જીતેંદ્રિય, પોતાનું વચન પાળનારો અને કિર્ત્તિવાળો થાય છે.

૧૨ ધ્રુવયોગવાળો ઠંડાસ્વભાવથી કાર્ય કરનારો, મજબુત તાકાતવાળો, લાંબી જીંદગીવાળો, રૂપાળો, અને હંમેશ ધંધો કરનારો થાય છે.

૧૩ વ્યાઘાતયોગમાં જન્મેલો પુરૂષ મૂર્ખ, મેલો, ચિતારો, બેદરકારી, મદવાળો એવો થાય છે.

૧૪ હર્ષણયોગવાળો, કપટી, સુખી, મીઠાબોલો, બળવાળો અને ખેડુતનો ધંધો કરનારો થાય છે.

૧૫ વજ્રયોગવાળો ધનવાન છતાં પણ દાન કરતો નથી, કંજુસ, આમભાષી, ક્રૂર અને સંતાન વગરનો થાય છે.

૧૬ સિદ્ધિ યોગમાં જન્મેલો ભોગી, ધનવાન, થોડા બોલો, સુખી અને સત્ય વચન બોલનારો થાય છે.

૧૭ વ્યતિપાતમાં જન્મેલો ચંચળ, ધનવાળો, અસત્યવાદી, કુમંત્રી, રસોઇ કરનારો, કુળહીન અને મૂર્ખ થાય છે.

૧૮ વરીયાન યોગવાળો ધંધાને પૂજવા લાયક, ધનવાળો, સ્વકાર્ય કરનારો, આનંદી અને સ્તુતિપાત્ર થાય છે.

૧૯ પરીઘ યોગવાળો દાની, દુષ્ટ, લોભી; હઠવાળો: ચાલાક અને પોતાના કુળમાં બુદ્ધિવાળો થાય છે.

૨૦ શીવ યોગવાળો તીર્થયાત્રા કરનારો, પુત્રવાળો, ધનવાળો અને બ્રહ્મચર્ય વ્રત પાળનારો થાય છે.

૨૧ સિદ્ધી યોગવાળો પંડીત, છુપો મંત્રી, સર્વ વેપાર ધંધામાં પ્રવિણ અને નીતિવાળો થાય છે.

૨૨ સાધ્ય યોગવાળો તરેહવાર ઉદ્યમ કરનારો, સ્વામીભક્ત ને મળતીઆ સ્વભાવનો થાય છે.

૨૩ શુભ યોગવાળો મનુષ્ય સત્યવાદી, ભાગ્યશાળી, ધર્માત્મા, ક્રાધહીન, પવીત્ર અને પરકાર્ય કરી આપનારો થાય છે.

૨૪ શુકલ યોગવાળો સત્ય બોલનારો, સુબુદ્ધિવાળો, રૂપાળો, જગ પ્રસિદ્ધ, વેદપાઠી અને કળા હુનરવાળો થાય છે.

૨૫ બ્રહ્મા યોગવાળો મીઠાબોલો, પરાક્રમી, બ્રાહ્મણને પ્યારો, શાહાણો; પવિત્ર અને પંડીત થાય છે.

૨૬ ઐંદ્ર યોગવાળો વિજયી, દોડવાવાળો, મીઠાબોલો, ધની અને સર્વ કાર્ય કરનારો થાય છે.

૨૭ વૈધ્રત યોગવાળો લોભી, ચાડીઓ, ઘણું બોલે, અને પહેલી બાલ્યાવસ્થામાં અસ્થિર મનવાળો થાય છે. એમ યવન જાતક ગ્રંથના મતથી યોગોનું ફળ કહ્યું.

વ્યતિપાત અને વૈધૃતયોગમાં જન્મ થાય તેનું ફળ.

તે મનુષ્ય દરિદ્રી થાય, તેનાં માતાપિતા પણ દરિદ્રી થાય, તે મનુષ્ય વ્યાધીવાળો, ભયવાળો, લક્ષ્મી વગરનો, થોડા આયુષ્યવાળો, પોતાની સ્ત્રીને દુઃખ દેનારો તથા બધી વસ્તુનો નાશ કરનાર એટલે વેચી નાંખનાર થાય.

કરણનું ફળ.

૧ બવ કરણમાં જન્મેલો પુરૂષ ઘણા મદવાળો, ઉદાર, સુખી; ધનહીન અને સેનાપતીની પદવી ભોગવે છે.

૨ બાલવ કરણવાળો ધૈર્યવાળો; ભાગ્યશાળી; ત્યાગી, બાળકની રમતમાં પ્રેમવાળો અને સદા બાળક જેવો રમત ગમત કરનારો થાય છે.

૩ કૌલવ કરણવાળો તરેહવાર અજાયબી જેવા ખેલો કરનાર, પાપી, અને છુપો કૌલવ પંથનો પાળનારો થાય છે.

૪ તૈતિલ કરણવાળો સાધક, સત્ય કર્મવાળો, શાંત, પરાક્રમી, તમોગુણી, મેલો અને હસમુખો થાય છે.

૫ ગર કરણમાં જન્મેલો માણસ મંત્ર, યંત્ર જાણનારો, નીતિવાળો, દુબળો, ઘણું બોલે, ચાલાક અને કજીઆખોર થાય છે.

૬ વણિજ કરણવાળો વેપારી અનેક વેપાર ધંધો કરી પેટ પાળનારો, અને સદા વેપાર વૃત્તિવાળો થાય છે.

૭ વિષ્ટી ( ભદ્રા ) કરણમાં જન્મેલો કપટી, હઠીલો, પાપી, પરાક્રમી, ચાલાક અને સર્વ કામ જાણનારો થાય છે.

૮ શકુની કરણવાળો જલ્દી વેપાર ધંધો કરતો હોય, ઠંડો, મીજાજી, સદા વેપાર માટે ફરનારો અને હંમેશ શકુન જોનારો થાય છે.

૯ ચતુષ્પદ કરણમાં જન્મેલો ખેતીવાડીનો ધંધો કરનાર, ઉદ્યમી, આળસ વગરનો, ખેદ રહીત અને પરાક્રમી થાય છે.

૧૦ નાગ કરણવાળો ધન અને ધાતુપદાર્થને જાણનારો થાય છે. પોતાના કામમાં તત્પર રહે છે. તેમજ નાગને પાળનારો થાયછે.

૧૧ કિંસ્તુઘ્ન કરણમાં જન્મેલો માણસ થોડા ધર્મી અને થોડા પાપી થાય છે, અને થોડા શરીરમાં રોગી પણ રહે છે.

## યોનીનું ફળ

નક્ષત્ર ઉપરથી યોની જોવાની રીત પાન ૧૪૦ માં જોવી.

૧ ઘોડાની યોનીમાં જન્મેલો અર્થાત ઘોડાની યોનીવાળો માણસ ઘણો ચાલાક, ચંચળ આંખવાળો જલદ ચાલનારો, રણયુદ્ધમાં પ્રેમવાળો બળવાન અને પોતાના ધણીને (શેઠને) પ્રિય થાય છે.

૨ હાથીની યોનીવાળો ધીરે ધીરે ચાલનારો બળવાન, ઘણું ખાનારો. સત્યવાદી જ્ઞાની અને રાજાને પ્રિય થાય છે.

૩ બકરાની યોનીવાળો માણસ ન પહોંચાય અને ન જવાય એવાં કઠણ સ્થળોના પણ ભેદ કરનારો, ભય અને વહેમ વગરનો અને બુદ્ધિવાળો થાય છે.

૪ સર્પની યોનીવાળો ઘણો બીહામણો, પોતાના રોફમાં ને રોફમાં બીજા પાસે કામ લેનારો અને પારકા ઘરમાં પ્રવેશ કરવો તથા પારકું ઘર લઇ લેવું તેમાં પ્રવીણ થાય છે.

૫ કુતરાંની યોનીવાળો સર્વ ભક્ષી, ચાકર, અને જંગલના દુઃખને સહેનારો અને સ્વામીની સેવા કરનારો થાય છે.

૬ બીલાડાંની યોનીવાળો તે પિંગવર્ણ અર્થાત્ પીળા વર્ણનો અને પીળાં નેત્રવાળો, સર્વ ભક્ષણ કરનારો, ચાલાક, વૈર કરનારો, કારણ વગર ક્રોધ કરનારો અને બીકણ થાય છે.

૭ ઉંદરની યોનીવાળો ધુતારો, પોતાનું કામ કરનારો, બીજાનું કામ નાશ કરનારો અને દુશ્મનોનું મૂળ કાપી નાંખનારો થાય છે.

૮ પશુયોની અર્થાત્ ગાયની યોનીવાળો ઘણી ગાયોવાળો, દુધ પીનારો, રૂપાળો અને પરોપકારી થાય છે.

૯ ભેંસની યોનીવાળો ધીરે ધીરે ચાલનારો, સ્થૂલ દેહવાળો, ઘણું ખાનારો, બલવાન, ધનવાન, અને ઘી તથા દુધનો ખાનારો થાય છે.

૧૦ વાઘની યોનીવાળો, માણસ સર્વને બીવડાવનારો, સર્વ પદાર્થ ખાનારો, વિદ્યાવાન અને જોવાથી સર્વ મનુષ્યોને ભય આપનારો થાય છે.

૧૧ હરિણીની યોનીવાળો ગાયન વિદ્યાથી તથા વાજીંત્રથી હંમેશ આનંદ પામનારો; રૂપાળો, મૃગયોનીમાં પ્રેમ ધરાવનારો અને ધુતારો થાય છે.

૧૨ વાંદરાની યોનીમાં જન્મેલો માણસ પીળાં નેત્રવાળો, ચાલાક, જંગલમાં ફરનારો, ફળ ખાનારો અને કોઇનો વિશ્વાસ નહિ કરનારો થાય છે.

૧૩ નોળીઆની યોનીવાળો દેખાવડો, રૂપાળો, આપમતલબી, પરકાર્યમાં ભાવ રાખનારો, બોંયરામાં વસનારો અને મ્હોટી જીંદગી ધરાવનારો થાય છે.

૧૪ સીંહયોની વાળો માણસ મોટો બળવાન, પીળી આંખવાળો, પાતળી અને સુક્ષ્મ કમ્મરવાળો, બિહામણો અને સર્વ ભક્ષી થાય છે.

## ગણોનું ફળ.

નક્ષત્ર ઉપરથી ગણ જોવાની રીત પાન ૧૪૧ માં જોવી.

૧ દેવગણવાળો ગુરૂ, બ્રાહ્મણ અને દેવતાનો ભક્ત, શાસ્ત્રનો અભ્યાસી અને દેવતા જેવો તેજસ્વી ને રૂપાળો થાય છે.

૨ રાક્ષસ ગણવાળો માણસ તામસી, પાપી, ક્રોધી, મદવાળો, કલેશમાં ખુશી, લડાઇ કરનારો, કઠોર મનવાળો અને છુપો પાપી થાય છે.

૩ મનુષ્ય ગણવાળો અન્ન દેવાવાળો, ધનવાળો, પુત્રવાન, દેવભક્ત, અને ઉત્તમ સ્ત્રીના સુખને ભોગવવાવાળો થાય છે.

## દીવસ, અને રાત્રીમાં જન્મ થાય તેનું ફળ.

જે મનુષ્ય દીવસનો જન્મે છે તે ઘણો તેજસ્વી, બાપના જેવી આકૃતી ધરનારો, સુંદર નજરવાળો, રાજાનો માનીતો અને કુટુંબમાં પ્યારો થાય છે.

રાત્રીમાં જન્મેલો પુરૂષ ટુંકી નજરનો, કામી, ક્ષયરોગી, મેલો, કપટી, છુપેલો પાપી, એવો થાય છે.

## જન્મ લગ્ન યાને રાશીનાં ફળ.

જન્મ વખતે મેષ લગ્ન હોય તો તે મનુષ્ય પાતળો, મુસાફરી કરનાર, લોભી, ચિડીઆ સ્વભાવનો, શક્તિવાન, મજબુત બાંધાનો, વચનભંગી, બુદ્ધિવાન, ચાલાક, ઉડાઉ, બીકણ, માતપિતાને માન આપનાર અને થોડી પ્રજાવાળો થાય, માથુ અને ગરદન લાંબી, ખરબચડા વાળ, કજીયાખોર, લોભી, અને મક્કમ વિચારનો.

વૃષભ લગ્નમાં જન્મ થયો હોય તો—સુખી, તંદુરસ્ત. ધાર્મિક, નાની ઉમરમાં કમાણી કરનાર, શત્રુનો નાશ કરનાર, ખર્ચાળ,

ખરાબ સ્વભાવનો, માબાપની આજ્ઞામાં નહિ રહેનાર, સગાં વહાલાંને કનડનાર અને સારો ખોરાક ખાનાર થાય, ઠીંગણો, જાડો, ટુંકી ગરદન, મોટું નાક, કાળી આંખ, કરચલીદાર બાલ, ક્રોધી, અને ખટપટીઓ હોય.

મિથુન—લગ્નમાં જન્મ થયો હોય તો—તે માણસ સુંદર હસમુખો, અધીરો, સ્ત્રીઓનો વહાલો, ઠીંગણો, માતાપિતાનો આજ્ઞાંકિત, દરેક સ્થળે માન પામનાર, પોતાના કરતાં મોટી ઉમરના માણસોની સેવા કરનાર, સંગીતનો શોખીન, હુન્નરકળાનો શોખક, ઝવેરાત તથા સોનું વધારે પસંદ કરનાર થાય અને તેને ઘણું કરી બે માતા થાય, લાંબા હાથ, ચ્હેરો સામળો, ઠરેલ, ઝડપી ચાલ, વિદ્વાન, માની, મિતાહારી અને આબરૂવાળો થાય.

કર્ક લગ્નમાં જન્મ થયો હોય તો—બ્રાહ્મણ, ધાર્મિક, એક સ્થળેથી બીજે સ્થળે ફરનાર, એક પોઇન્ટ ઉપર કાયમ નહી રહેનાર, સારી યાદદાસ્તવાળો, શત્રુનો નાશ કરનાર, થોડી પ્રજાવાળો, સારા માણસોને માન આપનાર, બહુ બોલનારો. પરદેશમાં રહેનાર તથા બીજાઓની મિલ્કત મેળવવાની આશા રાખનાર થાય. બીકણ, આળસુ, બેદરકાર, દયાળુ, સફેદ ચ્હેરો, મધ્યમ કદ, મોટું ગોળ હોય છે.

સીંહ લગ્નમાં જન્મ થયો હોય તો—રાજ્ય તરફથી ધન, માન મેળવનાર; મિત્રોને મદદ આપનાર, માંસ ખાવાની ઇચ્છા રાખનાર, ધર્મનાં કાર્યો કરવાની ઇચ્છાવાળો, નમ્ર, લોભી, જંગલોની તથા પહાડી મુસાફરીઓ કરવાનો શોખીન, ધૈર્યવાન, છાતી પહોળી, અને મોટી ઉમરની સ્ત્રીઓનો શોખીન હોય, દમામદાર, મોટાં હાડકાં, ભૂરા વાળ, ઠરેલ ચ્હેરો મોટું માથું, ઉદાર, નરમાશવાળો, રમતગમતનો શોખીન અને ઉદ્યોગી હોય છે.

કન્યા લગ્નમાં જન્મ થયો હોય તો–વિનયી, નમ્ર, કેળવાયલો-દયાળુ, ધાર્મિક, પુષ્કળ વૈભવી, મુસાફરી કરનાર, નસીબવાન, દ્રવ્યવાન, કિર્તિની આશા રાખનાર, સ્ત્રીઓની ખુશામત કરનાર અને કેટલીક વખત ખરાબ રસ્તે ચાલનાર થાય. શરીર પાતળું, સ્હેજ ઉંચાઇ, લાલ, જરા સામળો, ચહેરો ગોળ, વાળ ને આંખો કાળી, ચતુર વિદ્યાનો શોખીન અને મીઠાં વચન બોલનાર થાય.

તુલા લગ્નમાં જન્મ હોય તો—એકજ વિચારને વળગી રહેનાર, બીનશરમો, મુસાફરી કરનાર, થોડી કમાણીવાળો, પાતળા બાંધાનો, લાંબા કદનો, કલેશી, ધાર્મિક, સારી યાદદાસ્તવાળો, સારાં માણુસોને માન આપનાર, દેવની પુંજા કરનાર, પોતે પણ બીજા તરફથી માન મેળવનાર. સંતાન વિદ્વાન થાય, દુષ્ટ વિચારવાળો, જુઠું બોલનાર, ખાનદાન, કાવ્યનો શોખીન અને મૈત્રીભાવવાળો થાય. માણુસ લાંબા ઉંચા કદનો જરા સામળો, ભૂરાવાળ, ગોળ ચ્હેરો, સ્ત્રી હોય તો ખુબસુરત, બોલકણી અને ઓળખાણ પીછાણ વાળો હોય.

વૃશ્ચિક લગ્નમાં જન્મ હોય તો—ખરચાળ, નિમકહલાલ-માત પિતાનું દુષ્ટ વાંછનાર, હસમૂખો, મિત્ર તથા પોતાના વિરૂદ્ધ પડનારનું ભુડું કરનાર, વેપાર કરનાર, હલકા મનનો અને સ્ત્રીઓને માટે રખડનાર થાય. મધ્યમકદનો, જોરાવર, મજબુત, બેડોળ પગ, ટુંકી ગરદન, સ્વભાવ એકમારગી, લુચ્ચો, કપટી અને બહાદુર હોય.

ધન લગ્નમાં જન્મ થયો હોય તો—ચીડીયા સ્વભાવનો, સાયન્સના જ્ઞાનવાળો, પોતાના ઉપર આધાર રાખનારાઓનું ભલું ભુંડું ઇચ્છનાર, કુટુંબમાં મુખ્ય, અનિશ્ચિત વિચારનો તથા રાજ્યથી ધન મેળવનાર થાય. શરીર ઉંચું, લાંબુ નાક, ખુબસુરત, હસમુખો, ઉદ્યોગી, ભોળો, ઉદાર, મોજમજાનો શોખીન અને ભરોંસાવાળો થાય.

મકર લગ્નમાં જન્મ થયો હોય તો—ચિંતા કરનાર, નીચ મનનો, જુદી જુદી વિદ્યાઓનું જ્ઞાન ધરાવનાર મિત્ર મંડળની બેદરકારી, સગા વહાલાંને તેમજ સારાં મનુષ્યોમાં શણગારરૂપ, રાજ્ય દરબારની નોકરી કરવાવાળો, ધાર્મિક, નસીબદાર, સુખી અને જાહેર કામોમાં મદદ કરનાર થાય. ઠીંગણો, પાતળો, પાતળું બોરેલું ડાચું, લાંબા વાળ. સાંકડી છાતી, ચપળ, શોખીન અને ઠચુપચુ મનવાળો થાય.

કુંભ લગ્નમાં જન્મ થયો હોય તો—હલકા અંતઃકરણનો, દુષ્ટ વિચારનો, ઠંડી રીતભાતનો, ટુંકા કદનો, સાહસિક, જુગારી, ગરીબ છતાં દયાળુ, નમ્ર અને ક્રોધી થાય. શરીરે કદ સાધારણ, મજબુત બાંધો, જોરાવર, સોહામણો, જ્ઞાની, વિદ્યાવાન અને શોખીન હોય.

મીન લગ્નમાં જન્મ થયો હોય તો નસીબદાર, સારા બાંધાનો

ંખુબસુરત, સુંદર, સાયન્સ તથા કાવ્યના જ્ઞાનવાળો, દયાળુ, સારી ર્તિ મેળવનાર, સારી યાદ દાસ્તવાળો, હુન્નરકળામાં પ્રવીણ, શાંત, અને વિદ્વાન થાય. શરીર જાડું, ઠીંગણું, બેડોળ, ભુરા વાળ, હાથ પગ ટુંકા, આળસુ, બેદરકાર અને પોતાનું સુખ જોનાર થાય.

---

## જન્મચંદ્રનાં ફળ.

જન્મ વખતે ચંદ્રમા મેષ રાશીનો હોય તો—મનુષ્ય ખુબસુરત, પવિત્ર, દ્રવ્યવાન, ધર્માદા કામમાં ભાગ લેનાર, ઓછા વાળવાળો અને સામાન્ય ખાહોશ થાય.

વૃષભનો ચંદ્ર હોય તો—સુખી, નમ્ર, ગોળાકાર આંખવાળો અને વાંકા વાળવાળો થાય.

મિથુનનો ચંદ્ર હોય તો–વિદ્વાન, સ્પષ્ટવક્તા, સંગિતનો શોખી, અને મંદ ગતિનો થાય.

કર્કનો ચંદ્ર હોય તો–મધ્યમ દેખાવનો, ધન દોલત ભોગવનાર, દેવ દેવતા અને સારા માણસોને માન સત્કાર આપનાર તેમ દ્રઢ વિચારનો થાય.

સિંહનો ચંદ્ર હોય તો—જંગલી સ્વભાવનો, ધર્મ વિરૂદ્ધ વસ્તુઓનું ભક્ષણ કરનાર, મુસાફરી કરનાર અને મિત્ર વગરનો થાય.

કન્યાના ચંદ્ર વખતે જન્મે તો—કાવ્ય જાણનાર, વિનયી, સુંદર, મોટા માણસને માન આપનાર, સુખી, અસ્વસ્થ મનનો અને કંઇક આંખોના દર્દવાળો થાય.

તુલાના ચંદ્રમાં જન્મે તો–વાતોડો, કુટુંબ પોષનાર, મધ્યમ કદનો, અને જ્યોતિષ જાણનારો થાય.

વૃશ્ચિકના ચંદ્રમાં જન્મે તો–શરીરે મજબુત, મન દ્રઢ, ધન દોલતનો ભોગી, દરેકને પ્યારો અને સુંદર સ્ત્રીવાળો હોય.

ધનના ચંદ્રમાં જન્મે તો–પૈસાદાર, ધૈર્યવાન, માનવાળો, પરોપકારી અને દરેકને વહાલો થાય.

મકરના ચંદ્રમાં જન્મે તો ર૧ જેવી શક્તિ ધરાવનાર, પાતળા બાંધાનો, બુદ્ધિમાન અને બહાદુર થાય.

કુંભના ચંદ્રમાં જન્મે તો–કાળજીવાન, ખુબસુરત, સાદો, પુજનિય, ધનવાન, બહોળા સગાવાળો અને મિત્રવાળો થાય.

મિનના ચંદ્રમાં જન્મે તો-વિજયી, લોભી, લાલચુ, વિદ્વાન, ખૂબસુરત, સુખી, અને સ્ત્રીઓને પ્રિય થઈ પડે.

### મહીના, વાર, અને નક્ષત્રમાં કહેલાં ફળ ક્યારે મળે.

ઉપર કહ્યા પ્રમાણે મહીના વાર કે નક્ષત્ર વિગેરેમાં જન્મવાથી જે ફળ મળવાનાં છે તે નીચેના વખતે મળે છે જેમકેઃ—

અયન ને ઋતુઓનું ફળ સુર્યની દશામાં મળે છે. મહીનામાં બતાવેલું ફળ માસપતિની દશામાં મળે. પક્ષનું ફળ તથા ગણનું અને નક્ષત્રોનું ફળ, ચંદ્રમાની દશામાં મળે છે. તિથી ને કરણનું ફળ, ચંદ્રમાની મહાદશામાં ને સુર્યની અંતર્દશામાં મળે છે. અને વારનું ફળ તે પોતાના જન્મ દિવસના વારની જ્યારે મહાદશા આવે ત્યારે મળે, યોગનું ફળ-સૂર્ય ને ચંદ્ર એ બેમાં જે બળવાન હોય તેની દશામાં મળે છે. લગ્નનું ફળ-લગ્નપતિ જે ગ્રહ હોય તેની મહાદશામાં મળે છે.

## પ્રકરણ ૨૪ મું.

## જન્માક્ષર, જન્મોતરી અને વર્ષફળ ઉપરથી ભવિષ્ય જાણવાની રીત.

### ગ્રહો તથા રાશીઓ વિષે શુભાશુભ જોવાની રીત.

કોઈ પણ માણસનો જન્મ જે વખતે થાય તે વખત-( વર્ષ. માસ, પક્ષ, તિથી, વાર, નક્ષત્ર. યોગ અને ઘડી-તથા પળ ) ઉપરથી જન્મોતરી કરવામાં આવે છે. અને તે જન્મોતરી ઉપરથી તેની આખી જીંદગીમાં શું શું બનશે, તેને શું શું સુખ તથા દુઃખ પડશે, તે કેટલા વર્ષ જીવશે તથા તેને કયે કયે રસ્તે લાભ થશે તે જોઈ શકાય છે.

જે વખતે જન્મ થયો તે વખતે આકાશમાં કઈ કઇ રાશીમાં કયા કયા ગ્રહો હતા તે ગણીતથી કાઢવામાં આવે છે અને તે ઉપરથી એક જન્મકુંડળી કાઢવામાં આવે છે, તેમાં બારરાશીનાં ૧૨ ખાનાં હોય છે તેને ભુવન કહે છે. તેમાં પ્રથમ ગણીત કરી કઇ રાશીના લગ્નમાં જન્મ થયો તે જોવામાં આવે છે, અને જે રાશીના લગ્નમાં જન્મ થયો હોય તે રાશીનો અંક જન્મકુંડળીના ૧ લા

ખાનામાં મુકવામાં આવે છે ત્યાર પછીના બાર ખાનામાં એક પછી એક લગ્નની રાશીના અંક પછીના અંક મુકવામાં આવે છે.

હવે તે વખતે ગ્રહો કઇ રાશીના છે તે ગણીતથી કાઢી જે જે રાશીના જે જે ગ્રહો હોય તે તે રાશીના અંકવાળા ખાનામાં એક પછી એક ગ્રહો માંડવામાં આવે છે. તેને જન્મકુંડળી કહેવામાં આવે છે.

જન્મકુંડળીમાં સારા નરતા જે જે ગ્રહો પડયા હોય તે તે ગ્રહો ઉપરથી તથા બારે રાશીમાં જે જે ખાનામાં તે પડયા હોય તેના ઉપરથી દરેક માણુસના પ્રારબ્ધમાં શું શું સુખ દુઃખ છે તે જોઇ શકાય છે.

## જન્મપત્રી લખવાની રીત.

જન્મોત્રીમાં ઉપરના પ્રકરણુમાં બતાવ્યા પ્રમાણે જન્મ માસ, ઋતુ, અયન, તિથી, વાર, નક્ષત્ર વિગેરેનું ફળ લખવામાં આવે છે. જન્મ વખતે જે માસ હોય, જે તિથી, નક્ષત્ર, યોગ, કરણ કે વાર હોય તેનું ફળ લખવું, પછી જન્મકાળનો અહર્ગણ સ્પષ્ટ કરી લખવો. પછી મધ્યમ ગ્રહો લખવા, પછી જન્મ લગ્નકુંડળી લખવી, પછી હોરા, દ્રેષ્કાણાદિ કુંડળીઓ લખવામાં આવે છે.

## ગ્રહો તથા રાશીઓ શુભાશુભ જોવાની રીત.

રાશી ૧૨ છે તેની કેટલીક હકીકત આગલા પ્રકરણુમાં આવી ગઇ છે જેથી અત્રે આપી નથી.

## દરેક ગ્રહ કેટલી મુદત સુધી એક રાશીમાં રહે છે તે.

એક રાશીમાં, સૂર્ય, બુધ, અને શુક્ર એક માસ સુધી રહે છે.

એક રાશીમાં મંગળ દોઢ માસ સુધી, ચંદ્ર સવા બે દિવસ સુધી, ગુરૂ તેર મહીના સુધી, શની ત્રીસ મહીના ( ૨॥ વર્ષ ) સુધી અને રાહુ તથા કેતુ અઢાર માસ સુધી રહે છે.

## કયો ગ્રહ કઇ રાશીનો સ્વામી (અધીપતિ ) છે.

મંગળ એ ગ્રહ (૧) મેષ, તથા (૮) વૃશ્ચિક રાશીનો સ્વામી છે.
વૃષભ (૨) અને તુલા (૭) રાશીનો અધિપતિ યાને સ્વામી શુક્ર છે.
મિથુન (૩) અને કન્યા (૬) રાશીનો અધિપતિ બુધ છે.
ધન (૯) અને મીન (૧૨) રાશીનો સ્વામી ગુરૂ છે.
મકર (૧૦) અને કુંભ (૧૧) રાશીનો સ્વામી શની છે.
સિંહ (૫) રાશીનો અધિપતી સૂર્ય છે.

કર્ક (૪) રાશીનો સ્વામિ ચંદ્ર છે.

ઉપર પ્રમાણે બાર રાશીના સ્વામી જુદા જુદા નવ ગ્રહ છે. જે જન્મ કુંડળીમાં આવે છે. જે જે રાશીમાં તેનો સ્વામી પડેલો હોય તે ગ્રહ તે રાશીનો સ્વગ્રહી કહેવાય છે.

## શુભ તથા પાપગ્રહ.

સૂર્ય એ ક્રૂર ગ્રહ છે. શની, મંગળ, રાહુ અને કેતુ એ પાપગ્રહ છે, અને બુધ, ગુરૂ, શુક્ર, અને ચંદ્ર શુભગ્રહ કહેવાય છે. પણ બુધ પાપગ્રહ ભેગો બેઠો હોય તો પાપગ્રહ કહેવાય છે. સુદ આઠમથી વદ આઠમ સિવાયના દિવસોમાં ચંદ્ર પાપગ્રહ કહેવાય છે.

## ગ્રહોના ગુણ.

સૂર્ય, ચંદ્ર અને ગુરૂ સત્વગુણી છે, બુધ અને શુક્ર રજોગુણી છે; અને શની તથા મંગળ આ બે ગ્રહો તમોગુણી છે.

કોઇપણ માણસની ત્રીશાંશ કુંડળીમાં સૂર્ય જે ગ્રહની રાશીમાં બેઠો હોય તે ગ્રહના ગુણ પ્રમાણે તે માણસના ગુણ જાણવા.

## ઉદય અને અસ્તના ગ્રહો.

જે ગ્રહનો તારો રાત્રે ન દેખાય અને દિવસે ઉગે તે અસ્તનો અને જે ગ્રહ સૂર્ય ભેગો ન હોય અને રાત્રે ઉગતો જણાય તે ઉદયનો ગ્રહ કહેવાય છે.

શરીર ઉપર ગ્રહોની સત્તા—સૂર્ય આત્મા છે. ચંદ્ર મન (પ્રાણ) છે, બુધ વાણી છે, ગુરૂ જ્ઞાન છે, શુક્ર સુખ તથા કામદેવ છે અને શની એ દુ:ખ છે.

## ગ્રહની ગતિ.

જે ગ્રહો પોતાની રાશી, અંશ અને કળામાં દિન પ્રતિદીન વધતા જાય તે માર્ગ ગતિના અને ઘટતા જાય તે વક્રગતિના કહેવાય.

જે ગ્રહ આકાશમાં ઉતાવળી ચાલથી ચાલે તે શીઘ્ર અને ધીમી ચાલથી ચાલે તે મંદગતિ કહેવાય છે.

## ગ્રહોના રૂપ.

સૂર્ય પિત્તપ્રકૃતિવાળો સાધારણ ઉંચા કદનો, ચંદ્ર કોમળ રૂપવાળો. મંગળ ક્રુરદૃષ્ટિવાળો, બુધ હસમુખો તથા ઠીંગણો. ગુરૂ જાડા

શરીરવાળો અને મધ્યમ કદનો, શુક્ર—સારા શરીરવાળો અને ઉંચો અને શની આળસુ તથા કાળી આંખવાળો જાણવો.

જન્મોતરીમાં નવમાંશ કુંડળીમાં લગ્ને જે રાશી હોય તે રાશીના સ્વામી પ્રમાણે તેમજ જે ગ્રહ જન્મકુંડળીમાં સૌથી બળવાન હોય તે પ્રમાણે તે મનુષ્યનું સ્વરૂપ જાણવું.

## ગ્રહોના રંગ.

સૂર્યનો રાતો, કાળો, ચંદ્રનો ગોરો, મંગળનો રક્ત ગૌર, બુધનો લીલો, ગુરૂનો પીળો, શુક્રનો ઘઉં વર્ણો, અને શનીનો રંગ કાળો જાણવો.

કુંડળીમાં ચંદ્ર જે ગ્રહના ઘરમાં બેઠો હોય તે ગ્રહ પ્રમાણે તે મનુષ્યનો વર્ણ જાણવો.

## રાશીઓના રંગ તથા આકાર.

મેષરાશી મેંઢાના આકારની તથા રંગ રાતો છે, વૃષભ આખલાના આકારની ને રંગ ધોળો છે, મિથુનનો રંગ પોપટીઓ છે અને પુરૂષ તથા સ્ત્રી વીણા સાથે બેસે તેની આકૃતિ છે, કર્ક કાચબાના આકારની રંગ જાંબુડો છે, સિંહ રાશી સિંહના આકારની રંગ કાળો અને સહેજ પીળો તથા ધોળો છે. કન્યારાશી વાહન ઉપર બેઠેલી કુમારીકા જેવી અને નાના રંગવાળી છે, તુલારાશી ત્રાજવા જોખતા પુરુષ જેવી કાળા રંગની છે, વૃશ્ચિક રાશી વીંછીના આકારની અને રંગ સોના જેવો છે, ધનરાશી ઘોડા જેવી પણ મુખ પુરૂષ જેવું છે, રંગ પીળો છે. મકર રાશી મઘરના જેવી રંગ તપખીરીઓ છે. કુંભરાશીની આકૃતિ ખભે ઘડો લીધેલા પુરૂષ જેવી અને રંગ નોળીયા જેવો છે અને મીનરાશી માછલા જેવી આકૃતિ અને રંગની છે.

## ગ્રહોનાં સ્વરૂપ.

સૂર્ય અને ચંદ્ર રાજા છે, મંગળ સેનાધિપતિ છે. બુધ પાટવી કુંવર છે, ગુરૂ અને શુક્ર પ્રધાન છે અને શની સેવક છે.

જન્મકાળે તથા પ્રશ્નકાળે જન્મકુંડળી કે પ્રશ્નકુંડળીમાં શની લગ્ને, ત્રીજે, કે અગીઆરમે સ્થાને રહ્યો હોય તો સર્વ વાતની સિદ્ધિ કરે અને તે સિવાયના સ્થાનકે રહ્યો હોય તો કાર્યની હાનિ કરે.

## ઉંચ નીચ તથા સ્વગ્રહી ગ્રહો જોવાનો કોઠો.

| ગ્રહ | સૂર્ય. | ચંદ્ર. | મંગળ | બુધ. | ગુરૂ | શુક્ર | શની. | રાહુ. |
|---|---|---|---|---|---|---|---|---|
| ઉચ્ચરાશી. | મેષ | વરખ | મકર | કન્યા | કર્ક | મીન | તુલા | ૩ મીથુન |
| કેટલા અંશ સુધી | ૧૦ | ૩ | ૨૮ | ૧૫ | ૫ | ૨૭ | ૨૦ | ૩ |
| નીચરાશી. | તુલા | વૃશ્ચિક. | કર્ક. | મીન | મકર | કન્ય | મેષ | ધન |
| કેટલા અંશ સુધી. | ૧૦ | ૩ | ૨૮ | ૧૫ | ૫ | ૨૯ | ૨૦ | ૩ |
| સ્વગ્રહીરાશી. | સિંહ | કર્ક. | મેષ વૃશ્ચિક | મિથુ કન્યા | ધન મીન | વરખ તુલા | મકર કુંભ | કન્યા |

**સમજુતી:**—કુંડળીમાં કઈ રાશીમાં કયો ગ્રહ બેઠો છે તે જોવું. મેષરાશીના સ્થાનમાં સૂર્ય હોય તો ઉચનો, તે પણ ૧૦ અંશ સુધીનો હોય તો સંપૂર્ણ ઉચ્ચનો છે એમ જાણવું. એજ રીતે ચંદ્ર વરખ રાશીનો હોય તો ઉંચનો, પણ ત્રણ અંશ સુધી હોય તો સંપૂર્ણ ઉચ્ચનો છે એમ જાણવું એ પ્રમાણે આગળ સમજવું.

સૂર્ય તુળારાશીનો નીચનો પણ ૧૦ અંશ સુધી હોય તો સંપૂર્ણ નીચનો જાણવો. એ પ્રમાણે આગળના ગ્રહોનું જાણવું.

સૂર્ય સિંહરાશીનો સ્વગૃહી એટલે પોતાના ઘરનો સમજવો. એવી રીતે ચંદ્ર કર્કનો સ્વગ્રહી સમજવો એ રીતે આગળ જાણવું.

સ્વગ્રહી એટલે જે રાશીનો સ્વામી જે ગ્રહ હોય તે ગ્રહની તે રાશીવાળા આંકમાં તે ગ્રહ બેઠો હોય તો સ્વગૃહી કહેવાય.

રાહુ મિથુન રાશીનો ઉંચનો, ધનનો નીચનો અને કન્યારાશીનો સ્વગ્રહી કહેવાય.

કેતુ—ધનરાશીનો ઉંચનો, મિથુનનો નિચનો અને મીનનો સ્વગ્રહી કહેવાય.

## ગ્રહોની સ્વાભાવિક શત્રુતા તથા મિત્રતા જોવાનું કોષ્ટક.

| ગ્રહ. | સૂર્ય. | ચંદ્ર | મંગળ | બુધ. | ગુરૂ | શુક્ર. | શની | રાહુ. |
|---|---|---|---|---|---|---|---|---|
| મિત્ર. | ચંદ્ર મંગળ ગુરૂ | સૂર્ય બુધ | સૂર્ય ચંદ્ર ગુરૂ | સૂર્ય શુક્ર રાહુ | સૂર્ય ચંદ્ર મંગળ | બુધ શની રાહુ | બુધ શુક્ર રાહુ | બુધ શુક્ર શની |
| સમ. | બુધ | મંગળ ગુરૂ શુક્ર શની | શુક્ર શની | મંગળ ગુરૂ શની | શની રાહુ | મંગળ ગુરૂ | ગુરૂ | ગુરૂ |
| દુશ્મન | શુક્ર શની રાહુ | રાહુ | બુધ રાહુ | ચંદ્ર | બુધ શુક્ર | સૂર્ય ચંદ્ર | સૂર્ય ચંદ્ર મંગળ | સૂર્ય ચંદ્ર મંગળ |

સમજુતી—સૂર્ય એ ગ્રહના ચંદ્ર, મંગળ અને ગુરૂ મિત્ર છે, બુધ એ સમ છે અને શુક્ર શની અને રાહુ દુશ્મન છે. એ પ્રમાણે હરેક ગ્રહ માટે ઉપરના કોષ્ટકમાંથી શોધી કાઢવું. આ એક બીજા ગ્રહની સ્વાભાવિક મૈત્રી જાણવી.

### ગ્રહોની મૈત્રી જોવાની રીત.

જન્મકુંડળીમાં જે જે ભુવન (સ્થાન)માં ગ્રહો બેઠા હોય, તે તે ભુવનથી બંને બાજુ ત્રણ ત્રણ ( પોતા થકી બીજા, ત્રીજા, ચોથા, દશમા, અગીઆરમા અને બારમા ) ભુવનમાં બેઠેલા ગ્રહો મિત્ર જાણવા. પણ ઉપરના સ્વાભાવિક મૈત્રીના કોઠામાં મિત્ર હોય તો અધિમિત્ર, સમ હોય તો મિત્ર થાય, અને શત્રુ હોય તો સમ થાય છે.

પોતા થકી પહેલે, પાંચમે, છઠે, આઠમે અને નવમે સ્થાને જે ગ્રહો હોય તે શત્રુ થાય છે.

પણ સ્વાભાવિક મૈત્રીના કોઠામાં દુશ્મન હોય તો અધિશત્રુ થાય, સમ હોય તો દુશ્મન થાય અને મિત્ર હોય તો સમ થાય છે.

જન્મકુંડળીમાં ઉચ્ચરાશીના ગ્રહ જોડે તેમજ મુળ ત્રીકોણરાશીના જે ગ્રહ હોય તેની સાથે બેઠેલા ગ્રહો ઉપરના કોઠામાં મિત્ર હોય તો અધિમિત્ર થાય, સમ હોય તો મિત્ર થાય અને દુશ્મન હોય તો સમ થાય છે.

## મૂળ ત્રિકોણરાશીના ગ્રહો.

નીચેના ગ્રહો નીચેની રાશીમાં ૨૦ અંશ સુધી હોય તો મૂળ ત્રીકોણ રાશીના જાણવા.

સૂર્ય સિંહરાશીનો, ચંદ્ર વરખરાશીનો, મંગળ મેષરાશીનો, બુધ કન્યારાશીનો, ગુરૂ ધનરાશીનો, શુક્ર તુલારાશીનો અને શની કુંભરાશીનો એ રીતે ગ્રહો ૨૦ અંશ સુધીના હોય તો મૂળ ત્રીકોણના જાણવા.

## ગ્રહોની દ્રષ્ટિ કેવી રીતે જોવી.

દરેક ગ્રહ પોતાથકી ત્રીજે અને દશમે ભાવે એક પાયો (એક ભાગ) દેખે, પાંચમે અને નવમે બે પાયા, ચોથે અને આઠમે ત્રણ પાયા અને સાતમે ચાર પાયા દેખે છે.

દરેક ગ્રહ પોતાથી સાતમે ભાવે સંપૂર્ણ દ્રષ્ટિથી જુએ છે. વળી મંગળ—પોતાથી ચોથે, સાતમે અને આઠમા ભાવે. ગુરૂ—પાંચમા, સાતમા અને નવમાભાવે, શનિ—ત્રીજે સાતમે અને દશમે, અને રાહુ—પોતા થકી—પાંચમે સાતમે, નવમે અને બારમે સ્થાને સંપૂર્ણ દ્રષ્ટિથી જુએ છે.

બીજે, છઠે, અગીઆરમે અને બારમે ભાવે કોઇ ગ્રહ દેખે નહિ, ફક્ત રાહુ બારમા ભાવે જુવે છે.

દ્રષ્ટિ જોવાની રીત એવી છે કે શુક્ર પહેલા ભાવે બેઠો હોય તો તેની સંપૂર્ણ દ્રષ્ટિ સાતમા ભાવ ઉપર પડે, બીજા ભાવે બેઠો હોય તો આઠમા ભાવે પડે એ રીતે દ્રષ્ટિ જોવી,

જે ગ્રહ એક ભાગ દેખે તે એક ભાગ, બે પાયા દેખે તો બે ભાગ અને ચારે (સંપૂર્ણ) પાયે દેખે તો પુરેપુરૂ ફળ આપે.

સમજુતી—જન્મ કુંડળી વિગેરે કુંડળીમાં ગ્રહો મૂકવામાંઆવે છે અને તે ગ્રહોની એક સ્થાન (ભુવન) થી બીજા સ્થાન ઉપર દ્રષ્ટિ પડે છે. હવે દરેક ગ્રહની કેટલામે સ્થાને (ભુવને) દ્રષ્ટિ પડે તે ઉપર પ્રમાણે જોવું.

અને તે ઉપરથી અમુક ગ્રહ અમુક ભાવ (સ્થાન) ને દેખે છે, અગર અમુક ગ્રહની અમુક ગ્રહ ઉપર દ્રષ્ટિ પડે છે તે જોવું અને તે ઉપરથી અમુક ગ્રહની અમુક ભાવે દ્રષ્ટિ પડવાથી શું શું સુખ દુઃખ આવશે તે જોઇ શકાય છે.

દ્રષ્ટિનું ફળ—જન્મકુંડળી જોવાની રીતમાં દરેક ભાગમાં આપેલું છે માટે તે ઉપરથી જોવું.



# પ્રકરણ ૨૫ મું.

## જન્મોતરીમાં આવતી જન્મ કુંડળી અને ચળીત કુંડળી બનાવવાની રીત.

જન્મ કુંડળીમાં નીચે પ્રમાણે ૧૨ ખાનાં હોય છે જેને ભુવન અથવા સ્થાન કહે છે.

જન્મ કુંડળી.




જન્મ કુંડળીમાં ઉપર પ્રમાણે અનુક્રમે ૧-૨-૩-૪-૫-૬-૭-૮-૯-૧૦-૧૧ અને ૧૨ ભુવન ( ખાનાં ) હોય છે.

૧ લા ભુવનને લગ્ન કહે છે.

૧ લા ૪ થા ૭ મા અને ૧૦ ભુવનને કેંદ્રસ્થાન કહે છે.
૨ જા, ૫ મા, ૮ મા અને ૧૧ મા ભુવનને પણુફર કહે છે
૩ જા, ૬ ઠા, ૯ મા અને ૧૨ મા ભુવનને આપોકલીમ સ્થાન કહે છે.

૪ થા અને ૮ મા સ્થાનને ચતુરઅ કહે છે.
૨ જા અને ૧૨ મા સ્થાનને માઠું અગર નેત્રસ્થાન કહે છે.
૫ મા અને ૯ મા સ્થાનને ત્રિકોણ સ્થાન કહે છે.
૬ ઠા, ૮ મા અને ૧૨ મા સ્થાનને ત્રીક અગર નેષ્ટ સ્થાન કહે છે.

૧ લા, ૨ જા, ૩ જા, ૪ થા, ૫ મા, ૯ મા, ૧૦ મા ૧૧ મા અને ૧૨ મા સ્થાનને શુભસ્થાન કહે છે.

અને ત્રીજા; છઠા, દશમા અને અગીઆરમા સ્થાનને ઉપચય સ્થાન કહે છે.

## જન્મ કુંડળીમાં લગ્ન બેસાડવાની રીત.

જે માણસની જનમકુંડળી કરવી હોય તે માણસનો જન્મ કયા માસની કઇ તિથીએ કેટલી ઘટી—પળે થયો છે તે નકી કરવું.

જન્મ વખતે પંચાંગમાં કઇ રાશીનો કેટલા અંશ (દિવસ) નો સૂર્ય હતો તે જોવું અને જે રાશીનો સૂર્ય જેટલા અંશનો હોય તે ઉપરથી લગ્નપત્રુ કે જે આ સાથેના પાનામાં અને પંચાંગમાં આપવામાં આવે છે તેમાં તે રાશીના તેટલા અંશમાં કયો આંક છે તે જોવો. તે આંક જેટલા ઘડી—પળનો હોય તેમાં જન્મ જેટલી ઘડી પળે થયો હોય તે ઉમેરવું, જે સંખ્યા આવે તે લગ્નપત્રના કોઠામાં તેનો કયા લગ્નના કયા અંશના કોઠામાં સમાવેશ થાય છે તે જોતાં જે લગ્નના જે અંશમાં તે અંકનો સમાવેશ થતો હોય તે લગ્ન જન્મ વખતે હતું એમ જાણવું લગ્ન નક્કી કરવા માટે નીચેની ત્રણ બાબતો લક્ષમાં રાખવી.

જન્મની ઘડી પળ—લગ્નના અંકના ઘડી પળમાં ઉમેરતાં ૬૦ ઘડી ઉપર સંખ્યા આવે તો તેમાંથી ૬૦ બાદ કરી પછી જે અંક આવે તે અંક ઉપરથી લગ્નપત્રમાંથી લગ્ન શોધી કહાડવું.

૧ કોઇ પણ માણસની જન્મ કુંડળી કહાડવા માટે પ્રથમ તે માણસનો જન્મ સૂર્યોદય થયા પછી કેટલી ઘડી પળે થયો છે અથવા તો સૂર્યાસ્ત પછી કેટલી ઘડી પળે થયો છે તે નક્કી કરવું આ પ્રમાણે જન્મ વખતની ઘડી પળ નક્કી કરવી તેને ઇષ્ટ ઘડી, પળ કહે છે.

૨ ઇષ્ટ ઘડી પળ નક્કી કર્યા પછી તે માણસનો જન્મ થયો ત્યારે સૂર્ય કઇ રાશીમાં કેટલા અંશે હતો તે નક્કી કરવું અને તે પછી લગ્નપત્ર ઉપરથી જન્મ વખતે કઇ રાશીનું કેટલા અંશે લગ્ન હતું તે નક્કી કરવું.

આ પ્રમાણે પ્રથમ ત્રણ વિષય નક્કી કર્યા પછી જન્મકુંડળી શરૂ થાય છે અને તે પછી કુંડળીમાં કઇ કઇ રાશીમાં કયા કયા ગ્રહો રહેલા છે તે નક્કી કરી પછી કુંડળી લખવી.

૧ ઇષ્ટ ઘડી પળ—જાણુવા માટે જે બાળક જે વખતે જન્મે તે વખતે ઘડીઆળમાં કેટલા વાગ્યા છે તે જોવું. હવે દિવસે જન્મ થયો છે કે રાત્રે તે પણ જોવું. હવે દરેક પંચાંગમાં સૂર્યોદયના કલાક અને મિનીટ આપવામાં આવે છે તેમજ સૂર્યાસ્તના કલાક અને મિનીટ પણ છાપેલા હોય છે. તેમજ દિનમાન કેટલો છે તે પણ છાપેલું હોય છે. તે ઉપરથી—જન્મેલું બાળક કઇ ઘડી પળે જન્મ્યું તે ઘડી પળ પ્રથમ નક્કી કરવાં. હવે જો બાળકનો જન્મ દિવસે થયો હોય તો તે દિવસના સૂર્યોદયના કલાક અને મીનીટ, જન્મના કલાક અને મિનીટમાંથી બાદ કરવા અને રાત્રે થયો હોય તો સૂર્યાસ્તના કલાક અને મીનીટ બાદ કરવા; પણ જન્મ વખતના કલાક ને મીનીટમાંથી સૂર્યોદય કે સૂર્યાસ્તના કલાક અને મિનીટ બાદ ન થતા હોય તો જન્મ વખતના ટાઇમમાં ૧૨ નો ઉમેરો કરી તેમાંથી સૂર્યોદય કે સૂર્યાસ્તના કલાક ને મિનીટ બાદ કરવા. તે કલાક અને મિનીટનાં ઘડી પળ લાવવા માટે તેને ૨॥ ગણા કરવા. ૧ કલાકની ૨॥ ઘડી થાય તે પ્રમાણે જે કલાકને મિનીટ બાકી રહે તેને ૨॥ એ ગુણવા. કલાકને ૨॥ એ ગુણવાથી ઘડી ને મિનીટને ૨॥ એ ગુણવાથી પળ આવે. તે જન્મકાળની ઇષ્ટ ઘડી પળ આવી તેમ સમજવું. પણ રાત્રિએ જન્મેલા બાળક માટે જન્મ વખતના ટાઇમમાંથી સૂર્યાસ્તના કલાક ને મિનીટ બાદ કરી તેને ૨॥ ઘણા કરતાં જે ઘડી પળ આવે તેમાં તે દિવસના દિનમાનની ઘડી પળ ઉમેરતાં જે ઘડી પળ આવે તે, તે બાળકના જન્મની ઇષ્ટ ઘડી, પળ આવી એમ સમજવું.

વધુ સમજુતી દિવસે જન્મ થયો હોય તો સૂર્ય ઉગ્યા પછી કેટલી ઘડી પળે જન્મ થયો છે તે નક્કી કરવું તેને જન્મની ઇષ્ટ ઘડી, પળ કહે છે, રોજ સૂર્ય જે ટાઇમે ઉગે છે તે ટાઇમ પંચાંગમાં દરેક તિથી વારની સામે આપવામાં આવે છે. હવે સૂર્ય ઉગ્યા પછી કેટલી ઘડી પળે જન્મ થયો છે તે જાણુવા માટે સૂર્યોદયના કલાક ને મિનીટ તે બાળકના જન્મના કલાકને મિનીટમાંથી બાદ કરવાથી સૂર્ય ઉગ્યા પછી કેટલા કલાકને મિનીટે જન્મ થયો તે જણાય અને કલાકને અને મિનીટને ૨॥ એ ગુણવાથી ઘડી અને પળ આવે છે.

તેવીજ રીતે રાત્રે જન્મ થયો હોય તો સૂર્ય અસ્ત થયા પછી કેટલી ઘડી અને પળે જન્મ થયો છે તે જાણવું જોઇએ તો રાત્રે

જે ટાઇમે જન્મ થયો હોય તે ટાઇમમાંથી સૂર્યાસ્તનો ટાઇમ બાદ કરીને જે કલાકને મિનીટ આવે તેને ૨ાા એ ગુણવાથી જન્મની ઘડી, પળ આવે છે. તેમાં દિનમાનની ઘડી પળ ઉમેરવાથી રાત્રીના જન્મની ઇષ્ટ ઘડી પળ આવે છે.

હવે જન્મના કલાક ને મિનીટમાંથી સૂર્યોદયના કે સૂર્યાસ્તના કલાકને મિનીટ બાદ ન થતા હોય તો તેમાં ૧૨ ઉમેરવા જોઇએ. કારણ કે ૧૨ વાગ્યા પછી ૧-૨ એમ કલાક ગણાય છે જેથી તેમાં સૂર્યોદયના ૬ નો ટાઇમ બાદ જાય નહિ માટે ૧૨ ઉમેરવાથી સૂર્યોદયના કે સૂર્યાસ્તનો ટાઇમ બાદ થઇ શકે છે.

આ પ્રમાણે બાળકનો જન્મ જે ટાઇમે થયો હોય તે ઉપરથી જન્મની ઇષ્ટ ઘડી, પળ લાવી તે ઉપરથી જન્મલગ્ન નક્કી કરવું.

ઇષ્ટ ઘડી પળ લાવવાનું ઉદાહરણ—એક માણસનો જન્મ ૯ ને ૪૫ મિનીટે દિવસે થયો. તે દિવસે પંચાંગમાં જોતાં સૂર્યોદય ૬ ને ૩૫ નો છે, તો ૯-૪૫ માંથી ૬-૩૫ બાદ જતાં ૩ અને ૧૦ મીનીટ આવી. એટલે સૂર્ય ઉદય થયા પછી ૩ અને ૧૦ મીનીટે તે બાળકનો જન્મ થયો. તે કલાક અને મીનીટને ૨ાા એ ગુણવાથી ઘડી ૧૫-૨૫ પળ આવી. એટલે સૂર્ય ઉગ્યા પછી ૧૫ ઘડી અને ૨૫ પળે તે બાળકનો જન્મ થયો. એટલે તેના જન્મની ઇષ્ટઘડી ૧૫-૨૫ પળ થઇ એમ સમજવું. પણ કોઇ બાળકનો જન્મ બપોરના કલાક ૨-૩૫ મીનીટે થયો હોય તો તેમાંથી સૂર્યોદયના ૬-૩૫ બાદ થાય નહિ માટે ૨-૩૫ માં ૧૨ ઉમેરવાથી સળંગ કલાક ૧૪-૩૫ મિનીટ આવી તેમાંથી સૂર્યોદયના કલાક ને મિનીટ બાદ કરી તેને ૨ાા એ ગુણી ઘડી પળ લાવવી. તેવીજ રીતે એક માણસનો રાત્રે ક. ૯-૪૧ મિનીટે જન્મ થયો તે દિવસે પંચાંગમાં સૂર્યાસ્તનો ટાઇમ ૫-૩૫ છે તે ૯-૪૧ માંથી બાદ કરતાં ૪-૬ મિનીટ આવ્યા તેને ૨ાા એ ગુણવાથી ૧૦-૧૫ મિનીટ આવ્યા તેમાં તે દિવસના દિનમાનના ઘડી પળ ૨૭-૩૧ ઉમેરતાં ૩૭-૪૬ મીનીટ તે બાળકના જન્મની ઇષ્ટ ઘડી પળ આવી એમ સમજવું.

૨ સૂર્ય કેટલા અંશે છે તે નક્કી કરવું—જન્મ ઘડી ઉપરથી તે બાળકનું જન્મનું લગ્ન નક્કી કરવું. લગ્ન નક્કી કરવા માટે તે દિવસે સૂર્ય કઇ રાશીનો કેટલા અંશે છે તે પ્રથમ નક્કી કરવું જોઇએ.

સૂર્ય તે દિવસે કઇ રાશીનો છે તે તો પંચાંગ ઉપરથી જાણી

જણાય છે. કારણ કે પંચાંગમાં દરેક મહીનાની સુદીની અને વદીની એવી બે કુંડળીઓ આપવામાં આવે છે. તેમાં દરેક ગ્રહ કઇ રાશીમાં છે તે બતાવવામાં આવે છે. સુદીની કુંડળીમાં પુનમના રોજ દરેક ગ્રહ કઇ રાશીમાં છે તે બતાવેલું હોય છે અને નીચે કોઠામાં તે ગ્રહ કઈ રાશીનો કેટલા અંશ કળા અને વિકળાનો છે તથા તે ગ્રહની ગતી જણાવેલી હોય છે. તેવીજ રીતે વદીની કુંડળીમાં અમાસને રોજ દરેક ગ્રહ કઈ રાશીમાં કેટલા અંશે છે તે જણાવેલું હોય છે, પણ આ પુનમે જે રાશીમાં જેટલે અંશે ગ્રહો હોય છે તે તેની ગતિ પ્રમાણે દરરોજ ફરતા હોવાથી જન્મ વખતે તે ગ્રહ કઇ રાશીમાં કેટલા અંશે છે તે ગણત્રીથી નક્કી કરવું જોઇએ.

સર્વથી પ્રથમ જન્મ લગ્ન બેસાડવા માટે જન્મ વખતે સૂર્ય કઇ રાશીમાં કેટલા અંશે છે તે નક્કી કરવું. હવે સૂર્ય એક રાશીમાં જે દિવસે બેસે ત્યારથી એક મહીના સુધી તે તેજ રાશીમાં રહે છે. એટલે એક મહીનામાં ૩૦ અંશ ચાલે છે અને રોજ એક અંશ ચાલે છે. એક દિવસ અને રાત્રિ મળીને ૧૨ લગ્ન પુરાં ભોગવાય છે. જેમકે મેષનો સૂર્ય જે દિવસે બેસે તે દિવસે પ્રથમ મેષનું લગ્ન ૩ ઘડી–૫૮ પળ પછી વરખનું ૪–૨૭ પળ એવી રીતે એક પછી એક બાર લગ્ન આવે. ( જુવો પાનું ૧૪૬ )

હવે તે દિવસે સૂર્ય કઇ રાશીનો કેટલા અંશે છે તે પંચાંગમાં જોઈ નક્કી કરવું. ઉપર જણાવ્યું કે સુદીની કુંડળીમાં પુનમને રોજ ને વદીની કુંડળીમાં અમાસના રોજ દરેક ગ્રહ કઇ રાશીમાં કેટલા અંશે છે તે બતાવેલું હોય છે. હવે તેમાં સૂર્ય દરરોજ ૧ અંશ ચાલે છે. સુદ સાતમ સુધીમાં જન્મ હોય તો તેની આગળના મહીનાની અમાસની કુંડળીમાં સૂર્ય જે રાશીના જેટલે અંશે હોય તે અંશમાં રોજનો એક અંશ ઉમેરવો એટલે તે દિવસે સૂર્ય રાશીમાં તેટલા અંશે છે એમ સમજવું અને સુદ સાતમ પછીજ જન્મ હોય તો પુનમની કુંડળીમાં સૂર્ય જે રાશીમાં જેટલા અંશે હોય તે અંશમાંથી દરરોજના એક અંશ લેખે તેટલા અંશ ઓછા કરવા તેથી સૂર્યના તે દિવસના અંશ આવશે. જેમકે એક માણસનો જન્મ વદ પાંચમના રોજ છે. અને તે મહીનાની પુનમની કુંડળીમાં સૂર્ય મકરનો ૨ અંશે છે તો તે પછી પાંચમ સુધીના ૫ અંશ ઉમેરવાથી તે દીવસે મકરના સૂર્ય ૭ અંશે છે એમ જાણવું. એવી રીતે પુનમ

૧૮

પછી જન્મ હોય તો પુનમની કુંડળીમાં જેટલા અંશે સૂર્ય હોય તેમાં જન્મતિથી સુધીના જેટલા દિવસ થાય તેટલા ઉમેરવા. તે માત્ર સાતમ સુધી, અને વદ ૭ પછીને માટે—અમાસની કુંડળીમાંના અંશમાંથી તેટલા દિવસ ઓછા કરવા. તેવીજ રીતે સુદિમાં જન્મ હોય તો સુદ સાતમ સુધીના દિવસ અમાસની કુંડળીના સૂર્યના અંશમાં ઉમેરવા ને સુદ ૭ પછી માટે તે દિવસથી પુનમ સુધીના જેટલા દિવસ થાય તેટલા પુનમની કુંડળીમાં સૂર્યના જેટલા અંશ હોય તેમાંથી બાદ કરવા. એ પ્રમાણે જન્મ વખતે સૂર્ય કઇ રાશીનો કેટલા અંશે છે તે નક્કી કરવું.

૨ દરેક મહિનામાં સૂર્ય જ્યારે બદલાય છે ત્યારે જે તિથીએ સૂર્ય બીજી રાશીમાં પ્રવેશ કરે છે, તે તિથીની સામેની બાજુએ સૂર્ય કઇ રાશીમાં પ્રવેશ કરે છે તે લખવામાં આવે છે જેમકે મેષનો સૂર્ય ૨૫ ઘડી પછી કે મકરેર્ક ૫૫-૩૧ એટલે મકરનો સૂર્ય. એ પ્રમાણે જે મહીનામાં જન્મ થયો હોય તે મહીનામાં કઇ તિથીએ સૂર્ય કઇ રાશીમાં આવ્યો છે તે જોવું. સૂર્ય જે રાશીમાં જે દિવસે પ્રવેશ કરે તે દિવસ પછી જન્મ હોય તો તે પછીના દરરોજના એક અંશ લેખે ગણી—જન્મ વખતે સૂર્ય કઇ રાશીનો કેટલા અંશે છે તે જોઇ શકાશે.

જન્મલગ્ન—આ પ્રમાણે જન્મ વખતે સૂર્ય કઇ રાશીમાં કેટલા અંશે છે તે જોઇ નક્કી કરવું. તે પછી આ સાથેના પાનમાં આપેલા ૨૩ અયનાંશનું લગ્નપત્ર જોવું તેમાં મથાળે અંશના ૧-૨-૩ એવા આંકડા આપેલા છે ને તે અંશ તળેની લાઇનમાં મેષ, વૃષભ એવી રીતે બારે રાશીઓનાં નામ આપેલાં છે. હવે જન્મ વખતે સૂર્ય જે રાશીમાં હોય તે રાશીની લાઇનમાં, અને જેટલા અંશે હોય તે અંશની નીચે જ્યાં બંનેની લાઇન ભેગી થતી હોય ત્યાં જે આંકડો હોય તે આંકડો શોધી કહાડવો. તે આંકની ઘડી પળમાં—જન્મ વખતની ઇષ્ટ ઘડી પળ ઉમેરી દેવી—આ ઉમેરતાં સરવાળો ૬૦ ઘડી ઉપર આવે તો તે ઘડીમાંથી ૬૦ બાદ કરી જે ઘડી પળ આવે, તે ઘડી પળનો આંકડો અથવા તેને મળતો ૧-૨ ઘડી આઘી પાછીનો આંકડો લગ્નપત્રામાં શોધી કહાડવો. અને તે આંકડાની ડાબી લાઇનમાં જે રાશી આવતી હોય તે રાશીનું લગ્ન તે આંકડાની ઉપરની સીધી લાઇનમાં મથાળે જે અંશનો આંકડો હોય તેટલા અંશનું—તે વખતે લગ્ન છે એમ સમજવું. એટલે જન્મ વ-

અને તે રાશીનું તેટલા અંશે લગ્ન છે એમ શોધી કહાડી પછી જન્મ કુંડળી દોરવી, તેમાં મથાળે જેટલા અંશનું લગ્ન હોય તેનો આંકડો **જન્માંગ** લખીને મૂકવો. તળે કુંડળી કહાડવી ને તેમાં ૧ લા ખાનામાં જે રાશીનું લગ્ન હોય તે રાશી જેટલામી હોય તે આંકડો મૂકવો.

આ પ્રમાણે ૧લા ખાનામાં તે રાશીનો આંક મૂકી પછી ડાબી તરફના બીજા ખાનામાં તે રાશી પછીનો આંકડો મૂકવો. એ પછી અનુક્રમે દરેક ખાનામાં તે પછીની રાશીના આંકડા મૂકી—કુંડળી બનાવી દેવી. દ્રષ્ટાંત—એક માણુસનો જન્મ દિવસે સૂર્યોદય થયા પછી ૨૫ ઘડી ૩૦ પળ અને ૨૦ વિપળે થયો છે તેને માટે નીચે પ્રમાણે લગ્ન બેસાડી કુંડળી નક્કી કરવી.

હવે તે વખતે સૂર્ય મીનરાશીનો ૧૫ અંશનો છે ( પંચાંગમાં ) હવે તે વખતે સૂર્ય કયે દિવસે બેઠો તે આપવામાં આવે છે તેમજ કૃષ્ણપક્ષની અમાસની અને શુક્લ પક્ષની પુનમની બે કુંડળીઓ આપવામાં આવે છે તે કુંડળીમાં તે વખતે કયો ગ્રહ કઇ રાશીનો કેટલા અંશ, કળા અને વિકળાનો છે તે તથા તેની દરરોજ ચાલવાની ગતિ પણ આપવામાં આવે છે, કૃષ્ણપક્ષમાં સૂર્ય જોવો હોય તો કૃષ્ણપક્ષની અને શુક્લપક્ષમાં જોવો હોય તો શુક્લપક્ષની કુંડળીમાં કઇ રાશીનો કેટલા અંશ. કળા અને વિકળાનો સૂર્ય છે તે જોવું. હવે અંશમાંથી જે દિવસનો સૂર્ય જોવો હોય તે દિવસ અમાસ કે પુનમથી જેટલા ઓછા કે વધતા હોય તેટલા દિવસ ઓછા કે વધતા કરવા પછી જેટલી રાશી અને જેટલા અંશ નક્કી થાય તે રાશીનો સૂર્ય તેટલા અંશનો તે વખતે છે એમ સમજવું.

વળી જે દિવસે સૂર્ય અમુક રાશીમાં બેઠો હોય તે દિવસથી એક માસ સુધી તે રાશીમાં સૂર્ય રહે છે· જે દિવસે સૂર્ય જોવો હોય તે દિવસે સૂર્ય કયી રાશીનો કટલા દિવસથી બેઠો છે તે પંચાંગમાં જોવુ. જેટલા દિવસથી બેઠો હોય તેટલા અંશ સમજવા.

*હવે લગ્નપત્રમાં ( લગ્નપત્ર. પંચાંગમાં આપવામાં આવે છે ) મીનરાશીના ૧૫ અંશના કોઠામાં ઘડી ૫૮ પળ ૧ અને ૩૦ વિપળ એ આંક છે તેમાં જન્મ ઘડી ૨૫—૩૦—પળ અને ૨૦ વિપળ ઉમેર્યા તો ૮૩ ઘડી ૩૧ પળ ૫૦ વિપળ થયા તે ૬૦ ઘડી ઉપર છે માટે

---

*વળી અમુક વખતે કયું લગ્ન છે તે જાણવાને માટે પ્રથમ પ્રકરણમાં લગ્ન જોવાની બીજી રીત પણ આપવામાં આવી છે તે ઉપરથી પણ અમુક વખતે અમુક લગ્ન છે તે જોઇ શકાશે.

તેમાંથી ૬૦ ઘડી બાદ કર્યા તો ઘડી ૨૨-૩૧ અને ૫૦ વિપળ આ-વ્યા તે લગ્નપત્રના કોઠામાં સિંહરાશીના ૧૮ મા અંશના કોઠામાં આવે છે માટે તે વખતે સિંહરાશીનું ૧૮ અંશનું લગ્ન સમજી લેવું.

હવે જન્મની વખતે સિંહરાશીનું ૧૮ અંશનું લગ્ન આવ્યુ માટે સિંહરાશીની મેષરાશીથી ગણતાં ૫ મી રાશી થઇ તેથી ૫ મો અંક જન્મકુંડળીના લગ્ન ( પેલા ખાના)માં મુકવો. પછીથી જન્મકુંડળી-ના બીજા ખાનામાં તે રાશી પછીની કન્યા રાશીનો અંક ૬ઠો, અને ત્રીજા ખાનામાં તુલારાશીનો ૭ મો અંક આવે. એ પ્રમાણે બારે ખાનામાં એક પછી એક રાશીના અંક નિચે પ્રમાણે અનુક્રમે માંડતા જવું.

जन्मांग १८.




ઉપર પ્રમાણે જન્મકુંડળી હોય છે તેમાં લખ્યા પ્રમાણે તે તે ભુવનોમાં ( ખાનામાં ) પડેલા ગ્રહો અને રાશીઓ ઉપરથી જોવાય છે. દરેક ખાનામાં જે જે લખ્યું છે તેનું તે ખાનું સમજવું. જેમ ૧ લા ખાનામાં તન છે તો તે તનભુવન સમજવું એ પ્રમાણે બારે ભુવનનું સમજવું,

આ પ્રમાણે જન્મકુંડળી નક્કી કરી તેમાં લગ્ન સાધી રાશીઓ બારે ભુવનમાં ( ખાનામાં ) ગોઠવી પછી તે દિવસ દરેક રાશીમાં કયો ગ્રહ કેટલા અંશે છે તે પંચાંગમાં જોઇ નક્કી કરી કુંડળીના તે રાશીના અંકવાળા કોઠામાં તે ગ્રહ મુકવા.

૧ હવે પ્રથમ તે વખતે સૂર્ય કઇ રાશીમાં કેટલા અંશે છે તે નક્કી કર્યું છે તો સૂર્ય મીન રાશીનો ૧૫ અંશનો છે માટે મીન-રાશીના અંક ૧૨ ના ખાનામાં સૂર્ય સુ કરીને લખવો. સૂર્ય એક રાશીમાં એક મહીના સુધી રહે છે એટલે રોજ એક અંશ ચાલે છે તે પ્રમાણે પંચાંગની કુંડળીમાં વધઘટ કરી અંશ કહડવા.

૨ તે પછી ચંદ્ર કઇ રાશીમાં છે તે જોવું. હવે અમાસ અને પુનમની કુંડળીમાં ચંદ્ર કઇ રાશીમાં કેટલા અંશે છે તે લખેલું હોય છે પણ ચંદ્ર સવા બે દિવસમાં એક રાશી એટલે ત્રીશ અંશ ચાલે છે. એટલે એક દિવસમાં લગભગ ૧૪ અંશ ચાલે એ રીતે ૨ા દિવસે એક ચંદ્રમા એક રાશીમાં રહે. ફરી બીજી રાશીમાં રહે તો તેને માટે દરેક તિથીની સામે ચંદ્ર કઈ રાશીનો છે તે લખેલું હોય છે. અને ચંદ્રમા તે રાશીમાં કયે દિવસે કઈ ઘડીએ બેઠેલો છે તે પણ લખેલું હોય છે. હવે જ્યારે તે રાશીમાં ચંદ્રમા બેઠો ત્યારથી જન્મ ઘડી પળ સુધી દરરોજના ૧૪ અંશ લેખે કેટલા અંશે છે તે ગણી જન્મ વખતે કેટલા અંશે ચંદ્ર છે તે શોધી કહાડવું અને જે રાશીનો ચંદ્ર હોય તે રાશીનો આંક જે ખાનામાં હોય તે ખાનામાં ચં એવું લખી ચંદ્ર મૂકવો. અને કુંડળીની નીચે ગ્રહના અંશનો કોઠો આપવામાં આવે છે તેમાં ચંદ્રની રાશીના આંક તળે તેના અંશ લખવા. એવી રીતે ચંદ્ર મીન રાશીનો છે માટે ૧૨ ના આંકડાવાળા જન્મ કુંડળીના ૮ મા ખાનામાં જ્યાં રવી છે ત્યાં ચંદ્રને પણ મૂકવો.

૩ હવે મંગળ જન્મ વખતે કઇ રાશીના કેટલા અંશે છે તે જોવું. તેમાં મંગળ દોઢ દિવસમાં એક અંશ ફરે છે. એટલે પુનમમાં કે અમાસની કુંડળીમાં મંગળ જેટલા અંશનો જે રાશીનો હોય તે અંશમાં—જન્મ દિવસ સુધીના દોઢ દિવસના એક અંશ લેખે ગણી અંશમાં વધઘટ કરી અંશ કહાડવા. એટલે દોઢ મહિના સુધી મંગળ એક રાશીમાં રહે છે માટે જન્મ વખતે કઇ રાશીમાં મંગળ છે તે નક્કી કરવું. પછી મંગળ જ્યારે તે રાશીમાં બેઠો હોય ત્યારથી દોઢ મહિના સુધી તે રાશીમાં જ રહે છે એટલે જન્મ ઘડી વખતે જે રાશીનો જન્મ પંચાંગમાં હોય તે પંચાંગમાં આપેલી કુંડળી ઉપરથી નક્કી કરવું. તે રાશીમાં માત્ર જન્મ ઘડી વખતે કેટલા અંશે છે તેજ શોધવા માટે દોઢ દિવસના એક અંશ લેખે પુનમ કે અમાસની કુંડળીમાં મંગળ જેટલા અંશે હોય તેમાં વધઘટ કરી નક્કી કરવું. હવે

ઉપર જણાવેલા ટાઇમે મંગળ મકર રાશીનો છે માટે મકર રાશીનો આંક ૧૦ આવ્યો તે જન્મ કુંડળીના ૬ ઠા ખાનામાં છે તેમાં મંગળ મૂકવો.

૪ બુધ એક દિવસે બે અંશ ચાલે છે માટે તેની પણ પંચાંગમાં આપેલી જન્મ કુંડળીમાં જે રાશીમાં તે હોય તે કેટલા અંશે છે તે નક્કી કરી તેમાં જન્મ દિવસ સુધીના રોજના એક અંશ લેખે ગણી વધઘટ કરી નકી અંશ કહાડવા. ઉપરના દૃષ્ટાંતમાં બુધ મીન રાશીમાં છે, તેથી ૧૨ ના આંકવાળા ૮ મા ખાનામાં બુધ મૂકવો.

૫ ગુરૂ તેર મહીના સુધી એક રાશીમાં રહે છે અને બાર દિવસે એક અંશ એટલે એક મહીને અઢી અંશ બદલાય છે એટલે જન્મ ઘડી વખતે તે કયા અંશે છે તે–જનમતી વખતના પંચાંગમાં જોઇ કહાડવું અને બાર દિવસના એક અંશ પ્રમાણે વધઘટ કરી જન્મ વખતે ગુરૂ કેટલે અંશે તે રાશીમાં છે તે નક્કી કહાડી કુંડળીમાં મૂકવું. ઉપરના દ્રષ્ટાંતમાં ગુરૂ તુળા રાશીમાં છે તે તુળા રાશીનો આંક જે ૨ જા ખાનામાં છે ત્યાં ગુરૂ મૂકવો.

૬ હવે શુકર એક રાશીમાં એક માસ સુધી કાયમ રહે છે એટલે પંચાંગની કુંડળીમાં શુકર જે રાશીમાં હશે તે એક મહીના સુધી કાયમ રહે માટે માત્ર તેના અંશ કહાડવાના બાકી રહ્યા તે બાર દિવસના એક અંશ લેખે પંચાંગમાંની કુંડળીમાં આપેલા અંશમાં વધઘટ થાય તો તે કરી જન્મ વખતના અંશ કહાડવા. ઉપરના દૃષ્ટાંતમાં શુકર મેષ રાશીનો છે એટલે ૯ મા ખાનામાં કે જ્યાં મેષ રાશીનો ૧ લો અંક લખ્યો છે ત્યાં મૂકવો.

૭ શની એક રાશીમાં ત્રીસ મહીના સુધી રહે છે એટલે એક મહીનો એટલે ત્રીસ દિવસે એક અંશ બદલાય છે એટલે જન્મ વખતે–પંચાંગની કુંડળીમાં શની જે રાશીમાં જેટલા અંશે હોય તેમાં જો ખાસ તુરતમાં વધઘટ થતી હોય તો જોઇ નકી કરી અંશ કહાડવા. બાકી પુનમ કે અમાસની કુંડળીમાં જે અંશ લખ્યા હોય તે એક મહીનો થાય એટલે એક અંશ બદલાય ત્યાં સુધી વચ્ચે તેના તે અંશ કાયમ રહે. ઉપરના દૃષ્ટાંતમાં શની મેષ રાશીનો છે એટલે નવમા ખાનામાં જ્યાં ૧ લો આંક લખ્યો છે ત્યાં શની મૂકવો.

૮ રાહુ અઢાર માસ સુધી એક રાશીમાં રહે છે એટલે અઢાર દિવસે એક અંશ પાછો હઠે છે, એટલે તેમાં જન્મ વખતે

પંચાંગમાં જે રાશીનો તે હોય અને કુંડળીમાં જેટલા અંશે હોય તેમાં ઘણે ભાગે ફેરફાર થતો નથી માટે તે પંચાંગમાં જોઇ મૂકવો. આ દષ્ટાંતમાં રાહુ મેષ રાશીનો છે તે જન્મ કુંડળીમાં નવમા ખાનામાં જ્યાં ૧ નો આંક છે ત્યાં મૂકવો. તેવીજ રીતે.

૯ કેતુ પણ એક રાશીમાં અઢાર માસ સુધી રહે છે એટલે અઢાર દિવસે એક અંશ પાછો હઠે છે; તે પણ ઘણે ભાગે પંચાંગની કુંડળીમાં જે અંશ હોય છે તેમાં ૧૮ દિવસ સુધી કાયમ રહે છે. માટે તેના પણ અંશ નક્કી કરવા. ઉપરના દ્દષ્ટાંતમાં કેતુ તુળા રાશીનો છે માટે તેને ૩ જા ખાનામાં જ્યાં તુળા રાશીનો ૬ ઠો આંક મૂકયો છે ત્યાં મૂકી કુંડળી પુરી કરવી. આ કાચી જન્મકુંડળી થઇ.

## ચળીત કુંડળી બનાવવાની રીત.

કાચી જન્મકુંડળી ઉપરથી ચળીત કુંડળી બનાવવામાં આવે છે. જન્મકુંડળીમાં જે ગ્રહો બેઠેલા છે તે ગ્રહો ચળીત થઇ તેજ ઠેકાણે રહે છે કે બીજે ઠેકાણે જાય છે તે નક્કી કરવા સારૂ જન્મ થયો તે વખતે કયો ગ્રહ કઇ રાશિ અંશ, કળા અને વિકળાનો હતો તે પંચાંગ ઉપરથી ગણત્રી કરી તેનો એક કોઠો બનાવવો. તેને સ્પષ્ટ ગ્રહચક્રનો કોઠો કહે છે.

ત્યાર પછી દરેક ભાવમાં આવેલી રાશી જન્મ વખતે કેટલા અંશ, કળા, વિકળાની હતી તે કાઢવું. તે ઉપરથી ભાવસંધી કોઠો ગણત્રી કરીને બનાવવો.

સ્પષ્ટ ગ્રહચક્રના કોઠામાં જન્મતી વખતે જે ગ્રહો જેટલા અંશ કળા વિકળાના હોય તે ભાવસંધી કોઠામાં કયા ભાવમાં આવે છે તે જોવું.

અને જે ભાવમાં આવે તે ચળીત કુંડળીનાં તે ભાવમાં તે ગ્રહો મુકવા. આ પ્રમાણે દરેક ગ્રહ ચળીત કુંડળીના જે ભાવમાં આવે તે ભાવમાં મુકી, ચળીત કુંડળી બનાવવી.

સાધારણ રીતે ચળીત કુંડળી માટે જન્મ કુંડળીમાંથી ગ્રહો ચળીને બીજા ખાનામાં જાય છે કે કેમ તે જોવા માટે—જન્મકુંડળી વખતે નક્કી કરેલા ગ્રહોનો જન્મકુંડળી નીચે દરેક ગ્રહ કઇ રાશીનો કેટલા અંશે છે તે કોઠો આપવામાં આવે છે. તેમાં—જન્મ કુંડળીના લગ્નની રાશીના જેટલા અંશ કરતાં—કોઇ ગ્રહના અંશ ૧૫ કરતાં વધારે હોય તો તે ગ્રહ તેની જોડેની બીજી રાશીમાં—જોડેના ખાનામાં

જાય છે. અને જો જન્મ લગ્નના અંશથી ગ્રહના અંશ ૧૫ કરતાં ઓછા હોય તો તે ગ્રહ ચળીને પાછલા ખાનામાં તેની પાછલી રાશીમાં જાય છે એવી રીતે જે ગ્રહ ચળીને પાછળની રાશીમાં જાય તેને પાછલા ખાનામાં ને જે ગ્રહ ચળીને આગલી રાશીમાં જાય તેને આગળના ખાનામાં મૂકી ચળીત કુંડળી કહાડવી.

જન્મ કુંડળી વખતે જે લગ્ન સિદ્ધ કરી જન્મકુંડળીમાં રાશીઓ ગોઠવેલી હોય છે તે રાશીઓ તો ચળીત કુંડળીમાં પણ કાયમ રહે છે માત્ર ગ્રહ ઉપર પ્રમાણે ગણત્રી કરતાં જો ચળીને આગલી કે પાછલી બીજી રાશીમાં જતો હોય તો ત્યાં મૂકી ચળીત કુંડળી પૂરી કરવી. જેમકેઃ—

ઉપરની જન્મકુંડળીમાં લગ્ન ૧૮ અંશે છે. હવે જો સૂર્ય, ચંદ્ર, કે બુધ વિગેરે ગ્રહો તે વખતે જે રાશીમાં હોય, તે રાશીના ૨૨ અંશે હોય તો ૧૮ કરતાં ૧૫ વધારે એટલે જ્યાં સુધી તેત્રીસ અંશે ન આવે ત્યાં સુધી ગ્રહ ચળી આગળની રાશીમાં જાય નહિ અને જન્મ લગ્ન ૧૮ કરતાં ૧૫ ઓછા એટલે ૩૩ કરતાં ઓછા અંશે હોય નહિ ત્યાં સુધી ગ્રહ ચળીને પાછલા ખાનામાં પાછલી રાશીમાં જાય નહિ એવી રીતે સમજી ચળીત કુંડળી બનાવવી.

જન્મ કુંડળી નીચે દરેક ગ્રહ કઇ રાશીનો છે તેનો તથા કેટલા અંશ છે તેનો કોઠો આપવામાં આવે છે તે એવી રીતે કે સૂર્ય મીન રાશીનો ૧૫ અંશ છે એટલે મથાળે સૂર્ય મૂકી તળે મીન રાશી પહેલાંની કુંભ રાશીનો ૧૧ મો આંકડો મૂકી તળે ૧૫ અંશ મૂકવા એટલે કુંભ રાશી ૧૧મી પુરી થઇ તે પછીની મીન રાશીના ૧૫ અંશે સૂર્ય છે એમ સમજવું. એવી રીતે દરેક ગ્રહ જે રાશીમાં હોય તે પહેલાંની રાશીનો અંક મૂકી તળે અંશનો આંકડો મૂકવો ને મથાળે ગ્રહનો આંકડો મૂકવો. એવી રીતે જેમ પંચાંગની કુંડળી તળે કોઠો કહાડવામાં આવે છે તેવી રીતે ગ્રહ તળે રાશીનો અંશ મૂકી કોઠો કાઢવો.

ઉપર પ્રમાણે જન્મ વખતની ઘડી પળ ઉપરથી તે વખતે કયો ગ્રહ કઇ રાશીમાં છે તે નક્કી કરી તેની કુંડળી કહાડવી તેને જન્મ કુંડળી કહે છે ને તે પછી તે ગ્રહો ચળીને બીજે જાય છે કે કેમ તે ઉપરની રીતે ગણીને નક્કી કરી તેની કુંડળી કહાડવી તેને ચળીત કુંડળી કહે છે.

લગ્ન પત્રુ આ સાથેના પાનમાં આપ્યું છે.

| અંશ. | ૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| મેષ. | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૪ | ૪ |
| | ૦ | ૭ | ૧૫ | ૨૩ | ૩૧ | ૩૯ | ૪૭ | ૫૫ | ૪ | ૩ | ૨૧ | ૩૦ | ૩૯ | ૪૮ | ૫૭ | ૬ | ૧૫ | ૨૩ | ૩૨ | ૪૧ | ૫૦ | ૫૯ | ૮ | ૧૭ | ૨૬ | ૩૪ | ૪૩ | ૫૨ | ૧ | ૧૦ |
| વરખ. | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૬ | ૬ | ૬ | ૬ | ૬ | ૬ | ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૯ |
| | ૧૯ | ૨૮ | ૩૬ | ૪૬ | ૪૫ | ૩ | ૧૨ | ૨૧ | ૩૧ | ૪૧ | ૫૨ | ૨ | ૧૨ | ૨૩ | ૩૩ | ૪૩ | ૫૪ | ૪ | ૧૪ | ૨૪ | ૩૫ | ૪૫ | ૫૫ | ૬ | ૧૬ | ૨૬ | ૩૭ | ૪૭ | ૫૭ | ૭ |
| મિથુન. | ૯ | ૯ | ૯ | ૯ | ૯ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૧ | ૧૧ | ૧૧ | ૧૧ | ૧૧ | ૧૨ | ૧૨ | ૧૨ | ૧૨ | ૧૨ | ૧૨ | ૧૩ | ૧૩ | ૧૩ | ૧૩ | ૧૩ | ૧૪ | ૧૪ | ૧૪ | ૧૪ |
| | ૧૮ | ૨૮ | ૩૮ | ૪૯ | ૫૯ | ૯ | ૨૦ | ૩૦ | ૪૧ | ૫૨ | ૪ | ૧૫ | ૨૬ | ૩૭ | ૪૮ | ૦ | ૧૧ | ૧૨ | ૩૩ | ૪૫ | ૫૬ | ૭ | ૧૮ | ૩૦ | ૪૧ | ૫૨ | ૩ | ૧૪ | ૨૬ | ૩૭ |
| કર્ક | ૧૪ | ૧૪ | ૧૫ | ૫ | ૧૫ | ૧૫ | ૧૫ | ૧૬ | ૧૬ | ૧૬ | ૧૬ | ૧૬ | ૧૭ | ૧૭ | ૧૭ | ૧૭ | ૧૭ | ૧૭ | ૧૮ | ૧૮ | ૧૮ | ૧૮ | ૧૮ | ૧૯ | ૧૯ | ૧૯ | ૧૯ | ૧૯ | ૧૯ | ૨૦ |
| | ૪૮ | ૫૯ | ૧૧ | ૨૨ | ૩૩ | ૪૪ | ૫૬ | ૭ | ૧૮ | ૨૯ | ૪૦ | ૫૧ | ૨ | ૧૩ | ૨૪ | ૩૫ | ૪૬ | ૫૭ | ૯ | ૨૦ | ૩૧ | ૪૨ | ૫૩ | ૪ | ૧૫ | ૨૬ | ૩૭ | ૪૮ | ૪૯ | ૧૦ |
| સિંહ | ૨૦ | ૨૦ | ૨૦ | ૨૦ | ૨૧ | ૨૧ | ૨૧ | ૨૧ | ૨૧ | ૨૨ | ૨૨ | ૨૨ | ૨૨ | ૨૨ | ૨૨ | ૨૩ | ૨૩ | ૨૩ | ૨૩ | ૨૩ | ૨૩ | ૨૪ | ૨૪ | ૨૪ | ૨૪ | ૨૪ | ૨૫ | ૨૫ | ૨૫ | ૨૫ |
| | ૨૧ | ૩૨ | ૪૩ | ૫૫ | ૬ | ૧૭ | ૨૮ | ૩૯ | ૪૯ | ૦ | ૧૧ | ૨૧ | ૩૨ | ૪૩ | ૫૩ | ૪ | ૧૫ | ૨૫ | ૩૬ | ૪૬ | ૫૭ | ૮ | ૧૮ | ૨૯ | ૪૦ | ૫૦ | ૧ | ૧૧ | ૨૨ | ૩૩ |
| કન્યા | ૨૫ | ૨૫ | ૨૬ | ૨૬ | ૨૬ | ૨૬ | ૨૬ | ૨૬ | ૨૭ | ૨૭ | ૨૭ | ૨૭ | ૨૭ | ૨૮ | ૨૮ | ૨૮ | ૨૮ | ૨૮ | ૨૮ | ૨૯ | ૨૯ | ૨૯ | ૨૯ | ૨૯ | ૨૯ | ૩૦ | ૩૦ | ૩૦ | ૩૦ | ૩૦ |
| | ૪૩ | ૫૪ | ૫ | ૧૫ | ૨૬ | ૩૭ | ૪૭ | ૫૮ | ૮ | ૧૯ | ૩૦ | ૪૦ | ૫૧ | ૨ | ૧૨ | ૨૩ | ૩૪ | ૪૪ | ૫૫ | ૫ | ૧૬ | ૨૭ | ૩૭ | ૪૮ | ૫૯ | ૯ | ૨૦ | ૩૦ | ૪૧ | ૫૨ |
| તુલા. | ૩૧ | ૩૧ | ૩૧ | ૩૧ | ૩૧ | ૩૧ | ૩૨ | ૩૨ | ૩૨ | ૩૨ | ૩૨ | ૩૩ | ૩૩ | ૩૩ | ૩૩ | ૩૩ | ૩૩ | ૩૪ | ૩૪ | ૩૪ | ૩૪ | ૩૪ | ૩૫ | ૩૫ | ૩૫ | ૩૫ | ૩૫ | ૩૫ | ૩૬ | ૩૬ |
| | ૨ | ૧૩ | ૨૪ | ૩૪ | ૪૫ | ૫૬ | ૬ | ૧૭ | ૨૮ | ૩૯ | ૫૦ | ૧ | ૧૨ | ૨૩ | ૩૪ | ૪૫ | ૫૬ | ૭ | ૧૯ | ૩૦ | ૪૧ | ૫૨ | ૩ | ૧૪ | ૨૫ | ૩૬ | ૪૭ | ૫૮ | ૯ | ૨૦ |
| વૃશ્ચિક | ૩૬ | ૩૬ | ૩૬ | ૩૭ | ૩૭ | ૩૭ | ૩૭ | ૩૭ | ૩૮ | ૩૮ | ૩૮ | ૩૮ | ૩૮ | ૩૮ | ૩૯ | ૩૯ | ૩૯ | ૩૯ | ૩૯ | ૪૦ | ૪૦ | ૪૦ | ૪૦ | ૪૦ | ૪૧ | ૪૧ | ૪૧ | ૪૧ | ૪૧ | ૪૧ |
| | ૪૧ | ૪૨ | ૫૩ | ૫ | ૧૬ | ૨૭ | ૩૮ | ૪૯ | ૦ | ૧૧ | ૨૩ | ૩૪ | ૪૫ | ૫૬ | ૭ | ૧૯ | ૩૦ | ૪૧ | ૫૨ | ૪ | ૧૫ | ૨૬ | ૩૭ | ૪૯ | ૦ | ૧૧ | ૨૨ | ૩૩ | ૪૫ | ૫૬ |
| ધન. | ૪૨ | ૪૨ | ૪૨ | ૪૨ | ૪૨ | ૪૩ | ૪૩ | ૪૩ | ૪૩ | ૪૩ | ૪૩ | ૪૪ | ૪૪ | ૪૪ | ૪૪ | ૪૪ | ૪૪ | ૪૫ | ૪૫ | ૪૫ | ૪૫ | ૪૫ | ૪૬ | ૪૬ | ૪૬ | ૪૬ | ૪૬ | ૪૬ | ૪૭ | ૪૭ |
| | ૭ | ૧૮ | ૩૦ | ૪૧ | ૫૨ | ૩ | ૧૫ | ૨૬ | ૩૬ | ૪૬ | ૫૭ | ૭ | ૧૭ | ૨૮ | ૩૮ | ૪૮ | ૫૯ | ૯ | ૧૯ | ૨૯ | ૪૦ | ૫૦ | ૦ | ૧૧ | ૨૧ | ૩૧ | ૪૨ | ૫૨ | ૨ | ૧૨ |
| મકર. | ૪૭ | ૪૭ | ૪૭ | ૪૭ | ૪૮ | ૪૮ | ૪૮ | ૪૮ | ૪૮ | ૪૮ | ૪૯ | ૪૯ | ૪૯ | ૪૯ | ૪૯ | ૪૯ | ૪૯ | ૫૦ | ૫૦ | ૫૦ | ૫૦ | ૫૦ | ૫૦ | ૫૦ | ૫૧ | ૫૧ | ૫૧ | ૫૧ | ૫૧ | ૫૧ |
| | ૨૩ | ૩૩ | ૪૩ | ૫૪ | ૪ | ૧૪ | ૨૫ | ૩૫ | ૪૪ | ૫૩ | ૧ | ૧૦ | ૧૯ | ૨૮ | ૩૭ | ૪૬ | ૫૫ | ૩ | ૧૨ | ૨૧ | ૩૦ | ૩૯ | ૪૮ | ૫૭ | ૬ | ૧૪ | ૨૩ | ૩૨ | ૪૧ | ૫૦ |
| કુંભ. | ૫૧ | ૫૨ | ૫૨ | ૫૨ | ૫૨ | ૫૨ | ૫૨ | ૫૩ | ૫૩ | ૫૩ | ૫૩ | ૫૩ | ૫૩ | ૫૩ | ૫૩ | ૫૪ | ૫૪ | ૫૪ | ૫૪ | ૫૪ | ૫૪ | ૫૪ | ૫૪ | ૫૫ | ૫૫ | ૫૫ | ૫૫ | ૫૫ | ૫૫ | ૫૫ |
| | ૫૯ | ૮ | ૧૬ | ૨૫ | ૩૪ | ૪૩ | ૫૨ | ૧ | ૯ | ૧૭ | ૨૫ | ૩૨ | ૪૦ | ૪૮ | ૫૬ | ૪ | ૧૨ | ૨૦ | ૨૮ | ૩૬ | ૪૪ | ૫૧ | ૫૯ | ૭ | ૧૫ | ૨૩ | ૩૧ | ૩૯ | ૪૭ | ૫૫ |
| મીન | ૫૬ | ૫૬ | ૫૬ | ૫૬ | ૫૬ | ૫૬ | ૫૬ | ૫૬ | ૫૭ | ૫૭ | ૫૭ | ૫૭ | ૫૭ | ૫૭ | ૫૭ | ૫૭ | ૫૮ | ૫૮ | ૫૮ | ૫૮ | ૫૮ | ૫૮ | ૫૮ | ૫૮ | ૫૯ | ૫૯ | ૫૯ | ૫૯ | ૫૯ | ૫૯ |
| | ૩ | ૧૦ | ૧૮ | ૨૬ | ૩૪ | ૪૨ | ૫૦ | ૫૮ | ૬ | ૧૮ | ૨૨ | ૨૯ | ૩૭ | ૪૫ | ૫૩ | ૧ | ૯ | ૧૭ | ૨૫ | ૩૩ | ૪૧ | ૪૮ | ૫૬ | ૪ | ૧૨ | ૨૦ | ૨૮ | ૩૬ | ૪૪ | ૫૨ |

**સમજુતી**—ઉપર લખેલા લગ્નપત્ર ઉપરથી ગમે તે વખતનું લગ્ન કહાડી શકાય છે. તે એવી રીતે કે જે દીવસે જેટલી ઘડી પળ ઉપરનુ લગ્ન લાવવું હોય તે દીવસનો પંચાંગમાંના ભાગપત્રમાંથી સૂર્ય જોવો. તે અમાસનો કે પુનેમનો હોય છે પણ તે કરતાં જેટલા ઓછાવત્તા દીવસ થયા હોય તે

પ્રમાણે સૂર્યમાંથી તેના અંશ ઓછાવતાં કરી પછી જેટલી રાશિ અને જેટલા અંશ નક્કી થાય તે ઉપરથી આ લગ્નપત્રમાં જોઇએ તેટલી રાશિ અને તેટલા ઉપર મથાળે લખેલા અંશના કોઠામાંથી ઘડી, પળ તથા વિપળ એક પાટી ઉપર લખી રાખવાં. પછી જે વખતનું લગ્ન સિદ્ધ કરવું હોય, તે વખત સુધી સૂર્યોદયથી ગયેલી ઘડીઓ પેલી ઘડીઓમાં જોડી દેવી. પછી જે સરવાળો આવે તેની બરોબર જે કોઠામાં ઘડી પળ હોય તે કોઠાની ડાબી બાજુની રાશિ અને તેને મથાળે લખેલા અંશ જેટલું લગ્ન જાણવું. ઉદાહરણ– વરખ રાશિના ૨૫ અંશનો સૂર્ય છે અને સૂર્યોદયથી ૧૦ ઘડી, ૨૫ પળ, વખતે લગ્ન સાધવું છે તો લગ્નપત્રમાંથી વરખ રાશિના ૨૫ અંશના કોઠામાં ઘડી ૮, પળ ૨૬, તેમાં ૧૦ ઘડી, ૨૫ પળ. ત્યારે ૧૮ ઘડી, ૫૨ પળ તે કર્ક રાશિના બાવીશમા અંશના કોઠાની લગભગ છે. માટે તે વખતે કર્ક રાશિના બાવીશ અંશનું લગ્ન નક્કી થયું એમ જાણવું.

## અંગ્રેજી અને સંસ્કૃત જન્મ પત્રિકામાં ફેરફાર.

જન્મકુંડળીમાં ૧ લા ભુવન એટલે જન્મ લગ્ને જે રાશી પડેલી હોય અને તેમાં કોઇ ગ્રહ ન હોય તો તે રાશીના ગુણ, રૂપ, રંગ જેવો તે માણસ હોવો જ જોઇએ અને જો કોઇ ગ્રહ તેમાં બેઠેલો હોય તો તે ગ્રહ અને રાશી બન્નેના રૂપ રંગવાળો તે હોવો જોઇએ. જો તેમાં ઘણા ગ્રહો બેઠેલા હોય તો તેમાં ઉચ ગ્રહ અને રાશીના જેવો તે હોવો જોઇએ.

જો તે પ્રમાણે રૂપ રંગ ન મળે તો તે રાશીના જેટલા અંશ હોય તેમાં ૨૨–૩૩' અંશ ઉમેરતાં જે રાશી આવે તે રાશીના જેવા રૂપ રંગવાળો તે હોવો જોઇએ.

ગુજરાતી ગ્રહને અંગ્રેજી ગ્રહમાં ફેરવવા માટે ૨૨–૩૫ અંશ ઉમેરવા જોઇએ.

જેમકે કોઈ માણસની જન્મકુંડળીમાં પહેલા ભુવને ૧૦ નો આંક હોય તો દશમી રાશી મકરનું જન્મ લગ્ન જાણવું. હવે એ મકર રાશીના અંશ જન્મ કાળે જો સાતની અંદર હોય તો તે માણસ મકર રાશીના રૂપ રંગનોજ હોય પણ સાત અંશથી વધારે અંશની હોય તો તેમાં ૨૨–૩૫ ઉમેરતાં તેનો કુંભરાશીના કેટલાક અંશે જન્મ જાણવો, એટલે તે માણસનો રૂપ રંગ કુંભરાશીના રૂપરંગ જેવોજ જાણવો.

જો તે સખસ તેવો ન માલુમ પડે તો તેના જેવો દેખાવ હોય

તે ૧ લા ભુવનની જે રાશી હોય તેનો સ્વામી જે રાશીમાં પડ્યો હોય તેના જેવા દેખાવનો તે હોય, અને તેમ પણ ન હોયતો જન્મ પત્રિકા ખોટી હોય અથવા જન્મ ઘડીમાં ફેર હોય એમ જાણવું.

ગુજરાતી ટપકો અંગ્રેજી રીતે જોવા માટે—જન્મ કુંડળીમાં જન્મ લગ્ન કોઈ પણ રાશીનું એકથી પાંચ અંશની અંદર હોય અથવા કોઈ પણ રાશીનું ૨૬ થી ૩૦ અંશની અંદર હોય તો જરૂર ઉપર પ્રમાણે વિચાર કરીને રાશીનું બળ જાણવું, અને તે પ્રમાણે તે માણસનો રૂપ, રંગ, ગુણ, ખામી ઓળખવી.

એજ પ્રમાણે બીજા ભુવનોમાં અંશ પણ જોઈ જો ૨૨-૩૫ અંશ ઉમેરીને પછી જ ભુવનનું બળ જોવું.

જેમકે કોઈ માણસનો જન્મ મિથુન રાશીના છેલ્લા અંશમાં ૨૭થી ૩૦ લગીમાં થયો હોય તો તે માણસ ઘણું કરીને તેની પછીનો કર્કરાશીને લગતા ગુણોવાળો હોય, તેમજ એકથી પાંચ અંશની અંદર કર્ક રાશીમાં જન્મ થયો હોય તો તે માણસનામાં કર્કરાશીના સહેજસાજ ગુણો ઉપરાંત મિથુન રાશીના મુખ્ય ભાગે ગુણ દોષ હોવા જોઈએ.

---

## જન્મકુંડળીના દરેક ભાવમાં શું શું ફળ જોવામાં આવે છે.

પહેલો ભાવ અથવા લગ્ન જેને તનભુવન કહેવામાં આવે છે તેમાં—શરીરનું રૂપ-રંગ-જાત-ઉમરનું પ્રમાણ તથા સુખ અને દુઃખ જોવામાં આવે છે.

બીજો ભાવ જેને ધનભુવન કહે છે તેમાં—ધન તથા કુટુંબ સંબંધી જોવામાં આવે છે.

ત્રીજો ભાવ જેને ભ્રાતૃ ભુવન કહે છે તેમાં—પોતાના પ્રાક્રમ સંબંધી, પોતાની આજીવિકા સંબંધી તથા ભાઈ, બહેન અને ચાકર સંબંધી જોવાય છે.

ચોથો ભાવ જેને મિત્રભુવન કહે છે તેમાં—મિત્ર વિષે, માતા વિષે, વાહન અને પશુ વિષે, સ્થાન વિષે અને ખેતર વિષે જોવામાં આવે છે.

પાંચમો ભાવ જેને પુત્રભુવન કહે છે તેમાં—સંતાન, મંત્ર, ગર્ભ, બુદ્ધિ, વિદ્યા અને સ્થિતિ વિષે જોવામાં આવે છે.

છઠો ભાવ જેને શત્રુભુવન કહે છે તેમાં—ચોરી શત્રુ, રો અને મોશાળના સુખ દુઃખ વિષે જોવાય છે.

સાતમો ભાવ જેને સ્ત્રીભુવન કહે છે તેમાં—સ્ત્રી વિષે, મુસ ફરી વિષે, વેપાર વિષે તથા દાંત વિષે જોવાય છે.

આઠમો ભાવ જેને મૃત્યુભુવન—કહે છે તેમાં—કષ્ટવિષે, ગૃ સ્થાન વિષે, તરવા વિષે અને હથીઆર બાંધવા વિષે જોવાય છે.

નવમો ભાવ જેને ધર્મભુવન કહે છે તેમાં ધર્મ, તિર્થયાત્ર અને તપશ્ચર્યા વિષે જોવાય છે.

દશમો ભાવ જેને ભાગ્યભુવન કહે છે તેમાં રાજ્યદ્વારનુ વેપારનું તથા પિતાનું સુખ દુઃખ જોવાય છે,

અગીઆરમો ભાવ જેને લાભભુવન કહે છે તેમાં હાથ ઘોડા, સુખપાલ, વસ્ત્ર, ઘરેણાનું સુખ તથા દુઃખ જોવાય છે.

બારમો ભાવ જેને ખર્ચ ભુવન કહે છે તેમાં હાની, દં ડેહ, દાન, ખર્ચ તથા નેત્ર એટલી બાબત જોવાય છે.

---

## પ્રકરણ ૨૬ મું.

### હોરા, નવમાંશ વિગેરે કુંડળીઓ બેસાડવાની રીત.

#### હોરા કુંડળી બનાવવાની રીત.

હોરા સૂર્ય ચંદ્રની ગણાય છે. 'હો' એટલે દિવસ અને 'રા એટલે રાત્રિ મળી હોરા એવું નામ દિવસ અને રાત્રી મળી પડે છે

હોરા કુંડળીમાં કર્ક અથવા સિંહરાશી સિવાય બીજું લગ બેસતુંજ નથી અને જે ગ્રહો બેસે છે તે પણ તે બે રાશી માં બેસે છે.

જન્મ કુંડળીમાં એકીરાશીનું પંદર અંશની અંદરનું લગ્ હોય તો હોરા કુંડળીમાં લગ્ને સૂર્યરાશીનું લગ્ન બેસાડવું.

પણ પંદર અંશથી વધારે અંશનું હોય તે ચંદ્રની કર્ક રાશ નું લગ્ન—હોરા કુંડળીના લગ્ને બેસાડવું.

જન્મકુંડળીમાં બેકી રાશીનું પંદર અંશની અંદરનું લગ્ન હો તો હોરા કુંડળીમાં કર્ક રાશીનું લગ્ન બેસાડવું.

પણ પંદર અંશથી વધારે અંશનું લગ્ન હોય તો સિંહરાશીનું લગ્ન જન્મ કુંડળીમાં બેસાડવું.

હોરા કુંડળીમાં જે રાશીનું લગ્ન આવે તે રાશી પછીની રાશિના અંક હોરા કુંડળીના લગ્ન પછીના બીજે ભાવોએ અનુક્રમે લખવા.

ગ્રહો પણ ઉપરની કર્ક તથા સિંહ રાશીમાંજ બેસવાના તે પણ ઉપરના નિયમ પ્રમાણે બેસાડવા.

જન્મ કુંડળીમાં એકી રાશીના જે ગ્રહ હોય તે ગ્રહ પંદર અંશની અંદર હોય તો સિંહરાશીના ભુવનમાં અને પંદર અંશથી વધારે અંશના હોય તો કર્ક રાશીના ભુવનમાં બેસાડવા.

જન્મકુંડળીમાં બેકી રાશીના જે ગ્રહ હોય તે ગ્રહ પંદર અંશની અંદર હોય તો કર્ક રાશીના સ્થાનમાં અને પંદર અંશની ઉપરના હોય તો સિંહ રાશિના સ્થાનમાં બેસાડવા.

આ પ્રમાણે જે કુંડળી થાય છે તેને હોરા કુંડળી કહે છે. તેમાં મુખ્યત્વે કરીને ધનનું સુખ જોવામાં આવે છે.

## દ્રેષ્કાંણ કુંડળી બનાવવાની રીત.

### રાશી બેસાડવાની રીત.

જન્મકુંડળીમાં જે રાશીનું લગ્ન હોય તે રાશીનું લગ્ન દશ અંશની અંદર હોય તો તેજ રાશીનું લગ્ન દ્રેષ્કાંણ કુંડળીમાં બેસાડવું. પણ તે લગ્ન ૧૦ અંશથી ૨૦ અંશ સુધીનું હોય તો તે લગ્નની રાશીથી પાંચમી રાશીનું લગ્ન બેસાડવું, અને વીસ અંશથી ત્રીસ અંશ સુધીનું હોય તો તે લગ્નની રાશીથી નવમી રાશીનું લગ્ન બેસાડવું.

એવી રીતે જે લગ્ન આવે તે લગ્નની રાશી પછીની રાશી અનુક્રમે દરેક ભાવમાં બેસાડવી.

### ગ્રહો બેસાડવાની રીત.

જન્મ વખતે જે ગ્રહ દસ અંશની અંદર હોય તે ગ્રહ જન્મ કુંડળીમાં જે રાશીમાં બેઠો હોય તેજ રાશીમાં દ્રેષ્કાંણ કુંડળીમાં પણ બેસાડવો.

જન્મ વખતે જે ગ્રહ દશ અંશથી વીસ અંશ સુધીનો હોય તે ગ્રહ જન્મ કુંડળીમાં જે રાશીમાં બેઠો હોય તે રાશીથી પાંચમી રાશીના સ્થાનમાં દ્રેષ્કાંણ કુંડળીમાં બેસાડવો.

જન્મ વખતે વીસ અંશથી ત્રીસ અંશની અંદર જે ગ્રહ હોય તે ગ્રહ જે રાશીમાં જન્મકુંડળીમાં બેઠો હોય તે રાશીથી નવમ રાશીના સ્થાનમાં બેસાડવો.

ઉપર પ્રમાણે રાશી તથા ગ્રહો બેસાડવા તેને દ્રષ્કાણકુંડળી કહે છે. તેમાં મુખ્યત્વે કરીને ભાઈઓનું સુખ દુઃખ જોવાય છે.

## સપ્તમાંશ કુંડળી બનાવવાની રીત.

સપ્તમાંશ કુંડળી બનાવવા માટે ૩૦ અંશની એક રાશી હોય છે. તેના સાત ભાગ નિચે પ્રમાણે કરવા.

### રાશી બેસાડવાની રીત.

| ખાનાની સંખ્યા | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
|---|---|---|---|---|---|---|---|
| અંશ | ૪ | ૮ | ૧૨ | ૧૭ | ૨૧ | ૨૫ | ૨૯ |
| કળા | ૧૭ | ૩૪ | ૫૧ | ૮ | ૨૫ | ૪૨ | ૫૯ |

જન્મ કુંડળીમાં જે રાશીનું લગ્ન હોય તે એકી રાશીનું હો તો તે લગ્ન જે રાશીનું હોય તે રાશીના અંશ તથા કળાનો ઉપરના કોષ્ટકના કયા ખાનાના અંશ તથા કળામાં સમાવેશ થાય છે તે જોવુ જે ખાનામાં સમાવેશ થતો હોય તે ખાનાની મથાળાની સંખ્યા, જે રાશીનું લગ્ન જન્મકુંડળીમાં હોય તે રાશીના અંકમાં ઉમેરતાં જે રાશી આવે તે રાશીનું લગ્ન સપ્તમાંશ કુંડળીમાં બેસાડવું.

જન્મકુંડળીમાં બેકીરાશીનું લગ્ન હોય તો તેના અંશ અને કળા ઉપરના કોષ્ટકના જે ખાનામાં સમાય તે ખાનાની સંખ્યા તથા સાતનો સરવાળો કરી જે આવે તે જન્મ કુંડળીના લગ્નની રાશીના અંકમાં ઉમેરતાં જે રાશી આવે તે રાશીનું લગ્ન સપ્તમાંશ કુંડળીના લગ્નમાં બેસાડવું. અને છેવટે જે રાશી લગ્નમાં બેસે તે રાશી પછીના રાશીઓ અનુક્રમે દરેક ભાવમાં બેસાડવી.

### ગ્રહો બેસાડવાની રીત.

ગ્રહોની પણ એજ રીત છે જેમ કેઃ—

જન્મકુંડળીમાં એકીરાશીના સ્થાનમાં જે ગ્રહ બેઠો હોય ગ્રહના અંશ તથા કળાનો ઉપરના કોઠામાં જે અંશ તથા કળામ

સમાવેશ થાય તે અંશ તથા કળાના ખાનાની સંખ્યા તે ગ્રહ જન્મ કુંડળીમાં જે રાશીમાં બેઠો હોય તે રાશીની સંખ્યા ઉમેરતાં જે રાશી આવે તે રાશીમાં તે ગ્રહો આ કુંડળીમાં બેસાડવા.

પણ બેકીરાશીના સ્થાનમાં કોઇ ગ્રહ બેઠો હોય તો ઉપર પ્રમાણે તે ગ્રહના અંશ તથા કળાનો ઉપરના કોષ્ટકના જે ખાનાના અંશ તથા કળામાં સમાવેશ થાય તે ખાનાની સંખ્યામાં સાત ઉમેરી જે સંખ્યા આવે તે, જન્મ કુંડળીમાં તે ગ્રહ જે રાશીમાં બેઠો હોય તે રાશીમાં ઉમેરતાં જે રાશી આવે તે રાશીમાં તે ગ્રહ આ કુંડળીમાં બેસાડવો.

ઉપર પ્રમાણે રાશી તથા ગ્રહો બેસાડી જે કુંડળી બનાવવામાં આવે છે તેને સપ્તમાંશકુંડળી કહેવામાં આવે છે. આ કુંડળીમા સંતાનનું સુખદુઃખ જોવાય છે.

## નવમાંશ કુંડળી બનાવવાની રીત.

નવમાંશ કુંડળી બનાવવા માટે એકરાશી ત્રીસ અંશની હોય છે. તેના નીચે પ્રમાણે નવ ભાગનું એક કોષ્ટક બનાવવું.

| સંખ્યા | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| અંશ. | ૩ | ૬ | ૧૦ | ૧૩ | ૧૬ | ૨૦ | ૨૩ | ૨૬ | ૩૦ |
| કળા | ૨૦ | ૪૦ | ૦ | ૨૦ | ૪૦ | ૦ | ૨૦ | ૪૦ | ૦ |

આગલા પ્રકરણ ૧૭ માં પાન ૧૫૯ માં બારે રાશીની ચળ, સ્થિર, અને દ્વિસ્વભાવ રાશી આપેલી છે તે ઉપરથી અમુક રાશી કઇ રાશીમાં છે તે જોવું.

જન્મકુંડળીમાં જે રાશીનું લગ્ન હોય તે રાશી ચળ રાશી હોય તો:—

તે રાશીના જે અંશ તથા કળા હોય તે અંશ તથા કળાનો ઉપરના કોષ્ટકમાં જે ખાનામાં સમાવેશ થાય તે ખાનાની સંખ્યા જન્મકુંડળીના લગ્નની રાશીમાં ઉમેરતાં જે રાશી આવે તે રાશીનું લગ્ન નવમાંશકુંડળીમાં બેસાડવું.

જન્મકુંડળીમાં લગ્ને જે રાશી હોય તે સ્થિર રાશી હોય તો:—લગ્નની રાશીના અંશ તથા કળાનો ઉપરના કોષ્ટકમાં જે ખાનાનાં અંશ તથા કળામાં સમાવેશ થાય તે ખાનાની સંખ્યામાં નવ ઉમેરી જે આવે તે જન્મ કુંડળીમાં લગ્નની રાશીમાં ઉમેરતાં જે રાશી આવે તે નવમાંશ કુંડળીમાં લગ્ને મુકવી.

જન્મ કુંડળીના લગ્નની રાશી દ્વિસ્વભાવ રાશી હોય તો:—લગ્નની રાશીના અંશ તથા કળાનો ઉપરના કોષ્ટકના જે ખાનાના અંશ તથા કળામાં સમાવેશ થતો હોય તે ખાનાની સંખ્યામાં પાંચ ઉમેરતાં જે રાશી આવે તે નવમાંશ કુંડળીના લગ્નમાં મુકવી.

આવી રીતે લગ્નમાં જે રાશી આવે તે રાશી પછીની રાશીઓ અનુક્રમે દરેક ભાવમાં બેસાડવી.

### ગ્રહ બેસાડવાની રીત.

જન્મ કુંડળીની જે રાશીના સ્થાનમાં જે ગ્રહ બેઠો હોય તે ગ્રહના અંશ તથા કળાનો, ઉપરના કોષ્ટકના જે ખાનાના અંશ તથા કળામાં સમાવેશ થતો હોય તે ખાનાની સંખ્યામાં જે રાશીના સ્થાનમાં તે બેઠો હોય તે રાશી ચરરાશી હોય તો તે રાશીની સંખ્યા ઉમેરતાં જે રાશી આવે તે રાશીના સ્થાનમાં તે ગ્રહ મુકવો, પણ જન્મ કુંડળીમાં તે ગ્રહ જે રાશીમાં બેઠો હોય તે રાશી સ્થિર રાશીની હોય તો, ઉપર પ્રમાણે જે સંખ્યા આવે તેમાં નવ વધારે ઉમેરવા અને દ્વિસ્વભાવ રાશીમાં તે ગ્રહ બેઠો હોય તો ઉપરની સંખ્યા આવે તેમાં પાંચ વધારે ઉમેરતાં જે રાશી આવે તે રાશીના સ્થાનમાં તે ગ્રહ મુકવો.

આ પ્રમાણે રાશીઓ તથા ગ્રહો મુકી જે કુંડળી બનાવવામાં આવે છે તેને નવમાંસ કુંડળી કહેવામાં આવે છે. તેમાં સ્ત્રી બાબતનું સુખ તથા દુઃખ જોવાય છે.

### દ્વાદશાંશ કુંડળી બનાવવાની રીત.

એક રાશીના બાર ભાગ નીચે પ્રમાણે કરવા.

| ખાનાની સંખ્યા | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| અંશ | ૨ | ૫ | ૭ | ૧૦ | ૧૨ | ૧૫ | ૧૭ | ૨૦ | ૨૨ | ૨૫ | ૨૭ | ૩૦ |
| કળા | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ |

ભાવસંબંધીના કોઠામાં લગ્ન જેટલા અંશનું હોય તેટલા અંશનો ઉપરના કોષ્ટકના જે ખાનામાં સમાવેશ થાય તે ખાનાની સંખ્યા સુધી લગ્નની રાશીથી ગણતાં જે રાશી આવે તે રાશીનું લગ્ન આ કુંડળીમાં બેસાડવું.

વળી સ્પષ્ટગ્રહ ચક્રના કોઠામાં જે ગ્રહ જે રાશીના જે અંશનો હોય તે અંશનો ઉપરના કોઠામાં જે ખાનામાં સમાવેશ થાય તે ખાનાની સંખ્યા સુધી તે રાશીથી ગણતાં જે રાશી આવે તે રાશીમાં તે ગ્રહ આ કુંડળીમાં મુકવો આ કુંડળીમાં માતાપિતાનું સુખ દુઃખ જોવાય છે.

---

## ત્રીશાંશ કુંડળી બનાવવાની રીત.

એક રાશીના એક એકી રાશીનો અને બીજો બેકી રાશીનો એમ બે કોઠા કરવા.

### એકી રાશીનો કોઠો.

| ગ્રહ | મંગળ | શની | ગુરૂ | બુધ | શુક્ર |
|---|---|---|---|---|---|
| અંશ | ૫ | ૫ | ૮ | ૭ | ૫ |

### બેકી રાશીનો કોઠો.

| ગ્રહ | શુક્ર. | બુધ. | ગુરૂ. | શની. | શુક્ર. |
|---|---|---|---|---|---|
| અંશ | ૫ | ૭ | ૮ | ૫ | ૫ |

જન્મ કુંડળીમાં એકી રાશીનું લગ્ન જેટલા અંશનું હોય તે અંશનો એકી રાશીના કોઠામાં જે ગ્રહના અંશમાં સમાવેશ થાય તે ગ્રહ જે જે રાશીનો સ્વામિ હોય તે રાશી પૈકી જે એકી રાશી હોય તે રાશીનું લગ્ન આ કુંડળીમાં બેસાડી પછીથી દરેક સ્થાનમાં એક પછી એક રાશી બેસાડવી.

જન્મકુંડળીમાં જે ગ્રહો એકી રાશીના હોય તે તે ગ્રહોની રાશીના અંશનો ઉપરના જે ગ્રહના કોઠામાં સમાવેશ થાય તે ગ્રહ જે રાશીનો અધિપતિ હોય તેમાં જે એકી રાશી હોય તે રાશીમાં તે ગ્રહ બેસાડવો.

બેકી રાશીના સંબંધમાં બેકી રાશીના કોષ્ટકમાં જોવું અને ઉપર પ્રમાણે જે ગ્રહના કોષ્ટકમાં સમાવેશ થતો હોય તે ગ્રહ જે રાશીનો અધિપતિ હોય તેમાં જે બેકી રાશી હોય તે રાશીનું લગ્ન બેસાડવું તથા ગ્રહના સંબંધમાં ઉપરની રીત પ્રમાણે જોઇ બેકી રાશીમાં ગ્રહ બેસાડવો,

---

## પ્રકરણ ૨૭ મું.

### જન્મોતરીમાં આવતી કુંડળીઓ ઉપરથી ભવિષ્ય જોવાની રીત—પ્રથમ સમજણ.

---

જન્મોતરીમાં આવતી કુંડળીઓ તે કુંડળીઓમાંના ભાવ(સ્થાન)માં પડેલા ગ્રહો તથા રાશીઓ ઉપરથી દરેક માણસના પ્રારબ્ધમાં શું શું સુખ દુઃખ મળશે તે જોઇ શકાય છે.

જે ભાવો પોતાના સ્વામી કે શુભ ગ્રહોના સમાગમ કે દ્રષ્ટિવાળા હોય તે ભાવો સંબંધી શુભ ફળ મળે, અને જે ભાવો પોતાના સ્વામી સિવાયના પાપગ્રહના સમાગમ કે દ્રષ્ટિવાળા હોય તે ભાવો સંબંધી દુઃખ મળે.

કોઇ સ્થાનમાં કોઇ ગ્રહ નઠારૂં ફળ આપે તેવો બેઠો હોય પણ તે ભેગો શુભગ્રહ હોય અગર તે ગ્રહને શુભ ગ્રહ દેખતો હોય તો અરધું નઠારૂં ફળ મળે, પણ પાપગ્રહ ભેગો બેઠો હોય અગર પાપ-ગ્રહની દૃષ્ટિ હોય તો બમણું નઠારૂં ફળ મળે.

કોઇ ભાવનો સ્વામિ લગ્ન થકી ૬—૮—૧૨ મા ભાવે હોય તો તે અથવા ૬ ઠા ૮ મા કે ૧૨ મા ભાવના સ્વામિઓ જે ભાવમાં બેઠા હોય તે ભાવનું સુખ જાણવું નહિ.

જે ભાવના સ્વામિ પોતાપોતાના ભાવ થકી ૨—૪—૫—૭—૯ અને ૧૦ મા સ્થાનમાં બેઠા હોય અને પાપગ્રહનો સમાગમ કે દૃષ્ટિ ન હોય પણ શુભગ્રહનો સમાગમ કે દૃષ્ટિ હોય તો તે ભાવ સંબંધી સર્વે સુખનો વધારો જાણવો.

## નિર્બળ ગ્રહ.

જે ભાવનો સ્વામિ અસ્તનો હોય, નીચ રાશીનો હોય, પોતાના શત્રુગ્રહની રાશીનો હોય, શુભગ્રહની દષ્ટિ કે સમાગમ સિવાયનો હોય, પાપગ્રહના સમાગમ કે દષ્ટિવાળો હોય અને તે ૬–૮ અને ૧૨ મા સ્થાનમાં બેઠો હોય કે તેને અશુભ સ્થાનના સ્વામિ સાથે બેઠો હોય તો તે ગ્રહ નિર્બળ ગ્રહ જાણવો. તે પોતાના રાશીવાળા ભાવના સુખનો નાશ કરે.

## બળવાન ગ્રહ.

જે ભાવનો સ્વામિ પોતાની રાશીનો, ઉચરાશીનો, પોતાના મિત્ર ગ્રહની રાશીનો, મુળ ત્રિકોણ રાશીનો, શુભસ્થાનમાં બેઠો હોય, અશુભ સ્થાનનો સ્વામિ ન હોય, અશુભ સ્થાનના સ્વામિ સાથે બેઠો ન હોય, શુભ ગ્રહના સમાગમ કે દષ્ટિવાળો હોય, ઉદયનો હોય અને કોઈ ગ્રહથી યુદ્ધમાં હારેલો ન હોય તો આ ગ્રહને બળવાન જાણવો.

બળવાન ગ્રહ પોતાની રાશીવાળાભાવનું ઘણું સુખ આપે,

સ્વગ્રહી—એટલે જે ગ્રહ પોતાની રાશીનો થઇને બેઠો હોય તે સ્વગ્રહી કહેવાય.

## પોતાની રાશીના એટલે સ્વગ્રહી ગ્રહ.

સુર્ય—સિંહની રાશીમાં એટલે જન્મ કુંડળીના ખાનામાં જ્યાં ૫ નો આંકડો હોય તે સ્થાને બેઠો હોય તો સ્વગ્રહી કહેવાય.

ચંદ્ર—કર્કરાશીનો હોય એટલે જન્મકુંડળીના સ્થાનમાં ૪ ના આંકવાળી રાશીમાં પડયો હોય તો સ્વગ્રહી કહેવાય.

મંગળ—મેષ કે વૃશ્ચિક રાશીના સ્થાનમાં એટલે ૧ કે ૮ ના આંકડાવાળા સ્થાનમાં પડયો હોય તો સ્વગ્રહી કહેવાય.

બુધ—મિથુન કે કન્યા રાશીનો એટલે ૩–૬ ના આંકવાળા સ્થાનમાં હોય તો સ્વગ્રહી કહેવાય.

ગુરુ—ધન (૯) કે મીન (૧૨) રાશીનો હોય તો સ્વગ્રહી કહેવાય.

શુકર—વરખ (૨) કે તુલા ૭ રાશીનો હોય તો સ્વગ્રહી.

શની—મકર (૧૦) કે કુંભ (૧૧)નો થઇ બેઠો હોય તો સ્વગ્રહી.

રાહુ —કન્યા (૬) રાશીનો થઈ બેઠો હોય તો સ્વગ્રહીકહેવાય.

સ્વગ્રહી—એટલે પોતાની રાશીના, ઉચ્ચના કે નીચના ગ્રહો ક્યા ક્યા છે તે પાન ૧૮૪ માં જોવું.

જે રાશીનો અધિપતિ જે ગ્રહ હોય તે ગ્રહની તે પોતાની રાશી સમજવી. જેમકે,

## ગ્રહોના સ્થાન કે ઘરની સમજણ.

સૂર્યનું ઘર—સિંહરાશીનો આંક જન્મ કુંડળીમાં જે સ્થાનમાં હોય તે, ચંદ્રનું ઘર કર્ક રાશીનો આંક જે સ્થાનમાં હોય તે, એવી રીતે દરેક ગ્રહનું ઘર કયું છે તે જાણવા માટે તે ગ્રહની રાશીનો આંક જન્મ કુંડળીમાં જે ખાનામાં પડયો હોય તે સમજવું.

૧ મેષ એટલે (૧) જન્મ કુંડળીમાં (૧) નો આંક હોય એટલે મેષરાશી હોય તે ખાનામાં મંગળ હોય તો તે સ્વગ્રહી એટલે પોતાની રાશીનો સમજવો અને સુર્ય હોય તો ઉચ્ચનો અને શની હોય તો નીચનો સમજવો.

૨ જન્મ કુંડળીના જે ખાનામાં (૨) નો આંકડો હોય એટલે વરખરાશીનો આંક પડયો હોય તે ખાનામાં શુક્ર પડયો હોય તો તે સ્વગ્રહી એટલે પોતાની રાશીનો સમજવો, ચંદ્ર હોય તો ઉચ્ચનો સમજવો.

૩ કુંડળીમાં જે ખાનામાં (૩) નો આંક લખ્યો હોય એટલે મિથુન રાશીનો આંકડો (૩) હોય તે ખાનામાં બુધ પડયો હોય તો તે સ્વગ્રહી કહેવાય અને રાહુ હોય તો તે ઉચ્ચનો સમજવો.

૪ કુંડળીમાં જે ખાનામાં (૪) નો આંક લખ્યો હોય એટલે કર્ક રાશીનો આંક હોય તે ખાનામાં ચંદ્ર પડયો હોય તો તે સ્વગ્રહી જાણવો. ગુરુ હોય તો ઉચ્ચનો અને મંગળ હોય તો નીચનો સમજવો.

૫ કુંડળીમાં જે ખાનામાં (૫) નો આંક પડયો હોય એટલે સિંહ રાશીનો આંક લખ્યો હોય તેમાં સૂર્ય હોય તો તે સ્વગ્રહી કહેવાય.

૬ કુંડળીમાં જે ખાનામાં (૬) નો આંક હોય તે એટલે કન્યા રાશીનો આંક હોય તેમાં બુધ પડયો હોય તો તે સ્વગ્રહી અને ઉચ્ચનો કહેવાય.

૭ કુંડળીમાં જે ખાનામાં (૭) નો આંક હોય એટલે તુલા રાશીનો આંક હોય તેમાં શુક્ર પડયો હોય તો તે સ્વગ્રહી કહેવાય. શની હોય તો ઉચ્ચનો અને સૂર્ય હોય તો નીચનો જાણવો.

૮ કુંડળીમાં જે ખાનામાં ૮ નો આંકડો હોય એટલે વૃશ્ચિ-

કનો આંક હોય તે ખાનામાં મંગળ હોય તો તે સ્વગ્રહી કહેવાય. ચંદ્ર હોય તો નીચનો જાણવો.

૯ કુંડળીમાં જે ખાનામાં ૯ નો આંક હોય એટલે ધન રાશીનો આંક હોય તે ખાનામાં ગુરૂ બેઠો હોય તો તે સ્વગ્રહી કહેવાય અને રાહુ હોય તો નીચનો જાણવો.

૧૦ કુંડળીમાં જે ખાનામાં ૧૦ નો આંક પડયો હોય એટલે મકર રાશીનો આંક પડયો હોય તે ખાનામાં શની હોય નો તે સ્વગ્રહી કહેવાય. મંગળ હોય તો ઉચ્ચનો અને ગુરુ હોય તો નીચનો જાણવો.

૧૧ જન્મ કુંડળીમાં જે ખાનામાં ૧૧ નો આંક હોય એટલે કુંભ રાશીનો આંક હોય તેમાં શની હોય તો તે સ્વગ્રહી કહેવાય.

૧૨ જન્મ કુંડળીમાં જે ખાનામાં ૧૨ નો આંક હોય એટલે મીન રાશીનો આંક પડયો હોય તે ખાનામાં જો ગુરુ બેઠો હોય તો તે સ્વગ્રહી કહેવાય, શુક્ર હોય તો ઉચ્ચનો અને બુધ હોય તો નીચનો સમજવો.

---



## પ્રકરણ ૨૮ મું.

### જન્મકુંડળી જોવાની રીત.

### પહેલો ભાવ (લગ્ન) તનભુવન.

શરીરનો આકાર, રૂપ, લક્ષણ, રંગ, સ્વભાવ, ગુણ અને સુખ તથા દુઃખ આ ભાવમાં જોવાય છે.

**નીચેના ગ્રહો ઉંચના અથવા સ્વગ્રહી થઈ એટલે પોતાની રાશીના થઈ અને પહેલા ભાવે બેઠા હોય તો તેનું ફળ.**

સૂર્ય ઉંચનો, સ્વગ્રહી, કે પોતાના રાશીમાં એટલે સીંહરાશીમાં બેઠો હોય તો તે મનુષ્ય કીર્તિવાળો, બળવાળો અને લાંબી નજરવાળો જાણવો.

ચંદ્ર ઉંચનો હોય તો શરીર આરોગ્ય રાખે, શરીર સુંદર ગોરૂં અને નિરોગી રહે, વિદ્વાન અને ચંચળ હોય.

મંગળ ઉંચનો હોય તો શરીર મજબૂત, આરોગ્યવાન રહે રાજ્ય તરફથી માન તથા કીર્તિ મળે, અને લાંબુ આયુષ્ય ભોગવે

બુધ ઉંચનો હોય તો શરીરે સુખી, સારા સ્વભાવવાળો, લાંબા આયુષ્યવાળો, આસ્તિક, વિદ્યાવાળો, અને ભાગ્યશાળી જાણવો.

ગુરૂ ઉંચનો થઈ લગ્ને બેઠો હોય તો ઘણા શાસ્ત્ર જાણનારો ઘણા સંતાનના સુખવાળો, જ્ઞાનવાળો, ધનવાળો, રાજની સત્તા ભોગવનારો, સુંદર શરીરવાળો, અને સુખી જાણવો.

શુક્ર ઉંચનો હોય તો સ્થુળ દેહવાળો, નિરોગી, શાણો, સારા સ્વભાવનો, થોડું અને મીઠું બોલનારો, ઉંચ કુળનો, ધનવાન, લાંબા આયુષ્યવાળો, પ્રમાણિક, નિષ્કપટી, લોકપ્રિય, સારી ઓરતવાળો, પરદેશવાસી અને સૌથી ઘણો સુખી જાણવો.

શનિ પોતાની રાશીનો લગ્ને હોય તો મધ્યમ કદવાળો, રૂપાળો

નગર કે ગામ ધણી, જમીનવાળો, ધન ધાન્યની સમૃદ્ધિવાળો, પિતાનું ધન ભોગવનારો, નશીબદાર, અને વાહનવાળો જાણવો.

રાહુ અગર કેતુ હોય તો દયાળુ હોય, વૈભવવાળો હોય અને સુખી જાણવો.

**નિચેના ગ્રહો ચંદ્રના ઘરમાં એટલે કર્ક રાશીમાં અને ૪ થી રાશીમાં પહેલા ભાવે (લગ્ને) બેઠા હોય તો તેનું ફળ.**

સૂર્ય, ચંદ્રના ઘરમાં બેઠો હોય તો જ્ઞાની અને ટપકતી આંખોવાળો જાણવો, (ચંદ્રનું વર્ણન સ્વગ્રહી ગ્રહના ફળમાં આવી ગયું છે.)

મંગળ ચંદ્રના ઘરમાં બેઠો હોય તો શરીરે ગરમી કરે, ચોરી કરનાર થાય, અને ક્રોધી થાય.

બુધ ચંદ્રની રાશીમાં બેઠો હોય તો તિર્થ અને જળાશયના લાભવાળો, પાંડુ તથા પિત્તરોગી જાણવો.

શુક્ર ચંદ્રના ઘરમાં બેઠો હોય તો સુખી અને દુઃખી થાય પણ સ્ત્રીને પ્રિય થાય, વસ્ત્ર અને ઘરેણાં પ્રિય લાગે.

શનિ ચંદ્રના ઘરમાં બેઠો હોય તો માતાનો દ્વેશ કરનાર જાણવો, રાહુ તથા કેતુ ચંદ્રના ઘરમાં હોય તો દયાળુ હોય તથા સુખી થાય.

**નીચેના ગ્રહો ૧લા ભાવે શનીના ઘરમાં એટલે મકર અગર કુંભરાશીના થઈને બેઠેલા હોય તો તેનું ફળ.**

સૂર્ય હોય તો છાતીની પીડાવાળો જાણવો, ચંદ્ર હોય તો શરીર કદરૂપુ અને રોગી થાય, મંગળ હોય તો થોડા આયુષ્યવાળો, તથા થોડા સંતાનવાળો, વાયુ, શળ અને ગરમીના રોગવાળો, સારાં માણસોનો દ્વેષ કરનારો, રોગી તેમજ ધુતારો જાણવો.

ગુરૂ બેઠો હોય તો પોતાના કુંટુંબથી દુર થયેલો, સંતાનના સુખ વગરનો, કૃતઘ્ની, અભિમાની, ઘણા માણસોનો દ્વેષ કરનારો, મુસાફરી કરનારો, પાપી, ટંટાખોર તથા હંમેશાં શોક સંતાપવાળો જાણવો, શુક્ર હોય તો ધુતારો, ચોર અને વાઈના રોગવાળો જાણવો. (શનીની હકીકત સ્વગ્રહીમાં આવી ગઈ છે) રાહુ તથા કેતુ આ રાશીના હોય તો મરણ તુલ્ય સ્થિતિમાં અવતરે અથવા તેની પ્રજા થાય તો મરી જાય.

## નીચેના ગ્રહો સૂર્યના ઘરમાં એટલે સિંહરાશીના થઇને પેહેલા ભાવે બેઠા હોય તેનું ફળ.

( સૂર્યની હકીકત સ્વગ્રહીમાં આવી ગઇ) ચંદ્ર બેઠો હોય તો જન્મનો રોગી, મંગળ બેઠો હોય તો ચંચળ સ્વભાવનો, ધનવાન, ચિત્રકળામાં કુશળ પણ ધુતારો થાય.

બુધ બેઠો હોય તો સુવર્ણ જેવી કાંતિવાળો થાય, ગુરૂ બેઠો હોય તો મધ્યમ આયુષ્ય ભોગવે પણ સંતાનનું સુખ થાય, શુક્ર બેઠો હોય તો રૂપવાન, નમ્રતાવાળો, લોકપ્રિય, ગુણવાન અને ધનવાન થાય; શનિ બેઠો હોય તો પીતાનો દ્વેષ કરે અને રાહુ તથા કેતુ બેઠા હોય તો મોંઢા ઉપર લાંછન થાય.

## નિચેના ગ્રહો ગુરૂના ઘરમાં એટલે ધન અગર મીનરાશિના હોય અને પહેલા ભાવે બેઠા હોય તો તેનું ફળ.

સૂર્ય ગુરૂના ઘરમાં હોય તો તે માણસ સ્ત્રીની સેવા કરનારો જાણવો, ચંદ્ર હોય તો બુદ્ધિશાળી જાણવો, મંગળ હોય તો વિદ્વાન અને ધનવાળો થાય, બુદ્ધ બેઠો હોય તો શરીરે દુઃખી, નાસ્તિક અને મૂર્ખ જાણવો, (ગુરૂનું ફળ સ્વગ્રહીમાં આવી ગયું) શુક્ર બેઠો હોય તો વિદ્વાન, વસ્ત્ર ઘરેણાં ઉપર પ્રીતિવાળો અને સારી કાંતિ-વાળો જાણવો, શનિ બેઠો હોય તો બ્રાહ્મણ અથવા સંત લોકોનો દ્વેષ કરે તથા ભીખ માગીને ગુજરાન ચલાવે. રાહુ બેઠો હોય તો મરણતુલ્ય સ્થિતિમાં અવતરે.

---

## બુધના ઘરમાં એટલે મિથુન કે કન્યારાશીના થઇને નિચેના ગ્રહો પહેલા ભુવનમાં પડયા હોય તો તેનું ફળ.

સૂર્ય ઉપરથી રાશીનો થઇ પહેલા ભાવે બેઠો હોય તો કન્યાની પ્રજા થાય, અને સ્ત્રીના સુખ વગરનો સમજવો, ચંદ્ર બેઠો હોય તો ધનવાન અને સુખી થાય, પોતાના કુળમાં આગેવાન, રાજનો અધિકારી અને મીઠી વાણી બોલનાર થાય, મંગળ બેઠો હોય તો મૂર્ખ અને ક્રોધી થાય (બુધનું સ્વગ્રહીમાં આવી ગયું), ગુરૂ બેઠો હોય તો અતિ સુખી, અને વેપારથી ધન મેળવનાર જાણવો. શુક્ર બેઠો હોય તો કપટી જાળભેદવાળો, મૂર્ખ, સફા દેહવાળો, અને કડવા બોલવાળો જાણવો

શની બેઠો હોય તો તોતડું બોલનાર અને સંતાનનો દ્વેષ કરનાર જાણવો, કેતુ બેઠો હોય તો મરણતુલ્ય સ્થિતિમાં અવતરે અથવા તેની પ્રજા થાય તે મરે.

---

### શુક્રના ઘરમાં એટલે ૧ લા સ્થાનમાં વરખ અગર તોલા રાશીનો થઇને નિચેના ગ્રહો બેઠા હોય તો તેનું ફળ.

સૂર્ય બેઠો હોય તો-કૃતઘ્ની, અને સ્ત્રીના સુખ વગરનો જાણવો। ચંદ્ર બેઠો હોયતો હાડના દરદવાળો જાણવો, મગળ બેઠો હોય તો નાભી મોટી હોય, બળવાન્ અને શૂરો હોય. બુધ બેઠો હોય તો મીઠું બોલનારો, વિદ્યાવાળો, ક્ષમાવાન અને દયાવાળો જાણવો. ગુરૂ બેઠો હોય તો સ્થુળ દેહવાળો, ગંભીર સ્વભાવવાળો, ઘરના કામમાં કુશળ, નિરોગી, થોડું અને કોમળ વાણી બોલનારો, વૈભવી, સુખી. સ્વલ્પ પ્રજાવાળો અને જશવાળો જાણવો, (શુક્રની હકીકત સ્વગ્રહીમાં આવી ગઇ) શની બેઠો હોય તો વાયુ અને પિત્ત વિકારનો રોગી હોય પણ સારાં કામ કરનાર જાણવો, કેતુ નઠારૂં ફળ આપે.

---

### મંગળના ઘરમાં એટલે મેષ યા વૃશ્ચિકરાશીના થઇને નિચેના ગ્રહો ૧ લા ભાવે પડયા હોય તો તેનું ફળ.

સૂર્ય બેઠો હોય તો પ્રતાપી, વાચાળ, વેપારમાં કુશળ અને અંતરગળના રોગવાળો જાણવો, ચંદ્ર બેઠો હોય તો દરીદ્રિ જાણવો, (મંગળની હકીકત સ્વગૃહીમાં આવી ગઇ છે) બુધ બેઠો હોયતો વિદ્યાવાળો, શાસ્ત્ર જાણનાર, જ્યોતિષ વિદ્યામાં ચતુર, મંત્રની વિદ્યામાં પ્રિતિવાળો, મીઠું બોલવાવાળો સુંદર વેશ અને રૂપાળો જાણવો, ગુરૂ બેઠો હોયતો સાહસીક કામ કરનારો અને લાંબા આયુષવાળો, નિરોગી દેહવાળો, ચતુર, સુંદર સ્વરૂપવાળો અને પરાક્રમી જાણવો, શની બેઠો હોય તો કાળો વર્ણ, કદરૂપ દેહ અને દરીદ્ર તથા શરીરે રોગી અને કમનસીબવાળો જાણવો, રાહુ બેઠો હોય તો પ્રજા થાય તે મરી જાય,

---

### દરેક ગ્રહનો ૧ લા ભાવે પડતી દ્રષ્ટિ બાબત ફળ.

સૂર્ય ૧ લા ભાવે દેખતો હોય તો, મુસાફરી કરાવે, ભાગ્યમાં સારૂં ફળ થાય, પુત્ર ઉપર થોડી પ્રીતી રહે, શરીરે કિંચિત્ પીડાકારી રહે તેમ સ્ત્રીનું સુખ થોડું રહે.

૨૦

ચંદ્ર ૧ લા ભાવે દેખતો હોય તો, વિકળ અને દુષ્ટ બુદ્ધિવાળો, મુસાફરી કરનારો અને તેથી સુખી જાણવો, શરીર સુંદર કાંતિવાળું જાણવું.

મંગળ ૧ લા ભાવે દેખતો હોય તો, પોતાની એક સ્ત્રી મૃત્યુ પામે, સ્ત્રીનું સુખ થોડું હોય, નેત્રમાં વીકળતા હોય, પગને કીંચીત પીડાકારી થાય અને પહેલા પુત્રનો નાશ થાય.

બુધ ૧ લા ભાવે દેખતો હોય તો વેપાર ઉપર પ્રીતિવાળો, વસ્ત્રાદિ તથા ઘરેણાં મેળવનાર તથા સંગ્રહ કરનારો, ઉદાર દીલનો, પુષ્ટ અને નિરાભિમાની જાણવો.

ગુરૂ ૧લા ભાવે દેખતો હોય તો સ્ત્રીના ઘણા સુખવાળો, ઘણા સારા ભાગ્યવાળો, ધનના સુખવાળો અને શુભ માર્ગે હંમેશાં ધનનું ખર્ચ કરનારો જાણવો.

શુક્ર ૧ લા ભાવે દેખતો હોય તો શરીરને સુખી, ઘણા પરાક્રમવાળો, વૈભવી, સુખી, ભાગ્યવાન અને સારા સ્વરૂપવાળો જાણવો.

શની પહેલા ભાવે દેખતો હોય તો પોતાના જન્મથી ત્રીજે વર્ષે શરીરને પીડા થાય, ધન તથા મિત્ર હંમેશાં નાશ પામે અને શરીરે તાવ તથા પરમીઆની પીડા થાય,

રાહુ ૧ લા ભાવે દેખતો હોય તો શરીરે થોડા સુખવાળો, વાયુથી શરીરે પીડાકારી, ક્રોધી, રીશાળ અને લોહીના પ્રકોપની પીડા ભોગવનાર જાણવો.

---

## ૧ લા ભાવે પડેલા સારા નઠતા ગ્રહો તથા રાશીઓનું મિશ્ર ફળ.

જન્મ કુંડળીમાં ૧ લા ભાવ (લગ્ન)નો સ્વામી શુભ ગ્રહ હોય, બળવાન હોય અને કેંદ્ર (૧—૪—૭—૧૦ મા ભાવ) માં કે ત્રિકોણ (૫ કે ૯ મા ભાવ)માં બેઠો હોય અને ત્યાં પાપગ્રહનો સમાગમ કે દૃષ્ટિ ન હોય તો શરીરનું પુરેપુરૂં સુખ સમજવું.

લગ્નનો સ્વામિ બળવાન અને ઉંચનો હોય તો તે માણસ ગંભીર થાય અને લગ્નનો સ્વામિ નિર્બળ હોય તો તે માણસ દુઃખી થાય છે પણ તેને શુભગ્રહની દૃષ્ટિ કે સમાગમ હોય તો એ પ્રમાણે જાણવું નહિ.

લગ્નનો સ્વામિ દશમે હોય અને સૂર્ય લગ્નમાં રહેલો હોય અથવા લગ્નનો સ્વામિ ઉંચ રાશીનો હોય અને તે શુભગ્રહના સમાગમ કે દૃષ્ટિવાળો હોય તો તે માણસ સારી કર્તિવાળો થશે એમ જાણવું.

લગ્નનો સ્વામિ શુભગ્રહની રાશીનો હોય અને તેને શુભગ્રહો દેખતા હોય તો આ માણસ સોળ વર્ષ પછી સુખ ભોગવનાર જાણવો.

લગ્નનો સ્વામિ નવમાંશ કુંડળીમાં, ઉચ્ચ રાશીનો હોય અને તે જન્મકુંડળીમાં કેંદ્ર કે ત્રિકોણ ભૂવનમાં શુભગ્રહના સમાગમ કે દૃષ્ટિવાળો હોય અથવા દશમા ભાવના સ્વામિ ભેગો બેઠો હોય કે પોતાની રાશીનો હોય તો તે માણસ ભાગ્યશાળી, કીર્તિવાળો અને ધન, ધાન્યવાળો અને લાંબી ઉમરવાળો થાય.

જન્મ લગ્નનો સ્વામિ ઘણો બળવાન હોય, ષડવર્ગની (હોરા, દૃષ્કાંણ વિગેરે) કુંડળીમાં શુભગ્રહની રાશીનો હોય અને જન્મકુંડળીમાં પોતાની રાશીનો, ઉચ રાશીનો, કે પોતાના મિત્રગ્રહની રાશીનો હોય અથવા નવમાંશ કુંડળીમાં પોતાની રાશીનો હોય અને તે જન્મકુંડળીમાં કેંદ્રભાવ (૧–૪–૭–૧૦ મા ભાવ) ની રાશીના સ્વામિ સાથે શુભસ્થાનમાં બેઠો હોય તો આ માણસ સારા ભાગ્યવાળો, વડી કીર્તિવાળો, ધન, ધાન્ય અને લાંબી આયુષ્યવાળો થાય છે.

જન્મ લગ્નના સ્વામિ સાથે લગ્નમાં ૬–૮ કે ૧૨ મા ભાવનો સ્વામિ બેઠો હોય તો તે માણસ સદા રોગી જાણવો અને લગ્નનો સ્વામિ નિર્બળ છતાં કેંદ્ર કે ત્રિકોણમાં બેઠો હોય તો શરીરે નીરોગી જાણવો.

લગ્નનો સ્વામિ જે રાશીનો હોય તે રાશીનો સ્વામિ ૬–૮ કે ૧૨ મા ભાવે બેઠો હોય તો તે માણસ શરીરે દુર્બળ જાણવો. તેમજ ભાઇ, પુત્ર, સ્ત્રી, માતા અને પિતા ભુવનના સ્વામિઓ જે રાશીના હોય તો તે રાશીના સ્વામિઓ પોતપોતાના ભાવ થકી ૬–૮ કે ૧૨ મે ભાવે બેઠા હોય તો તે ભાવવાળા માણસો શરીરે દુર્બળ જાણવા.

લગ્નનો સ્વામિ જળગ્રહ બળવાન હોય અને તેની સાથે શુભગ્રહ હોય તો તે માણસનું શરીર પુષ્ટ જાણવું.

લગ્નનો સ્વામિ જળરાશીના સ્થાનમાં રહ્યો હોય અને તેની સાથે શુભગ્રહની રાશીનું જન્મલગ્ન હોય અને તેની સાથે શુભગ્રહ બેઠા હોય તથા તે લગ્નના સ્વામિ ઉપર જળગ્રહની દૃષ્ટિ હોય અને

શુભગ્રહની રાશીનું જન્મલગ્ન હોય તોપણ તે માણુસનું શરીર પુષ્ટ જાણવું.

જન્મલગ્નનો સ્વામિ પાપગ્રહ સાથે રહેલો હોય તો શરીરે વ્યાધિ જાણવી પણ શુભગ્રહની દષ્ટિ હોય તો શરીરે સુખ જાણવું.

લગ્નનો સ્વામિ બળવાન થઈને કેન્દ્રમાં રહેલો હોય અને ત્યાં પાપગ્રહની દષ્ટિ ન હોય પણ શુભગ્રહની દષ્ટિ હોય તો તે માણુસના દષ્ટિયોગનો ભંગ થાય છે અને તે માણુસ ઘણા ગુણવાળો, લક્ષ્મીવાન અને લાંબા આયુષ્યવાળો થાય છે.

લગ્નના સ્વામિ કરતાં આઠમા ભૂવનનો સ્વામિ બળવાન હોય અને કેન્દ્રમાં તેમજ આઠમા અને બારમા ભુવનમાં પાપગ્રહો રહેલા હોય તો આ માણુસ થોડા આયુષ્યવાળો જાણવો તેમ દુઃખી જાણવો.

જન્મલગ્નમાં શની બેઠો હોય અથવા તે લગ્નને દેખતો હોય તો તેને ઠગારા ચોર અને રાજાના માણુસનો ભય થાય.

લગ્નનો સ્વામિ શની પાપગ્રહના સમાગમ કે દષ્ટિવાળો હોયતો માથામાં વાયુ, અગ્ની કે શાસ્ત્ર થકી પેદા થયેલી નીશાની અથવા પડી જવાથી પેદા થયેલી નીશાની જાણવી.

જળ રાશીનુ જન્મ લગ્ન હોય અને ત્યાં શુભગ્રહ રહેલા હોય તો તે માણુસનું શરીર પુષ્ટ જાણવું.

લગ્નનો સ્વામિ મંગળ લગ્ને પાપગ્રહના સમાગમ કે દષ્ટિવાળો હોય તો તે માણુસને માથામાં પથ્થરના મારથી અથવા સસ્ત્રની નિશાની જાણવી.

જન્મ કુંડળીના લગ્નનો સ્વામિ નવમાંશ કુંડળીમાં જે રાશીમાં હોય તે રાશીનો સ્વામિ જન્મકુંડળીમા ચળરાશીનો હોય અને તેને પાપગ્રહનો સમાગમ કે દ્રષ્ટિ ન હોય, તથા જન્મ લગ્ન શુભગ્રહની રાશીમાં હોય તો તે માણુસનું શરીર પુષ્ટ જાણવું.

લગ્નનો સ્વામિ નવમાંશ કુંડળીમાં પોતાની રાશીનો ઉંચ રાશીનો કે પોતાના મિત્ર ગ્રહની રાશીનો હોય અને જન્મ કુંડળીમાં શુભ ગ્રહના સમાગમ કે દ્રષ્ટિવાળો હોય તો શરીરનું પુરૂં સુખ જાણવું.

લગ્નમાં ગુરૂ હોય અગર ચળરાશીમાં ગુરૂ લગ્નને દેખાતો હોય તો શરીર પુષ્ટ હોય.

જન્મ લગ્નનો સ્વામિ નવમાંશ કુંડળીમાં વર્ગોત્તમ રાશીનો હોય અથવા ઉંચ રાશીનો હોય અને દષ્કાંણ કુંડળીમાં પોતાના મિત્ર

ગ્રહની રાશીનો હોય અને જન્મકુંડળીમાં લગ્નના સ્વામિને શુભ ગ્રહની દ્રષ્ટિ કે સમાગમ હોય તો આ માણસની જીંદગી સુખી હોય.

જન્મ લગ્ન અને નવમાંશ કુંડળીનું લગ્ન એ બંને ચર રાશીનાં હોય તો તે માણસને ફરવા ઉપર ઘણી પ્રીતિ હોય.

લગ્ને ત્રણ અથવા બે શુભ ગ્રહની દ્રષ્ટિ કે સમાગમ હોય અને લગ્નનો સ્વામિ પણ શુભગ્રહ હોય અને બુધ પારાવતાંશ વર્ગમાં હોય તો પ્રથમ મધ્ય અવસ્થામાં સુખી જાણવો.

લગ્ને, બારમે અને અગીઆરમે ભાવે શુભ ગ્રહો રહેલા હોય અને લગ્નનો સ્વામિ બળવાન થઈને કેંદ્રમાં રહેલો હોય તેમ ગુરૂ સિંહાસનાંશવર્ગમાં રહેલો હોય તો પ્રથમ તથા મધ્યમ અવસ્થામાં સુખી હોય.

લગ્નનો તથા નવમા ભાવનો સ્વામી આરોહ બળ પામી શુભ ગ્રહોની સાથે રહેલો હોય તો તે માણસ ઘણો પ્રખ્યાત અને કીર્તિવાળો થાય.

લગ્નમાં શુભગ્રહ અને બીજે તેમજ કેંદ્રમાં પાપગ્રહ હોય, વળી લગ્નનો સ્વામી ઉત્તમાંશ વર્ગમાં હોય તો પ્રથમ અવસ્થામાં દુઃખ ભોગવી પછી તે માણસ સુખ ભોગવે.

ગુરૂ કેંદ્રમાં હોય અને લગ્નનો સ્વામિ બળવાન હોય અથવા પારાવતાંશમાં હોય તો તે માણસ સ્ત્રી, પુત્ર, મિત્ર અને ધનના સુખવાળો જાણવો.

શુભગ્રહની રાશીનું લગ્ન હોય અને તેને શુભ ગ્રહનો સમાગમ કે દ્રષ્ટિ હોય તો તે માણસ બાલ્યાવસ્થાથી સુખી જાણવો.

રાહુ લગ્નમાં હોય અથવા મંગળ ભેગો શની કે રાહુ હોય તો ઘણા વીર્યવાળો જાણવો.

પાંચ ઘડી કે તેથી વધારે ઘડીવાળું જો જન્મ લગ્ન હોય તો તે માણસનું માથું મોટું હોય અને તેથી થોડી ઘડીવાળું લગ્ન હોય તો માથું નાનું જાણવું.

લગ્નમાં રહેલા મંગળ ઉપર સૂર્ય અને શનીની દ્રષ્ટિ હોય તો શસ્ત્રાદિકની પીડાવાળો જાણવો.

લગ્નમાં રહેલા સૂર્ય ઉપર મંગળની દ્રષ્ટિ હોય તો તે માણસને શ્વાસ, ક્ષય અને ગોળાનું દરદ થાય.

ઘણા પાપગ્રહની દ્રષ્ટિવાળો કેતુ લગ્નમાં હોય તો પીશાચ અને ચોરની બીકવાળો જાણવો.

લગ્નમાં રાહુ અથવા શની હોય તો આ માણસને પિશાચ એટલે ભૂતપ્રેતની પીડા જાણવી.

ચળ રાશીનું લગ્ન હોય અને લગ્નનો સ્વામિ પણ ચળ રાશીનો હોય અને બન્નેને ચળ ગ્રહ દેખતા હોય તો આ માણસનો પ્રદેશમાં ભાગ્યોદય થાય, અને બંને સ્થિર રાશીના હોય અને તેમને સ્થિર ગ્રહ દેખતો હોય તો પોતાના દેશમાં ભાગ્યોદય થાય, અને તે ઘણું ધન એકઠું કરે, મિશ્રગ્રહ બંને ભેગા બેઠા હોય કે દેખતા હોય તો ઘણા દેશમાં મુસાફરી કરતાં ભાગ્ય અને કીર્તિ મેળવનારો માણસ થાય પણ તે કુમાર્ગે ચાલે.

ચળ રાશીના લગ્નમાં શુભ ગ્રહનો સમાગમ કે દ્રષ્ટિ હોય તો તે માણસનું શરીર સ્થુળ જાણવું.

લગ્નમાં પાપગ્રહ અને બીજા ભાવમાં શુભ ગ્રહ હોય તથા નવમા ભાવમાં પણ શુભગ્રહ રહેલા હોય, વળી લગ્ને શની દેવલોકાંશ વર્ગમાં હોય તો તે માણસ બાલ્યાવસ્થામાં સુખ ભોગવી પછી દુઃખી થાય.

પાપગ્રહની રાશીનું લગ્ન હોય અને તેને શુભગ્રહનો સમાગમ કે દ્રષ્ટિ હોય તો તે માણસ બાલ્યાવસ્થાથી દુઃખી જાણવો અને જો તે લગ્નને ઘણા પાપગ્રહનો યોગ હોય તો આ માણસ બાલ્યાવસ્થામાં મરણ પામે.

પાપગ્રહની રાશીનું લગ્ન હોય અને નવમાંશ કુંડળીના લગ્નનો સ્વામિ રાહુની સાથે જન્મકુંડળીમાં કેન્દ્રમાં રહ્યો હોય, તેમ જન્મ કુંડળીમાં દશમે પાપગ્રહ રહ્યો હોય અને જન્મલગ્નમાં નીચ રાશીનો કોઇ ગ્રહ રહેલો હોય અને તેને સૂર્ય દેખતો હોય તો તે માણસ અપકીર્તિવાળો થાય.

જન્મ લગ્નમાં શુક્ર પંદર અંશની અંદરનો હોય તો પ્રથમ અવસ્થામાં સુખ સમજવું, અને ઉત્તરાર્ધમાં એટલે પંદર અંશ ઉપર હોય તો દુઃખ સમજવું.

જન્મ લગ્નનો સ્વામિ નવમાંશ કુંડળીમાં જે રાશીનો હોય તે રાશીનો સ્વામિ જન્મકુંડળીમાં કેન્દ્ર, ત્રિકોણ કે ઉંચ રાશીનો હોય અથવા અગીઆરમા ભાવનો સ્વામી કેંદ્રમાં, ત્રિકોણમાં કે ઉંચનો હોય તો ત્રીસ વર્ષ સુધી આ માણસ સુખ-ભોગવનારો જાણવો.

નવમાંશ કુંડળીમાં મકર અને કુંભ રાશીના સૂર્ય, મંગળ

અને ગુરૂ હોય અને ત્રણે ગ્રહો બળવાન થઈ નવમે કે દશમે બેઠા હોય અને રાશીના છેલ્લા ભાગમાં એટલે ૨૯ અંશે ચંદ્ર લગ્ને હોય તો આ માણુસ લક્ષ્મીના વૈભવવાળો અને ઘણી લાંબી આવરદા વાળો જાણવો.

જે માણુસને કેંદ્ર, ત્રિકોણુ અને આઠમા ભાવમાં પાપગ્રહો રહ્યા ન હોય અને લગ્નનો સ્વામિ તથા ગુરૂ એ બે ગ્રહો કેંદ્રમાં હોય તો તે માણુસ અનેક પ્રકારનાં સુખ ભોગવીને રોગ વિનાનો દેહ ધારણુ કરીને પુન્યનું કામ કરવા છતાં સો વર્ષનું આયુષ્ય ભોગવે.

નવમા ભાવનો સ્વામિ નવમે હોય અને તેને ચંદ્ર દેખતો હોય અને આ ચંદ્ર નવમાંશ કુંડળીમાં નવમાંશ રાશીનો હોય તો આ માણુસ મોટો મુનિ થાય અને તે ઘણા શાસ્ત્રનો બનાવનારો તથા લાંબા આયુષ્યવાળો થાય.

નવમાંશ કુંડળીમાં બુધ, શુક્ર અને શની એ ત્રણે ગ્રહો એકઠા બેઠા હોય અને જન્મકુંડળીમાં એ ત્રણે નવમા ભાવમાં અથવા લગ્નમાં બેઠા હોય અને ચંદ્ર છઠે કે આઠમે બેઠો હોય તો આ માણુસની આવરદા લાંબી જાણુવી.

જન્મ લગ્નનો સ્વામી બીજે ભાવે બેઠો હોય અથવા જન્મ લગ્નનો સ્વામિ નવમાંશ કુંડળીમાં જે રાશાના હોય તે રાશાનો સ્વામી ધન ભાવમાં બેઠો હોય અથવા અગીઆરમા ભાવનો સ્વામી બીજે હોય તો વીશ વર્ષ પછી સુખ ભોગવનાર સમજવો.

નવમાંશ કુંડળીમાં ધન અને મીન રાશીના બધા ગ્રહો રહેલા હોય અને તે સર્વે ગ્રહો જન્મકુંડળીમાં બીજે, નવમે કે કેંદ્રમાં રહેલા હોય તો આ માણુસ બાળકથી યોગી બની એક આખા યુગ જેટલું આયુષ્ય ભોગવે.

લગ્નમાં—પહેલા ભુવનમાં શુભગ્રહની રાશી એટલે ૨—૩—૪—૬ ૭—૯—૧૨ એ રાશી હોય તો તે બહુ જીવનાર, સુખી, રાજ્યથી માન મેળવનાર થાય, લગ્ન ભુવન ઉપર લગ્નેના સ્વામીની દૃષ્ટિ હોય તો તે ધનવાન, તિવ્ર બુદ્ધિવાળો અને કુળનો યશ વધારનાર થાય.

લગ્નનો સ્વામી લગ્નમાં બેઠો હોય તો તે યશસ્વી થાય, બીજા ભાવમાં ઉચ્ચનો કે મિત્રના ઘરની રાશીમાં બેઠો હોય તો આબરૂ વધારે પણ ૬—૮—૧૨ એ ખરાબ સ્થાનમાં બેઠો હોયતો ઘણી મુસાફરી કરવાથી શરીરનું નુકશાન થાય. ત્રીકોણ કે કેન્દ્રસ્થાનમાં શુભગ્રહ સાથે હોય તો યાત્રામાં સુખ ભોગવનાર થાય.

લગ્નને બે કે વધુ શુભગ્રહ જોતા હોય તો તે સુખી થાય બધા શુભગ્રહ જોતા હોય કે લગ્ને ત્રણ શુભગ્રહ હોય તો રાજા થાય અને લગ્નમાં ત્રણ પાપગ્રહ હોયતો દુઃખી થાય, લગ્નને લગ્નનો સ્વામી જોતો હોયતો રાજા કે રાજાનો પ્રીતિપાત્ર થાય સુખીને ધનવાન થાય,

લગ્ને શુભગ્રહ હોય, બીજા ભાવમાં અને કેન્દ્રમાં પાપગ્રહ હોય લગ્નનો સ્વામી ઉત્તમાંશ બળ પામ્યો હોય તો તે નાનપણમાં દુખી અને મોટી ઉમ્મરે સુખી થાય

રાહુ કે કેતુ લગ્નમા હોય અથવા લગ્નનો સ્વામી ૬—૮—કે ૧૨ મા સ્થાનમાં હોય તો શરીરે ખોડ વાળો થાય,

લગ્ન કે ચોથા સ્થાનમાં લગ્નના સ્વામી સાથે પાંચમાનો સ્વામી કે બુધ બેઠા હોય ને પાપગ્રહની દૃષ્ટિ ન હોય તો તે વિદ્યાવાળો અને યશસ્વી થાય.

નવામા પાંચમા કે કેન્દ્રસ્થાનમાં લગ્નનો સ્વામી શુભગ્રહો સાથે કે શુભગ્રહની દૃષ્ટિવાળો કે શુભગ્રહના ઘરમાં બળવાન થઇ બેઠો હોય તો આબરૂદાર થાય.

લગ્નનો સ્વામી નિર્બળ થઇ ત્રીકોણમાં કે કેન્દ્રમાં બેઠા હોય તો શરીરે રોગ ભોગવનાર થાય. લગ્નનો સ્વામી જે રાશીમાં બેઠો હોય તે રાશીનો સ્વામી ૬—૮—કે ૧૨ મા સ્થાને હોય તો દુર્બળ શરીર વાળો થાય છે,

લગ્નનો સ્વામી નવમાંશમાં જે રાશીમાં બેઠો હોય તે રાશીનો સ્વામી કેન્દ્ર ત્રીકોણ કે ઉચ્ચ રાશીમાં કે ઉચ્ચનો થઇ અગીઆરમા ભાવમાં હોય અને તે બળવાન હોય તો તે ૩૦ વર્ષ પછી સુખી થાય છે.

---

## પહેલા ભુવનનું અંગ્રેજી જ્યોતિષ પ્રમાણે જોવાનું ફળ.

### હરષચલ ( યુરેનસ )

જો પહેલા ભૂવનમાં મેષ, સિંહ કે ધનરાશીમાં હરષચલ બેઠો હોવ તો તે માણસ લોભી, જ્યોતિષ તથા વિચીત્ર અને અજાયબી ચીજોનો શોખીન, બેચેન, મોટાં કામ કરનારો, શોધક, વાદવિવાદ કરનાર, કુલકખોર, મિજાસ અને મોટાઇવાળો થાય.

જો મિથુન, તુલા અને કુંભ એમાંની કોઇ રાશીમાં બેઠો હોય તો તે માણસ હુંશીઆર, તિવ્ર બુદ્ધિવાળો, ઉંડાણુ ભેદવાળો, વિદ્વાન; વિદ્યાનો શોખીન, ગેબી વિદ્યા શીખવનાર, શોખીન, સાચો અને મગરૂરીવાળો થાય.

જો વરખ કન્યા અને મકરરાશીમાંની કોઇ રાશીમાં બેઠો હોય તો દગાખોર, ઘણો લુચ્ચો, મિજાસી, અને જાનવરોની હેવાન્યત ભરી ખાસીઅતવાળો હોય છે.

જો કર્ક, વૃશ્ચિક અને મીનરાશીમાં હોય તો નીચ, હલકા મનનો દારૂડીઓ, અદેખો, બેવકુફ, સ્વાર્થી, વ્યભિચારી અને બદમાસ થાય છે.

સાધારણ રીતે ૧ લા ભાવે હરષચલ બેઠો હોય તો તે માણસ ફુલડખોર, જક્કી, ચાલાક, મગરૂર, અદેખો, ભટકતી જીંદગી ગુજારનાર થાય છે.

## શની.

૧ લા ભૂવનમાં શની હોય તો તે માણસ ફીચકારો, અવિશ્વાસુ, બીકણુ, એકમાર્ગી, વિચારવંત, અદેખો, કીનાખોર અને લોભી શરમાળ, એકાંતવાસને ઇચ્છનાર, આકરા સ્વભાવનો. કંજુસ, કપટી, દગાબાજ અને પોતાનો લાભ સાચવનાર થાય.

શની, મેષ, સીંહ કે ધનરાશીનો થઇને ૧ લા ભૂવને બેઠો હોય તો જરા સારો, તે માણસ ખુલ્લો, સીધો, સાચો, તકરારીઓ ફુલડખોર અને કડક સ્વભાવનો થાય છે.

જો તે વરખ, કન્યા અને મકરરાશીમાં હોય તો દગાબાજ, મીંઢો, બેવકુફ, હઠીલો, ચોર, લુચ્ચો, અને વ્હેમીલો હોય છે.

જો તે મિથુન તુલા કે કુંભ રાશીનો હોય તો વિચારવંત, મનન કરનાર, કંજુસ, ધર્મ જાણનાર પાદરી, કે ઉપદેશકનો ધંધો કરનાર થાય.

શની કર્ક, વૃશ્ચિક કે મીનનો હોય તો લોભી, આળસુ, નાઉમેદ, ગમગીન, લુચ્ચો, દગલબાજ, વેષધારી, ધર્મની ખટપટ કરનાર, બળેલા સ્વભાવનો અને એકાંતવાસી થાય.

## રવી.

જો રવી, ૧ લા ભુવનમાં હોય તો તે પાકો, ઉદાર, ઉંચા, ખવાસનો, જરા મગરૂર, રોબાબવાળો, નીચ, હલકા વિચારવાળો,

કામોને ધિક્કારનાર, પોતામાં વિશ્વાસ રાખનાર, સાચો અને ભલો હોય છે. સાધારણ રીતે નસીબદાર અને ફતેહમંદ જીંદગી ગુજારનાર થાય છે.

જો રવી મેષ, સીંહ કે ધન રાશીનો થઇ ૧ લા ભુવનમાં બેઠો હોય તો પોતાના કુટુંબમાં તથા સ્નેહીઓમાં પોતાનું માન વધારનાર તેઓ થોડું બોલનાર; એટલે કામ જેટલુંજ બોલનાર થાય છે.

વરખ, વૃશ્ચિક કે કુંભરાશીમાં હોય તો માણસ મગરૂર પોતાને ખાસી મોટા માણસમાં ખપવા જતાં પસ્તાવો થાય છે.

કર્ક અને મીનરાશીમાં હોય તો પોતે વેષધારી, મરજી ન છતાં વ્યભીચારી તથા ઓશંપટ થાય છે.

વૃશ્ચિક રાશીમાં હોય તો દાક્તર, હકીમ, વૈદ કે ગાંધીના કામમાં હોંશીયાર થાય છે.

ગુરૂ.

જો ૧ લા ભાવે ગુરૂ હોય તો તે માણસ બહાદુર, ભોળો, ભલો, ઉદાર, અક્કલવાળો, સાવચેત, સાચો, પ્રમાણિક, ધરમી અને સારાં કામ કરનાર થાય,

જો તે મેષ, સિંહ કે ધન રાશીનો થઇ ૧લા ભાવે બેઠો હોય તો ઘણો ઉદાર, ભલો, હીંમતવાન, ફતેહમંદ તથા દોસ્ત અને દુશ્મન બંનેનું ભલું ઇચ્છનાર, ટેકી, મગરૂર, કસરતી, ઉમંગી, વિશ્વાસી અને પ્રમાણીક થાય છે.

જો વરખ, કન્યા કે મકરરાશીમાં હોય તો ભેદી, ખાનગી લોભી, મગરૂર અને હલકા મનનો થાય.

જો મિથુન, તુલા અને કુંભરાશીમાં હોય તો સાચો, ઉદાર અને સારી ચાલનો, પ્રમાણિક, મદદ કરનાર, પરગજુ અને નસીબદાર થાય.

કર્ક વૃશ્ચિક કે મિનરાશીનો હોય તો મોજીલો, શોખી, ખાવાપીવાનો શોખી, રમતગમતમાં શોખી, પૈસો ખર્ચનાર, અને નસીબવાળો તથા ફતેહમંદ થાય.

મંગળ.

૧ લા ભુવનમાં મંગળ ગમે તે રાશીમાં પડયો હોય તો માણસ હદ બહારની હીંમતવાળો, મક્કમ વિચારનો. દરકાર વગરનો, સાહસીક, જરા ઝાકટો, ઓબાજ, લડાઇ કરવા તૈયાર, કસરતી, માથામાં ઘા કે તલનું નિશાન હોય, લોભી, બેદરકાર અને તોફાની હોય.

### બુધ.

જો પહેલા ભુવનમાં બુધ હોય તો તે માણસ ઘણો ચતુર હોય.

જો મેષ, સીંહ કે ધનરાશીનો હોય તો ચતુર, આકરા સ્વભાવનો, ગુસ્સાવાળો, નાટકનો શોખીન, તર્ક અને બુદ્ધિશાળી, ચપળ, ઉતાવળો, હદબહાર બહાદુર અને તોછડો હોય છે.

જો વરખ કે મકરરાશીનો હોય તો આળસુ, બાધરો, અદેખો, લોભી, લુચ્ચો, અને પોતાનુંજ સુખ ઈચ્છનાર થાય છે.

જો મિથુન, કન્યા, તુલા, અને કુંભરાશીનો હોય તો ઘણો બુદ્ધિશાળી, પ્રોફેસર, વિદ્વાન, ચાલાક, ઉંડાણ સમજવાળો, વ્યાખ્યાન કરનાર, સાયન્સનો શોખીન, શીખવા ધારેલી વિદ્યા ઝટ શીખનાર થાય છે,

જો વૃશ્ચિક રાશીનો હોય તો મોટો હકીમ, વૈદ કે ડોકટરી વિદ્યામાં નામ કાઢે, અખતરા અજમાવનાર, મીઠો અને લુચ્ચો હોય તેથી સાવચેતી રાખવી.

કર્ક અને મિન રાશીનો હોય તો બેવકુફ, હલકા મનનો; અક્કલ વગરનો, વિદ્યા વગરનો, જબાનનો બાધરો, ઢચુપચુ વિચારનો હોય છે તેના ઉપર વિશ્વાસ રાખવો નહિ.

### શુક્ર.

૧ લા ભુવનમાં શુક્ર હોય તો સ્ત્રીઓ તેને ઘણો ચાહે. સ્ત્રી જાતી સાથે હ્લેણુદેણી. સ્ત્રીથી લાભ થાય. મોજમજાનો શોખી, હસમુખો, ઉદાર, સારો અને ગાયનમાં હોંશીયાર થાય છે.

જો શુકર પર મંગળની સારી દ્રષ્ટિ હોય તો આર્ટીસ્ટ અથવા ચિત્રકળામાં હોશીયાર થાય, આયુષ્ય લાંબુ નહીં, શરીરનો બાંધો સ્ત્રી જેવો, સ્વર મધુર અને જાહેર મેળાવડામાં ઘણો વખણાય છે.

### ચંદ્ર.

જો ૧ લા ભુવનમાં ચંદ્ર હોય તો તેનું મન ભમતું રાખે, એક જગ્યાએ બેસે નહી, સ્ત્રીઓ માન આપે, પોતાના સુખમાં તત્પર, મ્હેનત કરે, બીજાનું ભલું ઇચ્છનાર, હલકા માણુસોમાં માનીતો, ચાલાક, માયાળુ, ઉતાવળીયો લોભી, સ્હેજ ઉદાર હોય છે.

જો મેષ રાશીનો થઇ બેસે તો લોભી, મન ફેરવી નાંખનાર થાય છે.

વૃશ્ચિક કે મકર રાશીનો થઇ બેસે તો આળસુ, વ્યભિચારી, બેઆબરૂ, બેશરમ, હલકા લોકોમાં વસનાર અને નીચ થાય છે.

જો મિથુન કન્યા, તુલા કે કુંભરાશીનો થઇ બેઠો હોય તો વિદ્યાનો શોખી, નજુમનો શોખી અને જ્યોતિષવિદ્યાનો શીખનાર થાય



# પ્રકરણ ૨૯ મું.

## બીજો ભાવ—ધનભૂવનમાં પડેલા ગ્રહોનું ફળ.

ધન કુટુંબ, મુખ, વાણી, જમણી આંખ, અને વિદ્યા એ વિષે બીજા ભુવનમાં જોવાય છે.

હરપ ચગ્રહ બીજા ભૂવનમાં હોય તો, પૈસાની ખુવારી અથવા રોગ થાય તેમ પૈસાની ખોટ પણ આવે.

### નિચેના ગૃહો પોતાની રાશીના કે ઉંચના થઇ બીજે ભાવે બેઠા હોય તો તેનું ફળ.

સૂર્ય બીજા ભાવે બેઠો હોય તો તે મનુષ્યના મુખમાં રોગ હોય, રાજાના દંડથી વનનો નાશ થાય, પણ તેમાં સ્વગ્રહી અથવા ઉંચનો હોય તો ધનવાન, વિદ્વાન અને નેત્રનો રોગી, તેમ વેપારમાં કુશળ અને તેજસ્વી જાણવો તથા પોતાના પરાક્રમથી ધન પેદા કરે, વાચાળ તથા જ્ઞાની જાણવો.

ચંદ્ર બીજા ભાવે પોતાની રાશીનો અગર ઉંચનો બળવાન થઈ બેઠો હોય તો ધન તથા કુટુંબમાં સુખ ઘણું મળે,મીઠી વાણીવાળો હોય.

મંગળ બીજે ભાવે પોતાની રાશીનો કે ઉંચનો હોય તો વિદ્વાન, વાચાળ, ધનવાન અને બહોળા કુટુંબનો જાણવો.

બુધ બેઠો હોય તો ધન અને કુટુંબમાં સુખી, વાચાળ, મોટા નેત્રવાળો, પુત્રની સમૃદ્ધિવાળો, પોતાના ધર્મ ઉપર આસ્તાવાળો, મીઠું બોલનારો, ધારેલું કામ કરનારો, ધનવાન, ગુણવાન અને વૈભવ વાળો જાણવો.

ગુરૂ બેઠો હોય તો ધનવાળો, કુટુંબવાળો, વૈભવી, સુખવાળો, બુદ્ધિશાળી, ધર્મ ઉપર આસ્થાવાળો અને લાંબુ આયુષ ભોગવનારો જાણવો.

શુક્ર બેઠો હોય તો દ્રવ્યવાન, અને કુટુંબથી સુખી જાણવો. પણ જો નીચનો હોય તો દરિદ્રિ અને કુટુંબથી દુઃખી જાણવો.

શની બેઠો હોય તો ધન અને કુટુંબથી સુખી જાણવો.

રાહુ તથા કેતુ બેઠા હોય તો ધનવાન અને કુટુંબી હોય.

નિચેના ગ્રહો ૨ જા ભાવે ગુરૂના ઘરમાં એટલે ધન અગર મીનરાશીના સ્થાનમાં બેઠા હોય તો તેનું ફળ.

સૂર્ય ગુરૂના ઘરમાં બેઠો હોય તો. ધનવાન, વાચાળ, કુટુંબના સુખવાળો તથા મિત્ર માટે ધન ખર્ચનાર જાણવો. ચંદ્ર બેઠો હોય તો મીઠી વાણીવાળો વાચાળ અને પ્રતાપી જાણવો. મંગળ બેઠો હોય તો રાજ તરફથી ધન મેળવે. મુસાફરી કરે તથા પ્રપંચી જાણવો. બુધ બેઠો હોય તો ધનનો દુઃખી અને કુટુંબ સાથે અણબનાવવાળો જાણવો. (ગુરૂની બાબત સ્વગ્રહીમાં આવી ગઇ) શુક્ર બેઠો હોય તો દયાવાન, પરોપકારી અને ઉત્તમ સ્રીવાળો જાણવો. શની બેઠો હોય તો લોભથી ધન મેળવે, કુટુંબ સાથે દ્વેષ કરે, લાંબુ આયુષ્ય ભોગવે, વસ્ત્ર ઘરેણાંનો સંગ્રહ કરે અને મધ્યમ ધનવાળો થાય. રાહુ તથા કેતુ બેઠા હોય તો દરીદ્રિ અને કુટુંબના સુખ વગરનો જાણવો.

નીચેના ગ્રહો ૨ જા ભાવે ગુરૂના ઘરમાં એટલે ધન અગર કન્યારાશીના થઇ બેઠા હોય તો તેનું ફળ.

સૂર્ય બુધના ઘરમાં બેઠો હોય તો ગ્નાની. કુટુંબના કલેશવાળો અને ધન આવે અને જાય એવી સ્થિતિનો થાય. ચંદ્ર બેઠો હોય તો ધનવાન, વૈભવી અને સુખી થાય. મંગળ બેઠો હોય તો નેત્રનો રોગી, ધન બહુ ખર્ચે અને તેથી દુઃખી થાય, તથા કુટુંબથી દુઃખી રહે. (બુધની હકીકત સ્વગ્રહીમાં આવી ગઇ) ગુરૂ બેઠો હોય તો ચોર થાય પણ ધનવાન થાય, ખોટું તથા જુઠું બોલનાર થાય, શુક્ર બેઠો હોય તો કડવા બોલવાળો, વાચાળ, વિદ્યાવાળો, ચંચળ અને ધનવાન જાણવો. શની બેઠો હોય તો નિર્ધન થાય; રાહુ તથા કેતુ બેઠા હોય તો દરિદ્રી અને કુટુંબના સુખ વગરનો થાય.

નિચેના ગ્રહો શુક્રના ઘરમાં એટલે વરખ યા તોલારાશીના થઇ ૨ જા ભાવે બેઠા હોય તો તેનું ફળ.

સૂર્ય શુક્રના ઘરમાં બેઠો હોય તો કુટુંબનો કલેશી તથા ધન આવે તે ખર્ચી નાંખનાર થાય. ચંદ્ર બેઠો હોય તો ધનવાન તથા બહોળા કુટુંબવાળો થાય, મંગળ બેઠો હોય તો ધન તથા કુટુંબ તરફથી સુખી, વસ્ત્ર તથા ઘરેણાં મેળવે, ધન પેદા કરે તેમાંથી ધ-

રેણું કે ધર મેળવે તથા પૈસા સારા માર્ગે વાપરે, ખળાખળાક્ષ કરે, કુટુંબમાં ક્લેશ થાય. બુધ બેઠો હોય તો સારૂ લખનાર, ગણીત જાણનાર તથા કવી થાય. ગુરૂ બેઠો હોય તો વિદ્યાવાળો હોય પણ તેમાં વિધ્ન આવે, કુટુંબમાં દ્વેષ કરનાર થાય તથા ધુતારો થાય (શુક્રની હકીકત સ્વગ્રહીમાં આવી ગઇ) શની બેઠો હોય તો ભીખ માગીને ધન મેળવે, કુટુંબ સાથે મિલનસાર રહે. રાહુ તથા કેતુ બેઠા હોય તો દેહ શ્યામ રંગનો હોય, દાઢી ઉપર નિશાની હોય.

નીચેના ગ્રહો શનીના ઘરમાં બેઠા હોય એટલે મકર અગર કુંભરાશીના થઇ ૨ જા ભાવે બેઠા હોય તેનું ફળ.

સુર્ય રાશીના ઘરમાં બેઠો હોય તો ધન નાશ પામે. ચંદ્ર બેઠો હોય તો અસંતોષી જાણવો, મંગળ બેઠો હોય તો ધન અને કુટુંબ વગરનો દુઃખી થાય, બુધ બેઠો હોય તો થોડું બોલનાર તથા મધ્યમ આયુષ્યવાળો થાય, ગુરૂ બેઠો હોય તો ધન અને કુટુંબથી દુઃખી થાય, શુક્ર બેઠો હોય તો કુટુંબ સાથે મેળ રાખે અને ધનવાન તથા લોભી થાય. ( શનીની હકીકત સ્વગ્રહીમાં આવી ગઈ ) રાહુ તથા કેતુ બેઠા હોય તો સંતાન તરફથી દુઃખી હોય, બે સ્ત્રી થાય અને હંમેશાં શોકાતુર રહે.

નિચેના ગ્રહો ચંદ્રના ઘરમાં બેઠા હોય એટલે કર્કરાશીના થઇ ૨ જા ભાવે બેઠા હોય તેનું ફળ.

સુર્ય બેઠો હોય તો કુટુંબમાં સુખી જાણવો (ચંદ્રની હકીકત સ્વગ્રહીમાં આવી ગઇ) મંગળ બેઠો હોય તો નેત્રનો રોગી થાય, ધન અને કુટુંબ વગરનો થાય, શરીરે રોગી અને પાપકર્મ કરનાર થાય. બુધ બેઠો હોય તો ટીખળી અને વાયુની પીડાવાળો જાણવો. શુક્ર બેઠો હોય તો સુંદર મુખવાળો, નીચ સ્વભાવનો અને મતલબી જાણવો, શની બેઠો હોય તો માતાનો દ્વેષ કરે, અને રાહુ તથા કેતુ હોય તો શ્યામ રંગનો દેહ હોય.

નિચેના ગ્રહો સૂર્યના ઘરમાં એટલે સિંહરાશીના થઇ બીજા ભાવે બેઠા હોય તો તેનું ફળ.

(સૂર્યની હકીકત સ્વગ્રહોમાં આવી ગઇ) ચંદ્ર બેઠો હોય તો તોતડું બોલે, ઉધરસની પીડાવાળો અને કુટુંબમાં કંકાસ કરનાર થાય, મંગળ બેઠો હોય તો નેત્રનો દુઃખી, લોભી અને ખર્ચાળ થાય, બુધ બેઠો હોય તો ક્રોધી પણ લાંબા આયુષ્યવાળો થાય, ગુરૂ બેઠો હોય

તો રાજસત્તાથી ધન મેળવનાર થાય, શુક્ર બેઠો હોય તો કુટુંબ સાથે કંકાસ કરનારો થાય, શની બેઠો હોય તો દરીદ્રિ અને નેત્રનો રોગી થાય અને રાહુ તથા કેતુ બેઠા હોય તો સંતાન તરફથી દુઃખી રહે.

### નિચેના ગ્રહો મંગળના ઘરમાં બેઠા હોય એટલે મેષ યા વૃશ્ચિક રાશીના થઇને બીજા ભાવે બેઠા હોય તો તેનું ફળ.

સૂર્ય બેઠો હોય તો પોતાના પરાક્રમથી ધન પેદા કરે અને વાચાળ થાય. ચંદ્ર બેઠો હોય તો દરીદ્રિ અને કુટુંબથી દુઃખી જાણુવો ( મંગળની હકીકત સ્વગ્રહીમાં આવી ગઈ ) બુધ બેઠો હોય તો વાચાળ, વિદ્વાન, અને ધનવાન થાય. ગુરૂ બેઠો હોય તો ધીરજવાળો, મોટા કપાળ તથા નેત્રવાળો, બળવાન અને લોભી થાય તથા ઘરના કામમાં કુશળ થાય, શુક્ર બેઠો હોય તો હલકો ખોરાક ખાનારો, નમ્રતાવાળો અને સારા નેત્રવાળો થાય, શની બેઠો હોય તો કુટુંબથી દુઃખી થાય, અને રાહુ તથા કેતુ બેઠા હોય તો સંતાન તરફથી દુઃખી થાય તથા શોકાતુર રહે.

---

### ૨ બીજા ભાવે દરેક ગ્રહની દ્રષ્ટિ બાબત ફળ.

સૂર્ય બીજા ભાવે દેખતો હોય તો પિતાના ધનનો નાશ થાય, પોતાના પરાક્રમથી ગુજરાન ચલાવે, ચાર પગના જાનવરનું સુખ થાય અને શરીરે ગુપ્ત રોગ થાય.

ચંદ્ર બીજે ભાવે દેખતો હોય તો સારા ભાગ્યવાળો ને પરાક્રમી હોય, પહેલી અવસ્થામાં ઘણું ધન મેળવે તેમ છેલ્લી અવસ્થામાં પણ ધનનું વિશેષ સુખ ભોગવનાર થાય અને સુખ ભોગવે.

મંગળ બીજા ભાવે દેખતો હોય તો કુટુંબમાં સુખ થોડું હોય, ધનની પ્રાપ્તિ થાય, પણ ધીમે ધીમે ધનનો નાશ થાય, ગુહ્ય સ્થાનમાં હરસની પીડા કરે તથા લોહી પડવાથી પીડા થાય.

બુધ બીજા ભાવે દેખતો હોય તો ધનના ઘણા સુખવાળો થાય, સારા ભાગ્યવાળો અને સારી રીતે ગુજરાન ચલાવનારો થાય.

ગુરૂ બીજા ભાવે દેખતો હોય તો ધનના સુખવાળો, પણ પોતાના ધનના સુખ વગરનો સ્વતંત્ર ઉદ્યોગથી ગુજરાન ચલાવે, કુટુંબ તથા મિત્રવર્ગથી સુખી જાણુવો.

શુક્ર બીજા ભાવે દેખતો હોય તો હંમેશ દ્રવ્યના સુખવાળો,

કુટુંબના સુખવાળો, પોતાના પરાક્રમથી સુખ મેળવે, વૈભવ ભોગવનાર અને તેથી સુખી થાય.

શનિ બીજા ભાવે દેખતો હોય તો ધનનો નાશ થાય, કુટુંબમાં શત્રુપણું રહે અને તેરમે વરસે જળથી તેમજ પથ્થરથી શરીરે પીડાકારી થાય.

રાહુ બીજા ભાવે દેખતો હોય તો કુટુંબનો દુઃખી, આઠમે વર્ષે શરીરે મહા પીડા થાય અને જળ તેમજ પથ્થર લાગવાથી પીડા થાય.

## બીજા સ્થાનમાં જે રાશી અને ગ્રહો પડયા હોય તેનું એકંદર ફળ.

સૂર્ય, ચંદ્ર અને લગ્નના સ્વામી સાથે બીજા ભૂવનનો સ્વામિ રહેલો હોય તેમજ ધનભૂવનનો સ્વામિ છઠે, આઠમે અને બારમે ભાવે રહેલો હોય તો આ માણસ જન્મથી આંધળો હોય.

લગ્નના સ્વામી સાથે ધનભૂવનનો સ્વામી છઠે, આઠમે કે બારમા ભૂવને હોય તો નેત્રનો નાશ કરે.

સિંહલગ્નમાં સૂર્ય અને ચંદ્ર રહેલા હોય અને તેમને શનિ અને મંગળ દેખતા હોય તો આ માણસ આંધળો થાય પણ જો એ સૂર્ય અને ચંદ્રને શુભગ્રહોનો સમાગમ કે દ્રષ્ટિ હોય તો તેમ થાય નહિ પણ શુભ અને પાપગ્રહો એ બંનેનો સમાગમ કે દ્રષ્ટિ હોય તો તે માણસ ટપકતી આંખોવાળો હોય.

શુક્ર અને ચંદ્રની સાથે બીજા ભૂવનનો સ્વામિ લગ્નમાં રહેલો હોય તો આ માણસ રતાંધળો થાય પણ જો બીજા ભૂવનનો સ્વામી ઉંચરાશીમાં શુભગ્રહની સાથે રહેલો હોય તો તેમ થાય નહિ.

બારમા ભાવમાં મંગળ રહેલો હોય તો ડાબી આંખે આંધળો અને બારમે શનિ રહેલો હોય તો જમણી આંખે આંધળો થાય.

ધન ભાવના સ્વામીને સૂર્ય તથા મંગળનો સમાગમ હોય અથવા દ્રષ્ટિ હોય તો તે માણસની લાલ રંગની આંખો થાય.

બીજા ભાવનો સ્વામિ પાપગ્રહની સાથે રહેલો હોય તો અને તેને શનિ દેખતો હોય તો તે માણસને નેત્રરોગી જાણવો.

બીજા ભાવમાં શુભગ્રહ રહેલા હોય અને નેત્રકારક ગ્રહને લગ્નના સ્વામિનો સમાગમ કે દષ્ટિ હોય તો આ માણસ દીર્ઘદષ્ટિવાળો જાણવો.

બીજા ભાવનો સ્વામિ શુભગ્રહની સાથે કેંદ્રસ્થાનમાં હોય અથવા પોતાની રાશીનો, ઉંચનો, મિત્રગ્રહની રાશીનો અથવા શુભગ્રહની રાશીનો હોય તો તે માણસ પુન્યવાન, કુટુંબનું રક્ષણ કરનારો, બોલવામાં ચતુર અને સુખ ભોગવનારો હોય છે.

બીજા ભાવમાં ઘણા પાપગ્રહ રહેલા હોય અને બીજા ભાવના નિર્બળ સ્વામિને પાપગ્રહ દેખતા હોય તથા લગ્નનો સ્વામિ પાપગ્રહની સાથે દુષ્ટ સ્થાન (૬–૮ અને ૧૨ મા સ્થાન)માં રહેલો હોય તો આ માણસનું ગુજરાન સુખે કરીને ચાલે નહિ.

બીજા ભાવનો સ્વામિ પોતાની રાશીનો કે ઉંચનો હોઇ ત્રિકોણભૂવન કે લાભસ્થાનમાં બેઠો હોય અને લગ્નનો સ્વામિ બળવાન હોય તથા ધનભાવનો સ્વામિ જે રાશીનો હોય તે રાશીનો સ્વામિ કેંદ્રમાં હોય તો સર્વ માણસનો અને ધરતીનો પતિ થાય.

બીજા ભાવનો સ્વામિ ગુરૂ, બુધ કે શુક્ર બીજા ભાવમાં હોય અથવા પોતાની રાશી, ઉંચ રાશી, અથવા મિત્રગ્રહની રાશીમાં રહેલો હોય તો ભાઇઓમાં અને મિત્રમાં પરોપકારી તથા માણસોનું રક્ષણ કરનાર થાય.

લગ્ન ભૂવનનો સ્વામી બળવાન થઇ બીજા સ્થાનમાં હોય તો તે ઘણા પૈસાવાળો થાય પણ તે બળરહિત થઇ પાપગ્રહ સાથે હોય તો તે ઠગ થાય છે.

બીજા સ્થાનનો સ્વામી નિર્બળ હોય અને બારમા ઘરમાં ગુરૂ હોય, લગ્ન ઉપર શુભગ્રહોની દ્રષ્ટિ ન હોય તો ધનનો નાશ થાય.

બીજા સ્થાનમાં ચંદ્રમા શુક્રની દ્દષ્ટિવાળો હોય અથવા બીજા ભાવમાં બુધ શુભગ્રહોની દષ્ટિવાળો હોય તો તે ધનવાન થાય.

બીજા ભાવમાં બહુ ગ્રહ બળવાન થઇને કે ઉચ્ચ, મિત્ર કે પોતાની રાશીમાં સાથે બેઠા હોય તો મરણ સુધી ધનવાન રહે છે.

બીજા સ્થાનનો સ્વામી ગુરુ સાથે આઠમા સ્થાને હોય તો તે માણસ મૂગો થાય. બીજા સ્થાનમાં સૂર્ય અને શની હોય તો દરિદ્ર થાય.

બીજે ભાવે મંગળ શુભગ્રહો સાથે હોય ને બુધ જોતો હોય કે બુધ કેન્દ્રમાં હોય તો તે ગણિત જાણનારો થાય.

બીજાનો સ્વામી લગ્ન કે કેન્દ્રમાં શુક્ર કે ચંદ્ર સાથે હોય તો ચાંદીનાં વાસણમાં જમનારો, બીજાનો સ્વામી લગ્ન કે કેન્દ્રમાં ગુરુ, ચંદ્ર કે શુક્ર સાથે હોય તો સોનાના વાસણમાં જમનારો થાય પણ

લગ્ન કે બીજા ભાવનો સ્વામી શની સાથે હોય તો હલકી ધાતુનાં વાસણુમાં જમનારો થાય.

બીજા અને સાતમા ભાવના સ્વામીઓ શુક્ર અને પાપગ્રહોમાંથી જેટલા ગ્રહો સાથે ૬—૮ કે ૧૨ મા સ્થાનમાં બેઠા હોય તેટલી સ્રીયોનો નાશ થાય અને બીજા કે સાતમાનો સ્વામી ઉચ્ચનો કે બળવાન હોય તો તેને એક જ સ્રી થાય.

ધનભૂવનનો સ્વામી લગ્નમાં અને લગ્નનો સ્વામી ધનભૂવનમાં હોય તો વગર મ્હેનતે પૈસો મેળવે. જે ભાવમાં ધન કે લગ્નનો સ્વામી બેઠો હોય તે ભાવ સંબંધથી ધનનો લાભ મળે છે.

ધનનો સ્વામી જે ભાવમાં હોય તે ભાવની વૃદ્ધિ તે ભાવ સંબંધથી ધનનો લાભ મળે. ધનનો સ્વામી વક્ર ગતિવાળો હોય તો બહુ ધનવાન થાય.

ધન ભાવનો સ્વામિ ત્રીજી રાશીમાં હોય અને તેને શુભ ગ્રહ દેખતા હોય અને નવમા ભાગમાં ઉંચનો સૂર્ય રહેલો હોય તો તે માણુસ સર્વ માણુસોનો અને પૃથ્વિનો અધિપતિ થાય છે.

બીજા ભાવનો સ્વામિ પરમ ઉંચનો હોય અને તેને ગુરૂ દેખતો હોય તથા બીજા ભાવને પણ ગુરૂ દેખતો હોય તો આ માણુસ હજાર માણુસનું રક્ષણુ કરવાવાળો પ્રતાપી જાણુવો.

બીજા ભાવનો સ્વામિ કેંદ્રમાં પોતાની રાશીનો અથવા ઉંચ રાશીનો કે મિત્રગ્રહ રાશીનો હોય અને ષડવર્ગમાં પોતાની રાશીનો હોય તથા તે ગોપુરાંશ વગનો હોય તો આ માણુસ લક્ષ્મીવાળો, હસતા સુંદર મુખવાળો થાય છે.

બીજા ભાવનો સ્વામિ શુભ ગ્રહની સાથે કેંદ્રમાં કે ત્રિકોણુ ભાવમાં પોતાના ઉંચનો હોય અથવા તે ઠેકાણે પુરૂષગ્રહની સાથે શુભ ગ્રહની દ્રષ્ટિવાળો હોય તો તે માણુસ બહુ યુક્તિવાળો અને વાચાળ થાય છે.

બીજા ભાવનો સ્વામિ નીચ રાશીનો હોય તો બીજા ભાવ અને બીજા ભાવના સ્વામિ સાથે પાપગ્રહ રહેલા હોય અથવા તેમને પાપગ્રહ દેખતા હોય તો આ માણુસનું મુખ નઠારૂં જાણુવું.

બીજા ભાવનો સ્વામિ પાપગ્રહની રાશીનો હોય અને દશમે ભાવે નીચ રાશીના સૂર્ય ભેગો રહેલો હોય તો આ માણુસ સભામાં જડ એટલે બોલી શકે નહિ.

બીજા ભાવનો સ્વામિ ગુરૂની સાથે આઠમા ભાવમાં બેઠો હોય તો આ માણસ મુંગો જાણવો.

બીજા ભાવમાં ચંદ્ર સાથે મંગળ હોય અને તેને બુધ દેખતો હોય અથવા બુધ કેંદ્રમાં હોય તો, તેમજ ગુરૂ, કેંદ્ર કે ત્રિકોણમાં હોય, શુક્ર ઉંચનો હોય તો, અથવા બીજા ભાવનો સ્વામિ બુધ હોય તો આ માણસ ગણીતવિદ્યા જાણનારો થાય.

બુધ કેંદ્રમાં હોય અને બીજા ભાવનો સ્વામિ બળવાન્ હોય, વળી બીજા કે ત્રીજા ભાવમાં શુભ ગ્રહની સાથે શુક્ર હોય અથવા બીજા ભાવમાં ઉંચનો શુક્ર હોય તો આ માણસ જ્યોતિષ શાસ્ત્ર જાણનાર જોષી થાય.

બીજા ભાવનો સ્વામિ ગુરૂ બળવાન હોય અને તેને સૂર્ય કે શુક્ર દેખતા હોય તો આ માણસ વ્યાકરણ વિદ્યા જાણનાર થાય.

બીજા ભાવનો સ્વામિ ગુરૂ કે શુક્ર હોય અને તેને સૂર્ય ને મંગળ દેખતા હોય વળી તે મૂળ ત્રિકોણ કે ઉંચના હોય તો આ માણસ તર્કશાસ્ત્ર જાણનાર થાય.

બીજા ભાવનો સ્વામિ જે રાશીનો હોય તે રાશીના સ્વામિના નવમાંશનો સ્વામિ શનિ હોય અથવા પાપગ્રહની સાથે મંગળ કેંદ્રમાં કે ત્રિકોણમાં હોય તો આ માણસ બીજાનાં છીદ્ર જાણવામાં કુશળ થાય,

ગુરૂ બળવાન થઇને બીજે ભાવે રહેલો હોય અને બીજા ભાવના નવમાંશનો સ્વામિ કેંદ્રમાં કે ત્રિકોણમાં શુભગ્રહની દ્રષ્ટિવાળો હોય તો શાસ્ત્રના રહસ્યને જાણનારો થાય.

લગ્નનો સ્વામિ બીજા ભાવમાં હોય અને બીજા ભાવનો સ્વામિ અગીઆરમા ભાવમાં હોય અને અગીઆરમા ભાવનો સ્વામિ લગ્નમાં હોય તો આ માણસને ભોંયમાંથી દાટેલું ધન મળે.

બીજા ભૂવનનો સ્વામિ લાભભૂવનના અને લગ્નના સ્વામિ સાથે કેંદ્રમાં કે ત્રિકોણમાં હોય, વળી તે કાળબળ પામેલો હોય અને તેને શુભગ્રહ દેખતા હોય તો પોતાના બળ થકી આ માણસ ઘણું ધન પેદા કરે.

બીજા ભૂવનનો સ્વામિ જે રાશીમાં હોય તે રાશીમાં લગ્નનો સ્વામિ શુભગ્રહની સાથે રહેલો હોય તો, તેમજ બીજા ભૂવનનો સ્વામિ લગ્નમાં બળવાન થઇને બેઠો હોય તેમજ લાભ ભૂવનનો

સ્વામિ લગ્નમાં બળવાન થઇને બેઠો હોય તો આ માણસ અંત્ય અવસ્થામાં ધન મેળવનાર થાય.

ધનભુવનનો સ્વામિ નવમા ભુવનના સ્વામિ સાથે હોય અને તે કેંદ્રમાં શુભગ્રહના સમાગમ કે દૃષ્ટિવાળો હોય, તેમજ લગ્નના સ્વામિનો નવમાંશ પતિ તેને દેખતો હોય તો આ માણસ બાળ અવસ્થામાં ઘણા ધનનો લાભ પામે.

લગ્નનો સ્વામિ ધનભુવનના સ્વામિના સમાગમ કે દૃષ્ટિવાળો હોય તો આ માણુસ પોતાના બાહુબળથી ધન મેળવનાર જાણવો.

લગ્ન અને ધન ભુવનના સ્વામિઓ ત્રીજા ભાવમાં બળવાન થઇને બેઠા હોય તેમને પુરૂષ ગ્રહનો સમાગમ કે દૃષ્ટિ હોય અને તેઓ ત્રીજા ભુવનના સ્વામિના સમાગમ કે દૃષ્ટિવાળા હોય અને વૈશેષિક વર્ગમાં હોય તો આ માણુસ ભાઇઓ થકી ધન મેળવનાર થાય.

લગ્ને અને ધનભુવનના સ્વામિઓ એક બીજાને દેખતા હોય, કેંદ્રમાં હોય, વળી તે શુભગ્રહના નવમાંશમાં હોય અને લગ્નના અને નવમા ભાવના સ્વામિની દ્રષ્ટિ હોય તો આ માણુસ ઘણા પ્રકારથી ધન મેળવનાર થાય.

ધનભુવનનો સ્વામિ ધનભુવનમાં બેઠો હોય અને તેને લગ્નના સ્વામિનો સમાગમ કે દૃષ્ટિ હોય, અથવા કારકગ્રહ બીજા ભાવમાં બેઠો હોય અને તેને લગ્નના સ્વામિનો સમાગમ કે દૃષ્ટિ હોય અને ધનભુવનનો સ્વામિ અને કારકગ્રહ વૈશેષિક વર્ગમાં બેઠા હોય તો ભાઇઓ થકી આ માણુસ ધન મેળવનાર થાય.

ધનભુવનનો સ્વામિ બળવાન હોય અને તે ચોથા ભાવના સ્વામીના સમાગમ કે દૃષ્ટિવાળો હોય, વળી તે વૈશેષિક વર્ગમાં હોય તો આ માણુસ માતના પ્રતાપથી ધન મેળવે અથવા મિત્ર તરફથી અથવા ખેતીવાડીથી ધન મેળવનાર થાય.

લગ્નનો સ્વામિ વૈશેષિક વર્ગમાં હોય તોપણ આ માણુસ પુત્ર થકી ધન મેળવે.

લગ્નનો સ્વામિ બળવાન થઇને વૈશેષિક વર્ગમાં હોય અને ધનભાવના સ્વામિને સ્ત્રી ભાવના સ્વામિનો તથા સ્ત્રીકાર ગ્રહનો સમાગમ કે દૃષ્ટિ હોય તો આ માણુસ સ્ત્રી તરફથી ધન મેળવનારો જાણવો.

ધનભાવમાં પાપગ્રહો બળવાન હોય અથવા કોઈ ગ્રહ અસ્તના

કે નીચના કે શત્રુગ્રહની રાશીના બીજા ભાવમાં રહેલા હોય અથવા એ બીજા ભાવ ઉપર તેઓની દષ્ટિ હોય અથવા ભાઇ, મા, બાપ, સ્ત્રી, પુત્ર વિગેરે સંબંધી માણસ તરફથી ધન મેળવવાનો જે રીતે યોગ કહેલો છે તે યોગ ન થતાં તેથી ઉલટો નબળો યોગ થયેલો હોય તો તે સંબંધી માણસો તરફથી ધનનો નાશ થાય.

લગ્નનો સ્વામી નિર્બળ થઇને પાપગ્રહની સાથે રહેલો હોય, ધનભાવનો સ્વામિ બારમે સૂર્ય ભેગો હોય અથવા ધનભાવનો સ્વામિ નીચનો પાપગ્રહની દષ્ટિવાળો હોય તો આ માણસનું ધન રાજા હરી લેશે.

બારમા ભાવનો સ્વામિ ધનભુવનમાં હોય, અગીઆરમા ભૂવનનો સ્વામિ બારમા ભુવનમાં હોય તેમજ ધનભૂવનનો સ્વામિ દુષ્ટ સ્થાન ૬-૮-૧૨ મે હોય કે નીચનો હોય તો આ માણસનો રાજાના દંડ થકી ધનનો નાશ થાય.

ધનભાવ, ધનભાવનો સ્વામિ અને લાભભાવનો સ્વામિ એ ત્રણ પાપગ્રહના સમાગમ કે દૃષ્ટિવાળા હોય તો તે માણસ ધન વગરનો હોય છે.

ધનભાવનો સ્વામિ વૈશેષિક વર્ગમાં છતાં પોતાની રાશીમાં ઉંચ કે મૂળ ત્રિકોણમાં હોય તો પણ આ માણસ ધનવાનને ઘેર જન્મે છે.

લગ્નેશ ધનાભાવમાં હોય, લાભેશ દશમા ભાવમાં હોય અથવા લગ્નેશને અગીઆરમા ભાવનો સ્વામિ દેખતો હોય અગર ગુરૂ લગ્નેશને દેખતો હોય તોપણ હજાર મહોરોનો ધણી થાય.

ધન અને લાભભાવના સ્વામિઓ વૃદ્ધભાવ થયલા કેંદ્રમાં હોય, વળી તે બળવાન હોય અને નવમા ભાવનો સ્વામિ પણ બળવાન થઇ વૃદ્ધિ ભાવવાળા કેંદ્રમાં હોય તો આ માણસ ત્રણ લાખથી વધારે ધનવાન થાય.

બીજા ભાવમાં પાપગ્રહ હોય, અને લગ્નેશ બારમે હોય, દશમા ભાવના સ્વામિને લાભભાવના સ્વામિનો સમાગમ કે દ્રષ્ટિ હોય તો આ માણસ ઘણું કરીને દેવાદાર થાય.

ધનેશ નીચ રાશીનો તથા અસ્તનો હોય અને ધનભાવમાં તથા આઠમા ભાવમાં પાપગ્રહ હોય તો આ માણસ દેવાદાર થાય.

બીજા ભાવનો સ્વામિ રાહુની સાથે છઠા ભાવમાં હોય અથવા જન્મકુંડળીમાં રાહુ જે રાશીનો હોય તે રાશીના સ્વામિ ધનભાવના

સ્વામિ સાથે હોય તો તેઓની દશામાં આ માણસને દાંતનો રોગ થાય અથવા તો દાંત પડી જાય એમ પંડિત પુરૂષો કહે છે.

બીજા ભાવના સ્વામિ સાથે શની રહેલો હોય અથવા ધનેશ પાપગ્રહ ભેગો હોય તો વાયુના ભયથી પ્રમાદ, આળસુ, અને ગાંડપણુ થાય અને ઉપર પ્રમાણે સૂર્ય ભેગો હોય તો રાજાના કોપથી પ્રમાદ થાય અને મંગળ ભેગો હોય તો ગરમીના ભયથી પ્રમાદ થાય.

બીજા ભાવનાં સ્વામિ સાથે બુધ હોય, અને છઠ્ઠા ભાવમાં રાહુ અથવા કેતુ હોય અથવા જન્મકુંડળીમાં રાહુ જે રાશીનો હોય તે રાશીના સ્વામિ ભેગો ધનેશ હોય તો તેની દશામાં તાળવામાંથી રોગ પેદા થાય.

બીજા ભાવનો સ્વામિ શનિ મંગળની સાથે લગ્નમાં બેઠો હોય તો આ માણસના કાન કપાય અથવા કાનનો નાશ થાય.

બીજા ભાવનો સ્વામિ શુભગ્રહ અને ચંદ્રની સાથે કેંદ્રમાં હોય તો તેને રૂપાનાં પાત્ર હોય એવી સમૃદ્ધિ જાણવી.

ઉપર પ્રમાણે ધનેશ, બુધ અને ગુરૂની સાથે કેંદ્રમાં હોય તો સોનાના પાત્ર ભોગવે એવી સમૃદ્ધિવાળો માણસ જાણવો.

ધનભાવનો સ્વામિ કેંદ્રમાં બળવાન હોય તો વિચિત્ર જાતના પાત્રોમાં ભોજન કરનારો જાણવો.

ધનભાવનો સ્વામિ બળ વગરનો હોય અને તે પાપગ્રહની સાથે રહેલો હોય તો હલકા પાત્રનો ભોગી થાય.

ધનભાવમાં શુભ ગ્રહ હોય અને ધનવાનો સ્વામિ પણ શુભગ્રહ ભેગો હોય અગર આ બન્નેને શુભગ્રહની દૃષ્ટિ હોય તો સુખે કરીને ભોજન કરનારો જાણવો.

ધનેશ બળવાન્ થઇને કેંદ્રમાં કે ઉપચય ભાવમાં હોય અને તેને બળવાન શુભગ્રહ દેખતા હોય તોપણ આ માણસ અન્ન દેનારો અથવા ભોજન દેનારો થાય.

ધનભાવનો સ્વામિ ચરરાશીનો હોય અથવા એ ધનભાવમાં ચર રાશી હોય અથવા ધન ભાવમાં ચર ગ્રહ હોય અથવા ચર પાપગ્રહનો સંબંધ હોય તો આ માણસ ઉતાવળો જમનારો અને ભોજનની નિંદા કરનારો જાણવો.

લગ્ન, સાતમા, આઠમા કે ધનભાવમાં સૂર્ય હોય અને તેને મંગળ દેખતો હોય અથવા તે ભાવમાં મંગળ હોય અને તેને સૂર્ય દેખતો હોય તો વિષ્ફોટક થાય, અને અગ્નિ કે નીચ માણસથી પીડા થાય.

ધનભાવમાં શનિ પાપગ્રહના સમાગમ કે દ્રષ્ટિવાળો હોય તો આ માણસને કુતરાની બીક જાણવી.

લગ્નનો સ્વામિ શુભગ્રહ ધનભાવમાં હોય તો આ માણસને જમીનમાંથી દાટેલું ધન મળે.

બીજા ભાવમાં નિર્બળ બુધ રહેલો હોય અને તેને પાપગ્રહ દેખતા હોય તો આ માણસની વાણી સ્થિર હોય એટલે બોલી ફેરફાર થાય.

ધનભાવના સ્વામિને પાપગ્રહ દેખતા હોય તો આ માણસની ધીરજથી વાણીનું ફરવાપણું થાય.

---

## અંગ્રેજી રીતે બીજા ભુવનનું ફળ.

શની બીજા ભુવનમાં હોય તો પૈસાની પુષ્કળ તંગી પડે, પૈસો ખોવરાવે અને વેપારમાં લાભ થાય નહિ.

રવી બીજા ભુવનમાં હોય તો પોતાના પૈસા ખર્ચી નાખે, ઉડાઉ, પૈસાની બાબતમાં અવિચારી અને પૈસા તથા માલમિલ્કત ઉડાવી નાંખે.

ગુરૂ બીજા ભુવનમાં હોય તો પુષ્કળ પૈસા આપે, જીંદગીમાં સુખ મળે, પૈસાદાર થાય, આબરૂ વધે, માન મળે, પ્રખ્યાત થઈ લોકોમાં વખણાય, કેતેકમંદ માણસોની કુંડળીમાં હંમેશાં ગુરૂ ઉંચનો થઈ બીજે કે દશમે ભુવને પડેલો હોય છે.

મંગળ બીજા ભુવનમાં હોય તો પુષ્કળ ખર્ચાળુ, પૈસો ઉડાવી દેનાર, પૈસો મેળવવાનો દઢ વિચાર રાખનાર, પુષ્કળ ઉદાર અને મોટા દીલથી પૈસા લોકોને આપનાર, પૈસાની દરકાર નહિ કરનાર હોય છે.

બુધ બીજા ભુવનમાં ઉપયોગી નથી પણ સારા ગ્રહોની દ્રષ્ટિ અને સમાગમમાં બેઠા હોય તો પૈસાનો રહેજ લાભ આપે.

શુક્ર બીજા ભુવનમાં હોય તો ધંધો વેપાર અને જીંદગીમાં ફાયદો આપે, પૈસો આપે, સારાં કપડાં તથા ઘરેણાં પહેરવાને મળે, કપડાં તથા ઘરેણાં પાછળ પૈસા ઉડાવનાર, ઉડાઉ, મોજમજા પાછળ પૈસા ખર્ચનાર, શુક્ર ઉંચનો હોય તો સર્વે અર્થ પુરતું મળ્યા કરે, પણ નીચનો કે પાપગ્રહથી ઘેરાયલો હોય તો કદી પણ પૈસાવાળો થાય નહિ.

ચંદ્ર બીજા ભુવનમાં ઉંચનો થઈને બીજા ભાવે બેઠો હોય તો નસીબ સારો, ફતેહ આપે, પૈસા આપે, બીજી કોઈ રાશીમાં સાધારણ પૈસા આપે અને જો કોઈ પાપ દ્રષ્ટિમાં હોય તો સારો નહીં.



# પ્રકરણ ૩૦ મું.

## ત્રીજો ભાવ ભ્રાતૃભુવન.

આ ભાવમાં ભાંડુ વિષે, પરાક્રમ વિષે, ઔષધ વિષે, સાળતા વિષે, ગળા અને છાતી વિષે અને જમણા કાન વિષે જોવાય છે.

હરષચલ ત્રીજા ભુવને હોય તો વિદ્યાનો શોખીન, મકાન ફેરવનાર, મુસાફરી કરનાર અને લખાણુમાં ફસાવનાર થાય.

### ૩ જા ભાવમાં નિચેના ગ્રહો સ્વગ્રહિ અથવા ઉંચના થઇ પડયા હોય તો તેનું ફળ.

સુર્ય સ્વગ્રહી હોય તો બુદ્ધિશાળી, ભાંડુના તથા નોકરના સુખવાળો થાય, ચંદ્ર હોય તો પરાક્રમી, તથા ધંધા રોજગારવાળો તથા ભાંડુના સુખવાળો થાય, મંગળ હોય તો પરાક્રમી, ઉદ્યમી, ભાંડુના સુખવાળો અને સુખી હોય, બુધ હોય તો સતકર્મ કરનાર, પરાક્રમી અને ભાંડુના સુખવાળો થાય, ગુરૂ હોય તો ભાંડુને સુખી, પરાક્રમી, પુણ્યશાળી, નશીબદાર, ઉદ્યોગી અને નોકરના સુખવાળો જાણુવો, શુક્ર હોય તો ઉદ્યમી, ભાઇઓથી સુખી, પરાક્રમી અને નોકરથી સુખી જાણુવો. શની હોય તો, સારા ઉદ્યોગવાળો, નોકરથી અને ભાંડુથી સુખી તથા પરાક્રમી થાય, અને રાહુ તથા કેતુ હોય તો ભાંડુના સુખવાળો, પરાક્રમી, નો[illegible] અને સારો ઉદ્યોગ કરનાર થાય.

### નિચેના ગ્રહો ત્રીજાભાવે શુક્રના ઘરમાં એટલે વરખ અગર તોલા રાશીના થઈને બેઠા હોય તો તેનું ફળ.

સુર્ય બેઠો હોય તો ભાંડુથી દુ:ખી તથા ચાકરના દુ:ખવાળો થાય. ચંદ્ર બેઠો હોય તો મધ્યમ પરાક્રમવાળો અને ઉદ્યમી થાય, મંગળ બેઠો હોય તો પરાક્રમી અને ભાંડુ વગરનો થાય, બુધ બેઠો હોય તો ધનવાળો, અને ધર્મ ઉપર આસ્તિક થાય, ગુરૂ હોય તો ભાંડુ સાથે અણુબનાવ થાય, ( શુક્રની હકીકત સ્વગ્રહીમાં આવી ગઇ)

શની બેઠો હોય તો ભાંડુ વગરનો અને પરાક્રમી થાય અને રાહુ તથા કેતુ બેઠા હોય તો સારો ઉદ્યમ કરનાર, સમૃદ્ધિવાન અને ગળે આંઝનવાળો થાય.

---

## નિચેના ગ્રહો ત્રીજાભાવે ચંદ્રના ઘરમાં એટલે કર્કરાશીના થઇને બેઠા હોય તો તેનું ફળ.

સૂર્ય બેઠો હોય તો ભાંડુથી સુખી, ઉદ્યમી, ચાકરવાળો, સત્કર્મી અને સારી કીર્તિવાળો થાય, (ચંદ્રની હકીકત સ્વગ્રહીમાં આવી ગઇ) મંગળ બેઠો હોય તો ભાંડુ ઘણા હોય, દાસ ચાકર તથા સારા ઉદ્યમવાળો થાય પણ તે પુરૂષની સ્ત્રી વ્યભીચારીણી થાય, બુધ બેઠો હોય તો ધીરજવાળો થાય, શુક્ર બેઠો હોય તો દાસ–ચાકરના સુખવાળો થાય, શનિ બેઠો હોય તો સારો ઉદ્યમ કરનાર તથા સંપત્તિવાળો થાય પણ ગુજરાન ખોટી રીતે ચલાવે અને રાહુ તથા કેતુ બેઠા હોય તો સારા ઉદ્યમવાળો, સમૃદ્ધિવાળો અને ગળે ખોડવાળો જાણવો.

---

## નિચેના ગ્રહો સુર્યના ઘરમાં એટલે સિંહરાશીના થઇ અને ૩ જા ભાવે બેઠા હોય તેનું ફળ.

( સૂર્યની હકીકત સ્વગ્રહીમાં આવી ગઇ ) ચંદ્ર બેઠો હોય તો ચાડી ચૂગલી કરનાર તથા રાજાનો દંડ ભોગવનાર થાય, મંગળ બેઠો હોય તો સાર્વજનિક કામ કરે. સંતાનનું થોડું સુખ મળે, બુધ બેઠો હોય તો ભાઇ બેન સાથે અણુબનાવ રહે, ગુરૂ બેઠો હોય તો પાપબુદ્ધિવાળો થાય, શુક્ર બેઠો હોય તો નસીબદાર થાય, શની બેઠો હોય તો કુકર્મ કરે અને રાહુ તથા કેતુ બેઠા હોય તો ભાંડુનું સુખ નાશ પામે.

---

## નિચેના ગ્રહો ત્રીજે ભાવે બુધના ઘરમાં એટલે મિથુન કે કન્યારાશીના થઇને બેઠા હોય તેનું ફળ.

સૂર્ય બેઠો હોય તો શરાતનવાળો, બુદ્ધિવાળો અને થોડા ભાંડુવાળો જાણવો, ચંદ્ર બેઠો હોય તો વાયુ પ્રકૃતિવાળો, ધન ધાન્યવાળો અને મંદ ભાગ્યવાળો હોય, મંગળ બેઠો હોય તો ભાંડુની સાથે શત્રુ

ભાવ થાય અને પોતાના ધર્મમાં નાસ્તિક થાય, (બુધની હકીકત સ્વગ્રહીમાં આવી ગઇ) ગુરૂ બેઠો હોય તો નિરૂદ્યમી, ભાંડુથી દુઃખી અને મંદ પરાક્રમી થાય, શની બેઠો હોય તો નિર્ધન થાય, અને રાહુ તથા કેતુ બેઠા હોય તો, ભાંડુ વગરનો નિરૂદ્યમી અને પરાક્રમહીન થાય.

## નિચેના ગ્રહો મંગળના ઘરમાં એટલે મેષ યા વૃશ્ચિક રાશીના થઇને ત્રીજે ભાવે બેઠા હોય તો તેનું ફળ.

સૂર્ય બેઠો હોય તો ભાંડુસુખ હોય નહિ, ચંદ્ર બેઠો હોય તો મંદ પરાક્રમી, ભાંડુના સુખ વગરનો અને નિરૂદ્યમી હોય, ( મંગળની હકીકત સ્વગ્રહીમાં આવી ગઇ ) બુધ બેઠો હોય તો ભાંડુના સુખવાળો તથા સારા ગુણવાળો થાય. ગુરૂ બેઠો હોય તો વેપારનું કામ કરનાર, પરાક્રમી, પુન્યનું કામ કરનાર, ભાંડુના સુખવાળો, સારા ઉદ્યમવાળો, નોકર ચાકરવાળો, અને ભોળા સ્વભાવનો થાય. શુક્ર બેઠો હોય તો લોભી અને ચતુર થાય તેમજ મનમાં ધારેલા કામને સિદ્ધ કરે. શની બેઠો હોય તો ભાંડુ વગરનો, નઠારા ઉદ્યમ કરનાર તેમ જ સેવા કરનારો થાય, અને રાહુ તથા કેતુ બેઠા હોય તો ભાંડુનું સુખ નાશ પામે, વધરાવળના રોગવાળો તેમજ દેખીતો પરાક્રમી જણાય.

## નિચેના ગ્રહો ગુરૂના ઘરમાં એટલે ધન અગર મીનરાશીના થઇને ત્રીજે ભાવે બેઠા હોય તો તેનું ફળ.

સૂર્ય બેઠો હોય તો ભાંડુ સાથે મિત્રતાવાળો, પોતાનું ધન પોતે ભોગવનારો થાય અને ચાકરો દુષ્ટ મળે. ચંદ્ર બેઠો હોય તો પશુ અને ધનવાળો, બુદ્ધિવાળો, ભાંડુના સુખવાળો, પરાક્રમી, સારા કર્મ કરનાર થાય, બુધ બેઠો હોય તો નિરૂદ્યમી, ભાંડુના સુખવાળો, અને પ્રરાક્રમ સિવાયનો થાય (ગુરૂની હકીકત સ્વગ્રહીમાં આવી ગઇ) શુક્ર બેઠો હોય તો પરાક્રમી પણ અપમાન થાય અને પોતાની પાછળના ભાંડુવાળો જાણવો, શની બેઠો હોય તો થોડા ભાંડુવાળો પણ ભાંડુનો દ્વેષ કરનાર જાણવો, અને રાહુ તથા કેતુ બેઠા હોય તો ભાંડુ વગરનો અને નિરૂદ્યમી જાણવો.

નિચેના ગ્રહો શનીના ઘરમાં એટલે મકર અગર કુંભરાશી-
ના થઇને ત્રીજે ભાવે બેઠા હોય તો તેનું ફળ.

સૂર્ય બેઠા હોય તો ભાંડુનો નાશ થાય, ચાકરો દુષ્ટ મળે અને પોતે નાસ્તિક થાય. ચંદ્ર બેઠા હોય તો ભાંડુના થોડા સુખવાળો, પરાક્રમી, સહજ સહજ ઉદ્યોગવાળો, ભાગ્યવાન, અને પૂણ્યવાન થાય. મંગળ બેઠા હોય તો પરાક્રમ વગરનો, પાપકર્મ કરનારો, સ્વધર્મમાં નાસ્તિક, ભાંડુ વગરનો અને ઉદ્યમ વગરનો જાણુવો. બુધ બેઠા હોય તો અલ્પ બીકવાળો, ભાંડુના થોડા સુખવાળો અને મધ્યમ સુખી જાણુવો. ગુરૂ બેઠા હોય તો ભાંડુથી દુઃખી, નિરૂદ્યમી અને શરમાળ થાય. શુક્ર બેઠા હોય તો શુદ્રની મદદથી પરાક્રમ કરનારો જાણુવો· (શનીની હકીકત સ્વગ્રહીમાં આવી ગઇ ) અને રાહુ તથા કેતુ બેઠા હોય તો ભાંડુના સુખવગરનો અને વધરાવળના રોગવાળો જાણુવો.

---

ગ્રહોની ત્રીજા ભાવ તરફ દ્રષ્ટિનું ફળ.

સૂર્ય ત્રીજા ભાવે દેખતો હોય તો પોતાનાથી પહેલા ભાંડુનો નાશ કરે, પોતે પરાક્રમી થાય, અને પોતાના પરાક્રમથી ભાગ્યનો વધારો થાય, રાજ્ય તરફથી સારી મહેરબાની થાય.

ચંદ્ર ત્રીજા ભાવે દેખતો હોય તો સારા ભાગ્યવાળો અને પરાક્રમી થાય, પહેલી તથા છેલ્લી અવસ્થામાં ઘણું ધન મેળવે તથા તેથી સુખ ભોગવે.

મંગળ ત્રીજા ભાવે દેખતો હોય તો કુટુંબનું સુખ થોડું, પરદેશમાં રાજ્યદ્વારથી માન મળે, અને પોતાના ભાંડુના સુખનો નાશ થાય.

બુધ ત્રીજે ભાવે દેખતો હોય તો ભાઇભાંડુના સુખવાળો, વેપારથી ગુજરાન ચલાવનારો, ઘણો ડાહ્યો અને તીર્થ કરવામાં બુદ્ધિ-શાળી જાણુવો.

ગુરૂ ત્રીજે ભાવે દેખતો હોય તો ભાઇભાંડુના ઘણા સુખવાળો, ભાગ્યશાળી, ધનવાન અને સોનારૂપાના આભૂષણુથી સંતોષી જાણુવો.

શુક્ર ત્રીજા ભાવે દેખતો હોય તો ભાઇભાંડુના સુખવાળો, દેશાવરમાં રાજાથી માન મળે તથા પોતાના પછી જે ભાંડુ થાય તે કાને બહેરૂં થાય.

શનિ ત્રીજે ભાવે દેખતો હોય તો ઘણો પરાક્રમી અને જ·

ળવાન જાણુવો, ભાંઇભાંડુથી દુ:ખી અને લાભનું ફળ મળવાની વખતે નુકશાની થાય.

રાહુ ત્રીજે ભાવે દેખતો હોય તો પોતાના પરાક્રમથી સર્વે મનોરથ સફળ થાય, ઘણા પ્રકારે સુખ ભોગવે, પુત્રનો સુખી, અને તે પુરૂષ જોડકાથી જન્મેલ હોય.

## ત્રીજા ભાવના ગ્રહો તથા રાશીઓનું મિશ્ર ભાવફળ.

ત્રીજા ભાવમાં પાપગ્રહ રહ્યા હોય અને તે ભાવમાં પાપગ્રહની દ્રષ્ટિ હોય, અથવા ત્રીજા ભાવનો સ્વામિ પાપગ્રહની કર્તરીમાં બેઠા હોય તો ભાંડુનો નાશ થાય.

ત્રીજા ભાવનો સ્વામિ અને મંગળ આઠમા ભાવમાં બેઠા હોય અને પાપ ગ્રહોની તેઓના ઉપર દ્રષ્ટિ હોય તો ભાંડુનો નાશ થાય. તે બંને ગ્રહો હરકોઇ ભાવે પાપગ્રહની રાશીમાં બેઠા હોય અગર તેની સાથે પપાગ્રહ બેઠા હોય તો તેના ભાઇઓ થાય પણ તે પાછા નાશ પામે.

ત્રીજા ભાવમાં પાપગ્રહો બેઠેલા હોય તો તેમજ ત્રીજા ભાવનો સ્વામિ બળ વિનાનો હોય તો ભાંડુ નાની ઉંમરમાં નાશ પામે.

ત્રીજા ભાવનો સ્વામિ ૬–૮ અને ૧૨ મા સ્થાને બેઠા હોય અથવા કારકગ્રહ પણ તેમાંજ રહ્યો હોય તેમજ તે બંનેને પાપ ગ્રહની દ્રષ્ટિ હોય તો અથવા પાપગ્રહ સાથે બેઠા હોય અને આવા યોગમાં ત્રીજા ભાવનો સ્વામિ ઉંચો હોય તો પણ ભાંડુનો નાશ થાય.

ત્રીજા ભાવનો સ્વામિ જો શનિ અને કેતુ સાથે રહ્યો હોય અને તેને પાપગ્રહની દ્દષ્ટિ પડતી હોય તેમજ જો તે નીચ રાશામાં રહ્યો હોય તો ભાંડુનો નાશ થાય

ત્રીજા ભાવનો સ્વામિ નવમાંશ કુંડળીમાં જે રાશીનો હોય તે રાશીનો સ્વામિ જન્મકુંડળીમાં આઠમા ભાવે બેઠો હોય અથવા તે નીચ રાશીનો હોય કે અસ્તનો હોય તો પોતાના ભાંડુનો નાશ થાય.

ત્રીજા ભાવમાં શુભગ્રહ બેઠો હોય અથવા તે ભાવનો સ્વામિ બળવાન હોય તો તેને ભાંડુનો લાભ થાય.

ત્રીજા ભાવનો સ્વામિ ત્રીજા ભાવમાં ઉંચનો, સ્વગ્રહનો કે મૂળ ત્રીકોણનો બળવાન થઇ રહેલો હોય તો ભાંડુની પ્રાપ્તિ થાય.

લગ્નનો સ્વામિ અને ત્રીજા ભાવના સ્વામિને અરસપરસ મિત્ર-

તા હોય તો ભાંડુઓ એક બીજા સાથે મિત્રતાથી વર્તે અને તે બંને શત્રુ હોય તો શત્રુપણાથી અને સમ હોય તો સમપણાથી વર્તે.

ત્રીજા ભાવનો સ્વામિ અથવા કારક ગ્રહ જો કેંદ્રમાં કે ત્રિકોણમાં રહ્યા હોય અથવા પોતાના ઉંચ કે મિત્રની કે પોતાની રાશીમાં રહ્યા હોય તો ભાંડુનો લાભ થાય.

કારકગ્રહ તથા ત્રીજા ભાવનો સ્વામિ બંને નવમાંશકુંડળીમાં એક રાશીના સ્થાનમાં રહ્યા હોય તેમને જન્મકુંડળીમાં સૂર્ય, મંગળ તથા ગુરૂ દેખતા હોય અને જન્મ કુંડળીમાં ત્રીજા ભાવે એકી રાશીનો આંક હોય તો તેને બધા ભાઇઓનું સુખ જાણવું.

ત્રીજા ભાવનો સ્વામિ અને કારકગ્રહ નવમાંશકુંડળીમાં તેમજ જન્મ કુંડળીમાં બેકી રાશીના હોય અને તેને શુક્ર તથા ચંદ્ર દેખતા હોય તો બહેનોનું સુખ જાણવું.

ત્રીજા ભાવનો સ્વામિ અને કારકગ્રહ જન્મકુંડળીમાં તથા નવમાંશ કુંડળીમાં બુધ કે શનીની રાશીમાં હોય, ત્રીજો ભાવ બુધ કે શનીની રાશીમાં હોય અને તેને શની અને બુધ દેખતા હોય તો નપુષક ભાંડુ થાય.

જન્મ કુંડળીમાં ત્રીજા ભાવનો સ્વામિ અને કારકગ્રહ જેટલે નવમાંશે હોય તેટલા ભાંડુ થાય અથવા ત્રીજો ભાવ જેટલા નવમાંશે હોય તેટલી સંખ્યા પ્રમાણે ભાંડુ થાય.

જન્મ કુંડળીમાં ત્રીજા ભાવનો સ્વામિ નવમાંશ કુંડળીમાં જેટલા આંકની રાશીમાં હોય તેટલા ભાંડુ થાય.

ત્રીજા ભાવનો સ્વામિ સ્વગ્રહી અથવા ઉંચનો થઇને આઠમા ભાવમાં પાપગ્રહ સાથે રહ્યો હોય અને આઠમા ભાવે ચર રાશી હોય અથવા નવમાંશકુંડળીમાં આઠમા ભાવે ચર રાશી હોય તો તે માણસ યુદ્ધમાં અગાઉથી દૃઢ થાય.

ત્રીજા ભાવનો સ્વામી ઉંચનો કે બળવાન થઇ કેંદ્રમાં કે ત્રિકોણમાં બેઠો હોય અને તેને શુભગ્રહની દ્રષ્ટિ હોય અથવા ત્રીજા ભાવનો સ્વામિ મૂળ ત્રિકોણ રાશીનો હોય અથવા સ્વગ્રહી હોય અથવા મિત્રના ઘરનો હોય અને વૈશેષિક બળ પામ્યો હોય તો તે પુરૂષ ઘણો ધીરજવાળો થાય.

જન્મકુંડળીમાં ત્રીજા ભાવનો સ્વામિ જે રાશીનો હોય તે રાશીનો સ્વામિ નવમાંશકુંડળીમાં જે ગ્રહની રાશીમાં બેઠો હોય તે

રાશીનો સ્વામિ સ્વગ્રહી અથવા ઉચ્ચનો હોય તો તે પુરૂષ યુદ્ધમાં ચતુર અને પ્રવિણ જાણવો.

ત્રીજા ભાવનો સ્વામી સુર્ય, મંગળ અને ગુરુની રાશીમાં બેઠો હોય તો ભાઇઓવાળો થાય. શુભગ્રહની રાશીમાં શુભગ્રહો સાથે હોય કે શુભગ્રહની દૃષ્ટિવાળો થઇ કેન્દ્રસ્થાનમાં બેઠો હોય તો તેના ભાઇઓ સુખી અને આરોગ્યતાવાળા થાય.

ત્રીજા ભાવનો સ્વામી અને ચોથાનો સ્વામી મંગળ સાથે હોય તો ભાઇઓની વૃદ્ધિ થાય છે. બીજા ગ્રહો સાથે હોય તો ભાઈ હોતા નથી. ત્રીજા સ્થાનમાં શની હોય તો તેના ભાઇનો નાશ અને રાહુ હોય તો ભાઇઓનો વધારો થાય છે.

ત્રીજા સ્થાનમાં શુભગ્રહ હોય તો ભાઇઓનું લાંબુ આયુષ્ય હોય, પાપગ્રહ હોય કે પાપગ્રહની દૃષ્ટિ હોય તો ભાઇઓનો નાશ થાય.

લગ્નથી બીજા કે ત્રીજા સ્થાનમાં જેટલા ગ્રહ હોય તેટલા નાના ભાઈ થાય છે ને અગીયારમા ને બારમા સ્થાનમાં જેટલા ગ્રહ હોય તેટલા મોટા ભાઇ તેને હોય છે.

ત્રીજા ભાવ ઉપર ગુરુ કે શુક્રની દૃષ્ટિ હોય તો તે ભાઇનું રક્ષણ કરનાર છે અને બુધ તેમ સુર્યની દૃષ્ટિ હોય તો તે ભાઇનો નાશ કરનાર છે.

ત્રીજાનો સ્વામી અને લગ્નનો સ્વામી પરસ્પર મિત્ર હોય અને બળવાન થઇ લગ્ને કે ત્રીજા ભાવમાં બેઠા હોય તો બધા ભાઇઓ ભેગા રહે. ત્રીજાનો સ્વામી અને લગ્નનો સ્વામી બળવાન થઇ એક રાશીમાં બેઠા હોય તો ભાઇઓમાં સ્નેહભાવ રહે.

ત્રીજા ભાવમાં શુભગ્રહો હોય કે તેમની દૃષ્ટિ હોય, અને ત્રીજાનો સ્વામી શુભગ્રહો સાથે હોય તો ઘરેણાં પહેરનારો થાય, ત્રીજા ભાવે શુક્ર હોય તો મોતીનાં, ગુરુ હોય તો તુળસીનાં, સુર્ય હોય તો લાલ મણિ, કે નીલમણિના અને ચંદ્રમા બળવાન થઇ પડયો હોય તો ઘણાં ઘરેણાં પહેરનાર થાય.

ત્રીજા ભાવનો સ્વામી પાપગ્રહની રાશીમાં મંગળ સાથે હોય તો બળનો નાશ થાય, શુક્ર સાથે બળવાન થઇને કેન્દ્ર કે ત્રીકોણમાં પડયો હોય તો બળવાન થાય, ભોગી અને ગુણવાન થાય.

ત્રીજા ભાવનો સ્વામિ જો સુર્ય તેમજ શુક્લ પક્ષના ચંદ

સાથે રહ્યો હોય તો માણસ ધીરો થાય, અને કૃષ્ણ પક્ષના ચંદ્ર સાથે રહ્યો હોય તો જડ થાય, મંગળ સાથે રહ્યો હોય તો ક્રોધી થાય, અને બુધ સાથે રહ્યો હોય તો સાત્વિક બુદ્ધિવાળો થાય. ગુરૂ સાથે રહ્યો હોય તો ધીરજવાન થાય, અને સર્વ શાસ્ત્રોનો અર્થ જાણવામાં ચતુર થાય, શુક્ર સાથે રહ્યો હોય તો કામાતુર અને તેથી ક્લેશ કરવામાં પ્રવીણ થાય, શની સાથે રહ્યો હોય તો જડ થાય, રાહુ તથા કેતુ સાથે રહ્યો હોય તો બહાર મજબુત અને હૃદયમાં જડ થાય.

ત્રીજા ભાવે નિચ રાશીનો ગ્રહ રહ્યો હોય અને છઠ્ઠો ભાવે અસ્તનો ગ્રહ બેઠો હોય ને તેને પાપગ્રહ દેખતા હોય તો તેને ઝેરી પદાર્થથી, ઔષધીનો ઉપાય કરવાથી, અથવા ઝેર ખાવાથી પ્રમાદ થાય.

પાપગ્રહ ત્રીજે બેઠો હોય તો તેને ગળાનો રોગ થાય; ત્રીજે ભાવે મંગળ બેઠો હોય તો કાનનો રોગ થાય.

ત્રીજા ભાવના સ્વામિ સાથે ગુરૂ લગ્ને બેઠો હોય તો તે માણસને ચાર પગવાળા પશુથી ભય થાય. જળરાશી જો લગ્ને હોય તો જળથી ભય થાય.

જન્મકુંડળીમાં રાહુ જે રાશીનો હોય તે રાશીના સ્વામી સાથે ત્રીજા ભાવનો સ્વામી બેઠો હોય, અને લગ્નમાં રાહુ હોય તો તેને સર્પથી ભય થાય, અને ત્રીજા ભાવના સ્વામી સાથે બુધ બેઠો હોય તો ગળાનો રોગ થાય.

ત્રીજા ભાવે શુભગ્રહ બેઠા હોય અથવા શુભગ્રહની દૃષ્ટિ હોય અને ત્રીજા ભાવનો સ્વામી શુભગ્રહ સાથે બેઠેલો હોય તો કાનના આભુષણનો પહેરનારો થાય.

ત્રીજે ભાવે શુક્ર અથવા ચંદ્ર બળવાન હોય અને તેને શુભગ્રહ દેખતા હોય અથવા શુભગ્રહો ભેગા તે બેઠા હોય અને તે સ્વગ્રહી અથવા ઉંચના હોય અને નવમાંશ કુંડળીમાં મિત્રગ્રહની રાશીમાં હોય તો સોના રૂપાના વાસણમાં જમનાર અને સુખ ભોગવનાર જાણવો.

ત્રીજે ભાવે શુભગ્રહની રાશી હોય તો કથા શ્રવણ ઉપર પ્રીતિ હોય તેમજ પુણ્યનું કામ કરવામાં પ્રીતિ હોય અને જો ત્રીજા ભાવે પાપગ્રહની રાશી હોય અથવા ત્યાં પાપગ્રહ રહેલા હોય તો નઠારી વાતો સાંભળનાર જાણવો.

ત્રીજા ભાવે શુભગ્રહ બેઠા હોય અથવા શુભગ્રહની દ્દષ્ટિ હોય અને ત્રીજા ભાવનો સ્વામી શુભગ્રહ સાથે બેઠો હોય તો કાનના આભૂષણનો પહેરનારો જાણવો.

ઉપર લખેલા યોગ હોય અને ત્રીજા ભાવનો સ્વામી સૂર્ય બેઠો હોય તો સારાં રત્નજડીત ઘરેણાં પહેરનારો થાય, ચંદ્ર સાથે બેઠો હોય તો ઘણી જાતનાં આભૂષણ પહેરનાર થાય, મંગળ સાથે બેઠો હોય તો ચિત્રવિચિત્ર આભૂષણ પહેરનાર થાય, બુધ અથવા શની સાથે બેઠો હોય તો નિલમણી જડીત ઘરેણું પહેનાર થાય, ગુરૂ સાથે બેઠો હોય તો અમૂલ્ય ઘરેણું પહેરનાર થાય, અને શુક્ર સાથે બેઠો હોય તો સાચા મોતીનાં ઘરેણાં પહેરનાર થાય.

---

## ત્રીજા ભુવનનું ઇંગ્રેજી શાસ્ત્ર પ્રમાણે ફળ.

**શની**—ત્રીજા ભુવનમાં હોય તો મુસાફરીમાં ભય રખાવે, મુસાફરીમાં મારામારી, ખટપટ, નાણાં ખોવરાવે, ભાઈ કે પડોશીથી ખોટ આવે; ગુપ્ત વિદ્યાનો શોખી, ઘણો વિચારવંત અને ગંભીર થાય.

**રવી**—હોય તો વિદ્યા, હુન્નર અને કારીગરીનો શોખી, મતીલો, ઘરથી બ્હાર ન નીકળનાર, જો વૃશ્ચિક કે મીન રાશીમાં હોય તો નાની દરીયાની મુસાફરી કરનાર અને જો મેષ, કર્ક, તુલા કે મકર રાશીનો હોય તો ઘણી રેલ્વેની મુસાફરી કરનાર થાય છે.

**ગુરૂ**—હોય તો ભાઇ બેનનું સુખ થાય, નાની નાની મુસાફરી કરે.

**મંગળ**—હોય તો ઘણો તોફાની, કડક સ્વભાવનો, અણબનાવ રાખનારો, હઠીલો, ઉશ્કેરાઇ જનાર અને નાની મુસાફરી કરનાર થાય.

**બુધ**—વિદ્યા શીખાય, હુન્નર આવડે, લેખક થાય, કલાર્કનું કામ કરે, મન હચુપચુ, એક કામ પુરૂં ન કરે અને બીજું કામ કરવા જાય.

**શુક્ર**—હસમુખો, ઢોંગી, હાસ્ય રસનો લેખક, ભાઇ બેનથી સુખી, નાની નાની મુસાફરી કરી ફાયદો મેળવનાર થાય.

**ચંદ્ર**—નાની નાની મુસાફરી કરે, વિદ્યાનો શોખી, ગુપ્ત વિદ્યા શીખે અને ઉંચનો હોય તો ભાઇબેનથી લાભ મળે.

---

# પ્રકરણ ૩૧ મું.

## ચોથો ભાવ ( મિત્ર ભૂવન. )

ચોથા ભાવમાં ભાઈ, ઘર, ખેતર, માતા, સ્થાનક, વૃદ્ધિ, ભોજન, મિત્ર, વાહન, હૃદય, આસન અને શયન તથા સુખ વિષે જોવામાં આવે છે.

હરષચલ બેઠો હોય તો, માબાપ સાથે ખટપટ, મીલકત સંબંધી વાંધો ઉઠે અને ઘડપણમાં તંગીમાં આવે.

### નિચેના ગ્રહો સ્વગ્રહી અથવા ઉંચના થઇ અને ચોથા ભાવે બેસે તેનું ફળ:—

સૂર્ય બેસે તો વાહનના સુખવાળો, વૈભવી માતાપિતાના સુખવાળો અને ભાગ્યશાળી જાણવો, તથા ચોથા ભાવનો સંપૂર્ણ સુખી જાણવો. ચંદ્ર બેઠો હોય તો માતાનું સુખ, ઘર, ખેતર, વાડી, વાહન અને પશુ વિગેરેનું સુખ મળે. મંગળ બેઠો હોય તો માતાથી સુખી, ઘર, ખેતર, વાડી, વૈભવ, પશુ અને વાહનનો સુખી જાણવો. બુધ બેઠો હોય તો માતાના સુખવાળો, ઘર જગાનો સુખી તથા જમીનદાર થાય, ગુરૂ બેઠો હોય તો ઘર, ખેતર તથા વાડીવાળો, મિત્ર ઘણા, માબાપથી સુખી, અને વાહન, પશુ અને ધનનો સુખી જાણવો. શુક્ર બેઠો હોય તો માતાના સુખવાળો, ઘર, ખેતર, વાડી, જગા અને વાહન તથા ધનના સુખવાળો જાણવો. શની બેઠો હોય તો માતાના સુખવાળો, ઘર જગ્યાના સુખવાળો, મિત્ર, વાહન અને પશુના સુખવાળો જાણવો અને રાહુ તથા કેતુ બેઠો હોય તો ઘણાં વસ્ત્ર ઘરેણાંની સમૃદ્ધિવાળો જાણવો.

### નીચેના ગ્રહો ચોથા ભાવે શુક્રના ઘરમાં એટલે વરખ યા તોલા રાશીના થઇને બેઠા હોય તો તેનું ફળ.

સૂર્ય બેઠો હોય તો માતાપિતાનો દુઃખી, પશુની ઘાતવાળો અને સ્થાનક નાશ પામે. ચંદ્ર બેઠો હોય તો માતાને રોગી રાખે, મંગળ બેઠો હોય તો માતા રોગી હોય અથવા માને પીડા ઉપજાવે. વાહનનો ભય થાય, બુધ બેઠો હોય તો પીતાના સુખવાળો જાણવો, ગુરૂ બેઠો હોય તો મિત્રનો તેમજ સ્રીનો દ્વેષ કરનાર થાય. ( શુક્ર-

ની હકીકત સ્વગ્રહીમાં આવી ગઇ ) શની બેઠો હોય તો માતાનો દ્વેષ કરે, માતાના સુખ વગરનો જાણવો, અને રાહુ તથા કેતુ બેઠા હોય તો મિત્રનું સુખ ખંડીત હોય.

## નિચેના ગ્રહો સૂર્યના ઘરમાં એટલે સિંહરાશીના થઇ અને ચોથા ભાવે બેઠા હોય તેનું ફળ.

( સૂર્યની હકીકત સ્વગ્રહીમાં આવી ગઈ ) ચંદ્ર બેઠો હોય તો માતા તથા પોતે રોગી થાય, બુધ બેઠો હોય તો સ્થાનક વગરનો અને મિત્ર સાથે વિરોધ થાય, બુધ બેઠો હોય તો વેપારનો સુખી જાણવો. ગુરૂ બેઠો હોય તો વાહનના સુખવાળો થાય, શુક્ર બેઠો હોય તો બુદ્ધિવાળો થાય. શની બેઠો હોય તો માતા પિતાનો દ્વેષ કરનાર થાય, અને રાહુ કેતુ બેઠો હોય તો સુખી થાય.

## નિચેના ગ્રહો બુધના ઘરમાં એટલે મિથુન કે કન્યારાશીના થઇ ચોથે ભાવે બેઠા હોય તેનું ફળ.

સૂર્ય બેઠો હોય તો માતાપિતાનું સુખ, વૈભવવાળો, માથાના રોગવાળો, અહંકારી અને ગુપ્ત પીડાવાળો જાણવો. ચંદ્ર બેઠો હોય તો બીજી સ્ત્રીને ધાવીને મોટો થાય. મંગળ બેઠો હોય તો ઘરમાં ક્લેશ ઉપજાવે અને માતા પિતાના સુખ વગરનો અને પારકે ઘેર રહેનારો જાણવો. ( બુધની હકીકત સ્વગ્રહીમાં આવી ગઇ ) ગુરૂ બેઠો હોય તો તો સ્થાનક અને વાહનના ભયવાળો જાણવો. શુક્ર બેઠો હોય તો માતાથી દુર રહેનારો અને પરદેશમાં વાસ કરનારો તથા મિત્ર અને પશુ વગરનો જાણવો. શની બેઠો હોય તો ધન વગરનો જાણવો, રાહુ અને કેતુ બેઠો હોય તો વસ્ત્ર ઘરેણાં વગરનો દરિદ્રિ જાણવો.

## નિચેના ગ્રહો ચંદ્રના ઘરમાં એટલે કર્ક રાશીના થઇને ચોથા ભાવે બેઠા હોય તો તેનું ફળ.

સૂર્ય બેઠો હોય તો ખેતર, વાડી તથા ઘરના સુખવાળો જાણવો. ( ચંદ્રની હકીકત સ્વગ્રહીમાં આવી ગઈ) મંગળ બેઠો હોય તો માતાથી દુઃખી, ઘર જગ્યા વગરનો, મિત્રથી વિરોધવાળો, અને ધન તથા પશુ વગરનો જાણવો. બુધ બેઠો હોય તો માતાનો દ્વેષી અને થોડા જ્ઞાનવાળો જાણવો. શુક્ર બેઠો હોય તો કાંતિ અને કીર્તિવાળો તથા ક્ષમાવાળો જાણવો, શની બેઠો હોય તો મિત્ર અને માતાના સુખવાળો, ખેતર વાડી વિગેરેના ખંડીત સુખવાળો જાણવો અને રાહુ તથા કેતુ બેઠા હોય તો મિત્રનું સુખ ખંડિત થાય.

### નિચેના ગ્રહો મંગળના ઘરમાં એટલે મેષ યા વૃશ્ચિક રાશીના થઇને ચોથા ભાવે બેઠા હોય તેનું ફળ.

સૂર્ય બેઠો હોય તો મિત્રના સુખવાળો, અગ્નિના ભયવાળો અને અહંકારી જાણવો, ચંદ્ર બેઠો હોય તો શરીરે દુઃખી, માતાનું સુખ થોડું, મિત્ર અને પશુનું સુખ થોડું અને હંમેશાં થોડું દુઃખ રહે, ( મંગળની હકીકત સ્વગ્રહીમાં આવી ગઇ ) બુધ બેઠો હોય તો હાથનો ચંચળ એટલે ઘણી ઝડપથી હાથે કામ કરનાર થાય અને મોટાં તેજસ્વી નેત્રવાળો થાય, ગુરૂ બેઠો હોય તો શરીરે તેમજ સંસારથી સુખી, સ્થાન જગાવાળો, બુદ્ધિવાન, ઉદાર મનવાળો અને દુધની સમૃદ્ધિવાળો જાણવો. શુક્ર બેઠો હોય તો કુળમાં દીપકરૂપ, વિદ્યાવાળો અને માબાપના સુખવાળો થાય, શની બેઠો હોય તો માતાનું સુખ ન મળે, જગા વગરનો અને મિત્રનો દ્વેષ કરનાર જાણવો અને રાહુ તથા કેતુ બેઠા હોય તો માતાથી સુખી, ઘર જગ્યાથી સુખી અને સ્ત્રીથી સુખી હોય તથા રાજ્યમાં નોકર હોય.

### નિચેના ગ્રહો ગુરૂના ઘરમાં એટલે ધન અગર મીન રાશીના થઈને ચોથા ભાવે બેઠા હોય તો તેનું ફળ.

સૂર્ય બેઠો હોય તો મિત્ર ઘણા થાય પણ તેનાથી વિરોધ પડે, ચંદ્ર બેઠો હોય તો મીઠાં ભોજન જમનાર અને અનેક જાતના વૈભવ ભોગવનાર થાય, મંગળ બેઠો હોય તો ધન ધાન્યના સુખવાળો, મીત્ર તથા વાહનના સુખવાળો જાણવો, બુધ બેઠો હોય તો માતાના દુઃખવાળો, ઘર અને જગા વગરનો તથા મિત્ર વગરનો જાણવો. ( ગુરૂની હકીકત સ્વગ્રહીમાં આવી ગઈ ) શુક્ર બેઠો હોય તો વિદ્યાવાળો, અને માબાપના સુખવાળો જાણવો, શની બેઠો હોય તો નવા ઘર, ખેતર, વાડી વિગેરે વસાવે, વાહનનું ખંડિત સુખ, પરદેશમાં રહેનાર, બાપ કરતાં માતાનું સુખ વધારે મુદત હોય, મિત્ર ઘણા હોય અને ભોળા સ્વભાવનો થાય. રાહુ તથા કેતુ બેઠા હોય તો વસ્ત્ર ઘરેણાં વગેરેનો દરિદ્રિ થાય.

### નિચેના ગ્રહો શનીના ઘરમાં એટલે મકર અગર કુંભ રાશીના થઇ ચોથા ભાવે બેઠા હોય તેનું ફળ.

સૂર્ય બેઠો હોય તો શરીરે ખોડવાળો, અહંકારી, વિરોધ બાધનારો અને તેનું શરીર ગરમ રહે તથા ઇંદ્રિની પીડાવાળો જાણવો.

ચંદ્ર બેઠો હોય તો પરસ્ત્રી ઉપર મોહ પામનાર, માતા પીતાથી સુખી, ઘર સ્થાનકથી સુખી, પશુ અને વાહન મળે, નવાં ઘર, ખેતર તથા વાડી મેળવે, ઘણા મિત્ર અને વૈભવ મળે અને શરીરે સુખી થાય; મંગળ બેઠો હોય તો સ્થાનભ્રષ્ટ, મિત્રોથી ત્યજાયલો, પિતા તથા સ્ત્રીના થોડા સુખવાળો એટલે તે થોડી મુદતમાં નાશ પામે, ઘણા માણુસો અને ભાઇઓ સાથે દ્વેષવાળો, મુસાફરી કરનાર તથા ધન અને વસ્ત્રથી દુઃખી જાણવો. બુધ બેઠો હોય તો વાહનના સુખવાળો પણ વાહનથી ઘાત થાય તેમજ સ્થાનક વેચી દેનાર, મિત્રમાં વિરોધ કરનાર, કપટી અને પ્રપંચી જાણવો, ગુરૂ બેઠો હોય તો માતાનું સુખ ન હોય, મિત્રથી દુઃખી થાય અને પશુ કે વાહનથી નાશ પામે, શુક્ર બેઠો હોય તો ક્ષુદ્ર લોકની મદદથી સ્થાનક મેળવે અને નીચ લોકો મિત્ર થાય, (શનીની હકીકત સ્વગ્રહીમાં આવી ગઇ) અને રાહુ તથા કેતુ બેઠા હોય તો માતાથી સુખી, ઘર જગ્યાથી સુખી અને સ્ત્રીથી સુખી થાય.

### ગ્રહોની ચોથા ભાવ ઉપરની દ્રષ્ટિનું ફળ.

સૂર્ય ચોથા ભાવે દેખતો હોય તો માતાને તેમજ ભાઇઓને પીડાકારી થાય પણ જશનો તથા સુખનો વધારો થાય.

ચંદ્ર ચોથા ભાવે દેખતો હોય તો શરીરનો સુખી અને સ્ત્રીની સાથે ક્રીડા કરવાથી શરીરમાં કિંચિત મહરોગી અને પીતાના ઘણા સુખવાળો થાય.

મંગળ ચોથા ભાવે દેખતો હોય તો પોતાની માતાને પોતાના જન્મથી ચોથે મહીને પીડા કરે, રાજાથી કિંચિત્ ભય હોય અને વાહનથી દુઃખ થાય.

બુધ ચોથા ભાવે દેખતો હોય તો માતાના ઘણા સુખવાળો, રાજ તરફથી પણ સુખી, દ્રવ્યનો વધારો થાય, પિતાના પૈસાનું સુખ મળે અને શરીરની કાંતિ સારી થાય.

ગુરૂ ચોથા ભાવે દેખતો હોય તો માતા પિતાના સુખવાળો, વાહન તથા દ્રવ્યના સુખવાળો, બંધુજનના સુખવાળો અને ઘણો જશ મળે.

શુક્ર ચોથા ભાવે દેખતો હોય તો માતાના સુખવાળો, કર્મવાન. ધર્મવાન, તેમજ ચાર પગના જનાવર અને વાહનના સુખવાળો જાણવો.

શની ચોથા ભાવે દેખતો હોય તો જન્મના પહેલા વર્ષે શરીરે પીડા થાય અને માતાપિતાને ચોથે વરસે પીડા થાય, પોતાનું માન તથા સ્થાનક ઓછું હોય.

રાહુ ચોથા ભાવે દેખતો હોય તો તે પુરૂષને માતાનું સુખ ન હોય અને મ્લેચ્છ જાતીથી પોતાના ભાગ્યનો ઉદય થાય અને પોતાના પેટમાં હંમેશા ગુપ્ત પીડા રહે.

## ચોથા ભાવનું ગ્રહો તથા રાશીનું મિશ્ર ફળ.

જન્મકુંડળીમાં નવમા ભાવનો સ્વામી કેંદ્ર ભાવમાં બેઠો હોય અને ચોથા ભાવનો સ્વામી સ્વગ્રહી અથવા ઉચ્ચનો અથવા મિત્રના ઘરમાં બેઠો હોય અને હરકોઇ ગ્રહ ચોથા ભાવે સ્વગ્રહી અથવા ઉંચનો થઇ બેઠો હોય તો તેને ચિત્રવિચીત્રવાળા ઘરનો લાભ મળે.

જન્મકુંડળીમાં લગ્નનો સ્વામી ચોથા ભાવના સ્વામી સાથે લગ્ને બેઠો હોય અથવા ચોથે ભાવે બેઠો હોય તો તે મનુષ્યને ઘરનો લાભ થાય. તે ગ્રહને શુભ ગ્રહોની દ્રષ્ટિ હોય અથવા શુભ ગ્રહ ભેગા બેઠા હોય અથવા તે ગ્રહો સ્વગ્રહી અથવા ઉંચ રાશીના અથવા મિત્રના ઘરમાં બેઠા હોય અને બળવાન હોય તો તેને વિના પ્રયત્ને ઘરનો લાભ થાય.

જન્મકુંડળીમાં ત્રીજા ભાવે શુભ ગ્રહ બેઠો હોય અને ચોથા ભાવનો સ્વામી સ્વગ્રહી હોય અને સંપૂર્ણ બળ પામેલો હોય તો તે મનુષ્ય કિલ્લાબંધ હવેલીમાં રહેનારો થાય.

જન્મકુંડળીમાં દશમા ભાવનો સ્વામી અને ચોથા ભાવનો સ્વામી તથા શનિ, એ ત્રણે ગ્રહો કેંદ્રમાં ભેગા બેઠા હોય તો તેને ચિત્રવિચિત્ર કિલ્લાવાળું ઘર મળે.

જન્મકુંડળીમાં ચોથા ભાવનો સ્વામી આઠમા ભાવે બેઠો હોય અને તેને પાપગ્રહની દ્રષ્ટિ હોય તો ઘરનો નાશ થાય.

જન્મકુંડળીમાં ચોથા ભાવમાં ગુરૂ બેઠો હોય તો અને તે ચોથા ભાવના સ્વામી ભેગો શુભ ગ્રહ હોય અને ગુરૂની દ્રષ્ટિ હોય તો તે ભાઇઓમાં માન પામે.

જન્મકુંડળીમાં ચોથા ભાવમાં ચોથા ભાવના સ્વામીની સાથે કે કારક ગ્રહની સાથે ઘણા પાપગ્રહ રહેલા હોય તો તે પોતાના બંધુ વર્ગથી ત્યજાયેલો અને નઠારા ગુણવાળો થાય.

જન્મકુંડળીમાં ચોથા ભાવે હરકોઇ ગ્રહ સ્વગ્રહી અથવા ઉં-

યનો અથવા મિત્રના ઘરમાં બેઠો હોય અને તેને ગુરૂની દૃષ્ટિ હોય તો તે ભાઇઓમાં પૂજ્ય એટલે માનકારી થાય.

જન્મકુંડળીમાં બીજા ભાવનો સ્વામી, બારમા ભાવનો સ્વામિ અને ચોથા ભાવનો સ્વામિ એ ત્રણ ગ્રહોના ભેગા જેટલા પાપગ્રહ બેઠા હોય તેટલા ઘરનો નાશ થાય, પણ તે ગ્રહોને શુભ ગ્રહની દૃષ્ટિ હોય તો નાશ થાય નહીં એમ જાણવું.

જન્મકુંડળીમાં ચોથા ભાવનો સ્વામિ દશમે ભાવે બેઠો હોય, અને દશમા ભાવનો સ્વામિ ચોથે ભાવે બેઠો હોય અને મંગળ હરકોઇ ભાવે બળવાન હોય તો તે મનુષ્ય ઘણે ઠેકાણે ક્ષેત્ર અથવા ઘર બંધાવનાર થાય.

જન્મકુંડળીના લગ્નનો સ્વામિ બળવાન હોય અને ચોથે ભાવે બેઠો હોય અને ચોથાનો સ્વામી બળવાન થઇ લગ્ને બેઠો હોય અને તે બંનેને શુભ ગ્રહો દેખતા હોય તો પોતાના પરાક્રમથી ક્ષેત્ર અથવા ઘર બંધાવનારો થાય.

જન્મકુંડળીમાં છઠ્ઠા ભાવનો સ્વામી બળવાન થઇ ચોથે, અને ચોથાનો સ્વામિ બળવાન થઇ છઠ્ઠે બેઠો હોય અને છઠ્ઠા ભાવના સ્વામિથી ચોથા ભાવનો સ્વામિ વધારે બળવાન હોય તો તેને શત્રુની પૃથ્વિ, ક્ષેત્ર અને ઘર મળે.

જન્મકુંડળીમાં ચોથા ભાવનો સ્વામિ પાપગ્રહ સાથે બીજે ભાવે બેઠો હોય અને તે નીચનો અથવા શત્રુનો હોય તો પણ ઘર તથા ક્ષેત્રનો નાશ થાય, ચોથા ભાવનો સ્વામિ ઉંચનો હોય પણ તે પાપગ્રહ ભેગો બેઠો હોય તો ક્ષેત્ર, તથા ઘર વેચાણ થઇ જાય.

ચોથા ભાવે ગુરૂ હોય અથવા ચોથા ભાવે શુભગ્રહ હોય અને તેની બંને બાજુ લગ્નના સ્વામિ કરતાં વધારે બળવાન થઇ શુભ ગ્રહ રહેલા હોય તો તે માણસ સુખી થાય તેમ સર્વ જનોમાં મુખ્ય થાય.

બળ વગરનો ગુરૂ પાપગ્રહ સહિત ચોથા ભાવે બેઠો હોય અને ચોથા ભાવનો સ્વામિ હરકોઇ ભાવે પાપગ્રહ સહિત બેઠો હોય તો તે માણસ પાસે દ્રવ્ય છતાં દુઃખી થાય.

સૂર્ય અને મંગળ નવમાંશ કુંડળીમાં નીચ રાશી અથવા શત્રુ ગ્રહની રાશીમાં બેઠા હોય અને તે બે ગ્રહો જન્મકુંડળીમાં ચોથા ભાવે બેઠા હોય અને તેને પાપગ્રહ દેખતા હોય અને જન્મકુંડળીના

ચોથા ભાવનો સ્વામિ પણ નવમાંશ કુંડળીમાં પાપગ્રહની રાશીમાં બેઠો હોય તો તે માણુસ ઘર અને દ્રવ્ય વગરનો દરિદ્રી થાય.

ચોથા ભાવમાં ચંદ્ર, બુધ, ગુરૂ અને શુક્રની રાશીમાં શુભગ્રહ હોય અને સંપૂર્ણ બળ પામી શુભ ગ્રહ બેઠા હોય અને તેને શુભ ગ્રહની દ્રષ્ટિ હોય તો તે માણુસ પૃથ્વિનું સુખ ભોગવનાર થાય.

લગ્નનો સ્વામિ નિર્બળ હોય અને તે ચોથા ભાવે બેઠો હોય અને નિચ રાશીનો સૂર્ય તેના ભેગો બેઠો હોય અથવા કોઈ જળ-ગ્રહ બેઠો હોય તથા ચોથા ભાવનો સ્વામિ બળહીન હોય તો જળની ઘાત થાય.

ચોથા ભાવનો સ્વામિ જે રાશીમાં બેઠો હોય તે રાશીનો સ્વામિ જે ગ્રહ હોય તેને ચોથા ભાવનો સ્વામિ દેખતો હોય અથવા ચોથા ભાવના સ્વામિ ભેગો તે બેઠો હોય તો તે મનુષ્યની નદીના જળમાં ડુબવાથી ઘાત થાય.

જન્મકુંડળીમાં ચંદ્ર ભેગો પાપગ્રહ હોય અને તે ચંદ્રને પાપ-ગ્રહ દેખતો હોય, સૂર્ય કેંદ્રમાં બેઠો હોય અથવા પાપગ્રહ ચોથા ભાવે બેઠો હોય અને તેને પાપગ્રહ દેખતા હોય તો તે માણુસ પોતાની મા સાથે વ્યભિચાર કરનાર થાય.

ચોથે શનિ હોય અને તેને પાપગ્રહ દેખતા હોય અથવા પાપ-ગ્રહ ભેગા બેઠા હોય તો તે બેન સાથે વ્યભિચાર કરનાર થાય.

ચોથા ભાવનો સ્વામિ રાહુ સહિત હોય અને શનિ કે સૂર્ય પણ પાપગ્રહ સહિત હોય તો તે પુરૂષની માતા વ્યભિચારણી જાણવી.

ચોથા ભાવનો સ્વામિ ચંદ્ર હોય અને તેના ભેગો શુક્ર તથા ગુરૂ બેઠા હોય તો વિદ્વાન્ બ્રાહ્મણ સાથે, મંગળ બેઠો હોય તો બ્રાહ્મણ સાથે, સૂર્ય બેઠો હોય તો ક્ષત્રી સાથે બુધ બેઠો હોય તો વૈસ્ય સાથે, શની બેઠો હોય તો શુદ્ર સાથે અને રાહુ તથા કેતુ બેઠા હોય તો નીચ માણુસ સાથે તેની મા વ્યભિચાર કરનારી જાણવી.

છઠ્ઠા ભાવનો સ્વામિ અને ચોથા ભાવનો સ્વામિ બંને નવમા ભાવે બેઠા હોય અગર નવમા ભાવનો સ્વામિ અને ચોથા ભાવનો સ્વામિ બંને ચોથા ભાવે બેઠા હોય તો તેનો પિતા વ્યભિચારી જાણવો.

લગ્નનો સ્વામિ, નવમા ભાવનો સ્વામિ, ચોથા ભાવનો સ્વામિ અને છઠ્ઠા ભાવનો સ્વામિ એ ચારે ગ્રહો હરકોઈ ભાવે એકઠા બેઠા

હોય તો તે માણુસ પોતાના બાપથી નહિ પણ બીજાથી પેદા થયેલો છે એમ જાણવું.

ચંદ્ર અને શુક્ર બળવાન હોય અને તેને શુભ ગ્રહો દેખતા હોય તેમ તે ચંદ્ર તથા શુક્ર નવમાંશ કુંડળીમાં શુભગ્રહની રાશીમાં બેઠા હોય અને જન્મકુંડળીમાં કેંદ્ર ભૂવનમાં બેઠા હોય તથા જન્મકુંડળીના ચોથા ભાવે શુભ ગ્રહની રાશી હોય તો તે માણુસની માતા લાંબ આયુષ્ય ભોગવે.

ચોથા ભાવે શુભ ગ્રહ બેઠા હોય અને ચોથા ભાવનો કારકગ્રહ શુભગ્રહ ભેગો બેઠો હોય, તથા ચોથા ભાવનો સ્વામી બળવાન હોય તો તે માણુસની માતાનું આયુષ્ય લાંબુ જાણવું.

ચોથા ભાવનો સ્વામિ નવમાંશ કુંડળીમાં જે રાશીમાં બેઠો હોય તે રાશીનો સ્વામિ જન્મકુંડળીમાં કેંદ્રમાં બળવાન થઇ બેઠો હોય અથવા ચંદ્ર જન્મકુંડળીમાં કેંદ્રમાં બેઠો હોય તો તેની માતા ઘણા આયુષ્યવાળી જાણવી.

જન્મકુંડળીના ચોથા ભાવે શનિ હોય અને તેને શુભગ્રહો દેખતા હોય તો માતાનું ઘણું આયુષ્ય જાણવું, અને જો પાપગ્રહના ઘરમાં શનિ બેઠો હોય ને તેના ભેગા બીજા પાપગ્રહ બેઠા હોય તો માતાનું આયુષ્ય થોડું જાણવું.

જન્મ કુંડળીમાં ચંદ્ર અથવા શુક્ર થકી સાતમે પાપગ્રહ બેઠા હોય તો માતાનું આયુષ્ય થોડું જાણવું.

ચોથાનો સ્વામી ગુરુ ને બુધ હોય અને તે ત્રીજે, બારમે કે આઠમે હોય કે નીચ શત્રુની રાશીમાં હોય તો બુદ્ધિ ને વિવેક વગરનો થાય પણ તે પોતાના ઘરમાં કે ઉચ્ચમાં કે ત્રિકોણુ કે કેન્દ્રમાં હોય તો લક્ષ્મી, વિદ્યા અને નમ્રતાવાળો તેમ રાજાને પ્રીતિ પાત્ર થાય.

ચોથા સ્થાનમાં તેનો પોતાનો સ્વામી બેઠો હોય અને તેની દૃષ્ટિ હોય કે શુભ ગ્રહ સાથે હોય કે જોતા હોય તો તે વિદ્વાન, ચતુર અને નમ્ર થાય.

ચોથા સ્થાનમાં શની પાપગ્રહની દૃષ્ટિવાળો થઈ બેઠો હોય આઠમાનો સ્વામી શત્રુ કે નીચ રાશીનો હોય તો તેની માતાનો નાશ થાય છે.

ચોથા સ્થાનમાં કે કેન્દ્ર સ્થાનમાં શુક્ર અને ચંદ્ર બળવાન થઇ પડયા હોય અને શુભગ્રહોની દૃષ્ટિ હોય કે શુભગ્રહોના નવમાંશમાં હોય તો તેની મા લાંબા આયુષ્યવાળી થાય.

ત્રીજા સ્થાનન. સ્વામી સાથે ચંદ્ર ૬–૮–કે ૧૨ મા સ્થાનમાં પડયો હોય તો બીજી માને ધાવનાર હોય ચોથા કે દસમાનો સ્વામી ૬–૮–કે ૧૨મા સ્થાને હોય ને લગ્નનો સ્વામી બળવાન ન હોય તો તે મા બાપ વિનાનો હોય છે.

ચોથા સ્થાનમાં નવમાનો સ્વામી બળવાન થઈ શુક્ર સાથે બેઠો હોય તો લાંબો વખત ઘણું સુખ ભોગવે પણ શુભ ગ્રહો સાથે ૬–૮–૧૨ મા સ્થાને હોય તો થોડુ સુખ ભોગવે

ચોથાનો સ્વામી શુક્ર ચંદ્ર અને લગ્નનો સ્વામી એ ચારે ગ્રહો એક રાશીમાં હોય તો પાલખી મળે, ઘોડાનું વાહન મળે, ચોથાનો સ્વામી ગુરુ, ચંદ્ર ને શુક્ર એક રાશીમાં કેન્દ્ર કે ત્રિકોણ ૯ને ૫ મા સ્થાને બેઠા હોય તે ચાર પ્રકારનાં વાહનનું સુખ ભોગવે.

ચોથા કે બીજા સ્થાનમાં શુભગ્રહની રાશીમાં ચંદ્રમા બેઠો હોય અને શુભગ્રહ સાથે હોયતો ઘોડા, હાથી વિગેરેનું વાહન મળે

ચોથા ભાવનો સ્વામી લગ્નથી બારમા સ્થાને હોય તો જુનું ઘર ભોગવે અને ત્રીકોણ કે કેન્દ્રમાં બળવાન થઇ પડયો હોય તો સુંદર ઘરવાળો થાય.

ચોથાનો સ્વામી બળવાન હોય, ત્રીજા ભાવમાં શુભ ગ્રહો હોય ને લગ્નનો સ્વામી પૂર્ણ બળવાન હોય તો મોટી હવેલી કે મહેલમાં રહેનાર થાય. લગ્ન ત્રીકોણ અને કેન્દ્ર સ્થાનમાં જેટલા ગ્રહો બળવાન હોય તેટલા ઘરોનું સુખ કહેવું

ચોથા સ્થાનમાં પાપગ્રહ કે રાહુ હોય કે પાપગ્રહની દૃષ્ટિવાળો હોય તો તેને ઘર બાબતનું દુઃખ હોય, નીચ રાશીનો કે શત્રુના ઘરમાં સૂર્ય કે મંગળ ચોથા ભાવમાં હોય તો ઘર વિનાનો થાય.

ચોથા ભાવમાં લગ્નનો સ્વામી ને નવમાનો સ્વામી બેઠા હોય ને ચોથાનો સ્વામી શુભગ્રહની રાશીમાં લગ્નમાં હોય તો તે હંમેશાં ઘણું સુખ ભોગવનાર હોય ને છઠા સ્થાનમાં હોય તો બહુ શત્રુવાળો થાય.

ચોથાનો સ્વામી, લગ્નનો સ્વામી અને દશમાનો સ્વામી દશમા સ્થાનમાં હોય અને દશમાનો સ્વામી લગ્નના સ્વામીનો સંબંધી હોય તો તે માણસ સિંહાસન ભોગવે.

ચોથાનો સ્વામી, અને નવમાનો સ્વામી શુભગ્રહ સાથે બળવાન થઇ બેઠા હોય તો સેનાવાળો અને ધનવાન થાય.

ચોથા અને નવમાના સ્વામી ૧૧ મા સ્થાને બેઠા હોય અથવા તેમની ચોથા ભાવ ઉપર દૃષ્ટિ હોય તો તે સંપૂર્ણ ભાગ્યશાળી, રાજાનો પ્રીતિપાત્ર અને સેનાનો ઉપરી થાય.

ચોથાનો સ્વામી ૧૧ મા સ્થાને અથવા ચોથા સ્થાનમાં હોય અને મંગળ ૧૧ મે કે ૧૧ મા સ્થાનમાં મંગળની રાશી હોય તો રાજ્ય સુખ મળે.

બુદ્ધ ઉચ્ચ રાશીનો થઇ કેન્દ્રસ્થાનમાં કે ત્રિકોણસ્થાનમાં હોય તો તેને વિદ્યા, સમૃદ્ધિ, ઘણું ધન, વાહન વિગેરેનું સુખ મળે.

ચોથા સ્થાનનો સ્વામી ગુરુ સાથે બેઠો હોય તો ચાર પ્રકારનાં વાહન મળે. ચોથાનો સ્વામી શુભગ્રહ સાથે દસમા સ્થાને હોય તો છત્ર ચામરનું સુખ મળે.

ચોથા સ્થાનમાં પાપગ્રહ હોય કે આઠમાનો સ્વામી પાપગ્રહ સાથે ચોથા સ્થાનમાં હોય તો કપટી થાય. પણ પોતાની ઉચ્ચ મિત્ર કે પોતાના વર્ગમાં શુભગ્રહની દૃષ્ટિવાળો હોય તો કપટ વનાનો થાય.

ચોથાનો સ્વામી શુભરાશીમાં શુક્ર સાથે કે શુક્રની દૃષ્ટિવાળો હોય અને શત્રુ કે નીચ ગ્રહની તેના ઉપર દૃષ્ટિ ન હોય તો સુગંધી પદાર્થોનો ભોગ ભોગવે.

ચોથા ભાવે શનિ, મંગળ અને રાહુ એ ત્રણે ભેગા બેઠા હોય અને કોઇ શુભગ્રહ ભેગો ન હોય, તેમજ ચોથા ભાવના સ્વામિ ભેગા તે ગ્રહો ગમે તે ભાવે બેઠા હોય અને તેના ભેગા શુભગ્રહ ન હોય તોપણ હૃદયનો કપટી જાણવો.

દશમા ભાવનો સ્વામિ પાપગ્રહ હોય અને તે ચોથે બેઠો હોય અને તેને પાપગ્રહ દેખતા હોય તો પણ હૃદયનો કપટી જાણવો, તેમજ આઠમા ભાવનો સ્વામિ ચોથે હોય અને તેના ભેગો પાપગ્રહ હોય તો પણ તેમજ જાણવું.

ચોથા ભાવે શુભગ્રહ બેઠો હોય અને સ્વગ્રહી કે મિત્રના ઘરમાં અથવા ઉચ્ચનો હોય અથવા ચોથા ભાવે શુભગ્રહની રાશીનો હોય તો નિષ્કપટી થાય.

ચોથા ભાવે પાપગ્રહ બેઠા હોય તેમ ચોથા ભાવના સ્વામિ ભેગા પાપગ્રહ બેઠા હોય તો કપટી જાણવો. પણ લગ્ને ગુરૂ અને શુક્ર બે ભેગા બેઠા હોય તો તે માણસ ચોખ્ખા મનવાળો જાણવો.

લગ્નનો સ્વામિ અને ચોથા ભાવનો સ્વામિ એ બંને પરસ્પર મિત્ર હોય તો, તેમજ બંને ગ્રહોને શુભગ્રહ દેખતા હોય અથવા ભેગા બેઠા હોય તો માતા અને પુત્ર બંનેને સારો સ્નેહ રહે.

પણ ચોથા ભાવનો સ્વામિ અને લગ્નનો સ્વામિ બંને શત્રુ હોય તથા પાપગ્રહ તેમને દેખતા હોય તો માતા સાથે પુત્રને શત્રુભાવ થાય.

ચોથા ભાવનો સ્વામિ બળવાન હોય અને ચોથા ભાવે શુભ-ગ્રહ બેઠો હોય તેમ તેને શુભગ્રહો દેખતા હોય તો તેને વાહનનું સુખ જાણવું.

નવમા ભાવનો સ્વામિ લગ્નના સ્વામિ સાથે અગીઆરમા ભાવે અને નવમા ભાવે ચોથા ભાવનો સ્વામિ બેઠો હોય, અથવા લગ્નનો સ્વામિ ચોથે, અગીઆરમે અથવા નવમે હોય તો તે માણસને વાહ-નનું સુખ મળે તથા ઘણી મુસાફરી કરે.

જન્મકુંડળીમાં શુભગ્રહ બળવાન થઇ લગ્ને બેઠો હોય અને નવમા ભાવે શુભગ્રહ બેઠા હોય તથા બીજા ભાવનો સ્વામિ ઉંચનો અગર સ્વગ્રહી થઈ કેંદ્રમાં બેઠો હોય તો સિંહાસનના સુખની પ્રાપ્તિ થાય.

ચોથા ભાવનો સ્વામિ શુભગ્રહ કે ભાગ્યભુવનના સ્વામિ સાથે રહેલો હોય તો ઘણા સૈન્યવાળો, મુસાફરી કરનાર તથા વસ્ત્રાભૂષણ તથા વાહનનું સુખ મેળવનાર થાય.

ચંદ્ર, ગુરૂ અને શુક્ર તથા ચોથા ભાવનો સ્વામિ એ ચારે ભેગા બેઠા હોય તેમ તે નિચ, અસ્ત કે શત્રુની રાશીમાં ન હોય તો તેને પાલખી ઘોડા વિગેરેનું સુખ મળે.

શુભ ગ્રહ સાથે ચોથા ભાવનો સ્વામિ ચોથા ભાવે બેઠો હોય તો શસ્ત્ર, ભંડાર તથા ઘોડા મળે, અગીઆરમા ભાવે અગર ચોથા ભાવે ચોથા ભાવનો સ્વામિ બળવાન થઇને બેઠો હોય અને તેના ભેગો મંગળ બેઠો હોય અથવા મંગળની રાશીમાં હોય તો રાજાથી ધન, વાહન અને આભૂષણ પ્રાપ્ત થાય.

ભાગ્યભુવનના સ્વામિ સાથે ચોથા ભાવનો સ્વામિ લગ્ને બેઠો હોય અને તેને બળવાન થઈ ગુરૂ દેખતો હોય અથવા ચોથા ભાવનો સ્વામી સ્વગ્રહી કે ઉંચનો હોય અથવા નવમે કે પાંચમે બેઠો હોય તો તેને રાજાથી ધન, વાહન તથા માન મળે.

નવમા ભાવનો સ્વામિ ત્રિકોણમાં કે કેંદ્રમાં હોય, ચોથા ભાવે શુક્ર અગર ગુરૂ બેઠા હોય, અને નવમે ભાવે ચોથા ભાવનો સ્વામિ બેઠા હોય તો તે માણસ ઘણા પૈસાવાળો, વસ્ત્રાભૂષણનો સુખી તથા વાહન સહિત દેશાવરમાં ફરનાર થાય.

જન્મકુંડળીમાં કેંદ્ર ભુવનમાં બધા શુભ ગ્રહો બેઠા હોય અને પાપગ્રહો ત્રીજે, છઠે અને અગીઆરમે બેઠા હોય તો તેને સિંહાસનના સુખની પ્રાપ્તિ થાય.

ભાગ્યભુવનનો સ્વામિ પરમ ઉંચનો થઈ કેંદ્રમાં બેઠો હોય અને બીજા બે ગ્રહો ઉંચ રાશીના ગમે તે ભાવે બેઠા હોય તો ઘણા વાહનનું સુખ મળે.

પાંચમા ભાવના સ્વામિ સાથે એક, ત્રણ, ચાર, છ, નવ, દશ અને બારમા ભાવના સ્વામિઓ રહેલા હોય તો ઘણા પુત્રો, તથા દેશ અને વાહનનું સુખ મળે.

બીજે, ત્રીજે, અને ચોથે, નવમા, દશમા અને અગીઆરમા ભાવના સ્વામિ બેઠા હોય તેમ આઠમે કોઈ શુભગ્રહ બેઠો હોય તો તેને નાનપણથીજ વાહન તથા ધનનું સુખ મળે.

ઉંચ રાશીના શુભ ગ્રહો લગ્ને નવમે અને દશમે ભાવે રહેલા હોય અને તેમને લગ્નનો સ્વામિ દેખતો હોય તો વાહનથી કોઈ વખત તેને દુઃખ પડે.

અગીઆરમા ભાવે ચોથા ભાવનો સ્વામિ અને ચોથા ભાવે દશમાનો સ્વામિ રહેલા હોય તેમ લગ્ને શુભ ગ્રહ દેખતા હોય તો ઘણા લાભને તથા વાહનને ભોગવનાર થાય.

દશમા ભાવનો સ્વામી બીજે, અને બીજા ભાવનો સ્વામિ લગ્ને બેઠો હોય અને ચોથે હરકોઈ ગ્રહ સ્વગ્રહી કે ઉંચનો થઈ બેઠો હોય તો તે વાહનનો અધિપતિ થાય.

### ચોથા ભુવનનું અંગ્રેજી રીતે ફળ.

**શની**—ચોથે બેઠો હોય તો માબાપને ભારે, બાપ શોક પડે કે મરી જાય. જમીન અને ખેતરનું સુખ આપે.

**રવી**—હોય તો બાપનું સુખ વધારે, માબાપ ઉંચા ખાનદાન અને મોજશોખમાં, પૈસાથી સુખી હોય છે.

**ચંદ્ર**—જો ઉંચનો હોય તો ખેતીવાડીનો લાભ થાય, માબાપનું સારૂ સુખ મળે પણ એક જગ્યાએ તે રહે નહિ પણ રહેવાની જગ્યા બદલ્યા કરે.

શુક્ર—પાછલી જીંદગી ફતેહમંદ અને સુખી નીવડે, બાપ તરફથી સારો લાભ મળે અને વૃદ્ધપણે શાંત અને સુખી જીંદગી ભોગવે.
બુધ—ખાસ ફળ આપે નહિ પણ કોઇ વખત વિદ્યા શીખવે.
મંગળ—માબાપનું સુખ નહિ, બાપ સાથે કજીયો થાય, પાછલી જીંદગીમાં સુખ ન મળતાં હાડમારી ભોગવે.
ગુરુ—બુઢાપામાં સુખી, ગુરૂ ઉંચનો કે સારી દૃષ્ટિનો હોય તો માબાપનું સુખ સારૂં રહે.

---

## પ્રકરણ ૩૨ મું.

### પાંચમો ભાવ પુત્રભુવન.

પુત્ર, બુદ્ધિ, વિદ્યા, વિવેક, નીતિ, મંત્ર, દેવભક્તિ ભોજન, હૃદય, ઉદર અને શક્તિ વિષે આ ભાવમાં જોવાય છે.

હરષચળ આ ભાવે બેઠો હોય તો પ્રજા થાય નહિ, સટ્ટામાં ખોટ આવે.

સ્ત્રીના પાંચમા ભૂવનમાં જો હરષચળ હોય તો સ્ત્રી નાની ઉમ્મરથીજ આફતમાં પડે.

**જન્મકુંડળીમાં પાંચમા ભાવે પડેલા ગ્રહોનું ફળ.**

**નીચેના ગ્રહો સ્વગ્રહી (પોતાની રાશીના) અથવા ઉંચના થઇ પાંચમા ભૂવનમાં બેઠા હોય તો તેનું ફળ.**

સૂર્ય બેઠો હોય તો તે માણસ પાંચમા ભાવનો સુખી થાય, ચંદ્ર બેઠો હોય તો કન્યાની પ્રજા થાય, તે પુરૂષની સ્ત્રી રૂપાળી થાય, બુદ્ધિ નિર્મળ રાખે, વિદ્યા ભણે અને ધનનો લાભ હંમેશાં મળે, મંગળ બેઠો હોય તો ઝીણા વિચારવાળો, બુદ્ધિવાળો, ઘણી વિદ્યાવાળો, તામસી, સંતાનના સારા સુખવાળો, અનેક રીતે પૈસો મેળવનારો, અને ઘરેણાંનો સુખી થાય, બુધ બેઠા હોય તો બુદ્ધિ તથા સંતાનનું સુખ મળે, ગુરૂ બેઠો હોય તો સારી વિદ્યા અને સંતાનવાળો થાય, તેમ ધનનો લાભ મળે, વિદ્વાન, બુદ્ધિશાળી, પણ પુત્રના સુખ વગરનો થાય. શુક્ર બેઠો હોય તો બુદ્ધિશાળી, તથા સંતાનના પુરા સુખવાળો થાય. શની બેઠો હોય તો સારી બુદ્ધિ તથા સંતાનનું સુખ મળે તથા મ્લેચ્છ વિદ્યા શીખે. રાહુ તથા કેતુ બેઠા હોય તો મ્લેચ્છ બુદ્ધિ તથા વિદ્યાવાળો તથા પુત્રના સુખવાળો થાય.

**નીચેના ગ્રહો શુક્રના ઘરમાં એટલે વરખ યા તુલા રાશીના થઈને પાંચમા ભાવે બેઠા હોય તો તેનું ફળ.**

સૂર્ય બેઠો હોય તો રોગ અને શત્રુનો વધારો થાય, અને મોશાળ પક્ષના સુખનો નાશ થાય. ચંદ્ર બેઠો હોય તો મહામહેનતે પોતાના નિર્વાહ જેટલું ધન મેળવે પણ બુદ્ધિવાન થાય. મંગળ બેઠો હોય તો તામસી બુદ્ધિવાળો, ક્રોધી, અને પાપ બુદ્ધિવાળો થાય. બુધ બેઠો હોય તો બુદ્ધિશાળી થાય, તથા પુત્ર સંતાનનું સુખ મળે, ગુરૂ બેઠો હોય તો પુત્રનો દ્વેષ કરનાર તથા સંભ્રમ બુદ્ધિવાળો થાય. (શુક્રની હકીકત સ્વગ્રહીમાં આવી ગઈ) શની બેઠો હોય તો દરિદ્રી થાય, દત્તપુત્ર રાખે, નઠારી રીતે ગુજરાન ચલાવે. રાહુ તથા કેતુ બેઠા હોય તો ગરમીની પીડાવાળો, પુત્ર વગરનો, કપટી, ધૈર્યવાન તથા રજોગુણી થાય.

**નીચેના ગ્રહો બુધના ઘરમાં એટલે મીથુન કે કન્યા રાશીના થઇને પાંચમા ભાવે બેઠા હોય તેનું ફળ.**

સૂર્ય બેઠો હોય તો મંદ બુદ્ધિવાળો તથા પુત્ર સાથે અણબનાવ રાખનાર થાય. ચંદ્ર બેઠો હોય તો એકાદ પુત્રનું સુખ મળે. મંગળ બેઠો હોય તો કુકર્મ કરવાની બુદ્ધિવાળો, નઠારા છંદમા પડી રાજાનો કોપ મેળવનાર થાય તથા શરીરપર શસ્ત્રના ઘા પડે. (બુધની હકીકત સ્વગ્રહીમાં આવી ગઇ.) ગુરૂ બેઠો હોય તો સંતાનથી સુખી, પ્રીતિવાળો અને બુદ્ધિવાન થાય. શુક્ર બેઠો હોય તો મંદબુદ્ધિવાળો થાય તથા સંતાનનું દુઃખ રહે. શની બેઠો હોય તો કન્યાની પ્રજા થાય, રાહુ તથા કેતુ હોય તો મૂર્ખ થાય, તથા પુત્રનું સુખ મળે નહિ.

**નીચેના ગ્રહો ચંદ્રના ઘરમાં એટલે કર્ક રાશીમાં પાંચમા ભાવે બેઠા હોય તો તેનું ફળ.**

સૂર્ય બેઠો હોય તો ઉતાવળી બુદ્ધિવાળો થાય તથા તેને કન્યાની પ્રજા થાય. (ચંદ્રની હકીકત સ્વગ્રહીમાં આવી ગઇ) મંગળ બેઠો હોય તો બુદ્ધિ તથા સંતાન અને ધન વગરનો થાય, બુધ બેઠો હોય તો દત્તપુત્ર રાખે અને પુત્રનો દ્વેષ કરનાર થાય. શુક્ર બેઠો હોય તો કન્યાની પ્રજાવાળો થાય. શની બેઠો હોય તો વણીકની વિદ્યા શીખે, અને રાહુ તથા કેતુ બેઠો હોય તો ગરમીની પીડાવાળો, કપટી, પુત્ર વગરનો, ધીરજવાન અને રજોગુણી થાય.

## નીચેના ગ્રહો પાંચમા ભાવે મંગળના ઘરમાં એટલે મેષ યા વૃશ્ચિક રાશીના થઇને બેઠા હોય તો તેનું ફળ.

સૂર્ય બેઠો હોય તો એકાદ પરાક્રમી પુત્રનું સુખ મળે, ચંદ્ર બેઠો હોય તો જાડી બુદ્ધિવાળો, અભયુ, સંતાનનો શોધ રાખનાર તથા પુત્રીઓવાળો થાય. (મંગળની હકીકત સ્વગ્રહીમાં આવી ગઇ) બુધ બેઠો હોય તો અભિમાની, પુત્રના વિઘ્નવાળો, અને બુદ્ધિશાળી થાય. ગુરૂ બેઠો હોય તો ચતુર, મોટા નેત્રવાળો, વાચાળ, પ્રતાપી અને અનાજનું દાન કરવાવાળો થાય. શુક્ર બેઠો હોય તો પોતે મૂર્ખ અને સંતાનના સુખ વગરનો થાય, અને રાહુ તથા કેતુ બેઠા હોય તો સ્વલ્પ પ્રજાવાળો, પ્રદેશમાં રહેનાર, રાજસેવક થાય. પુત્ર સર્પના દોષથી નાશ પામે, ક્ષણીક બુદ્ધિવાળો થાય.

## નીચેના ગ્રહો પાંચમા સ્થાને શનિના ઘરમાં એટલે મકર યા કુંભરાશીના થઇને બેઠા હોય તો તેનું ફળ.

સૂર્ય બેઠો હોય તો એકાદ બે પુત્રવાળો, ઉતાવળી બુદ્ધિવાળો, પુત્રથી વિરોધ કરનાર અને મ્લેચ્છ વિદ્યાથી ધન મેળવનાર થાય. ચંદ્ર બેઠો હોય તો મંદ મતિવાળો, વિદ્યા ભણે નહિ, નિચકામ કરવાની બુદ્ધિવાળો, અને મૂર્ખ સ્વભાવનો થાય. મંગળ બેઠો હોય તો સંતાન જીવે નહિ. થોડું બોલનાર, ગંભીર સ્વભાવનો, થોડી વિદ્યાવાળો થાય, અને છેવટ એકાદ પુત્રનું સુખ પામે. બુધ બેઠો હોય તો એકાદ પુત્રના સુખવાળો, સારા મસ્તકવાળો, વૈભવવાળો, રાજવિદ્યા જાણનારો, સાહસિક, બુદ્ધિવાળો અને પરદેશમાં વાસ કરનાર થાય. ગુરૂ બેઠો હોય તો થોડા પુત્રના સુખવાળો. મંદગતિ, મ્લેચ્છ વિદ્યાવાળો, ગંભીર સાદવાળો, પિતાનું ધન ભોગવનાર, અને સહનશિલતાવાળો થાય. શુક્ર બેઠો હોય તો મંદબુદ્ધિવાળો, થોડી પ્રજાવાળો; અને ધુતારો થાય. (શનિની હકીકત સ્વગ્રહીમાં આવી ગઇ) અને રાહુ અને કેતુ બેઠા હોય તો સ્વલ્પ પ્રજાવાળો, પરદેશવાસી, રાજ્ય સેવક અને ક્ષણીક બુદ્ધિવાળો થાય, તથા સર્પના દોષથી પુત્રનો નાશ થાય.

---

## નીચેના ગ્રહો સુર્યના ઘરમાં એટલે સિંહરાશીના થઇને પાંચમા ભાવે બેઠા હોય તેનું ફળ.

(સૂર્યનું ફળ સ્વગ્રહીમાં આવી ગયું) ચંદ્ર બેઠો હોય તો રાજ વિદ્યા જાણે અને પુત્રવાળો થાય. મંગળ બેઠો હોય તો એક પુત્ર-

વાળો અને રાજવિદ્યા ભણેલો થાય. બુધ બેઠો હોય તો પાપબુદ્ધિવાળો થાય. ગુરૂ બેઠો હોય તો આખા કુળનો પ્રિય, સેનાધિપતી થાય. શુક્ર બેઠો હોય તો પુત્રની પ્રજાવાળો થાય. શની બેઠો હોય તો રાજવિદ્યા શીખે અને રાહુ કેતુ બેઠા હોય તો સ્વલ્પ પ્રજાવાળો થાય.

## નીચેના ગ્રહો પાંચમા ભાવે ગુરૂના ઘરમાં એટલે ધન અગર મીન રાશીના થઇને બેઠા હોય તેનું ફળ.

સૂર્ય બેઠો હોય તો પુત્ર વગરનો, નિર્મળ બુદ્ધિવાળો, જ્ઞાની, અને ધર્મ તથા પુન્ય ઉપર પ્રીતિવાળો થાય, ચંદ્ર બેઠો હોય તો ધનવાન, પુત્રવાન અને વૈભવવાળો થાય. મંગળ બેઠો હોય તો રાજવિદ્યામાં નિપૂણ, ઝીણી બુદ્ધિવાળો, સદાચારી, તામસી અને સંતાનના સુખ વગરનો જાણવો. બુધ બેઠો હોય તો મૂર્ખ અને સંતાન વગરનો જાણવો. (ગુરૂની હકીકત સ્વગ્રહીમાં આવી ગઇ) શુક્ર બેઠો હોય તો શાણો, વિદ્વાન માણસ અને સંતાન વગરનો થાય. શની બેઠો હોય તો સંતાનનું સુખ મળે નહિ અને પાપીષ્ટ થાય રાહુ અને કેતુ બેઠા હોય તો મૂર્ખ અને પુત્રના સુખ વગરનો થાય.

## પાંચમા ભાવ ઉપર ગ્રહોની દ્રષ્ટિનું ફળ.

સૂર્ય પાંચમા ભાવે દેખતો હોય તો શરીરે વાયુની પીડા થાય, સંતાનનો નાશ થાય તથા સ્રીનું સુખ થોડું રહે.

ચંદ્ર પાંચમા ભાવે દેખતો હોય તો પોતે રાજા જેવો થાય. અથવા પ્રધાનપદ ભોગવે, પરદેશમાં ગુજરાન ચાલે, અને પહેલી અવસ્થામાં પુત્રીનો જન્મ થાય.

મંગળ દેખતો હોય તો જઠરાગ્નિનું જોર થાય, અને જમવાનું દેખી માન અપમાન વેઠી જમવા જાય, અને પહેલા સંતાનનું મૃત્યુ થાય.

બુધ દેખતો હોય તો ચાર પુત્રી પછી પુત્ર થાય, ઘણા જશ તથા ઘણી સમૃદ્ધિવાળો થાય.

ગુરૂ દેખતો હોય તો સંતાનનું સુખ મળે, પાંચ પુત્ર થાય, ધન તથા વિદ્યાનું ઘણું સુખ મળે.

શુક્ર દેખતો હોય તો પુત્ર થોડા અને પુત્રીઓ ઘણી થાય, એકાદ પુત્ર થાય, વિદ્વાન ઘણો પણ તુચ્છ બુદ્ધિવાળો થાય, ધન અને સ્રીનું સુખ મળે.

શની દેખતો હોય તો પુત્રના તથા ધનના સુખનો નાશ થાય, અને શરીરે નિરોગી રહે.

રાહુ પાંચમા ભાવે દેખતો હોય તો એક પુત્રનું સુખ મળે, ભાગ્યશાળી થાય, રાજાથી યશ મળે તથા થોડા શ્રમથી સર્વ કાર્યની સિદ્ધ થાય.

---

## પાંચમા સ્થાનમાં રહેલા ગ્રહો રાશીઓ અને રાશીઓના સ્વામિનું મિશ્ર ફળ.

નવમા સ્થાનનો સ્વામિ સાતમા ભાવે, સાતમા ભાવનો સ્વામી લગ્ને, તેમજ બીજા સ્થાનનો સ્વામિ લગ્ને બેઠો હોય તો પુત્રનું સુખ મળે.

પાંચમા સ્થાનનો સ્વામિ બળવાન હોય, તેમ ગુરૂ બળવાન હોય અને પાંચમા ભાવે લગ્નનો સ્વામિ બેઠો હોય તો પુત્રનું સુખ મળે.

પાંચમા ભાવે બીજા ભાવનો સ્વામિ બળવાન થઇને બેઠો હોય તેમ તેને ગુરૂ દેખતો હોય તો પુત્રનો લાભ થાય.

પાંચમા ભાવનો સ્વામિ અને લગ્નનો સ્વામિ બે ભેગા ઘરમાં બેઠા હોય તો પુત્રનું સુખ મળે.

પાંચમા ભાવનો સ્વામિ ભેગો અગર પાંચમા ભાવે ગુરૂ બેઠો હોય અને તેને શુભગ્રહ દેખતા હોય અથવા શુભગ્રહ બેઠા હોય તો પુત્રનું સુખ મળે.

પાંચમા ભાવનો સ્વામિ ગુરૂ પરિપૂર્ણ બળવાન થઇ બેઠો હોય અને તેને લગ્નનો સ્વામિ દેખતો હોય તો પુત્રનું સુખ મળે.

પાંચમા ભાવનો સ્વામિ તથા લગ્નનો સ્વામિ કેંદ્રભાવમાં શુભગ્રહ ભેગા બેઠા હોય અને બીજા ભાવનો સ્વામિ બળવાન હોય તો પુત્રનું સુખ મળે.

પાંચમા સ્થાનમાં ચંદ્ર બેઠો હોય તો માતાનું મૃત્યુ થાય ચોથા ભાવમાં સૂર્ય હોય તો બાપનું ધન મળે; પાંચમા ભાવમાં અગર પાંચમા ભાવના સ્વામિ ભેગો શુભગ્રહ બેઠો હોય અથવા શુભગ્રહની દ્રષ્ટિ હોય તો પુત્રનું સુખ મળે.

પાંચમા, સાતમા, અને નવમા સ્થાનના સ્વામિ ભેગો ગુરૂ હરકોઇ ભાવે બેઠો હોય તો પુત્રની ચિંતા રહે તેમ એ ભાવના સ્વામિ

બેગો બુધ બેઠો હોય તો બુદ્ધિની તેમ પિતાની ચિંતા રહે તેમ એ ભાવના સ્વામિ સૂર્યસહિત પાંચમા અથવા નવમા ભાવે બેઠા હોય તો તેને પિતાના મેળવેલા દ્રવ્યનું સુખ મળે.

આઠમે શુક્ર, બારમે મંગળ અને લગ્ને શનિ હોય તો વૃદ્ધાવસ્થામાં પુત્રનું સુખ મળે.

પાંચમે સૂર્ય આઠમે શનિ અને લગ્ને મંગળ રહ્યો હોય તો પુત્રનું સુખ મળે નહિ, પણ તેને શુભગ્રહનો સમાગમ કે દ્રષ્ટિ હોય તો વૃદ્ધ ઉમરે પુત્રનો લાભ થાય.

પાંચમા ભાવનો સ્વામિ નવમાંશ કુંડળીમાં પાપગ્રહના ઘરમાં બેઠો હોય અને જન્મકુંડળીમાં પાંચમા ભાવનો સ્વામિ નીચનો કે અસ્તનો હોય અને તેને પાપગ્રહ દેખતા હોય અથવા દુષ્ટ સ્થાન (૬–૮–૧૨ મા સ્થાન) માં રહ્યા હોય તો પુત્રનો લાભ થઇ નાશ પામે.

પાંચમો ભાવ, પાંચમાનો સ્વામી અને ગુરૂ શુભગ્રહની દષ્ટિવાળા હોય કે શુભગ્રહ સાથે બેઠા હોય તો પુત્રવાળો થય.

પાંચમા ભાવમાં લગ્નનો સ્વામી બેઠો હોય અને પાંચમાનો સ્વામી બળવાન હોય, ગુરૂ બળવાન હોય તો જરૂર પુત્રવાળો થાય.

પાંચમા સ્થાનમાં પાપગ્રહ હોય અને પાંચમાનો સ્વામી પાપગ્રહોની મધ્યમાં હોય અને શુભગ્રહની દષ્ટિ કે યોગથી રહિત હોય તો છોકરાં વગરનો સમજવો.

લગ્નના સાતમે, નવમે, બારમે પાપગ્રહો હોય અને શત્રુની રાશીમાં હોય કે શત્રુ વર્ગમાં હોય તો વંશનો નાશ થાય.

ગુરૂ મીન રાશીમાં હોય તો થોડાં છોકરાં થાય, ધન રાશીમાં હોય તો દુર્બળ છોકરાંવાળો, કર્ક કે કુંભ રાશીમાં હોય તો છોકરાં વગરનો સમજવો.

દસમા સ્થાને ચંદ્ર, સાતમે શુક્ર, અને ચોથે પાપીગ્રહ હોય તો છોકરાં નાશ પામે છે.

પાંચમાનો સ્વામી નવમા સ્થાનમાં હોય, ત્રીકોણ સ્થાનમાં લગ્નનો સ્વામી હોય, પાપીગ્રહની રાશીમાં ચંદ્ર હોય તો દત્તક પુત્રોવાળો થાય.

પાંચમા સ્થાને ગુરૂ બળવાન હોય અને લગ્નના સ્વામીની દષ્ટિ હોય તો પુત્રવાળો થાય.

પાંચમો ભાવ, પાંચમાનો સ્વામી, કે ગુરુ શુભગ્રહની દ્રષ્ટિવાળા હોય કે શુભ ગ્રહ સાથે બેઠા હોય તો પુત્રવાળો થાય.

પાંચમો ભાવ નિર્બળ હોય પણ લગ્ને શની હોય, આઠમે ગુરૂ હોય અને બારમે મંગળ હોય તો લાંબા વખતે પુત્ર થાય.

પાંચમાનો સ્વામી ૬–૮–કે–૧૨ મા ભાવે હોય કે ન દેખાય તેવા સ્થાનમાં હોય તો મંદ બુદ્ધિવાળો થાય. કેન્દ્ર કે ત્રિકોણ સ્થાનમાં હોય અને શુભગ્રહો ભેગા કે ગુરૂ સાથે હોય તો બળવાન, અને બુદ્ધિમાન થાય.

પાંચમાનો ને સાતમાનો ને લગ્નનો સ્વામી, અને ગુરૂ નિર્બળ હોય તો પુત્ર વિનાનો થાય.

દસમાનો સ્વામી શુભગ્રહ હોય, દસમા ભાવના કારક શુભગ્રહ સાથે હોય અને દસમા ભાવે શુભગ્રહ હોય તો બાપના સુખવાળો ને બુદ્ધિમાન થાય.

નવમા, પાંચમા, સાતમા અને નવમાંશ કુંડળીના લગ્નના સ્વામિ સાથે જન્મકુંડળીમાં હરકોઇ ભાવે પાપગ્રહ સાથે બેઠા હોય અને તે નવમાંશ કુંડળીમાં પાપગ્રહની રાશીમાં બેઠા હોય તો પુત્રનો લાભ થઇ પુત્ર નાશ પામે.

દશમા ભાથે ચંદ્રમા, સાતમા ભાવે શુક્ર અને ચોથા ભાવે પાપગ્રહો બેઠા હોય તો તે પુરુષના વંશનો નાશ થાય.

લગ્ને, બારમે, આઠમે તથા પાંચમા ભાવે પાપગ્રહો બેઠા હોય તો તે વંશનો નાશ થાય.

લગ્નનો સ્વામિ પાંચમા ભાવે, લગ્ને પાપગ્રહ અને ચોથા ભાવમાં ચંદ્ર બેઠો હોય અને પાંચમા ભાવનો સ્વામિ નિર્બળ હોય તો તેનો વંશ નાશ પામે.

પાંચમા ભાવનો સ્વામિ પરમ ઉંચનો હોય અને તેને શુભ ગ્રહો દેખતા હોય તો તે તીક્ષ્ણ બુદ્ધિવાળો થાય.

કેંદ્રમાં પાંચમા ભાવનો સ્વામિ શુભ ગ્રહ સાથે તથા કોઇ ઉંચના ગ્રહ સાથે બેઠા હોય તો ઘણી યાદશક્તિવાળો થાય.

નવમાંશ કુંડળીમાં જે રાશીનો કારક ગ્રહ હોય તેનો સ્વામિ કેંદ્રમાં કે ત્રિકોણમાં રહ્યો હોય અને તેને કારકગ્રહ દેખતો હોય તો તે પારકાના મનની વાત જાણનાર થાય.

પાંચમા ભાવે શનિ, રાહુ અને કેતુ બેઠા હોય અને શુભગ્રહ

બેઠા ન હોય તેમ પાંચમા ભાવના સ્વામિને પાપગ્રહ દેખતા હોય તો વિસ્મૃતિવાળો જડબુદ્ધિનો થાય.

કેંદ્રમાં કે ત્રિકોણમાં પાંચમા ભાવનો કારક ગ્રહ બેઠો હોય અને બુધ, શુક્ર ગમે તે ભાવે ભેગા બેઠા હોય અથવા તે બંન ગ્રહો કારક ગ્રહને દેખતા હોય વળી તે બંને ગ્રહો નવમાંશ કુંડળીમાં શુભ ગ્રહની રાશીમાં હોય તો તે ભૂત, ભવિષ્ય અને વર્તમાનકાળની વાત જાણનાર થાય.

પાંચમા ભાવના કારક ગ્રહની રાશીના સ્વામિને લગ્નનો સ્વામિ દેખતો હોય અને પાંચમા ભાવનો સ્વામિ બળવાન હોય તો તે માણસ રાજાનો પ્રધાન થાય તથા દાતાર હોય.

લગ્નનો સ્વામિ અને પાંચમા ભાવનો સ્વામિ બંને મિત્ર હોય તો પુત્રની સાથે મિત્રતા રહે, બંને દુશ્મન હોય તો પુત્ર સાથે દુશ્મનતા રહે અને સમ હોય તો બંને સમ રહે.

પાંચમા ભાવે ગુરૂ, શુક્ર અને સૂર્ય બેઠા હોય અથવા તે પાંચમા ભાવે એ ગ્રહોની રાશી હોય તો પુત્ર પરાક્રમી થાય.

પાંચમા ભાવનો સ્વામિ લગ્ને અને લગ્નનો સ્વામિ પાંચમે ભાવે બેઠો હોય અગર તે પરસ્પર દેખતા હોય તો તેના પુત્રો આજ્ઞાંકિત થાય.

પાંચમા ભાવનો સ્વામિ નવમે બેઠો હોય અને તેને શુભ ગ્રહો દેખતા હોય તથા તેના ભેગા શુભ ગ્રહો બેઠા હોય તો તે અન્નદાન આપનાર થાય.

## પાંચમા ભુવનનું અંગ્રેજી રીતે ફળ.

શની—પાંચમા ભાવે બેઠો હોય તો પ્રજાને રોગ થાય, મરે, દુઃખ પડે, સટ્ટામાં ખોટ આવે.

રવી—હોય તો પ્રજા થાય નહિ, પણ જો કર્ક વૃશ્ચિક કે મીન રાશીમાં હોય તો બચ્ચાં થાય, પણ બચ્ચાં ટુંકી જીંદગીનાં, નબળા બાંધાનાં થાય, જો રવી સાથે ગુરૂ શુક્ર અથવા ચંદ્રનો હોય તો પ્રજા તંદુરસ્ત અને સારી નીવડે, આ માણસ શેર સટ્ટામાં કે મોજમજામાં પૈસા ખુવે છે.

ગુરૂ—જો ઉંચનો હોય તો તેની પ્રજા સારી થાય અને મોટા માણસ નિવડે, પ્રજાથી સુખ મળે અને સટ્ટા વિગેરેમાંથી સારો લાભ મેળવે.

મંગળ—હોય તો તોફાની, પ્રજા મરી જાય, સટ્ટા જુગારનો

શોખી જો મંગળ ઉંચનો કે સારો હોય તો લાભ મળે, નહિ તો પૈસા જાય. સ્ત્રીની જન્મોતરીમાં પાંચમા ભૂવને મંગળ હોય તો ઘણો ખરાબ છે, તે જુવાનીમાં આફતમાં આવી પડે.

બુધ—હોય અને તે મિથુન, સીંહ કે કન્યા રાશીમાં હોય તો પ્રજા આપતો નથી અને આપે તો એક આપે છે. અથવા પ્રજાનો નાશ કરે, જો કઈ મિન કે વૃશ્ચિકનો હોય તો લંગડી લુલી અને આળસુ પ્રજા થાય. પાંચમે બુધ હોય તે માણસ શેર સટ્ટા કે જુગારનો શોખીન હોય.

શુક્ર—હોય તો જુગાર અને સટ્ટા તથા મોજમજાહ કરનાર થાય, પુત્રીઓ થાય, પ્રજા તાબેદાર અને પછીથી સુખ આપનાર થાય, જો શુક્ર ઉંચનો હોય તો શેર સટ્ટામાં જીતાડે અને લાભ આપે.

ચંદ્ર—હોય તો જુગારી અને શોખીન થાય, પ્રજા ઘણી થાય.

## પ્રકરણ ૩૩ મું.

### છઠ્ઠું સ્થાન શત્રુભુવન.

આ ભાવમાં રોગ, શત્રુ, મોશાળનું સુખ, દુઃખ, ચોર, વિઘ્ન, ક્લેશ, ઘા લાગવા વિષે, અને રસ પદાર્થ ઉપર પ્રીતિ વિષેનું સુખ દુઃખ જોવાય છે.

હરષચલ આ ભુવનમાં હોય તો હલકા નોકરોથી દુઃખ પડે.

### નિચેના ગ્રહો છઠ્ઠે ભાવે સ્વગ્રહી થઇ કે ઉંચના થઇને બેઠા હોય તેનું ફળ.

સૂર્ય ચંદ્ર, બુધ, ગુરૂ અને શુક્ર બેઠા હોય તો મોશાળપક્ષનું સુખ મળે અને રોગ તથા શત્રુનો નાશ થાય. મંગળ અથવા શની બેઠા હોય તો મોશાળપક્ષના સુખનો તેમજ રોગ અને શત્રુનો નાશ થાય, અને રાહુ તથા કેતુ બેઠા હોય તો રોગ અને શત્રુનો નાશ થાય.

### નીચેના ગ્રહો શુક્રના ઘરમાં એટલે વરખ યા તોલા રાશીના થઇને છઠ્ઠા સ્થાનમાં બેઠા હોય તેનું ફળ.

સૂર્ય બેઠો હોય તો રોગ અને દુશ્મનનો વધારો થાય તથા મો-

શાળ પક્ષના સુખનો નાશ થાય, ચંદ્ર બેઠો હોય તો વિધવા સ્ત્રી સાથે સંભોગ કરે તથા પાપકર્મ કરે, મંગળ બેઠો હોય તો સ્ત્રીના શરીરે કોડની પીડા થાય, તથા મોશાળનું સુખ મળે નહિ. બુધ બેઠો હોય તો રાજાની સાથે મિત્રતા થાય, તેમ ગણીતશાસ્ત્રી અને લેખક થાય. ગુરૂ બેઠો હોય તો શરીરે ગડગુમડનાં ચાઠાં થાય અને દુશ્મનનો ભય થાય. (શુક્રની હકીકત સ્વગ્રહીમાં આવી ગઇ) શની બેઠો હોય તો પોતાની નાત દુશ્મન થાય અને ધન્ય ધાન્યની સમૃદ્ધિ મળે, અને રાહુ તથા કેતુ બેઠા હોય તો ધૈર્યવાન, સુખી, રોગ, દુશ્મન વગરનો અને જીતેંદ્રિય થાય.

નિચેના ગ્રહો બુધના ઘરમાં એટલે મિથુન કે કન્યારાશીના થઇ છઠ્ઠા સ્થાને બેઠા હોય તેનું ફળ.

સુર્ય બેઠો હોય તો દુશ્મનનો નાશ થાય, તથા કફનો રોગ થાય, ચંદ્ર બેઠો હોય તો સદા કલેશ કરે તથા અઘોર પાપ કરે. મંગળ બેઠો હોય તો કોઢનો રોગ થાય. (બુધની હકીકત સ્વગ્રહીમાં આવી ગઇ) ગુરૂ બેઠો હોય તો સુળ અને ગોળાનો રોગ થાય. શુક્ર બેઠો હોય તો રોગ તથા દુશ્મન મળે, અને મોશાળ પક્ષનું સુખ મળે નહિ. શનિ બેઠો હોય તો સ્ત્રી દુશ્મન થાય પણ રાજસત્તા ભોગવનાર થાય, અને રાહુ તથા કેતુ બેઠા હોય તો રોગ દુશ્મનના ભય વગરનો જાણવો.

---

નિચેના ગ્રહો ચંદ્રની રાશીમાં એટલે કર્ક રાશીના થઇ અને છઠ્ઠા ભાવે બેઠા હોય તો તેનું ફળ.

સુર્ય બેઠો હોય તો ઉધરસ અને દમ જારી રાખે (ચંદ્રની હકીકત સ્વગ્રહીમાં આવી ગઇ) મંગળ બેઠો હોય તો રોગ દુશ્મનનો વધારો કરે અને મોશાળ પક્ષનું સુખ મળે. બુધ બેઠો હોય તો ઉધરસ અને દમનો રોગ થાય. શુક્ર બેઠો હોય તો શુભ માર્ગે ધન ખર્ચ કરે અને વણીક જાતના દુશ્મન પેદા થાય. શની બેઠો હોય તો શરીર ઉપર ગડગુમડનાં ચાઠાં ઘણાં થાય તેમ રોગી રહે, અને રાહુ તથા કેતુ બેઠા હોય તો ધૈર્યવાન, સુખી, જીતેંદ્રિય અને રોગ, દુશ્મન વગરનો થાય.

નીચેના ગ્રહો ગુરૂના ઘરમાં એટલે ધન અગર મીન રાશીના થઇને છઠ્ઠા સ્થાને બેઠા હોય તેનું ફળ.

સુર્ય બેઠો હોય તો રોગ અને દુશ્મનનો નાશ થાય, મોશાળ

પક્ષનું સુખ થાય, શાંત સ્વભાવવાળો, શરીરે સુખી, અને વૈભવવાળો થાય. ચંદ્ર બેઠો હોય તો રોગ અને દુશ્મન હમેશાં રહે તથા મોશાળપક્ષનું દુઃખ રહે. મંગળ બેઠો હોય તો દુશ્મનને જીતનારો, સંતાનના સુખવાળો અને વૈભવના સુખવાળો થાય. બુધ બેઠો હોય તો રોગ દુશમન ખંડીત થાય અને મોશાળપક્ષનું સુખ મળે (ગુરૂની હકીકત સ્વગ્રહીમાં આવી ગઈ) શુક્ર બેઠો હોય તો મંત્ર, જંત્ર અને કીમીયાવાળો થાય, લોકપ્રિય અને રૂડા પુત્રવાળો થાય. શની બેઠો હોય તો રાજસત્તા ભોગવે પણ ખંડિત રાજસુખ આપે. અને રાહુ તથા કેતુ બેઠા હોય તો રોગ દુશ્મનના ભય વગરનો થાય.

---

### નીચેના ગ્રહો શનિના ઘરમાં એટલે મકર અગર કુંભ રાશીના થઈ અને છઠ્ઠા સ્થાનમાં બેસે તેનું ફળ.

સૂર્ય બેઠો હોય તો રોગ દુશમનનો વધારો થાય તથા મોસાળ પક્ષનું સુખ મળે નહિ. ચંદ્ર બેઠો હોય તો રોગ દુશ્મન વગરનો થાય. મંગળ બેઠો હોય તો મોશાળ પક્ષનો નાશ થાય, રોગ દુશ્મનનો ઉપદ્રવ સાધારણ રહે. બુધ બેઠો હોય તો પોતાની ગ્નાતિવાળા સાથે ક્લેશ કરે તથા ઘણા બળવાન દુશ્મન પેદા થાય. ગુરૂ બેઠો હોય તો શરીરે રોગી અને હંમેશાં દુશ્મનવાળો રહે. શુક્ર બેઠો હોય તો શરીરે ચાઠાં અને ઝેરથી ઘાત આવે. (શનીની હકીકત સ્વગ્રહીમાં આવી ગઈ) અને રાહુ તથા કેતુ બેઠા હોય તો રોગ દુશ્મન વગરનો, મોશાળ પક્ષનો સુખી, નિર્ધન અને ચોર થાય.

### નીચેના ગ્રહો મંગળના ઘરમાં એટલે મેષ યા વૃશ્ચિક રાશીના થઇ અને છઠ્ઠા સ્થાને બેઠા હોય તેનું ફળ.

સૂર્ય બેઠો હોય તો પ્રતાપી, વાચાળ, વેપારમાં કુશળ અને અંતરગળના રોગવાળો થાય. ચંદ્ર બેઠો હોય તો શરીરે સદા રોગી રહે, મોશાળ પક્ષનું સુખ રહે નહિ અને દુશ્મનનો ભય હંમેશાં રહે અને દરિદ્રી રહે, (મંગળની હકીકત સ્વગ્રહીમાં આવી ગઇ) બુધ બેઠો હોય તો રાજ્યમાં મુખ્ય ગણાય, અભિમાની, વાદવિવાદ કરવાવાળો અને શુરો થાય પણ વિદ્યામાં વિઘ્ન આવે, ગુરૂ બેઠો હોય તો નાતનું જોર વધારે હોય, અને લાંબું આયુષ્ય હોય, શુક્ર બેઠો હોય તો સ્વજ્ઞાતી સાથે બનાવ સારો રહે, શની બેઠો હોય તો રોગ

અને દુશ્મન ઘણા અને મોશાળથી સુખી રહે, અને રાહુ તથા કેતુ બેઠા હોય તો રોગ, દુશ્મન વગરનો અને મોશાળ પક્ષનો સુખી હોય.

નીચેના ગ્રહો સૂર્યના ઘરમાં એટલે સિંહ રાશીના થઇને છઠ્ઠા સ્થાને બેઠા હોય તો તેનું ફળ.

( સૂર્યની હકીકત સ્વગ્રહીમાં આવી ગઇ, ) ચંદ્ર બેઠો હોય તો સદા રોગી રહે, મંગળ બેઠો હોય તો સાર્વજનીક કામ કરી કીર્તિ મેળવે, અને સંતાનના થોડા સુખવાળો થાય. બુધ બેઠો હોય તો મોશાળ પક્ષના સુખ વગરનો થાય, ગુરૂ બેઠો હોય તો મોશાળ પક્ષથી સુખી રહે, શુક્ર બેઠો હોય તો અવળા માર્ગે ધન ખર્ચ કરે અને દુશ્મન પેદા થાય, શની બેઠો હોય તો મોશાળનો દ્વેશ કરે, અને રાહુ તથા કેતુ બેઠા હોય તો રોગ દુશ્મન વગરનો થાય,

છઠ્ઠા સ્થાન ઉપર દરેક ગ્રહની દ્દષ્ટિનું ફળ.

સૂર્ય છઠ્ઠા ભાવે દેખતો હોય તો દુશ્મનનો નાશ કરે, માતાનું સુખ હોય અને જમણા નેત્રમાં પીડા રહે, અને દરેક મનુષ્ય સાથે હેતુહેતુી હોય, ચંદ્ર દેખતો હોય તો દુશ્મનના વધારાવાળો, અને કફના તથા ધાતુ, ક્ષય અને શરીરના રોગવાળો રહે.

મંગળ દેખતો હોય તો દુશ્મન તથા મોશાળ પક્ષના સુખનો નાશ કરે અને લોહીની પીડાથી શરીરે પીડા પામે.

બુધ દેખતો હોય તો મોશાળ પક્ષના સુખવાળો, પરાયા માણસ સાથે વાદવિવાદ કરનારો થાય તથા તેને દુશ્મન ઉત્પન્ન થાય.

ગુરૂ દેખતો હોય તો દુશ્મનથી પરાજય થાય, પોતાના સ્થાન તથા દ્રવ્યનો નાશ થાય, માતાને પીડા થાય અને પોતાની પ્રકૃતિ રીશાળ થાય.

શુક્ર દેખતો હોય તો મોશાળ પક્ષના સુખવાળો, પોતાના પરાક્રમથી ભાગ્યવાળો, અને દુશ્મનના વધારાવાળો થાય.

શની દેખતો હોય તો દુશ્મનનો નાશ થાય તેમ મોશાળના સુખનો પણ નાશ થાય. નેત્રમાં તથા પગમાં પીડા થાય અને પરસ્ત્રીયાની પીડા કરે.

રાહુ દેખતો હોય તો દુશ્મન માત્રનો નાશ થાય, ધનની હાનિ થાય, અને ખર્ચ વધારે કરે.

---

છઠ્ઠા ભાવમાં પડેલા ગ્રહો અને રાશીઓનું મિશ્રફળ.

જન્મકુંડળીમાં માતા, પિતા, પુત્ર, અને સ્ત્રી, એ ભાવોથી છઠ્ઠા

ભાવનો સ્વામિ પાપગ્રહ સહિત જન્મકુંડળીમાં લગ્ને, આઠમે અને દશમે બેઠા હોય અથવા તેને શુભ ગ્રહો દેખતા હોય તો તેને ગુમડાંની પીડા થાય.

ચંદ્ર, બુધ, રાહુ, કેતુ અને લગ્નનો સ્વામિ ચોથા અથવા બારમા ભાવે ભેગા બેઠા હોય ને તેઓને શુભ ગ્રહો દેખતા હોયતો તેને પીળા કોઢોડનો રોગ થાય.

લગ્ન તથા છઠ્ઠા ભાવનો સ્વામિ સૂર્ય તથા ચંદ્ર સાથે બેઠા હોય તો તેને તાવની પીડા થાય, મંગળ સાથે બેઠા હોય તો જળથી અથવા યુદ્ધમાંથી અથવા ફોલ્લાની પીડા થવાથી મગજે પીડા કરે.

છઠ્ઠા ભાવનો સ્વામિ અને લગ્નનો સ્વામિ શનિ સહિત કેંદ્ર અથવા ત્રિકોણમાં બેઠા હોય તો તે માણસ બંધીખાનામાં પડે અને જો રાહુ અથવા કેતુ સહિત બેઠા હોય તો બેડીની સાથે બંદીખાનું ભોગવે.

છઠ્ઠા કે આઠમા સ્થાને ત્રણ શુભ ગ્રહો બળવાન થઇ બેઠા હોય તો અનાજ મેળવનાર અને રોગ દુશ્મનના નાશવાળો થાય.

છઠ્ઠાનો સ્વામી ૬—૮ કે ૧૨ મા સ્થાને હોય અને નીચ, અસ્ત કે દુશ્મનની રાશીમાં હોય, ને લગ્નનો સ્વામી બળવાન હોય તો દુશ્મનનો નાશ થાય.

છઠ્ઠા સ્થાનમાં સૂર્ય કે લગ્નના સ્વામીનો દુશ્મન, નીચ રાશીમાં, દુશ્મનની રાશીમાં કે નિર્બળ હોય તો કુટુંબીયો દુશ્મનોવાળા થાય.

છઠ્ઠા ભાવમાં ખરાબ ગ્રહ હોય તો રોગી કરે. ગુરુ છઠ્ઠા ભાવમાં હોય તો દુશ્મનોને જીતનારો થાય.

છઠ્ઠા ભાવનો સ્વામી અને બુધ બંને લગ્નના સ્વામીના સંબંધી થઇ રાહુ સાથે હોય તો નપુંસક થાય.

છઠ્ઠા ભાવનો સ્વામી પાપગ્રહની દૃષ્ટિવાળો કે નિર્બળ હોય અથવા પાપી ગ્રહોના મધ્યમાં હોય તેને દુશ્મનોની પીડા થાય.

જન્મકુંડળીમાં છઠ્ઠા ભાવનો સ્વામિ બુધ સહિત લગ્ને હોય તો તેને ઇંદ્રિના વિકારથી પીડા થાય.

નવમા ભાવે શની હોય, ત્રીજે ગુરુ હોય અથવા સૂર્ય આઠમે

કે બારમે હોય તો હાથ કપાય. ચંદ્ર સાતમે કે આઠમે હોય અને તેના ભેગો મંગળ તથા શુક્ર બેઠો હોય તોપણ એમજ જાણવું.

લગ્ને શનિ હોય અને બુધ હરકોઈ ભાવે સ્વગ્રહી હોય અથવા ત્રીજે કે ચોથે ભાવે હોય તો તે માણસ વામન સ્વરૂપ એટલે ટુંકા આકારનો હોય,

છઠ્ઠા આઠમા અને બારમા ભાવે ચંદ્ર હોય તેને લગ્નનો સ્વામિ દેખતો હોય અને તેના ભેગો શનિ અને રાહુ અથવા કેતુ બેઠા હોય તો તેનું મોત કમોતે થાય.

છઠ્ઠા ભાવે ચંદ્ર મંગળ બેઠા હોય તો ચિત્તભ્રમનો તથા પાંડુનો રોગ થાય અને તેની સાથે સૂર્ય બેઠો હોય તો સર્પનો ભય તથા શૂળનો રોગ થાય.

શનિ અને કેતુ છઠ્ઠા ભાવે બેઠા હોય તેને સૂર્ય, મંગળ અને રાહુ દેખતા હોય અને શુભ ગ્રહો દેખતા ન હોય તો તેને શ્વાસ, ખાંસી અને ક્ષયનો રોગ થાય.

છઠ્ઠે ભાવે લગ્નનો સ્વામિ બેઠો હોય અને લગ્ને છઠ્ઠા ભાવનો સ્વામિ બેઠો હોય અને તે બંને ભેગા શનિ રાહુ અગર શનિ કે કેતુ બેઠા હોય તોપણ તે દુશ્મનની પીડાવાળો થાય.

છઠ્ઠા ભાવનો સ્વામિ શુભગ્રહ સહિત શુભગ્રહના ઘરમાં બેઠો હોય અને તેને શુભગ્રહ દેખતા હોય તો તેને દુશ્મન મિત્ર ના થાય.

છઠ્ઠા ભાવે લગ્નનો સ્વામિ બેઠો હોય અને તેને છઠ્ઠા ભાવનો સ્વામિ દેખતો હોય અથવા તે બંને ગ્રહો લગ્નમાં બેઠા હોય તો તેને પોતાના ન્યાતથી પીડા થાય.

લગ્ને ગુરૂ અને શુક્ર બેઠા હોય અને તેના ભેગો છઠ્ઠા ભાવનો સ્વામિ બેઠો હોય અને તેને શનિ, મંગળ અને રાહુ દેખતા હોય તો તેને પણ ન્યાતથી દુઃખ થાય.

લગ્નનો સ્વામિ શુભગ્રહ સાથે હરકોઈ ભાવે બેઠો હોય અને ચંદ્ર છઠ્ઠા ભાવે બેઠો હોય અથવા બીજે શુભગ્રહ બેઠો હોય અને કેંદ્રમાં અથવા ત્રિકોણમાં બુધ બેઠો હોય તો તેની પોતાની ન્યાતથી આજીવિકા ચાલે.

નવમા ભાવનો સ્વામિ છઠ્ઠા ભાવે બેઠો હોય, તેને છઠ્ઠા ભાવનો સ્વામિ દેખતો હોય ને તે છઠ્ઠા ભાવનો સ્વામિ મંગળ અને શની સાથે હોય તો તેને ચોરથી તથા અગ્નિથી પીડા થાય છે.

છઠા ભાવનો સ્વામિ મંગળ સહિત કરકોઇ ભાવે બેઠો હોય અથવા મંગળના ઘરમાં બેઠો હોય ને તેને રાહુ તથા કેતુની દ્રષ્ટિ હોય તો તે માણસ ઠગાઇથી ચોરી કરનારો થાય.

છઠ્ઠા ભુવનનું અંગ્રેજી રીતે ફળ.

શની—જો વરખ, સિંહ કે વૃશ્ચિક કે કુંભમાં હોય તો રેતી, પથરી, હાર્ટ ડીસીઝ, ગુરદાનાં દરદ, ગળાનાં દરદ થાય. મીથુન કન્યા ધન કે મીનમાં હોય તો દમ, હાંફણુ અને ક્ષય મટાડે. મેષ, કર્ક, તુલા અને મકરમાં શની હોય તો છાતીનો દુઃખાવો, આંતરડાનાં દરદ અને નીચેના ભાગમાં દરદ થાય. છઠ્ઠે ભાવે શની નોકરોનું સુખ આપતો નથી. નોકર લુચ્ચા, ચોર અને દગાબાજ નીવડે.

રવી—બેઠો હોય તો તબીયત ખરાબ રહે, રોગ લાંબો રહે. જો વરખ, વૃશ્ચિક, સિંહ કે કુંભરાશીનો હોય તો ગળાં, છાતીનું દરદ, દમ, પથરી, હાર્ટ ડીસીઝ, કમર, સાંધા દુઃખે. જો કન્યા કે મીનનો હોય તો દમ લેવામાં અડચણ કરે, ફેફસાનાં દરદ થાય, ક્ષય લાગુ પડે. જો મેષ, કર્ક તુલા કે મકરનો થઇ બેઠો હોય તો છાતી નબળી કરે, પેટનાં કે હોજરીનાં દરદ કરે, માર પડવાથી કે જખમથી ઇજા થાય.

ચંદ્ર – હોય તો તબીયત નાદુરસ્ત રહે, લાંબી માંદગી આવે. મિથુન, ધન કે મિનનો ચંદ્ર હોય તો છાતીના દરદ કરે. વરખ, સિંહ વૃશ્ચિક, કર્ક, કુંભ રાશીમાં હોય તો ગળાનાં દરદ, છાતીનાં દરદ, રેતી, પથરી કે ગુરદાનાં દરદ થાય, ડાંસો થાય, પણ ચંદ્ર ઉંચનો હોય તો દરદ કમતી થાય અને દુશમનનો નાશ થાય.

શુક્ર—હોય તો તબીયત સારી રહે, તેના માણસો તથા નોકરો સારા નીવડે.

બુધ—બેઠો હોય તો લુચ્ચા નોકરો મળે. જો બુધ પહેલા ઘરનો માલીક હોય અને ત્યાં ન બેસતાં છઠા ભાવે ધન કે મિનરાશીનો થઇ બેસે તો દમનો રોગ થાય. છાતી તથા ફેફસાંનું દરદ થાય અને જીંદગીમાં માંદગી રહે.

મંગળ—બેઠો હોય તો વરખ, સિંહ, વૃશ્ચિક કે કુંભરાશીમાં હોય તો ગળાનાં દરદ, રેતી, પથરી, છાતીનાં દરદ, હાર્ટ ડીસીઝ, છાતીમાં પરૂ વિગેરે દરદો થાય, જો મિથુન, કન્યા, ધન કે મીનનો હોય તો ક્ષયનો રોગ થાય. અને છાતી તથા ફેફસાંનુ દરદ થાય. મેષ, કર્ક, તુલા અને મકર રાશીનો હોય તો દાઝવાથી દરદ થાય, ગુરદાનો રોગ,

પીડ, પેસાબનાં દરદ, રૂમેટીક તાવ અને મસા થાય. નોકર ચાકરનું સુખ નહિ, નોકરો ચોર મળે અને પૈસા ખઇ જાય અને નુકશાન પહોંચાડે.

ગુરૂ—બેઠો હોયતો સાધારણ તબીયત સારી રાખે, રોગ દુશ્મનનો નાશ થાય. જો મિથુન, કન્યા, ધન કે મીન રાશીનો હોય તો પેટમાં દરદ કરે, છાતી નબળી કરે, ફેફસાનું દરદ થાય, નોકરોનું સુખ મળે, નોકરો પ્રમાણિક મળે.

## પ્રકરણ ૩૪ મું.

### સાતમું સ્થાન ( સ્ત્રીભુવન ).

જો હરષચલ બેઠો હોય તો ખરાબ, લગ્નમાં વિઘ્ન પડે, સ્ત્રી સાથે બને નહિ, લુચ્ચો, વ્યભિચારી, ખુની, અણબનાવ કરનાર અને લોકો સાથે બને નહિ.

### નીચેના ગ્રહો પોતાની રાશીના કે ઉંચના થઇ સાતમા સ્થાને બેઠા હોય તો તેનું ફળ.

આ ભાવમાં વિવાહ, સ્ત્રી, વિષય, જવું આવવું, તથા ખોવાયલી વસ્તુ વિષે જોવાય છે.

સૂર્ય બેઠો હોય તો સ્ત્રીના સુખસંતોષવાળો, માર્ગ તથા દેશાવરથી લાભ થાય, વેપારથી સુખ મળે, અને લેવડ દેવડમાં સંતોષ મળે. ચંદ્ર બેઠો હોય તો મીઠી વાણી બોલે, સ્ત્રી તરફથી સુખ મળે, માર્ગ અને દેશાંતર તરફથી સુખ મળે, વેપારથી સુખ મળે. મંગળ બેઠો હોય તો સ્ત્રીનો સુખી, માર્ગથી લાભ મળે, વેપારમાં સુખી, અને લેવડ દેવડમાં ચતુર થાય. બુધ બેઠો હોય તો સારી સુંદર સ્ત્રી મળે. વેપારથી સુખ મળે, માર્ગથી લાભ મળે, અને લેવડ દેવડમાં કુશળ હોય. ગુરૂ બેઠો હોય તો પોતાની સ્ત્રી સુંદર હોય, ને તેનાથી સુખ મળે, વેપારથી લાભ મળે, પરદેશથી કીર્તિ, ધન અને જશ મળે. શુક્ર બેઠો હોય તો સ્થુલ સ્ત્રી હોય, વેપાર કરે, પરદેશ રહે, લેવડદેવડમાં કુશળ થાય, ઉત્તમ કુળની સ્ત્રી મળે અને પોતે ભોળા દિલનો થાય. શની બેઠો હોય તો સ્ત્રીનું સંતોષકારક સુખ રહે, વેપારવાણીજમાં લાભ મળે, અને રાહુ તથા કેતુ બેઠા હોય તો સ્ત્રીના સુખવાળો અને પરદેશ સુખવાળો થાય.

## નિચેના ગ્રહો સુર્યના ઘરમાં એટલે સિંહ રાશીના થઇને સાતમા સ્થાનમાં બેઠા હોય તેનું ફળ.

(સૂર્યની હકીકત સ્વગ્રહીમાં આવી ગઇ) ચંદ્ર બેઠો હોય તો સ્ત્રી પુરૂષને હંમેશાં લઢાઇ થાય. મંગળ બેઠો હોય તો સ્ત્રી ચોર કે વ્યભિચારી થાય. બુધ બેઠો હોય તો રાજાનો માનીતો પણ સ્ત્રી નઠારી મળે. ગુરૂ બેઠો હોય તો વેપારથી કીર્તિ મળે તથા ધન મળે, પરદેશ અને ખેતીથી લાભ મળે. શુક્ર બેઠો હોય તો સ્ત્રીનો દ્વેષી જાણવો. શની બેઠો હોય તો દુઃખી અને માર્ગમાં લુંટાય, અને રાહુ તથા કેતુ બેઠા હોય તો બે સ્ત્રી છતાં પણ સ્ત્રીના સુખ વગરનો થાય.

## નિચેના ગ્રહો શુક્રના ઘરમાં એટલે વરખ યા તોલા રાશીના થઇ અને સાતમા ભુવનમાં બેઠા હોય તો તેનું ફળ:—

સૂર્ય બેઠો હોય તો લાંબી ઉમરે સ્ત્રી મળે, પોતાની સ્ત્રી સાથે અણબનાવ રહે અને વ્યભિચારી થાય. ચંદ્ર બેઠો હોય તો સ્ત્રીલંપટ થાય. મંગળ બેઠો હોય તો પરદેશમાં વાસ કરે. બુધ બેઠો હોય તો ઉદાર બુદ્ધિવાળો અને ઘણી કીર્તિવાળો થાય. ગુરૂ બેઠો હોયતો સ્ત્રી-નો દ્વેષ કરનાર અને બહુ ચિંતાવાળો થાય. (શુક્રની હકીકત સ્વ-ગ્રહીમાં આવી ગઇ) શની બેઠો હોય તો શરીરે ખોડ હોય, સ્ત્રી કાળી અને કદરૂપી હોય, અને રાહુ તથા કેતુ બેઠા હોય તો સ્ત્રીને ગડગુ-મડનો રોગ થાય.

## નિચેના ગ્રહો મંગળના ઘરમાં એટલે મેષ યા વૃશ્ચિક રાશીના થઈને સાતમા સ્થાને બેઠા હોય તેનું ફળ.

સૂર્ય બેઠો હોય તો બે સ્ત્રી પરણે અને મુસાફરી ઘણી કરે. ચંદ્ર બેઠો હોય તો સ્ત્રી વ્યભિચારી થાય, પોતે સ્થુલ દેહવાળો, ઘરના કામકાજમાં ચતુર, વિવેકી અને પરદેશમાં રહેનાર થાય. (મંગળની હકીકત સ્વગ્રહીમાં આવી ગઈ) બુધ બેઠો હોય તો માતાથી સુખી, વાહનવાળો અને ધર્માત્મા થાય. ગુરૂ બેઠો હોય તો વિદ્વાન, અને ધનવાન થાય તથા લાભ મેળવી સુખી થાય. શુક્ર બેઠો હોય તો સ્ત્રીના આધારથી ગુજરાન ચલાવનારો, મુખચુંબન કરનારો પણ ધન વગરનો થાય, શની બેઠો હોય તો સ્ત્રીથી દુઃખી અને વેપારમાં

નુકશાન થાય અને રાહુ તથા કેતુ બેઠા હોય તો સ્ત્રીના સુખ વગરનો જાણવો.

## નિચેના ગ્રહો બુધના ઘરમાં એટલે મિથુન કે કન્યારાશીના થઇ અને સાતમા ભૂવનમાં બેઠા હોય તેનું ફળ.

સૂર્ય બેઠો હોય તો અભક્ષાભક્ષ કરે, હલકો ખોરાક ખાય. ચંદ્ર બેઠો હોય તો સ્ત્રી સાથે અણબનાવ રહે. મંગળ બેઠો હોય તો બે સ્ત્રીઓ થાય. (બુધની હકીકત સ્વગ્રહીમાં આવી ગઇ) ગુરૂ બેઠો હોય તો તે સ્ત્રી વિદ્યાવાળી, પરમેશ્વરની ભક્તિવાળી અને પતિવ્રતા થાય, પણ પોતે સ્ત્રીનો દ્વેષી થાય, શુક્ર બેઠો હોય તો નઠારી સ્ત્રી–ગુણકા થાય અને રાહુ તથા કેતુ બેઠા હોય તો સ્ત્રીના સુખ વગરનો જાણવો.

## નિચેના ગ્રહો ચંદ્રના ઘરમાં એટલે કર્ક રાશીના થઇને સાતમા સ્થાને બેઠા હોય તેનું ફળ.

સૂર્ય બેઠો હોય તો માનસિક ચિંતાવાળો, અને શરીરે પીડાવાળો થાય (ચંદ્રની હકીકત સ્વગ્રહીમાં આવી ગઇ), મંગળ બેઠો હોય તો માર્ગથી ભય મળે. બુધ બેઠો હોય તો સ્ત્રીનો દ્વેષ કરનારો અને વેપારથી નુકશાન થાય. શુક્ર બેઠો હોય તો સ્ત્રી ઘણી ચપળ અને વંકેલી, અને ઘણી રૂપાળી હોય, કામદારો મિત્ર થાય. શની બેઠો હોય તો પોતે અને સ્ત્રી વ્યભિચારી થાય અને રાહુ તથા કેતુ બેઠા હોય તો સ્ત્રીને ગડગુમડનો રોગ થાય.

## નિચેના ગ્રહો શનિના ઘરમાં એટલે મકર અગર કુંભરાશીના થઇને સાતમા સ્થાને બેઠા હોય તેનું ફળ.

સૂર્ય બેઠો હોય તો સ્ત્રીના સુખનો નાશ થાય. વેપારથી દુઃખ થાય અને માર્ગમાં ભય થાય. ચંદ્ર બેઠો હોય તો સ્ત્રી કુભાર્યા મળે. મંગળ બેઠો હોય તો પશુ સાથે મૈથુન કરે, મદ્ય પીનાર અને અભિમાની થાય. બુધ બેઠો હોય તો અભક્ષાભક્ષ કરે અને સ્ત્રી કદરૂપી મળે. ગુરૂ બેઠો હોય તો સ્ત્રી તરફથી દુઃખી, વેપારમાં નુકશાન મળે અને દરીદ્રિ થાય. શુક્ર બેઠો હોય તો સ્ત્રી ઘણી કપટી, ધુતારી અને લુચ્ચી થાય (શનીની હકીકત સ્વગ્રહીમાં આવી ગઇ) અને રાહુ તથા કેતુ બેઠા હોય તો બે સ્ત્રી છતાં સ્ત્રીનું સુખ મળે નહિ.

## નિચેના ગ્રહો ગુરૂના ઘરમાં એટલે ધન અગર મીન રાશીના થઈને સાતમા સ્થાને બેઠા હોય તો તેનું ફળ.

સૂર્ય બેઠો હોય તો વેપારની સારી માહીતી મેળવનાર થાય. ચંદ્ર બેઠો હોય તો રાજવૈભવના સુખવાળો થાય. મંગળ બેઠો હોય તો ભગચુંબન કરનાર તથા હાથમૈથુન કરનાર થાય. બુધ બેઠો હોય તો સ્ત્રીથી દુઃખી અને વેપારમાં નુકશાન થાય. ( ગુરૂની હકીકત સ્વગ્રહીમાં આવી ગઈ ) શુક્ર બેઠો હોય તો વ્યભીચારી, ધનવાળો, વાહનવાળો અને સર્વે કામમાં કુશળ થાય. શની બેઠો હોય તો ભગચુંબન કરનાર થાય અને રાહુ તથા કેતુ બેઠા હોય તો સ્ત્રીના સુખ વગરનો થાય.

---

## સાતમા સ્થાન ઉપર દરેક ગ્રહની દૃષ્ટિનું ફળ.

સૂર્ય સાતમા ભાવે દેખતો હોય તો શરીરે કામદેવનું જોર કમતી રહે, સ્ત્રીનો નાશ થાય, શત્રુની પીડા રહે અને પાંડુ રોગ થાય.

ચંદ્ર દેખતો હોય તો સારી રૂપાળી સ્ત્રીવાળો, કામી, પરસ્ત્રીનો સંગ કરનાર થાય.

મંગળ દેખતો હોય તો સ્ત્રીનો નાશ થાય, કેડે દરદ થાય અને સ્ત્રી પુત્રાદિકના થોડા સુખવાળો થાય.

બુધ દેખતો હોય તો ઘણી સ્વરૂપવાન સ્ત્રી મળે, શરીરે સુખ, લાંબા આયુષ્યવાળો, અને સર્વ ધાતુના વેપારમાં ફાયદો મળે.

ગુરૂ દેખતો હોય તો સારી રૂપાળી સ્ત્રી મળે, દ્રવ્ય ઉપર પ્રિતિવાળો, લોભી, પુરૂં ભાગ્યશાળી અને થોડી કામી પ્રકૃતિવાળો થાય.

શુક્ર દેખતો હોય તો ઘણી સારી રૂપાળી સ્ત્રી મળે, પ્રથમ ગર્ભમાં પુત્ર થાય, દ્રવ્યનો સુખી પણ પારકાના આશ્રયથી જીવનાર થાય.

શની દેખતો હોય તો સ્ત્રીના શરીરે પીડા કરે, તે પીડા મૃત્યુ તુલ્ય થાય, શરીરમાં પાંડુ રોગ થાય અને તાવ તથા અતિસારની પીડા કરે.

રાહુ સાતમે દેખતો હોય તો કામ વધારે થાય, સારૂં ભાષણ કરનાર અને રાહુની મહાદશામાં પોતાની સ્ત્રીનો નાશ થાય.

---

**સાતમા ભાવમાં બેઠેલા ગ્રહો તથા રાશીઓનું મિશ્ર ફળ.**

સાતમા ભાવે સૂર્ય બેઠો હોય તો કુટુંબવાળો અને સ્ત્રીઓમાં આસક્ત થાય. મંગળ બેઠો હોય તો ઘણી સ્ત્રીઓમાં આસક્ત થાય તથા કુળને લાંછન લગાડે. બુધ બેઠો હોય તો પરસ્ત્રીમાં આસક્ત થાય. ગુરૂ બેઠો હોય તો પોતાની સ્ત્રીમાં આસક્ત થાય. શુક્ર બેઠો હોય તો ઘણો કામી થાય. અને શની બેઠો હોય તો નઠારી સ્ત્રીમાં આસક્ત થાય.

સાતમા, છઠા અને બીજા ભાવનો સ્વામિ લગ્નમાં શુક્ર સાથે બેઠા હોય અથવા પાપગ્રહ સાથે બેઠા હોય તો પરસ્ત્રીમાં આસક્ત અને કુમાર્ગી થાય. પણ શુભગ્રહની દ્રષ્ટિ પડતી હોય તો તે પ્રમાણે થાય નહિ.

પાપગ્રહ સાથે સાતમા ભાવનો સ્વામિ બીજે ભાવે રહ્યો હોય અને સાતમે મંગળની દ્રષ્ટિ પડતી હોય તો તેને જારપુત્ર થાય.

પાંચમા અને નવમા ભાવના સ્વામિ સાથે સાતમા ભાવનો સ્વામિ બેઠો હોય અને તે ૬—૮ અને ૧૨ મા સ્થાને રહ્યા હોય અને બળ સહિત હોય અને પાંચમે ભાવે શુભગ્રહની દ્રષ્ટિ પડતી હોય તો તેને ઘણી સ્ત્રીઓ થાય તોપણ પુત્ર થાય નહિ.

શુક્ર અગર ચંદ્ર નીચનો હોય તો તેની સ્ત્રી જગમાં પડી ગુજરી જાય.

પાંચમાનો સ્વામિ સાતમા ભાવે રહ્યો હોય અને સાતમા ભાવનો સ્વામિ પાપગ્રહ સાથે રહ્યો હોય અને શુક્ર બળહીન હોય તો તેની સ્ત્રી ગર્ભવંતી થયે મૃત્યુ પામે.

રાહુ અને કેતુ સાથે સાતમા ભાવનો સ્વામિ દ્રષ્કાણકુંડળીમાં સાતમા ભાવે બેઠો હોય તો ઝેર ખાવાથી તેની સ્ત્રી મૃત્યુ પામે.

સાતમા ભાવનો સ્વામિ ઉંચ અને બળવાન હોય કે વક્રનો હોય અને લગ્ને બેઠો હોય તો તેને ઘણી સ્ત્રીઓ થાય.

સાતમા ભાવનો અને બીજા ભાવનો સ્વામિ બંને પોતાની રાશીમાં બેઠા હોય તો તેને એક સ્ત્રી થાય. પણ તે બંનેની સાથે જેટલા ગ્રહો રહ્યા હોય તેટલી સ્ત્રીઓ થાય.

સાતમે અને આઠમે ભાવે પાપગ્રહ હોય અને બારમા ભાવે મંગળ બેઠો હોય અને તે ભાવના સ્વામિ તેને દેખતા ન હોય તો તેને બીજી સ્ત્રી થાય.

સાતમે પાપગ્રહ હોય અને લગ્નનો અથવા બીજા ભાવનો સ્વામિ આઠમે હોય તો તેને બે સ્ત્રીઓ થાય.

શુભગ્રહ સાથે સાતમા ભાવનો સ્વામિ રહ્યો હોય અને તે નીચ રાશીનો અથવા દુશ્મનના ઘરમાં બેઠો હોય અને સાતમો પાપગ્રહ બેઠો હોય તો તેનો બે વખત વિવાહ થાય.

બીજે અને સાતમે ભાવે પાપગ્રહ હોય અને તે ભાવના સ્વામિ ઉપર પાપગ્રહની દ્રષ્ટિ પડતી હોય તો તેને ત્રણ સ્ત્રીઓ થાય.

સાતમા, બીજા અને પહેલા ભૂવનમાં પાપગ્રહો રહ્યા હોય અને સાતમા ભાવનો સ્વામિ નીચનો કે અસ્તનો હોય તો તેને પણ ઘણી સ્ત્રી થાય.

બીજા અને બારમા ભાવના સ્વામિઓ ત્રીજે રહ્યા હોય તેમાં ગુરૂની અથવા નવમા ભાવના સ્વામિની દ્રષ્ટિ પડતી હોય તો તેને ઘણી સ્ત્રીઓ થાય.

સાતમા ભાવે નવમા ભાવનો સ્વામી રહ્યો હોય અને ચોથા ભાવે સાતમા ભાવનો સ્વામિ રહ્યો હોય અગર સાતમા અને અગીઆરમા ભાવનો સ્વામિ કેંદ્રમાં રહ્યો હોય તો તેને ઘણી સ્ત્રીઓ થાય.

સાતમા ભાવનો સ્વામિ સૂર્ય અથવા શુક્ર હોય અને તેને બુધની દ્રષ્ટિ પડતી હોય અથવા સાતમા ભાવે ગુરૂ હોય તો તેની સ્ત્રી ધર્મયુક્ત અને પતિવ્રતા થાય.

સાતમા ભાવનો સ્વામિ કેંદ્રમાં હોય અને તેમાં શુભ ગ્રહની દ્રષ્ટિ પડતી હોય અથવા નવમાંશકુંડળીમાં શુભ ગ્રહના ઘરમાં હોય અથવા જન્મકુંડળીમાં શુભગ્રહના ઘરમાં હોયતો તેની સ્ત્રી પતિવ્રતા થાય.

સાતમા ભાવનો સ્વામિ શની હોય અને તે નીચનો અગર દુશ્મનગ્રહની રાશીમાં બેઠો હોય અને તેના ભેગો પાપગ્રહ હોય અગર તેને પાપગ્રહ દેખતો હોય અને તે શની પાપગ્રહની રાશીમાં નવમાંશકુંડળીમાં બેઠો હોય તો તેની સ્ત્રી જારકર્મ કરનારી, નઠારી અને કુળને લાંછન લગાડનારી થાય.

સાતમા ભાવનો સ્વામિ સૂર્ય નવમાંશ કુંડળીમાં પાપગ્રહની રાશીમાં બેઠો હોય અને તે સૂર્ય જન્મકુંડળીમાં પાપગ્રહ સાથે બેઠો હોય અથવા તેને પાપગ્રહ દેખતા હોય તો તેની સ્ત્રી પ્રાપણી થાય.

સાતમા સ્થાને શુક્ર હોય તો વ્યભિચારી થાય, સાતમાનો સ્વામી રાહુ કે કેતુ સાથે બેઠો હોયતો વ્યભિચારી થાય. પણ

સાતમે ગુરુ સાથે હોય કે શુભરાશી સાથે હોય કે ગુરુ જોતો હોય તો વ્યભિચારી ન થાય.

સાતમા સ્થાનનો સ્વામી ૬-૮-કે ૧૨ મા સ્થાને હોય કે પાપગ્રહની રાશીનો હોય કે પાપગ્રહની દૃષ્ટિ પડતી હોય તો તેને સ્ત્રીનું મધ્યમ સુખ, આવો યોગ ન હોય તો સ્ત્રીનું સંપૂર્ણ સુખ.

સાતમા નવમા કે પાંચમા સ્થાને શુક્ર અને મંગળ બેઠા હોય તો સ્ત્રી વગરનો થાય, છઠ્ઠા સ્થાને શુક્ર અને ચંદ્ર બેઠા હોય તો એક પુત્રવાળો થાય.

સાતમા સ્થાને શુભગ્રહની રાશી હોય કે નવમાંશમાં શુભ ગ્રહોની રાશી હોય તો સારા ગુણવાળી અને શુભગ્રહની દૃષ્ટિ હોય તો બહુ શ્રેષ્ટ સ્ત્રી મળે છે.

સાતમા ભાવે લગ્નનો સ્વામી શુભગ્રહ સાથે હોય તો સારા કુળમાં જન્મેલી સ્ત્રી મળે. સાતમામાં ક્રૂર ગ્રહની રાશી હોય ને તેમાં લગ્નનો સ્વામી બેઠો હોય તો ખરાબ વંશમાં જન્મેલી સ્ત્રીવાળો થાય.

સાતમા ભાવે અને બીજા ભાવે પાપીગ્રહો હોય તો સ્ત્રીના વિયોગથી દુઃખી થાય.

સાતમા સ્થાનમાં રાશીનો જે આંકડો લખ્યો હોય તેટલાં વર્ષમાં અર્થાત યજ્ઞોપવિત પછી તેટલા વર્ષે અથવા સાતમા ભાવે આઠમી વગરની રાશીનો જે આંક પડયો હોય તો તેમાં આઠ વર્ષો મેળવી વિવાહનો સમય કહેવો.

સાતમા અને બીજા ભાવના સ્વામી સાથે જેટલા ગ્રહ નિર્બળ હોય અથવા ૬-૮-કે ૧૨ મા સ્થાનના સ્વામી હોય તેટલી સ્ત્રીઓ મરણ પામે. જેટલા શુભગ્રહ બળવાન થઇ સાતમા કે બીજાના સ્વામી સાથે બેઠા હોય એટલી સ્ત્રીયોનું સુખ મળે.

સાતમાનો સ્વામી ૧-૪-૭-કે ૧૦ મા ભાવે શુભગ્રહની દૃષ્ટિવાળો થઇ બેઠો હોય અથવા શુભ ગ્રહના નવમાંશમાં કે રાશીમાં હોય તો તેની સ્ત્રી પતિવ્રતા થાય.

સાતમા સ્થાનમાં મકર રાશીનો ગુરુ હોય અથવા મીન રાશીનો શની સાતમે બેઠો હોયતો સ્ત્રી વગરનો થાય. સાતમા ભાવે શની કે મંગળ હોય તો તેની સ્ત્રી વ્યભિચારીણી થાય.

સાતમાનો સ્વામી અને લગ્નનો સ્વામી એક રાશીમાં હોય તો પ્રથમ સ્ત્રી ગુણવાળી ને રૂપાળી હોય, સાતમે કાળગ્રહ હોય તો સ્ત્રી વિનાનો, સાતમે પાપીગ્રહ હોય તો ગર્ભપાત કરનારી સ્ત્રી મળે, સાતમે પૂર્ણ ચંદ્ર હોય તો સારી સ્વભાવવાળી સ્ત્રી મળે.

રાહુ અને કેતુ સાતમા ભાવે હોય તો તેની સ્ત્રી પરપુરૂષ સાથે ગમન કરનારી થાય, અને તેને પાપગ્રહ દેખતા હોય તો પાપ ઉપર પ્રીતિવાળી અને નઠારા શિયળવાળી થાય, અને નવમાંશ કુંડળીમાં પાપગ્રહની રાશીમાં રાહુ અને કેતુ હોય તો તેની સ્ત્રી પતિને ઝેર આપનારી અને લોકમાં અપકીર્તિવાળી નઠારી થાય.

સાતમા ભાવનો સ્વામિ શની હોય અને તે બળવાન હોય અને તેના ભેગો શુક્ર બેઠો હોય અથવા દેખતો હોય તો તેની સ્ત્રી પારકાને ઉપકાર કરનારી, દેવ બ્રાહ્મણ ઉપર પ્રીતિ રાખનારી અને જ્ઞાન વિષે વાદ કરનારી, ધર્મ ઉપર પ્રીતિ રાખનારી અને સારા શીયળવાળી થાય.

સાતમા ભાવનો સ્વામિ લગ્નના સ્વામિથી નજીકમાં બેઠો હોય તો તેનો વિવાહ બાળપણથી થાય, અને લગ્નથી અને સાતમા ભાવથી શુભગ્રહ નજીક બેઠા હોય તોપણ નાનપણથી વિવાહ થાય.

ત્રીજા, છટ્ઠા, દશમા અને અગીઆરમા ભાવે શુક્ર અસ્તનો થઇ બેઠો હોય, અને બીજા ભાવનો સ્વામિ પણ તે પ્રમાણે બેઠો હોય અથવા લગ્નના સ્વામિ ઉપર શુભગ્રહની દ્રષ્ટિ હોય અથવા ભેગા બેઠા હોય તો તે માણસનો વિવાહ થયા પછી ભાગ્યનો ઉદય થાય.

સાતમા, બીજા અને પહેલા ભાવના સ્વામિ અને સાતમા ભાવનો કારકગ્રહ એ બધા ગ્રહ નઠારા સ્થાને (૬–૮ અને ૧૨ મા સ્થાને) બેઠા હોય અને તે નવમાંશ કુંડળીમાં નીચના અથવા દુસ્મનના ઘરમાં કે અસ્તના હોય તો તેનો વિવાહ થયા પછી ભાગ્યનો નાશ થાય.

સાતમા ભાવનો સ્વામિ લગ્નના સ્વામી કરતાં વધારે બળવાન હોય અને તે નવમાંશ કુંડળીમાં શુભ ગ્રહના ઘરમાં રહ્યો હોય અને જન્મકુંડળીમાં શુભ ગ્રહ દેખતા હોય અને વૈશેષિકાંશ વર્ગ બળ પામ્યો હોય અને તે ગ્રહ પરમ ઉંચનો હોય તો તેને ઉંચા કુળની સ્ત્રી મળે.

સાતમા ભાવનો સ્વામી લગ્નના સ્વામી કરતાં બળહીન હોય અને નવમાંશ કુંડળીમાં દુસ્મનના ઘરમાં અથવા અસ્તનો કે નીચનો થઇ બેઠો હોય ને તેના ભેગો નીચ ગ્રહ હોય તો તેને નીચ કુળની સ્ત્રી મળે.

સાતમા ભાવનો સ્વામી અને લગ્નનો સ્વામિ પરસ્પર મિત્ર હોય તો તે પુરૂષની સ્ત્રી સાથે તે પુરૂષ તથા તેના કુટુંબીઓ મિત્રતાથી વર્તે પણ પરસ્પર દુસ્મન હોય તો દુસ્મનતાથી વર્તે. અને સમ હોય તો સમભાવથી વર્તે.

ગુરૂ અને શુક્ર સાતમા ભાવને દેખતા હોય તો સારા ગુણ-વાળી અને રૂપાળી સ્ત્રી મળે અને સાતમા ભાવે પાપગ્રહ બેઠા હોય અગર દેખતા હોય તો કદરૂપી અને ખોટા ગુણવાળી સ્ત્રી મળે.

પોતાની સ્ત્રીનો વર્ણ સાતમા ભાવના સ્વામિ પ્રમાણે જાણવો.

વૃશ્ચિક, સિંહ કન્યા અને વરખ રાશી ઉપર જે સ્ત્રીનું નામ હોય તેને નાનપણુમાં પુત્ર થાય અને તેને જેટલા પુરૂષગ્રહ દેખતા હોય તેટલા પુત્ર થાય અને ગુણવાન નીકળે.

સાતમા ભાવે સૂર્ય હોય તો તે પુરૂષ વંધ્યા સ્ત્રી સાથે વ્યભિ-ચાર કરે. ચંદ્ર હોય તો દાસી જેવી સ્ત્રી મળે. મંગળ હોય તો રજ-સ્વળા અને વંધ્યા સ્ત્રી સાથે વ્યભિચાર કરે. બુધ હોય તો વેશ્યા સાથે. ધન વગરની અને વણિક સ્ત્રી સાથે, ગુરૂ હોય તો બ્રાહ્મણની સ્ત્રી સાથે. શુક્ર હોય તો ગર્ભવંતી સ્ત્રી સાથે. શનિ રાહુ અને કેતુ હોય તો નીચ અને યુવાન સ્ત્રી સાથે વ્યભિચાર કરે.

### સાતમા ભુવનનું અંગ્રેજી રીતે ફળ.

શની—હોય તો દગાબાજ દુશ્મનો હોય, આગમગીન, એક-માર્ગી હોય, જો સાતમા ભુવનમાં મિથુન, કન્યા, ધન કે મીનરાશીમાં હોય તો ધણી કે મરદ મરે અથવા બીજીવાર ને ત્રીજીવાર લગ્ન થાય. જો ઉંચનો હોય તો લગ્નથી પૈસા મળે, જાગીર મળે, માલ મિલકત મળે, નીચનો હોય તો વિધવા સ્ત્રી સાથે પુનર્લગ્ન થાય અને ધરડો હોય તો નપુંષક પુરૂષ મળે.

રવી—હોય તો મગરૂર, દયાળુ, આબરૂદાર, ઉંચા કુટુંબનો, ભલો હોય છે, મોટા માણસોથી દુશ્મનાઇ થાય.

ગુરૂ—હોય તો કજીયામાં ફતેહ મળે. દુશ્મનો પર ફતેહ મળે, લગ્નનું સંપૂર્ણ સુખ મળે.

મંગળ—હોય તો પરણેલી જીંદગીમાં ખટપટ થાય. સ્ત્રી પુરૂ-ષને બને નહિ, જાહેરમાં ઘણા દુશ્મનો હોય તેથી નુકશાન થાય. બે સ્ત્રીનો જોગ છે. સ્ત્રીને દસ્તાનનો વ્યાધિ થાય.

બુધ—હોય તો જાહેરમાં ઘણા દુશ્મનો હોય, સ્ત્રી સામું બોલનાર હોય.

શુકર—નાનપણુમાં લગ્ન થાય, પરણેલી જીંદગી સુખી નીકળે, દુશ્મનોથી લાભ થાય, સંસાર આનંદમાં જાય.

ચંદ્ર-હોય તો પરણેલી જીંદગીમાં સુખ આપે. ચંદ્રની રા-શીના ગુણ પ્રમાણે સ્ત્રી મળે, બાગદારીમાં લાભ થાય અને વડી વડી મુસાફરી કરવી પડે.



## પ્રકરણ ૩૫ મું.

### આઠમો ભાવ (મૃત્યુભુવન)

આ ભાવમાં મૃત્યુ વિષે, જીંદગી વિષે, ગુહ્ય સ્થાન વિષે, મૃત્યુના કારણ વિષે અને તે મૃત્યુ થોડા દુઃખથી થાય કે વધારે દુઃખથી થાય તે જોવામાં આવે છે.

આ ભૂવનમાં હરષચલ બેઠો હોય તો પૈસો ઉડાવે, વારસા સંબંધી તકરાર પડે અને વારસો મળે નહી.

### નિચેના ગ્રહો પોતાની રાશીના કે ઉંચના થઇ અને આઠમા ભાવે બેઠા હોય તેનું ફળ.

સુર્ય બેઠો હોય તો લાંબુ આયુષ ભોગવે તથા ગાભવ મળે, ચંદ્ર બેઠો હોય તો લાંબો આયુષ્યવાળો, દેવ ઉપર પ્રિતીવાળો પુન્યનું કામ કરનાર અને શરીરે નીરોગી થાય, મંગળ બેઠો હોય તો, દીર્ઘ આયુષ્યવાળો અને નીરોગી થાય પણ નીચનો હોય તો અલ્પ આયુષી અને રોગી થાય, બુધ બેઠો હોય તો નીરોગી અને લાંબા આયુષ્યવાળો થાય. ગુરૂ બેઠો હોય તો દેવગતિને પહોચે, ધનવાન થાય અને નિરોગી રહે તથા દિર્ઘાયુષી થાય શુક્ર બેઠો હોય તો દિર્ઘાયુષિ, ધનવાન, શરીરે સુખી, મધ્યમ કદનો અને સોના જેવા વર્ણવાળો થાય. શની બેઠો હોય તો લાંબુ આયુષ્ય ભોગવે, શરીરે સુખી રહે અને રાહૂ તથા કેતુ બેઠો હોય તો મધ્યમાયુષી અને નિરોગી થાય.

---

### નિચેના ગ્રહો સિંહ રાશીના થઇને એટલે સુર્યના ઘરમાં આઠમા સ્થાને બેઠા હોય તેનું ફળ:—

(સુર્યની હકીકત સ્વગ્રહીમાં આવી ગઇ) ચંદ્ર બેઠો હોય તો નાની ઉમરમાં રીસ કે કલેશ કરે બુધ બેઠો હોય તો કમનસીબ જાણવો, ગુરૂ બેઠો હોય તો મધ્યમાયુષી અને મધ્યમ ધનવાળો થાય,

શુક્ર બેઠો હોય તો પોતાને ગડગુમડનો રોગ થાય અને અલ્પાયુષી થાય, શની બેઠો હોય તો દુઃખી થાય અને રાહુ તથા કેતુ બેઠા હોય તો રોગી અને દરીદ્રિ થાય.

### નીચેના ગ્રહો શુકરના ઘરમાં એટલે વરખ યા તુલા રાશીના થઈ અને આઠમા ભાવે બેઠા હોય તેનું ફળ.

સૂર્ય બેઠો હોય તો પુત્રના સુખ વગરનો, દરિદ્રી અને હરસ વિગેરેના રોગવાળો થાય, ચંદ્ર બેઠો હોય તો નાની ઉમરમાં કલેશ કરે, મંગળ બેઠો હોય તો સ્રીથી દુઃખી અને વેપારથી નુકશાન પામે, બુધ બેઠો હોય તો કીર્તિવાળો અને ધનવાન થાય, ગુરૂ બેઠો હોય તો ગ્નાની પણ ભ્રષ્ટ થાય, ( શુક્રની હકીકત સ્વગ્રહીમાં આવી ગઇ) શની બેઠો હોય તો મધ્યમાયુષી અને દરીદ્રિ થાય, અને રાહુ તથા કેતુ બેઠા હોય તો મહા મહેનતે ગુજરાન ચાલશે.

---

### નિચેના ગ્રહો મંગળના ઘરમાં એટલે મેષ યા વૃશ્ચિક રાશીના થઇ અને આઠમા ભાવે બેઠા હોય તેનું ફળ.

સૂર્ય બેઠો હોય તો નેત્રનો રોગ થાય, શરીરે ગરમીનાં ચાઠાં થાય અને પશુનો નાશ થાય, ચંદ્ર બેઠો હોય તો અલ્પાયુષી, શરીરે દુઃખી અને પાપકર્મ કરનાર થાય, ( મંગળની હકીકત સ્વગ્રહીમાં આવી ગઇ ) બુધ બેઠો હોય તો લાંબા આયુષ્યવાળો, ખેતર, વાડી અને સંતાનના સુખવાળો થાય, ગુરૂ બેઠો હોય તો થોડા આયુષ્યવાળો અને સ્વતંત્ર વિચારનો થાય, શુક્ર બેઠો હોય તો લાલચુ, સંતોષી, આયુષી થાય અને માતાને ગડગુમડનો રોગ નીકળે. શની બેઠો હોય તો શરીર રોગી અને અલ્પાયુષી થાય અને રાહુ તથા કેતુ બેઠા હોય તો બહુ રોગી અને દારીદ્રિ થાય.

---

### નિચેના ગ્રહો બુધના ઘરમાં એટલે મિથુન કે કન્યારાશીના થઇને આઠમા ભાવે બેઠા હોય તેનું ફળ.

સૂર્ય બેઠો હોય તો શરીરે રોગી રહે, ચંદ્ર બેઠો હોયતો ઉધરસ અને દમની પીડા ભોગવે, મંગળ બેઠો હોય તો પિતાનું દુઃખ અને ગુપ્તરોગ થાય પણ એકાદ સંતાન થાય. (બુધની હકીકત સ્વગ્રહીમાં આવી ગઇ ) ગુરૂ બેઠો હોય તો નઠારી સ્રીનો સંજોગ

કરે અને તેથી લાંબો વખત રોગી રહે. શુક્ર બેઠો હોય તો થોડા આયુષ્યવાળો, ધન વગરનો, શરીરે નબળો અને રોગી થાય. શની બેઠો હોય તો શુક્રની સાથે સંભોગ કરે અને પારકી સેવા કરનારો થાય અને રાહુ તથા કેતુ બેઠા હોય તો રોગી થાય.

નિચેના ગ્રહો ગુરૂના ઘરમાં એટલે ધન અગર મીન રાશીના થઇ અને આઠમા ભાવે બેઠા હોય તો તેનું ફળ.

સૂર્ય બેઠો હોય તો શરીર રોગવાળું રહે અને ધનનું થોડું સુખ મળે, ચંદ્ર બેઠો હોય તો મધ્યમાયુષી અને મધ્યમ સુખ મળે, મંગળ બેઠો હોય તો વેપારમાં કુશળ, રાજ્યથી વૈભવવાળો, શરીર સુકું અને દુર્બળ રહે તેમજ શરીરનું કાઠું ઉંચુ હોય. બુધ બેઠો હોય તો થોડા આયુષ્યવાળો અને શરીરનો રોગી રહે. ( ગુરૂની હકીકત સ્વગ્રહીમાં આવી ગઇ ) શુક્ર બેઠો હોય તો બહુ કામી પણ ધનવાળો થાય. શની બેઠો હોય તો ભીખ માગી ગુજરાન ચલાવનારો થાય અને રાહુ તથા કેતુ બેઠા હોય તો થોડા આયુષ્યવાળો થાય.

નિચેના ગ્રહો શનીના ઘરમા એટલે મકર અગર કુંભરાશીના થઇ અને આઠમા ભાવે બેઠા હોય તેનું ફળ.

સૂર્ય બેઠો હોય તો થોડા આયુષ્યવાળો દરીદ્રિ થાય, ચંદ્ર બેઠો હોય તો શરીરે દુઃખી અને દરીદ્રિ રહે તથા રોગી રહે, મંગળ બેઠો હોય તો સ્ત્રી ક્રોધી હોય અને પોતાનું અને સ્ત્રીનું આયુષ્ય થોડું હોય, બુધ બેઠો હોય તો આયુષ્યવાળો અને પરદેશ ફરનાર થાય, ગુરૂ બેઠો હોય તો થોડા આયુષ્યવાળો, શરીરે દુર્બળ અને રોગી થાય. શુક્ર બેઠો હોય તો થોડા આયુષ્યવાળો અને વાયુના ગોળાના રોગવાળો થાય. (શનીની હકીકત સ્વગ્રહીમાં આવી ગઇ) અને રાહુ તથા કેતુ બેઠા હોય તો દરીદ્રિ થાય.

નિચેના ગ્રહો ચંદ્રના ઘરમાં એટલે કર્ક રાશીમાં આઠમા સ્થાને બેઠા હોય તેનું ફળઃ—

સૂર્ય બેઠો હોય તો ઉધરસ અને નેત્રનો રોગ થાય ( ચંદ્રની હકીકત સ્વગ્રહીમાં આવી ગઇ) બુધ બેઠો હોય તો બરોલના દરદ-વાળો, અને થોડા આયુષ્યવાળો જાણવો, શુક્ર બેઠો હોય તો મધ્યમ આયુષ્ય ભોગવે અને સ્ત્રી રોગી થાય, શની બેઠો હોય તો પોતે અને સ્ત્રી બંને વ્યભિચારી થાય, અને રાહુ તથા કેતુ બેઠા હોય તો મહા મહેનતે ગુજરાન ચલાવે.

આઠમા સ્થાન ઉપર દરેક ગ્રહોની દ્રષ્ટિનું ફળઃ—

સૂર્ય આઠમા ભાવે દેખતો હોય તો શરીરે ગુપ્ત પીડા રહે. પિતાના કરેલા ધંધાથી બીજો ધંધો કરે અને વ્યભિચારી થાય.

ચંદ્ર દેખતો હોય તો એક વખત મૃત્યુ સરખી પીડા ભોગવે, જન્મ થકી આઠમા વરસે પીડા થાય, શરીર ઠંડુ રહે અને ઘણા રોગ થાય.

મંગળ દેખતો હોય તો હરસનો તેમ કેડનો રોગ થાય, ઘરમાં ક્લેશ રહે, ચિંતા થાય અને ધન તથા કુટુંબથી દુઃખી રહે.

બુધ દેખતો હોય તો ગમે તે પીડા થાય તેનો નાશ કરે, રાજ્યથી ઉદ્યમ વધે, અને ગુજરાન ચાલે અને પરદેશમાં રહે.

ગુરૂ દેખતો હોય તો આઠમે વર્ષે મૃત્યુ સરખી પીડા થાય, રાજા અગર પ્રધાનથી પીડા થાય, સ્ત્રીસમાગમથી ધનનો ક્ષય થાય અને બુદ્ધિનો પણ ક્ષય થાય.

શુક્ર દેખતો હોય તો હંમેશ વ્યાધિ રહે, કષ્ટથી પૈસા મળે અને સાધુસમાગમથી સુખી થાય.

શની દેખતો હોય તો ચોરીનો ભય થાય, પથ્થરથી પીડા થાય, રાજાનો ભય રહે અને ધનનો નાશ થાય.

રાહુ દેખતો હોય તો પોતાનો વંશ થોડો હોય, દુઃખ પડે, વાયુની પીડા રહે અને નીચ કર્મ કરી ગુજરાન ચલાવે.

આઠમા સ્થાનમાં પડેલા ગ્રહો અને રાશીનું મિશ્ર ફળ.

ગુરૂ, શુક્ર અને લગ્નનો સ્વામિ એ ત્રણ ગ્રહો સ્વગ્રહી થઈ ત્રિકોણમાં બેઠા હોય તો લાંબુ આયુષ્ય જાણવું.

આયુષ્યના ત્રણ પ્રકાર છેઃ—બત્રીસ વર્ષની અંદરનાને અલ્પ આયુષ્ય કહે છે. બત્રીસથી સીતેર વર્ષની અંદર મધ્યમાયુષ કહે છે અને તેથી વધારે આયુષ્યને દીર્ઘ આયુષ્ય કહે છે.

છઠ્ઠા અગર બારમા ભાવે આઠમા ભાવનો અને લગ્નનો સ્વામિ બેઠા હોય, અથવા લગ્ને છઠ્ઠા અને આઠમા ભાવના સ્વામિ બેઠા હોય તેમને શુભગ્રહની દ્રષ્ટિ હોય તો લાંબુ આયુષ્ય જાણવું.

કેંદ્ર અને ત્રિકોણમાં શુભગ્રહ બેઠા હોય અને ત્રીજે, છઠે અને અગીઆરમા ભાવે પાપગ્રહ બેઠા હોય અને લગ્નનો સ્વામિ બળવાન હોય તો લાંબુ આયુષ્ય જાણવું.

આઠમા ભાવનો સ્વામિ હરકોઇ ભાવમાં પોતાના ઘરનો હોય તેમ શની સ્વગ્રહી અગર મિત્રના ઘરમાં અગર ઉંચરાશીનો હરકોઈ ભાવે બેઠો હોય તોપણ લાંબુ આયુષ્ય જાણવું.

કેંદ્રભાવમાં લગ્નનો સ્વામિ બેઠો હોય અને તેના ભેગો શુક્ર બેઠો હોય અથવા ગુરૂ અને શુક્ર લગ્નના સ્વામિને દેખતા હોય તો લાંબું આયુષ્ય જાણવું.

ત્રીજે, છઠ્ઠે અને અગીઆરમા ભાવે સર્વ પાપગ્રહ બેઠા હોય અને છઠ્ઠે, સાતમે અને આઠમે ભાવે સર્વ શુભગ્રહ બેઠા હોય તો લાંબુ આયુષ્ય જાણવું.

કેંદ્રમાં સર્વ શુભગ્રહો બેઠા હોય અને શુભગ્રહ ભેગો લગ્નનો સ્વામિ બેઠો હોય અને તેને ગુરૂ દેખતો હોય તો લાંબુ આયુષ્ય જાણવું,

દશમાભાવનો સ્વામિ મિત્રના ઘરમાં અથવા સ્વગ્રહી કે ઉંચનો થઇને હરકોઇ ભાવે બેઠા હોય તો તેમજ લગ્નનો અથવા આઠમા ભાવનો કે દશમાભાવનો સ્વામિ કેંદ્રભાવમાં બેઠો હોય તો પણ લાંબુ આયુષ્ય જાણવું.

ઉંચનો સ્વગ્રહીનો કે મિત્રગ્રહની રાશીનો ગ્રહ આઠમાભાવે બેઠો હોય અને લગ્નનો સ્વામિ બળવાન હોય તો લાંબુ આયુષ્ય જાણવું

લગ્ને આઠમા ભાવનો સ્વામિ બેઠો હોય અને તેને ગુરૂ. શુક્ર દેખતો હોય અથવા ભેગો બેઠા હોય અને કેંદ્રમાં લગ્નનો સ્વામિ બેઠો હોય તો પણ લાંબુ આયુષ્ય જાણવું.

આઠમા ભાવનો સ્વામિ લગ્ને બેઠો હોય ત્રણ ગ્રહો ઉંચના હોય અને આઠમાભાવે પાપગ્રહ બેઠો નહિ હોય તો લાંબુ આયુષ્ય જાણવું.

છઠ્ઠા કે બારમાભાવે લગ્નનો સ્વામિ પાપગ્રહ સાથે બેઠો હોય તો તેનું આયુષ્ય ટુંકું જાણવું.

લગ્નનો સ્વામિ નિર્બળ હોય અને છઠ્ઠા, આઠમા અને બારમા ભાવે પાપગ્રહો બેઠા હોય અને તેમને શુભગ્રહોની દ્રષ્ટિ કે સમાગમ ન હોય તો તે અલ્પાયુષી થાય તેમ સંતાન પણ થાય નહિ.

કેંદ્રમાં સર્વ પાપગ્રહ બેઠા હોય અને તેમને શુભગ્રહો દેખતા ન હોય અને લગ્નનો સ્વામિ નિર્બળ હોય તો અલ્પાયુષી થાય.

સુર્યને અને લગ્નના સ્વામિને પરસ્પર શત્રુપણું હોય તો તેનું અલ્પાયુષ થાય, પરસ્પર સમપણું હોય તો મધ્યમ આયુષ્ય જાણવું અને પરસ્પર મિત્રપણું હોય તો દીર્ઘાયુષ્ય જાણવું.

શુભગ્રહો કેંદ્રમાં અગર ત્રીકોણમાં બેઠા હોય અને શનિ હરકોઇ ભાવે બળવાન હોય તેમ છઠ્ઠા અથવા આઠમાભાવે પાપગ્રહો બેઠા હોય, તો તેનું તેમજ કેંદ્ર, ત્રિકોણ કે લગ્ને પાપગ્રહ બેઠા હોય તો તેનું મધ્યમઆયુષ્ય જાણવું; છઠ્ઠા આઠમા તથા બારમાભાવે પાપગ્રહો બેઠા હોય, લગ્નનો સ્વામિ નિર્બળ હોય અને ગુરૂ કેંદ્ર અગર ત્રિકોણમાં હોય તો તેનું મધ્યમ આયુષ્ય જાણવું.

અલ્પ આયુષ્યના યોગવાળા માણસને છઠ્ઠા અને આઠમા ભાવના સ્વામિની દશામાં, મધ્યમાયુષ્યવાળાને લગ્નના સ્વામિના જે દુશમનગ્રહો હોય તેની દશામાં અને દીર્ઘાયુષ્યવાળા માણસને આઠમા ભાવના સ્વામિની દશામાં રિષ્ટ (મૃત્યુ) કરે છે.

છઠે, આઠમે અને બારમે ભાવે આઠમા ભાવનો અને લગ્નનો સ્વામિ શની સહિત બેઠા હોય તો તેનું ઝેરથી મૃત્યુ થાય, અને રાહુ કે કેતુ સાથે બેઠા હોય તો ગળે ફાંસો ખાઇ મૃત્યુ પામે.

લગ્નનો અને આઠમા ભાવનો સ્વામિ નિર્બળ હોય અને મંગળ તથા છઠ્ઠા ભાવનો સ્વામિ હરકોઇ ભાવે ભેગા બેઠા હોય તો યુદ્ધમાં મૃત્યુ થાય.

ચોથા ભાવનો અને લગ્નનો સ્વામિ ગુરૂ સાથે છઠ્ઠા ભાવે બેઠા હોય તો અને ચોથા અને બીજા ભાવનો તથા લગ્નનો સ્વામિ એ ત્રણે ગ્રહો છઠ્ઠા ભાવે ભેગા બેઠા હોય તો અજીર્ણથી મૃત્યુ થાય.

આઠમા ભાવનો અને લગ્નનો સ્વામિ છઠ્ઠા ભાવે ભેગા બેઠા હોય અને ત્યાં શની રાહુ અને કેતુ ભેગા હોય તો તે ગ્રહની દશા અંતર દશામાં ચોરના હાથે શસ્ત્રથી મૃત્યુ થાય.

લગ્નના, ચોથા અને નવમા ભાવના સ્વામિ ત્રિકોણમાં ભેગા બેઠા હોય અને કેંદ્રમાં બીજા સર્વ ગ્રહો બેઠા હોય તો તેની માતા તથા પિતાનું લાંબી ઉમર ભોગવ્યા પછી પુત્રની હયાતીમાંજ મૃત્યુ થાય.

નીચ રાશીનો સુર્ય આઠમા અથવા છઠ્ઠા ભાવે બેઠા હોય ને તેને પાપગ્રહ દેખતા હોય તો રાજાના કોપથી પિતાનું મૃત્યુ થાય. વળી ધનનો નાશ થાય.

કોઇ મનુષ્યનો જન્મ ચંદ્રના ગ્રહણ વખતે થયો હોય અને તેની જન્મકુંડળીમાં ચંદ્રને પાપગ્રહ દેખતા હોય તો તેનું તુરત મૃત્યુ થાય

અને જો ચંદ્ર આઠમે કે બારમે બેઠો હોય અથવા લગ્ને બેઠો હોય તો તે બાળકનો જન્મ થતાંજ તેની માતાનું મૃત્યુ થાય પણ શુભ-ગ્રહની દૃષ્ટિ હોય તો તેઓનું મૃત્યુ થાય નહિ. અને અગીઆરમા અથવા નવમાભાવમાં શનિ અને મંગળ રહેલા હોય અને તેની સાથે રાહુ બેઠો હોય તો પિતાનું તુરત મૃત્યુ થાય.

લગ્નથી નવમે કે દશમેભાવે મંગળ બેઠો હોય ને તેને પાપગ્રહ દેખતા હોય તો મામાનું મૃત્યુ થાય, અને મંગળની સાથે શનો બેઠો હોય તો પુત્રનું મૃત્યુ થાય અને મંગળ ભેગો ચંદ્ર પાપગ્રહ સાથે બેઠો હોય તો માતાનું મૃત્યુ થાય, અને મંગળ ભેગો સૂર્ય બેઠો હોય અને તેને પાપગ્રહ દેખતા હોય તો પિતાનું મૃત્યુ થાય બે પાપગ્રહ લગ્ને બેઠા હોય અને તે ભેગો ચંદ્ર બેઠો હોય તો તે મા-ણુસ નાનપણુમાંજ મૃત્યુ પામે.

બારમે શુભગ્રહ બેઠા હોય અગર એકલો ચંદ્ર બેઠો હોય અને ત્રીજે, છઠ્ઠે પાપગ્રહો બેઠા હોય તો તેનું મૃત્યુ થાય અથવા ચોથે આઠમે પાપગ્રહ બેઠા હોય તોપણુ તે બાળકનું તુરત મૃત્યુ થાય.

બારમાભાવનો સ્વામિ લગ્ને બેઠો હોય અને બારમાભાવે સૂર્ય અને ચંદ્ર બેઠા હોય તો, તેમજ બારમા અગર આઠમા ભાવે ગુરૂ બેઠો હોય અને તેના ભેગો પાપગ્રહ બેઠો હોય અને તેને પાપગ્રહો દેખતા હોય તો તે બાળકનું મૃત્યુ થાય.

સાતમાભાવે ચંદ્ર પાપગ્રહ સાથે બેઠો હોય અગર પાપગ્રહની દૃષ્ટિ હોય તો માતાનું મૃત્યુ થાય. સાતમાભાવે સૂર્ય પાપગ્રહ સાથે બેઠો હોય અગર પાપગ્રહની દૃષ્ટિ હોય તો પિતાનું મૃત્યુ થાય, અને સાતમાભાવે મંગળ શુક્ર અને શની પાપગ્રહ સાથે બેઠા હોય અગર પાપગ્રહની દૃષ્ટિ હોય તો પુત્રનું મૃત્યુ થાય.

બારમાભાવે સૂર્ય અને ચંદ્ર બેઠા હોય અને તેને શુભ ગ્રહો દેખતા ન હોય તો આંધળો થાય અને એ બેમાંથી એક ગ્રહ બારમે હોય તો કાણો થાય.

સાતમા કે આઠમાભાવે મંગળ બેઠો હોય અને તેને પાપગ્રહ દેખતા હોય તો તે તુરત મૃત્યુ પામે. અને ત્રીજે ભાવે મંગળ પાપગ્રહ સાથે બેઠો હોય અગર પાપગ્રહની દૃષ્ટિ હોય તો તેના ભાઇનો નાશ થાય.

આઠમા સ્થાનેજ પાપગ્રહો બેઠા હોય તો રોગી અને પ્રમાદી થાય.

આઠમા સ્થાનનો સ્વામી અને લગ્નનો સ્વામી બળવાન થઇ કેન્દ્રસ્થાનમાં પડયા હોય તો બહુ આયુષ્યવાળો અને સુખી થાય.

આઠમાનો સ્વામી ૬–૮–કે ૧૨ મા સ્થાને હોય તો તેની દશા કે અંતરદશામાં મરણ થાય.

આઠમે કે બીજા સ્થાને ચંદ્ર હોય તો તેને પરસેવો ઘણો થાય. આઠમે બે પાપગ્રહ હોય તો રોગી, ને પ્રમાદી થાય.

સૂર્ય અને ચંદ્ર લગ્ને બેઠા હોય અને બીજા સર્વ પાપગ્રહો બારમે બેઠા હોય અને સૂર્ય તથા ચંદ્રને શુભ ગ્રહ દેખતા ન હોય તો તુરત મૃત્યુ થાય તેમ સાતમાભાવે સૂર્ય તથા ચંદ્ર બેઠા હોય અને લગ્ને પાપગ્રહ રહેલા હોય તો પણ તુરત મૃત્યુ થાય.

ચોથા ભાવનો તથા નવમા ભાવનો સ્વામિ નિર્બળ થઇને આઠમાભાવે બેઠો હોય અને લગ્નનો સ્વામિ પૂર્ણ બલવાન ન હોય તો બાળકનો જન્મ થતાંજ તેના માતા પિતાનું મૃત્યુ થાય.

સૂર્ય અથવા ચંદ્ર કેંદ્ર ભૂવનમાં ચળરાશીના થઇ બેઠા હોય તો તે માણસ પોતાના માબાપને આગ્રહદાહ દઇ શકે નહિ. અને તે દ્વિસ્વભાવરાશીના હોય તો તેના માતાપિતા અગ્નિમાં બળી જવાથી મૃત્યુ પામે.

સૂર્ય, શની, નવમા ભાવનો અને છઠ્ઠા ભાવનો સ્વામિ એ ચારે ગ્રહો હરકોઇ ભાવે બેઠા હોય અને તે ભેગો ચંદ્ર ન હોય તો તેના પિતાનું દિવસે મૃત્યુ થાય ઉપર કહેલા ગ્રહો ચોથે બેઠા હોય તો છમાસની ઉમ્મરે તેની માતાનું મૃત્યુ થાય.

આઠમો ભાવ અથવા ભાવનો સ્વામિ શુભગ્રહ સાથે હોય અથવા શુભગ્રહ દેખતા હોય તો તે માણસ જય પામનાર થાય.

આઠમો ભાવ અગર આઠમા ભાવનો સ્વામિ ચળ રાશીમાં હોય અથવા શની ચળ રાશીમાં હોય તો તેનું મૃત્યુ પરદેશમાં થાય.

આઠમા ભાવે ઘણા પાપગ્રહ બેઠા હોય અને શુભગ્રહો દેખતા ન હોય તો ગુહ્ય સ્થાનમાં રોગ થાય, આઠમા ભાવે શુભગ્રહ બેઠા હોય અગર શુભગ્રહની દ્રષ્ટિ હોય તો તે સુખી થાય.

---

## આઠમા ભુવનનું અંગ્રેજી રીતે ફળ.

શની બેઠો હોય તો લગ્નથી કાંઇ મળે નહિ વારસો મળવામાં અડચણ પડે અને ઉચનો હોય તો સારો લાભ મળે,

રવી—પુષ્કળ પૈસા ખરચે, જો રવી, મંગળ સાથે કે મંગળની પાપદ્રષ્ટિમાં હોય તો અકસ્માત મોત નીપજાવે,

ચંદ્ર—ઉંચનો હોય તો લગ્નથી પૈસા મળે, શની કે મંગળ સાથે દ્રષ્ટિ હોય તો અકસ્માતથી મોત થાય.

શુક્ર—લગ્નથી પૈસા મળે, સ્ત્રીનો ફાળો મળે અને વારસો મળે.

બુધ—કાંઇ પણ વાસ્તવીક ફળ આપતો નથી.

મંગળ—સ્ત્રી અથવા પુરૂષ ખર્ચાળ થાય કોઇ વખત અકસ્માતથી મોત થાય.

ગુરૂ—હોય તો લગ્નથી પૈસા મળે, સ્ત્રીદ્વારા ધન મળે. જો ગુરુ ઉંચનો હોય તો વારસો મળે,



## પ્રકરણ ૩૬ મું.

### નવમો ભાવ ( ધર્મભુવન ).

આ સ્થાનમાં ભાગ્ય વિષે, દાન વિષે, ધર્મ વિષે, અને ગુરૂ વિષે જોવાય છે તથા તિર્થયાત્રા વિષે જોવાય છે.

આ ભૂવનમાં હરષચળ બેઠો હોય તો વિદ્યાનો શોખીન, મુસાફરી કરે અને હઠીલો અને ધર્મ સંબંધી વિચીત્ર વિચારવાળો થાય.

### નવમા સ્થાનમાં બેઠેલા ગ્રહોનું ફળ.

### નિચેના ગ્રહો નવમા ભાવે પોતાની રાશીના ( સ્વગ્રહી ) કે ઉંચના થઇ બેઠા હોય તો તેનું ફળ.

સુર્ય બેઠો હોય તો પુણ્યશાળી, ધનવાન, પુત્રાદિકના સુખવાળો અને વૈભવી થાય. ચંદ્ર બેઠો હોય તો ઘર, ખેતર અને વાડીનો સુખી, પુત્રવાળો, ઘણા શાસ્ત્રમાં પ્રવિણ, ભાગ્યશાળી તિર્થ કરનાર અને પુણ્યવાન થાય. મંગળ બેઠો હોય તો પરદેશથી લાભ મળે, મહાત્માની સેવા કરનાર પુત્રવાન અને ભાગ્યશાળી થાય બુધ અને ગુરૂ બેઠા હોય તો પિતા અને સંતાનના સુખવાળો, ધર્મ ઉપર આસ્થાવાળો અને ભાગ્યશાળી થાય. શુક્ર બેઠો હોય તો બહુ નસીબદાર પરદેશથી જશ મેળવનાર પુણ્યશાળી, જાત્રા કરનાર અને સંતાનથી સુખી થાય, શનિ બેઠો હોય તો નશીબવાળો પરદેશના સુખવાળો સંતાન અને પિતાનો સુખી થાય અને રાહુ તથા કેતુ બેઠા હોય તો પરદેશથી સુખી અને ભાગ્યશાળી તથા પુણ્યશાળી થાય.

### નિચેના ગ્રહો સુર્યના ઘરમાં એટલે સિંહ રાશીના થઇ અને નવમા ભાવે બેઠા હોય તેનું ફળ—

( સુર્યની હકીકત સ્વગ્રહીમાં આવી ગઇ ) ચંદ્ર બેઠો હોય તો નાની ઉમ્મરમાં પીતા ગુજરી જાય, મંગળ બેઠો હોય તો બાંકુ વગરનો થાય, બુધ બેઠો હોય તો આસ્તિક, પ્રતાપી, ઘણો લાભ મેળ-

વનાર અને તેનો પિતા લાંબુ આયુષ્ય મેળવનાર થાય. ગુરૂ બેઠો હોય તો ઘણા માણસોનું પાલણ પોષણ કરે. શુક્ર બેઠો હોય તો નસીબદાર થાય. શની બેઠો હોય તો પાપી થાય અને રાહુ તથા કેતુ બેઠા હોય તો પુત્ર વગરનો, ક્ષુદ્ર સ્ત્રી ભોગવનાર, સેવક, ધર્મહિન અને નાસ્તિક થાય.

### નીચેના ગ્રહો ચંદ્રના ઘરમાં એટલે કર્ક રાશીના થઈ અને નવમા સ્થાનમાં બેઠા હોય તો તેનું ફળ.

સૂર્ય બેઠો હોય તો ભાગ્યશાળી અને મુસાફરી કરનાર થાય. (ચંદ્રની હકીકત સ્વગ્રહીમાં આવી ગઇ) બુધ બેઠો હોય તો ભાગ્યશાળી અને ધનવાન થાય, શુક્ર બેઠો હોય તો મુસાફરી કરે, શની બેઠો હોય તો મંદ ભાગ્યવાળો થાય અને રાહુ તથા કેતુ બેઠા હોય તો અલ્પ પુત્રવાળો, આસ્તિક અને વેપારમાં કુશળ થાય.

### નીચેના ગ્રહો મંગળના ઘરમાં એટલે મેષ તથા વૃશ્ચિક રાશીના થઇ અને નવમા ભાવે બેઠા હોય તો તેનું ફળ.

સૂર્ય હોય તો પાપબુદ્ધિવાળો અને પાપકર્મ કરનાર થાય, ચંદ્ર બેઠો હોય તો પાપકર્મ કરનાર કપટી અને અભિમાની થાય, (મંગળની હકીકત સ્વગ્રહીમાં આવી ગઇ) બુધ બેઠો હોય તો ઘણી પ્રજાવાળો શાસ્ત્ર અને સંગીત જાણનાર થાય. ગુરૂ બેઠો હોય તો ધનવાન, કીર્તિવાન અને પીતાથી સુખી થાય. શુક્ર બેઠો હોય તો સ્ત્રી પુત્રના સુખવાળો અને લાંબા આયુષ્યવાળો થાય, શની બેઠો હોય તો કમનસીબનો પિતાથી દુઃખી અને પરદેશમાં પરઘેર રહેનાર થાય, અને રાહુ તથા કેતુ બેઠા હોય તો પુત્ર વગરનો અને ક્ષુદ્ર સ્ત્રી ભોગવનાર થાય.

---

### નિચેના ગ્રહો બુધના ઘરમાં એટલે મિથુન કે કન્યારાશીના થઇ અને નવમા ભાવે બેઠા હોય તેનું ફળ

સૂર્ય બેઠો હોય તો સ્ત્રી પુત્રના સુખવાળો થાય, ચંદ્ર બેઠો હોય તો પીતાનું લાંબુ આયુષ્ય થાય, મંગળ બેઠો હોય તો નાસ્તિક થાય (બુધની હકીકત સ્વગ્રહીમાં આવી ગઈ) ગુરૂ બેઠો હોય તો કીર્તિવાળો, સારાં કામ કરનાર પણ સજ્જન સાથે દ્વેષ કરે, શુક્ર બેઠો હોય તો કમનસીબદાર, પરદેશમાં રહી દુઃખ ભોગવનાર, નાસ્તિક અને પાપકર્મ કરનાર થાય, શની બેઠો હોય તો પિતાના થોડા

સુખવાળો અને રાહુ તથા કેતુ બેઠા હોય તો કમનશીબદાર અને નાસ્તિક થાય.

## નીચેના ગ્રહો ગુરૂના ઘરમાં એટલે ધન અગર મીન રાશીના થઇ અને નવમા ભાવે બેઠા હોય તો તેનું ફળ.

સૂર્ય બેઠો હોય તો માબાપથી સુખી અને મુસાફરી કરનાર થાય, ચંદ્ર બેઠો હોય તો નસીબવાળો પુન્યવાન અને પરદેશથી ધન મેળવનાર થાય, મંગળ બેઠો હોય તો તિર્થ કરનાર થાય, બુધ બેઠો હોય તો પરદેશમાં ભટકનાર અને હિનભાગી થાય, ( ગુરૂની હકીકત સ્વગ્રહીમાં આવી ગઇ ) શુક્ર બેઠો હોય તો અધુરા નસીબનો થાય, શની બેઠો હોય તો મુસાફરી કરનાર તથા અધુરા ભાગ્યનો થાય, અને રાહુ તથા કેતુ બેઠા હોય તો નાસ્તિક અને કમનશીબનો થાય

## નીચેના ગ્રહો શુક્રના ઘરમાં એટલે વરખ યા તોલા રાશીના થઇ અને નવમા સ્થાનમાં બેઠા હોય તો તેનું ફળ.

સૂર્ય બેઠો હોય તો થોડા ભાગ્યવાળો અને માબાપ સાથે અણબનાવ કરનાર થાય, ચંદ્ર બેઠો હોય તો નશીબદાર થાય, મંગળ બેઠો હોય તો પીતાનું થોડું આયુષ્ય હોય પોતે કમનશીબનો અને ગુરૂની સ્ત્રીને ભોગવનાર થાય, બુધ બેઠો હોય તો ચતુર, તીર્થ કરનાર અને તપસ્વી થાય, ગુરૂ બેઠો હોય તો પિતાનો દ્વેષ કરે અને પરદેશમાં વાસ કરે ( શુક્રની હકીકત સ્વગ્રહીમાં આવી ગઇ ) શની બેઠો હોય તો કર્મભ્રષ્ટ અગર જાતીભ્રષ્ટ થાય પણ જુના મકાન કે જળાશય કરાવે અને રાહુ તથા કેતુ બેઠા હોય તો અલ્પ પુત્રવાળો વેપારમાં કુશળ અને ભાગ્યશાળી થાય.

## નીચેના ગ્રહો શનીના ઘરમાં એટલે મકર અગર કુંભ રાશીના થઇ અને નવમા સ્થાનમાં બેઠા હોય તો તેનું ફળ.

સૂર્ય બેઠો હોય તો મંદ ભાગ્યવાળો અને નાસ્તિક થાય, ચંદ્ર બેઠો હોય તો કમનસીબ, કપટી, પાપકર્મ કરનાર, અને ક્રોધી થાય, મંગળ બેઠો હોય તો નાસ્તિક થાય, બુધ બેઠો હોય તો બાપનો

દ્વેષ કરનાર અને નાસ્તિક થાય, ગુરૂ બેઠો હોય તો કમનસીબવાન નાસ્તિક અને પરદેશથી દુઃખી થાય. શુક્ર બેઠો હોય તો ગુરૂની સ્ત્રી ભોગવે, શુદ્રની મદદથી નસીબદાર થાય. (શનીની હકીકત સ્વગ્રહીમાં આવી ગઇ) અને રાહુ તથા કેતુ બેઠા હોય તો પુત્ર વગરનો અને શુદ્ર સ્ત્રી ભોગવનાર થાય.

---

## નવમા સ્થાન ઉપર હરેક ગ્રહની દ્રષ્ટિનું ફળ.

સૂર્ય નવમા ભાવે દેખતો હોય તો મોસાળ, પિતા અને શ્વસુર એ ત્રણે પક્ષનો નાશ કરે, પાપ ઉપર પ્રિતિવાળો, દયા વગરનો અને છેલી અવસ્થામાં સુખી થાય.

ચંદ્ર દેખતો હોય તો પરદેશમાં રાજ જેટલું સુખ ભોગવે, શરીર રોગી અને આઠમે વર્ષે પીડા પામે.

ચંદ્ર દેખતો હોય તો પરદેશમાં રાજ જેટલું સુખ ભોગવે શરીર રોગી અને આઠમે વર્ષે પીડા પામે.

મંગળ બેઠો હોય તો ભાગ્યનો વધારો થાય, સાળાનુ સુખ અને સંતોષ મળે, ભ્રાતૃના સુખનો નાશ થાય અને ધર્મવાળો તથા બુદ્ધિવાળો થાય.

બુધ દેખતો હોય તો સુખી, ભાગ્યશાળી પરદેશમાં મુસાફરી કરનાર, પરદેશમાં રાજા સાથે પ્રિતિ થાય અને તેથી ગુજરાન ચાલે તથા પીતાનું સુખ મળે.

ગુરૂ દેખતો હોય તો ધર્મનો વધારો થાય, શાસ્ત્ર ઉપર પ્રિતિવાળો પિતાથી સુખો, નિયમીત, વર્તમાન અને શુરરાજેંદ્રના સરખો સમૃદ્ધિવાન થાય.

શુક્ર દેખતો હોય તો લાંબા આયુષ્યવાળો દ્રવ્યવાન, કુટુંબવાળો, યશવાળો, શત્રુથી જીતનાર, અને પોતાના કુળ ધર્મથી વર્તનારો થાય.

શની દેખતો હોય તો મ્લેચ્છ જાતીથી ભાગ્યનો ઉદય થાય, બંધુજનના સુખ વગરનો અને પરદેશથી માન અને પરાક્રમ વધારનાર થાય.

રાહુ દેખતો હોય તો નવયૌવન સ્ત્રીનું સુખ મળે. પોતાનું ધન પોતાનો પુત્ર ચોરીથી લઇ જાય.

---

## નવમા સ્થાનમાં આવેલી રાશી અને પડેલા ગ્રહોનું મિશ્ર ફળ.

નવમા ભાવમાં ચંદ્ર અથવા શુક્ર પાપગ્રહ સાથે બેઠા હોય તો તેમજ નવમા ભાવનો સ્વામિ અને ચંદ્ર પાપગ્રહ સાથે હરકોઇ ભાવે બેઠા હોય તો, તેમજ નવમા ભાવનો સ્વામી શુક્ર અને પાપગ્રહ એ ત્રણ ગ્રહ હરકોઇ ભાવે ભેગા બેઠા હોય તો, તે પુરૂષ પોતાના ગુરૂની સ્ત્રી સાથે ગમન કરનાર થાય.

નવમા ભાવનો સ્વામિ શુભ ગ્રહ હોય અને તે સાથે શુભગ્રહ બેઠા હોય તો પિતા, ગુરૂ અને મોશાળનું સુખ મળે અને પાપગ્રહ હોય તો દુઃખ મળે.

ગુરૂ અથવા શુક્ર સ્વગ્રહી, ઉંચના કે મિત્ર ગ્રહની રાશીના થઇ અને નવમાંશ કુંડળીમાં બેઠા હોય અને તે જન્મકુંડળીમાં નવમા ભાવે બેઠા હોય અને નવમા ભાવનો સ્વામિ બળવાન હોય તો ધર્મ ચલાવનાર ગુરુ તરીકે થાય.

નવમા ભાવે રાહુ અને શનિ બેઠા હોય અને તે ગ્રહો નવમાંશ કુંડળીમાં પાપગ્રહની રાશીમાં બેઠા હોય અને નવમા ભાવનો સ્વામિ પાપગ્રહની રાશીમાં જન્મકુંડળી અથવા નવમાંશ કુંડળીમાં હોય તો તે માણસ અતિ પાપી થાય,

નવમા ભાવનો સ્વામિ નવમાંશ કુંડળીમાં જે ગ્રહના ઘરમાં બેઠો હોય તે ગ્રહની રાશીનો સ્વામિ નવમાંશ કુંડળીમાં પાપગ્રહની રાશી અથવા શત્રુગ્રહની રાશીમાં અથવા નીચ રાશીમાં બેઠા હોય તો પિતાનું દુઃખ જાણવું.

દશમા ભાવનો સ્વામિ સ્વગ્રહનો થઇ રહ્યા હોય તો તેનો પુત્ર બાપના જેવો ગુણવાળો થાય અને બાપ દીકરાના જન્મનું નક્ષત્ર એક હોય અથવા બેના નામની રાશી એક હોય તોપણ બાપના ધનને ભોગવનાર થાય

બાપની જન્મકુંડળીમાં આઠમા ભાવે શનીની રાશી હોય અને તે દીકરાને ત્રીજે ભાવે હોય તો તે પુત્રાદિકની સાથે બાપનું કામ કરનાર થાય.

બાપના નામની રાશીથી દીકરાના નામની રાશી છઠ્ઠી કે આઠમી હોય તો બાપ દીકરાને શત્રુપણું થાય અને તે નવ, અગીઆર, પાંચ અને બીજી રાશીમાં હોય તો બાપની આજ્ઞા માનનાર પુત્ર થાય

નવમો ભાવ, નવમાનો સ્વામિ શુભગ્રહ સાથે કે શુભગ્રહની દૃષ્ટિવાળો હોય તો ભાગ્યશાળી થાય નવમે શુક્ર, ચંદ્ર કે પાપગ્રહ હોય તો ગુરુની સ્ત્રીમાં પ્રીતિવાળો થાય.

નવમા સ્થાને ગુરુ હોય તે પર સૂર્યની દૃષ્ટિ હોય તો રાજા કે પ્રધાન થાય, બુધ દેખતો હોય તો ધનવાન, શુક્ર દેખતો હોય તો ઘોડાવાળો, ચંદ્ર દેખતો હોયતો સુખી, શની દેખતો હોય તો ઉંટ વીગેરેનું સુખ ભોગવે.

નવમા સ્થાને ચંદ્ર હોય અને તેને શની, બુધ કે મંગળ દેખતા હોય તો રાજા થાય. નવમે ચંદ્ર સાથે બુધ હોય તો ધનવાન થાય, મંગળ સાથે સૂર્ય હોય તો રાજાનો પ્રીતિ પાત્ર થાય, નવમે ચંદ્રને બુધ સાથે હોય તો ભાષણ કરનાર થાય, ગુરુ સાથે હોય તો બુદ્ધિવાન, લક્ષ્મીવાન ને રાજા થાય, ચંદ્રને શુક્ર સાથે હોય તો વ્યભિચારી થાય.

નવમાનો સ્વામી શુભગ્રહ સાથે હોય અને શુભગ્રહની દૃષ્ટિ હોય અથવા નવમે શુભગ્રહ સાથે બેઠા હોય તો ધનવાન યશસ્વી ને ભાગ્યશાળી થાય.

નવમે સ્થાને બધા ગ્રહ ઉચ્ચના થઇ બેઠા હોય તો ધનવાન થાય. નવમા સ્થાને બેઠેલા ગ્રહો ઉપર શુભ ગ્રહોની દૃષ્ટિ હોય તો શત્રુ જીતનાર અને યશસ્વી થાય.

નવમાનો સ્વામી બળવાન થઈ કેન્દ્ર સ્થાન કે ત્રીકોણમાં હોય તો શુભકામ કરનાર થાય.

નવમા સ્થાને બુધ અને ગુરુ સિવાય બધા ગ્રહો બેઠેલા હોય તો વ્યાધિથી પીડાનાર, કુટુંબી ને ભાઇઓ વગરનો. બંધનમાં પડનાર અને ગરીબ થાય.

નવમા સ્થાને ચંદ્ર–શુક્ર સાથે બેઠા હોય તો વ્યભિચારી સ્ત્રીનો પતિ થાય, વિમાતાને વ્હાલો થાય.

નવમાનો સ્વામી ગુરૂ, શુક્ર કે બુધના નવમાંશમાં રહ્યો હોય અને તેને શુભગ્રહ દેખતા હોય કે શુભ ગ્રહોની મધ્યમાં હોય તો તે ધર્મ કરનાર થાય.

નવમા સ્થાને પાપગ્રહો હોય તો પાપ ભોગવનાર થાય.

નવમા સ્થાનમાં ગુરૂ કે નવમાંશનો સ્વામી બેઠો હોય ને શુભગ્રહોની દૃષ્ટિ પડતી હોય તો ગુરૂમાં ભક્તિવાળો થાય.

નવમા ભાવનો સ્વામી શુભગ્રહની કર્તરીમાં બેઠો હોય અને તેને ગુરૂ, શુક્ર દેખતા હોય અથવા ભેગા બેઠા હોય અથવા બેમાંથી એક ભેગો બેઠો હોય કે દેખતો હોય તોપણ તે પિતાના સુખવાળો થાય.

કેંદ્ર અથવા ત્રિકોણમાં નવમા ભાવનો સ્વામિ શુભ ગ્રહ સહિત બળવાન થઇ અને બેઠો હોય અને તે પારાવતાંશ વર્ગબળ પામી નવમાંશ કુંડળીમાં શુભગ્રહના ઘરમાં બેઠો હોય તો ઘણો ભાગ્યશાળી અને દ્રવ્યવાન થાય.

પિતાના જન્મ રાશીથી બારમી રાશીનો સ્વામી પોતાની જન્મ કુંડળીમાં ત્રીજે ભાવે બેઠો હોય તો તેના પિતાને દુઃખ થાય અને પોતે પરદેશમાં રહેનાર થાય.

નવમા ભાવનો સ્વામિ નિર્બળ હોય અને નવમા ભાવે ઘણા પાપગ્રહ હોય અને લગ્નનો સ્વામિ પણ નિર્બળ હોય તો હીનભાગી જાણવો.

અગીઆરમા ભાવનો સ્વામિ અને નવમા ભાવનો સ્વામિ બે ભેગા બેઠા હોય અથવા ભાગ્યભૂવનનો સ્વામિ બીજે બેઠો હોય તોપણ ભાગ્યમાં વધારો થાય.

બીજા ભાવનો સ્વામિ અગીઆરમા ભાવે, અગીઆરમા ભાવનો સ્વામિ નવમે અને નવમાનો સ્વામિ બીજે ભાવે બેઠો હોય અને તે ગ્રહોને દશમા ભાવનો સ્વામિ દેખતો હોય અથવા ભેગો હોય તો તે માણસ મોટો ભાગ્યશાળી થાય.

નવમા ભાવનો સ્વામિ સ્વગ્રહી અથવા ઉંચ રાશીનો હોય અને તેને શુભગ્રહો દેખતા હોય અને નવમે ભાવે શુભગ્રહ બેઠા હોય તો દાન કરનાર જાણવો.

નવમા ભાવનો સ્વામિ લગ્ન અથવા લગ્નના સ્વામિને દેખતો હોય અને લગ્નનો સ્વામિ નવમા ભાવના સ્વામિથી કેંદ્ર અથવા ત્રિકોણમાં બેઠો હોય તો તે પણ દાન કરનાર થાય.

દશમા ભાવનો સ્વામિ નવમે બેઠો હોય અને નવમા ભાવનો સ્વામિ બળવાન હોય તેને ગુરૂ શુક્ર દેખતા હોય અથવા ભેગા બેઠા હોય તો તે માણસ જપ, ધ્યાન અને સમાધિ એવાં કામોમાં કુશળ હોય અથવા દશમા ભાવનો સ્વામિ જન્મકુંડળીમાં જે ગ્રહના ઘરમાં બેઠો હોય તે ગ્રહ જન્મકુંડળીમાં બળવાન હોય અને તેના ભેગો

ભાગ્યભૂવનનો સ્વામિ બેઠો હોય અથવા ભાગ્યભૂવનનો સ્વામિ પૂર્ણ દેખતો હોય અથવા એક બીજાના ઘરમાં બેઠો હોય તોપણ તે માણસ જપ, ધ્યાનાદિ કર્મ કરે.

લગ્નનો સ્વામિ અગીઆરમે ભાવે હોય અને દશમા ભાવનો સ્વામિ બળવાન હોય અને તે બંનેને નવમાનો સ્વામિ દેખતો હોય તો દાન લેનારો થાય તેમાં સંશય નહિ.

ત્રીજા અને નવમા ભાવના સ્વામિ હરકોઇ ભાવે એકઠા બેઠા હોય અને તેને શુભગ્રહો દેખતા હોય અને શુભગ્રહો ભેગા પણ બેઠા હોય અને નવમાંશ કુંડળીમાં તે શુભગ્રહના ઘરમાં બેઠા હોય તો તે માણસનો ધનનો અને ભાગ્યનો ઉદય થાય.

## નવમા ભુવનનું અંગ્રેજી રીતે ફળ.

શની—હોય તો ઘણો ધર્મી, વિચારવંત, એકમાર્ગી, મનન કરનાર. ગુપ્ત વિદ્યાનો શોખીન, જાદુગર, વિચીત્ર ચીજોનો જાણનાર, અને વામમાર્ગી થાય છે. લાંબી મુસાફરીમાં નુકશાન થાય અને ઘાત થાય.

રવી હોય તો આબરૂદાર, માનવાળો, ઠરેલ, સાચો, પ્રમાણિક ધર્મગુરૂનો ધંધો કરનાર અને જો કર્ક કે મીનરાશીનો હોય તો લાંબી મુસાફરી કરનાર થાય.

ચંદ્ર હોય તો લાંબી મુસાફરી કરવી પડે, ઉંચનો હોય તો ફાયદો મળે, વિદ્યાનો શોખી, ધર્મ સંબંધી મક્કમ અને ચરકેલા વિચારનો થાય.

શુક્ર હોય તો મોટી મુસાફરી કરાવે, ધર્મ ઉપર શ્રદ્ધા, પૈસા મળે અને ખાનદાન કુટુંબમાં લગ્ન થાય.

બુધ હોય તો મુસાફરીનો શોખીન, વિદ્વાન, અજાયબ વિદ્યા અને ચીજોનો શોખી, ચાલાક, ચપળ, હાજર જવાબી અને હસમુખો થાય.

મંગળ હોય તો અદેખો, જુઠો, અધર્મી લુચ્ચો થાય, જો કર્ક કે મીન રાશીનો હોય તો દરીયાની મુસાફરી કરનાર તેમાં નુકશાન કે અકસ્માત થાય,

ગુરૂ હોય તો ઘણોજ ધર્મીષ્ટ નીતિવાન, આબરૂદાર, દયાળુ અને પ્રમાણિક થાય.



# પ્રકરણ ૩૭ મું.

## દશમો ભાવ ( ભાગ્યભુવન. )

આ ભાવમાં કર્મ વિષે, કીર્તિ વિષે, આજીવીકા યશ માન-વિષે અને પ્રવૃત્તિ આજ્ઞા તથા ભાગ્ય વિષે જોવાય છે.

આ ભાવમાં, હરપચલ બેઠો હોય તો ચડતી અને પડતી પણ થાય, માન અને અપજશ મળે, મુસાફરીએ ધંધા જુદા જુદા કરે, ખટપટ થાય, લાભ અને ખોટ પણ મળે,

### દશમા ભાવમાં બેઠેલા ગ્રહોનું ફળ.

### નિચેના ગ્રહો દશમા ભાવે પોતાની રાશીના કે ઉંચના થઇ અને બેઠા હોય તો તેનું ફળ.

સૂર્ય બેઠો હોય તો રાજદરબારના સુખવાળો, માન આબરૂ મળે, પિતાનું સુખ મળે અને રાજયોગ થાય, ચંદ્ર, મંગળ અને બુધ તથા શુક્ર બેઠા હોય તો રાજદરબારનો વૈભવ મળે, માન કિર્તી મળે, બાપનું સુખ મળે અને વેપારથી દ્રવ્ય મળે તથા સારી આબરૂ વધે તેમાં કામ કરનાર થાય. ગુરૂ બેઠો હોય તો જમીનમાંથી દાટેલું ધન મળે, પિતાનું સુખ મળે. રાજસત્તા ભોગવે વેપારમાં લાભ થાય. માન કીર્તિ મળે ઘરનો અને મિત્ર તરફનો સુખી થાય. શની બેઠો હોય તો પિતાનું સુખ મળે, રાજદરબાર અને વેપારમાં કીર્તિ મળે તથા ધનથી સુખી થાય અને રાહુ તથા કેતુ બેઠો હોય તો રાજસત્તાવાળો, કીર્તિવાળો, શત્રુ વગરનો તથા પિતાના સુખવાળો થાય.

### નિચેના ગ્રહો સૂર્યના ઘરમાં એટલે સિંહ રાશીના થઇ અને દશમા ભાવે બેઠા હોય તો તેનું ફળ.

(સૂર્યની હકીકત સ્વગ્રહીમાં આવી ગઇ ) ચંદ્ર બેઠો હોય તો કીર્તિ અને જશ મળે, મંગળ બેઠો હોય તો ભાગ્યશાળી અને શીળ વાળો થાય, બુધ બેઠો હોય તો રાજસત્તાવાળો દયાવાન અને ધન-વાન થાય. ગુરૂ બેઠા હોય તો રાજની સત્તા ભોગવે, શુક્ર બેઠો હોય

૨૭

તો રાજ તરફથી વિઘ્ન થાય, શની બેઠો હોય તો દુઃખી અને માર્ગમાં લુંટાય અને રાહુ તથા કેતુ બેઠા હોય તો રાજવૈભવી અને શત્રુ વગરનો જાણવો.

નિચેના ગ્રહો ચંદ્રના ઘરમાં એટલે કર્ક રાશીના થઇ અને દશમા ભાવે બેઠા હોય તો તેનું ફળ.

સૂર્ય બેઠો હોય તો કીર્તિવાળો થાય, ( ચંદ્રની હકીકત સ્વગ્રહીમાં આવી ગઇ ) મંગળ બેઠો હોય તો રાજભય અને પિતાથી દુઃખી થાય, બુધ બેઠો હોય તો બાપ સાથે અણબનાવ થાય, શુક્ર બેઠો હોય તો શુભ કામો કરનાર તથા વાહનના સુખવાળો થાય, શની બેઠો હોય તો માતાનું દુઃખ પડે અને રાહુ તથા કેતુ બેઠા હોય તો રાજસત્તાવાળો તથા માતાપિતાનું સુખ મળે

નિચેના ગ્રહો મંગળના ઘરમાં એટલે મેષ યા વૃશ્ચિક રાશીના થઇ અને દસમા ભાવે બેઠા હોય તો તેનું ફળ.

સૂર્ય બેઠો હોય તો ક્ષત્રી જાતીથી લાભ મળે. તથા કીર્તિ મળે, ચંદ્ર બેઠો હોય તો બાપથી દુઃખી, વેપારમાં નુકશાન થાય, રાજથી ભય થાય અને બુદ્ધિશાળી થાય, ( મંગળની હકીકત સ્વગ્રહીમાં આવી ગઇ) બુધ બેઠો હોય તો રાજસત્તા ભોગવી સારાં કામ કરે તથા ઘણો ધનવાન થાય, ગુરૂ બેઠો હોય તો સારાં કામ કરનાર, સંગિતમાં કુશળ, પ્રમાણિક અને કીર્તિવાળો થાય, શુક્ર બેઠો હોય તો પ્રતાપી અને મનોરથ કામ કરનાર થાય, શની બેઠો હોય તો રાજદંડ થાય, વેપારમાં નુકશાન થાય અને પિતાથી દુઃખ મળે અને રાહુ તથા કેતુ બેઠા હોય તો રાજવૈભવી દુશ્મન વગરના થાય.

નિચેના ગ્રહો બુધના ઘરમાં એટલે મીથુન કે કન્યા રાશીના થઇ અને દશમા ભાવે બેઠા હોય તો તેનું ફળ.

સૂર્ય બેઠો હોય તો રાજસુખ મળે, ચંદ્ર બેઠો હોય તો બુદ્ધિશાળી અને સારાં કામ કરનાર થાય. મંગળ બેઠો હોય તો બાપને પીડા કરનારો અને ભાંડુનો દુઃખી થાય, (બુધની હકીકત સ્વગ્રહીમાં આવી ગઇ) ગુરૂ બેઠો હોય તો ઘણી વિદ્યા જાણનાર, લેખક અને કવિ થાય, શુક્ર બેઠો હોય તો પિતાથી દુઃખી, બીજાની સેવા કરી ગુજરાન ચલાવે તથા અપકીર્તિ અને અપમાન પામે, શની બેઠો હોય તો પિત્તપ્રકૃતિ રહે, અને રાહુ તથા કેતુ બેઠા હોય તો દુશ્મન વગરનો થાય.

નિચેના ગ્રહો ગુરૂના ઘરમાં એટલે ધન અગર મીન રાશીના થઈ અને દશમા ભાવે બેઠા હોય તો તેનું ફળઃ—

સૂર્ય બેઠો હોય તો રાજ પ્રકરણમાં કુશળ થાય, અંતે રાજ સુખ મળે, ચંદ્ર બેઠો હોય તો દયાવાળો થાય, મંગળ બેઠો હોય તો આસ્તિક થાય, બુધ બેઠો હોય તો પીતાથી દુઃખી, વેપારમાં નુકશાન થાય, અપજશ અને અપકીર્તિ મળે, ( ગુરૂની હકીકત સ્વગ્રહીમાં આવી ગઈ ) શુક્ર બેઠો હોય તો કુળમાં દીવા જેવો થાય, તથા ઘણી કીર્તિ મેળવે, શની બેઠો હોય તો રાજવૈભવ ભોગવે અને રાહુ તથા કેતુ બેઠા હોય તો રાજ સત્તા વાળો પણ પિતાનો દ્વેષી થાય.

નિચેના ગ્રહો શુક્રના ઘરમાં એટલે વરખ યા તોલાશશીના થય અને દશમા ભાવે બેઠા હોય તો તેનું ફળઃ—

સૂર્ય બેઠો હોય તો પિતાનું સુખ થોડું મળે, રાજ દરબારથી અપયશ મળે અને અપકીર્તિવાળો થાય, ચંદ્ર બેઠો હોય તો વ્યભિચાર દોષથી ઘણા માણસોનો દ્વેષ થાય, મંગળ બેઠો હોય તો પરાક્રમી અને બાપની બહુ પ્રિતિવાળો થાય, બુધ બેઠો હોય તો મિત્ર બહુ હોય, માતા અને પશુનું સુખ મળે, ધનવાન થાય, સ્થાન જગા મળે, સંતાનનું સુખ મળે અને ધનાઢય થાય, ગુરૂ બેઠો હોય તો ઘણા માણસોનો માનીતો થાય. શની બેઠો હોય તો તીર્થ કરનાર તથા લોભી થાય અને રાહુ તથા કેતુ બેઠા હોય તો રાજ સત્તાવાળો અને માતા પીતાથી સુખી થાય.

---

નિચેના ગ્રહો શનીના ઘરમાં એટલે મકર અગર કુંભ રાશીના થઇ અને દશમા ભાવે બેઠા હોય તો તેનું ફળ.

સૂર્ય બેઠો હોય તો માતા પીતાના સુખનો નાશ કરે, રાજદરબારથી અપકીર્તિ મળે અને વેપારમાં નુકસાન થાય, ચંદ્ર બેઠો હોય તો પિતાથી દુઃખી, રાજના ભયવાળો અને પાપકર્મ કરનાર થાય. મંગળ બેઠો હોય તો કપટી અને છળભેદવાળો થાય, બુધ બેઠો હોય તો નીચ જાતીમાં માન મળે, નીચ જાતીના આશ્રયથી ધનનો લાભ થાય અને કીર્તિ મળે, ગુરૂ બેઠો હોય તો પિતાથી દુઃખ, રાજથી ભય, વહેપારમાં નુકશાન, અને અપકીર્તિ મેળવે, શુક્ર બેઠો હોય તો બહુ વાચાળ, અને શુદ્રની મદદથી રાજની

સત્તાવાળો થાય, અને રાહુ તથા કેતુ બેઠા હોય તો રાજવૈભવી અને શત્રુ વગરનો થાય.

---

## દશમા સ્થાન ઉપર દરેક ગ્રહની દૃષ્ટિનું ફળ.

સૂર્ય દશમા ભાવે દેખતો હોય તો કર્મ સિદ્ધિવાળો પોતાની પહેલી અવસ્થામાં માતાનો નાશ થાય.

ચંદ્ર દેખતો હોય તો પશુથી ગુજરાન ચલાવે, ધર્મ માર્ગે થોડી બુદ્ધિવાળો, પુત્ર, સ્ત્રી તથા કુટુંબના સુખવાળો જાણવો.

મંગળ દેખતો હોય તો–સ્થાનકનું સુખ મળે, પરાક્રમી થાય, સર્વ પ્રકારની સિદ્ધિ મળે, પોતાના ચોથે વર્ષે પિતાને પીડા થાય.

બુધ દેખતો હોય તો—પોતાના પિતાથી અધિક કર્મી થાય, ગુજરાન સારી રીતે ચલાવે, રાજાથી માન મળે, પોતાના ગામમાં સારી કીર્તિ મેળવે, પિતાનું ઘણું સુખ મળે, તેમજ પિતાના મેળવેલા દ્રવ્યનું સુખ મળે.

ગુરૂ દેખતો હોય તો કર્મ સિદ્ધિવાન, રાજાથી માન મળે, પુત્ર તથા સ્ત્રીનું સુખ મળે, અને સારા શોભીના ઘરમાં વૈભવ ભોગવે.

શુક્ર દેખતો હોય તો ભાગ્યશાળી, રાજાથી ધન તથા જશ મળે, ધનનું શુભ માર્ગે ખર્ચ કરે, પરદેશથી ધન મળે અને હંમેશાં ચડતી કળાનું ભાગ્ય થાય.

શની દેખતો હોય તો પિતાના સુખનો નાશ થાય, માતાનું સુખ ઘણું મળે, પોતે ભાગ્યશાળી અને પોતાના પરાક્રમથી આજીવીકા ચલાવનાર થાય.

રાહુ દેખતો હોય તો પોતાની છેલ્લી અવસ્થામાં કર્મવાન થાય તથા માતા પિતાનું સુખ થોડું મળે.

---

## દશમા સ્થાનમાં પડેલા ગ્રહો અને રાશીઓનું મિશ્ર ફળ.

દશમા સ્થાનમાં દશમા ભાવનો સ્વામિ બેઠો હોય તો જુની ઇમારતનો જીર્ણોદ્ધાર કરે.

દશમા ભાવનો સ્વામિ બુધ તથા ગુરુ બળવાન હોય અને તેના ઉપર શુભ ગ્રહની દ્રષ્ટિ હોય તો મોટો યજ્ઞ કરનાર થાય.

દશમા ભાવનો સ્વામિ બળહીન થઇ પાપગ્રહ સાથે હરકોઇ ભાવે રહ્યો હોય તો નઠારા કર્મવાળો થાય.

કેંદ્રમાં નવમા ભાવનો સ્વામિ બેઠો હોય અને તે ઠેકાણે જળચર રાશી હોય ને તેને શુભ ગ્રહો દેખતા હોય તો ગંગાસ્નાન કરે.

બુધ સાથે મંગળ અથવા ગુરૂ હરકોઈ ભાવે બેઠા હોય તો કિલ્લો, દરવાજો અને મંડપ કરનાર થાય.

દસમા સ્થાનનો સ્વામી અને લગ્નનો સ્વામી બંને એક રાશીમાં હોય અથવા લગ્ન અને દશમા સ્થાનનો સ્વામી એકજ હોય તો પોતે ધન પેદા કરી યજ્ઞાદિમાં ખર્ચનારો થાય.

દસમા ભાવનો સ્વામી શુભગ્રહ હોય અથવા શુભગ્રહ સાથે કે શુભગ્રહની દૃષ્ટિવાળો કે શુભ નવમાંશમાં હોય તો હુકમ ચલાવનારો થાય.

ચંદ્ર કે લગ્નથી દસમા ભાવે સૂર્ય હોય તો સિદ્ધ આરંભવાળો થાય, મંગળ હોય તો સાહસી, પાપી બુદ્ધિવાળો, બુધ હોય તો વિદ્વાન, ગુરૂ હોય તો રાજ્યવૈભવ ભોગવે, શુક્ર હોય તો ભોગી, શની હોય તો શોક પામે,

દસમાનો સ્વામી શુભગ્રહ સાથે કે બે શુભગ્રહોની વચ્ચે, કે શુભ નવમાંશનો હોય તો કીર્તિવાળો અને અભિમાની થાય,

મંગળ અને ચોથા ભાવનો સ્વામી બળવાન થઇ કેન્દ્રમાં ત્રીકોણ કે ૧૧ મા ભાવે હોય, ૧૦ માનો સ્વામી શુક્ર, ચંદ્ર સાથે હોય કે તેમની દૃષ્ટિવાળો હોય તો તે ખેતીવાડી કરી ઢોર મેળવે. બુધ દસમા ભાવ સાથે સંબંધ રાખતો હોય તો વેપાર કરે.

ચંદ્ર અને લગ્ન બેમાં જે બળવાન હોય તેનાથી ધન પ્રાપ્તિ થાય.

ચંદ્રથી બુધ શુક્ર સાથે દસમે હોય તો વિદ્યા, સ્ત્રી ને ધનવાળો થાય. શની, સાથે હોય તો લેખક થાય.

ગુરૂ કે શુક્રની દૃષ્ટિવાળો ચંદ્ર સ્વગ્રહી હોય અને તે પારાવતાંશ પામ્યો હોય તો કીર્તિવાળો ને ધનવાન થાય.

દસમા સ્થાને અશુભગ્રહો કે ક્રુર ગ્રહોની દ્રષ્ટિ હોય અને દસમાનો સ્વામી નિર્બળ હોય તો નિંદા પામનાર અને કીર્તિવગરનો તેમ બુદ્ધિ રહિત થાય છે.

બુધ અથવા દશમા ભાવનો સ્વામિ ઉંચના થઇ હરકોઇ ભાવે બેઠા હોય અને તેને બીજા શુભ ગ્રહો દેખતા હોય અથવા બુધ સ્વગ્રહી હોય તો તે માણુસ યજ્ઞ કરાવનાર થાય.

દશમા ભાવનો સ્વામિ શુભ ગ્રહના ભેગો બેઠો હોય અથવા શુભગ્રહના અંતરમાં જન્મકુંડળીમાં હોય અથવા નવમાંશ કુંડળીમાં શુભ ગ્રહની રાશીમાં બેઠો હોય તો તે સારી કીર્તિ મેળવે.

દશમા ભાવે સૂર્ય અને શની બેઠા હોય તો તે અપકીર્તિ-વાળો જાણવો.

દશમા ભાવનો સ્વામિ અને દશમો ભાવ શુભગ્રહના સંબંધમાં હોય અથવા દશમા ભાવનો સ્વામિ સ્વગ્રહી કે ઉંચનો હોય તો તે માણુસ અભિમાની અને દઢ વિચારનો થાય.

દશમા ભાવે છઠ્ઠા ભાવનો સ્વામિ બેઠો હોય અને દશમા ભા-વનો સ્વામિ શની સાથે કેંદ્ર અથવા ત્રિકોણમાં બેઠો હોય તો તે ઘણા દાસ દાસીઓવાળો થાય.

દશમા ભાવનો સ્વામિ શુભગ્રહ હોય અને તેના ઉપર શુભ ગ્રહની દ્રષ્ટિ પડતી હોય અથવા શુભ ગ્રહ ભેગા બેઠા હોય અથવા નવમાંશ કુંડળીમાં શુભગ્રહના ઘરમાં હોય તો તે હુકમ કરવા-વાળો થાય.

દશમા અગર આઠમા ભાવે રાહુ અને કેતુ બેઠા હોય અને નવમા ભાવનો સ્વામિ નીચનો હોય તો તે ક્રૂર હુકમ કરનાર થાય.

દશમા ભાવનો સ્વામિ દશમા ભાવે બેઠો હોય અને તેને શુભ ગ્રહ દેખતા હોય અથવા શુભગ્રહ ભેગા બેઠા હોય તો તે નોકર ચા-કરના ઘણા સુખવાળો થાય.

જન્મ કુંડળીમાં લગ્નમાં. અગીઆરમા ભાવમાં અને ધન ભા-વમાં સર્વ શુભ ગ્રહો બળવાન થઇ બેઠા હોય તો તે અનેક રીતે ધન મેળવશે.

---

## દશમા ભુવનનું અંગ્રેજી રીતે ફળ.

શની હોય તો—જીંદગીમાં ફતેહ મળે, આફતપણ મળે. મા-બાપને દુઃખ પડે. એકાએક ઉંચી સ્થિતિએ ચઢાવે તેમ પડતી પણ લાવે.

રવી—હોય તો દરેક કામમાં ફતેહ મળે, ભાગ્યશાળી, રાજદ્વારે માન મળે, આપ અખત્યાર ભોગવે, અને મોટા માણસની મિત્રાઇથાય.

ચંદ્ર—હોય તો જાહેર જીંદગી ફતેહવાળી નીવડે, કુટુંબનાં મોટાં માણસોની મદદ મળે, જો ઉંચનો હોય તો લોકોમાં માન મળે, અને કીર્તિવંત તથા ધનવાન થાય.

શુક્ર—હોય તો જીંદગીમાં ફતેહ મળે, ભાગ્યશાળી નીવડે લોકોમાં માન મળે, મોજીલો, શોખી, માયાળુ, લગ્નથી લાભ, સ્ત્રીઓમાં માન તથા તેથી લાભ થાય.

બુધ—હોય તો વેપારમાં લાભ થાય, વકીલ થાય, વિદ્વાન, પ્રોફેસર, વક્તા, શોધક તથા ભાગ્યશાળી થાય અને વિદ્યાથી ધન મેળવે.

મંગળ—હોય તો હીંમતવાન, મતીલો, લોકો નિંદા કરે. માબાપ સાથે ખટપટ કરે અને કલેશી થાય.

ગુરૂ—હોય તો ફતેહ મળે, વેપારમાં મોટા લાભ જ થાય, માન મળે જેને દશમે કે બીજે ગુરૂ હોય તે નશીબવાળો અને દરેક કાર્યમાં ફતેહ મેળવનાર થાય.

---

## પ્રકરણ ૩૮ મું

### અગીઆરમો ભાવ લાભભવન.

આ સ્થાનમાં લાભ વિષે, ધનવાન થવા વિષે, પગ વિષે, ડાબા કાન વિષે, અને મોટાઈ વિષે જોવાય છે.

હરષચલ આ ભૂવનમાં હોય તો જેટલા ઓછા મિત્રો તેટલા સારા, નહિ તો તેઓ ખોટમાં લાવે.

### અગીઆરમા ભાવમાં પડેલા ગ્રહોનું ફળ.

### નિચેના ગ્રહો સ્વગ્રહી એટલે પોતાની રાશીના થઇ અગર ઉંચના થઇ અને અગીઆરમા ભાવે પડયા હોય તો તેનું ફળ.

સૂર્ય બુધ—ગુરૂ અથવા શની બેઠા હોય તો અનેક તરેહથી લાભ મળે, વસ્ત્ર ઘરેણાં ઘણાં મળે, ચંદ્ર બેઠો હોય તો ઘણાં કામમાં પ્રવિણ થાય, અનેક તરેહથી લાભ મેળવે, વસ્ત્ર અને ઘરેણાં ઘણાં મળે, બુદ્ધિ સારી થાય અને સત્તાથી સુખ મળે તથા સજ્જન અને

પરોપકારી થાય, મંગળ અથવા શુક્ર બેઠા હોય તો અનેક રીતે લાભ મળે, વસ્ત્ર ઘરેણાંથી સુખ મળે. બુદ્ધિ વધે, સંતાનનું સુખ મળે, રાહુ અને કેતુ બેઠા હોય તો બુદ્ધિ તથા સંતાનનું સુખ મળે, અને અનેક રીતે લાભ મળે તથા ધનવાન થાય.

---

## નિચેના ગ્રહો સુર્યના ઘરમાં એટલે સિંહ રાશીના થઈ અને અગીઆરમા ભાવે બેઠા હોય તો તેનું ફળ.

ચંદ્ર બેઠા હોય તો પુત્રના કરેલા કરજવાળો થાય તથા પેદાશ કરતાં ખર્ચ વધારે કરે. મંગળ બેઠા હોય તો કીર્તિવાળો, ધનવાળો અને રાજ્ય તરફથી સુખી થાય. બુધ બેઠા હોય તો ક્ષત્રી જાતીથી ધન મેળવે. ગુરૂ અથવા શુક્ર બેઠા હોય તો વાહનનું સુખ મળે, શની બેઠા હોય તો પ્રજાને પીડા કરે, બુદ્ધિને મુઝવણ રાખે. વિદ્યાભ્યાસમાં આળસ રહે પણ રોગ શત્રુનો નાશ કરે, વાહનનું સુખ મળે અને લાભ થાય, અને રાહુ તથા કેતુ બેઠા હોય તો છળ ભેદી, કપટી, થોડી વિદ્યાવાળો અને મીઠું બોલનાર જાણવો.

---

## નિચેના ગ્રહો ચંદ્રના ઘરમાં એટલે કર્ક રાશીના થઈ અને અગીઆરમા ભાવે બેઠા હોય તો તેનું ફળ.

સુર્ય બેઠા હોય તો વસ્ત્ર ઘરેણાં અને સંતાનનું સુખ મળે, મંગળ બેઠા હોય તો મૂર્ખ અને પુત્રના સુખ વગરનો થાય, બુધ બેઠા હોય તો મોતી અને પરવાળાનો સંગ્રહ કરે તથા વેપાર કરનાર થાય, શુક્ર બેઠા હોય તો દયાળુ અને ખંડીત નસીબવાળો જાણવો, શની બેઠા હોય તો વેપારીમાં મૂખ્ય મનાય અને રાહુ તથા કેતુ બેઠા હોય તો થોડા સંતાનવાળો, ભોળી બુદ્ધિનો, રાજસેવક, સુખી અને અનેક જાતનાં વસ્ત્ર, ઘરેણાં અને ભોજનના વૈભવવાળો થાય.

## નિચેના ગ્રહો મંગળના ઘરમાં એટલે મેષ યા વૃશ્ચિક રાશીના થઈ અને અગીઆરમા ભાવે બેઠા હોય તો તેનું ફળ.

સુર્ય બેઠા હોય તો શુદ્ધિ અને સંતાનનો રોધ રાખે અને પૈસાનો લાભ મળે, ચંદ્ર બેઠા હોય તો દ્રવ્યથી દુઃખી, મૂર્ખ, સંતાનથી દુઃખી અને કન્યાની પ્રજાવાળો થાય, બુદ્ધ બેઠા હોય તો, તામસી પ્રકૃતિવાળો અને રાજસત્તાથી ધન મેળવે, ગુરૂ બેઠા હોય તો સંતા-

નથી દુઃખી. વિદ્યાવાળો અને ધનવાન થાય, શુક્ર બેઠો હોય તો રાજવિદ્યા ભણનારો ધનવાન અને પૃથ્વીનો લાભ થાય શની બેઠો હોય તો દરીદ્રિ અને ધંધામાં ખોટ જાય અને રાહુ તથા કેતુ બેઠા હોય તો છળભેદી અને કપટી થાય.

## નિચેના ગ્રહો બુધના ઘરમાં એટલે મિથુન કે કન્યારાશીના થઇ અને અગીઆરમા ભાવે બેઠા હોય તો તેનું ફળ

સૂર્ય બેઠો હોય તો જશવાન અને ધનવાન થાય. ચંદ્ર બેઠો હોય તો અનેક તરેહથી લાભ મેળવનાર થાય, મંગળ બેઠો હોય તો મૂર્ખ અને સંતાનનો દુઃખી થાય ગુરૂ બેઠો હોય તો કીર્તિ મેળવે અને કીર્તિ ગુમાવે એવો થાય. શુક્ર બેઠો હોય તો દરીદ્રી થાય, શની બેઠો હોય તો ધરતીનો લાભ મેળવે અને રાહુ તથા કેતુ બેઠા હોય તો અલ્પ બુદ્ધિવાળો થાય.

## નીચેના ગ્રહો ગુરૂના ઘરમાં એટલે ધન અગર મીન રાશીના થઇ અને અગીઆરમા ભાવે બેઠા હોય તો તેનું ફળ.

સૂર્ય બેઠા હોય તો બુદ્ધિ અને સંતાનનું સુખ મળે તથા અનેક તરેહથી લાભ મળે, ચંદ્ર બેઠો હોય તો જમીનમાંથી દાટેલું ધન મળે મંગળ બેઠો હોય તો રાજતરફથી સુખી અને ધનવાન થાય, બુધ બેઠો હોય તો ઘણી રીતથી નુકશાન વેઠે અને દરીદ્રિ થાય, શુક્ર બેઠો હોય તો પુત્રવાળો અને ધનવાન થાય શની બેઠો હોય તો વિદ્વાન, ભાગ્યશાળી, ધનવાન અને વાહનવાળો થાય અને રાહુ તથા કેતુ બેઠા હોય તો ઘણી મહેનતે થોડો લાભ મેળવનાર થાય,

---

## નીચેના ગ્રહો શુક્રના ઘરમાં એટલે વરખ યા તોલા રાશીના થઇ અને અગીઆરમા સ્થાનમાં બેઠા હોય તો તેનું ફળ.

સૂર્ય બેઠો હોય તો આવતો લાભ બંધ પડે, દરીદ્રિ થાય અને સંતાનનો રોધ રહે, ચંદ્ર બેઠો હોય તો ગુણવાન અને ધનવાન થાય મંગળ બેઠો હોય તો ઘણું કામ કરનાર ધનવાન અને ગુણવાન થાય બુધ બેઠો હોય તો કન્યાની પ્રજાવાળો અને સ્રીની મદદથી ધનવાળો થાય, ગુરૂ બેઠો હોય તો લાભ મેળવે અને નુકશાન થાય, શની .]

બેઠો હોય તો ધનવાન થાય પણ પુત્રને વિઘ્ન થાય, અને રાહુ તથા કેતુ બેઠા હોય તો થોડાં સંતાનવાળો અને રાજ સેવક થાય.

નિચેના ગ્રહો શનીના ઘરમાં એટલે મકર અગર કુંભ રાશીના થઇ અને અગીઆરમા ભાવે બેઠા હોય તેનું ફળ.

સૂર્ય બેઠો હોય તો નીચ માણસ નુકસાન કરે અને પુત્ર મૂર્ખ થાય, ચંદ્ર બેઠો હોય તો અપજશવાળો અને ઘણો ખર્ચ કરનાર થાય મંગળ બેઠો હોય તો ધનનો લાભ મળે અને જાય, બુધ બેઠો હોય તો મ્લેચ્છ જાતીથી ધન મળે, ગુરૂ બેઠો હોય તો દરિદ્રી થાય. શુક્ર બેઠો હોય તો શુદ્રની મદદથી ધન મળે. અને રાહુ તથા કેતુ બેઠા હોય તો થોડી વિદ્યાવાળો અને મીઠું બોલનાર તથા કપટી થાય.

અગીઆરમા ભાવ ઉપર દરેક ગ્રહની દ્રષ્ટિનું ફળ.

સૂર્ય અગીઆરમા ભાવે દેખતો હોય તો બુદ્ધિ સારી થાય, પહેલા પુત્રનો નાશ થાય, પોતાનું ગુજરાન સારી રીતે ચલાવે. સારી વસ્તુની પ્રાપ્તિ થાય.

ચંદ્ર દેખતો હોય તો ધનનો લાભ થાય, ધારેલાં કામ સફળ થાય, પીડા માત્રનો નાશ થાય, સ્ત્રી પુત્રાદિનું ઘણું સુખ મળે, શરીરની કાંતિ સોના જેવી થાય અને સર્વ સુખ ધીમે ધીમે પ્રાપ્ત થાય.

મંગળ દેખતો હોય તો આયુષ્ય લાંબુ થાય, વૃદ્ધાવસ્થામાં પુત્રનું તથા બીજું સુખ મળે.

બુધ દેખતો હોય તો ભાગ્યશાળી, ઘણો લાભ મેળવનાર, સર્વ પ્રકારના સુખવાળો પુત્રના સુખવાળો અને ઘણો પરાક્રમી થાય.

ગુરુ દેખતો હોય તો ઘણા આયુષ્યવાળો, પુત્ર, સ્ત્રી, દ્રવ્ય વિગેરેના સુખવાળો, વ્યાધિ વગરનો અને મિત્રના સુખવાળો જાણવો.

શુક્ર દેખતો હોય તો લાંબા આયુષ્યવાળો, દ્રવ્યનો વધારો કરનાર, પોતાના ગામમાં મુખત્યાર અને કુટુંબમાં માનવાળો તથા પોતાના કુળ ધર્મ પ્રમાણે ચાલનારો થાય.

શની દેખતો હોય તો વૃદ્ધ અવસ્થામાં પુત્રનું સુખ મળે, લાભ દેખેલો ખોવરાવે અને સર્વ પ્રકારના સુખનો લાભ મળે.

રાહુ દેખતો હોય તો ઘણા આયુષ્યવાળો, ધનવાન, રાજાથી માન મેળવનાર, પોતાની બુદ્ધિથી પોતે થોડું ચાલનાર અને પરવશ બુદ્ધિવાળો થાય.

## અગીઆરમા ભાવમાં પડેલા ગ્રહો તથા રાશીઓનું મિશ્ર ફળ.

નવમાંશ કુંડળીના લગ્નનો અને અગીઆરમા ભાવનો સ્વામિ એ બંને શુભગ્રહ હોય અને જન્મકુંડળીમાં ભેગા બેઠા હોય ને તેને દશમા ભાવનો સ્વામિ દેખતો હોય તો દ્રવ્યનો લાભ થાય. કેંદ્રમાં કે ત્રિકોણમાં અગીઆરમા ભાવનો સ્વામિ બેઠો હોય અને પાપગ્રહો અગીઆરમા ભાવે બેઠા ન હોય તો દ્રવ્યનો લાભ થાય.

જન્મકુંડળીમાં જે ગ્રહના ઘરમાં અગીઆરમા ભાવનો સ્વામિ બેઠો હોય તે ગ્રહને શુભગ્રહ દેખતા હોય અથવા તે શુભ ગ્રહના અંતરમાં હોય તો તેને દ્રવ્યનો લાભ થાય.

અગીઆરમા ભાવે બીજા ભાવનો સ્વામિ બેઠો હોય અને બીજા ભાવે અગીઆરમા ભાવનો સ્વામિ બેઠો હોય અથવા એ બને કેંદ્રમાં બેઠા હોય તો દ્રવ્યનો લાભ થાય.

અગીઆરમા ભાવના સ્વામિને પાપગ્રહનો સંબંધ હોય તો લાભનો નાશ થાય.

અગીઆરમા ભાવનો સ્વામિ શુભગ્રહ હોય તેમ બળવાન હોય અને તેને શુભગ્રહ દેખતા હોય તો કાનના આભૂષણ પહેરનારો થાય. પણ અગીઆરમા ભાવના સ્વામિને પાપગ્રહનો સંબંધ હોય તો કાનનાં ઘરેણાં થાય અને તેનો નાશ થાય.

જે ગ્રહની જે દીશા બળવાન હોય તે દીશાથી લાભ થાય અથવા અગીઆરમા ભાવે જે રાશી હોય તે રાશીની જે દીશા બળવાન હોય તે દીશાથી લાભ થાય.

અગીયારમા સ્થાને બળવાન ગ્રહ પડયો હોય તો ધનવાન થાય ૧૧ મા સ્થાનનો સ્વામી કેન્દ્ર કે ત્રિકોણ સ્થાનમાં બેઠો હોય કે ૧૧ મા સ્થાને પાપગ્રહો સાથે ન હોય કે ઉચ્ચ રાશીમાં કે ઉચ્ચ નવમાંશનો હોય તો ધનવાન થાય.

૧૧ મા સ્થાનનો સ્વામી સૂર્ય કે ચંદ્ર હોય તો રાજદ્વારા ધન મળે, મંગળ હોય તો પ્રધાનથી કે ખેતીથી, બુધ હોય તો વિદ્યાથી કે પુત્રોથી, ગુરુ હોય તો પોતાના કાર્યથી, શુક્ર હોય તો સ્ત્રી દ્વારા કે પશુઓથી, અને શની હોય તો ખરાબ કામ કરવાથી ધન મળે.

૧૧ મા સ્થાને શુભગ્રહ હોય તો ધર્મવડે અને પાપગ્રહો હોય તો પાપકર્મથી ધન મેળવે.

૧૧ મા સ્થાને બળવાન શુભગ્રહ હોય તો વાહન, ભૂષણ સ્ત્રી ભોગાદિ મળે, તેમ વિદ્વાન થાય.

૧૧ મા અને બીજા સ્થાનનો સ્વામી લગ્નના સ્વામીના મિત્ર હોય તો સારો ધનવાન થાય, તે ધનથી સારાં કામ કરે.

૧૧ મા સ્થાને નિર્બળ, નીચ કે શત્રુ રાશીનો ને ૬-૮-૧૨ મા સ્થાનનો સ્વામી બેઠેલો હોય તો દરીદ્રિ કે ભીખ માગનાર થાય.

અગીઆરમા અને ત્રીજા ભાવના સ્વામિને શુભ ગ્રહ સાથે સબંધ હોય તો તેને કાનનો રોગ થાય નહિ, પણ પાપગ્રહનો સંબંધ હોય તો કાનનો રોગ થાય.

## અગીઆરમા ભુવનનું અંગરેજી રીતે ફળ.

શની હોય તો—જુઠા લુચ્ચા ને મતલબી મિત્રોથી નુકશાન થાય.

રવી—હોય તો વિશ્વાસુ અને સાચા મિત્ર હોય, જો ઉંચનો હોય તો મિત્રો તરફથી લાભ થાય. મિત્રો રાજવંશી જેવા મોટા માણસો હોય છે. તેથી લાભ મળે.

ગુરૂ—હોય તો ભલા અને પ્રમાણીક મિત્રો હોય તે દ્વારા સારી મદદ મળે અને સારૂ થાય.

મંગળ—લુચા, દગાબાજ અને રંડીબાજ મિત્રોથી દબાયલો રહે, તે પૈસા કઢાવે અને નુકશાન કરે,

બુધ—મોટા વિદ્વાન મિત્રો હોય જો ઉંચનો હોય તો તે મિત્રો મદદ કરનારા અને સારા નીકળે.

શુક્ર—ઘણા સારા મિત્રો હોય અને સ્ત્રી મિત્રોથી ફાયદો મળે,

ચંદ્ર—સારા મિત્રો હોય, જો નિચેનો હોય તો ખરાબ મિત્રો હોય અને તે નુકશાન કરે.





## પ્રકરણ ૩૯ મું.

### બારમો ભાવ વ્યય ( ખર્ચ ) ભુવન.

આ ભાવમાં ખર્ચ વિષે, નર્કમાં પડવા વિષે, ડાબી આંખ, અને પગ વિષે અને સુવાના ઠેકાણા વિષે જોવાય છે.

આ ભાવમાં હરશ્ચલ બેઠો હોય તો ખાનગી દુષ્મન ઘણા થાય તથા આંખના તેજને નુકશાન કરે.

### બારમા ભાવમાં પડેલા ગ્રહોનું ફળ.

### નીચેના ગ્રહો પોતાની રાશીના કે ઉંચના થઇ અને બારમા ભાવે પડયા હોય તો તેનું ફળ,—

સુર્ય બેઠો હોય તો પુણ્યશાળી થાય. સારાં કામ કરે પણ પોતે કંજુસ થાય, ચંદ્ર બેઠો હોય તો સારા માર્ગે ખર્ચ કરે, લાંબુ આયુષ્ય ભોગવે અને શરીર નિરોગી રહે, મંગળ બેઠો હોય તો કૃપણ, થોડા ખર્ચવાળો અને સુમાર્ગે ચાલનારો થાય, બુધ બેઠો હોય તો સારા માર્ગે ધન વાપરે અને શરીરે સુખી રહે, ગુરૂ બેઠો હોય તો શરીરે સુખી રહે, અનેક રીતથી ધન મેળવી તેનો સારો ઉપયોગ કરે અને દુશ્મનનો નાશ કરે. શુક્ર બેઠો હોય તો મોશાળ પક્ષનું સુખ થાય, રોગ શત્રુ વગરનો અને ઘણા પૈસાવાળો અને સારે રસ્તે ધન વાપરનાર થાય. શની બેઠો હોય તો શરીરે સુખી અને ધનવાન થાય. પણ જાતે ઘણો લોભી થાય, મોશાળ પક્ષનો સુખી અને દુસ્મન વગરનો થાય અને રાહુ તથા કેતુ બેઠા હોય તો લોભી, પૈસાદાર અને સુખી થાય.

### નિચેના ગ્રહો સૂર્યના ઘરમાં એટલે સિંહ રાશીના થઈ અને બારમા ભાવે બેઠા હોય તો તેનું ફળઃ—

ચંદ્ર બેઠો હોય તો જાતિભ્રષ્ટ થાય, નઠારો અને પાપબુદ્ધિનો

જાણવો. મંગળ બેઠો હોય તો રાજાનો દંડ ભોગવે, બુધ બેઠો હોય તો રાજાની સેવા કરનારો થાય, ગુરૂ બેઠો હોય તો વ્યભિચારી થાય અને ઘણું ખર્ચ કરે, શુક્ર બેઠો હોય તો દરિદ્રી થાય, શની બેઠો હોય તો મોશાળ સાથે અણબનાવ થાય અને નઠારે રસ્તે ઘણો ખર્ચ કરે અને રાહુ તથા કેતુ બેઠા હોય તો દુશ્મન વગરનો થોડા સંતાનવાળો અને નિરોગી થાય.

### નીચેના ગ્રહો ચંદ્રના ઘરમાં એટલે કર્ક રાશીના થઈ અને બારમા ભાવે બેઠા હોય તો તેનું ફળ.

સૂર્ય બેઠો હોય તો સુમાર્ગે ધન ખર્ચે, મંગળ બેઠો હોય તો નઠારે રસ્તે ધન ખર્ચે, બુધ બેઠો હોય તો મોશાળપક્ષનો દ્વેશ કરે, ઘણા દુશ્મન હોય, શુક્ર બેઠો હોય તો વ્યભિચારી થઇ ઘણું ખર્ચ કરે, શની બેઠો હોય તો નેત્રનો રોગી તથા હંમેશની પીડાવાળો જાણવો અને રાહુ તથા કેતુ બેઠા હોય તો પાપકર્મ કરનાર અને નેત્રનો રોગ થાય.

### નિચેના ગ્રહો મંગળના ઘરમાં એટલે મેષ યા વૃશ્ચિક રાશીના થઇ અને બારમા ભાવે બેઠા હોય તો તેનું ફળ.

સૂર્ય બેઠો હોય તો નીતિભ્રષ્ટ થાય, જીવની હત્યા કરે, પરદેશમાં વાસ કરે, ચંદ્ર બેઠો હોય તો નઠારા માર્ગે પૈસા ઉડાવે, ચોર ખાતર પાડે કે અગ્નિમાં મિલ્કત બળે, નાની ઉમ્મરમાં રોગ થાય, બુધ બેઠો હોય તો ચપળ અને લોભી થાય, અને રાજવિદ્યા જાણે, ગુરુ બેઠો હોય તો બ્રાહ્મણ, તથા ક્ષત્રીની સ્ત્રી અને ગર્ભવંતી સ્ત્રીને ભોગવે, ઘણા પૈસા ખર્ચ કરે અને તે વારંવાર રોગી થાય. શુક્ર બેઠો હોય તો નઠારે રસ્તે ધન ખર્ચ કરે રોગ અને દુશ્મનનો વધારો થાય. અકસ્માત નુકશાન થાય અને રાહુ તથા કેતુ બેઠા હોય તો દુશ્મન વગરનો, થોડા સંતાનવાળો, નિરોગી અને સ્થુલ દેહવાળો થાય.

### નિચેના ગ્રહો બુધના ઘરમાં એટલે મીથુન કે કન્યારાશીના થઇ અને બારમા ભાવે બેઠા હોય તો તેનું ફળ.

સૂર્ય બેઠો હોય તો થોડું ધન તથા સુખ મળે, ચંદ્ર બેઠો હોય તો સારી સમૃદ્ધિ મળે પણ દુઃખ પડે, મંગળ બેઠો હોય તો અભિમાની અને દરિદ્રી થાય, ગુરૂ બેઠો હોય તો બહુ કામી થાય, અપ્રમાણિક થાય અને શરીરે ગાંઠના રોગવાળો થાય, શુક્ર બેઠો હોય તો સરસામાન લેવામાં ઘણું ધન વાપરે, શની બેઠો હોય તો

શરીરે ખોડવાળો થાય અને રાહુ તથા કેતુ બેઠા હોય તો શરીરે રોગી અને દેવાદાર થાય.

નિચેના ગ્રહો ગુરૂના ઘરમાં એટલે ધન અગર મીનરાશીના થઈ અને બારમા ભાવે બેઠા હોય તેનું ફળ.

સૂર્ય બેઠો હોય તો સારા કામમાં ખર્ચ કરે થોડું સુખ મળે તથા થોડું ધન રહે. ચંદ્ર બેઠો હોય તો માતાને પોતે દુઃખ આપે, મંગળ બેઠો હોય તો ઘણો ખર્ચાળ તથા દ્વેશી થાય, બુધ બેઠો હોય તો પિતાથી દુઃખી થાય, વેપારમાં નુકશાન મળે. અને અપજશ મળે, શુક્ર બેઠો હોય તો ધર્માદામાં ઘણું ધન ખર્ચ કરે અને મરી ગયા પછી દેવગતિને પામે, શની બેઠો હોય તો જાતે કંજુસ અને રોગી રહે, મોશાળથી સુખ મળે અને સારે રસ્તે ખર્ચ કરે અને રાહુ તથા કેતુ બેઠા હોય તો કરજવાળો તથા રોગી થાય.

નિચેના ગ્રહો શુકરના ઘરમાં એટલે વરખ યા તોળારાશીના થઇ અને બારમા ભાવે બેસે તો તેનું ફળ.

સૂર્ય બેઠો હોય તો પાપી થાય, ચંદ્ર બેઠો હોય તો ધનવાન અને ગુણવાન થાય, મંગળ બેઠો હોય તો લોભી અને દરિદ્રી થાય, બુધ બેઠો હોય તો સારે રસ્તે ધન વાપરે, અનુભવી, શાસ્ત્રમાં પ્રવિણ અને ચતુર, સ્વધર્મમાં આસ્તિક, વિશ્વાસુ અને વેપારમાં દક્ષ અને સેવક થાય. ગુરુ બેઠો હોય તો ધન વગરનો, થોડા સંતાનવાળો અને થોડી બુદ્ધિ અને વિદ્યાવાળો થાય, શની બેઠો હોય તો શરીરે ખોડ થાય, દીવાનો થાય, અને જાતિભ્રષ્ટ થાય અને રાહુ તથા કેતુ બેઠા હોય તો પાપી અને નેત્રનો રોગી થાય. તથા કપટી, નાસ્તિક ખર્ચાળ, દેવાદાર અને થોડા આયુષ્યવાળો થાય.

નિચેના ગ્રહો શનીના ઘરમાં એટલે મકર અગર કુંભરાશીના થઇ અને બારમા ભાવે બેઠા હોય તો તેનું ફળ.

સૂર્ય બેઠો હોય તો પાપકર્મમાં ધન ખર્ચે અને શરીર રોગી રહે, ચંદ્ર બેઠો હોય તો ધન, ધાન અને વૈભવના સુખ વગરનો ના રહે પણ સદા રોગી રહે, મંગળ બેઠો હોય તો ભીખ માગી ગુજરાન ચલાવે, બુધ બેઠો હોય તો નીચ જાતિની સેવા કરનાર, લંપટ અને બહુ ખર્ચાળ થાય, ગુરુ બેઠો હોય તો શરીરને દુઃખી થાય તેમજ રોગ અને શત્રુથી દુઃખ પામે. શુકર બેઠો હોય તો નઠારા માર્ગે ધન ખર્ચ થાય અને રાહુ તથા કેતુ બેઠા હોય તો દુશ્મન વગરનો અને થોડા સંતાનવાળો થાય.

## બારમા સ્થાન ઉપર પડતી દરેક ગ્રહની દ્રષ્ટિનું ફળ.

સૂર્ય દેખતો હોય તો સ્થાનકનો નાશ થાય. અન્ય સ્થાનમાં નિવાસ કરે, વાહનથી પીડા થાય અને બાર વર્ષ સુધી ગુજરાન ચલાવે,

ચંદ્ર દેખતો હોય તો પોતાના પિતાનું થોડું સુખ હોય, રાજ-જશ મળે, સારી વસ્તુને વધારનાર અને ન્યાયથી વર્તન ચલાવે.

મંગળ દેખતો હોય તો પિતાનું થોડું સુખ મળે પણ માતાનું ઘણું સુખ મળે, સર્વ દુસ્મનનો નાશ થાય અને મનુષ્યપ્રત્યે સુખ સંતોષ વધારે રહે.

બુધ દેખતો હોય તો ગુમડાની તથા વાયુની પીડા થાય, કુટુંબ સાથે વિરોધ કરે અને વિવાહદિ શુભ કામમાં ધનનું ખર્ચ કરે.

ગુરૂ દેખતો હોય તો સારે માર્ગે ધન ખર્ચે સર્વ બાબતની પીડા થાય સર્વ મનોરથનો નાશ થાય.

શુક્ર દેખતો હોય તો વિવાહાદિ કામમાં ખર્ચ કરનાર તથા પિતા-ની સ્વર્ગ ગતિ કરનાર થાય.

શની દેખતો હોય તો ખોટે રસ્તે ધનને હાનિ થાય. સ્ત્રી પુ-ત્રાદિ સાથે ક્લેશ થાય અને અતિ કામી થાય.

રાહુની દ્રષ્ટિ પડતી હોય તો મનમાં હંમેશ આનંદ રહે, રોગ શત્રુનો નાશ થાય. ખોટે રસ્તે ધનનું ખર્ચ કરે અને નેત્રમાં પીડા થાય.

## બારમા ભાવમાં પડેલા ગ્રહો તથા રાશીઓનું મિશ્રફળ.

બારમા ભાવનો સ્વામી ઉંચનો સ્વગ્રહનો કે મિત્રગ્રહની રાશીનો હોય અને તેના ઉપર દશમા ભાવના સ્વામિ કે જે શુભગ્રહ હોય તેની દષ્ટિ હોય તો ધર્મના કામમાં ધન વાપરે.

બારમા ભાવે પાપગ્રહ હોય, બારમાનો સ્વામિ પણ પાપગ્રહ હોય અને આ બંને ઉપર પાપગ્રહની દ્રષ્ટિ હોય તો પાપને રસ્તે ધનનું ખર્ચ થાય.

બારમા ભાવનો સ્વામિ નિર્બળ હોય અને તે નવમાંશ કુંડળીમાં પાપગ્રહની રાશીમાં હોય અને તેને નિર્બળ સાતમા ભાવનો સ્વામિ દેખતો હોય તો સ્ત્રીના કારણથી ધનનો નાશ થાય, અને બારમા ભાવના સ્વામિને નિર્બળ મંગળ દેખતો હોય તો ભાઈઓના કારણથી ધનનો નાશ થાય.

બારમા ભાવનો સ્વામિ નિર્બળ હોય અને છઠ્ઠા ભાવનો સ્વામિ તેના ભેગો બેઠો હોય કે તેને દેખતો હોય તો શત્રુના બળથી ધનની હાનિ થાય.

બારમા ભાવનો સ્વામિ નિર્બળ હોય અથવા નવમાંશ કુંડળીમાં પાપગ્રહની રાશીમાં નીચનો હોય તો શરીરે ચિત્તભ્રમ થાય તેમજ બારમા ભાવમાં કે તેના સ્વામિની સાથે ઘણા પાપગ્રહ રહ્યા હોય તો પણ ચિત્તભ્રમ થાય.

બારમા ભાવે રાહુ અથવા કેતુ રહેલા હોય અને તેને છઠ્ઠા ભાવનો સ્વામિ અગર આઠમા ભાવનો સ્વામિ દેખતો હોય કે ભેગો રહેલો હોય તો પણ નર્કમાં પડશે એમ જાણવું.

ગુરૂ દશમે કે બારમે હોય અને તેને શુભગ્રહની દ્રષ્ટિ હોય તો સ્વર્ગ પ્રાપ્ત થશે,

બારમા ભાવનો સ્વામિ શુભગ્રહની સાથે હોય અથવા નવમાંશ કુંડળીમાં શુભગ્રહની રાશીમાં હોય. વળી શુભ ગ્રહનો તેને સંબંધ હોય તો નેત્રનું સુખ કહેવું, તેથી ઉલટી રીતે યોગ હોય તો નેત્રનો નાશ થાય.

બારમા ભાવમાં બુધ, ગુરુ, શુક્ર રહેલા હોય તો વાહનનું સુખ મળે,

બારમા ભાવનો સ્વામિ પાપગ્રહ હશે પણ તે ઉંચ, સ્વગ્રહી કે મિત્ર ગ્રહની રાશીનો હશે તો શયનનું સુખ મળે,

બારમા ભાવમાં કે બારમા ભાવના સ્વામિની સાથે શુભ ગ્રહનો સંબંધ હોય તો પાલખી પલંગ અને સુવાના સાધનો તથા સુખાકારી મળે.

પાંચમા ભાવે શુક્ર કે ચંદ્ર હશે અથવા તે નહી હસે પણ તેમની પાંચમા ભાવ ઉપર દ્રષ્ટિ હશે તો તે દેવની ઉપાસનાવાળો થશે.

બારમા સ્થાને શુભ ગ્રહો હોય તો ત્યાગી. ખેતી કરનાર, ધર્મવાળો થાય, પાપગ્રહો હોય તો ચપળ આંખનો, રોગી, વાયુવાળો થાય, જો તે ગ્રહો ઉચ્ચના કે પોતાની રાશીના હોય કે મિત્ર ગ્રહના ઘરમાં હોય તો પરોપકાર કરે.

બારમા સ્થાનનો સ્વામી ઉચ્ચનો હોય તો ઉત્તમ પલંગમાં સુનારો થાય.

બારમા ભાવે શુભ ગ્રહો હોય તો શુભ કામમાં ખર્ચ કરે, નિર્બળ ગ્રહ હોય કે તેની દૃષ્ટિ પડી હોય તો પાપ કામમાં ખર્ચ કરનાર થાય.

પાંચમા ભાવે ચંદ્ર હોય તો ચન્દ્રદેવની સેવા કરશે અને બુધ હોય તો સ્કંદ અથવા ભૈરવની ઉપાસના કરશે.

પાંચમે ગુરુ હશે તો સરસ્વતિદેવી અથવા વિશ્નુની ઉપાસના કરશે વળી પાંચમે શુક્ર હોય તો ચંડીની ઉપાસના કરશે. પાંચમા ભાવે શનિ હશે તો ભૂત પ્રેત વિગેરેના મંત્ર જંત્રની ભક્તિવાળો થશે, તેમજ રાહુ કે કેતુ હશે તો મેલા દેવની એટલે જેઓ માણુસને મૂઠ મારવામાં કે વશ કરવામાં સમર્થ છે તેવા દેવની ઉપાસના કરશે.

## બારમા ભુવનનું અંગ્રેજી રીતે ફળ.

શની—હોય તો ખાનગી દુશ્મનો હોય, ને છુપુ નુકશાન કરે, છુપુ વેર મળે, મિત્રોથી ખોટ આવે.

રવી–હોય ને તે જો પાપગ્રહની દ્રષ્ટિમા સપડાયલો હોય તો તે માણુસ બંદીખાને જાય, પણ ઉંચનો અને સારી દ્રષ્ટિનો હોય તો રોગ દુશ્મનનો નાશ થાય અને ફતેહ મળે.

ગુરૂ–હોય તો ખાનગી દુશ્મનો હોય પણ તે દુઃખ આપી શકે નહી તે પોતાના મિત્રોનેજ દુશ્મન ગણે છે.

મંગળ–હોય તો બંદીખાનાનો ભય, છુપા દુશ્મનો, દુશ્મનોથી હેરાન થાય, બારમે મંગળ ખરાબ છે.

બુધ–હોય તો છુપા દુશ્મનો હોય, રાજદ્રોહી, દુશ્મનોથી હેરાનગતી થાય અને તે ખરાબ ચાલનો નીકળે.

શુક્ર—હોય તો ખાનગી દુશ્મનો હોય, સ્ત્રીઓ દુશ્મન હોય, શનીની દૃષ્ટિ આ સ્થાને પડતી હોય તો જરૂર સ્ત્રી દુશ્મનો હેરાન કરે. શુક્ર ઘણી અગત્ય ધરાવતો નથી, પૈસા આપે અને ખર્ચ સારા માર્ગે કરાવે.

ચંદ્ર–હોય તો સ્ત્રી દુશ્મનો હોય, સ્ત્રીઓથી નુકશાન થાય, તે છેતરે અને વિશ્વાસઘાતનો પણ ભય રહે.



# પ્રકરણ ૪૦ મું.

## બારે ભાવનું સામાન્ય ફળ.

ઉપર પ્રમાણે બારે ભાવના સુખ દુઃખ વિષે સમજવું તેમાં ભાવની ગણત્રી લગ્નથી અથવા ચંદ્રથી કરવી અને જે ભાવને પોતાના સ્વામિ અને શુભગ્રહનો સમાગમ કે દૃષ્ટિ હોય તે ભાવનું સુખસમજવું.

લગ્નથી તેમજ ચંદ્રથી ગણત્રી કરવાનું કારણ એ છે કે લગ્ન એ દેહ છે અને ચંદ્ર એ જીવ છે માટે એ બે મુખ્ય હોય તોજ શરીર ઉપયોગમાં આવી શકે છે માટે તેમને બેને મુખ્ય આધારરૂપે ગણી ત્યાંથી ગણત્રી કરવી.

લગ્ન, લગ્નનો સ્વામિ, ભાવ અને ભાવનો સ્વામિ બળવાન હોય તો ભાવનું પુરેપુરૂં સુખ સમજવું.

ભાવનું સુખ એટલે ભાવમાં વર્ણવેલી સારી બાબતોનો વધારો અને અશુભ બાબતોનો નાશ સમજવો.

## સુખ કયારે મળે.

જે ભાવમાં પોતાનો સ્વામિ બેઠો હોય કે દેખતો હોય તે ભાવનું શુભ ફળ સમજવું. જે ભાવમાં ઉંચ, મૂળત્રિકોણ વિગેરે રાશી બળ પામેલો ગ્રહ બેઠો હોય તે ભાવનું, જે ભાવમાં શુભગ્રહો બેઠા હોય કે દેખતા હોય તે ભાવનું, જે ભાવમાં લગ્નનો સ્વામિ બેઠો હોય અને તે ભાવનો સ્વામિ લગ્નમાં બેઠા હોય તે ભાવનું, જે ભાવનો સ્વામિ અને લગ્નનો સ્વામિ એ બન્ને લગ્નમાં ભેગા બેઠા હોય તે ભાવનું, જે ભાવનો સ્વામિ લગ્નના સ્વામિ સાથે પોતાના ગ્રહમાં બેઠો હોય તે ભાવનું, જે ભાવનો સ્વામિ અને લગ્નનો સ્વામિ ત્રિકભાવ સિવાય બીજા કોઇ પણ ભાવમાં ભેગા બેઠા હોય કે એક બીજાને દેખતા હોય તે ભાવનું, જે ભાવનો સ્વામિ તથા લગ્નનો સ્વામિ રાશીબળ પામેલો હોય તે ભાવનું, જે ભાવનો સ્વામિ અને

લગ્નનો સ્વામિ જે રાશીના હોય તે રાશીના સ્વામિનો અને શુભ ગ્રહોને તે બંનેને સમાગમ કે દૃષ્ટિ હોય તે ભાવનું, જે ભાવમાં અને લગ્નમાં ત્રિક સિવાયના બીજા ભાવના સ્વામિ બેઠા હોય તે ભાવનું, જે ભાવના સ્વામિ અને લગ્નના સ્વામિ સાથે ત્રિક સિવાયના બીજા ભાવના સ્વામિઓ બેઠા હોય તે ભાવનું, અને લગ્નનો અને ભાવનો સ્વામિ ઉદયના તથા માર્ગગતિના બળવાન હોય તે ભાવનું, એ રીતે ઉપરના ભાવોનું પુરેપુરૂં સુખ સમજવું.

## દુઃખ કયારે મળે.

જે ભાવમાં પોતાનો સ્વામિ બેઠો ન હોય અથવા દેખતો ન હોય, તે ભાવનું પુરૂપુરૂં દુઃખ સમજવું. વળી જે ભાવમાં નીચ કે શત્રુગ્રહની રાશી વિગેરે રાશી વાળો નિર્બળ ગ્રહ બેઠો હોય તે ભાવનું, જે ભાવમાં પાપગ્રહ બેઠા હોય કે દેખતા હોય તે ભાવનું, જે ભાવમાં લગ્નનો સ્વામિ બેઠો ન હોય અને તે ભાવનો સ્વામિ લગ્નમાં બેઠો ન હોય તે ભાવનું, જે ભાવનો સ્વામિ અને લગ્નનો સ્વામિ એ બંને લગ્નમાં ભેગા બેઠા ન હોય તે ભાવનું, જે ભાવમાં તે ભાવનો સ્વામિ અને લગ્નનો સ્વામિ બંને ભેગા બેઠા ન હોય તે ભાવનું, જે ભાવનો સ્વામિ અને લગ્નનો સ્વામિ ત્રિકભાવમાં બેઠા હોય તે ભાવનું, જે ભાવનો સ્વામિ અને લગ્નનો સ્વામિ બંને રાશી નિર્બળવાળા ગ્રહો હોય તે ભાવનું, જે ભાવનો સ્વામિ અને લગ્નનો સ્વામિ જે રાશીના હોય તે રાશીના સ્વામિનો, અને શુભગ્રહોનો સમાગમ કે દૃષ્ટિ ન હોય પણ તેને બદલે પાપગ્રહનો સમાગમ કે દૃષ્ટિ હોય તે ભાવનું, જે ભાવમાં અને લગ્નમાં ત્રિકભાવના સ્વામિઓ બેઠા હોય તે ભાવનું, જે ભાવના સ્વામિ અને લગ્નના સ્વામિ સાથે ત્રિકભાવના સ્વામિઓ બેઠા હોય તે ભાવનું, અને જે ભાવનો સ્વામિ અને લગ્નનો સ્વામિ બંને અસ્તના કે વક્રગતિના અથવા નિર્બળ હોય તે ભાવનું, એ રીતે ઉપરના ભાવોનું પુરેપુરૂં દુઃખ સમજવું.

એ પ્રમાણે જે ભાવમાં લગ્ન, લગ્નનો સ્વામિ, ભાવ અને ભાવનો સ્વામિ નિર્બળ હોય તે ભાવનું પુરેપુરૂ દુઃખ જાણવું. વળી કોઈ ભાવમાં કેટલાક શુભ અને કેટલાક અશુભ યોગ હોય તો તે ભાવનું થોડું દુઃખ પડે એમ સમજવું.



## પ્રકરણ ૪૧ મું.

### બારે ભાવમાં આવેલા ગ્રહોની ગ્રહો ઉપરની દૃષ્ટિનું ફળ.

ફળ જોવા બાબત.

જન્મકુંડળીમાં દરેક ભાવ ઉપર દરેકગ્રહની દ્રષ્ટિનું ફળ દરેક ભાવનું જુદું જુદું ભાવવાર પ્રકરણમાં આપી ગયા છીએ હવે જન્મ કુંડળીમાં બારેભાવમાં પડેલા ગ્રહોનું એક બીજા પ્રતિ દ્રષ્ટિનું ફળ નીચે પ્રમાણે જોવું.

જોનાર ગ્રહને દ્રષ્ટા અને ગ્રહના ઉપર દ્રષ્ટિ પડે તે ગ્રહને દ્રશ્યગ્રહ કહેવામાં આવે છે.

દ્રષ્ટા અને દ્રશ્ય બંને ગ્રહો શુભ ગ્રહ હશે તો, તથા બંને ગ્રહ શુભગ્રહની રાશીમાં હશે તો ઉત્તમ ફળ જાણવું.

દ્રષ્ટા અને દ્રશ્ય પાપગ્રહ હશે તો તેનું ફળ નઠારૂં સમજવું.

દ્રષ્ટા શુભગ્રહ હોય અને દ્રષ્ય પાપગ્રહ હોય તો તેમનું ફળ જે આપવામાં આવ્યું હોય તે બરોબર સમજવું.

દ્રષ્ટા પાપગ્રહ હોય અને દ્રષ્ય શુભગ્રહ હોય તો તેમનું ફળ મધ્યમ પ્રકારનું જાણવું.

સ્વગ્રહી ગ્રહને સ્વગ્રહી કે ઉંચનો ગ્રહ દેખતો હોય તો નિચકે ઉંચના ગ્રહને સ્વગ્રહી દેખે તેનું ફળ આપેલું છે તે ફળ મળે.

પોતાની રાશીમાં રહેલા એટલે સ્વગ્રહી ગ્રહને તેનો મિત્ર ગ્રહ દેખે તો, પરોપકાર સુખી, ધર્મદાન કરનાર સ્વધર્મનિષ્ઠ, રાજના આશ્રયવાળો અને સારા ઉદ્યમથી ધન તથા કીર્તિ મેળવનાર જાણવો.

સ્વગ્રહી ગ્રહને તેનો સમગ્રહ દેખતો હોય તો થોડા પરાક્રમ અને ધંધાવાળો, શરીરે અર્ધો સુખી અને અર્ધો દુઃખી માનસિક ચિંતાવાળો કુટુંબના માણસથી ઉદાસ અને પરાયા માણસથી સંતોષ પામનાર થાય.

સ્વગ્રહી ગ્રહીને તેનો શત્રુગ્રહ દેખતો હોય તો મિત્ર અને કુટુંબ સાથે વિરોધ રાખનારો, રોગી, પુત્ર સ્ત્રીની પીડાવાળો શત્રુના ભયવાળો અને ધન વિનાનો જાણવો.

ઉંચના રહેલા ગ્રહને ઉંચનો કે સ્વગ્રહી ગ્રહ દેખતો હોય તો તે માણસ રાજસત્તાના આશ્રયવાળો, ધન વૈભવવાળો, હિમતવાન, પરાક્રમી, શત્રુપક્ષને જીતનાર, સ્વધર્મી અને સ્ત્રી પુત્રના સુખવાળો જાણવો.

ઉંચમાં રહેલા ગ્રહને તેનો મિત્રગ્રહ દેખે તો શરીરે સુખી, ઉ-દ્યમી લોકપ્રિય, જશ તથા જીત મેળવનાર, સારૂં કામ કરનાર, વેપાર કરનાર, સુંદર શરીરવાળો અને કીર્તિવંત થાય.

ઉંચમાં રહેલા ગ્રહને તેનો સમગ્રહ દેખતો હોય તો શરીરે દુઃખી, આળસુ, ધન, વૈભવ મેળવવામાં ઉમંગી અને વિદ્યામાં નિપૂણ સમજવો.

ઉંચમાં રહેલા ગ્રહને તેનો શત્રુગ્રહ દેખે તો શરીરે રોગી વિરોધી, ધનનો નાશ કરનાર અને નિંદાપાત્ર થાય.

મૂળ ત્રિકોણ રાશીમાં રહેલા ગ્રહોને, ઉંચના કે સ્વગ્રહી, ગ્રહ, મિત્રગ્રહ, સમગ્રહ કે દુશ્મન દેખે તેનું ફળ ઉપર પ્રમાણે અનુક્રમે ઉંચ કે સ્વગ્રહમાં રહેલા ગ્રહ પ્રમાણે સમજવું.

મિત્રગ્રહની રાશીમાં રહેલા ગ્રહને ઉંચનો કે સ્વગ્રહમાં રહેલો ગ્રહ દેખે તો કીર્તિવાળો, શરીરે કાંતિવાળો, મજબુત, નિરોગી, વૈભવી, ધન તથા ઉદ્યમવાળો, અને સારાં કામ કરનાર સમજવો.

મિત્ર ગ્રહની રાશીમાં રહેલા ગ્રહને તેનો મિત્રગ્રહ દેખતો હોય તો શરીરના તથા ધનના મધ્યમ સુખવાળો, પરદેશમાં મુસાફરી કરી ગુજરાન કરનાર, તથા માનાસક ચિંતા કરનાર જાણવો.

મિત્રગ્રહની રાશીમાં રહેલા ગ્રહને દુશ્મનગ્રહ દેખતો હોય તો શરીરે રોગી, પોતાના ઘરસંસારમાં સુખી, નિંદાપાત્ર, નિરૂદ્યમી, સ્ત્રીના દુઃખવાળો, અને દુશ્મનના ભયવાળો સમજવો.

સમગ્રહની રાશીમાં રહેલા ગ્રહને ઉચનો કે પોતાની રાશીનો ગ્રહ દેખતો હોય તો સુખી, ધન વૈભવવાળો, રાજના આશ્રયવાળો, અને વેપાર વિગેરે ઉદ્યમ કરી ધન મેળવનાર જાણવો.

સમગ્રહની રાશીમાં રહેલાગ્રહને મિત્રગ્રહની દ્રષ્ટિ પડતી હોય તો સુખી, રાજના આશ્રયવાળો દુશ્મનને જીતનાર અને વેપાર ઉદ્યમથી ધન મેળવનાર જાણવો.

સમગ્રહની રાશીમાં રહેલા ગ્રહને તેનો સમગ્રહ દેખતો હોય

તે મહા મહેનતે રોજગાર ચલાવનાર, શરીરે સહેજ સુખી અને કુટું-બની માનસિક ચિંતાવાળો જાણવો.

સમગ્રહની રાશીમાં રહેલા ગ્રહને તેનો દુશ્મનગ્રહ દેખતો હોય, તો શરીરે દુખી, નઠારા વિચાર તથા સોબતવાળો, દુશ્મનથી નુકસાન પામનાર તથા ઉદ્યમમાં ખોટ ખમનાર સમજવો.

દુશ્મનગ્રહની રાશીમાં રહેલા ગ્રહને કોઇ ઉચનો, કે સ્વગ્રહી ગ્રહ દેખતો હોય તો, માનસિક ચિંતા ભોગવે. વૃદ્ધના આશ્રયવાળો અને મહા મહેનતે ગુજરાન ચલાવનાર થાય.

દુશ્મનગ્રહની રાશીમાં રહેલા ગ્રહને તેનો મિત્ર દેખતો હોય તો શરીરે સુખ તથા દુઃખ પડે, નીચ માણસના આશ્રયવાળો, ઘણી મહેનતે થોડુ ધન મેળવનાર અને લડાઇમાં સલાહ આપનાર થાય.

દુશ્મનગ્રહની રાશીમાં રહેલા ગ્રહને તેના સમગ્રહની દ્રષ્ટિ પડતી હોય તો કુટુંબમાં વિરોધી, દુશ્મનના ભયવાળો અને મહા મહેનતે ધંધો ચલાવનાર થાય.

દુશ્મનગ્રહની રાશીમા રહેલા ગ્રહને તેના દુશ્મનગ્રહની દષ્ટિ પડતી હોય તો નિંદાપાત્ર, શરીરે દુઃખી, નિચ વિચારનો, ધનનો નાશ કરનારો અને રાજની હરકત વેઠનાર સમજવો.

નિચના ગ્રહ ઉપર કોઈ ઉંચના કે સ્વગ્રહી ગ્રહની દ્રષ્ટિ પડતી હોય તો મહા મહેનતે ધન તથા કીર્તિ મેળવે, સ્ત્રી વગરનો, રાજના આશ્રયવાળો, અને વિરોધથી છુટનાર થાય.

નીચના ગ્રહને તેના મિત્રગ્રહની દ્રષ્ટિ પડતી હોય તો મહેનતથી થોડુ ધન મેળવનાર, થોડા જશવાળો, દુશ્મનથી છુટનારો કુટુંબસાથે હળીમળી ચાલનારો, વેપારવાળો અને શરીરે મધ્યમ તથા સુખી જાણવો નીચના ગ્રહને તેના સમગ્રહની દ્રષ્ટિ પડતી હોય તો, નિર્ધન, નિરોગી, નિંદાપાત્ર, રોગ તથા દુશ્મનમાં ચઢાઇવાળો, અને ઉદ્યમ-માં નિષ્ફળ જનારો થાય એમ સમજવું.

નિચના ગ્રહને તેના દુશ્મનગ્રહની દ્રષ્ટિ પડતી હોય તો રોગી, નિર્ધન, દુશ્મની દુઃખી, કપટી નિંદાપાત્ર, પરદેશમાં મુસાફરી કરનાર અને રાજની હરકત વેઠનાર સમજવો.

દ્રષ્ટિના ફળ ઉપરથી ગ્રહોના બાર ફળને કે ભાવ ઉપરની ગ્રહોની દ્રષ્ટિના ફળને બાધ આવતો નથી.

પરંતુ દ્રષ્ટા અને દ્રશ્ય ગ્રહની દશા, મહાદશા તથા અંતર-દશામાં તે ફળનો ઉમેરો થાય એમ સમજવું.



# પ્રકરણ ૪૨ મું.

## બારે ભાવમાં પડેલા ગ્રહોનું સામાન્ય ફળ.

### પહેલો ભાવ.

પહેલા ભાવમાં સૂર્ય હોય તો થોડાં છોકરાંવાળો, દયા વગરનો, સુશીલ, સુખી, ઓછું ખાનાર અને નટનું કામ કરનાર થાય પણ સૂર્ય ઉંચનો હોય તો જ્ઞાની, યશવાળો, સ્વતંત્ર, આચાર પાળનાર અને નેત્રના તેજવાળો થાય. મીન રાશીનો સૂર્ય લગ્ને હોય તો સ્ત્રીઓથી સેવા કરાવે. સીંહનો હોય તો રતાંધળો પણ બળવાન થાય.

ચંદ્ર—પહેલા ભાવે હોય તો બહેરો, શરીરના ખોડવાળો અને નોકરી કરનાર થાય, ચંદ્ર પાપગ્રહ સાથે હોય તો આયુષ્ય વિનાનો થાય. ચંદ્ર ઉચ્ચમાં કે પોતાના ઘરમાં હોય તો ધનવાન, કીર્તિવાળો, રૂપાળો થાય અને પૂર્ણ ચંદ્રમા હોય તો લાંબા આયુષ્યવાળો થાય.

મંગળ—પહેલા ભાવે હોય તો તે સાહસ કરનાર, ચંચળ રોગી, ક્રુર અને ભટકનાર થાય.

બુધ—લગ્ને હોય તો વિદ્વાન, ધનવાન, તપસ્વી ને પોતાના ધર્મમાં પ્રીતિવાળો થાય.

ગુરૂ–લગ્ને હોય તો જ્ઞાની, ધનવાન, રૂપાળો ને લાંબા આયુષ્યવાળો થાય.

શુક્ર–હોય તો સ્ત્રી પુત્રવાળો, રૂપાળો વિદ્વાન અને કામી થાય.

શની—હોય તો ખરાબ નાકવાળો, વૃદ્ધ સ્ત્રી વાળો, રોગી ને શરીરની ખોડવાળો થાય. પણ શની ઉચ્ચનો થઈ લગનમાં પડ્યો હોય તો રાજા જેવો સારા ગુણવાળો ને લાંબા આયુષ્યવાળો થાય.

રાહુ—લગ્ને હોય તો ક્રુર, નિર્દય, રોગી અને અધર્મી થાય. સિંહ લગ્નમાં રાહુ હોય તો રાજા જેવા ભોગ ભોગવે ને સંપત્તિવાળો થાય.

કેતુ—લગ્ને હોય તો રોગી, લોભી થાય પણ તેના ઉપર શુભ-ગ્રહની દૃષ્ટિ હોય તો રાજા જેવો ભોગ ભોગવનાર થાય. કેતુ મકર કે કુંભ લગ્નમાં હોય તો સ્થિર, ધનવાળો ને પુત્રવાન થાય.

## બીજો ભાવ.

સૂર્ય—બીજા ભાવે હોય તો ખર્ચ કરનાર, ધાતુના ધનવાળો, ભાષણ કરનાર, દુશ્મન ઉપર પ્રીતિ રાખનાર થાય.

ચંદ્ર—બીજા ભાવે હોય તો કામી, કાંતિવાળો, સારૂં બોલનાર, ધનવાન, વિદ્વાન અને બીજાના મનની વાત જાણનાર થાય.

મંગળ—હોય તો ક્રોધી, ફરનાર, ખેતીનું કામ કરનાર અને રસાયનની શોધ કરનાર થાય.

બુધ—હોય તો બુદ્ધિથી ધન મેળવનાર, સારા સ્વભાવનો ગુણવાન અને સત્પુરુષ થાય.

ગુરૂ—હોય તો ભાષણ કરનાર, સારા ભોજનનો શોખીન, ધનવાન ને ખર્ચાળ થાય.

શુક્ર—હોય તો વિદ્વાન, કાર્યકુશળ, વિલાસી અને ધનવાન થાય.

શની—હોય તો અવિચારી, ભટકનાર, નિર્ધન, ખોટું બોલનાર થાય.

રાહુ—હોય તો વિરોધી, કેતુ હોય તો દુશ્મનવાળો થાય.

## ત્રીજો ભાવ.

સૂર્ય—ત્રીજે ભાવે હોય તો—ધનવાન, ખર્ચાળ, શૂરવીર ને ખરાબ સોબતવાળો થાય.

ચંદ્ર—હોય તો સત્વગુણી, મળતાવડો ને ધનવાન થાય.

મંગળ—હોય તો બુદ્ધિમાન, પરાક્રમી અને પ્રસિદ્ધ માણસ થાય.

બુધ—હોય તો ગરીબ, અવિચારી, ભટકનાર ને જાદુગર થાય.

ગુરૂ—હોય તો નિર્ધન, સ્ત્રીનું કહ્યું માનનાર ને કુમાર્ગે ચાલનાર થાય.

શુક્ર—હોય તો પાપી, ક્રોધી ને સ્ત્રીનું કહ્યું માનનાર થાય.

શની—હોય તો ધનવાન, ગુણવાન ને થોડું જમનાર થાય.

રાહુ–હોય તો બળવાન, ને ધનવાન થાય.
કેતુ–હોય તો ધનવાન ને ગુણવાન થાય.

## ચોથો ભાવ.

સૂર્ય—ચોથા ભાવમાં હોય તો હાર્ટડીસીજવાળો, ક્રુર, વગર અક્કલનો અને ગરીબ થાય.

ચંદ્ર—હોય તો વિદ્વાન, સારા સ્વભાવનો, પરસ્ત્રીની ઇચ્છા રાખનાર અને સુખી થાય.

મંગળ—હોય તો બહાદુર, સગાં વ્હાલાં વગરનો અને સ્ત્રીનું કહ્યું માનનાર થાય.

બુધ–હોય તો પવિત્ર, જ્ઞાની, પંડિત, ધનવાન ને ભાઇ વગરનો થાય.

ગુરૂ–હોય તો ભાષણ કરનાર, ધનવાન, આબરૂદાર, રૂપાળો ને બળવાન થાય છતાં સ્વભાવે લુચ્ચો હોય.

શુક્ર—હોય તો સ્ત્રીને વશ રહેનાર, યશવાળો, બુદ્ધિમાન, વિદ્વાન, બહુ બોલો, સુખી ધનવાન ને સ્ત્રીનું કહ્યું માનનાર થાય.

શની–હોય તો કપટી, માતાનું દુઃખ ભોગવનાર અને આચાર વગરનો થાય.

રાહુ—હોય તો સ્ત્રીની સંગત ન કરનાર થાય.

કેતુ–હોય તો બીજાઓની નિંદા કરનાર થાય.

## પાંચમો ભાવ.

સૂર્ય–પાંચમા ભાવે હોય તો–પરદેશ રહેનાર, ચંચળ, બુદ્ધિવાળો, રાજા ને વફાદાર થાય.

ચંદ્ર–હોય તો દયાળુ, ધનવાન મંત્રક્રિયા જાણનાર અને મનસ્વી સ્વભાવનો થાય.

મંગળ–હોયતો ઘાતકી, બહાર ભટકનાર, વગર વિચાર્યું કામ કરનાર, રોગવાળો, ધનવાન, ચપળ, ધર્મ વગરનો થાય.

બુધ–હોય તો મંત્ર ને આચારમાં કુશળ, છોકરાં ને સ્ત્રીવાળો, બળવાન, વિદ્વાન, યશવાળો ને ધનવાન થાય.

ગુરૂ–હોયતો પ્રધાન, ગુણવાન, વૈભવી, બળવાન ને થોડી પ્રજાવાળો થાય.

શુક્ર—હોયતો મિત્ર ને ધનવાળો, રૂપવાળો, લશ્કર ને ઘોડાનો સ્વામી અને સારી પ્રજાવાળો થાય.

શની—હોયતો ધર્મી, શત્રુને જીતનાર, સુખ વગરનો, નિંદક, વધુ આવરદાવાળો પણ ચિત્તભ્રમવાળો થાય.

રાહુ—હોય તો બીકણ, નિર્ધન ને દયાળુ થાય.

કેતુ—હોય તો લુચ્ચો, પાણીથી બ્હીવે ને રોગી થાય.

## છઠ્ઠો ભાવ.

સૂર્ય—છઠે ભાવે બેઠો હોય તો કામી, શુરવીર, અભિમાની, કીર્તિવાળો, પૈસાદાર અને રાજદરબારમાં માન મેળવનાર થાય.

ચંદ્ર—હોયતો થોડા આવરદાવાળો પણ પૂર્ણ ચંદ્ર હોય તો ભોગી, ને લાંબા આવરદાવાળો થાય.

મંગળ—હોય તો દુશ્મનને જીતનાર, લક્ષ્મીવાળો, બળવાન, કીર્તિવાળો, ધનવાન ને ઘણું જમનાર થાય.

બુધ—હોય તો વિદ્યાવિનોદી, કલહ કરનાર, ખરાબ સ્વભાવનો, અને કુટુંબ ઉપર ઉપકાર ન કરનાર થાય.

ગુરુ—હોય તો કામી, દુશ્મનને જીતનાર અને નિર્બળ થાય.

શુક્ર—હોયતો બીજાના ઉપર આરોપ મૂકનાર અને દુઃખી થાય.

શની—હોય તો ઘણું જમનાર, ખરાબ સ્વભાવનો, દુશ્મનોથી બ્હીનાર, રંડીબાજી કરનાર ને ધનવાન થાય.

રાહુ—હોયતો દુશ્મનોને જીતનાર, લાંબા આયુષ્યવાળો, સુખી ને કુળવાન થાય.

કેતુ—હોયતો સગાં ઉપર સ્નેહ રાખનાર, સારા ગુણવાળો, વિદ્વાન, આબરૂવાળો ને ગુણવાન થાય.

## સાતમો ભાવ.

સૂર્ય—સાતમા ભાવે બેઠેલો હોય તો ક્રોધી, ખરાબ ને સ્રીને ધિક્કારનાર થાય.

ચંદ્ર હોય તો—દયાળુ, ભટકનાર, સ્રીઓનું કહ્યું માનનાર અને ભોગ ભોગવનાર થાય.

મંગળ—હોયતો સ્રીથી દુઃખી, લડાઈમાં પ્રીતિવાળો થાય.

બુધ—હોય તો શરીરે ખોડવાળો, કારીગર અને કાગળમાં ચતુર થાય.

ગુરુ-હોય તો ધીરજવાળો, સારી સ્ત્રીવાળો, અને માબાપ તેમ ગુરુને ધિક્કારનાર થાય.

શુકર-હોયતો સુંદર, વેશ્યા સ્ત્રીઓનો માનીતો પણ પગે લંગડો થાય.

શની—હોય તો ગરીબ, નિર્ધન અને ભાર ન ઉચકનાર થાય.

રાહુ-હોય તો ગર્વિષ્ઠ, વ્યભિચારી ને રોગી થાય.

કેતુ—હોય તો ખરાબ સ્ત્રીવાળો, સ્ત્રીના દુઃખવાળો, ઉંઘણશી, ગરીબ વચન બોલનાર, મૂર્ખાઓનો આગેવાન ને ખરાબ સ્વભાવનો થાય.

## આઠમો ભાવ.

સૂર્ય—આઠમા ભાવે હોય તો બીજાના મનને ખુશી કરનાર, કજીયો કરનાર ને અસંતોષી થાય.

ચંદ્ર હોય તો લડાઇ કરનાર, ઉદાર દીલનો, વિદ્વાન ને રમત ગમત કરનાર થાય.

મંગળ હોય તો સાદાં કપડાં પહેરનાર, સત્તાવાળો ને ધનવાન થાય.

બુધ-હોય તો ધનવાન, નીતિવાન, અને ગુણવાન થાય.

ગુરુ હોય તો બુદ્ધિવાળો, નીચ કામ કરનાર ને લાંબા આવરદાવાળો થાય.

શુકર-હોય તો લાંબી જીંદગી ભોગવનાર, સુખી, બળવાન ને ધનવાન થાય.

શની-હોય તો શૂરવીર, ક્રોધી, નિર્બળ અને ધન વગરનો થાય.

રાહુ—હોય તો કલેશી, આળસુ, આરોપવાળો ને રોગી થાય.

કેતુ હોય તો—પરસ્ત્રી અને પર ધનની ઇચ્છા રાખનાર, ખરાબ આચરણ કરનાર, રોગી અને લોભી થાય, બહુ ધનવાન અને લાંબા આયુષ્યવાળો થાય.

## નવમો ભાવ.

સૂર્ય—નવમા ભાવે હોય તો માબાપ ને ગુરુનો દ્વેષિ અને અધર્મી થાય.

ચંદ્ર—હોય તો ઉદાર દિલનો પિતૃ અને દેવ ઉપર પ્રીતિવાળો થાય.

મંગળ—હોય તો બાપ ને સગાનું બૂંડું કરનાર અને પ્રસિદ્ધ થાય.

બુધ—હોય તો ધનવાન, સુખી, સારા આચારવાળો અને ધર્મવાળો થાય.

ગુરૂ—હોય તો ધર્મી, પ્રધાનપદ ભોગવનાર ને જ્ઞાની થાય.

શુકર—હોય તો વિદ્વાન, ધનવાન, સ્ત્રીપુત્ર ને વૈભવવાળો થાય.

શનિ—હોય તો લડાઇમાં પ્રસિદ્ધ, ધનવાન અને સ્ત્રી વગરનો થાય.

રાહુ—હોય તો ધર્મ અને બાપનો દ્વેષ કરનાર, યશવાન અને ધનવાન થાય.

કેતુ—હોય તો, ક્રોધી, વક્તા, અને નિંદાખોર, દ્વેષી, દંભી, અભિમાની અને અધર્મી થાય.

---

## દશમો ભાવ.

સુર્ય—દશમા ભાવે હોય તો બાપ તરફથી ધન મેળવનાર, સદ્‌ગુણી, વિદ્યા, ને કીર્તિવાળો, બળવાન રાજા જેવો થાય.

ચંદ્ર—હોય તો અજ્ઞાન, ધન, વસ્ત્રાલંકાર વિગેરેના સુખવાળો સ્ત્રીઓમાં પ્રીતિવાળો અને હુન્નર કરનાર થાય.

મંગળ—હોય તો પ્રતાપી, ધનવાન, પ્રખ્યાત અને બળવાન થાય.

બુધ—હોય તો વિદ્વાન, કીર્તિવાળો, ધનવાન ને વિનોદી થાય.

ગુરૂ—હોય તો આરંભેલું કામ સિદ્ધ કરનાર, સારી વૃત્તિવાળો ધર્મી, વિદ્વાન, ને ધનવાન થાય.

શુકર—હોય તો સ્ત્રીથી ધનવાન થાય, સમર્થ અને ખેતી કરનાર થાય.

શનિ—હોય તો અપરાધીયોનો દંડ કરનાર, ધનવાન, માનવાળો, પ્રસિદ્ધ ને શુરવીર થાય.

રાહુ—હોય તો મારામારી કરનાર, ચોર અને સદ્‌ગુણ વગરનો થાય.

કેતુ—હોય તો, બળવાન, કારીગર, બુદ્ધિમાન, જ્ઞાની, પ્રેમી અને આગેવાન થાય.

## અગીઆરમો ભાવ.

સુર્ય અગીયારમા ભાવે હોય તો ધનવાન, નોકરચાકરવાળો અને સ્ત્રી પુત્રવાળો થાય.

ચંદ્ર હોય તો સંતોષી, ઉદાર સ્વભાવનો ને ધનવાન થાય.

મંગળ હોય તો કામી, ધનવાન, પરાક્રમી અને બોલવામાં ચતુર થાય.

બુધ હોય તો બુદ્ધિમાન, ચતુર, યશવાળો, ધનવાન અને વિદ્વાન થાય.

ગુરૂ હોય તો ધનવાન અને બુદ્ધિવાળો થાય.

શુકર હોય તો સુખી, ધનવાન ને પરસ્ત્રી માટે વિહ્વળ તથા ભટકનાર થાય.

શનિ હોય તો ભોગી અને રાજા તરફથી ઘણું ધન મળે.

રાહુ હોયતો લડાઇમાં પ્રસિદ્ધ, બ્હેરો, ધનવાન, અને પંડિત થાય.

કેતુ હોય તો—પ્રતાપી, બીજાને વ્હાલો, સંતોષી ને સમર્થ થાય, સારાં કામ કરે.

## બારમો ભાવ.

સુર્ય હોય તો છોકરાંવાળો, ખોડવાળો, ધીરજવાળો, ગોત્ર વગરનો અને ભટકનાર થાય.

ચંદ્ર હોય તો પરદેશમાં રહેનાર થાય.

મંગળ હોય તો ધન અને સ્ત્રી વિનાનો ને વિરોધ કરનાર થાય.

બુધ હોય તો નિર્ધન, બુદ્ધિવગરનો, અને સગાંનું ખરાબ ઇચ્છનાર થાય.

ગુરૂ હોય તો સુંદર બોલનાર, ચપળ, ખરાબ બુદ્ધિવાળો અને ભટકનાર થાય.

શુકર હોય તો ભાઇઓનો નાશ કરનાર, નિર્ધન અને વ્યભિચારી થાય.

શનિ હોય તો મૂર્ખ, નિર્ધન, ખરાબ બુદ્ધિનો અને ઠગ થાય.

રાહુ હોય તો સંપત્તિવાળો, ખરાબ સ્વભાવનો, વિહ્વળ ને બીજાને મદદ કરનાર થાય.

કેતુ હોય તો બાપ વીગેરેના ધનનો નાશ કરનાર, દુરાચારી ને ચંચળ થાય.



## પ્રકરણ ૪૩ મું.

### બારે રાશીમાં રહેલા ગ્રહોનું સામાન્ય ફળ.

### સુર્ય બારે રાશીમાં રહે તેનું ફળ.

(૧) સુર્ય મેષ રાશીનો હોય તો થોડા પૈસાવાળો, (૨) વરખમાં હોય તો ગાયન કરનાર, (૩) મિથુનમાં હોય તો વિદ્યા ને પૈસાવાળો, બુદ્ધિમાન ને ક્લેશી થાય. (૪) કર્ક રાશીમાં હોય તો બુદ્ધિવગરનો, (૫) સિંહમાં હોય તો સોનાનો ધંધો કરે, (૭) તુલાનો હોય તો સાહસી, (૮) વૃશ્ચિકનો હોય તો માન મેળવે, (૯) ધનનો હોય તો જુઠો તેમ સાધારણ વેપારી થાય, (૧૦) મકરનો હોય તો દરેક કામમાં કુશળ, (૧૧) કુંભનો હોય તો પુત્ર અને સમૃદ્ધિ વગરનો, (૧૨) મીનનો હોય તો ખેતી, સંચા વિ. કામમાં કુશળ ને ધનવાન થાય છે.

ચંદ્રની હકીકત આગળ આવી ગઇ છે પાન ૧૯૩ માં

### મંગળનું રાશીવાર ફળ.

મેષ કે વૃશ્ચિકનો મંગળ હોય તો રાજા તરફથી, ખેતીથી, મુસાફરીથી કે બીજા કોઇ ધંધાથી ધનવાન થાય. વૃષભ કે તુલા રાશીનો હોય તો વિષય બુદ્ધિવાળો, મિથુન કે કન્યા રાશીનો હોય તો ગરીબ વચન બોલનાર, કર્કનો હોય તો રાજાનો પ્રીતિપાત્ર, ધનવાન, સિંહનો હોય તો ભય વગરનો, ધનવાન, ધન કે મીનનો હોય તો શત્રુ જીતનાર, સુખી, કુંભનો હોય તો ખરાબ મનુષ્યોથી સેવા કરાવનાર અને મકરનો મંગળ હોય તો રાજા જેવો થાય છે.

### બુધનું રાશીવાર ફળ.

જો જન્મકુંડળીમાં બુધ મેષ કે વૃશ્ચિકનો હોય તો નિર્ધન, વૃષભ કે તુલામાં હોય તો વિદ્વાન, મિથુનનો હોય તો સુખી, કર્કનો

હોય તો પોતાનું ધન ખર્ચનાર, સિંહનો હોય તો સ્ત્રીથી જીતાય નહિ, કન્યાનો હોય તો ગુણવાન ને ભય વગરનો, ધનનો હોય તો રાજાને વ્હાલો, મીનનો હોય તો નોકરને તાબે કરે, મકર ને કુંભનો હોય તો હોશીયાર, કારીગર ને બીજાની નોકરી કરનાર થાય.

## ગુરૂનું રાશીવાર ફળ.

ગુરૂ મેષ કે વૃશ્ચિકનો હોય તો લશ્કરવાળો, ધનવાન, બહુ છોકરાંવાળો, સારો ગુણવાન, દાન આપનાર, વૃષભ ને તુલાનો હોય તો તેજસ્વી થાય. મિથુન કે કન્યાનો હોય તો ઘણા મિત્રોવાળો થાય, કર્કનો હોય તો ડાહ્યો, ધનવાન પુત્રવાન થાય, કુંભનો હોય તો ભોગ ભોગવે, સિંહનો હોય તો યશવાળો. મીન કે ધનનો હોય તો રાજા કે રાજા જેવો થાય અને મકરનો હોય તો કલેશ બુદ્ધિવાળો અને ફરનો ફરનાર થાય.

## શુક્રનું રાશીવાર ફળ.

શુક્ર જન્મકુંડળીમાં મેષનો હોય તો લક્ષ્મીવાળો પણ વ્યભિચારી થાય. વૃષભનો હોય તો સગાં સબંધી ને મિત્રવાળો, મિથુનનો હોય તો જ્ઞાની, ધનવાન ને વિદ્વાન થાય, કર્કનો હોય તો બીકણ થાય, સિંહનો હોય તો થોડી પ્રજાવાળો, કન્યાનો હોય તો નીચ આચારવાળો ને હલકી પદ્ધતિનો થાય, તુલાનો હોય તો રાજાનો પ્રીતિપાત્ર થાય, વૃશ્ચિકનો હોય તો દુષ્ટ સ્ત્રીથી સેવાય, ધનનો હોય તો માણસોનો સ્વામી અને, મકરનો હોય તો સુખ શાંતિ ભોગવે, કુંભનો હોય તો કુંવારી સ્ત્રીઓમાં વ્યભિચાર કરે અને મીનનો હોય તો ગુણવાળો, બુદ્ધિવાળો, અને વિદ્વાન થાય છે.

## શનીનું રાશીવાર ફળ.

જો જન્મકુંડળીમાં મેષ રાશીનાં શની હોય તો મૂર્ખ, બહુ ધન વિનાનો, વરખમાં હોય તો નિર્ધન, મિથુનનો હોય તો બુદ્ધિ, પૈસો અને પ્રજા વગરનો, કર્કનો હોય તો માતાનું સુખ ન હોય, સિંહનો હોય તો નઠારો થાય, કન્યાનો હોય તો થોડી પ્રજા અને થોડા ધનવાળો થાય, તુલાનો હોય તો શહેર અને ગામનો ઉપરી થાય. વૃશ્ચિકનો હોય તો દુષ્ટ અંતઃકરણવાળો, ધનનો હોય તો સ્ત્રી, ધન, વૈભવ અને પ્રજાવાળો, મકરનો હોય તો રાજા તરફથી માન મળે, કુંભનો હોય તો લક્ષ્મીવાન અને મીનનો હોય તો તેજ અને ગુણથી રાજાઓના સરખો થાય.



## પ્રકરણ ૪૪ મું.

### જન્મકુંડળીમાં બે કે તેથી વધારે ગ્રહો પડયા હોય તેનું ફળ.

---

### બે ગ્રહો સાથે બેસે તેનું ફળ.

---

#### સુર્ય સાથે પડેલા ગ્રહોનું ફળ.

જો સૂર્ય સાથે ચંદ્ર બેઠો હોય તો સ્ત્રીને વશ થનાર અને દરેક કામમાં હોશિયાર થાય.

જો સૂર્ય સાથે મંગળ હોય તો તેજસ્વી, બળવાન, પરાક્રમી તેમ પાપી થાય.

સૂર્ય સાથે બુધ હોય તો વિદ્વાન, રૂપવાન, બળવાન ને વિહ્વલ બુદ્ધિવાળો થાય.

સૂર્ય સાથે ગુરુ હોય તો શ્રદ્ધાળુ ને ધનવાન, રાજ્યભક્ત થાય.

સૂર્ય સાથે શુક્ર હોય તો બુદ્ધિશાળી ને સગા સંબંધીમાં માન મેળવે.

સૂર્ય સાથે શની હોય તો મંદ બુદ્ધિવાળો, દુશ્મનને વશ થનાર થાય.

#### ચંદ્ર સાથે બીજા ગ્રહોનું ફળ.

ચંદ્ર સાથે મંગળ હોય તો બહાદુર, ધર્મનીષ્ટ અને ગુણવાન થાય.

ચંદ્ર સાથે બુધ હોય તો ધર્મિષ્ટ, શાસ્ત્રી, અને ગુણવાન થાય.

ચંદ્ર સાથે ગુરુ હોય તો બુદ્ધિવાન, સત્પુરુષોને પાળનાર થાય.

ચંદ્ર સાથે શુક્ર હોય તો પાપી પણ લેવડ દેવડમાં કુશળ થાય.

ચંદ્ર સાથે શની હોય તો ખરાબ સ્ત્રીવાળો, નિર્ધન અને માબાપને કનડનાર થાય.

### મંગળ સાથે બીજા ગ્રહો બેઠા હોય તેનું ફળ.

મંગળ સાથે બુધ હોય તો વૈદ્ય બને, શીલ્પ શાસ્ત્રી અને વક્તા થાય.

મંગળ સાથે ગુરુ હોય તો ધર્માભિમાની, ગણીત શાસ્ત્રી અને યશસ્વી થાય.

મંગળ સાથે શુક્ર હોય તો રસાયણ શાસ્ત્રી, લુચ્ચો અને ધુતારો થાય.

મંગળ સાથે શની હોય તો, વાદવિવાદ કરનાર, ગાયન કરનાર અને જડબુદ્ધિનો થાય.

### બુધ સાથે બીજા ગ્રહોનું ફળ.

બુધ સાથે ગુરુ હોય તો ભાષણ કરનાર, દેખાવડો, સ્નેહી અને દ્રવ્યવાળો થાય.

બુધ સાથે શુક્ર હોય તો કુશળ, હાસ્ય વિનોદી, અને શાસ્ત્રી થાય.

બુધ સાથે શની હોય તો ધર્મિષ્ટ, ગુણવાન, વિદ્યા ને પૈસાવાળો થાય.

### ગુરૂ સાથે બીજા ગ્રહો.

ગુરૂ સાથે શુક્ર હોય તો તેજસ્વી, રાજાને પ્રિય, બુદ્ધિમાન ને શુરવીર થાય.

ગુરુ સાથે શની હોય તો શીલ્પ શાસ્ત્રી ને મંત્ર તંત્ર જાણનાર થાય.

શુક્ર સાથે શની હોય તો ઘણાં ઢોર રાખે તેમ પ્હેલવાન થાય.

## ત્રણ ગ્રહો સાથે પડયા હોય તેનું ફળ.

### સુર્ય સાથે પડેલા ત્રણ ગ્રહોનું ફળ.

જન્મકુંડળીમાં સૂર્ય સાથે ચંદ્ર, મંગળ બેઠેલા હોય તો, શત્રુનો નાશ કરનાર, પૈસાવાળો અને નીતિવાળો થાય.

સૂર્ય સાથે ચંદ્ર, ને બુધ હોય તો રાજા જેવો થાય, વિદ્વાન તેમ યશ મેળવનાર થાય,

સૂર્ય સાથે ચંદ્ર અને ગુરુ હોય તો પૈસાવાળો, રાજ્યમાં માન મેળવનાર ને ગુણવાન થાય.

સૂર્ય સાથે ચંદ્ર અને શુક્ર હોય તો પરસ્ત્રીઓમાં સ્નેહવાળો, ઘાતકી, પૈસાવાળો તેમ દુશ્મનથી ભય પામનાર થાય.

સૂર્ય સાથે ચંદ્ર, શનિ હોય તો પ્રપંચી, લુચ્ચો ને મુસાફરી કરનાર થાય.

સૂર્ય સાથે મંગળ ને બુધ હોય તો સ્ત્રી, પુત્ર ને પૈસાવાળો છતાં સુખી ન હોય.

સૂર્ય સાથે મંગળ ને ગુરુ હોય તો સર્વને પ્રિય, રાજ્યમંત્રી કે સેનાપતિ થાય.

સૂર્ય સાથે મંગળ ને શુક્ર હોય તો નેત્ર રોગી, વિષયી, કુલીન ને પૈસાદાર થાય.

સૂર્ય સાથે મંગળ ને શની હોય તો કુટુંબ વગરનો, મૂર્ખ, રોગી ને પૈસાવાળો થાય.

સૂર્ય સાથે બુધ ને ગુરુ હોય તો સારી બુદ્ધિવાળો, વિદ્વાન ને ધનવાન તેમ પ્રખ્યાત થાય.

સૂર્ય સાથે બુધ ને શુક્ર હોય તો કોમળ શરીરવાળો, વિદ્વાન, યશસ્વી, ને સુખી રહે.

સૂર્ય સાથે બુધ ને શનિ હોય તો બંધુ વગરનો, નિર્ધન, દૂષી ને દુરાચારી થાય.

સૂર્ય સાથે ગુરુ ને શુક્ર હોય તો બુદ્ધિમાન, સ્ત્રી પુત્રવાળો, ધનવાન, ને નેત્ર રોગી થાય.

સૂર્ય સાથે ગુરુ ને શનિ હોય તો ભય વગરનો, શાંત મનનો ને રાજ્યમાં માન મેળવનાર થાય.

સૂર્ય સાથે શુક્ર ને શનિ હોય તો દુષ્ટ, અભિમાની થાય.

## ચંદ્ર સાથે પડેલા ત્રણ ગ્રહોનું ફળ.

ચંદ્ર સાથે મંગળ ને બુધ હોય તો દુષ્ટ કર્મ કરનાર, નીચ અને ખાવામાં પ્રીતિવાળો થાય.

ચંદ્ર સાથે મંગળ ને ગુરુ હોય તો કઠોર વાણી બોલનાર, રૂપાળો ને વિષયી થાય.

ચંદ્ર સાથે મંગળને શુક્ર હોય તો સારા ગુણવાળો તેમ ખરાબ છોકરાવાળો થાય.

ચંદ્ર સાથે મંગળ ને શનિ હોય તો અત્યંત ચંચળ, દુષ્ટ વિચારનો ને માતાનો ઘાત કરનાર થાય.

ચંદ્ર સાથે બુધ ને ગુરુ હોય તો ઘણા પૈસાવાળો, રાજાનો માનીતો ને પ્રખ્યાત થાય.

ચંદ્ર સાથે બુધ ને શુક્ર હોય તો ઘણી વિદ્યાવાળો પણ દુષ્ટ કર્મવાળો થાય.

ચંદ્ર સાથે બુધ ને શની હોય તો ગુણવાળો, ઉદાર અને રાજ્યમાં માન મેળવે.

ચંદ્ર સાથે ગુરુ ને શુક્ર હોય તો કળાવાન, પુત્રવાળો ને બુદ્ધિવાન થાય.

ચંદ્ર સાથે ગુરુ ને શાન હોય તો રાજા જેવો સુખી, શાસ્ત્રમાં નિપુણ ને વૃદ્ધ સ્ત્રીમાં સ્નેહ રાખનાર થાય.

ચંદ્ર સાથે શુક્ર ને શનિ હોય તો વેદ જાણનારો, સારો ભાગ્યશાળી ને રાજાનો રાજપુરોહિત થાય.

મંગળ સાથે પડેલા ગ્રહો—મંગળ સાથે બુધ ને ગુરુ હોય તો સંગીતમાં કુશળ, કવિ ને નવીન નાટકો લખનાર થાય.

મંગળ સાથે બુદ્ધ ને શુક્ર હોય તો દુષ્ટને ત્યાં જન્મેલો, ચંચળ બુદ્ધિવાળો ને કોઇ અવયવની ખોડવાળો થાય.

મંગળ સાથે બુધ ને શની હોય તો ભટકનાર, આંખના રોગવાળો ને હલકો ઉદ્યોગ કરનાર થાય.

મંગળ સાથે ગુરૂ ને શુક્ર હોય તો સદા સુખી, સારા પુત્રવાળો ને રાજા સાથે સ્નેહી થાય.

મંગળ સાથે ગુરુ ને શનિ હોય તો દુઃખી, દુષ્ટ કર્મ કરનાર, અભિમાની ને દુર્બળ શરીરવાળો થાય.

મંગળ સાથે શુક્ર ને શનિ હોય તો તેને હંમેશાં પરદેશમાં રહેવું પડે તેમ પ્રજા ખરાબ થાય.

બુધ સાથે પડેલા ગ્રહો—બુધ સાથે ગુરુ ને શુક્ર હોય તો પ્રતાપી, કીર્તિવાળો ને દુશ્મન જીતનાર થાય.

બુધ સાથે ગુરુ ને શનિ હોય તો અત્યંત સુખી, ઘણા પૈસાવાળો ને સ્ત્રીનો માનીતો થાય.

બુધ સાથે શુક્ર ને શનિ હોય તો દુષ્ટ કામ કરનાર, પર સ્ત્રીમાં સ્નેહ કરનાર ને દુષ્ટ કર્મ કરનાર થાય.

ગુરુ સાથે શુક્ર ને શનિ હોય તો ઘણો બુદ્ધિવાળો, સારૂં સુખ ભોગવનાર ને સારા પ્રસિદ્ધિને પામેલો હોય.

ચાર ગ્રહો સાથે બેઠા હોય તેનું ફળ.

સૂર્ય સાથે ચંદ્ર, મંગળ ને બુધ હોય તો રોગી, લેખક ને જાદુ વિગેરે પ્રપંચી વિદ્યા જાણનારો થાય.

સૂર્ય સાથે ચંદ્ર, મંગળ ને ગુરૂ હોય તો પૈસાવાળો, બુદ્ધિવાળો, રાગ ને શોક વિનાનો, આબરૂદાર ને રાજાનો માનીતો થાય.

સૂર્ય સાથે ચંદ્ર, મંગળ, શુક્ર હોય તો સ્ત્રી પ્રજાની સમૃદ્ધિવાળો, વિદ્વાન, અલ્પાહારી, સુખી, દયાળુ ને બુદ્ધિમાન થાય.

સૂર્ય સાથે ચંદ્ર, મંગળ ને શનિ હોય તો પૈસા વિનાનો, ખરાબ સ્ત્રીવાળો, આંખના દોષવાળો, ભટકનાર, શાંતિ વગરનો ને તોફાની થાય.

સૂર્ય સાથે ચંદ્ર, બુધ ને ગુરુ હોય તો ગુણવાળો, ઉદાર, બળવાન, યશસ્વી, પૈસા ને સ્ત્રીથી સુખી થાય.

સૂર્ય સાથે ચંદ્ર, બુધ, શુક્ર હોય તો વાચાળ અને વિહ્વળ થાય છે.

સૂર્ય સાથે ચંદ્ર, બુધ, શનિ હોય તો નઠારાં કર્મ કરનાર ને પૈસા વગરનો થાય.

સૂર્ય સાથે ચંદ્ર, ગુરુ ને શુક્ર હોય તો દરીયાની મુસાફરી કરે, રાજા તરફથી માન મેળવે ને સારૂં સુખ ભોગવે.

સૂર્ય સાથે ચંદ્ર, ગુરુ ને શનિ હોય તો ઘણા પુત્રવાળો, પૈસાવાળો મોટી આંખોવાળો ને વારાંગનાઓનો સ્વામી થાય.

સૂર્ય સાથે ચંદ્ર શુક્ર ને શનિ હોય તો બીકણ, કન્યા વિક્રય કરનાર, નિર્મળ થાય.

સૂર્ય સાથે મંગળ, બુધ, ગુરુ હોય તો બળવાન, વૈભવવાળો, સ્ત્રી ને પૈસાથી સુખી, આંખના રોગવાળો ને ભટકનાર થાય.

સૂર્ય, મંગળ, બુધ ને શુક્ર હોય તો પરસ્ત્રી ગમન કરનારો, ખરાબ આંખવાળો, ચોર, ધનની ઇચ્છા રાખનાર ને મેડાગ હોય.

સૂર્ય, મંગળ બુધ ને શનિ હોય તો દીવાન કે સેનાધિપતિ થાય, સારો હોદ્દો મળે પણ હલકી વૃત્તિનો થાય.

સૂર્ય સાથે મંગળ, ગુરુ ને શુક્ર હોય તો પૈસાવાળો ને રાજા જેવી આબરૂવાળો થાય.

સૂર્ય સાથે મંગળ, ગુરુ ને શનિ હોય તો પૈસાનો નાશ થાય, મિત્ર સારા મળે ને મન ભટકતું રહે.

સૂર્ય સાથે મંગળ શુક્ર ને શનિ હોય તો, દુષ્ટ કર્મ કરનાર ને પરાજય પામે.

સૂર્ય સાથે બુધ, ગુરુ ને શુક્ર હોય તો યશસ્વી, પૈસાદાર, જ્ઞાતિમાં આગેવાન ગણાય.

સૂર્ય સાથે બુધ ગુરુ ને શનિ હોય તો અહંકારી, દુષ્ટ આચરણવાળો ને કલેશી થાય.

સૂર્ય સાથે બુધ શુક્ર ને શનિ હોય તો, સુખી, ધર્મ ચુસ્ત અને ઉત્તમ કાર્ય કરનારો થાય.

સૂર્ય સાથે ગુરૂ, શુક્ર ને શનિ હોય તો કળાકુશળ, સાહસી અને હલકા માણસોનું ઉપરીપણું કરે.

ચંદ્ર સાથે મંગળ, બુધ, ગુરુ હોય તો મંત્રી, કવિ, રાજા કે રાજાનો માનીતો થાય.

ચંદ્ર, મંગળ, બુધ, શુક્ર હોય તો સુખી, બુદ્ધિમાન, સ્ત્રી પુત્રવાળો થાય.

ચંદ્ર સાથે મંગળ બુધ ને શની હોય તો શુરવીર, અનેક સ્ત્રી પુત્રવાળો ને બે મા કે બે બાપવાળો હોય.

ચંદ્ર સાથે મંગળ, ગુરુ, ને શુક્ર હોય તો પૈસાની ઈચ્છાવાળો, ધર્મીષ્ટ અને અત્યંત નિંદ્રાવાળો થાય.

ચંદ્ર, સાથે મંગળ, ગુરુ ને શની હોય તો દૃઢ મનવાળો, શુરવીર, સુખી, ને વિદ્વાન થાય.

ચંદ્ર સાથે બુધ, ગુરુ ને શુક્ર હોય તો ધનવાન, યશસ્વી, વિદ્વાન પણ બ્હેરો થાય.

ચંદ્ર સાથે બુધ, ગુરુ ને શની હોય તો ઘણો પૈસાવાળો, ધર્મિષ્ટ ને સગાં ઉપર પ્રીતિ રાખનારો થાય.

ચંદ્ર સાથે બુધ, શુક્ર ને શનિં હોય તો પરસ્ત્રી ભોગવનાર ને અન્યનો દ્વેષ કરનાર થાય.

ચંદ્ર સાથે ગુરુ, શુક્ર ને શનિ હોય તો નિર્દય, અશ્રદ્ધાળુ અને સુખ મળે નહિ તેવો થાય.

મંગળ સાથે બુધ, ગુરુ ને શુક્ર હોય તો ઘણા પૈસાવાળો પણ નિંદવા લાયક થાય.

મંગળ સાથે બુધ, ગુરુ ને શનિ હોય તો પૈસા વિનાનો ને શરીરે માંદલો રહે.

બુધ સાથે ગુરુ શુક્ર ને શની હોય તો ઘણો પૈસાવાળો, વિદ્યા અને ગુણવાળો થાય.

## પાંચ ગ્રહો ભેગા બેઠા હોય તેનું ફળ.

સૂર્ય સાથે ચંદ્ર, મંગળ, બુધ ને ગુરુ હોય તો સમર્થ, આતમી આપનારો અને યુદ્ધમાં કુશળ થાય.

સૂર્ય સાથે ચંદ્ર, મંગળ, બુધ ને શુક્ર હોય તો ઘણા ધર્મવાળો, શ્રદ્ધાળુ, ભાઇ વગરનો અને અનેકનાં કાર્ય કરનાર થાય.

સૂર્ય સાથે ચંદ્ર, મંગળ, બુધ ને શની હોય તો ટુંકા આયુષ્યવાળો, સ્ત્રી ને પ્રજા વગરનો, આંખના રોગવાળો પણ પૈસા મેળવવામાં હોંશીયાર થાય.

સૂર્ય સાથે ચંદ્ર, મંગળ, ગુરુ ને શુક્ર હોય તો, નેત્રવિનાનો, પાપી કામ કરનાર, માતા પિતા ને ભાઇથી ત્યજાયલો હોય.

સૂર્ય સાથે ચંદ્ર, મંગળ, ગુરુ ને શનિ હોય તો કોઇ બીજા ઉપર આધાર રાખનારો, ઇચ્છીત સ્ત્રીનો વિયોગી, દુઃખી થાય.

સૂર્ય સાથે ચંદ્ર, મંગળ, શુક્ર ને શનિ હોય તો તે પરસ્ત્રી લંપટ થાય, પૈસા તેમ આબરૂ મેળવે, નામ પ્રસિદ્ધ થાય.

સૂર્ય સાથે ચંદ્ર. બુધ, ગુરુ ને શુક્ર હોય તો પૈસા મેળવનાર, ગુન્હેગારોને શિક્ષા કરનાર અને મંત્રી થાય.

સૂર્ય સાથે ચંદ્ર, બુધ, ગુરુ ને શની હોય તો બીકણુ, કઠોર સ્વભાવનો, દુષ્ટ કાર્ય કરનારો અને પારકું અન્ન ખાનાર થાય.

સૂર્ય સાથે ચંદ્ર, બુધ, શુક્ર ને શની હોય તો રોગી, પુત્ર વગરનો તેમ પૈસા વગરનો હોય.

સૂર્ય સાથે ચંદ્ર, ગુરુ, શુક્ર ને શની હોય તો ભય વગરનો, શત્રુ વાળો, સ્ત્રીવાળો, જાદુવિદ્યા જાણનાર ને ભાષણ કરનાર થાય.

સૂર્ય સાથે મંગળ, બુધ, ગુરુ ને શુક્ર હોય તો ચાગી, શોક વિનાનો થાય. સૈન્ય કે ઘોડારનો ઉપરી બને. પરસ્ત્રીમાં સુખ માને.

સૂર્ય સાથે મંગળ, બુધ, ગુરુ ને શની હોય તો, ઓશા માગી ખાનારો, ગંદો તેમ ફાટયાં તુટયાં કપડાં પહેરનાર થાય. શરીરે બળવાન ને પ્રસિદ્ધ કામ કરે.

સૂર્ય સાથે મંગળ, બુધ, શુક્ર ને શનિ હોય તો અત્યંત દુઃખી, રોગી, અને ભૂખથી પીડાનાર થાય.

સૂર્ય સાથે બુધ, ગુરુ, શુક્ર ને શનિ હોય તો સારા જ્ઞાનવાળો, ધર્મિષ્ટ, શાસ્ત્ર જાણનાર ને દેવગુરુને માનનાર થાય.

ચંદ્ર સાથે મંગળ, બુધ ગુરૂ ને શુક્ર હોય તો ઘણા ગુણવાળો, સુખી, પૈસાવાળો, વિદ્વાન ને બળવાન થાય.

ચંદ્ર સાથે મંગળ, બુધ, ગુરૂ ને શનિ હોય તો યંત્રકળામાં હોશિયાર, બળવાન ને પ્રસિદ્ધ કામ કરનાર થાય.

ચંદ્ર સાથે મંગળ, ગુરૂ, શુક્ર ને શની હોય તો પૈસા વગરનો હલકાં કામ કરનાર, ગંદાં કપડાં પહેરનાર, મૂર્ખ ને ચોર થાય.

ચંદ્ર સાથે બુધ, ગુરૂ, શુક્ર ને શનિ હોય તો ચપળ બુધ્ધિવાળો, રાજા કે દિવાન જેવો હોદ્દો ભોગવનાર અને સર્વ સ્થળે માન મેળવે.

## ૭ ગ્રહ સાથે બેઠા હોય તેનું ફળ.

સુર્ય સાથે ચંદ્ર, મંગળ, બુધ, ગુરૂ, ને શુક્ર ભેગા બેઠા હોય તો, સ્ત્રી પુત્ર ને પૈસાવાળો, યાત્રા કરનાર કે વનમાં રહેનાર થાય.

સુર્ય સાથે ચંદ્ર, મંગળ, બુધ, શુક્ર ને શનિ હોય તો, નિંદવા યોગ્ય કાર્ય કરનાર, ક્ષય કે નાસુરના રોગવાળો, નીચ, ન કરવાનાં કામ કરનાર થાય. સુર્ય સાથે ચંદ્ર, મંગળ, ગુરૂ, શુક્ર ને શની હોય તો શાંત પ્રકૃતિવાળો, રાજાનો માનીતો, સ્ત્રી, પૈસા ને પુત્રથી હર્ષ વગરનો થાય.

સુર્ય સાથે ચંદ્ર, બુધ, ગુરૂ, શુક્ર ને શની હોય તો પરદેશ ગમન કરનાર, ઉન્મત્ત સ્વભાવનો, મગજના રોગવાળો, અને મનુષ્ય રહી ન શકે તેવી જગ્યાએ રહેનાર થાય.

સુર્ય સાથે મંગળ, બુધ, ગુરૂ, શુક્ર ને શની હોય તો બુદ્ધિવાન અને મુસાફરી કરનારો થાય.

સુર્ય સાથે મંગળ, બુધ, ગુરૂ ને શની હોય તો, ચોર, પરસ્ત્રી-ભોગવનાર, કોઢવાળો, મૂર્ખ, ભાઈથી ત્યજાયલો, પુત્ર વગરનો ને પરદેશમાં રહેનાર થાય.

ચંદ્ર સાથે મંગળ, બુધ, ગુરૂ, શુક્ર ને શની બેઠા હોય તો યાત્રા કરનાર ને સત્કાર્ય કરનાર થાય.





## પ્રકરણ ૪૫ મું.

### જન્મકુંડળીમાંના બારે ભાવોનું મિશ્રફળ.

### ભાગ્યોદય જોવા વિષે.

જન્મકુંડળીમાં ભાગ્યભુવન અને ભાગ્યભુવનનો સ્વામિ બંને બળવાન હોય તો પોતાના દેશમાંજ ભાગ્યોદય થાય. એક બળવાન હોય તો પરદેશમાં ભાગ્યોદય થાય, પણ બંને નિર્બળ હોય તો તે માણસ નિર્ભાગી થાય એમ સમજવું.

જન્મકુંડળીમાં સૂર્ય ઉંચનો કે સ્વગ્રહી હોય તો ૨૨ વર્ષે, ચંદ્ર ઉંચનો કે સ્વગ્રહી હોય તો ૨૪ વર્ષે, મંગળ ઉચ્ચનો કે સ્વગ્રહી હોય તો ૨૮ વર્ષે, બુધ હોય તો ૩૨ વર્ષે, ગુરૂ ઉચ્ચનો કે સ્વગ્રહી હોય તો ૧૬ વર્ષે, શુક્ર ઉચ્ચનો હોય તો ૨૫ વર્ષે અને શની ઉચ્ચનો કે સ્વગ્રહી હોય તો ૩૬ વર્ષે ભાગ્યોદય થાય. સંપૂર્ણ ઉચ્ચનો હોય તો સંપૂર્ણ અને મધ્યમ ઉચ્ચનો હોય તો મધ્યમ ભાગ્યોદય થાય.

ભાગ્યોદય થાય ત્યારે બુદ્ધિ વધે, વેપાર ધંધામાં નિપૂણ થાય અને સ્વતંત્રપણે કુટુંબનું પોષણ કરે અને સ્વતંત્રપણે ધંધો રોજગાર કરવાની બુદ્ધિ ખીલે છે.

કોઇ પણ ત્રણ ગ્રહો ઉચ્ચના હોય તો તે માણસ મોટો ભાગ્યશાળી થાય. ત્રણ ગ્રહો નીચના હોય તો તેની જીંદગી નોકરી કરવામા જાય.

ત્રણ ગ્રહો સ્વગ્રહી હોય તો તે મોટો કુલીન તથા વેપારમાં કુશળ અને ખર્ચાળુ તથા સુખી થાય.

### દાસપણું જોવા વિષે.

નવમાંશ કુંડળીમાં ચંદ્ર જે રાશીમાં રહેલો હોય, તે રાશીનો

સ્વામિ, સૂર્ય, ચંદ્ર અને ગુરૂ એ ચારે ગ્રહો નીચરાશીના સ્વામીની રાશીમાં કે પોતપોતાના શત્રુગ્રહની રાશીમાં નવમાંશ કુંડળીમાં બેઠા હોય તો આ માણુસ બીજાનો ચાકર થઇ દાસપણું ભોગવે.

જન્મકુંડળીમાં દશમા ભાવે સૂર્ય, મંગળ અને શની સાથે બેઠા હોય અને તેમને શુભગ્રહ દેખતો ન હોય તો તે માણસ નોકરી કરનાર થાય.

## બંધિખાને પડવા વિષે.

જન્મકુંડળીમાં બીજા, પાંચમા, નવમા અને બારમા ભાવોમાં પાપગ્રહ રહેલા હશે તો તે માણુસ બંધિખાને પડશે.

## રોગ જોવા વિષે.

જન્મકુંડળીમાં નવમા કે પાંચમા ભાવે શની રહેલો હોય અને તેને પાપગ્રહ દેખતા હોય તો આ માણુસને ઘણા રોગ થાય.

જન્મકુંડળીમાં લગ્ને શનિ રહેલો હોય અને નવમા, પાંચમા કે સાતમા ભાવે મંગળ હોય તો તે માણુસ ચિત્તભ્રમવાળો થાય.

સાતમા ભાવે શનિ અને લગ્ને ગુરૂ હોય તો વાયુનો રોગ થાય.

લગ્ને રાહુના ગ્રહણવાળો સૂર્ય હોય અને શનિ તથા મંગળ ત્રિકોણુમાં હોય તો તે માણુસ આંધળો થાય.

બીજા, છઠા, આઠમા, કે બારમા ભાવે સૂર્ય, ચંદ્ર, મંગળ અને શનિ સાથે અગર જુદા જુદા બેઠા હોય તો તેમાં જે ગ્રહ બળવાન હોય તે ગ્રહના દોષથી તે માણુસ આંધળો થાય.

બારમે અને બીજે ભાવે શનિ તથા મંગળ હોય, લગ્ને ચંદ્ર હોય અને સાતમે ભાવે સૂર્ય હોય તો આ માણુસને ધોળો કોઢ થાય.

નવમા, પાંચમા અને પહેલા ભાવમાં વૃષભ, કર્ક, વૃશ્ચિક અને મકર રાશીઓ હોય અને તે ભેગા પાપગ્રહ બેઠા હોય અગર તો તેમને પાપગ્રહ દેખતા હોય તો આ માણુસને કોઢ થાય.

જન્મકુંડળીમાં ચંદ્ર ગમે તે રાશીનો હોય પણ નવમાંસ કુંડળીમાં મીન, કર્ક, મકર કે મેષ રાશીનો હોય, અને તેને શનિ કે મંગળના દૃષ્ટિ કે સમાગમ હોય તો કોઢનો રોગ થાય, પણ ચંદ્રને શુભગ્રહ દેખતા હોય તો કોઢને બદલે ખરજવાનો રોગ થાય.

નવમાંસ કુંડળીમાં ચંદ્ર કર્ક કે વૃશ્ચિક રાશીનો હોય, અને જન્મકુંડળીમાં ગમે તે રાશીનો હોય પણ તેને પાપગ્રહો દેખતા હોય તો તેને ગુદાના હરસ વિગેરે રોગો થાય.

જન્મકુંડળીમાં પાપગ્રહો ત્રીજા, નવમા, પાંચમા અને અગી-આરમા ભાવામાં ભેગા અગર જુદા જુદા રહેલા હોય અને તેમને શુભગ્રહો દેખતા ન હોય તો તેમાંથી બળવાન ગ્રહના દોષથી તે માણસ બહેરો થાય.

જન્મકુંડળીમાં સૂર્ય કર્ક રાશીનો અને ચંદ્ર સિંહ રાશીનો હોય અને નવમાસ કુંડળીમાં સૂર્ય કર્ક રાશીનો અને ચંદ સિંહ રાશીનો હોય તો તે માણસને સોજાનો તેમજ ક્ષયનો રોગ થાય.

લગ્નાધિપતિ મંગળ અને બુધના ઘરમાં હોય અથવા લગ્નેશ મંગળ અને બુધની દ્રષ્ટિવાળો કોઇ પણ ભાવમાં હોય તો તે નેત્ર રોગી થાય.

લગ્નનો અને આઠમા સ્થાનનો સ્વામી છઠ્ઠે હોય તો ડાબા નેત્ર વિષે અને શુક્ર છઠા સ્થાનમાં હોય તો જમણા નેત્ર વિષે રોગ થાય.

લગ્નમાં પાપગ્રહ હોય અને લગ્નનો અધિપતિ નિચ અને બળહીન હોય તો નાના પ્રકારના રોગ થાય અને ચિંતા રહે.

બળવાનનો ગુરૂ લગ્ને હોય તો શરીર પુષ્ટ થાય, લગ્નનો સ્વામી બળવાન અને ચળ રાશીનો હોય અને શુભ ગ્રહની સાથે બેઠો હોય તો શરીર પુષ્ટ થાય. ચળરાશીનું જન્મ લગ્ન હોય તેને શુભ ગ્રહનો સમાગમ કે દષ્ટિ હોયતો તે મનુષ્ય સ્થુળ શરીરવાળો હોય.

શત્રુ સ્થાનમાં મંગળ ને શની બેઠા હોય તો હરસ તથા વાત વિકારનાં દરદો થાય.

બારમા ભાવે ઘણા પાપગ્રહો હોય તો ચિત્તભ્રમ થાય.

આઠમા ભાવે ચંદ્રમા હોય તો જળઘાત જાય.

છઠાનો માલીક હરકોઇ ભાવે મંગળ સાથે રહ્યો હોય તો અગ્નિનો ભય થાય.

છઠાનો અધિપતિ લગ્નના સ્વામી અને શની સાથે કેંદ્ર કે ત્રિકોણમાં હોય તો બંધીખાને પડે, છઠાનો સ્વામી લગ્ને અને રાહુ સાથે કેંદ્ર કે ત્રિકોણમાં હોય તો બંધીખાને પડે.

છઠાનો સ્વામી ચંદ્રમા જો શુભ ગ્રહની દષ્ટિ રહીત અને પાપ ગ્રહની દષ્ટિવાળો હોય તો બરોલ થાય.

લગ્નેશ શની લગ્નમાં હોય તો બરોળવાળો થાય.

શુક્ર સાથે મંગળ પોતાના ઘરમાં હોય તો વધરાવળ થાય.

મંગળ સાથે શુક્ર આઠમા સ્થાને હોય તો વધરાવળ થાય, સૂર્ય શુક્ર અને શની પાંચમા ભાવે હોય તો પ્રમેહ થાય.

સૂર્ય અને શાન સાથે હોય તો કફ રોગી થાય.

દેહ ભૂવનનો સ્વામી શુક્ર સહિત ત્રીકોણુ સ્થાનમાં હોય તો ક્ષય રોગ થાય.

રવી મંગળ અને શની સાથે કોઇ પણુ સ્થાનમાં હોય તો કોઢ થાય.

લગ્નનો સ્વામી અને બુધ અગર ચંદ્ર, મંગળ જો રાહુ કે કેતુ સાથે કોઇ ભાવમાં હોય તો સફેદ કોઢ થાય.

લગ્નપતિ સૂર્ય સાથે ત્રિક સ્થાને હોય તો કંઠમાળ થાય.

## અંગ્રેજી જ્યોતિષ પ્રમાણે ફળ.

સૂર્ય એ પુરૂષને તંદુરસ્તી આપનાર છે. અને ચંદ્ર એ સ્ત્રીને તંદુરસ્તી આપનાર છે. જ્યાં સુધી તે નિર્બળ ન હોય અને પાપગ્રહોની દષ્ટિ તેપર પડે નહિ ત્યાં સુધી શરીર આરોગ્ય રહે.

રવી અથવા ચંદ્રપર શનીની દૃષ્ટિ પડે તો તબીયત બગડે. રવી સાથે મંગળ હોય તો આરોગ્યતાને જોર મળે પણુ માથે લોહી ચઢવાથી અકસ્માત મૃત્યુ થાય. રવી સાથે ગુરૂ હોય તો રસવિકાર કરે, લોહી બગાડે અને ફેફરાનો રોગ થાય.

## અપંગ—આંધળો, બ્હેરો, લંગડો થવા વિષે.

ચંદ્રમા પાપગ્રહ અને શુક્રની સાથે બીજે બેઠો હોય તો આંધળો થાય.

લગ્નનો સ્વામી સૂર્ય અને શુક્ર સાથે ત્રિકસ્થાનમાં હોય તો આંધળો થાય, બીજા ને બારમા ભાવના સ્વામી શુક્ર અને લગ્નના સ્વામી સહીત ત્રિકસ્થાનમાં હોય તો માણુસ આંધળો થાય.

બીજા ભાવનો સ્વામી શનિ, મંગળની સાથે લગ્નમાં હોય તો કાન જાય ને બ્હેરો થાય, છઠ્ઠાના સ્વામીપર શનીની દષ્ટિ પડે અને ત્રિકસ્થાનમાં હોય તો બ્હેરો થાય. શનીથી ચોથે બુધ હોય અને છઠ્ઠાનો સ્વામી ત્રિકસ્થાનમાં હોય તો બ્હેરો થાય.

ત્રીજા, પાંચમા, નવમા અને બારમા સ્થાનમાં પાપગ્રહો એકઠા અથવા જુદા જુદા રહેલા હોય તો બહેરો થાય. અગીઆરમા અને ત્રીજા ભાવના સ્વામીને પાપગ્રહ સાથે સંબંધ હોય તો કાનના રોગ થાય.

જન્મકુંડળીમાં ચંદ્ર અને શુક્ર છઠે, આઠમે કે બારમા ભાવે હોય તો રતાંધળો થાય, બીજા ભાવનો સ્વામી શુક્ર અને ચંદ્ર સાથે લગ્નમાં હોય તો રતાંધળો થાય.

ગુરૂ અને શુક્ર લગ્નમાં રહેલ મંગળ અને ચંદ્રમાને જોતા હોય તો કાંણો થાય. સિંહનો ચંદ્રમા અથવા કર્કનો સુર્ય સાતમા ભાવે રહેલા મંગળને જોતા હોય તો તે માણસ કાંણો થાય.

છઠા ભાવનો સ્વામી ગુરૂ સાથે લગ્નમાં હોય તો મુંગો થાય. બીજા ભાવનો સ્વામી ગુરૂ સાથે ત્રિકસ્થાનમાં હોય તો બોબડો થાય. રાહુ તથા સુર્ય, મંગળ અને શનિ સહીત છઠા ભાવમાં હોય તો લુલો થાય. શની અને છઠાનો માલીક બારમે હોય અને તેમના પર પાપગ્રહની દ્રષ્ટિ હોય તોપણ લુલો થાય.

## સ્ત્રીનાં સુખ જોવા બાબત.

લગ્ન કે ચંદ્ર થકી સાતમી રાશી પોતાના સ્વામિ અને શુભ ગ્રહના સમાગમવાળી કે દ્રષ્ટિવાળી હોય તો તેને સ્ત્રીનું સુખ જાણવું. નહિ તો નહિ સમજવું.

સાતમા ભાવના સ્વામિના નવમાંશ પ્રમાણે અથવા સાતમા ભાવ ઉપર ગ્રહોની દ્રષ્ટિ પ્રમાણે સ્ત્રીઓની સંખ્યા જાણવી. પણ સાતમા ભાવે મંગળ કે સુર્યનો અથવા બુધ કે ગુરૂનો નવમાંશ હોય તો તેને એક સ્ત્રી સમજવી.

સાતમું ભૂવન ચંદ્ર અને શુક્રની રાશીવાળું હોય અથવા તે ગ્રહો તે ભુવનને દેખતા હોય તો ઘણી સ્ત્રીઓ આ માણસને થશે એમ જાણવું.

સાતમા ભાવમાં બુધ તથા શાન હોય તો તે માણસને રાખેલી સ્ત્રી હોય એમ જાણવું.

બારમે, સાતમે કે લગ્ને પાપગ્રહો હોય તો તે માણસને સ્ત્રી અને પુત્ર હોય નહિ એમ સમજવું.

ચંદ્ર અને સુર્ય એ બેમાંથી એક બારમા ભાવે અને બીજો છઠા ભાવે હોય તો તે માણસને અને તેની સ્ત્રીને એકેકી આંખ સમજવી.

## ભાઇ બ્હેનનું સુખ જોવા વિષે.

જન્મકુંડળીમાં ત્રીજા ભૂવનનો સ્વામિ અને મંગળ છઠે આઠમે કે બારમે ભાવે રહ્યા હોય અને તેઓ પાપગ્રહના સમાગમ કે દૃષ્ટિ-

વાળા હોય તો ભાંડુનું સુખ હોય નહી. ત્રીજા સ્થાનનો માલીક પાપગ્રહ સહિત કેંદ્ર સ્થાનમાં હોય તો ભાંડુ સુખ મળે નહિ.

ત્રીજાનો સ્વામિ અને મંગળ ૬-૮-૧૨ મા ભાવ સિવાય બીજા હરકોઇ ભાવે રહ્યો હોય તો ભાંડુ ઉત્પન્ન થાય પણ પાછળથી નાશ થાય.

જન્મકુંડળીમાં શનિ મગળ સામસામા હોય તો નાના ભાઇની હાનિ થાય.

નવમા સ્થાનમાં સિંહરાશીનો સૂર્ય હોય તો ભાંડુ વિનાનો થાય.

ત્રીજાનો સ્વામિ પોતાના ઘરને વિષે હોય અને શુભ ગ્રહની દ્રષ્ટિ હોય તો ભાંડુઓનું સુખ સારૂ હોય તેમજ કેન્દ્રસ્થાનમાં હોય તોપણ ભાંડુનું સુખ હોય.

લગ્ન અને ત્રીજા સ્થાનના સ્વામિ દુશ્મન ગ્રહ હોય તો ભાંડુમાં વિરોધ થાય, અને મિત્ર રાશીના હોય તો ભાંડુમાં સ્નેહ રહે.

ત્રીજા ભાવ ઉપરથી ભાઇ બેનની સંખ્યા જાણવી.

બીજા ભાવની નવમાંશની સંખ્યા જેટલી અથવા બીજા ભાવની રાશીની સંખ્યા જેટલી, અથવા ત્રીજા ભાવ ઉપર જેટલા ગ્રહોની દ્રષ્ટિ હોય તેટલા ભાંડુ તે માણસને હોય એમ સમજવું, પણ તેમાં જેટલા શુભગ્રહની દ્રષ્ટિ હોય તેટલા ભાંડુનું સુખ અને જેટલા પાપગ્રહની દ્રષ્ટિ હોય તેટલા ભાંડુનો નાશ સમજવો. વળી બીજા ભાવમાં કોઇ ગ્રહ ઉચનો કે સ્વગ્રહનો રહેલો હોય તો આ સંખ્યા બમણી સમજવી.

## લગ્ન તથા સ્રીના સુખ વિષે.

બુધ અને શુક્ર અથવા બુધ ને મંગળ સાથે સાતમા ભાવે હોય તો સ્રી વિનાનો થાય.

શુક્ર, ચંદ્ર નિર્બળ હોય અને શનિ બળવાન હોઇને મિથુન સિંહ અને કન્યા રાશીમાં પહેલા અગર પાંચમા સ્થાનમાં રહેલો હોય તો લગ્ન થાયજ નહિ.

સાતમા ભાવનો સ્વામી સ્થાન ૬-૮-૧૨ માં રહેલો હોય તો સ્રી સુખની ચિંતા જાણવી.

શુક્ર ચંદ્ર ઉચના, સ્વગ્રહી અને બળવાન હોય વળી શનીની દ્રષ્ટિ રહિત હોય તો પણ જલદીથી વિવાહ થાય. લગ્નનો સ્વામિ જે ભાવમાં હોય તે સ્થાનથી સાતમા ભુવનનો સ્વામિ નજીકમાં બેઠો

હોય તો જલ્દી વિવાહ થાય. ૧–૫ અને ૭ મા સ્થાને કર્ક, વૃશ્ચિક કે મીન રાશી હોય તો પણ જલ્દીથી વિવાહ થાય.

શુક્ર ચંદ્ર શનીથી ઘેરાયેલ હોય તો લગ્ન મોડું થાય. સાતમા ભાવનો સ્વામી પાપગ્રહ સાથે ત્રિકોણ સ્થાને બેઠો હોય અને બીજા ભાવનો સ્વામી દશમે બેઠો હોય તો લગ્ન ઘણું મોડું થાય.

બીજા અને સાતમા ભાવના માલીકો પોતાના ઘરમાં રહેતા હોય તો અથવા તો ચંદ્ર બુધ તથા શુક્ર કેન્દ્ર અથવા ત્રિકોણ સ્થાનમાં રહેતા હોય તો એકજવાર લગ્ન થાય.

સાતમા ભાવનો માલીક એક અથવા વધારે પાપગ્રહોની સાથે રહેલો હોય અને તેમનાથી જોવાયલો હોય તો એકથી વધુવાર લગ્ન થાય. મિથુન, ધન અને મિનરાશીમાં સાતમું સ્થાન હોય અને સાતમા ભાવનો સ્વામી કર્ક, વૃશ્ચિક અને મીનરાશીમાં હોય તો વધુવાર લગ્ન થાય.

સાતમા ભાવનો સ્વામી જે રાશીમાં હોય તે રાશીના નામવાળી સ્ત્રી ઘણું ખરૂં મળે.

સાતમે મંગળ તથા શની હોય અને શુક્ર, ચંદ્ર ગમે તે સ્થળે ભેગા બેઠા હોય તો સ્ત્રી પુત્રથી દુઃખી જાણવો.

ધનેશ અને સપ્તમેશ એટલે બીજા ને સાતમા ભાવના સ્વામીઓ જેટલા પાપગ્રહો સહિત નવમા અને પાંચમા ભાવમાં રહ્યા હોય તેટલી સ્ત્રીઓ નાશ થાય.

બીજા કે સાતમા સ્થાનનો માલીક પાપગ્રહ સાથે હોય અને પાપગ્રહની દ્રષ્ટિવાળા શુક્રની સાથે ૬–૮–૧૨ મા સ્થાને રહેતો હોય તો સ્ત્રીઓનો નાશ થાય.

સાતમા ભાવનો અધિપતિ જે રાશીમાં હોય તે રાશીના જે આંક હોય તેટલી સ્ત્રીઓ થાય.

બીજા અને સાતમા ભાવના સ્વામીઓની સાથે જેટલા ગ્રહ રહેતા હોય તેટલી વાર વિવાહ અથવા લગ્ન થાય.

શુક્ર અને ચંદ્ર નિચના હોય તો સ્ત્રીનો જળઘાત થાય. સાતમા સ્થાનમાં જેટલા ગ્રહો રહ્યા હોય અને સાતમાનો માલીક તેઓને સંપૂર્ણ દ્રષ્ટિથી જોતો હોય તો સાતમા સ્થાનમાં રહેલા ગ્રહોની સંખ્યા પ્રમાણે સ્ત્રીઓની સંખ્યા સમજવી, એટલે તેટલીવાર વિવાહ તથા લગ્ન થાય અથવા તેટલી સ્ત્રીઓથી બેભર ભોગવે. સાતમા

સ્થાનનો સ્વામી બુધ નિચનો કે અસ્તનો થઇ દુશ્મન ગ્રહની રાશીમાં આઠમા ભાવે બેઠો હોય અને પાપગ્રહની તેનાપર દૃષ્ટિ હોય તો સ્ત્રી પતિ તેમજ કુળનો નાશ કરનારી જાણવી.

લગ્નેશ સ્વગ્રહી હોય તો બે બૈરીવાળો અને વ્યભિચારી થાય.
શની અને રાહુ લગ્નમાં હોય તો અપવાદથી સ્ત્રીનો ત્યાગ થાય.

સાતમા ભાવનો સ્વામી પાપગ્રહ સાથે બેઠો હોય, સાતમા ભાવે પાપગ્રહ બેઠા હોય અને પાપગ્રહની દૃષ્ટિ હોય તો નઠારા ગુણોવાળી સ્ત્રી મળે.

સાતમાનો સ્વામિ શુક્ર હોય તો શાંત, અનુકુળ અને સભ્ય છતાં બેદરકારીવાળી અને ભૂલકણી સ્ત્રી મળે.

સાતમાનો સ્વામી ગુરૂ હોય તો સારા સ્વભાવની ઉદાર, પ્રમાણિક અને ખર્ચાળ સ્ત્રી મળે.

સાતમાનો સ્વામી બુધ હોય તો હોશિયાર, ઉદ્યોગી અને દરેક કામમાં મદદ કરનાર સ્ત્રી મળે, સાતમાનો સ્વામી શુભ ગ્રહ સાથે હોય અને શુભ ગ્રહની દ્રષ્ટિ હોય અને શુભગ્રહ સાતમે ભાવે રહેલ હોય તો સારી સ્ત્રી મળે.

લગ્નેશ અને સાતમાનો સ્વામી મિત્ર હોય તો પુરૂષ અને સ્ત્રીને સારો બનાવ હોય, લગ્ન અને સાતમાનો સ્વામી શત્રુ હોય તો બંને શત્રુ ભાવથી વર્તે અને સમ હોય તો સમભાવથી વર્તે.

સાતમાનો માલીક ચંદ્ર હોય તો નરમ ને બીકણ તથા ગરીબ સ્ત્રી મળે પણ તે દ્વેશીલી અને અદેખી હોય.

સાતમાનો માલીક રવી હોય તો સારા ઘરની, ઉંચા દરજ્જાવાળી પણ મિથ્યા આડંબર અને અભિમાનવાળી સ્ત્રી મળે.

સાતમાનો સ્વામી મંગળ હોય તો ઉદ્યોગી અને જ્ઞાનવાળી તથા ગરમ સ્વભાવની અને સ્વતંત્રતાવાળી સ્ત્રી હોય.

જો સાતમાનો સ્વામી શનિ હોય તો દ્રઢનિશ્ચયવાળી ઉદ્યોગી, અદેખી, કપટી, પ્રપંચી અને કરકસરવાળી સ્ત્રી મળે.

સાતમા ભાવે રવી હોય તો તે પુરૂષ વન્ધ્યા સ્ત્રી સાથે વ્યભિચાર કરનાર થાય, ચંદ્ર હોય તો દાસી સાથે, મંગળ હોય તો રજસ્વલા કે વન્ધ્યા સાથે, બુધ હોય તો વેશ્યા, નિર્ધન ને કેળવણી વિનાની સ્ત્રી સાથે, ગુરૂ હોય તો બ્રાહ્મણ સ્ત્રી સાથે, શુક્ર હોય તો

ગર્ભવંતી સાથે અને શની હોય તો નીચ કુળની સ્ત્રી સાથે વ્યભિચાર કરનાર થાય.

સાતમા ભાવે રાહુ, કેતુ હોય તો તે પુરૂષની સ્ત્રી વ્યભિચારી જાણવી અથવા તો પોતે વ્યભિચારી થાય.

ચંદ્ર અથવા શુક્ર ૧–૪–૭–૧૦ મા સ્થાને હોય તો નાની ઉમરમાં લગ્ન થાય. પણ શુક્ર ચંદ્રપર શનિની દ્રષ્ટિ પડતી હોય તો જલ્દી લગ્ન થાય નહિ તેમજ શની, ચંદ્ર અને શુક્ર કરતાં બળવાન હોય તો લગ્ન થાય નહિ.

ચંદ્ર, મિથુન, ધન કે મીનરાશીનો હોય તો ઘણી સ્ત્રી મળે.

ચંદ્ર અને શુક્ર, મિથુન, સિંહ અને કન્યારાશીમાં હોય તો લગ્ન થાય નહિ.

ચંદ્ર અથવા શુક્ર ૬–૮–૯ અને ૧૨ મા ભાવે નિચના થઇને બેઠા હોય તો આખી જીંદગીમાં લગ્ન થાય નહિ.

શુક્ર ઉંચનો કે સ્વગ્રહી હોય અને તેપર સૂર્યની દ્રષ્ટિ હોય તો સારા કુટુંબની સ્ત્રી મળે.

સ્ત્રીના લગ્ન માટે રવી અને શુક્ર જોવા, તેવી રીતે પુરૂષને માટે ચંદ્ર શુક્રનો યોગ સ્ત્રીના લગ્ન માટે જોવો.

દશમે મંગળ સ્ત્રીને ખરાબ જાણવો.

સાતમા ભૂવનનો સ્વામી દશમે અને દશમાનો સાતમે હોય તો સારી સ્ત્રી મળે. બીજા ભૂવનનો સ્વામી સાતમે ને સાતમાનો સ્વામી બીજે હોય તો સારો. સાતમાનો સ્વામિ સાતમાજ સ્થાને બેઠો હોય તો સદ્‌ગુણી સ્ત્રી મળે અને આઠમે બેઠો હોય તો સ્ત્રી તરફથી પૈસો મળે.

## પુત્રનું સુખ જોવા વિષે.

લગ્ન કે ચંદ્ર થકી પાંચમું ભૂવન પોતાના સ્વામિ કે શુભ ગ્રહના સમાગમ કે દ્રષ્ટિવાળું હોય તો પુત્રનું સારી રીતે સુખ સમજવું. લગ્ન અને ચંદ્ર એ બેમાંથી એક થકી આ યોગ થયો હોય તોપણ પુત્રનું સુખ જાણવું. પણ બેમાંથી એક થકી આ યોગ ન થયો હોય તો પુત્રનું સુખ સમજવું નહિ.

જન્મ વખતે પાંચમા ભાવે શુભ ગ્રહની રાશી હોય અથવા શુભગ્રહનો સમાગમ કે દ્રષ્ટિ હોય તો પણ પુત્રનું સુખ મળે એમ સમજવું.

પાંચમા ભાવમાં શુભ ગ્રહના જેટલા નવમાંશ હોય તેટલા પુત્રની સંખ્યા જાણવી. પણ તેને શુભ ગ્રહની દ્રષ્ટિ હોય તો તે સંખ્યા બમણી સમજવી અને જેટલા પાપગ્રહની દ્રષ્ટિ કે સમાગમ હોય તેટલી સંખ્યાનો નાશ સમજવો.

જન્મકુંડળીમાં પાંચમા ભાવે પાપગ્રહની રાશી હોય અને તેમાં બળવાન પાપગ્રહ બેઠા હોય અને તેને શુભ ગ્રહો દેખતા ન હોય તો તે પુરૂષને કઠોર, પાપી, અને ખળ પુત્રો થશે એમ સમજવું.

નવમાંશકુંડળીના પાંચમા ભાવે શુક્ર કે ચંદ્રની રાશી હોય તથા તેને શુક્ર તથા ચંદ્ર દેખતા હોય કે ભેગા બેઠા હોય, અથવા જન્મ-કુંડળીમાં તેમની રાશીઓ પાંચમા ભાવે હોય તો તે પુરૂષને દીકરો થાય એમ સમજવું પણ તેથી બીજી રીતે હોય તો પુત્રો થાય એમ સમજવું.

## પ્રજાનું સુખ જોવા વિષે.

ગુરૂથી પાંચમા ભાવે સૂર્ય હોય અને ગુરૂ પણ પાંચમા સ્થા-નમાં હોય તો સંતાન થાય નહિ.

જન્મકુંડળીમાં પાંચમા સ્થાનનો અધિપતિ ત્રિકસ્થાનમાં ૬-૮ ૧૨ મા સ્થાનમાં પડેલો હોય તો સંતાન સુખની ચિંતા રહે.

જન્મ કુંડળીમાં ગુરૂ અથવા પાપગ્રહ ચોથા સ્થાન વિષે રહેતો હોય તથા ચંદ્રમા પાંચમા અને આઠમા ભાવમાં હોય તો ત્રીશ વર્ષ સુધી સંતાન થાય નહિ.

ગુરૂ જે સ્થાનમાં હોય તે સ્થાનથી પાંચમા સ્થાનનો માલીક ત્રિકસ્થાનમાં રહેતો હોય તેમજ પાંચમા, નવમા અને લગ્નના માલીકો છઠા, આઠમા અને બારમા ભૂવને પડ્યા હોય તો સંતાન થાય નહિ.

પાંચમા ભાવે જે રાશીનો આંક હોય અથવા પાંચમાનો મા-લીક જે રાશીના આંકમાં હોય તે બેમાંથી એક આંકની સંખ્યા જેટલાં સંતાન થાય, પરંતુ પાંચમા ભાવે જેટલા પાપગ્રહો હોય અને જેટલા પાપગ્રહો રહેતા હોય તેટલાં સંતાનો તે આંકની સં-ખ્યામાંથી ઓછાં થાય અથવા તો તેટલાં મૃત્યુ પામે.

પાંચમા સ્થાનમાં કર્કનો ચંદ્રમા હોય તો કન્યાઓ વધારે થાય.

પાંચમા સ્થાને ઉચ્ચનો મંગળ હોય તો ત્રણ પુત્રો થાય.

પાંચમા સ્થાને કુંભનો શની હોય તો પાંચ પુત્રો અને મક-રનો શની હોય તો ત્રણ કન્યાઓ થાય.

પાંચમા ભાવે મેષ વૃષભ અને કર્કરાશીમાં રાહુ અગર કેતુ હોય તો પ્રજા થવામાં વિલંબ લાગે નહિ.

લગ્નનો સ્વામી લગ્નમાં કે બીજે ત્રીજે ભાવે હોય તો પહેલો પુત્ર થશે એમ સમજવું.

અગીઆરમા ભાવે રાહુ હોય તો છેલ્લી અવસ્થામાં પુત્રનું સુખ મળે.

મંગળ શની ચોથા ભાવે હોય તો દત્તપુત્ર થાય.

પાંચમા ભાવે વૃષભ, કન્યા અને મકર અગર કર્ક, વૃશ્ચિક કે મિક રાશી હોય એટલે નારી રાશી હોય તો કન્યાની ઉત્પત્તિ વધુ થાય, અને નરરાશી હોય તો પુત્રની ઉત્પત્તિ વધુ થાય.

પાંચમાભાવે નારીરાશી હોય અને માલીક નરગૃહ હોય અથવા પાંચમા ભાવે નરરાશી હોય અને માલીક સ્રીગૃહ હોય તો કાંઈક કન્યા અને કાંઈક પુત્ર થાય પરંતુ પાંચમા ભાવનો માલીક ઉંચ યા બળવાન હોય તો પુત્રો અને નારીગૃહ હોય તો કન્યાઓ વિશેષ થાય.

## જીંદગી વિષે.

૧ લા ભૂવનમાં પાપગૃહ હોય, ચંદ્ર નીચનો કે પાપગ્રહની દ્રષ્ટિમાં હોય અને તે ૬–૮ કે ૧૨ મા ભૂવને બેઠો હોય તો તેનું મૃત્યુ થાય.

આઠમા ભૂવનનો સ્વામી નિચનો થઇ ૬ કે ૧૨ મા ભૂવને બેઠો હોય, અને ગુરૂ કે ચંદ્રની બીજા કે આઠમા ભૂવનપર દ્રષ્ટિ ન હોય તો તે તરત મરણ પામે.

૧ લા અને આઠમા ભૂવનના સ્વામી નિચ રાશીનો હોય તો બાળક જીવે નહિ.

૧ લા ભૂવનનો સ્વામી આઠમે અને આઠમાનો સ્વામી ૧ લા ભૂવને હોય અને ચંદ્રપર પાપગ્રહોની દ્રષ્ટિ હોય તો બાળક જીવે નહિં.

ચંદ્ર અથવા સૂર્ય બેમાંથી એક પણ જો કેંદ્રસ્થાને હોય અને તે સાથે પાપગૃહ હોય અથવા સૂર્ય, ચંદ્ર પાપગૃહની દ્રષ્ટિમાં હોય અને સારા ગ્રહની દ્રષ્ટિ ન હોય તો બાળક જીવે નહિ.

રવી, મંગળ છઠ્ઠા, સાતમા કે બારમા ભૂવન સાથે બેઠો હોય અને લગ્નનો સ્વામી નિચનો હોય તો બાળક જીવે નહિ.

સૂર્ય અને ચંદ્ર જીંદગી આપનારા છે. માટે સૂર્ય અથવા ચંદ્ર ૧–૭–૯–૧૦ કે ૧૧ મા ભૂવનમાંથી કોઇ પણ ભૂવનમાં બળવાન

થઇને બેઠા હોય અથવા બીજા કોઇ ભૂવને બેસી ઉપલા ભૂવનપર પોતાની સારી દ્રષ્ટિ નાંખતા હોય તો જીંદગી લાંબી જાણવી.

પહેલા ઘરનો સ્વામિ બળવાન હોય અને તેની પહેલાં ઘરપર શુભ દ્રષ્ટિ હોય તો લાંબી જીંદગી હોય.

## શરીરનું સુખ દુઃખ જોવા વિષે.

જન્મ લગ્નનો સ્વામિ શુભગ્રહ બળવાન થઇને કેંદ્રસ્થાનમાં કે ત્રિકોણ સ્થાનમાં રહેતો હોય અને તેનો સ્વામિ શુભગ્રહના સમાગમ કે દ્રષ્ટિવાળો હોય તો દેહનું સંપૂર્ણ સુખ મળે. લગ્નનો સ્વામિ લગ્નમાં હોય ને તેના ઉપર પાપગ્રહની દ્રષ્ટિ ન હોય તોપણ દેહનું સુખ જાણવું.

ગુરૂ કેંદ્રસ્થાનમાં હોય ને લગ્નનો સ્વામી બળવાન હોય તો સુખી થાય. લગ્નનો સ્વામિ બળવાન થઇ કેંદ્રમાં રહેતો હોય અને તેના પર પાપગ્રહની દ્રષ્ટિ ન હોય પણ શુભગ્રહની દ્રષ્ટિ હોય તો સંપૂર્ણ સુખી થાય. જન્મલગ્નનો સ્વામી તથા ગુરૂ બંને ગ્રહો કેંદ્રમાં હોય અને કેંદ્ર ત્રિકોણ તથા આઠમા ભાવમાં પાપગૃહો રહેલા ન હોય તો તે સુખી અને વૈભવી થાય. લગ્નનો સ્વામી નિર્બળ છતાં કેંદ્ર કે ત્રિકોણ સ્થાનમાં હોય તો શરીરે નિરોગી રહે.

શુભગ્રહની રાશીનું લગ્ન હોય ને શુભગ્રહનો સમાગમ હોય તો સુખી થાય.

લગ્નનો સ્વામી ઉચ્ચનો અને શુભગ્રહના સમાગમ કે દ્રષ્ટિવાળો હોય તો તે માણસ સુખી અને નામાંકિત થાય. દેહાધિપતિ દશમે હોય ને સૂર્ય લગ્નમાં હોય તો દેહથી સુખી અને કિર્તીવાળો થાય.

દેહેશ પાપગ્રહ સાથે છઠે, આઠમે અને બારમે પડેલો હોય તો તે માણસ સુખી હોય નહી, છઠા સ્થાનનો માલીક છઠે, આઠમાનો માલીક આઠમે અને બારમાનો માલીક બારમે હોય તો દેહે સુખી ન હોય.

## મનુષ્યના ગુણ લક્ષણ.

લગ્નમાં શુક્ર મંગળ સાથે હોય તો કપટી અને પ્રપંચી થાય.

લગ્નમાં મંગળ, શની અને રાહુ સાથે હોય તો દગાબાજ થાય.

ચોથા સ્થાનમાં રાહુ પાપગ્રહની સાથે અને પાપગ્રહથી જોવાયલો હોય તો બહારથી શુદ્ધ પણ અંદરથી કપટી થાય.

ચોથાનો સ્વામી છઠા સ્થાનમાં હોય તો ચોર થાય.

આઠમાનો સ્વામી બીજા સ્થાનમાં હોય તોપણ ચોર થાય. મંગળ બુધ, છઠા સ્થાનમાં હોય તોપણ ચોર થાય.

લગ્નમાં બુધ અને સાતમે ગુરૂ હોય તો હસમુખા સ્વભાવનો થાય

મંગળ અને બુધ શનીની રાશીમાં હોય તોપણ હસમુખા સ્વભાવનો થાય.

## અકસ્માત ધન પ્રાપ્તિ જોવા વિષે.

લગ્નનો સ્વામી શુભગ્રહ હોય અને તે પાપગ્રહની દ્રષ્ટિ રહિત હોઇ ધન ભાવમાં હોય તો જમીનમાંથી ધન મળે.

જન્મકુંડળીમાં લગ્નનો સ્વામી બીજા ભાવમાં હોય, બીજાનો સ્વામિ અગીઆરમે હોય અને અગીઆરમાનો સ્વામિ લગ્ને હોય તો ભોંયરામાંથી દાટેલું ધન મળે.

ચોથા સ્થાનમાં જો ઉંચનો શુક્ર, મંગળની દ્રષ્ટિ રહીત હોય તો જમીન તથા સ્થાવર મિલ્કતનો લાભ થાય. અકસ્માત ધન અથવા વારસો મળે.

લગ્નેશ અને ચતુર્થેશ જો ચોથાજ ભાવમાં હોય તો અકસ્માત ધરની પ્રાપ્તિ થાય.

આઠમા સ્થાને જો ઉંચનો ગુરૂ હોય તો લગ્નથી પૈસા અગર વીલથી દોલત મળે.

આઠમા સ્થાને શુક્ર, વરખ, તુલા અથવા મીન રાશીમાં હોય તો લગ્નથી લાભ અગર વારસો મળે અને વીલથી દોલત મળે.

## રાજ્ય–લક્ષ્મી.

લગ્નનો સ્વામી, ધન ભૂવનનો સ્વામિ, અને ચોથા ભૂવનનો સ્વામિ–પતિ પોતપોતાના ઘરમાં હોય અને નવમેશ લગ્નમાં હોય તો રાજ્યાસન, હાથી વિગેરે મળે.

લગ્નનો સ્વામી દશમે અને દશમાનો સ્વામી લગ્ને હોય તો રાજા તુલ્ય સમૃદ્ધિ ભોગવે.

લગ્નેશ અગીઆરમે અને અગીઆરમાનો સ્વામી લગ્ને હોય તો પૃથ્વિપતી અથવા વૈભવ અને જાહોજલાલી ભોગવનાર થાય.

ચોથા ભાવનો સ્વામી શુભગ્રહ સાથે પોતાની રાશીમાં હોય અને નવમા ભૂવનનો સ્વામી પણ તેની સાથેજ રહેતો હોય તો તે માંડલીક રાજા થાય.

ગુરૂ અને શુક્ર સાથે નવમાનો સ્વામિ નવમા અથવા ચોથા ભાવે હોય તો રાજ્યસમૃદ્ધિ અને રાજ્યવૈભવ મળે.

ગુરૂ અને શુક્ર ચોથા ભાવના સ્વામી સાથે કેંદ્ર, ત્રિકોણુ કે અગીઆરમા ભાવે રહેતા હોય તોપણુ રાજ્ય સમૃદ્ધિ પ્રાપ્ત થાય.

ધનભાવનો સ્વામી ત્રીજે હોય અને શુભ નર ગ્રહ દેખતા હોય અને ઉચ્ચનો સૂર્ય નવમા ભાવે રહેલો હોય તો રાજા તુલ્ય સમૃદ્ધિવાળો થાય.

વાહનનું સુખ પ્રાપ્ત થવા વિષે.

ચોથા તેમજ નવમા સ્થાનના સ્વામીઓ સાથે રહેલા હોય તો વાહનના સુખવાળો જાણુવો.

ચોથા ભાવનો સ્વામિ નવમા ભાવના સ્વામી સાથે લગ્ને બેઠો હોય અને તેને બળવાન ગુરૂ જેતો હોય તો તેને રાજ્ય દરબારથી ધનદોલત અને વાહનનું સુખ મળે.

ચોથા ભાવનો સ્વામી સ્વગ્રહી અથવા ઉંચનો હોય તોપણુ રાજ્યથી વાહન સુખની પ્રાપ્તિ થાય.

ચોથા ભાવનો સ્વામી પોતાના ઘરને જેતો હોય તેમજ તેપર ગુરૂની સંપૂર્ણ દ્રષ્ટિ હોય તોપણુ ઇચ્છા મુજબ ઘણુા વાહનોનું સુખ મળે.

ચોથા ભાવનો સ્વામી પાંચમા કે નવમા સ્થાને હોય તો રાજ્ય તરફથી વાહનનું સુખ મળે.

ચોથા ભાવનો સ્વામી અગીઆરમા ભાવે રહેતા હોય અને તે ઉપર ગુરૂની સંપૂર્ણ દ્રષ્ટિ હોય તો ઇચ્છીત વાહનનું સુખ મળે છે

નવમા, દશમા અને અગીઆરમા ભાવના સ્વામીઓ અનુક્રમે બીજા, ત્રીજા અને ચોથા ભાવે બેઠા હોય અને આઠમા ભાવે શુભગ્રહ હોય તો નાનપણુથીજ વાહન સુખ મળે.

ચોથા ભાવનો સ્વામિ કેંદ્રમાં હોય અને તે કેંદ્રસ્થાનનો સ્વામી લગ્ને બેઠો હોય તે ઘણું વાહનોનું સુખ મળે.

લગ્નેશ તથા ભાગ્યભુવનનો અધિપતિ લાભ સ્થાનમાં હોય અને ચોથા ભાવનો સ્વામી નવમા ભાવે હોય તો ઘણું વાહન મળે.

શુભ ગ્રહો કેંદ્રમાં હોય અને પાપગ્રહો ૩—૬—૧૧ મા ભાવે હોય તો સિંહાસનનું સુખ મળે.

શુક્ર તથા ગુરુ ચોથા ભાવે હોય, ચોથાનો સ્વામી નવમે અને

નવમાનો સ્વામી ત્રિકોણ કે કેંન્દ્રસ્થાનમાં હોય તો તે માણસ લક્ષાધિપતિ અને દેશપરદેશમાં વાહન સાથે ફરનાર થાય.

ચોથા સ્થાન થકી ચોથા ભાવનો સ્વામિ ચંન્દ્ર સાથે લગ્ને હોય અને લગ્નનો સ્વામી પણ સાથે બેઠો હોય તો ઘોડાનું વાહન મળે.

ચોથાનો સ્વામી શુક્ર સાથે લગ્ને બેઠો હોય તો પાલખીનું વાહન મળે અને તે ગ્રહો સાથે ગુરુ પણ હોય તો ઘોડાગાડીનું સુખ મળે.

## ઘર મકાનનું સુખ જોવા વિષે.

ચોથા સ્થાનનો સ્વામી બળવાન થઇ કેંદ્રમાં હોય અને શુભગ્રહની તેનાપર દષ્ટિ હોય તો સુંદર મકાનવાળો થાય.

લગ્નનો સ્વામી ચોથે હોય તો ઘરનું સુખ મળે.

લગ્નેશ અને ચતુર્થેશ લગ્નમાંજ હોય તો મકાન થાય.

જન્મકુંડળીમાં બીજા, ચોથા અને બારમા ભાવના સ્વામીઓ પૈકી જેટલા કેંન્દ્ર ભૂવનમાં રહ્યા હોય તેટલાં મકાનો પ્રાપ્ત થાય.

ચોથા ભાવે ચર રાશી હોય અને તે રાશીનો સ્વામી પણ ચર રાશીમાં બેઠો હોય, તેમજ કારકગ્રહ પણ તે પ્રમાણે હોય તો તેની ઘણે ઠેકાણે ઇમારતો હોય અને જો તે પ્રમાણે સ્થિર રાશીમાં હોય તો મકાનોનો નાશ ન થાય.

ચોથા અને દશમા સ્થાનના સ્વામીઓ એક બીજાના ઘરમાં રહેલા હોય તેમજ મંગળ હરકોઇ સ્થાને બળવાન હોય તો તે માણસ ઘણે ઠેકાણે મકાનો બંધાવે.

## માતા પિતા કાકા અને માશીનું સુખ દુઃખ.

જેનો જન્મ રાત્રીએ થયો હોય તેનો શની બાપ, ચંદ્ર માતા, સૂર્ય કાકો અને શુક્ર માશી ગ્રહ જાણવા.

જેનો જન્મ દીવસે થયો હોય તેનો સૂર્ય પિતા, શુક્ર માતા, શાન કાકો અને ચંદ્રમાશી ગ્રહ જાણવા.

રાત્રિએ જન્મેલ મનુષ્યની કુંડળીમાં જો શનિ એકી રાશીનો હોય તો બાપને સુખ અને બેકી રાશીનો હોય તો બાપને દુઃખ પડે, ચંદ્ર બેકી રાશીનો હોય તો માતાને સુખ અને એકી રાશીનો હોય તો દુઃખ પડે, સૂર્ય એકી રાશીનો હોય તો કાકાને સુખ અને બેકી રાશીનો હોય તો કાકાને દુઃખ પડે, સૂર્ય એકી રાશીનો હોય તો કાકાને સુખ અને બેકી રાશીનો હોય તો કાકાને દુઃખ પડે,

શુક્ર બેકી રાશીનો હોય તો માશીને સુખ અને એકી રાશીનો હોય તો માશીને દુ;ખ પડે.

દિવસે જન્મેલ મનુષ્યની કુંડળીમાં સૂર્ય એકી રાશીમાં બેઠો હોય તો બાપને સુખ મળે અને બેકી રાશીમાં હોય તો બાપને દુ:ખ પડે, શુક્ર એકી રાશીનો હોય તો માતાને દુ:ખ અને બેકી રાશીનો હોય તો સુખ મળે, શની એકી રાશીનો હોય તો કાકાને સુખ અને બેકી રાશીનો હોય તો દુ:ખ પડે. ચંદ્ર એકી રાશીનો હોય તો માશીને દુ:ખ અને બેકી રાશીનો હોય તો સુખ મળે.

## અંગ્રેજી જયોતિષ પ્રમાણે માબાપનું ફળ.

ઈંગ્રેજી જ્યોતિષ પ્રમાણે ચોથુ ઘર બાપનું અને દશમું ઘર માનું જાણવું. અને સંસ્કૃત પ્રમાણે દશમુ ઘર બાપનું ને ચોથું ઘર માનું જાણવું. મતલબ કે એ બે ભૂવનમાં માબાપનું સુખ જોવું.

એ બે ભૂવનોમાં પાપગ્રહ હોય અને તેને શુભગ્રહની દૃષ્ટિ ન હોય તો, અથવા તે ભૂવનના સ્વામીઓ નીચના થઇ પાપગ્રહની સાથે અથવા દૃષ્ટિમાં ફસેલા હોય તો માબાપનું સુખ જાણવું નહિ.

ચોથા કે દશમા ભૂવને શની, મંગળ, રાહુ, કેતુ હરષચલ કે નિચનો બુધ એ પાપગ્રહો હોય તો તે માબાપને હાનિકર્તા છે.

શની અને રવી ઉંચના કે બળવાન થઇ અને ચોથા કે દશમા ઘરમાં હોય તો બાપનો આવરદા લાંબો જાણવો.

શુક્ર અને ચંદ્ર ઉંચના બળવાન થઇ, દશમા ભાવે હોય તો તેની માતાનું સુખ વધારે જાણવું. એટલે માનું આયુષ્ય લાંબુ જાણવું.

ઉપરના ગ્રહોની જો આઠમા, છઠ્ઠા કે અગીઆરમા ભૂવન ઉપર વેર ભાવની દ્રષ્ટિ હોય તો માબાપ કંગાલ, માંદાં અને ખરાબ જીંદગી ગુજારે અથવા મરે, પણ જો શુભગ્રહોની દ્રષ્ટિ ઉપરનાં ભૂવનોપર હોય તો સોભ કરે. જીંદગી ટકાવી રાખે તથા તેમના દેહનું સુખ આપે.

## વિદ્યાપ્રાપ્તિ.

પાંચમાનો સ્વામિ એકલો અથવા બુધ અને ગુરૂ સાથે છઠા, આઠમા અને બારમા ભાવે હોય તો તેને વિદ્યા પ્રાપ્ત થાય નહિ. લગ્ને ચંદ્ર મંગળ હોય અને તેમને બુધ જોતો હોય તો બુદ્ધિ વગરનો જાણવો. ચંદ્રમા અને લગ્નના સ્વામીને મંગળ જોતો હોય તો પણ બુદ્ધિ ન હોય. પાંચમા સ્થાનનો સ્વામી કેંદ્રસ્થાનમાં અથવા

પાંચમા કે નવમા સ્થાનમાં હોય તો તે માણસ વિદ્વાન અને બુદ્ધિશાળી થાય.

### વંશનો નાશ થવા વિષે.

પેલા, પાંચમા, આઠમા અને બારમા ભાવે અથવા તો ૧–૮–૧૨ મા ભાવે પાપગ્રહો હોય તો વંશનો નાશ થાય, તેમજ પાંચમે ચંદ્ર હોય અને ૧–૮–૧૨ મા ભાવે પાપગ્રહ રહ્યા હોય તો વંશનો નાશ થાય. અથવા ૫–૮–૧૨ મા ભાવે પાપગ્રહો બેઠા હોય તો વંશ જાય.

લગ્ને પાપગ્રહો, ચોથે ચંદ્ર, લગ્ને શ પાંચમે અને પાંચમાનો સ્વામી નિર્બળ હોય તો વંશ જાય, સાતમા સ્થાને બુધ સાથે શુક્ર હોય, પાપગ્રહ ચોથે હોય, ગુરૂ પાંચમે હોય અને ચંદ્રથી આઠમા ભાવે કોઇ પણ પાપગ્રહ રહેતો હોય, તો વંશ જાય, લગ્ને ગુરૂ સાથે ચંદ્ર હોય, સાતમે મંગળ કે શન હો ય અને બીજા પાપગ્રહો ચોથે હોય તો વંશ જાય.

### મિત્રનું સુખ.

ચંદ્ર, શની સાથે ચોથા સ્થાને બેઠો હોય અથવા શનીની દ્રષ્ટિ પડતી હોય તો મિત્રોથી નુકશાન થાય.

સાતમા ભાવે પાપગ્રહ અથવા મંગળ હોય તોપણ મિત્રોથી નુકશાન થાય.

ત્રીજાનો અથવા ચોથાનો સ્વામી એકલો અથવા બુધ સાથે ત્રિકસ્થાનમાં હોય તો મિત્રોથી હાનિ થાય.

ત્રીજાનો અથવા ચોથાનો સ્વામી બુધ સાથે દશમા ભાવે બેઠો હોય તો મિત્રદ્વારા કર્મનો ઉદય થાય.

ચોથા સ્થાનનો સ્વામી અને બુધ લાભ સ્થાનમાં હોય તો મિત્રોથી લાભ થાય.

### નપુંસક થવા વિષે.

જન્મકુંડળીમાં સૂર્ય વિષમ અથવા એકી રાશીમાં અને ચંદ્રમા સમ અથવા બેકીરાશીમાં હોય અથવા ચંદ્ર વિષમ રાશીમાં અને સૂર્ય સમરાશીમાં રહીને એક બીજાને દેખતા હોય તો નપુંસક થાય.

લગ્ન અને ચંદ્રમા વિષમરાશીમાં હોય અને તે બનેને સમરાશીમાં રહેલો મંગળ જોતો હોય તો નપુંસક થાય.

શુક્ર, ચંદ્ર અને લગ્ન પુરુષગ્રહની રાશીમાં અથવા નવમાંશમાં હોય તોપણ નપુંસક થાય.

ચંદ્રમા સમરાશીનો અને બુધ વિષમનો હોય તો અને બંનેને ગમે તે રાશીમાં રહીને મંગળ જોતા હોય તો નપુંસક થાય.

મંગળ વિષમ રાશીમાં અને સૂર્ય સમરાશીમાં હોય અને બંને પરસ્પર જોતા હોય તો નપુંસક થાય.

## મુસાફરી વિષે.

ચંદ્ર અથવા મંગળ ત્રીજા, નવમા અને બારમા સ્થાનમાં રહ્યા હોય તો નક્કી મુસાફરી કરાવે. જો તે કર્ક અથવા મીન રાશીમાં રહ્યા હોય તો લાંબી મુસાફરી કરાવે.

ત્રીજા કે નવમા સ્થાનમાં રાહુ કે શનિ હોય તો મુસાફરીમાં હરકત થાય.

શની કે રવી લગ્નસ્થાનમાં ઉંચના હોય તો દેશમાં જ રહેવાનું થાય.

રાહુ, શની અથવા મંગળ, નવમા સ્થાનમાં, કર્ક વૃશ્ચિક કે મીન રાશીમાં હોય તેમજ ખરાબ દ્રષ્ટિમાં હોય તો વહાણ ભાગવાથી મૃત્યુ થાય. પરંતુ જો ત્રીજા સ્થાનમાં હોય તો રેલ્વે કે જમીન માર્ગની મુસાફરીમાં અકસ્માત થાય.

ગુરૂ અગર ચંદ્ર ત્રીજા કે નવમા સ્થાને રહેલ ગ્રહ ઉપર શુભ દ્રષ્ટિથી જોતા હોય, અને ચંદ્રમા પણ શુભગ્રહની દ્રષ્ટિમાં હોય, તેમ કોઇ પણ પાપગ્રહની દ્રષ્ટિ તેમના ઉપર હોય નહિ તો મુસાફરી નિર્વિઘ્ને પાર પડે.

## ધનરહિત તથા દુઃખી થવા વિષે.

ધન ભુવનનો સ્વામી પાપગ્રહ સાથે બેઠો હોય, અને ધનભુવન પાપગ્રહથી યુક્ત અથવા દ્રષ્ટિવાળુ હોય તો પૈસાથી દુઃખી થાય.

ધનભાવનો સ્વામિ ગુરૂ સહિત છઠે આઠમે અને બારમે હોય તો તે માણસ દુઃખી અને ધનરહિત થાય.

ચોથાભાવે મંગળ, શનિ યા રાહુ હોય તો પૈસાની તંગાશ પડે અને નુકશાન થાય.

છઠાનો માલીક રાહુ અથવા સૂર્યસહિત બારમાભાવે બેઠો હોય તો તે માણસ ધનથી દુઃખી અને પારકાના આશ્રય નિચે ગુજરાન ચલાવનાર થાય છે.

આઠમાનો અધિપતિ લાભભુવનમાં હોય તો બાલ્યાવસ્થામાં દુઃખી અને પછીથી સુખ ભોગવનાર થાય.

ધનભૂવનમાં રવી અથવા મંગળ હોય તો ધનનું નુકશાન થાય,

### મકાન તથા વાહન સુખ નષ્ટ થવા વિષે.

ચોથા સ્થાનમાં શુભગ્રહની દ્રષ્ટિવિનાના જેટલા પાપગ્રહો રહ્યા હોય તેટલા વાહનોનો નાશ થાય.

બીજા, ચોથા, દશમા અને બારમા સ્થાનના સ્વામીઓ જેટલા પાપગૃહો સહિત ત્રિકસ્થાનમાં પડયા હોય તેટલી વેળા મકાનો આગથી તારાજ થાય અથવા અન્ય રીતે નુકશાન થાય.

જન્મકુંડળીમાં ચોથા સ્થાનનો અધિપતિ, ચોથાભૂવન સિવાય બીજા કોઇપણ ભૂવનમાં લગ્નના માલીકની સાથે રહ્યો ન હોય તો મકાનનું સુખ હોય નહિ, અથવા હોય તો નષ્ટ થાય.

### દેશ પરદેશમાં ભાગ્યોદય થવા વિશે.

ચર રાશીનું લગ્ન હોય, લગ્નનો સ્વામી પણ ચરરાશીનો હોય અને લગ્નસ્થાન તથા લગ્નસ્વામીને ચરરાશીમાં રહેલા ગ્રહો દેખતા હોય તો પરદેશમાંજ ભાગ્યોદય થાય. પણ સ્થિરરાશીમાં હોય તો દેશમાં અને દ્વિસ્વભાવ રાશીમાં હોય તો ઘણા દેશોમાં મુસાફરી કરતાં ભાગ્યોદય થાય.

### વ્યાપાર, નોકરી તથા ધંધો રોજગાર જોવા વિશે.

ઘણા ગ્રહો જન્મકુંડળીમાં દશમા કે પહેલા સ્થાને હોય તો તેમાંથી બળવાન ગ્રહના જેવા ધંધા તે કરે.

જન્મકુંડળીમાં સૂર્ય બળવાન હોય તો તાંબાના વ્યાપારથી ફાયદો થાય પરંતુ મોટા ભાગે કોઇ રાજ્ય અગર સ્ટેટમાં નોકરી કરાવે.

ચંદ્ર બળવાન હોય તો હીરા, મોતી, પરવાળાં યા કોઇ પ્રવાહી પદાર્થો, અથવા દવાનો ધંધો કરે.

મંગળ બળવાન હોય તો લોખંડની વસ્તુઓનો, સુથારનો, સોનીનો કે વીશીનો ધંધો કરે અથવા ડાક્ટર પણ થાય.

બુધ બળવાન હોય તો લખાણથી અથવા વિદ્યાને લગતાં કાર્યોથી યા કાંસાની ધાતુના ધંધાથી ફાયદો થાય.

ગુરૂ બળવાન હોય તો વિદ્યાને લગતા ધંધાથી કે ચાંદીથી, કાપડથી, મશીનથી અગર દરજીના ધંધાથી લાભ મળે.

શુક્ર બળવાન હોય તો કાપડનો, ઘરેણાનો, દાગીનાનો. સુગંધી ચીજોનો, મોતીનો અને દારૂનો ધંધો કરાવે.

શની બળવાન હોય તો છાપખાનું, ખેતીનું, સીસુ, લોખંડ કે કલઇની વસ્તુ વેચવાનો ધંધો કરે.

પહેલા, દશમા અને ત્રીજા ભુવનમાં જે જે રાશીઓ હોય તે તે રાશીઓ વાળાને નિચે લખેલા ધંધાથી લાભ થાય.

મેષ, સીંહ અને ધન રાશી હોય તો મુસાફરીથી, શોધ ખોળથી, હુન્નરકારીગરીથી, લોખંડી વસ્તુઓ અને સાંચા કામથી લાભ થાય.

વરખ, કન્યા અને મકર રાશી હોય તો ખેતીથી, અનુભવી વિદ્યાથી, વતનદારીથી, જમીનથી અને મોજણી માપવાથી ફાયદો થાય.

મીથુન, તુલા અને કુંભ રાશી હોય તો વિદ્યાથી, કાપડના વેપારથી, લેખકથી, કલાર્કની નોકરીથી, બુકસેલરથી લાભ કરાવે.

કર્ક, વૃશ્ચિક અને મીન રાશી હોય તો પાણીમાં ઉત્પન્ન થતા પદાર્થોથી, મોતીથી, રસાયણીક પ્રવાહી પદાર્થોથી, તેલ, દીવેલ યા દારૂથી, છાપાકામથી અને ડોકટરી ધંધાથી ફાયદો થાય.

જેનો જન્મ ચંદ્રની મહાદશામાં થયો હોય અને જન્મકુંડળીમાં જો ચંદ્ર શનીની ખરાબ દૃષ્ટિમાં હોય તો પોતાને નામે ધંધો કરવો નહી પણ ભાગીદારીથી કરવો. સૂર્ય જો બળવાન રાહુ યા શનીથી જોવાયલો હોય તો મોટા સ્ટેટમાં નોકરી મળે. મંગળ, બુધ અને શુક્રની દૃષ્ટિમાં હોય તો ચિત્રકળા હુન્નર ઉદ્યોગથી લાભ મળે.

ધંધા રોજગાર માટે ૧ લું ભુવન તથા દશમું ભુવન અને સૂર્ય તથા સૂર્યની નજીકના ઉદયના ગ્રહો જોવા જોઇએ. તેમજ પેહલા અને દશમા ભાવની જે રાશી હોય તે પણ ધંધા વેપાર માટે જોવી જોઇએ.

રવી પણ ધંધા માટે જોવાની જરૂર છે.

રવી સાથે મંગળ હોય તો લોખંડનો, સાંચા કામનો કે ધાતુની ચીજોનો વેપાર કરનાર થાય. રવી સાથે બુધ હોય તો ડાકટર વૈદ કે હકીમ થાય, રવી સાથે ગુરૂ હોય તો વકીલ થાય, અને રવી સાથે શુક્ર હોય તો સોને લગતી ચીજોનો કે કપડાંનો વેપારી થાય.

પાપગ્રહો સાથે બુધ હોય તો ચોરી કરે, કે લુંટારો થાય.

## ધન, સંપત્તિ અને સુખ જોવા બાબત.

ધન ભાવનો સ્વામી ગુરૂ સાથે પોતાની રાશીમાં હોય તો સર્વ પ્રકારની સંપત્તિ મળે.

રવી અથવા ચંદ્ર, ગુરૂ સાથે હોય તો ધન સંબંધી સુખ

સારૂં જાણવું, ગુરૂ, મેષ, કર્ક, તુલા અથવા મકર રાશીમાં હોય તો પણ ધનનું સુખ સારૂં જાણવું.

ધન ભૂવનનો માલીક બુધ હોય અને ગુરૂ સાથે કેંદ્રમાં હોય તો સોનાની સમૃદ્ધિવાળો હોય.

બીજા ભાવનો સ્વામી શુભગ્રહ હોય અને તે ચંદ્ર સાથે કેંદ્રમાં હોય તો રૂપાની સમૃદ્ધિવાળો થાય.

ચોથા સ્થાને શનિ, તુલા કે મકરનો હોય અને તે ગુરૂથી ત્રિકોણમાં હોય તો દ્રવ્ય, જમીન વિગેરેની પ્રાપ્તિ થાય છે.

ચોથા તેમજ નવમા સ્થાનના માલીકો લગ્નમાં રહી પોતપોતાના સ્થાનને જોતા હોય તો તે માણસને સર્વ પ્રકારની ધન ધાન્યાદિ સંપત્તિ પ્રાપ્ત થાય છે.

સાતમા સ્થાનથી બારમા સ્થાન સુધી નવે ગ્રહો રહેતા હોય તો ધનસુખ અને આબાદીની ફતેહ થાય.

છઠા ભાવનો સ્વામી દશમે અને દશમાનો સ્વામી શની સાથે કેંદ્ર કે ત્રિકોણમાં હોય તો ઘણા દાસ દાસીઓવાળો જાણવો.

દશમા ભાવનો સ્વામી દશમે બેઠો હોય અને તેને શુભ ગ્રહ દેખતા હોય અથવા ત્યાં શુભ ગ્રહ બેઠા હોય તો ઘણા નોકરવાળો જાણવો.

ગુરૂ, શુક્ર અને ચંદ્ર ચોથા સ્થાનમાં હોય અને કોઇપણ પાપગ્રહની દ્રષ્ટિ તેના ઉપર ન હોય તો ધન દોલતથી સુખી જાણવો. પણ જીંદગીના પાછલા ભાગમાં સુખ મળે.

ધનભુવન એ ૨ જું ભૂવન છે. પૈસા સંબંધી બીજા ભૂવનમાં જોવું. બીજા ભૂવનનો સ્વામી ઉંચનો, મીત્રગ્રહની રાશીનો કે દ્રષ્ટિવાળો થઈ સારે સ્થાને બેઠો હોય તો પૈસો સારો મળે.

૧ લા સ્થાનનો સ્વામી સૂર્ય અથવા શુક્રની સારી દ્રષ્ટિમાં હોય અને જન્મકુંડળીમાં આઠમા ભાવે બેઠો હોય તો સારી મિલ્કત મળે.

૧ લા સ્થાનનો સ્વામી બળવાન તથા ઉંચનો થઈ પાંચમા કે દશમા ભૂવનના સ્વામી સાથે બેઠો હોય અથવા ૧ લા સ્થાનનો સ્વામી પાંચમા ઘરના સ્વામીની સાથે ગુરૂની શુભ દ્રષ્ટિમાં અથવા ગુરૂની સાથે બેઠો હોય તો સારો પૈસો મળે.



# પ્રકરણ ૪૬ મું.

## સ્ત્રીઓની જન્મકુંડળી જોવાની રીત.

પુરૂષની જન્મકુંડળીમાં અને સ્ત્રીની જન્મકુંડળીમાં વધુ તફાવત નથી અને જે સહેજસાજ તફાવત છે તે આ પ્રકરણમાં આપવામાં આવ્યો છે.

પુરૂષની જન્મકુંડળીનું જે ફળ મળે તેજ ફળ સ્ત્રીને મળે છે તેમાં પુરૂષની જગ્યાએ સ્ત્રી શબ્દ સમજવો. દ્રષ્ટિફળ, દશા, મહાદશા રાજયોગ, નાભસયોગો વિગેરે પુરૂષના પ્રમાણે જ સ્ત્રીને લાગુ પાડવા.

### સ્ત્રીને પતિનું સુખ જોવા બાબત.

સ્ત્રીની જન્મકુંડળીમાં લગ્ન તથા ચંદ્ર થકી સાતમા ભાવમાં કોઇપણ ગ્રહ રહેલો હોય, સાતમો ભાવ નિર્બળ હોય, અને તેને કોઇ શુભગ્રહ દેખતો ન હોય કે ભેગો બેઠો ન હોય તો આ સ્ત્રીનો પતિ ખરાબ ચાલનો સમજવો.

લગ્નથી કે ચંદ્રથી સાતમા ભાવમાં ચરરાશી હોય તો આ સ્ત્રીનો પતિ હંમેશાં મુસાફરી કરનારો સમજવો. સ્થિર રાશી હોય તો તેનો પતિ હમેશાં ઘેર રહેનારો જાણવો અને દ્વિસ્વભાવરાશી હોય તો તેનો પતિ થોડો વખત મુસાફરી કરે અને થોડો ટાઇમ ઘેર રહે.

લગ્ન અને ચંદ્ર બંને બેકી રાશીના હોય તો તે સ્ત્રી સારા સ્વભાવની જાણવી અને લગ્ન તથા ચંદ્ર ઉપર શુભગ્રહની દ્રષ્ટિ હોય તો તે સ્ત્રી સારા લક્ષણવાળી, પતિવ્રતા અને વૈભવી હોય.

લગ્ન અને ચંદ્ર એકી રાશીમાં હોય તો તે સ્ત્રી પુરૂષના આકાર તથા સ્વભાવવાળી થાય. અને લગ્ન તથા ચંદ્ર ઉપર પાપગ્રહની દ્રષ્ટિ હોય તો પાપ લક્ષણવાળી, સારા ગુણ વગરની અને દુષ્ટ સ્વભાવની તે સ્ત્રી થાય.

લગ્ન અથવા ચંદ્રથી સાતમાભાવમાં બુધ કે શનિ રહેલો હોય તો આ સ્ત્રીનો પતિ નપુંસક સમજવો.

જન્મકુંડળીના સાતમા ભાવમાં શનિની રાશી અને શનિની રાશીનો નવમાંશ હોય તો આ સ્ત્રીને વૃદ્ધ અને મુરખ સ્વામિ મળે.

સાતમા ભાવમાં મંગળની રાશી કે મંગળની રાશીનો નવમાંશ હોય તો આ સ્ત્રીને ક્રોધી અને ઘણી સ્ત્રીઓ ઉપર કામી મનવાળો પતિ મળશે.

સાતમા ભાવમાં બુધની રાશી કે બુધની રાશીનો નવમાંશ હોય તો આ સ્ત્રીને વિદ્વાન, ચતુર અને હંમેશાં પોતાનું કામ બરોબર કરનારો પતિ મળશે.

સાતમા ભાવમાં સૂર્યની રાશી કે સૂર્યની રાશીનો નવમાંશ હોય તો આ સ્ત્રીને અતિ કોમળ મનનો, વિજય કરવાની શક્તિવાળો અને ઘણા વ્યાપાર કરનારો સ્વામિ મળશે.

સાતમા ભાવમાં ચંદ્રની રાશી કે ચંદ્રની રાશીનો નવમાંશ હોય તો આ સ્ત્રીને ઘણા વિષયવાળો, કામાતુર, નાજુક પ્રકૃતિવાળો અને કોમળ પતિ મળશે.

સાતમા ભાવમાં ગુરૂની રાશી કે ગુરૂની રાશીનો નવમાંશ હોય તો આ સ્ત્રીને ઉદાર મનવાળો, ગુણવાન, અને જીતેંદ્રિય પતિ મળશે.

સાતમા ભાવમાં શુક્રની રાશી કે શુક્રની રાશીનો નવમાંશ હોય તો આ સ્ત્રીને પોતાના ઉપર પ્રિતિ રાખનારો, ભાગ્યશાળી, અને સુંદર રૂપવાળો, પતિ મળશે એમ સમજવું.

સાતમા ભાવનો નવમાંશ શુભગ્રહની રાશી હોય તો. અથવા નવમાંશ રાશીને જન્મકુંડળીમાં શુભગ્રહ દેખતા હોય તો તે સ્ત્રી તેના પતિને ઘણી સુખપ્રિય થાય.

## સ્ત્રીનું પોતાનું સુખ દુઃખ જોવા બાબત.

પાંચમો ભાવ અગર પાંચમા ભાવનો સ્વામ બળવાન હોય તો આ સ્ત્રી સુંદર પુત્રવાળી, તથા વૈભવવાળી થશે.

લગ્ન તથા લગ્નનો સ્વામિ અને ચંદ્ર બળવાન હશે તો આ સ્ત્રી ઈંદ્રની પરી જેવી રૂપાળી થશે.

લગ્નનો સ્વામિ તથા લગ્નના નવમાંશનો પતિ શુભગ્રહ અને બળવાન હોય તો આ સ્ત્રી નિખાલસ મનની થશે.

નવમો ભાવ તથા નવમા ભાવનો સ્વામિ બળવાન હોય તેમજ ધનભાવ તથા ધનભાવનો સ્વામિ બળવાન હોય તો આ સ્ત્રી ભાગ્યશાળી અને વૈભવી થાય.

લગ્ને ચંદ્ર અને શુક્ર રહેલા હોય તો આ સ્ત્રી ઇર્ષ્યાવાળી, તથા સુખની ઇચ્છાવાળી થાય. ચંદ્ર અને બુધ લગ્ને હોય તો કળામાં કુશળ થાય તથા સુખી અને ગુણવાન પણ થાય. શુક્ર અને બુધ એ બે લગ્ને હોય તો આ સ્ત્રી સુંદર, રૂપાળી, ભાગ્યશાળી, કળામાં કુશળ અને પોતાના સ્વામીને અતિ વહાલી હોય, ચંદ્ર અને ગુરૂ લગ્ને હોય તો આ સ્ત્રી વૈભવી અને ભાગ્યશાળી થાય, શુક્ર, બુધ, અને ચંદ્ર લગ્ને હોય તો ઘણા સુખ અને ગુણવાળી તથા ઘણા ધનવાળી આ સ્ત્રી હોય, અને બુધ, ગુરૂ તથા શુક્ર ત્રણે ગ્રહો લગ્નમાં હોય તો આ સ્ત્રી ઘણા ગુણવાળી, ધનવાન અને સુખી થાય.

જન્મકુંડળીમાં હરકોઇ ભાવે મંગળ, બુધ, ગુરૂ અને શુક્ર સર્વે બળવાન થઇ બેઠા હોય, પણ લગ્નમાં સમરાશી હોય તો આ સ્ત્રી ઘણી કીર્તિવાળી, ઘણા શાસ્ત્રોમાં કુશળ, અને ધર્મિષ્ટ જાણવી.

જન્મકુંડળીમાં ચંદ્ર–વરખ, સિંહ, વૃશ્ચિક કે કન્યા પૈકી ગમે તે રાશીમાં હોય તો આ સ્ત્રીને એકાદ પુત્ર થાય.

## સ્ત્રી કુંવારી રહે તે બાબત.

સાતમે શનિ હોય અને તેને પાપગ્રહ દેખતા હોય તો આ સ્ત્રી લાંબી મુદત સુધી કુંવારી રહે. અથવા વૃદ્ધ થતાં સુધી કુંવારી જ રહે

## સ્ત્રી વિધવા થાય તે બાબત.

સાતમા ભાવમાં મંગળ હોય અને તેને પાપગ્રહો દેખતા હોય તો તે સ્ત્રી બાળપણમાં વિધવા થાય.

સાતમે ઘણા પાપગ્રહ રહેલા હોય તો તે સ્ત્રી વિધવા થાય.

આઠમા ભાવે કોઇ પાપગ્રહ હોય તો આ સ્ત્રી વિધવા થાય.

આઠમા ભાવે પાપગ્રહ હોય પણ બીજા ભાવે કોઈ શુભગ્રહ હોય તો આ સ્ત્રી વિધવા થાય પણ વિધવા થયા પછી થોડાજ વખતમાં મૃત્યુ થાય.

છઠે કે આઠમે ચંદ્ર હોય તો તે સ્ત્રી વિધવા થાય અને સ્ત્રીના પતિના શરીરે નેષ્ટ ફળ થાય.

લગ્ને પાપગ્રહ હોય અને સાતમે પાપગ્રહ તથા મંગળ હોય તો આ સ્ત્રી વિધવા થાય.

લગ્નમાં ચંદ્ર હોય અને સાતમે મંગળ હોય તોપણ આ સ્ત્રી વિધવા થાય.

જન્મકુંડળીમાં ૧–૪–૭–૮ અથવા ૧૨ મા ભાવમાં મંગળ

હોય તો આ સ્ત્રી વિધવા થાય તથા તેનો પતિ દુઃખી થાય.

પરંતુ લગ્નનો સ્વામિ લગ્નમાં અને સાતમા ભાવનો સ્વામિ સાતમા ભાવમાં હોય, અથવા લગ્નનો સ્વામી સાતમે અને સાતમાનો સ્વામી લગ્ને હોય અથવા લગ્નનો અને સાતમાનો સ્વામિ બંને લગ્નમાં હોય અથવા લગ્નનો અને સાતમાનો સ્વામિ બંને સાતમે હોય તો, વિધવાપણાના દોષો નડતા નથી, યોગોમાં કોઇ શુભગ્રહની દૃષ્ટી કે સમાગમ હોય પણ પાપગ્રહની દ્રષ્ટિ કે સમાગમ ન હોય તો એ યોગ વિધવાપણાના દોષને તથા નિચેના વિષકન્યાના દોષને નાશ કરે છે.

### નિચેના યોગવાળી સ્ત્રીને વિષકન્યા કહે છે.

લગ્ને શનિ, પાંચમે સૂર્ય, અને નવમે ભાવે મંગળ હોય તો આ સ્ત્રીને વિષકન્યા જાણવી.

જે સ્ત્રીનો જન્મ બારસ, રવીવાર અને શતભિષા નક્ષત્રમાં અથવા સાતમ, મંગળવાર અને વિશાખા નક્ષત્રમાં, અથવા બીજ, શનિવાર અને આશ્લેષા નક્ષત્રમાં થયો હોય તેને વિષકન્યા કહે છે.

જે સ્ત્રીનો જન્મ બીજ, બારસ અને સાતમ તિથીમાં, આશ્લેષા શતભિષા અને વિશાખા નક્ષત્રોમાં; શનિ રવી, કે મંગળવારના રોજ થયો હોય તે સ્ત્રીને વિષકન્યા કહે છે.

લગ્ને શત્રુગ્રહની રાશીના બે શુભગ્રહો રહ્યા હોય અથવા લગ્ને શત્રુગ્રહની રાશીનો એક પાપગ્રહ હોય તો આ કન્યાને વિષકન્યા જાણવી.

વિષકન્યા યોગવાળી સ્ત્રી નિર્ભાગી, દુઃખી, વિધવા, વ્યભિચારિણી અને સંતાનના દુઃખવાળી થાય છે. તે જે ઠેકાણે રહે તે ઠેકાણે દુઃખ થાય, એટલે સ્ત્રી નઠારાં પગલાંની સમજવી.

પણ લગ્ન અથવા ચંદ્રથી સાતમા ભાવનો સ્વામિ સ્વગ્રહનો થઇ રહેલો હોય તો ઉપરના વિષકન્યાના દોષ નડતા નથી.

### નીચેના યોગવાળી સ્ત્રી વ્યભિચારીણી થાય.

જન્મકુંડળીમાં પાંચમા ભાવે કોઇ પાપગ્રહ નીચનો થઇ અને રહેલો હોય તો, તથા તેને કોઇ શત્રુગ્રહ દેખતો હોય તો આ સ્ત્રી વ્યભિચારિણી થાય તથા તેને પ્રજા જીવે નહિ.

લગ્ન શનિ કે મંગળની રાશીનું હોય તેમાં ચંદ્ર તથા શુક્ર રહેલા હોય અને તેમને પાપગ્રહો દેખતા હોય તો આ સ્ત્રી અને

તેની મા બંને જણાં વ્યભિચારી હોય. આ સ્ત્રીને તેની મા ઉપર હાજર રહી વ્યભિચાર કરાવે.

નવમાંશ કુંડળીમાં મંગળ શુક્રની રાશીનો હોય અને શુક્ર, મંગળની રાશીનો હોય તો આ સ્ત્રી વ્યભિચારીણી થાય.

સાતમા ભાવમાં ચંદ્રની સાથે શુક્ર અને મંગળ રહ્યા હોય તો આ સ્ત્રી પોતાના પતિની રજાથી વ્યભિચાર કરાવે.

સાતમે ભાવે શુભ તથા પાપ એમ બંને પ્રકારના ઘણા ગ્રહો રહ્યા હોય તો આ સ્ત્રી પોતાના લગ્ન કરેલા પતિને મુકીને બીજા પુરૂષ જોડે નાતરૂં કરે.

સૂર્ય, મંગળ અને ગુરુ બળવાન હોય, ચંદ્ર, બુધ અને શુક્ર નિર્બળ હોય, અને શનિ મધ્યમ હોય, ગમે તે ભાવે તે સર્વે ગ્રહો રહ્યા હોય અને વિશમ રાશીનું લગ્ન હોય તો આ સ્ત્રીને ઘણા પુરૂષ હોય એમ સમજવું.

### નિચેના યોગવાળી સ્ત્રીને તેનો સ્વામિ ત્યાગ કરશે.

સાતમે ભાવે નિર્બળ થઇને કોઇ પણ પાપગ્રહ રહ્યો હોય તો અને તેને શુભગ્રહ દેખતા ન હોય તો તે સ્ત્રીને તેનો ધણી ત્યાગ કરશે.

### નિચેના યોગવાળી સ્ત્રી તેનાં સગાંને મારે છે.

મુળ નક્ષત્રના પ્રથમના ત્રણ ભાગમાં જે સ્ત્રી જન્મે તે સ્ત્રી તેના સસરાને મારે, અશ્લેષા નક્ષત્રના છેલ્લા ત્રણ પાયામાં જન્મે તો પોતાની સાસુને, જયેષ્ટા નક્ષત્રના છેલ્લા પાયામાં જન્મે તો પોતાના દીયરને તે સ્ત્રી મારે છે એમ સમજવું.

### કપટી, રોગી અને પ્રવજ્યા યોગવાળી સ્ત્રીઓના યોગ.

લગ્નનો તથા લગ્નના નવમાંશનો સ્વામિ પાપગ્રહ હશે કે નિર્બળ હશે તો આ સ્ત્રી કપટી તથા હલકા સ્વભાવની થશે તેમજ તે સ્ત્રી ભૂત પિશાચના ચરિત્રવાળી અને સ્ત્રીચરિત્રવાળી થાય એમ સમજવું.

સાતમા ભાવનો નવમાંશ ગણતાં મંગળની રાશીનો નવમાંશ આવે અને જન્મકુંડળીમાં નવમાંશની રાશીને શનિ દેખતો હોય તો આ સ્ત્રીની યોનિમાં હંમેશાં રોગ રહે છે.

સાતમા ભાવમાં કોઇ પાપગ્રહ રહ્યો હોય અને નવમા ભાવમાં હરકોઇ ગ્રહ રહ્યો હોય તો આ સ્ત્રી નવમા ભાવમાં રહેલા ગ્રહની પ્રવજ્યા યોગની દિક્ષા લેશે એમ સમજવું.

## સ્ત્રીનું મૃત્યુ શાથી થશે તે બાબત.

જન્મકુંડળીમાં મંગળની રાશીના ચંદ્રને પાપગ્રહની કર્તરી હોય તો તે સ્ત્રીનું શાસ્ત્ર કે અગ્નિથી મૃત્યુ થશે.

કન્યારાશીના ચંદ્ર તથા સૂર્યને પાપગ્રહ દેખતા હોય કે તેમની ભેગા બેઠા હોય તો તે સ્ત્રીનું બંધનથી મૃત્યુ થાય.

કર્કરાશીનો શનિ અને ચંદ્ર મકર રાશીનો હોય તો જલંદરના રોગથી તે મૃત્યુ પામે.

ચંદ્રથી દશમા સ્થાનમાં સૂર્ય અને ચોથા સ્થાનમાં મંગળ હોય તો આ સ્ત્રીનું ઉચી જગ્યાએથી પડવાથી મૃત્યુ થાય.

ચંદ્ર અને સૂર્ય દ્વિસ્વભાવ રાશીમાં હોય અને તેને પાપગ્રહની દ્રષ્ટિ કે સમાગમ હોય તો તે સ્ત્રી જળમાં ડુબવાથી મરણ પામે.

ચંદ્રથી બીજે મંગળ, સાતમે બુધ અને ચોથે શનિ હોય તો આ સ્ત્રીનું કુવામાં પડવાથી મૃત્યુ થાય.

સ્ત્રીઓની બાબતમાં શુક્રથી સાસુનું, સૂર્યથી સસરાનું, લગ્નથી શરીરનું, ચંદ્રથી મનનું, અને સાતમા ભાવથી તથા સાતમા ભાવના સ્વામિથી સ્ત્રીના પતિનું સુખ દુઃખ જોવાય છે.

## સ્ત્રીનું સામાન્ય સુખ દુઃખ ત્રિશાંશ ઉપરથી જોવાની રીત.

જન્મકુંડળીમાં મિથુન કે કન્યારાશીનું લગ્ન અથવા ચંદ્ર હોય અને ત્રીશાંશ કુંડળીમાં લગ્ન અથવા ચંદ્ર મંગળની રાશીમાં હોય તો તે સ્ત્રી કપટી થાય. શનિની રાશીમાં હોય તો તે સ્ત્રી સ્ત્રીપણામાં ન હોય, ગુરૂની રાશીમાં હોય તો તે સ્ત્રી સદ્‌ગુણી થાય, બુધની રાશીમાં હોય તો ઘણા ગુણવાળી તે સ્ત્રી થાય, અને શુક્રની રાશીમાં હોય તો તે સ્ત્રી વ્યભિચારણી એટલે ગુણકા થાય એમ સમજવું.

જન્મકુંડળીમાં મેષ કે વૃશ્ચિક રાશીનું લગ્ન અથવા ચંદ્ર હોય અને ત્રીશાંશ કુંડળીમાં લગ્ન અથવા ચંદ્રમા મંગળની રાશીમા હોય તો તે સ્ત્રી નાનપણમાંજ ખરાબ લક્ષણ શીખે, શનીની રાશીમાં હોય તો તે સ્ત્રી સેવા કરનારી થાય, ગુરુની રાશીમાં હોય તો તે સ્ત્રી સાચા આચરણવાળી અને સમજુ થાય, બુધની રાશીમાં હોય તો તે સ્ત્રી સ્ત્રીચારિત્રમાં કુશળ થાય, અને શુક્રની રાશીમાં હોય તો તે સ્ત્રી નઠારા ચારિત્રવાળી થાય એમ સમજવું.

જન્મકુંડળીમાં લગ્ન અથવા ચંદ્ર કર્ક રાશીમાં હોય અને ત્રીશાંશકુંડળીમાં લગ્ન અથવા ચંદ્ર–મંગળની રાશીમાં હોય તો તે

સ્ત્રી સ્વતંત્ર મીજાજની, તથા સ્વતંત્ર રીતે કામકાજ કરનારી થાય એમ સમજવું, શનીની રાશીમાં હોય તો તે સ્ત્રી પોતાના સ્વામિને મારી નાખનારી થાય, ગુરૂની રાશીમાં હોય તો ઘણા ગુણવાળી થાય. બુધની રાશીમાં હોય તો શીલ્પકળામાં કુશળ થાય, અને શુક્રની રાશીમાં હોય તો આ સ્ત્રી નઠારા આચરણ કે લક્ષણવાળી સમજવી.

જન્મકુંડળીમાં શુક્રની રાશીનું લગ્ન અથવા ચંદ્રમા હોય અને ત્રીશાંશ કુંડળીમાં મંગળની રાશીમાં હોય તો તે સ્ત્રી દુષ્ટ આચરણ વાળી થાય, શનીની રાશીમાં હોય તો તે સ્ત્રી નાતરૂ કરે, ગુરૂની રાશીમાં હોય તો તે સ્ત્રી, સારાં લક્ષણવાળી તથા સારા ગુણવાળી થાય બુધની રાશીમાં હોય તો તે સ્ત્રી સંગિતકળામાં, તથા ચિત્રકળામાં હોંશીઆર થાય, અને શુક્રની રાશીમાં હોય તો તે સ્ત્રી સારા ગુણથી કીર્તિ મેળવનારી થાય એમ સમજવું.

જન્મકુંડળીમાં લગ્ન અથવા ચંદ્રમા શનિની રાશીમાં હોય અને ત્રીશાંશ કુંડળીમાં મંગળની રાશીમાં હોય તો તે સ્ત્રી દાસીપણું કરે, શનિની રાશીમાં હોય તો નીચ માણસ સાથે વ્યભિચાર કરે, ગુરૂની રાશીમાં હોય તો પતિવ્રત પાળે, બુધની રાશીમાં હોય તો તે સ્ત્રી નઠારી થાય, અને શુક્રની રાશીમાં હોય તો તે સ્ત્રીને પ્રજા વગરની વાંઝણી સમજવી.

જન્મકુંડળીમાં લગ્ન અથવા ચંદ્રમા સિંહ રાશીમાં હોય, અને ત્રીશાંશ કુંડળીમાં મંગળની રાશીમાં હોય તો તે સ્ત્રી પુરૂષના જેવી વાચાળ અને પુરૂષના જેવા આચરણવાળી થાય, શનીની રાશીમાં હોય તો વ્યભિચારીણી થાય ગુરૂની રાશીમાં હોય તો આ સ્ત્રી રાજાની સ્ત્રી થાય, બુધની રાશીમાં હોય તો તે સ્ત્રી પુરૂષના સ્વભાવવાળી થાય, અને શુક્રની રાશીમાં હોય તો તે સ્ત્રી નીચ પુરૂષ સાથે વ્યભિચાર કરનારી થાય એમ સમજવું.

જન્મકુંડળીમાં લગ્ન અથવા ચંદ્રમા ગુરૂની રાશીમાં હોય અને ત્રીશાંશ કુંડળીમાં મંગળની રાશીમાં હોય તો તે સ્ત્રી ઘણા ગુણવાળી થાય, શનિની રાશીમાં હોય તો તે સ્ત્રી ઉતાવળી ચાલનારી થાય, ગુરૂની રાશીમાં હોય તો તે સ્ત્રી ઘણા ગુણવાળી થાય, બુધની રાશીમાં હોય તો તે સ્ત્રી વિજ્ઞાનવાળી અથવા આશ્ચર્યવાળી થાય અને શુક્રની રાશીમાં હોય તો તે સ્ત્રી ખરાબ લક્ષણવાળી સમજવી.

ઉપરના ત્રીશાંશ ફળ પ્રમાણે સ્ત્રીના ગુણ તથા લક્ષણ સમજવાં

## વરને પાઘડીએ મંગળ અને કન્યાને ઘાટડીએ મંગળ જોવાની રીત.

વરની જન્મકુંડળીમાં ૧ લા સ્થાનમાં અથવા લગ્નથી ચોથે, સાતમે, આઠમે કે બારમા સ્થાને મંગળ પડયો હોય તો વરને પાઘડીએ મંગળ છે એમ સમજવું.

ઉપર મુજબ જો કન્યાની જન્મકુંડળીમાં ૧–૪–૭–૮–૧૨ મા ભાવે મંગળ પડયો હોય તો તે કન્યાને ઘાટડીએ મંગળછે એમ જાણવું.

વરને પાઘડીએ મંગળ હોય અને કન્યાને ઘાટડીએ મંગળ ન હોય તો સંબંધ કરવો નહિ કેમકે કન્યાનો નાશ થાય અને એ પ્રમાણે જો કન્યાને ઘાટડીએ મંગળ હોય અને વરને પાઘડીએ મંગળ ન હોય તો વરનો નાશ થાય.

વર તથા કન્યાની જન્મકુંડળીમાં મંગળ મેષરાશીનો થઇ લગ્નમાં રહ્યો હોય અથવા વૃશ્ચિક રાશીમાં ચોથા ભાવમાં રહ્યો હોય. અથવા ૭–૮–૧૨ માં પૈકી કોઇ પણ સ્થાનમાં ધનરાશીનો થઇને રહ્યો હોય તો વરકન્યાનો સંબંધ કરવાથી દોષ નડે નહિ.

વરને મંગળ હોય પરંતુ કન્યાની જન્મ કુંડળીમાં ૧–૪–૭–૮–૧૨ મા ભાવ પૈકી કોઇ પણ ભાવમાં શની હોય તોપણ બંનેનો સંબંધ થવા દેવામાં કાંઇ હરકત નથી. કારણ તે શનિ એ મંગળની બરોબરી કરનાર છે.

ઉપર પ્રમાણે જે સ્ત્રીની જન્મકુંડળીમાં વિધવા વિગેરે ખરાબ યોગ ઉત્પન્ન થયા હોય તેને ધર્મશાસ્ત્ર પ્રમાણે સાવિત્રીવ્રત. પીપળાવ્રત, અર્કવિવાહ અને કુંભ વિવાહાદિ વિગેરેની શાંતિ કરાવી પછી પરણાવવી એવી ધર્મશાસ્ત્રની આજ્ઞા છે.

## ગર્ભપાત તથા ગર્ભ નહિ રહેવા બાબત.

લગ્ને સૂર્ય હોય અને શની સાતમે હોય તો ગર્ભ રહે નહિ સૂર્ય તથા શની સાતમા સ્થાને હોય, ગુરૂની દ્રષ્ટિ વિનાનો ચંદ્ર દશમા ભાવે હોય તોપણ ગર્ભ રહે નહિ. ચોથા અને છઠ્ઠા સ્થાનમાં શનિ તથા મંગળ હોય તોપણ ગર્ભ રહે નહિ.

ઉપર જણાવેલા યોગો છતાં ગર્ભ રહે તોપણ નાશ થાય.



## પ્રકરણ ૪૭ મું.

### હોરા કુંડળી જોવાની રીત.

હોરા કુંડળીમાં ધનનું સુખ જોવાય છે.

હોરા કુંડળીમાં પહેલા અને બીજા ભાવે ગ્રહો રહ્યા હોય તો ધનનું ઘણું સુખ મળે, પહેલા અને બારમા ભાવમાં ગ્રહો રહ્યા હોય તો ધનનું મધ્યમ સુખ મળે, પણ બારમા ભાવમાં ઘણા ગ્રહો રહ્યા હોય તો નિર્ધન થાય.

હોરા કુંડળીમાં લગ્ને સૂર્ય હોય તો બાળપણમાં સુખી પણ પછી દુઃખી થાય પણ લગ્ને ચંદ્ર હોય તો બાળપણમાં દુઃખી અને મોટપણે સુખી થાય.

લગ્નનો સ્વામી સૂર્ય હોય તો સુખ વગરનો, પાપી, ક્રોધી અને કામી થાય.

લગ્નનો સ્વામિ ચંદ્ર હોય તો સુખી, ધનવાન, સ્રી પુત્રવાળો અને સર્વ ગુણસંપન્ન થાય.

લગ્નનો સ્વામિ જન્મકુંડળીમાં કેંદ્રમાં હોય અને તેને શુભગ્રહ દેખતા હોય કે ભેગા બેઠા હોય તો મોતી, રત્ન વિગેરેના આભૂષણ-વાળો થાય પણ પાપગ્રહ દેખતા હોય કે ભેગા બેઠા હોય તો ગાયો ભેંસો તથા લોઢાના વેપારથી સંપત્તિ મળે.

લગ્નનો સ્વામિ જન્મકુંડળીમાં પૂર્ણ બળવાન હોય તો સારા ગુણવાળો થાય અને તે ગ્રહ જન્મકુંડળીમાં સ્વગ્રહી હોય ને તે જે ભાવમાં બેઠો હોય તે ભાવનું પુરેપૂરૂં સુખ મળે. હોરા કુંડળીનો દશમા ભાવનો સ્વામિ બળવાન હોય તો ધનવાન અને સર્વનો પ્રિતિ મેળવનાર થાય પણ તે ગ્રહ બળવાન ન હોય તો લક્ષ્મી સિવાયનો થાય.

# પ્રકરણ ૪૮ મું.

## દ્રેષ્કાણ કુંડળીનું ફળ

આ કુંડળીમાં બંધુનું સુખ દુઃખ જોવાય છે.

દ્રષ્કાણ કુંડળીમાં લગ્નનો સ્વામિ જે રાશીમાં બેઠો હોય તે રાશીની સંખ્યા પ્રમાણે તેના ભાઇબેનની સંખ્યા જાણવી, લગ્નના સ્વામિ ભેગા જેટલા શુભગ્રહો રહ્યા હોય કે દેખતા હોય તેટલા ભાંડુ હયાત રહે. અને જેટલા પાપગ્રહો બેઠા હોય કે દેખતા હોય તેટલા ભાંડુ મરણ પામે. લગ્નના સ્વામિ સાથે પુરૂષગ્રહો બેઠા હોય તે ભાઇઓનું સુખ અને સ્ત્રીગ્રહો બેઠા હોય તો બેનોનું સુખ મળે.

લગ્નનો સ્વામિ જન્મકુંડળીમાં આઠમા ભાવે મંગળ સહિત બેઠો હોય તો તેના બંધુનું માર્ગમાં અથવા તો પડી જવાથી મૃત્યુ થાય, ગુરૂ અને શની સાથે બેઠો હોય તો ઝેરથી મૃત્યુ થાય અને પાપગ્રહો સાથે બેઠો હોય તો વિજળી પડવાથી મૃત્યુ થાય.

લગ્નનો સ્વામિ જન્મકુંડળીમાં છઠ્ઠે, આઠમે અને બારમે બેઠો હોય તો તે માણસ આત્મઘાતી થાય અને તે પાપગ્રહો સાથે રહ્યો હોય તો કાનનો રોગ થાય, બંધુ સાથે વેર થાય અને દુશ્મન વધે.

# પ્રકરણ ૪૯ મું.

## સપ્તમાંશ કુંડળી જોવાની રીત.

આ કુંડળીમાં સંતાનનું સુખ દુઃખ જોવાય છે.

સપ્તમાંશ કુંડળીના લગ્નનો સ્વામિ જન્મકુંડળીમાં જે રાશીમાં બેઠો હોય તે રાશીની સંખ્યા (આંક) પ્રમાણે તેને સંતાન થાય.

સપ્તમાંશ કુંડળીના લગ્નનો સ્વામિ જન્મકુંડળીમાં લગ્ને, ગુરૂ અને શુક્ર સાથે બેઠો હોય તો તેની પ્રજા આયુષ્યવાળી અને પુન્યવાન થાય, બુધની સાથે બેઠો હોય તો કન્યાની પ્રજા થાય, પાપગ્રહ સાથે બેઠો હોય તો પુત્રો માથાના રોગથી મૃત્યુ પામે.

લગ્નનો સ્વામિ અસ્તનો હોય તો તેને પ્રજા થાય નહિ. તેમ લગ્નનો સ્વામિ પાપગ્રહ હોય અને તે જન્મકુંડળીમાં લગ્ને બેઠો હોય તોપણ પ્રજા થાય નહિ.

લગ્નનો સ્વામિ જન્મકુંડળીમાં નીચ રાશીનો હોય તો તેનાં સંતાન દુર્બળ અને નઠારાં થાય, શત્રુ ગ્રહની રાશીનો હોય તો સારી પ્રજા મરણ પામે. લગ્નનો સ્વામિ મિત્રગ્રહની રાશીમાં હોય અથવા ઉંચનો થઇ ગમે તે ભાવે બેઠો હોય અને તેના મિત્રગ્રહો જન્મકુંડળીમાં સાતમે ભાવે રહ્યા હોય તો તે માણસને રૂપગુણયુક્ત સારા પુત્રો થાય.

લગ્નનો સ્વામિ જન્મકુંડળીમાં ૧૧ મા ભાવે બેઠો હોય તો પગમાં અને માથામાં વાયુની પીડા થાય, પાપગ્રહ સાથે બેઠો હોય તો દુષ્ટ હૃદયનો અને શુભગ્રહ સાથે રહ્યો હોય તો સારો દ્રવ્યવાળો થાય. લગ્નનો સ્વામિ જન્મકુંડળીમાં સાતમા ભાવે શનિની સાથે બેઠો હોય તો પ્રજા થાય નહિ પણ શુભગ્રહ સાથે બેઠો હોય તો પુત્રનું સુખ મળે.

લગ્નનો સ્વામિ જન્મકુંડળીમાં સૂર્ય સાથે રહ્યો હોય તો તેના પુત્રને નેત્રનો રોગ થાય.

## પ્રકરણ ૫૦ મું.

### નવમાંશ કુંડળીનું ફળ.

આ કુંડળીમાં સ્ત્રીનું સુખ દુઃખ જોવાય છે.

નવમાંશ કુંડળીના લગ્નના સ્વામિ પ્રમાણે બાળકના શરીરનો આકાર, ગુણ અને સ્વભાવ થાય.

નવમાંશ કુંડળીના લગ્નનો સ્વામિ જન્મકુંડળીમાં કેન્દ્રભાવમાં બેઠો હોય તો તેનું છઠે અથવા આઠમે વર્ષે લગ્ન થાય અને ત્રિકોણ ભાવ (૫–૯) માં બેઠો હોય તો નવમે વર્ષે લગ્ન થાય, જન્મકુંડળીમાં લગ્ને બેઠો હોય તો નાની ઉમરમાં સગપણ થાય પણ તે સ્ત્રી મૃત્યુ પામે.

નવમાંશ કુંડળીના લગ્નનો સ્વામિ જન્મકુંડળીમાં ત્રીજા, પાંચમા, સાતમા, નવમા અને અગીઆરમા ભાવે બેઠો હોય તો તે પુરુષની સ્ત્રી સદ્‌ગુણી, પતિવ્રતા અને રૂપાળી સાંદર્યયુક્ત, સારાં નેત્રવાળી થાય. છઠે અને આઠમે બેઠો હોય તો તે પુરૂષની સ્ત્રી લગ્ન કર્યા પછી ગુજરી જાય અને બીજી સ્ત્રી પરણે, બીજા ભાવે બેઠો

હોય તો તે પુરૂષ સ્ત્રી પરણ્યા પછી ધનવાન થાય, આઠમે બેઠો હોય તો તે પુરૂષના હાથથી તેની સ્ત્રી મૃત્યુ પામે પણ તે ગ્રહ ભેગો ચંદ્ર બેઠો હોય તો તેની સ્ત્રી જળમાં ડુબવાથી મરણ પામે, દશમા ભાવે બેઠો હોય તો સ્ત્રી ભાગ્યશાળી મળે, અને બારમા ભાવે બેઠો હોય તો સ્ત્રી ચોર અને વ્યભિચારી મળે, પણ ગ્રહ સ્વગ્રહી હોય તો સ્ત્રી ભાગ્યશાળી અને સ્વામિનું મન રંજન કરનારી, વાણી વિનોદ કરનારી મળે.

નવમાંશ કુંડળીના લગ્નનો સ્વામિ શુભગ્રહ હોય અને તે જન્મ કુંડળીમાં શુભગ્રહ સાથે બેઠો હોય કે શુભગ્રહ દેખતા હોય તો તેની સ્ત્રી તેની સાથે સ્નેહ રાખનારી, ધૈર્યવાન, સારી ચાલની અને ચતુર થાય. પણ પાપગ્રહ હોય અને જન્મકુંડળીમાં પાપગ્રહ સાથે બેઠો હોય કે પાપગ્રહ દેખતા હોય તો તેની સ્ત્રી ખોટું બોલનારી, કઠોર વાળ તથા હાથવાળી થાય.

નવમાંશ કુંડળીના લગ્નનો સ્વામી જન્મકુંડળીમાં પાપગ્રહ સાથે કેંદ્ર ભાવમાં બેઠો હોય અને તેને પાપગ્રહની દષ્ટિ હોય તો તેની સ્ત્રી બુદ્ધિ વગરની અને દુઃખી થાય. તથા તેનું હથીઆરથી મૃત્યુ થાય, પણ તે જન્મકુંડળીમાં સ્વગ્રહી કે ઉંચનો થઇ શુભ ગ્રહ ભેગો બેઠો હોય કે મિત્રના ઘરમાં બેઠો હોય તો તેની સ્ત્રી સારી બુદ્ધિવાળી અને ભાગ્યશાળી તથા સર્વ વાતે સુખી થાય.

નવમાંશ કુંડળીના લગ્નનો સ્વામિ જન્મકુંડળીમાં ચંદ્ર ભેગો બેઠો હોય કે ચંદ્ર દેખતો હોય તો તેની સ્ત્રી અતિ ચંચળ, વ્યભિચારી, કપટી સ્વભાવની અને પતિ સાથે સહજ સ્નેહ રાખનારી થાય.

નવમાંશ કુંડળીમાં છઠા ભાવમાં સૂર્ય અને શુકર ભેગા બેઠા હોય તો તેની સ્ત્રી અગ્નિમાં દાઝવાથી મરણ પામે, બુધ બેઠો હોય તે લાકડું વાગવાથી મરણ પામે અને સૂર્ય તથા શુક્ર ભેગા બેઠા હોય તો તેની સ્ત્રી ઝેર ખાવાથી મૃત્યુ પામે.

જન્મકુંડળીમાં જે ગ્રહ નીચ રાશીનો હોય તે ગ્રહ નવમાંશ કુંડળીમાં ઉંચ રાશીનો હોય તો જન્મકુંડળીનું નીચ ફળ મટાડી સારૂં ફળ આપે છે અને જન્મકુંડળીમાં જે ગ્રહ ઉંચ રાશીનો હોય તે નવમાંશ કુંડળીમાં નીચ રાશીનો હોય તો સારૂં ફળ મટાડી નીચ ફળ આપે છે.

---



## પ્રકરણ ૫૧ મું.

### દ્વાદશાંશ કુંડળી જોવાની રીત

આ કુંડળીમાં મુખ્યત્વે કરીને માતાપિતાનું સુખ દુઃખ જોવાય છે.

દ્વાદશાંશ કુંડળીના લગ્નનો સ્વામી જન્મકુંડળીમાં સ્વગ્રહી અથવા ઉંચનો હોય અને તેના ભેગા શુભગ્રહ હોય કે દેખતા હોય તો તે માણસ ઘણો ભાગ્યશાળી અને સુખી થાય, પણ તે જન્મકુંડળીમાં પાપગ્રહના ઘરમાં બેઠો હોય કે પાપગ્રહ ભેગો બેઠો હોય અથવા તે ગ્રહ નીચનો કે અસ્તનો હોય તો તે માણસને ઘણા દુશ્મન થાય તેમ તે ચિંતાવાળો, રોગવાળો થાય અને અગ્નિથી પીડા પામે.

દ્વાદશાંશ કુંડળીના લગ્નનો સ્વામિ જન્મકુંડળીમાં લગ્ને બેઠો હોય તો તે પુરૂષના ગુણ તથા દ્રવ્ય તેના પિતા જેટલાં ન હોય, બીજે બેઠો હોય તો તેનો પિતા ધનવાન હોય અને પોતે પોતાના પિતા કરતાં વધુ ધનવાન થાય, ત્રીજે બેઠો હોય તો પિતા કરતાં વધુ કિર્તિ અને દ્રવ્યવાળો, ચોથે બેઠો હોય તો પિતા કરતાં વધુ ભાગ્યશાળી અને ધનવાન, પાંચમે બેઠો હોય તો સારી બુદ્ધિવાળો અને ભાગ્યશાળી તેમ પોતાના ભાવથી પિતાને સુખ મળે, છઠ્ઠે બેઠો હોય તો ઘણા દુશ્મન થાય, સાતમે બેઠો હોય તો રાજા જેવો પરાક્રમી અને ભાગ્યશાળી થાય, આઠમે બેઠો હોય તો તેના પિતાનું દુશ્મનથી, ઝેરથી, કે આત્મઘાતકથી મૃત્યુ થાય, નવમે બેઠો હોય તો ધર્મિષ્ટ અને યાત્રા કરનાર થાય, દશમે બેઠો હોય તો પોતાના બાપ તથા તેના બાપથી વધુ ભાગ્યશાળી તથા બાપનું ઘણું સુખ મળે, અગીઆરમે બેઠો હોય તો પિતાનું ગુપ્ત ધન મળે અને બારમે બેઠો હોય તો ધનખર્ચે અને નઠારૂં કામ કરનાર થાય.



## પ્રકરણ પર મું.

### ત્રીશાંશ કુંડળી જોવાની રીત.

આ કુંડળીમાં રીષ્ટ કષ્ટનું જોવામાં આવે છે.

ત્રીશાંશ કુંડળીના લગનનો સ્વામિ જન્મકુંડળીમાં છઠા ભાવે હોય તો તેનું રાજાથી બંધન થાય, સાતમા ભાવે બેઠો હોય તેને ઘણી સ્ત્રી મળે તેનાથી તેને ઘણું સુખ થાય. આઠમે બેઠો તો રાજાથી મૃત્યુ થાય, બારમે બેઠો હોય તો તકરાર તોફાનથી ય તરફથી દુઃખ થાય અને તેની સાથે બારમા ભાવે શુભગ્રહ તો તો રાજથી સુખ મળે અને ભાગ્યશાળી થાય, પણ શત્રુગ્રહ હોય તો તેને રાજ્યથી સંતોષ નહિ અને તકરારમાં હાર પામે.

ત્રીશાંશ કુંડળીના લગ્નનો સ્વામિ પાપગ્રહ હોય અને તે જન્મ ળીમાં નીચનો હોય તો તેને કુટુંબ સાથે વિરોધ થાય પણ ગ્રહ હોય તો શરીરે સુખી થાય.





## પ્રકરણ ૫૩ મું.

### ઓધાન બાબત.

### કયા રજોદર્શનમાં સ્ત્રી ગર્ભ ધારણ કરશે તે બાબત.

સ્ત્રીની જન્મ રાશીથી ચંદ્ર ૧ લે, ૨ જે, ૪ થે, ૫ મે, ૭ મે, ૯ મે અગર ૧૨ મે હોય તો અને ચંદ્રની ઉપર મંગળની દૃષ્ટિ પડતી હોય તો, તે વખતે સ્ત્રીને રજોદર્શન થાય તો ગર્ભ ધારણ કરે.

રજોદર્શન દર માસે પ્રકટ થાય છે માટે ઉપરના રજોદર્શન વખતે ચોથે દિવસે રૂધિરસ્રાવ બંધ થયા પછી સ્ત્રી શુદ્ધ થાય. પછી સ્ત્રી પુરૂષ મૈથુન કરે તો ગર્ભ રહે.

પણ સ્ત્રીની જન્મરાશીથી ચંદ્ર ૩ જે ૬ ઠે, ૧૦ મે, ૧૧ મે હોય તે વખતે રજોદર્શન થાય તો ગર્ભ રહે નહિ.

રજોદર્શન પછી સોળ દિવસની અંદર ગર્ભ રહે છે.

ઉપર પ્રમાણે રજસ્વળા સ્ત્રી શુદ્ધ થાય પછી પુરૂષ સાથે મૈથુન કરે અને જે વખતે પુરૂષના વીર્યને ગ્રહણ કરે તે વખતની કુંડળીને ઓધાનકાળની કુંડળી કહેવી.

### મૈથુન પછી ગર્ભ રહ્યો છે કે નહિ તે જોવાની રીત.

સૂર્ય, ચંદ્ર, શુક્ર અને મંગળ ઓધાનકુંડળીમાં હરકોઇ રાશીમાં ગમે તે સ્થાને બેસે પણ નવમાંશકુંડળીમાં તે ગ્રહો સ્વગ્રહી હોય તો ગર્ભ રહ્યો છે એમ જાણવું.

સ્ત્રીની જન્મકુંડળીમાં લગ્નથકી પાંચમી કે નવમી રાશી હોય તે બેમાંથી કોઈ પણ રાશીનો ગુરૂ કે બુધ થાય ત્યારે તે સ્ત્રી ગર્ભ ધારણ કરે છે.

જન્મકુંડળીના પાંચમા ભાવનો સ્વામિ મંગળ, વર્ષ કુંડળીમાં ૫ મા કે ૧૧ મા ભાવે બેસે અને જે માસની કુંડળીમાં તે ઉપરને ભાવે બેસે તે માસમાં ગર્ભ રહે છે.

## ઓધાનકુંડળી ઉપરથી સ્ત્રીપુરૂષના મૃત્યુ વિગેરેનું શુભાશુભ ફળ.

ગર્ભ રહ્યા પછીના દશ માસના સ્વામિઓ, ૧ લા માસનો સ્વામિ શુક્ર, ૨ જા માસનો સ્વામિ મંગળ, ૩ જા માસનો સ્વામિ ગુરૂ, ચોથા તથા દશમા માસનો સ્વામિ સૂર્ય, પાચમા તથા નવમા માસનો સ્વામિ ઓધાન કાળના લગ્નનો સ્વામિ છે.

ઓધાનકુંડળીમાં જે ભાવમાં સૂર્ય બેઠો હોય તે ભાવથી સાતમા ભાવે મંગળ અથવા શની બેઠા હોય તો જે મહિનાનો સ્વામિ શની કે મંગળ હોય તે મહીનામાં પુરૂષને પીડા થાય તેમ ઓધાનકુંડળીમાં જે ભાવમાં ચંદ્ર હોય તે ભાવથી સાતમે શની કે મંગળ હોય તો તે ગ્રહો જે મહીનાના સ્વામી હોય તે મહિનામાં સ્ત્રીને પીડા કરે.

કર્તરી એટલે પોતાથકી એક ગ્રહ બારમે અને બીજો બીજે હોય તે કર્તરી કહેવાય છે

હવે ઓધાનકુંડળીમાં સૂર્યને મંગળ કે શનીની કર્તરી હોય તો એમાં જે ગ્રહ બળવાન હોય તે ગ્રહના માસમાં તે પુરુષનું મૃત્યુ થાય.

તેમજ ચંદ્રને મંગળ કે શનીની કર્તરી હોય તો તેમાંના બળવાન ગ્રહના માસમાં સ્ત્રીનું મૃત્યુ થાય.

ઓધાનકુંડળીમાં મંગળ કે શની એ બેમાંથી એક ચંદ્ર ભેગો બેઠો હોય અને બીજો દેખતો હોય તો તે બેમાંથી બળવાન ગ્રહના માસમાં તે સ્ત્રીનું મૃત્યુ થાય. અને મંગળ કે શની બેમાંથી એક સૂર્ય ભેગો બેઠો હોય અને એક દેખતો હોય તો બળવાન ગ્રહના માસમાં પુરૂષનું મૃત્યુ થાય.

ઓધાનકુંડળીમાં બારમે પાપગ્રહ હોય અને લગ્ન ઉપર શુભ ગ્રહની દ્રષ્ટિ ન હોય તો ગર્ભવાળી સ્ત્રી મૃત્યુ પામે.

લગ્ને શની બેઠો હોય અને ચંદ્ર તથા મંગળ દેખતા હોય તો ગર્ભવાળી સ્ત્રી મૃત્યુ પામે.

લગ્ને મંગળ હોય, અને સાતમે સૂર્ય હોય તો ગર્ભવાળી સ્ત્રી શસ્ત્રથી મૃત્યુ પામે.

ચંદ્રથી ચોથે પાપગ્રહ હોય, તથા આઠમે મંગળ હોય, અથવા

લગ્નથી ચોથે પાપગ્રહ હોય અને આઠમે મંગળ હોય તો, અથવા ચોથે મંગળ અને બારમે સૂર્ય હોય અને હરકોઈ ભાવે ચંદ્ર હોય તો ગર્ભવાળી સ્ત્રી મૃત્યુ પામે.

ઓધાનકુંડળીમાં લગ્ન કે ચંદ્ર બેગા શુભ ગ્રહો બેઠેલા હોય, અથવા લગ્ન કે ચંદ્રથી પાંચમે, નવમે. બીજે, ચોથે, ત્રીજે, સાતમે અને અગીઆરમે શુભગ્રહ બેઠેલા હોય, અથવા તે બેમાંથી ત્રીજે કે અગીઆરમે ભાવે પાપગ્રહ બેઠા હોય અને તે બંને પૈકી ગમે તેને સૂર્ય દેખતો હોય તો ગર્ભ પુરે દિવસે જન્મશે અને સુખી થશે.

રહેલો ગર્ભ નાશ પામશે કે કેમ તે જોવાની રીત.

પુરૂષની વર્ષકુંડળીમાં લગ્ને ચંદ્ર, અને સાતમે શની સાથે મંગળ બેઠો હોય તો આઠમા માસે ગર્ભ નાશ પામશે.

પુરૂષની વર્ષકુંડળીમાં પાંચમે કે અગીઆરમે ભાવે મંગળ સાથે સૂર્ય બેઠો હોય તો છઠ્ઠા કે સાતમા માસે ગર્ભપાત થાય.

પુરુષની વર્ષકુંડળીમાં પાંચમા ભાવે સૂર્ય, અગીઆરમા ભાવે શનિ, અને બીજા ભાવે ચંદ્ર કે મંગળ બેઠો હોય તો ચોથા કે પાંચમા માસે ગર્ભ નાશ પામે.

જો તે પુરૂષની વર્ષકુંડળીમાં દશમે કે પાંચમા ભાવે મંગળ હોય અને શની પાંચમે અથવા બીજે કે અગીઆરમાભાવે બેઠો હોય તો ગર્ભ રહ્યા પછી બીજે કે ત્રીજે મહીને ગર્ભ નાશ પામે.

ઓધાન કે જન્મકુંડળી ઉપરથી માતા, પિતા, કાકા અને માસીનું સુખ દુઃખ જોવા વિષે.

દિવસે ઓધાન કે જન્મ હોય અને કુંડળીમાં—સૂર્ય એકી રાશીમાં બેઠો હોય તો બાપને સુખ મળે અને બેકી રાશીમાં બેઠો હોય તો બાપને દુઃખ પડે.

શુક્ર બેકી રાશીનો હોય તો માને સુખ મળે અને એકી રાશીનો હોય તો દુઃખ પડે.

શની એકી રાશીનો હોય તો કાકાને સુખ મળે પણ બેકી રાશીનો હોય તો દુઃખ પડે.

ચંદ્ર બેકી રાશીનો હોય તો માશીને સુખ મળે પણ એકી રાશીનો હોય તો દુઃખ પડે.

વળી રાત્રીએ ઓધાન કે જન્મ હોય અને કુંડળીમાં—

સૂર્ય એકી રાશીનો હોય તો કાકાને સુખ અને બેકી રાશીનો હોય તો દુઃખ પડે.

શુક્ર એક રાશીનો હોય તો માતાને સુખ પણ બેકી રાશીનો હોય તો દુઃખ, શની એકી રાશીનો હોય તો બાપને સુખ, પણ બેકી રાશીનો હોય તો દુઃખ, અને ચંદ્ર બેકી રાશીનો હોય તો માતાને સુખ, પણ એકી રાશીનો હોય તો માતાને દુઃખ પડે.

## ઓધાન કે જન્મકુંડળી ઉપરથી ગર્ભવતી સ્ત્રીને પુત્ર, પુત્રી કે નપુષકનો જન્મ થશે તે જોવાની રીત.

ઓધાન, જન્મ કે પ્રશ્નકુંડળીમાં એક રાશીના ગુરૂ અને સૂર્ય બળવાન હોય અને તે નવમાંસ કુંડળીમાં ગમે તે નવમાંશે હોય તો પુત્રનો જન્મ થાય.

લગ્ન, સૂર્ય, ચંદ્ર અને ગુરૂ એકી રાશીના હોય તથા નવમાંશ કુંડળીમાં પણ એકી રાશીના બળવાન હોય તો પુત્રનો જન્મ થાય.

કુંડળીમાં ત્રીજા, નવમા, પાંચમા, સાતમા અને અગીઆરમા ભાવે શની બળવાન થઇ રહ્યો હોય તો પુત્રનો જન્મ થાય.

નવમાંશ કુંડળીમાં મિથુન અને ધનની રાશીમાં ગુરૂ અને સૂર્ય બેઠા હોય પણ તેમને જન્મ કે ઓધાનકુંડળીમાં બુધ દેખતો હોય તો બે પુત્રોનો જન્મ થાય.

ચંદ્ર, મંગળ અને શુક્ર બેકી રાશીમાં બળવાન થઇ નવમાંસ કુંડળીમાં હરકોઇ ભાવે બેઠા હોય તો કન્યાનો જન્મ થાય.

લગ્ન સૂર્ય, ગુરૂ અને ચંદ્ર ઓધાન, જન્મ કે પ્રશ્ન કુંડળીમાં બેકી રાશીના હોય અને નવમાંસ કુંડળીમાં પણ બેકી રાશીના બળવાન થઇ અને બેઠા હોય તો કન્યાનો જન્મ થાય.

ઉપર લખેલા ગ્રહો ઓધાન કે જન્મકુંડળીમાં એક રાશીના હોય પણ નવમાંશ કુંડળીમાં બેકી રાશીના હોય તો તેમાંથી જે વધારે બળવાન હોય તે પ્રમાણે પુત્ર કે કન્યાનો જન્મ થાય.

ઓધાન કે જન્મકુંડળીમાં એકી રાશીનો સૂર્ય અને બેકી રાશીનો ચંદ્ર હોય અને તે એક બીજાને દેખતા હોય તો નપુષક પ્રજા અવતરે.

વળી એકી રાશીનો બુધ અને બેકી રાશીનો શની હોય અને એકબીજાને દેખતા હોય તો, એકી રાશીમાં લગ્ન અને ચંદ્ર હોય અને તે બંનેને સમરાશીમાં રહેલો મંગળ દેખતો હોય તો શુક્ર, ચંદ્ર અને લગ્ન ગમે તે રાશીમાં હોય પણ નવમાંશ કુંડળીમાં એકી રાશીના

હોય તો, એકી રાશીમાં મંગળ, અને બેકી રાશીમાં સૂર્ય બેઠો હોય અને બંને એ; બીજાને દેખતા હોય તો, અને બુધ એકી રાશીનો અને ચંદ્ર બેકી રાશીનો હોય અને તે બંનેને મંગળ દેખતો હોય તો નપુંસકનો જન્મ થાય.

### એક કરતાં વધારે બાળકો અવતરે તે જોવાની રીત.

લગ્નમાં અને નવમાંશ કુંડળીમાં ધન લગ્ન હોય, અને નવમાંશ કુંડળીમાં સર્વે ગ્રહો ધનરાશીના હોય અને બળવાન હોય અને આધાન, જન્મ કે પ્રશ્નકુંડળીમાં ધન લગ્નને બુધ અને શની દેખતા હોય તો ત્રણથી વધારે બાળકો જન્મે.

કન્યા અને મીનરાશીના નવમાંશમાં ચંદ્ર, શુક્ર અને મંગળ હોય અને બુધ દેખતો હોય તો બે પુત્રી જન્મે.

બે પુત્ર કરનાર ( ગુરૂ અને સૂર્ય ) તથા બે કન્યા કરનાર ( ચંદ્ર, શુક્ર અને મંગળ ) ગ્રહો મળી ચારે ગ્રહોને જન્મ કે આધાન કુંડળીમાં બુધ દેખતો હોય તો બે પુત્ર અને કન્યા મળી ચાર બાળક અવતરે.

લગ્ન અને સર્વે ગ્રહો નવમાંશ કુંડળીમાં દ્વિસ્વભાવ રાશીમાં રહેલા હોય અને તે સર્વેને આધાન, જન્મ કે પ્રશ્નકુંડળીમાં મીથુન કે કન્યા રાશીનો બુધ દેખતો હોય તો ત્રણ બાળક થાય.

લગ્ન, બુધ, ગુરૂ અને મંગળ એ સર્વે બેકી રાશીમાં બળવાન થઇને રહેલા હોય તો એક પુત્ર અને એક પુત્રી જન્મે.

લગ્ન, બુધ અને ગુરૂ એકી રાશીના હોય, અને ચંદ્ર તથા શુક્ર બેકી રાશીના હોય તો એક પુત્ર અને એક પુત્રી જન્મે.

લગ્ન અને ચંદ્ર સમરાશીમાં હોય અને તેમને કોઇ પુરૂષગ્રહની દૃષ્ટિ હોય તો એક પુત્ર અને એક પુત્રી થાય.

### બાળક, હાથ, પગ, અને માથા વગરનું જન્મે તે બાબત.

આધાન કુંડળીના પાંચમા ભાવના દ્રેષ્કાણની રાશીના મંગળને સૂર્ય, ચંદ્ર અને શની દેખતા હોય તો હાથ વગરનું બાળક જન્મે.

નવમા ભાવના દ્રેષ્કાણની રાશીના મંગળને ઉપરના ગ્રહો દેખતા હોય તો પગ વગરનું બાળક જન્મે.

અને લગ્નના દ્રેષ્કાણની રાશીના મંગળને ઉપરના ગ્રહો દેખતા હોય તો માથા વગરનું બાળક જન્મે.

**વધારે અંગવાળું કુબડું, પાંગળું, ઠીંગણું, મુંગું અને નેત્ર વગરનું બાળક જન્મે તે બાબત.**

આધાનકુંડળીમાં સર્વ પાપગ્રહો, કર્ક, વૃશ્ચિક અને મીન રાશીઓના છેલ્લા નવમાંસમાં એટલે ર૬ અંશ ૪૦ કળા ઉપરાંત હોય અને ચંદ્ર વરખરાશીનો હોય તો ગર્ભ મુંગો જન્મે.

આધાન કુંડળીમાં લગ્નમાં ચંદ્ર, કર્કરાશીનો હોય અને તેને શની તથા મંગળ દેખતા હોય તો ગર્ભ કુબડો થશે.

આધાનકુંડળીમાં લગ્નને શની, ચંદ્ર અને મંગળ દેખતા હોય તો ગર્ભ પાંગળો થશે.

આધાનકુંડળીમાં લગ્નથી નવમે કે પાંચમે બુધ રહેલો હોય અને બુધ સિવાય તમામ ગ્રહો ઘણાજ નિર્બળ થઈ અને ગમે તે ઠેકાણે બેઠા હોય તો બે માથાં, ચાર હાથ અને ચાર પગવાળા ગર્ભનો જન્મ થાય.

આધાનકુંડળીમાં મકર લગ્ન ર૬ અંશ ૪૦ કળા ઉપરાંતનું હોય અને તેને શની, ચંદ્ર અને સૂર્ય દેખતા હોય તો ગર્ભ ઠીગણો થશે.

આધાનકુંડળીના સિંહરાશીના લગ્નમાં સૂર્ય બેઠો હોય અને તેને તમામ ગ્રહો દેખતા હોય તો જમણી આંખ ટપકતી રહે અને સિંહરાશીના લગ્નમાં ચંદ્ર હોય અને સર્વ ગ્રહો દેખતા હોય તો તેની ડાબી આંખ ટપકતી રહેશે.

આધાન કે જન્મકુંડળીના લગ્નથી બારમેભાવે ચંદ્ર હોય તો ડાબી આંખે કાણો થાય, પણ બારમે સૂર્ય બેઠો હોય તો જમણી આંખે કાણો થાય.

આધાનકુંડળીના સિંહ રાશીના લગ્નમાં સૂર્ય બેઠો હોય અને તેને શની તથા મંગળ દેખતા હોય તો બાળક જમણી આંખે કાણું જન્મે, પણ લગ્ને ચંદ્ર હોય અને ઉપરનો યોગ હોય તો બાળક ડાબી આંખે કાણું જન્મે.

આધાનકુંડળીમાં સૂર્ય અને ચંદ્ર બંને સિંહરાશીના થઈ રહેલા હોય, અને તેમને સર્વે ગ્રહો દેખતા હોય તો બંને આંખો કાચી અગર થોડા તેજવાળી કે ફુલ પડેલી હોય તેવું બાળક જન્મે.

આધાનકુંડળીના સિંહ રાશીના લગ્નમાં સૂર્ય અને ચંદ્ર બેઠા હોય અને તેમને મંગળ અને શની દેખતા હોય તો બાળક આંધળું જન્મે.

### જન્મ ક્યારે થશે તે બાબત.

આધાનકુંડળીમાં ચંદ્ર જે રાશીમાં જેટલા દ્વાદશાંશનો હોય તે દ્વાદશાંશની સંખ્યા તે રાશીમાં ઉમેરતાં જે રાશી આવે તે રાશીનો દશમા માસમાં ચંદ્ર આવે ત્યારે પ્રસવ થાય.

આધાન વખતની નવમાંસ કુંડળીના લગ્નમાં મકર કે કુંભ લગ્ન આવે અને મૂળ આધાનકુંડળીમાં સાતમે શની આવે તો આ ગર્ભનો ત્રણ વર્ષે જન્મ થશે.

આધાન વખતની નવમાંસ કુંડળીના લગ્નમાં કર્ક લગ્ન આવે અને મુળ આધાન કુંડળીમાં સાતમે ચંદ્ર આવે તો બાર વર્ષે ગર્ભ જન્મશે.

---

## પ્રકરણ ૫૪ મું.

---

### જન્મબાબત.

---

### જન્મ વખતે અંધારૂં હતું કે અજવાળુ તે જોવા બાબત.

બાળકનો પ્રસવ કરનાર સ્રીને સુતિકા અને બીજી પાસે રહેલી સ્રીઓને ઉપસુતિકા કહે છે.

જન્મકુંડળીમાં ચંદ્રને શની દેખતો હોય તો તે બાળક અંધારે જન્મ્યું છે એમ જાણવું. તેમજ જન્મકુંડળીમાં ચંદ્રને સુર્ય દેખતો હોય તો, જન્મ વખતની નવમાંશ કુંડળીમાં મકર કે કુંભરાશીનો ચંદ્ર હોય તો, અગર કરક કે મીન રાશીનો ચંદ્ર હોય તો, અગર મકર, કુંભ, અને કર્ક રાશીનો ચંદ્ર હોય તો તે બાળકનો અંધારે જન્મ થયો છે એમ જાણવું.

જન્મ કુંડળીમાં ઉપરના યોગોમાં ચંદ્રને સુર્ય દેખતો ન હોય તો અંધારે જન્મ થાય નહિ.

જન્મકુંડમાં ત્રણ કે તેથી વધારે ગ્રહો નીચના હોય તો સુતિકા ભોંયતળીએ સુતી હતી એમ જાણવું.

જન્મકુંડળીમાં ચોથા ભાવમાં ચંદ્ર રહેલો હોય તો સુતીકા અંધારે સુતી હતી એમ માનવું.

## જન્મ વખતે દીવો ક્યાં હતો, તથા તેમાં દીવેલ હતું કે કેમ, તે વિશે તથા સુતિકાનું બારણું કઈ દિશાએ હતું તે બાબત.

જન્મ લગ્નની રાશીના અંશ થોડા હોય તો જન્મ વખતે થોડી દીવેટ બળેલી હતી લગ્ન મધ્યમ અંશનું હોય તો અર્ધી અને લગ્નની રાશીના ઘણા અંશો હોય તો જન્મ વખતે દીવેટ ઘણીખરી બળી ગયેલી હતી એમ જાણવું.

જન્મ વખતે ચંદ્રની રાશીના અંશ ૧ કે ૨ હોય તો દીવાનું કોડીયું ભરેલું હતું, તેમજ રાશીના અંશ ૧૪ કે ૧૫ હોય તો દીવેલ અર્ધું ભરેલું હતું, અને ચંદ્રની રાશીના અંશ ૨૭, ૨૮ કે ૨૯ હોય તો તે કોડીયામાં તેલ થોડું હતું તે વખતે જન્મ થયો છે. એમ જાણવું.

જન્મ વખતે ચળ રાશીનો સૂર્ય હોય તો ઉપસુતિકા દીવો લઈ ફરતી હતી તે વખતે જન્મ થયો છે એમ જાણવું, પણ જો સ્થિર રાશીમાં સૂર્ય હોય તો દીવો ત્યાંને ત્યાંજ હતો, અને દ્વિસ્વભાવ રાશીનો સૂર્ય હોય તો જન્મ વખતે દીવો એક બીજી જગ્યાએ મુકેલો હતો એમ જાણવું.

બારે રાશીને નિચે પ્રમાણે આઠે દિશામાં ગોઠવવી.

મેષ પૂર્વમાં, વરખ અને મિથુન અગ્નિમાં. કર્ક દક્ષિણમાં સિંહ અને કન્યા નૈરૃત્યમાં, તુલા પશ્ચિમમાં, વૃશ્ચિક અને ધન વાવ્યમાં મકર ઉત્તરમાં, અને કુંભ અને મિન ઇશાન ખુણામાં એમ ગોઠવી.

જન્મકુંડળીમાં સૂર્ય જે રાશીનો હોય તે રાશી ઉપર પ્રમાણે તે ઘરમાં જે દિશાએ આવતી હોય તે દિશાએ જન્મ વખતે દિવો હતો એમ જાણવું.

જન્મકુંડળીના કેંદ્રમાં રહેલા ગ્રહની ઉપર પ્રમાણે તે ઘરમાં જે દિશા આવતી હોય તે દિશાએ સુતિકાના ઘરનું બારણું હતું એમ જાણવું, પણ કેંદ્રમાં ઘણા ગ્રહો હોય તો તેમાં જે બળવાન ગ્રહ હોય તેની દિશા તરફ બારણું સમજવું.

કેંદ્રમાં કોઇ ગ્રહ ન હોય તો જન્મકુંડળીમાં જે ગ્રહ બળવાન હોય તે ગ્રહની દિશા તરફ બારણું હતું એમ સમજવું.

### સુતિકાનું ઘર કેવી જાતનું છે તે બાબત.

જન્મકુંડળીમાં સર્વ ગ્રહ કરતાં સૂર્ય બળવાન હોય તો સુતિકાનું ઘર ઘણાં લાકડાંથી બાંધેલું હતું એમ જાણવું, ચંદ્ર બળવાન હોય

તો સૂતિકાનું ઘર નવું, મંગળ બળવાન હોય તો અગ્નિથી બળેલું, બુધ બળવાન હોય તો ઘણા ચિત્રો અને કારીગરવાળું. ગુરૂ બળવાન હોય તો મજબુત, શુક્ર બળવાન હોય તો નવું, ચિત્રેલું, સુંદર અને મનોહર જાણવું અને શનિ બળવાન હોય તો સૂતિકાનું ઘર જુનું પણ વખાણવા લાયક જાણવું.

## સૂતિકાનું બિછાનું ઘરના કયા ભાગમાં હતું તે વિષે.

જન્મકુંડળીના તથા નવમાંશ કુંડળીના લગ્નની રાશીઓમાંથી જે રાશી બળવાન હોય તે રાશી જો મેષ કર્ક, તુલા અને વૃશ્ચિક હોય તો સૂતિકાનું બિછાનું ઘરના પૂર્વ ભાગમાં, ધન, મિન, મિથુન અને કન્યા એ રાશીઓ હોય તો ઘરના ઉત્તર ભાગમાં, વરખ રાશી હોય તો ઘરના પશ્ચિમ ભાગમાં અને મકર, કુંભ અને સિંહ રાશી હોય તો ઘરના દક્ષિણ ભાગમાં સૂતિકાનું બિછાનું હતું એમ જાણવું.

## સૂતિકાના સુવાના ઠેકાણા બાબત.

જન્મકુંડળીનું લગ્ન મેષ અને વરખ રાશીનું હોય તો સૂતિકા ઘરની પૂર્વ બાજુએ સુતી હતી એમ જાણવું. મિથુન રાશીનું લગ્ન હોય તો અગ્નિ ખુણામાં, કર્ક અને સિંહ લગ્ન હોય તો દક્ષિણ દિશામાં. કન્યા લગ્ન હોય તો નૈરૂત્યમાં, તોલા અને વૃશ્ચિક લગ્ન હોય તો પશ્ચિમમાં, ધન લગ્ન હોય તો વાયવમાં, મકર અને કુંભ લગ્ન હોય તો ઉત્તરમાં, અને મીન રાશી લગ્ને હોય તો ઇશાન ખુણામા સૂતિકા સુતી હતી એમ જાણવું.

વળી ઉપરના દિશા તરફ સૂતિકાનું માથું ( ઓશીકું ) અને સામી દિશા તરફ પગ હતા એમ સમજવું.

## જન્મ વખતે ઉપસૂતિકા કેટલી હતી તે બાબત.

ભાવ સંધીના કોઠામાં જન્મ લગ્ન જેટલા અંશનું હોય ત્યાંથી સાતમા ભાવના અંશ પર્યંતને અદ્રશ્ય ચક્રાર્ધ અને સાતમા ભાવની રાશીના અંશથી લગ્નની રાશીના અંશ સુધી દ્રશ્ય ચક્રાર્ધ કહેવાયછે

જન્મકુંડળીના લગ્ન અને ચંદ્ર વચ્ચે જેટલા ગ્રહો રહેલા હોય તેટલી ઉપસૂતિકા જન્મ વખતે હતી એમ જાણવું. તેમાં જે ગ્રહો દ્રશ્ય ચક્રાર્ધમાં રહેલા છે તેટલી ઉપસૂતિકા ઘરની બહાર અને અદ્રશ્ય ચક્રાર્ધમાં જેટલા ગ્રહો રહેલા હોય તેટલી સૂતિકાની પાસે ઉપસૂતિકા હતી એમ જાણવું.

## જન્મ થવાના ઠેકાણા બાબત.

જેનો દિવસે આધાન કે જન્મ થયો હોય તેનો સૂર્ય બાપ. શુક્ર માતા શનિ કાકો અને ચંદ્ર માશી ગ્રહો જાણવા.

જન્મકુંડળીમાં બાપના પક્ષવાળા ગ્રહો બળવાન હોય તો બાપ કાકા કે કોઈ વિગેરેને ઘેર જન્મ થયો છે એમ સમજવું.

અને માતાના પક્ષવાળા ગ્રહો બળવાન હોય તો માતા, માશી મામાને ઘેર જન્મ થયો છે એમ જાણવું.

જન્મકુંડળીમાં સર્વે શુભ ગ્રહો નીચના હોયતો ઝાડ નિચે ઝુંપડીમાં, નદી કીનારે, વાડીમાં, કુવા પાસે કે પર્વત જેવા નબળા ઠેકાણે જન્મ થયો છે એમ જાણવું.

પણ સર્વ શુભ ગ્રહો નીચના હોય અને લગ્ને રહેલા ચંદ્રને ત્રણ કે તેથી વધારે ગ્રહો દેખતા ન હોય તો ઉપરના ઠેકાણે જન્મ થયો છે પણ પાસે કોઈ માણસ નહોતું એમ જાણવું.

જન્મલગ્નની જળ રાશી હોય તથા સાતમે ભાવે ચંદ્ર હોય તો, અથવા લગ્ને બુધ, ચોથે ગુરૂ અને પુર્ણ કળાનો ચંદ્ર કર્ક રાશીનો હોય તો આ બાળકનો જન્મ વહાણમાં થયો છે એમ જાણવું.

જન્મકુંડળીમાં જળચર રાશીમાં લગ્ન અને ચંદ્ર હોય તો અથવા જળચર રાશીનું લગ્ન હોય અને તેને પુર્ણ કળાનો ચંદ્ર દેખતો હોય તો, અથવા લગ્ને, ચોથે અને દશમે જળચર રાશી હોય તો તે યોગોમાં જન્મેલા બાળકનો જન્મ પાણીમાં અથવા પાણીની પાસે થયો છે એમ જાણવું.

જન્મકુંડળીમાં ચંદ્રમા લગ્નમાં હોય અને સર્વ પાપગ્રહ બારમે રહેલા શનીને દેખતા હોય તો બંધીખાનામાં, અને લગ્ને કર્ક કે વૃશ્ચિક રાશીનો શની હોય અને તેનાપર ચંદ્રની દૃષ્ટિ હોય તો આ બાળકનો જન્મ ખાડામાં કે ગુફામાં થયો છે એમ સમજવું.

જન્મકુંડળીમાં લગ્ને જળચર રાશીમાં શની હોય અને તેને બુધ દેખતો હોય તો ક્રિડાભુવનમાં (સુવાનું ઘર કે વાડી બગીચામાં) જન્મ થયો છે એમ જાણવું. પણ તેને સુરજ દેખતો હોય તો દેવા-લયમાં, અને ચંદ્ર દેખતો હોય તો રેતીવાળી ઉજડ જમીનમાં તે બાળકનો જન્મ થયો છે એમ જાણવું.

જન્મકુંડળીમાં લગ્ને મનુષ્ય રાશીનો શની હોય અને તેને મંગળ દેખતો હોય તો સ્મશાનમાં, શુક્ર અથવા ચંદ્ર દેખતા હોય તો અતિ સુંદર મકાનમાં, ગુરૂ દેખતો હોય તો બ્રાહ્મણને કે, અગ્નિહોત્રીને ઘેર. સૂર્ય દેખતો હોય તો શિલ્પકામ, ચિત્રકામ કે કારીગીરી કરવાની જગ્યામાં તે બાળકનો જન્મ થયો છે એમ સમજવું.

બે બાળકના એકજ બાળકરૂપે જન્મ થવા બાબત.

જન્મકુંડળીમાં ચતુષ્પદ રાશીમાં સૂર્ય હોય અને બાકીના સર્વ ગ્રહો દ્વિસ્વભાવ રાશીના બળવાન હોય તો બે બાળકનો એક બાળકરૂપે જન્મ થાય.

### સાપ અથવા સાપથી વિંટાયલા બાળકનો જન્મ થવા બાબત

જન્મ વખતની દ્રષ્કાણ કુંડળીમાં ચંદ્રમા મેષ કે વૃશ્ચિક રાશીનો હોય અને મૂળ જન્મકુંડળીમાં ચંદ્રમાથી બીજે કે અગીઆરમા ભાવે સર્વ શુભ ગ્રહો બેઠા હોય તો બાળકને બદલે સાપનો જન્મ થાય.

જન્મ વખતની દ્રષ્કાણકુંડળીનું લગ્ન મેષ કે વૃશ્ચિક રાશીનું હોય અને મૂળ જન્મકુંડળીમાં લગ્નથી બીજે કે અગીઆરમે સર્વ શુભ ગ્રહો રહેલા હોય અને જન્મકુંડળીમાં પાપગ્રહની રાશીનું લગ્ન હોય તો સાપથી વીંટાયેલા બાળકનો જન્મ થશે એમ જાણવું.

જન્મ વખતે પિતા ઘેર ન હોય તો તે જાણવાની રીત.

જન્મકુંડળીમાં આઠમે કે નવમા ભાવે સૂર્ય હોય અને ચંદ્ર લગ્નને વખતે દેખતો ન હોય તો જન્મ વખતે તેનો પિતા ઘેર નહોતો એમ સમજવું.

હવે સૂર્ય ચર રાશીનો હોય તો જન્મ પામનારનો બાપ પ્રદેશ ગયો છે. સ્થિર રાશીનો સૂર્ય હોય તો પોતાના નજીકના દેશમાં કે ગામમાં ગયેલો છે, અને દ્વિસ્વભાવ રાશીનો સૂર્ય હોય તો તેનો પિતા માર્ગમાં છે એમ સમજવું.

જન્મકુંડળીમાં શની એકલો લગ્નમાં હોય તો, મંગળ સાતમે રહ્યો હોય તો અને ચંદ્ર, બુધ તથા શુક્ર ભાવકર્તરી તથા અંશકર્તરી થઇ રહ્યા હોય તો પણ તે બાળક જન્મે તે વખતે પીતા હાજર નહોતો એમ સમજવું.

જન્મ વખતે તેનો બાપ બંધીખાને પડેલો હતો તે બાબત.

જન્મકુંડળીમાં સૂર્યથી સાતમે કે પાંચમે શની અને મંગળ

પાપગ્રહની રાશીમાં બેઠા હોય તો તે જન્મનાર બાળકનો બાપ બંધીખાને પડેલો જાણવો.

તેમાં સૂર્ય ચર રાશીનો હોય તો પ્રદેશમાં, સ્થિરરાશીનો હોય તો પોતાના દેશમાં, અને દ્વિસ્વભાવ રાશીનો હોય તો અધવચ માર્ગમાં બાપ બંધીખાને પડેલા જાણવો.

### વ્યભિચારથી ઉત્પન્ન થયેલા બાળક બાબત.

જન્મકુંડળીમાં સૂર્ય અને ચંદ્ર બે એકરાશીમાં ભેગા બેઠા હોય અને તેમને ગુરૂ દેખતો ન હોય તો તેમજ જન્મકુંડળીમાં ચંદ્ર અને સૂર્ય શની અને મંગળ સાથે ભેગા બેઠા હોય તો, તેમજ લગ્ન અને ચંદ્રને ગુરૂ દેખતો હોય તો વ્યભિચારથી આ બાળક ઉત્પન્ન થયું છે એમ જાણવું.

ઉપરના છેલા યોગમાં વ્યભિચાર યોગ છે તો પણ નવમાંશકુંડળીમાં ધન કે મિનરાશીનું લગ્ન અગર ચંદ્ર હોય તો તે બાળક વ્યભિચારથી પેદા થયું નથી એમ જાણવું.

### માતાએ ત્યજી દીધેલા બાળક વિષે.

જન્મકુંડળીમાં ચંદ્ર લગ્ને હોય અને તેને શની તથા મંગળ દેખતા હોય તથા મંગળ સાતમે આવે હોય તો તે બાળકને માતાએ ત્યજેલું છે અને મૃત્યુ પામશે.

જન્મકુંડળીના લગ્નમાં ચંદ્ર હોય અને તેને સૂર્ય દેખતો હોય તથા અગીઆરમા ભાવે શની અને મંગળ રહેલા હોય તો તે માતાએ ત્યજી દીધેલું બાળક મૃત્યુ પામશે.

જન્મકુંડળીમાં શની અને મંગળ એક રાશીમાં ભેગા બેઠા હોય અને તેમનાથી પાંચમા, નવમા કે સાતમા સ્થાને ચંદ્ર હોય તો તે જન્મેલ બાળકને તેની મા મારી નાખવાના ઇરાદે ત્યાગ કરશે.

પણ ચંદ્રને ગુરૂ દેખતો હશે તો નાંખી દીધેલું બાળક બીજાના હાથમાં જશે, તે તેને ઉછેરી મોટું કરશે. અને પછી તે બાળક લાંબું આયુષ્ય ભોગવી સુખી થશે.

### જન્મ પામનાર બાળકની સ્વરૂપ પ્રકૃતિ વિષે.

ગ્રહો તથા રાશીઓના સ્વરૂપ, આકાર, ગુણ પ્રકૃતિ અને સ્વભાવ આગલા પ્રકરણોમાં આવી ગયા છે.

નવમાંશ કુંડળીમાં જે રાશીનો ચંદ્રમા હોય તે રાશીના સ્વામિ પ્રમાણે બાળકનો વર્ણ જાણવો.

નવમાંશકુંડળીના લગ્નની રાશી બળવાન હોય એટલે આ રાશી સાથે મૂળ જન્મકુંડળીમાં શુભગ્રહ કે પોતાનો સ્વામિ બેઠો હોય અગર તેમની દ્રષ્ટિ હોય તો આ રાશીના સ્વામિ પ્રમાણે બાળકનો આકાર જાણવો.

નવમાંશકુંડળીના લગ્નની રાશીના સ્વામિ પ્રમાણે તે બાળકના શરીરનો આકાર, ગુણ પ્રકૃતિ અને સ્વભાવ જાણવો.

વળી તે સ્વામિ જન્મકુંડળીમાં આઠમા કે બારમા ભાવે બેઠો હોય, અસ્તનો કે નીચનો હોય તો જન્મકુંડળીમાં સર્વગ્રહ કરતાં બળવાન ગ્રહનો આકાર વિગેરે તે બાળકનો સમજવો.

ઉપર પ્રમાણે આકાર વિગેરે તે બાળકની જાત, કુળ અને દેશ ઉપર વિચાર કરીને જાણવો.

## પ્રકરણ ૫૫ મું.

## જન્મકુંડળી ઉપરથી થયેલા યોગોનું ફળ.

### રાજયોગ અને તેનું ફળ.

રાજયોગમાં જન્મેલો માણસ રાજા થાય અથવા રાજના જેવું સુખ ભોગવે અથવા ધનવાન અને ભાગ્યશાળી થાય.

જન્મકુંડળીમાં ત્રણ કે ચાર ગ્રહ ઉંચના સ્વગ્રહી કે મૂળ ત્રિકોણ રાશીના હોય તો, તે રાજયોગ થયો. તેથી રાજકુળમાં જન્મેલો હોય તો રાજા થાય અને બીજા કુળમાં જન્મ્યો હોય તો ધનવાન અને સુખી થાય.

પાંચ કે તેથી વધારે ગ્રહો ઉંચના સ્વગ્રહી કે મૂળ ત્રિકોણ રાશીના હશે તો તે જરૂર રાજા થશે.

સૂર્ય, મંગળ, ગુરૂ કે શનિ એ ચાર કે તેમાંથી ત્રણ ગ્રહો જેની કુંડળીમાં પરમ ઉંચના હોય અને એક લગ્નમાં હોય તો તે માણસ રાજા થાય.

મેષ લગ્નમાં મંગળ હોય અને ચોથા ભાવે કર્ક રાશીનો ગુરૂ બેઠો હોય તો રાજયોગ થાય.

બધા ગ્રહો કન્યા, મીન, મીથુન, વૃષભ, સિંહ, ધન અને કુંભ રાશિમાં બેઠા હોય તો તે માણસ મોટા હાથી ઘોડા રાખનાર રાજા થાય.

મેષ રાશીનો સૂર્ય લગ્નમાં હોય, તોલા રાશીનો ચંદ્રમા અને શનિ સાતમે ભાવે હોય અને ધનરાશીનો ગુરૂ નવમે હોય તો રાજયોગ થાય.

લગ્નમાં વરખ રાશીનો ચંદ્ર બેઠો હોય, ચોથે સિંહરાશીનો સૂર્ય હોય, સાતમે વૃશ્ચિક રાશીનો ગુરૂ હોય, અને દશમે કુંભરાશીનો શનિ હોય તો રાજયોગ થાય.

લગ્નમાં કર્ક રાશીનો ગુરૂ હોય, દશમે મેષ રાશીનો મંગળ હોય તો રાજયોગ થાય.

લગ્નમાં કર્કનો ગુરૂ હોય અગીઆરમે વરખ રાશીનો ચંદ્રમા બુધ અને શુક્ર હોય, અને દશમે મેષ રાશીનો સૂર્ય હોય તો રાજયોગ થાય.

લગ્નમાં કન્યા રાશીનો બુધ હોય, ચોથે ધનરાશીનો ચંદ્રમા તથા ગુરૂ હોય, પાંચમે મકર રાશીના ૧૫ અંશ સુધીનો મંગળ હોય તો રાજયોગ થાય અને ભાગ્યશાળી રાજા થાય.

લગ્નમાં કન્યા રાશીનો બુધ હોય, પાંચમે મકર રાશીનો મંગળ અને શનિ બેઠા હોય, સાતમે મીન રાશીનો ચંદ્રમા અને ગુરૂ હોય, અને દશમે મિથુન રાશીનો શુક્ર હોય તો રાજયોગ થાય. આ યોગમાં જન્મેલો માણસ, ગુણવાન, ધનવાન કીર્તિવાન અને પરાક્રમી રાજા થાય.

લગ્નમાં કન્યારાશીનો બુધ હોય, ચોથે ધનરાશીમાં ચંદ્ર, ગુરૂ, અને શનિ હોય અને પાંચમે મકર રાશીનો મંગળ અને શનિ હોય તો રાજયોગ થાય.

લગ્નમાં મકર રાશીનો શનિ હોય, ચોથે મેષ રાશીનો મંગળ હોય, છઠે મિથુન રાશીનો બુધ હોય, સાતમે કર્ક રાશીનો ચંદ્ર હોય તો રાજયોગ થાય.

લગ્નમાં મકર રાશીનો શનિ હોય. ત્રીજે મિનરાશીનો ચંદ્ર હોય, છઠે મિથુન રાશીનો મંગળ હોય, નવમે કન્યા રાશીનો બુધ હોય, બારમે ધનરાશીનો ગુરૂ હોય અને શુક્ર તથા સૂર્ય હરકોઇ રાશીમાં ગમે તે ભાવે બેઠા હોય તો પણ રાજયોગ થાય. આ યોગમાં જન્મેલો માણસ ગુણવાન, બુદ્ધિવાન અને કિર્તિવાળો સુખી રાજા થાય.

બધા ગ્રહો તુલા, મેષ, વૃષભ, મીન રાશીમાં રહ્યા હોય તો રાજાધિરાજ થાય. કેન્દ્રસ્થાનમાં વૃષભ, ધન, મીન રાશીમાં બધા ગ્રહો બેઠા હોય તો રાજા થાય.

શુભ ગ્રહો બળવાન થઇ લગ્ને, દશમે અને સાતમે હોય, મંગળ અને શનિ નવમે અને અગીઆરમે હોય તો સદગુણી રાજા થાય.

બધા ગ્રહો ૩-૪-૫-૨-૯-૧ કે ૭ મા ભાવે અનુક્રમે સાતે ગ્રહો બેઠા હોય તો રાજા થાય. બધા ગ્રહો ૩-૫ ને ૪ થા ભુવનમાં બેઠા હોય તો બહુ પૈસાવાળો રાજા થાય. બધા ગ્રહો કન્યા, મેષ, તુલા, સિંહ કે કુંભ રાશીમાં બેઠા હોય તો રાજા થાય.

શુભગ્રહો નવ અને અગીઆરમે હોય અને પાપગ્રહો છઠે ને દસમે હોય તો રાજા થાય.

મંગળી ધન, મેષ કે સિંહ રાશીનો લગ્ને હોય ને મિત્રગ્રહો જોતા હોય તો રાજ્ય કરે.

સર્વ શુભ ગ્રહો ૩-૬-૧૦-૧૧ મા ભાવે હોય ને પાપગ્રહો ૧ કે ૧૦ મા ભાવે હોય તો દુશ્મનને જીતનાર રાજા થાય.

ચંદ્રમા લગ્ને, ગુરુ ચોથે, શુક્ર દસમે ને શનિ ઉચ્ચનો કે પોતાના ઘરનો હોય તો રાજા થાય.

ગુરુ લગ્ને હોય, બુધ કેન્દ્રમાં હોય ને નવમાના સ્વામીની દૃષ્ટિવાળો હોય તો તે રાજા જેવો થાય.

લગ્નનો સ્વામી થઇ ગુરુ બારમે, સૂર્ય ૧૧ મે, કે ત્રીજાનો સ્વામી થઇ શની ૧૧ મે હોય તો રાજા થાય.

બુધ, ચંદ્ર, મંગળ, ગુરુ ને શનિ અનુક્રમે કન્યા, મીન, મિથુન, ધન, મકર રાશીમાં હોય તો રાજા થાય.

એક ગ્રહ ઉચ્ચનો અને બીજા ગ્રહો પોતાની કે મિત્રગ્રહની રાશીના હોય તો ભાગ્યશાળી થાય.

જેના ૭ ગ્રહો ઉચ્ચના હોય તો રાજા થાય, પાંચ ગ્રહો ઉચ્ચના હોય ને લગ્ને ગુરુ હોય તો રાજા થાય.

શની કુંભ લગ્નમાં હોય અને ચાર ગ્રહો સ્વગ્રહી કે ઉચ્ચના હોય તો રાજા થાય. મેષ લગ્નમાં બુધ હોય અને ગુરુ ઉચ્ચનો હોય તો રાજા થાય.

લગ્નનો સ્વામી બળવાન થઇ કેન્દ્રસ્થાનમાં પડયો હોય તો રાજા થાય.

લગ્નમાં મિન રાશીનો ચંદ્રમા હોય, છઠે: સિંહરાશીનો સુર્ય હોય, અગીઆરમે મકર રાશીનો મંગળ હોય, બારમે કુંભરાશીનો શનિ હોય તો રાજયોગ થાય.

લગ્નમાં મિનરાશીનો સુર્ય હોય; દશમે ધનરાશીનો ચંદ્રમા અને ગુરૂ હોય અને અગીઆરમે મકર રાશીના ૧૫ અંશ સુધીનો મંગળ હોય તો રાજયોગ થાય.

ઉપરના યોગોમાં જન્મેલો માણસ નિચ કુળમાં જન્મ્યો હશે તો પણ રાજા થશે.

એક કે બે ગ્રહો ઉંચના કે મૂળ ત્રિકોણના હશે તો રાજા નહિ પણ ધનવાન થશે અને ત્રણ ગ્રહો ઉંચના કે મૂળ ત્રિકોણના નિર્બળ હશે તો રાજા નહિ પણ ધનવાન થશે.

લગ્નમાં મેષ રાશીનો સુર્ય અને ચંદ્ર હોય, દશમે મકર રાશીનો મંગળ હોય, અને ધનરાશીનો ગુરૂ નવમે હોય તો રાજયોગ થાય.

લગ્નમાં મેષ રાશીનો ચંદ્ર હોય, પાંચમે સિંહ રાશીનો સુર્ય હોય, નવમે ધન રાશીનો ગુરૂ હોય, દશમે મકર રાશીના મંગળ હોય અને અગીઆરમે કુંભરાશિનો શનિ હોય તો રાજયોગ થાય.

લગ્નમાં વરખ રાશીનો ચંદ્રમા હોય, બીજે મિથુન રાશીનો ગુરૂ હોય, છઠે તુલારાશીનો શનિ હોય અને અગીઆરમે મિનરાશીના સુર્ય, મંગળ, બુધ અને શુક્ર હોય તો રાજયોગ થાય.

કુંભ અગર કર્ક રાશીનું લગ્ન હોય, ચોથે ભાવે શુક્ર સ્વગ્રહી હોય, નવમા ભાવે ચંદ્રમા હોય અને બાકીના ગ્રહો ૧ લા ૧૧ મા અને ત્રીજા ભાવે ગમે તે ઠેકાણે બેઠા હોય તો રાજયોગ થાય.

લગ્ને મંગળ અને શનિ હોય, ચોથે ચંદ્ર, સાતમે ગુરૂ, નવમે શુક્ર, દશમે સુર્ય, અને અગીઆરમે ભાવે બુધ હરકોઇ રાશીના થઇ અને બેઠા હોય તો રાજયોગ થાય.

લગ્ને શનિ, ચોથે ગુરૂ, દશમે ચંદ્ર, અગીઆરમે સુર્ય અને હરકોઈ ભાવે મંગળ, બુધ અને શુક્ર બેઠા હોય તો રાજયોગ થાય.

લગ્ને ગુરૂ, બીજે મંગળ અને બુધ, ચોથે શુક્ર અને સુર્ય, ચંદ્રમા અને અગીઆરમે ભાવે શનિ હરકોઈ રાશીના થઇ બેઠા હોય તો રાજયોગ થાય.

ઉપરના રાજયોગમાં જન્મેલો માણસ રાજવંશમાંજ જન્મ્યો હશે તો રાજા થશે અને બીજા કુળમાં જન્મ્યો હશે તો રાજા નહિ થાય પણ રાજવૈભવવાળો અને સુખી થશે.

### રાજયોગનું ફળ ક્યારે મળશે.

જે કુંડળીમાં રાજયોગ થયો હશે તેના દશમા ભાવે અને દશમા ભાવે કોઈ ગ્રહ ન રહ્યો હોય તો લગ્ને જે ગ્રહ બેઠો હોય તે ગ્રહની મહાદશા અંતરદશામાં રાજ મળે.

લગ્ને અને દશમે ભુવને કોઇ ગ્રહ નહિ હોય તો તે કુંડળીમાં જે ગ્રહ સર્વથી બળવાન હશે તે ગ્રહની મહાદશા અંતરદશામાં રાજ મળે પણ આપી ઉમરમાં આ મહાદશા કે અંતરદશા આવવાની ન હોય તો તે ગ્રહના મિત્રગ્રહની મહાદશામાં કે પોતાની અંતરદશામાં રાજ મળે.

## પ્રકરણ ૫૬ મું.

### નાભસયોગો અને તેનું ફળ.

જન્મકુંડળીમાં પડેલા ગ્રહો ઉપરથી નાભસયોગો નિચે પ્રમાણે જોવાય છે અને તેનું નિચે પ્રમાણે ફળ મળે છે.

ચળ રાશીમાં તમામ ગ્રહો રહ્યા હોય તો રજ્જુયોગ થાય. સ્થિર રાશીમાં તમામ ગ્રહો રહ્યા હોય તો મુશળયોગ થાય. દ્વિસ્વભાવ રાશીમાં તમામ ગ્રહો રહ્યા હોય તો નળયોગ થાય. કેંદ્રભુવનમાં તમામ ગ્રહો રહ્યા હોય તો માળાયોગ થાય. કેંદ્રમાં ફક્ત પાપગ્રહો રહ્યા હોય તો સર્પયોગ થાય, જોડે જોડેના બે કેંદ્રભુવનમાંજ સર્વ ગ્રહો રહ્યા હોય તો ગદાયોગ થાય.

લગ્ન અને સાતમા ભાવે સર્વગ્રહો હોય તો શકટયોગ થાય. ચોથા અને દશમા ભાવેજ સર્વગ્રહો હોય તો વિહંગયોગ થાય, લગ્ને પાંચમે અને નવમેજ સર્વગ્રહો રહ્યા હોય તો શ્રૃંગાટકયોગ થાય, લગ્ન સિવાય હરકોઇ ભાવે એક બીજા થકી ત્રિકોણમાં સર્વે ગ્રહો રહ્યા હોય તો હળયોગ થાય.

લગ્ન અને સાતમા ભાવેજ સર્વ શુભ ગ્રહો અને ચોથા અને દશમા ભાવેજ સર્વ પાપગ્રહો રહ્યા હોય તો વજ્રયોગ થાય.

લગ્ન અને સાતમે પાપગ્રહો અને ચોથે ને દશમે શુભ ગ્રહો

હોય તો યત્રયોગ થાય, ચારે કેંદ્રમાં ગમે તે ભાવે શુભ અને પાપ ગ્રહો બેઠેલા હોય તો કમળયોગ થાય. ચાર પનફર અગર ચાર આપોકલીમ સ્થાનમાં સર્વ ગ્રહો બેઠા હોય તો વાપીયોગ થાય.

લગ્ને, બીજે, ત્રીજે અને ચોથા ભાવે સર્વ ગ્રહો રહ્યા હોય તો યુપયોગ થાય. ચોથે, પાંચમે, છઠે અને સાતમે ભાવે જ સર્વગ્રહો રહ્યા હોય તો શરયોગ થાય. સાતમે, આઠમે, નવમે અને દશમે ભાવે સર્વગ્રહો રહ્યા હોય તો શક્તિયોગ થાય. દશ, અગીઆર, બાર અને લગ્ને સર્વગ્રહો રહ્યા હોય તો દંડયોગ થાય. લગ્નથી સાતમા ભાવ સુધીના સાતજ ભાવોમાં સર્વગ્રહો રહ્યા હોય તો નોયોગ થાય. ચોથેથી દશમા એમ સાતેભાવમાં જ સર્વગ્રહો રહ્યા હોય તો કુટયોગ થાય. સાતમેથી બારમે અને લગ્ને એમ સાત જ ભાવમાં સર્વગ્રહો રહ્યા હોય તો છત્રયોગ થાય, ૧૦ મે-૧૧-૧૨-૧-૨-૩ અને ચોથા ભાવે એ સાતજ ભાવે સર્વગ્રહો રહ્યા હોય તો ચાપયોગ થાય.

કેંદ્ર વગરના ગમે તે ભાવથી અનુક્રમે સાતભાવમાંજ સર્વ ગ્રહો રહ્યા હોય તો અર્ધચંદ્ર યોગ થાય.

બીજો, ચોથો, છઠો, આઠમો, દશમો અને બારમો એમ છ ભાવમાં જ સર્વગ્રહો રહ્યા હોય તો સમુદ્રયોગ થાય. લગ્ન, ત્રીજો, સાતમો, નવમો, અને અગીઆરમો એ છ ભાવમાં જ સર્વગ્રહો રહ્યા હોય તો ચક્રયોગ થાય.

ગમે તે સાત સ્થાનમાં સર્વ ગ્રહો રહ્યા હોય તો વિણાયોગ થાય.
ગમે તે છ સ્થાનમાં સર્વગ્રહો રહ્યા હોય તો દામિનીયોગ થાય.
ગમે તે પાંચ સ્થાનમાં સર્વ ગ્રહો રહ્યા હોય તો પાસયોગ થાય.
ગમે તે ચાર સ્થાનમાં સર્વગ્રહો રહ્યા હોય તો કેદારયોગ થાય.
ગમે તે ત્રણ સ્થાનમાં સર્વગ્રહો રહ્યા હોય તો શુળયોગ થાય.
ગમે તે બે સ્થાનમાં સર્વગ્રહો રહ્યા હોય તો યુગયોગ થાય.
કોઇ એકજ ભાવે સર્વગ્રહો રહ્યા હોય તો ગોળયોગ થાય.

---

## ઉપરના યોગોનું ફળ.

રજ્જુયોગમાં જન્મેલો માણસ દ્વેષી અને મુસાફરી કરનાર થાય.

મુશળયોગમાં જન્મેલો માણસ. અભિમાની, ધનવાન અને મહેનતુ થાય.

નળયોગમાં જન્મેલો માણુસ, ધનવાન, સ્થિરવિચારનો અને ખોડીલો થાય.

માળાયોગમાં જન્મેલો માણુસ ઘણા વૈભવવાળો થાય.

સર્પયોગમાં જન્મેલો માણુસ ઘણું દુઃખ ભોગવનાર થાય.

ગદાયોગમાં જન્મે તો—ઉદ્યમી, ધનવાન અને યજ્ઞ કરનાર થાય

શકટયોગમાં જન્મેલો નઠારી સ્ત્રીવાળો રોગી અને ગાડી હાંકનાર થાય.

વિહગયોગ—દૂત, મુસાફરી કરનાર અને કલેશી થાય.

શ્રૃંગાટિયોગ—થાય તો વૃદ્ધાવસ્થામાં સુખી થાય.

હળયોગ—થાય તો ખેતીના ધંધો કરનાર થાય.

વજ્રયોગ—થાય તો શુરો, પ્રેમી, યુવાનીમાં દુઃખી અને બાળપણુ અને વૃદ્ધાવસ્થામાં સુખી થાય.

યવયોગ—થયો હોય તો ઘણો પરાક્રમી, અને યુવાવસ્થામાં સુખી થાય.

કમળયોગ—થયો હોય તો ગુણવાન, સુખી અને કીર્તિવાળો થાય.

વાપીયોગ—થયો હોય તો રૂણી, કંજુસ, ધન દાટનાર અને સુખી થાય.

યુપયોગ—થયો હોય તો દાન કરનાર, ઉદાર, યજ્ઞ કરનાર પણ આળસુ થાય.

શરયોગ—હિંસક;તિરકામદાનો વેપારી અને કેદીઓનો ઉપરી થાય.

શક્તિયોગ—નીચ કામ કરનાર, આળસુ અને ધન વગરનો દુઃખી થાય.

દંડયોગ—સ્ત્રી પુત્ર વગરનો બીજાની સેવા કરનાર થાય.

નૌયોગ—કંજુસ અને કોઇ વખત સુખી તો કોઇ વખત દુઃખી થાય.

કુટયોગ—મિથ્યાભિમાની, કેદીઓનો ઉપરી અને મિથ્યા ભાષણ કરનાર થાય.

છત્રયોગ—પોતાના માણુસને સુખ આપનાર અને વૃદ્ધાવસ્થામાં સુખી થાય.

ચાપયોગ—ઘણો શૂરો, અને સુખી થાય.

અર્ધચંદ્રયોગ—સર્વને વ્હાલો, રૂપવાન અને ઘણા માણુસોએ માનેલો થાય.

સમુદ્રયોગ—રાજા જેવા વૈભવ અને ગુણવાળો થાય.

ચક્રયોગ-કાંતો મહારાજા થાય કાં તો યોગી થાય.

વીણાયોગ—અતિ ચતુર અને સંગિત ઉપર પ્રિતિવાળો થાય.

દામિનીયોગ—ઉદાર, પરોપકારી, ઘણાં પશુ પાળનાર અને ગામનો અધિકારી થાય.

પાસયોગ—સારે ધંધે ધન મેળવનાર અને પોતાના ભાંડુ તથા નોકરો પણ સારા ઉદ્યમથી ધન મેળવનાર થાય.

કેદારયોગ—પરોપકારી અને ખેતી કરનાર થાય.

શુળયોગ—સૂરો, દરીદ્રી, ધન ઉપર પ્રિતિવાળો અને શરીરે ઘા વાળો થાય.

યુગયોગ—ધન વગરનો પ્રપંચી અને પાખંડી થાય.

અને ગોળયોગમાં જન્મેલો માણસ ધનવગરનો, મેલા શરીર અને કપડાંવાળો, મૂર્ખ, આળસુ અને અયોગ્ય કામ કરનાર થાય.

---

## પ્રકરણ ૫૭ મું.

### પ્રવજ્યા ( વૈરાગી થવાના ) યોગ.

જે માણસોની જન્મકુંડળીમાં નિચે પ્રમાણેના પ્રવજ્યા યોગો પડ્યા હોય તો તે માણસો પ્રવજ્યા એટલે દિક્ષા લઇ વૈરાગી સાધુ કે સંન્યાસી થાય એમ સમજવું.

જે મનુષ્યની જન્મકુંડળીમાં એકજ રાશીમાં ચાર, પાંચ, છ, કે સાત ગ્રહો બળવાન થઇને એકઠા બેઠા હોય તે માણસ ત્યાગી થશે

આ પ્રવજ્યા યોગમાં એક ગ્રહ બળવાન હોય અને બીજા નિર્બળ હોય તો તે માણસ એક જાતની દિક્ષા લેશે, અને બે ગ્રહ બળવાન હોય તો બે જાતની, એ રીતે જેટલા ગ્રહ બળવાન હોય તેટલી જાતની દિક્ષા તે માણસ લેશે, તેમાં વધુ જાતની દિક્ષા, એક પછી, એક દિક્ષા મુકી બીજી દિક્ષા લે એમ સમજવું.

તમામ ગ્રહોમાં જે ગ્રહ બળવાન હોય તે ગ્રહ પોતાની દીક્ષા નીચે પ્રમાણે લેવરાવે.

સૂર્ય—વનમાં રહેનારા અને ફળફુલ ખાનારા તપસ્વિની દીક્ષા લેવરાવે.

ચંદ્ર—શ્રાવક, કાપાલિક અને ખપર માગનારની દીક્ષા લેવરાવે, મંગળ શાક્યની દીક્ષા લેવરાવે, ગુરૂ સન્યાસી કે યતિની દીક્ષા લેવરાવે, બુધ અયાચક દીક્ષા લેવરાવે, શુક્ર શરીર ઉપર ચક્ર વિગેરે નિશાનીઓ ધારણ કરનારની દીક્ષા લેવરાવે અને શનિ–દિગમ્બરી (કપડાં વગરની) દીક્ષા લેવરાવે એમ સમજવું.

પ્રવજ્યા યોગ કરનારા ગ્રહો પોતાની મહાદશા–અંતરદશામાં દીક્ષા લેવરાવશે.

પ્રવજ્યા યોગ કરનારો ગ્રહ બળવાન હોય પણ પરાજય પામેલો હોય તો દીક્ષા લેવરાવે પણ પાછળથી તે દીક્ષા મુકી દેવરાવે. પણ તે ગ્રહ ઉપર કોઇ ગ્રહની દ્રષ્ટિ હોય તો આ માણસ મનમાં દીક્ષા લેવાનો વિચારો કરે પણ દીક્ષા લે નહિ.

જેની કુંડળીમાં કોઇપણ જાતનો રાજયોગ થયો હોય, તેની જન્મકુંડળીમાં નવમા ભાવે શનિ રહેલો હોય, અને તેને બાકીના ગ્રહો દેખતા હોય તો તે માણસ રાજા છતાં પણ ત્યાગી થશે.

રાજયોગ થયો હોય તેવા માણસની જન્મકુંડળીમાં ગુરૂ નવમા ભાવે બેઠો હોય અને શનિ, લગ્ન, ગુરૂ તથા ચંદ્રમાને દેખતો હોય તો આ રાજા તિર્થયાત્રા કરનાર તથા શાસ્ત્ર બનાવનાર થશે.

જન્મકુંડળીમાં બળ વગરના જન્મ પતિને, બળવાન શનિ દેખતો હોય તો આ માણસ ત્યાગી થાય.

જન્મકુંડળીમાં ચંદ્રમાની રાશીના સ્વામિને જન્મપતિ કહે છે જન્મપતિને કોઇ ગ્રહો દેખતા ન હોય પણ શનિને જન્મપતિ દેખતો હોય તો આ માણસ ત્યાગી થાય.

દ્રષ્કાણ કુંડળીમાં ચંદ્રમા મકર કે કુંભરાશીનો હોય, અને નવમાંશ કુંડળીમાં મેષ, વૃશ્ચિક, કુંભ કે મકર રાશીનો હોય તેમ તેને શનિ સિવાય બીજા ગ્રહ દેખતા ન હોય, અને જન્મકુંડળીમાં ચંદ્રમા ગમે તે રાશીનો હોય તો આ માણસને શનિ પોતાની દીક્ષા લેવરાવે.

---



## પ્રકરણ ૫૮ મું

### ચંદ્રયોગ બાબત.

જન્મકુંડળીમાં ચંદ્રમાથી સર્વે શુભ ગ્રહો છઠે, અથવા સાતમે, અથવા આઠમે ભાવે રહ્યા હોય તો અધિયોગ જાણવો.

જેમ શુભગ્રહનો અધિયોગ થયો છે તેમ ચંદ્રમાથી સર્વે, પાપગ્રહો ઉપર કહેલા ભાવે હોય તો પણ અધિયોગ થાય છે અને સર્વે પાપ તથા શુભગ્રહો ઉપરના સ્થાનમાં ચંદ્રમાથી રહ્યા હોય તો મિશ્ર અધિયોગ થાય છે.

આ યોગમાં ઉપર કહેલા બધા ગ્રહો ઉપર કહેલા સ્થાનમાં હોય તોજ અધિયોગ થાય છે.

અધિયોગ કરનારા સર્વે શુભ ગ્રહો, પાપગ્રહના સમાગમ કે દૃષ્ટિ વગરના અને બળવાન હોય પણ અસ્તના ન હોય તો રાજ-યોગ થાય છે.

જન્મકુંડળીમાં ચંદ્રથી બીજે સ્થાને કોઇપણ મંગળ વિગેરે હોય તો સુનફાયોગ થાય છે.

જન્મકુંડળીમાં ચંદ્રથી બારમા સ્થાને મંગળ વગેરે ગ્રહો રહ્યા હોય તો અનફાયોગ થાય છે.

જન્મકુંડળીમાં ચંદ્રથી બીજે તથા બારમે એમ બે ભાવમાં ભામાદિક ગ્રહો રહ્યા ન હોય તો દુર્ધરાયોગ થાય છે.

જન્મકુંડળીમાં ચંદ્રથી બીજે તથા બારમે ભાવે કોઇ ભૌમાદિક ગ્રહો રહ્યા ન હોય તો કેમદ્રુમયોગ થાય.

ઉપરના સ્થાનમાં સૂર્ય ન હોય તો ચાલે પણ બીજા તમામ ગ્રહો હોવા જોઇએ. વળી જન્મકુંડળીમાં સૂર્યથી ચંદ્રમા વગર બીજે સ્થાને બધા ગ્રહો રહ્યા હોય તો વેશીયોગ થાય. સૂર્યથી બારમે સ્થાને

ચંદ્ર વગર બીજા ગ્રહો રહ્યા હોય તો વેશીયોગ થાય, અને સૂર્યથી બીજે અને બારમે સ્થાને ચંદ્રમા વગર બીજા ગ્રહો રહ્યા હોય તો ઉભચર્યા નામનો યોગ થાય છે.

જે માણસનો દિવસે જન્મ હોય અને તેની જન્મકુંડળીમાં ચંદ્રમાને ગુરૂ દેખતો હોય તો, તેમજ તેની જન્મકુંડળીનો ચંદ્રમા નવમાંશ કુંડળીમાં પોતાના અધિમિત્રની રાશીનો, અથવા સ્વગ્રહી હોય તો આ માણસ ધનવાળો થાય. તેમજ સુખ પામે.

તેમજ રાત્રીએ જન્મ થયો હોય અને તેની કુંડળીમાં ઉપર પ્રમાણે યોગ થયો હોય, તથા તેની જન્મકુંડળીમાં ચંદ્રમાને શુક્ર દેખતો હોય તોપણ તે માણસ ધનવાન તથા સુખી થાય.

જન્મકુંડળીમાં જે ભાવમાં સૂર્ય બેઠો હોય ત્યાંથી કેંદ્રભાવમાં ચંદ્ર બેઠો હોય તો નમ્રતા. નિતિ, શુશિલતા, ધન, જ્ઞાન, બુદ્ધિ અને ચતુરાઇનો નાશ કરે, અને ત્યાંથી પણફરસ્થાનમાં ચંદ્ર હોય તો ઉપરના ગુણ થોડા થોડા નાશ કરે, આપોક્લીમ સ્થાનમાં હોય તો ઉપરના ગુણવાળો તે માણસ થાય.

## સુનફા વિગેરે યોગોનું ફળ.

જે માણસની જન્મકુંડળીમાં સનફાયોગ થયો હોય તે માણસ બુદ્ધિશાળી, ધનવાન, કિર્તિવંત, રાજા જેવા વૈભવવાળો અને પોતે પેદા કરેલા ધનનો ઉપભોગ કરનાર થાય.

અનફાયોગ થયો હોય તો સંતોષી, અન્નવસ્ત્રથી સુખી, ગુણવાન, આરોગ્યયુક્ત, સમર્થ અને કિર્તિવાળો થાય.

દુર્ધરાયોગ થયો હોય તો સદગુણી, નોકરવાળો, ઉદાર, ધન, વૈભવવાળો, સુખી અને વાહનના સુખવાળો થાય.

કેંમદ્રુમયોગ થયો હોય તો દરિદ્રી, નોકરી કરનાર, દુર્જન, કપટી, મેલા વસ્ત્ર તથા પ્રકૃતિવાળો, ખોટાં કામ કરનાર તથા શરીર અને મનનો દુઃખી થાય.

સુનફાદિયોગ મંગળથી થયા હોય તો તે માણસ ઉમંગી, શુરો ધનવાન, અને વગર વિચાર્યું કામ કરનાર થાય, તે યોગો બુધથી થયા હોય તો સદગુણી, ચિત્રકળા જાણનાર સંગિત જાણનાર અને ચતુર થાય, ગુરૂથી થયા હોય તો ધનવાન, ધર્મિષ્ટ અને સુખી થાય. શુક્રથી થયા હોય તો મોજશોખી, ધનવાન, અને કામી થાય. અને

શનિથી તે યોગો થયા હોય તો પારકા પદાર્થ ભોગવનાર, ઘણા નોકરોનો ઉપરી અને ઘણાં કામ કરનારો થાય.

વેશીયોગનું ફળ સુનફા પ્રમાણે જાણવું. વેશીયોગનું ફળ અનફાયોગ પ્રમાણે જાણવું અને સભયચર્યાયોગનું ફળ દુર્ધરાયોગ પ્રમાણે સમજવું.

જન્મકુંડળીમાં લગ્નથી અથવા ચંદ્રમાથી ઉપચય સ્થાનમાં બધા શુભગ્રહો રહ્યા હોય તો તે માણસ ઘણો ધનવાન થાય.

પણ લગ્નથી અથવા ચંદ્રમાથી ઉપચય સ્થાનમાં બે શુભ ગ્રહો રહ્યા હોય તો મધ્યમ ધનવાળો, એક શુભગ્રહ રહ્યો હોય તો થોડા ધનવાળો, અને એક પણ શુભગ્રહ ન રહ્યા હોય તો તે માણસ ધન વગરનો જાણવો.

ઉપરનો ઉપચય યોગ જેની જન્મકુંડળીમાં થયો હોય તેને કેમદ્રુમયોગનું દુષ્ટ ફળ મળતું નથી.

તમામ યોગ કરતાં ચંદ્રયોગ વધારે બળવાન છે. ચંદ્રયોગનું ફળ ચંદ્રની મહાદશા કે અંતરદશામાં અને સૂર્યયોગનું ફળ સૂર્યની મહાદશા–અંતરદશામાં મળે એમ સમજવું.

જેની જન્મકુંડળીમાં લગ્ન અને ચંદ્રમા બળવાન હોય તે માણસ સુખી થાય એમ સમજવું.

જન્મકુંડળીમાં લગ્નમાં મિથુન, કન્યા, તુલા, કુંભ અને ધન રાશી ૧૫ અંશ સુધી હોય તો બળવાન જાણવી.

ચોથા ભાવે કર્ક, મીન અને મકરરાશી ૧૬થી૩૦ અંશ સુધી હોય તો, સાતમા ભાવે વૃશ્ચિકરાશી હોય તો, દશમાભાવે, મેષ, વૃષભ સિંહ. ધન ૧૬ થી ૩૦ અંશ સુધી અને મકર ૧ થી ૧૫ અંશ સુધી હોય તો, તે તે ભાવમાં તે તે રાશીઓ બળવાન જાણવી.

ઉપચય (ત્રીજા છઠ્ઠા, દશમા અને અગીઆરમા) સ્થાનમાં રહેલા ગ્રહો ઉંચના, કે પોતાના મિત્ર સાથે કે પોતાના મૂળ ત્રિકોણમાં બેઠેલા હોય તો તે ઇચ્છેલા પદાર્થને મેળવે છે. પણ નીચ રાશીના હોય કે દુશ્મન સાથે બેઠેલા હોય તો સંપત્તિનો નાશ કરે છે.



# પ્રકરણ ૫૯ મું.

## બાળકના રીષ્ટ ( મૃત્યુ ) બાબત.

રીષ્ટ યોગ એટલે મૃત્યુયોગ સમજવો.

જે બાળકને નીચે પ્રમાણે રીષ્ટ થયા હોય તે મૃત્યુ પામે.

જન્મકુંડળીમાં છઠે અને બારમે ભૂવને સર્વ પાપગ્રહો ર
હોય તો, બીજે અને આઠમે સર્વ પાપગ્રહો રહ્યા હોય તો, છ
આઠમે સર્વ પાપગ્રહો રહ્યા હોય પણ ચલીતમાં સાતમા ભાવે અ
તો, બીજે કે બારમે પાપગ્રહો રહ્યા હોય પણ ચલીતકુંડળીમાં લ
સર્વ પાપગ્રહ આવે તો અને સાતમા ભાવને અથવા લગ્નને પા
ગ્રહની કર્તરી હોય તો, આ સર્વરીષ્ટ યોગ સમજવા.

જન્મકુંડળીમાં લગ્ને સાતમે, બારમે કે આઠમે ભાવે પાપ
સાથે ચંદ્ર રહેલો હોય અને કેંદ્ર સિવાય બીજા હરકોઇ ભાવમાં શ
ગ્રહ બેસીને ચંદ્રમાને દેખતા ન હોય તો રીષ્ટયોગ જાણવો. ૧
આ યોગમાં કેંદ્રભાવમાં શુભગ્રહ હોય તો રીષ્ટનો ભંગ થાય છે.

ચોથા ભાવની રાશીના અંશથી અનુક્રમે દશમા ભાવની રા
તથા અંશ પર્યંતના છ ભાવને ચક્રનું પરાર્ધ કહે છે તેમાં સ
શુભ ગ્રહો રહેલા હોય, તથા દશમા ભાવની રાશીથી ૧૧–૧૨–૧–૨
અને ચોથા ભાવની રાશી અને તેના અંશ પર્યંતના છ ભા
પૂર્વાર્ધ કહે છે. તેમાં સર્વ પાપગ્રહો રહેલા હોય અને જન્મકુંડળી
કર્ક અથવા વૃશ્ચિકનું લગ્ન હોય તો રીષ્ટયોગ થાય છે તેથી બા
તુરત મૃત્યુ પામે.

ચારે કેંદ્રમાં ચંદ્ર તથા સર્વ પાપગ્રહો બેઠા હોય તો રીષ્ટયે
થાય. હોરા કુંડળીમાં કર્ક લગ્ન હોય અને પ્રાતઃકાળ તથા સા
કાળની સંધ્યા કરવાના વખતે બાળકનો જન્મ થયો હોય તો રી
યોગ થાય.

એક પાપગ્રહ લગ્નમાં, બીજા પાપગ્રહ સાતમા ભાવે, અને ચંદ્રમા પાપગ્રહ સાથે બીજે ગમે તે ભાવે બેઠો હોય અને તેને શુભગ્રહ દેખતા ન હોય અગર તેના ભેગા શુભગ્રહ ન હોય તો રીષ્ટ યોગ થાય છે તેથી બાળક થોડા વખતમાં મૃત્યુ પામે.

જન્મકુંડળીમાં બારમે ક્ષીણુ કળાનો ચંદ્રમા બેઠો હોય અને લગ્ને કે આઠમે સર્વ પાપગ્રહો બેઠા હોય તથા કેંદ્રમાં કોઇ પણુ શુભગ્રહ રહ્યા ન હોય તો બાળક થોડા વખતમાં મૃત્યુ પામે.

જન્મકુંડળીમાં લગ્ને સૂર્ય અથવા ચંદ્ર હોય અને તે ઉપર બળવાન શુભગ્રહોનો સમાગમ કે દૃષ્ટિ ન હોય તથા નવમે, પાંચમે આઠમે પાપગ્રહો રહ્યા હોય તો તે બાળક મૃત્યુ પામે.

પણુ સૂર્ય કે ચંદ્રના ભેગા બળવાન શુભગ્રહ બેઠા હોય અથવા તેમની દૃષ્ટિ હોય તો રીષ્ટયોગનો ભંગ થાય છે.

લગ્ને ક્ષીણુ કળાનો ચંદ્રમા હોય અને કેંદ્રમાં કે આઠમા ભાવમાં સર્વ પાપગ્રહો રહ્યા હોય તો બાળકનું મૃત્યુ થાય.

ચંદ્ર છઠે કે આઠમે બેઠો હોય અને તેને પાપગ્રહની દૃષ્ટિ હોય અને શુભગ્રહની દૃષ્ટિ ન હોય તો બાળક મૃત્યુ પામે.

જન્મકુંડળીમાં લગ્ને ચંદ્ર હોય. અને સાતમે સર્વ પાપગ્રહો બેઠા હોય તો બાળકનું મૃત્યુ થાય.

જન્મલગ્નનો સ્વામિ પરાજય પામેલા સાતમા ભાવે હોય તો બાળક એક માસ પછી મૃત્યુ પામે.

ચંદ્ર છઠે કે આઠમે ભાવે બેઠો હોય અને ચંદ્રને શુભ ગ્રહની દૃષ્ટિ હોય પણુ પાપગ્રહની દૃષ્ટિ ન હોય તો આઠ વરસ પછી બાળક મૃત્યુ પામે; પણુ આ યોગમાં ચંદ્રને શુભ કે પાપગ્રહ કોઇની દૃષ્ટિ ન હોય તો રીષ્ટયોગ સમજવો નહિ.

તેમજ છઠે કે આઠમે ચંદ્રમા શુભગ્રહની રાશીમાં હોય અથવા પાપગ્રહની રાશીનો હોય અને ચંદ્રમાની સાથે કોઇ પણુ શુભગ્રહ રહેલો હોય તો રીષ્ટયોગ સમજવો નહિ.

લગ્ને પાપગ્રહની કર્તરીવાળો ચંદ્રમા હોય, સાતમે કે આઠમે પાપગ્રહો બેઠા હોય અને ચંદ્રમા ઉપર શુભગ્રહની દૃષ્ટિ ન હોય તો જન્મેલું બાળક તથા તેની મા બંનેનું મૃત્યુ થાય.

પણુ ચંદ્રમા ઉપર બળવાન શુભગ્રહની દૃષ્ટિ હોય તો માતાનું મૃત્યુ નહિ થાય પણુ બાળકનું એકલાનું મૃત્યુ થશે.

જન્મકુંડળીમાં લગ્ને ચંદ્ર, આઠમે મંગળ, નવમે સૂર્ય અને બારમે શની બેઠા હોય અને તે ચારે ગ્રહને બળવાન ગુરૂ દેખતો ન હોય તો બાળકનું મૃત્યુ થાય.

પણ બળ વગરનો ગુરૂ ઉપરના ચારે ગ્રહોને દેખતો હોય, અગર બળવાન ગુરૂ ઉપરના ચારમાંથી થોડા ગ્રહોને દેખતો હોય અને થોડાને ન દેખતો હોય તોપણ અર્ધો રીષ્ટયોગ થાય એટલે બાળક તુરત મૃત્યુ નહિ પામે પણ થોડા વખત પછી બાલ્યાવસ્થામાંજ મૃત્યુ પામશે.

પણ ઉપરના યોગમાં બળવાન ગુરૂ પાંચમે હોય તો રીષ્ટ યોગનો ભંગ થાય છે એમ સમજવું.

છઠ્ઠા કે આઠમા ભાવે ચંદ્ર સિવાય કોઇ શુભગ્રહ બેઠો હોય અને તેને બધા પાપગ્રહો બળવાન થઇ દેખતા હોય તો બાળક એક માસ જીવી મૃત્યુ પામે.

પણ ચંદ્ર ઊપર શુભગ્રહની દ્રષ્ટિ હોય અથવા તેના ભેગો શુભ ગ્રહ બેઠો હોય તો રીષ્ટનો ભંગ થાય છે.

જન્મકુંડળીમાં પહેલા, પાંચમા, સાતમા, આઠમા, નવમા કે બારમા ભાવથી કોઇ પણ ભાવમાં પાપગ્રહ સાથે ક્ષીણ ચંદ્રમા રહેલો હોય, અને આ ચંદ્રમાને બળવાન, બુધ, ગુરૂ કે શુક્ર દેખતા ન હોય તો બાળક મૃત્યુ પામે.

જન્મકુંડળીમાં સર્વ પાપગ્રહો જે રાશીમાં હોય તે તે રાશીઓના છેલ્લા અંશોમાં ૨૭—૨૮—કે ૨૯ અંશોના હોય તો રીષ્ટયોગ થાય છે.

### રીષ્ટયોગથી બાળક ક્યારે મૃત્યુ પામે.

જે બાળકને રીષ્ટયોગ થયો હશે તે બાળકની જન્મકુંડળીમાં જે રાશીમાં ચંદ્રમા બેઠો હોય તે રાશીનો ચંદ્રમા જે દિવસે થાય તે દિવસે મૃત્યુ થાય.

વળી જન્મકુંડળીનું લગ્ન જે રાશીનું હોય તે રાશીનો ચંદ્રમા જે દિવસે થાય તે દિવસે રીષ્ટયોગ થયેલું બાળક મૃત્યુ પામે.

રીષ્ટયોગ જે બળવાન ગ્રહથી થયો હોય તે ગ્રહ જન્મકુંડળીમાં જે રાશીમાં બેઠો હોય તે રાશીનો ચંદ્રમાં જે દિવસે થાય તે દિવસે રીષ્ટયોગ થયો હોય તે બાળક મૃત્યુ પામે.

રીષ્ટયોગ થયો હોય તેવું બાળક બાર માસમાંજ મૃત્યુ પામે છે.

## રીષ્ટયોગ ભંગ થવા બાબત.

આગળ જે જે બાળકોને રીષ્ટયોગ થયા છે. તે તે બાળકની જન્મકુંડળીમાં નિચેના યોગો થયેલા હોય તો રીષ્ટયોગનો ભંગ થયેલો સમજવો.

રીષ્ટયોગનો ભંગ થયો હોય તો તે બાળક મૃત્યુ પામતું નથી.

શુકલ પક્ષની રાત્રીમાં અને કૃષ્ણ પક્ષમાં દિવસે જન્મ થયો હોય અને જન્મકુંડળીમાં ચંદ્ર બળવાન થઇ છઠે કે આઠમે ભાવે રહ્યો હોય તો રીષ્ટ યોગનો ભંગ થાય છે.

જન્મકુંડળીમાં કેંદ્રમાં બળવાન થઇને બુધ, ગુરૂ કે શુક્ર પૈકી ગમે તે એક ગ્રહ બેઠો હોય તો રીષ્ટનો ભંગ થાય છે. કદી આ ગ્રહો ભેગો પાપગ્રહ હશે તોપણ હરકત નથી.

દ્રષ્કાણ કુંડળીમાં બુધ, ગુરુ, કે શુક્રની રાશીમાં ચંદ્રમા હોય અને જન્મ કુંડળીમાં ચંદ્રમા આઠમે બેઠેલો હોય તો રીષ્ટયોગનો ભંગ થાય છે.

સંપૂર્ણ કળાવાળા ચંદ્રને કેંદ્રમાં રહેલો બળવાન ગુરૂ દેખતો હોય તો રીષ્ટનો ભંગ થાય છે.

જન્મકુંડળીમાં લગ્નમાં ઉદય પામેલો બળવાન ગુરુ રહેલો હોય તો તમામ જાતના રીષ્ટનો ભંગ થાય છે.

દ્રષ્કાણ કુંડળીમાં ગુરુ, શુક્ર કે બુધની રાશીનો ચંદ્ર હોય અને જન્મકુંડળીમાં છઠ્ઠા ભાવે રહ્યો હોય તો રીષ્ટનો ભંગ થાય છે.

જન્મકુંડળીમાં શુભગ્રહની રાશીનો ચંદ્રમા પૂર્ણ કળાનો હોય અને શુભગ્રહની કર્તરીવાળો હોય તો રીષ્ટયોગનો ભંગ થાય છે. તેમાં ચંદ્ર ઉપર શુક્રની દ્રષ્ટિ હોય તો રીષ્ટનો ભંગ જરૂર થાય અને તે માણસ ઘણો સુખી થાય.

જન્મકુંડળીમાં લગ્નનો સ્વામિ ઘણો બળવાન હોય તેને કેંદ્રમાં રહેલા સર્વ શુભ ગ્રહો દેખતા હોય તેમજ કોઇ પાપગ્રહ લગ્નના સ્વામિને દેખતો ન હોય તો રીષ્ટનો ભંગ થાય છે તથા તે માણસ સારા ગુણવાળો, ઘણી લક્ષ્મી અને સમૃદ્ધિ સાથે ઘણા આયુષ્યવાળો થાય.

પૂર્ણ કળાનો ચંદ્રમા શુભગ્રહની કર્તરીવાળો હોય તો રીષ્ટનો નાશ થાય છે.

પૂર્ણ કળાવાળા ચંદ્રને સર્વે ગ્રહો દેખતા હોય તો રીષ્ટયોગનો ભંગ થાય છે.

જન્મકુંડળીમાં ૩-૬ અને ૧૧ મા ભાવે રાહુ હોય અને તેને સર્વ શુભગ્રહો દેખતા હોય તો રીષ્ટનો નાશ થાય છે.

જન્મકુંડળીમાં જે રાશીનો ચંદ્રમા હોય તે રાશીનો સ્વામિ કેંદ્રમાં કે શુભગ્રહોના સમાગમ કે દ્રષ્ટિવાળો હોય તો રીષ્ટયોગનો ભંગ થાય છે.

રીષ્ટ યોગ થયો હોય અને રીષ્ટભંગ પણ થયો હોય તો રીષ્ટનો નાશ થશે.

વળી રીષ્ટભંગ કરનારા ગ્રહ કરતાં રીષ્ટયોગ કરનારા ગ્રહો વધારે બળવાન હોય તો ઘણી પીડા કરે અને બચાવે પણ ખરા પણ રીષ્ટ ભંગ કરનારા ગ્રહો નિર્બળ, અસ્ત કે પાપથી પડેલા હશે તો રીષ્ટ બચાવ કરી શકશે નહિ.

જન્મકુંડળીમાં લગ્નમાં શુભ ગ્રહની દષ્ટિવાળો જીત પામેલો શુભ ગ્રહ હોય તો રીષ્ટનો ભંગ થશે.

જન્મકુંડળીમાં ગુરૂ, બુધ, શુક્ર અને ચંદ્ર શુભ ગ્રહની રાશીમાં બેઠા હોય, અથવા તે ગ્રહો દ્રષ્કાણ કે નવમાંશ કુંડળીમાં શુભ ગ્રહની રાશીના હોય તો રીષ્ટનો નાશ થશે.

શિરષોદય રાશીમાં તમામ ગ્રહો જન્મકુંડળીમાં રહ્યા હોય તો રીષ્ટનો નાશ કરે છે.

બીજી ષડવર્ગની કુંડળીઓમાં શુભ ગ્રહની રાશીમાં શુભ ગ્રહો તથા સર્વે પાપ ગ્રહો બેઠા હોય, અને આ પાપ ગ્રહોને જન્મકુંડળીમા સર્વે શુભ ગ્રહો દેખતા હોય, તો રીષ્ટનો ભંગ થાય છે.

રીષ્ટ ભંગ કરનાર ગ્રહો રીષ્ટ કરનારા ગ્રહો કરતાં બળવાન હોય તો જરૂર રીષ્ટ ભંગ થશે.





# પ્રકરણ ૬૦ મું.

## આયુષ્ય જોવા વિષે.

દરેક માણસ કેટલા વર્ષ જીવશે તે આ ઉપરથી જોવાય છે.

આયુષ્ય દરેક ગ્રહ ઉપરથી નીચે પ્રમાણે જોવું.

જન્મકુંડળી ઉપરથી આયુષ્યનું એકંદર પ્રમાણ નિચે પ્રમાણે જોવું. દરેક ગ્રહ કેટલું આયુષ્ય આપે તે સ્પષ્ટ ગ્રહ ચક્રના કોઠામાં ગ્રહોની રાશી, અંશ, કળા, વિકળા, લખેલી છે તે ઉપરથી અને લગ્નને માટે ભાવસંધીના કોઠા ઉપરથી નિચે પ્રમાણે ગણત્રી કરવી.

સ્પષ્ટગ્રહ ચક્રમાંથી દરેક ગ્રહવાર રાશીના અંશ કરવા એટલે ત્રીશ અંશની એક રાશી માટે ત્રીશે, તે રાશીના આંકને ગુણવા અને જે ગુણાકાર આવે તેનો સ્પષ્ટગ્રહ ચક્રમાં તે રાશીના જે અંશ લખેલા હોય તે ઉમેરી અંશ કરવા અને તેને સાઠે ગુણવાથી કળા આવશે તેમાં સ્પષ્ટગ્રહ ચક્રના કળાનો આંક ઉમેરવો એટલે તે સત્ર કળા થઈ.

હવે એવી રીતે રાશી અને અંશની કળા કરતાં જે આંક આવે તેને બસેંએ ભાગતાં જે ભાગાકાર આવે તેટલા વર્ષ તે ગ્રહ આયુષ્ય આપે પણ તે ભાગાકાર બાર ઉપર હોય તો તેને બારે ભાગતાં જે શેષ રહે તેટલું આયુષ્ય તે ગ્રહ આપે.

આ પ્રમાણે ભાગાકાર કરતાં જે શેષ રહે તેના માસ કરવા માટે બારે ગુણવા અને સ્પષ્ટ ગ્રહ ચક્રના કોઠામાં વિકળાનો જે આંક હોય તેને બારે ગુણી સાઠે ભાગવા અને જે ભાગાકાર આવે તે ઉપરની રકમમાં ઉમેરી બસેંએ ભાગવા. જે ભાગાકાર આવે તેટલો તે ગ્રહ આવરદા આપે.

વિકળાની કળા કરતાં જે શેષ રહ્યું હોય તેને ત્રીસે ગુણી

આઠે ભાગતાં જે ભાગાકાર આવે તેમાં ઉપર પ્રમાણે કળાને બસેંએ ભાગતાં જે શેષ આંક રહ્યો હોય તે ઉમેરવો અને પછી બસેંએ ભાગવા. જે ભાગાકાર આવે તે દિવસ સમજવા.

અને જે શેષ રહે તેને સાઠે ગુણી તેમાં વિકળા જે રહેલી હોય તે ઉમેરવી. બસેંએ ભાગતાં જે ભાગાકાર આવે તે ઘડી સમજવી અને જો શેષ રહે તો આઠે ગુણી બસેંએ ભાગતાં જે ભાગાકાર આવે તે આવરદાની પળ સમજવી.

જન્મકુંડળીમાં બેઠેલા તમામ ગ્રહોનું સ્પષ્ટ ગ્રહ ચક્રના કોઠા પરથી ઉપરની રીત પ્રમાણે દરેક ગ્રહનું આયુષ્ય કાઢવું.

અને દરેક ગ્રહ જેટલું આયુષ્ય આપતો હોય તે બધાનો સરવાળો કરવાથી જે વર્ષ, માસ, દિવસ અને ઘડી પળ આવે તે મધ્યમ આયુષ્ય જાણવું.

પણ સ્પષ્ટ આયુષ્ય નિચે પ્રમાણે કાઢવું.

ઉપર પ્રમાણે દરેક ગ્રહનું મધ્યમ આયુષ્ય કાઢવું,

હવે જન્મકુંડળીમાં દષ્કાંણ કુંડળીમાં કે નવમાંશ કુંડળીમાં જે ગ્રહ સ્વગ્રહી કે વર્ગોત્તમી હોય તે ગ્રહના મધ્યમ આયુષ્યથી બમણું કરવું.

તે ગ્રહ ઉંચનો, વક્ર ગતિનો કે ઉંધી ચાલનો હોય તો તે ગ્રહ મધ્યમ આયુષ્યથી ત્રણગણું કરવું.

પણ કોઇ ગ્રહ બે કે ત્રણ બળ પામ્યો હોય એટલે ઉંચનો, નીચનો કે સ્વગ્રહી હોય તો તેમાં ઉપર જે આયુષ્ય કહેલું છે તેમાં જે વધારે આયુષ્ય આપતો હોય તેના પ્રમાણે જ માત્ર ગણત્રી કરવી. પણ વૃદ્ધિ પામેલો ગ્રહ અસ્તનો કે નીચનો હોય તો વૃદ્ધિ પામેલા આયુષ્યથી અર્ધું કરવું, અને જો તે શત્રુના ઘરમાં બેઠો હોય તો વધારે કરેલા આયુષ્યનો ત્રીજો ભાગ બાદ કરવો.

કોઇ ગ્રહ કાંઇ બળ પામ્યો ન હોય પણ અસ્તનો કે નીચ રાશીનો હોય તો તેના મધ્યમ આયુષ્યનું અર્ધું કરવું.

કોઇ ગ્રહ જન્મકુંડળીમાં સાતમા ભાવે બેઠો હોય તો તેના ઉપર કહેલા આયુષ્યમાંથી છઠ્ઠો ભાગ બાદ કરવો, આઠમે બેઠો હોય તો પાંચમો ભાગ બાદ કરવો, નવમે બેઠો હોય તો ચોથો ભાગ બાદ કરવો, દશમે બેઠો હોય તો તેનો ત્રીજો ભાગ બાદ કરવો, અગીઆ-

૨મા ભાવે બેઠો હોય તો અડધ ભાગ બાદ કરવો, અને જો બારમે ભાવે બેઠો હોય તો તે ગ્રહે આપેલું સર્વ આયુષ્ય જાય પણ ઉપરના ગ્રહો પાપગ્રહ હોય તો ઉપર પ્રમાણે આયુષ્ય બાદ કરવું પણ શુભ ગ્રહ હોય તો ઉપર કહેલા આયુષ્યથી અર્ધ ભાગ બાદ કરવો.

ઉપર લખેલા ભાવોમાં એક કરતાં વધારે ગ્રહ બેઠેલા હોય તો તેમાં જે બળવાન હોય તેજ ગ્રહનું ઉપર મુજબ આયુષ્ય જાય.

ઉપર લખેલા ભાવમાં રહેલો અસ્તનો, શત્રુના ઘરમાં કે નીચ રાશીનો હોય એવા બે અથવા ત્રણ જોગ હોય તો તેમાં જેનો વધારે ભાગ બાદ જતો હોય તેનો જ ભાગ બાદ કરવો.

શુક્ર અને શનિ અસ્તના હોય તો તેનો ભાગ બાદ થતો નથી.

ઉપર પ્રમાણે સાતમા ભાવથી બારમા ભાવ સુધીમાં ગ્રહો બેઠેલા હોય તે ઉપર પ્રમાણે આયુષ્યમાં ઘટાડો કરે.

અને લગ્નથી છઠ્ઠા ભાવ સુધી બેઠેલા ગ્રહો આયુષ્યમાં ઘટાડો કરતા નથી પણ જો તે અસ્તનો, નિચનો કે શત્રુના ઘરનો હોય તો ઉપરના નિયમ પ્રમાણે ઘટાડો કરે છે.

લગ્ન નિર્બળ હોય તો લગ્નનું જે મધ્યમ આયુષ્ય આવ્યું હોય તેજ તેનું સ્પષ્ટ આયુષ્ય જાણવું, લગ્ન બળવાન હોય તો લગ્નની રાશીનો આંકડો મધ્યમ આયુષ્યમાં મેળવવો અને બાકીના અંશ, કળા, વિકળાને બમણા કરી પાંચે ભાગવા, જે આવે તે માસ, શેષ રહે તેને ત્રીસે ગુણી કળા ઉમેરતાં જે આવે તેને પાંચે ભાગવા, જે આવે તે દિવસ જાણવા.

અને જે ભાગ આવતાં શેષ રહી હોય તેને સાઠે ગુણી જે સંખ્યા આવે તેમાં વિકળા મેળવી પાંચે ભાગતાં જે આવે તે ઘડી સમજવી અને જે શેષ રહે તેને સાઠે ગુણી પાંચે ભાગતાં જે સંખ્યા આવે તે પળ સમજવી.

એ પ્રમાણે લગ્નના મધ્યમ આયુષ્યમાં ઉપર પ્રમાણે જે વર્ષનો માસ, દિવસ અને ઘડી પળ આવે તે ઉમેરવું. જે આવે તે લગ્નનું સ્પષ્ટ આયુષ્ય જાણવું.

હવે ઉપર પ્રમાણે દરેક ગ્રહોનું તથા લગ્નનું જે સ્પષ્ટ આયુષ્ય આવે તે બધાનો સરવાળો કરતાં જે આવે તે જે માણસની તે જન્મકુંડળી હોય તેનું સ્પષ્ટ આયુષ્ય જાણવું.

જેની જન્મકુંડળીમાં કર્ક લગ્નમાં ગુરુ હોય અને કેન્દ્રમાં શુક્ર હોય તો ૧૦૦ વર્ષનો આયુષ જાણવો.

ગુરુ પોતાની રાશીનો કે પોતાના દ્રેષ્કાણમાં હોય તો ૧૨૦ વર્ષની આયુષ થાય. શુભચંદ્ર શુભ ગ્રહની રાશીમાં કે પોતાના મૂળ ત્રીકોણમાં બલીષ્ટ થઇને ચંદ્ર લગ્નમાં હોય તો ૬૦ વર્ષનો આયુષ જાણવો.

જેની કુંડળીમાં શુભ ગ્રહો ત્રીકોણ ( ૯—૫ ) સ્થાનમાં હોય અને ગુરુ ઉચ્ચનો હોય તો ૮૦ વર્ષનો આયુષ જાણવો. કેન્દ્ર, ત્રીકોણ કે ૮ મા સ્થાનમાં પાપ ગ્રહો હોય નહિ અને લગ્ન અને ચંદ્ર ને પાપ ગ્રહો દેખતા ન હોય તો, લગ્નેશ અને ગુરુ કેંદ્રમાં હોય તો તે અનેક સુખ ભોગવે ને ૧૦૦ વર્ષ જીવે.

ગુરુ લગ્ને કે નવમે કે કેંદ્રમાં હોય ને આઠમા ઘરમાં કોઈ ગ્રહ ન હોય, લગ્ન અને ચંદ્રને પાપ ગ્રહ દેખતા ન હોય તો ૭૦ વર્ષ જીવે. જેની કુંડળીમાં લગ્ન અને આઠમા સ્થાને એક ગ્રહ ન હોય, ચંદ્ર ત્રીજે હોય, ગુરુ પોતાના ઘરમાં ધનનો કે મીનનો હોય ને બાકીના ગ્રહો ૯ મા સ્થાને હોય તો ૧૦૦ વર્ષ જીવે.

લગ્નેશ બળવાન હોય અને તેને કેન્દ્રમાં રહેલા શુભ ગ્રહો જોતા હોય તો મોટા આયુષવાળો જાણવો.

જેની કુંડળીમાં લગ્નથી કે ચંદ્રથી શુભ ગ્રહો કેન્દ્ર (૧—૪—૭—૧૦ ) મા સ્થાને હોય અને પાપ ગ્રહ વગર કે તેની દષ્ટિ વગર ગુરુ લગ્ને હોય તો ૭૦ વર્ષ જીવે. લગ્નેશ બળવાન હોય, ગુરુ ઉચ્ચનો હોય અને શુભ ગ્રહ મૂળ ત્રીકોણ સ્થાનમાં હોય તો ૮૦ વર્ષ જીવે.

શુભ ગ્રહો કેંદ્રમાં હોય તે બળવાન હોય આઠમે કોઇ ગ્રહ ન હોય તો ૩૦ વર્ષ જીવે. શુભ ગ્રહ પોતાના ઘરમાં હોય તો ૪૦ વર્ષ જીવે.

આઠમાનો સ્વામી નવમે હોય અને લગ્નનો સ્વામી આઠમે હોય ને ક્રુર ગ્રહ દેખતા હોય તો ૨૪ વર્ષ જીવે.

લગ્નનો સ્વામી અને આઠમાનો સ્વામી ૮ મા સ્થાને હોય તો ૨૭ વર્ષ જીવે.

લગ્ને ક્રુર ગ્રહ હોય તેને ગુરુ ને ચંદ્ર દેખતા હોય ને કોઇ ગ્રહ આઠમે પણ હોય તો ૨૨ વર્ષ જીવે.

ગુરુ નીર્બળ હોય અને ૧૨ કે ૫ મે સ્થાને ચંદ્ર હોય તો ૭૦

વર્ષ જીવે સર્વે ગ્રહો ૯ મે હોય તો ૧૨૦ વર્ષ જીવે. ક્રુર ગ્રહો ક્રુર રાશીમાંને શુભ ગ્રહો શુભ રાશીમાં હોય ને લગ્નનો સ્વામી બળવાન હોય તો ૧૨૦ વર્ષ જીવે.

સર્વ ગ્રહો પાંચમે સ્થાને હોય તો ૬૦ વર્ષ જીવે.

કેન્દ્રમાં શુભ ગ્રહ ન હોય અને કોઈ ગ્રહ ૮ મે હોય તો ૩૦ વર્ષ જીવે.

સૂર્ય પાપ ગ્રહો વચ્ચે હોય ને તે લગ્ને હોય તો ૩૧વર્ષ જીવે.

કર્કના લગ્નમાં સૂર્ય હોય, દસમે ચંદ્ર ને કેંદ્રમાં ગુરુ હોય તો ૫૫ વર્ષ જીવે.

ચોથે ને દસમે શુભ ગ્રહ હોય, ચંદ્ર ૮ કે ૧૨ મે હોય, લગ્ને ગુરુ ને શુક્ર હોય તો ૫૦ વર્ષ જીવે.

ચંદ્ર ૧૨-૬-૮-કે લગ્ને હોય તો ૫૦ વર્ષ જીવે.

## પ્રકરણ ૬૧ મું.

### મરણ ક્યારે ક્યા નિમિત્તે કેવી રીતે તથા કેવી જગ્યાએ થશે તથા મરણ પછી કેવી ગતિ થશે તથા કેવા લોકમાંથી આ લોકમાં જન્મ થયો છે તે બાબત.

આઠ વર્ષની અંદર મરણ થવાનો યોગ રીષ્ટ પ્રકરણમાં જોવો. આ યોગ આઠ વર્ષ પછી મરણ થાય તેને માટે છે.

### ક્યા કારણથી મૃત્યુ થાય તે બાબત.

જન્મકુંડળીમાં લગ્નથી આઠમા ભાવમાં કોઈ પણ ગ્રહ રહેલો ન હોય પણ આ ભાવને કોઈ બળવાન ગ્રહ દેખતો હોય તો આ માણસનું ધાતુવિકારથી મૃત્યુ થાય છે.

ચંદ્ર દેખતો હોય તો વાયુ તથા કફથી, સૂર્ય તથા મંગળ દેખતો હોય તો પિત્તવિકારથી, બુધ દેખતો હોય તો ત્રિદોષથી, ગુરૂ દેખતો હોય તો કફથી, શુક્ર દેખતો હોય તો વાયુ અને કફથી અને શનિ દેખતો હોય તો વાયુથી મૃત્યુ થાય.

જન્મકુંડળીમાં આઠમા ભાવમાં સૂર્ય બેઠો હોય તો અગ્નિથી, ચંદ્ર બેઠો હોય તો જળથી, મંગળ હોય તો શસ્ત્રથી, બુધ બેઠો હોય તો તાવથી, ગુરૂ હોય તો આમવાતથી, શુક્ર હોય તો તરસથી, અને શની આઠમા ભાવે રહ્યો હોય તો ભૂખથી આ માણસનું મૃત્યુ થશે.

જન્મકુંડળીનું લગ્ન દ્વિસ્વભાવ રાશીનું હોય અને ત્યાં સૂર્ય તથા

ચંદ્ર રહેલા હોય તો આ માણસ જળમાં ડુબવાથી મરણ પામશે.

લગ્ને મીનરાશીનો સૂર્ય હોય, અને કન્યા રાશીનો ચંદ્ર પાપગ્રહ સાથે સાતમે રહેલો હોય અને મેષરાશીનો શુક્ર હોય, તો આ માણસ તેની સ્ત્રીના કારણથી મરણ પામે.

લગ્ને પાંચમે કે નવમે સ્થાને ચંદ્રની સાથે પાપગ્રહો રહ્યા હોય તો આ માણસનું ફાંસીથી મરણ થાય.

લગ્ને શનિ, ચોથે ભાવે સૂર્ય, દશમેમંગળ, અને ક્ષીણચંદ્ર આઠમે ભાવે હોય તો આ માણસનું મારથી મૃત્યુ થાય.

લગ્ને સૂર્ય, પાંચમે મંગળ, આઠમે શનિ અને નવમે ભાવે ચંદ્ર હોય તો આ માણસનું ભીંત પડવાથી, ઝાડ પડવાથી, વીજળી પડવાથી, પાષાણ પડવાથી, અથવા તો પર્વત ઉપરથી પડવાથી મૃત્યુ થાય.

બીજે ભાવે શનિ, ચોથે ચંદ્ર, અને ચોથે મંગળ હોય તો આ માણસ કૃમીવિકારથી મૃત્યુ પામે.

જન્મકુંડળીમાં બીજે ભાવે શનિ, ચોથે ચંદ્ર અને દશમે ભાવે મંગળ હોય તો તેના શરીરમાં કીડા પડવાથી મરણ પામે.

જન્મકુંડળીમાં ચોથા ભાવે કે દશમા ભાવે મંગળ અને સૂર્ય હોય, તો પથ્થરથી મૃત્યુ થાય.

ચોથા ભાવે મંગળ અથવા સૂર્ય હોય, અને દશમે શનિ હોય તો આ માણસ શુળીથી મૃત્યુ પામે,

ચોથે શનિ, સાતમે ચંદ્ર; અને દશમે ભાવે મંગળ હોય તો આ માણસ કૂવે પડી મૃત્યુ પામે.

ચોથે ભાવે સૂર્ય, અને દશમે મંગળ હોય અને તેમને શનિ દેખતો હોય તો તે લાકડાના મારથી મરણ પામે.

ચોથે ભાવે મંગળ, સાતમે સૂર્ય, અને દશમે શનિ રહ્યો હોય તો આ માણસનું રાજાના કોપથી, અગ્નિથી અથવા તો શસ્ત્રીથી મૃત્યુ થાય

ચોથે ભાવે સૂર્ય અને દશમે મંગળ હોય અને તેમને ક્ષીણચંદ્ર દેખતો હોય તો તે માણસ શૂળીથી મૃત્યુ પામે.

ચોથે, છઠે, આઠમે અને બારમા ભાવે ચંદ્ર અને શનિ હોય અને આઠમાભાવનો સ્વામિ આઠમે પાપગ્રહની કર્તરીવાળો થઈ બેઠો હોય તો આ માણસનું સમુદ્રમાં મૃત્યુ થાય.

પાંચમા અને નવમાભાવે એકેક પાપગ્રહ હોય પણ તેને શુભગ્રહ દેખતો ન હોય તો તે માણસ બંધનથી મૃત્યુ પામે.

પાંચમાભાવે સૂર્ય હોય, લગ્ને શનિ, નવમે મંગળ, અને દશમે ક્ષીણકળાનો ચંદ્ર હોય તો આ માણસ ગુંગળાઇને, ગમે તો ધુમા-

ડાથી, શ્વાસ રૂંધાવાથી, અગ્નિથી બંધનથી અથવા તો લાકડીના મારથી મૃત્યુ પામે.

પાંચમો તથા આઠમો ભાવ પાપગ્રહની કર્તરીવાળો હોય તો આ માણસ અધીન થઈને મરે.

સાતમાભાવે સૂર્ય, મંગળ સાથે બેઠો હોય, આઠમે શનિ હોય અને ક્ષીણકળાનો ચંદ્ર ચોથાભાવે રહ્યો હોય તો આ માણસ પક્ષીથી અથવા તો જનાવરથી મૃત્યુ પામે.

સાતમાભાવમાં મંગળ હોય, શનિ, ચંદ્ર અને સૂર્ય લગ્ને હોય તો આ માણસ સંચામાં પીલાઈને મરણ પામે.

આઠમાભાવમાં શની હોય, બીજાભાવમાં ચંદ્ર હોય અને છઠ્ઠા કે દશમાભાવમાં મંગળ હોય તો આ માણસ ભગંદર કે પથરીના રોગથી મરણ પામે.

આઠમાભાવે કોઈપણ પાપગ્રહ બેઠો હોય, અને લગ્નનો સ્વામિ કેંદ્રમાં પાપગ્રહની કર્તરીવાળો હોય તો આ માણસ આત્મઘાતથી મૃત્યુ પામે.

આઠમાભાવે શની હોય તથા બળવાન મંગળ, ક્ષીણ કળાના ચંદ્રને દેખતો હોય તો, આ માણસ ગુહ્યના રોગથી એટલે હરસ, ભગંદર, કૃમિવિકાર, પથરીથી, અથવા શસ્ત્રથી મૃત્યુ પામે.

આઠમભાવનો સ્વામિ જળરાશીનો હોય તથા છઠ્ઠે અને બારમાભાવમાં જળરાશી હોય તો આ માણસનું ઝેરથી કે સાપ જેવા ઝેરી પ્રાણીથી મૃત્યુ થાય.

આઠમાભાવે ચરરાશી હોય તો પ્રદેશમાં, સ્થિરરાશી હોય તો પોતાના દેશમાં અને દ્વિસ્વભાવ રાશી હશે તો અંતરચ રસ્તામાં મૃત્યુ થાય.

આઠમા ભાવમાં કર્ક રાશી પ્રથમ દ્રેષ્કાણમાં હશે, અથવા કન્યા રાશી ત્રીજા દ્રેષ્કાણમાં હશે તો તેનું બંધન થઈ મૃત્યુ થશે.

નવમા ભાવે કર્ક રાશીનો ચંદ્ર હોય, જન્મભાવમાં ધન રાશીનો શની હોય તો આ માણસ ગોળાના રોગથી કે ગાંઠના રોગથી અથવા જળોદરથી મૃત્યુ પામશે.

દશમા ભાવમાં સૂર્ય હોય, અને ચોથે મંગળ હોય, તો આ માણસ વાહન ઉપરથી પડવાથી મૃત્યુ પામે.

દશમા ભાવે ક્ષીણ ચંદ્ર હોય, સાતમે સૂર્ય, અને ચોથે ભાવે મંગળ હોય તો આ માણસ વિષ્ટા જેવી ચીજથી મૃત્યુ પામે.

જન્મકુંડળીમાં મંગળ તુલા રાશીનો હોય, શનિ મેષ રાશીનો હોય અને ચંદ્ર મકર કે કુંભ રાશીનો હોય તોપણ આ માણસ વિષ્ટા જેવી નઠારી ચીજથી મરણ પામે.

મેષ અગર વૃશ્ચિક રાશીનો ચંદ્ર હોય, અને તેને પાપગ્રહની કર્તરી હોય તો આ માણસ શસ્ત્રથી અથવા આગનથી મૃત્યુ પામશે.

ચંદ્ર મકર કે કુંભ રાશીનો હશે અને તે પાપગ્રહની કર્તરી વાળો હશે તો દોરડાંના ફાંસાથી અથવા તો અગ્નિમાં પડવાથી મૃત્યુ પામે.

કન્યા રાશીનો ચંદ્ર અને સૂર્ય હોય અને તેને પાપગ્રહો દેખતા હોય તો આ માણસનું પોતાના માણસ થકી મૃત્યુ થશે.

કન્યા રાશીનો ચંદ્ર પાપગ્રહની કર્તરીનો હશે તો સોજાના વિકારથી કે રૂધિરવિકારથી મૃત્યુ થાય.

શનિ કર્ક રાશીનો હોય અને મકર રાશીનો ચંદ્ર હોય તો જળોદરના રોગથી આ માણસ મૃત્યુ પામે.

ઉપરના યોગો જન્મકુંડળીમાં ન હોય તો—

આઠમા ભાવે જે રાશી જેટલા અંશે હોય તેને દ્રષ્કાણ મળવાં જે રાશી આવે અને તેના સ્વામિના ગુણ પ્રમાણે, અથવા તો આઠમા ભાવની રાશીના ગુણ પ્રમાણે મરણનું કારણ સમજવું.

કઇ જગ્યાએ મૃત્યુ થાય તે બાબત.

નવમાંશ કુંડળીના લગ્નનો સ્વામિ જન્મકુંડળીમાં જે રાશીનો હોય તે રાશીના સ્થાનમાં તે માણસનું મૃત્યુ થાય.

જો તે મેષ રાશીનો હોય તો, બકરાં, ઘેટાંને રહેવાના સ્થાનમાં મૃત્યુ થાય, વરખ રાશીનો હોય તો બળદને રહેવાનાં જગ્યોમાં, મિથુન રાશીનો હોય તો તેના ઘરમાં, કર્કનો હોય તો કૂવામાં, સિંહનો હોય તો વનમાં, કન્યાનો હોય તો ફૂવામાં, તુલાનો હોય તો બજારમાં, વૃશ્ચિકનો હોય તો ભોંયરામાં કે ખાડામાં, ધનનો હોય તો ઘોડા બાંધવાની જગ્યામાં, મકરનો હોય તો જળાશયમાં, કુંભનો હોય તો ઘરમાં, અને મીન રાશીનો હોય તો સરોવરમાં કે દરિયામાં તે માણસનું મૃત્યુ થાય.

મૃત્યુ ક્યારે થાય તે બાબત.

જન્મ લગ્ન અથવા ચંદ્ર થકી આઠમે જે ગ્રહ રહેલા છે તેમની દશા અને અંતર દશામાં રીષ્ટ ( મૃત્યુ ) થાય એમ સમજવું. પણ આઠમે ભાવે કોઇ ગ્રહ રહેલા ન હોય તો આઠમા ભાવમાં રહેલી રાશીના સ્વામિને રીષ્ટ કરનાર સમજવો.

રીષ્ટ કરનાર ઘણા ગ્રહ હોય તો તેમાંથી જે બળવાન ગ્રહ હોય તે ગ્રહથી રીષ્ટ થાય અને બાકીના ગ્રહ રોગ કરનારા સમજવા.

રીષ્ટ કરનારા ગ્રહો નીચના, અસ્તના કે લગ્નથી અથવા ચંદ્રથી છઠે, આઠમે અને બારમે રહ્યા હશે તો, અથવા તે તે ભાવના સ્વામીઓ હશે તો જરૂર રીષ્ટ થાય.

સંતાનનું રીષ્ટ જન્મ લગ્ન અને ચંદ્રથી પાંચમા ભાવ ઉપર અને સપ્તમાંશ કુંડળીના લગ્ન અને ચંદ્ર ઉપરથી નકી કરવું.

માતાનું રીષ્ટ નક્કી કરવું હોય તો જન્મલગ્ન અને ચંદ્રથી ચોથા ભાવ ઉપરથી તથા પિતાનું રીષ્ટ દશમા ભાવ ઉપરથી તથા દ્વાદશાંશ કુંડળીના લગ્ન અને ચંદ્ર ઉપરથી નકી કરવું.

ભાઇ બેનનું રીષ્ટ જન્મલગ્ન અને ચંદ્રથી ત્રીજા ભાવ ઉપરથી તથા દ્રેકાણ કુંડળીના લગ્ન અને ચંદ્ર ઉપરથી, સ્ત્રીનુ રીષ્ટ જન્મલગ્ન અને ચંદ્રથી સાતમા ભાવ ઉપરથી તથા નવમાંશ કુંડળીના લગ્ન અને ચંદ્ર ઉપરથી તથા એ જ રીતે બીજાં સગાં વહાલાંનુ રીષ્ટ સૌ સૌના ભાવ ઉપરથી નક્કી કરવું.

**અમુક માણસનો કયા લોકમાંથી અહીં જન્મ થયોછે તે બાબત.**

સૂર્ય અને ચંદ્ર એમ બે ગ્રહોમાંથી જે ગ્રહ જન્મકુંડળીમાં બળવાન હોય તે ગ્રહ દ્રેકાણ કુંડળીમાં જે ગ્રહની રાશીના સ્થાનમાં બેઠો હોય તે રાશીના સ્વામી પ્રમાણેના લોકમાંથી તે માણસનો આ લોકમાં જન્મ થયો છે એમ સમજવું.

અને આવી રીતે તે રાશીનો સ્વામિ ગુરૂ હોય તો દેવલોકમાંથી, ચંદ્ર કે શુક્ર હોય તો પિતૃ લોકમાંથી, સૂર્ય કે મંગળ હોય તો તિર્યક લોકમાંથી, અને શની કે બુધ હોય તો નર્ક લોકમાંથી તે માણસનો આ લોકમાં જન્મ થયો છે એમ સમજવું.

આ રાશીનો સ્વામી ઉંચ રાશીનો હોય તો ગયે અવતાર આ માણસ ઉત્તમ પ્રકારનો, ઉંચ રાશી અને નીચ રાશીની અંદર હોય તો મધ્યમ પ્રકારનો, અને નીચ રાશીનો હોય તો નીચ જાતીમાંથી આ માણસ આ લોકમાં જન્મ્યો છે એમ સમજવું.

**મરણ પછી માણસની કેવી ગતિ થશે તે બાબત.**

જન્મકુંડળીમાં ગુરૂ છઠ્ઠા કે આઠના ભાવમાં કે કેંદ્રમાં હોય અને તે ઉચનો હોય તો અથવા જન્મકુંડળીમાં શુભ ગ્રહના નવમાંશનું મીનલગ્ન હોય અને ગુરૂ વગરના બીજા તમામ ગ્રહો નિર્બળ હોય તો આ માણસનો મોક્ષ થશે એમ સમજવું.

જન્મકુંડળીમાં છઠ્ઠા, સાતમા કે આઠમા ભાવમાં જે ગ્રહ હોય તે ગ્રહના લોકમાં તે માણસ મરણ પછી જશે એમ સમજવું પણ તેમાં બે કે તેથી વધારે ગ્રહો હોય તો તેમાં જે બળવાન ગ્રહ હોય તે ગ્રહના લોકમાં મરણ પછી તે જશે એમ સમજવુ.

છઠ્ઠા, આઠમા કે બારમા ભાવમાં કોઇ ગ્રહ રહ્યો ન હોય તો તે ભાવના દ્રેકાંણના પતિ પ્રમાણે, અને તેમા જે ગ્રહ બળવાન હશે તે ગ્રહના લોકમાં તે જશે એમ સમજવું.



# પ્રકરણ ૬૨ મું.

## વર્ષફળ–બનાવવાની રીત.

સૂર્ય દર એક વર્ષે બરોબર પોતે જે રાશીનો જેટલા અંશનો જન્મ વખતે હોય તેટલાજ અંશ અને રાશીનો જે ઘડી પળે થાય તે ઘડી પળના વખતની કાઢેલી કુંડળીને વર્ષની કુંડળી કહે છે. તેપરથી વર્ષની બારે માસની વિગત જોવાય છે.

જન્મ વખતે સુર્ય જે રાશીનો જેટલા અંશ, કળા. વિકળાનો હોય તે રાશીના તેટલા અંશ, કળા, વિકળાનો સુર્ય વર્ષોવર્ષ જયારે થાય ત્યારે વર્ષમાં પ્રવેશ થાય છે.

જન્મકુંડળીમાં બારે ભાવમાં રાશી ગ્રહો માંડવાની જેવી રીત છે તેવીજ રીતે વર્ષ કુંડળીમાં લગ્ન, રાશી અને ગ્રહો મંડાય છે.

તેમાં લગ્ન એ પહેલો ભાવ છે. હવે જે વખતે વર્ષ બેઠું તે વખતે ગ્રહો આકાશમાં કયી કયી રાશીમાં હતા તે પંચાંગમાં જોઇ જે ગ્રહ જે રાશીનો હોય તે રાશીવાળા ભાવમાં વર્ષકુંડળીમાં મૂકવામાં આવે છે.

દિવસે વર્ષ બેસતું હોય તો વર્ષકુંડળીમાં સૂર્ય જે રાશીમાં બેઠો હોય તે રાશીના સ્વામિને દિવસપતિ કહે છે.

રાત્રિએ વર્ષ બેસતું હોય તો વર્ષકુંડળીમાં ચંદ્ર જે રાશીમાં બેઠો હોય તે રાશીના સ્વામિને રાત્રિપતિ જાણવો.

દિવસે વર્ષ બેસતું હોય તો અને વર્ષકુંડળીમાં મેષરાશીનું લગ્ન આવે તો ત્રિરાશીપતિ સુર્ય જાણવો. અને જો વરખ કે કર્ક લગ્ન હોય તો શુક્ર જાણવો. મિથુન લગ્ન હોય તો શની જાણવો. સિંહ લગ્ન હોય તો ગુરૂ જાણવો. કન્યા લગ્ન હોય તો ચંદ્ર જાણવો, તોલા લગ્ન હોય તો બુધ જાણવો, વૃશ્ચિક લગ્ન હોય તો મંગળ જાણવો, ધન લગ્ન હોય તો શની જાણવો. મકર લગ્ન હોય

તો મંગળ જાણવો. કુંભ લગ્ન હોય તો ગુરૂ જાણવો, અને મીન લગ્ન હોય તો ચંદ્ર જાણવો.

રાત્રિએ વર્ષ બેસતું હોય અને મેષ લગ્ન હોય તો ત્રિરાશીપતિ ગુરૂ જાણવો, વરખ લગ્ન હોય તો ચંદ્ર જાણવો. મિથુન લગ્ન હોય તો બુધ જાણવો, કર્ક લગ્ન હોય તો મંગળ જાણવો, સિંહ લગ્ન હોય તો સૂર્ય જાણવો, કર્ક લગ્ન હોય તો શુક્ર જાણવો. તોલા લગ્ન હોય તો શનિ, વૃશ્ચિક લગ્ન હોય તો શુક્ર, ધન લગ્ન હોય તો શનિ, મકર લગ્ન હોય તો મંગળ, કુંભ લગ્ન હોય તો ગુરૂ અને મીન લગ્ન હોય તો ચંદ્ર જાણવો.

## લઘુપંચવર્ગી કોઠો.

વર્ષફળમાં લઘુપંચવર્ગી કોઠો કરવામાં આવે છે એટલે તેમાં જન્મપતિ, વર્ષપતિ, મુંથાપતિ, ત્રિરાશિકપતિ, અને દિનપતિ કોણ કોણ છે, તે વર્ષકુંડળીમાં કયા સ્થાને બેઠા છે અને તેઓ૯ટ છે કે કેમ તે આવે છે.

જન્મપતિ, એટલે જન્મ લગ્નનો સ્વામિ, જે જન્મકુંડળીમાં હોય તે.

વર્ષપતિ એટલે વર્ષ લગ્નનો સ્વામી.

મુંથાપતિ, એટલે વર્ષકુંડળીમાં મુંથા જે ગ્રહની રાશીમાં બેઠી હોય તે.

ત્રિરાશિપતિ, એટલે વર્ષનો પ્રવેશ દિવસે કે રાત્રે થયો હોય તે વખતે જે લગ્નમાં વર્ષ બેઠું હોય તે ઉપર પ્રમાણે જોઈ તે રાશીનો સ્વામિ.

દિવાપતિ, એટલે દિવસે કે રાત્રે વર્ષ બેઠું હોય તો સૂર્ય કે ચંદ્ર કુંડળીમાં જે રાશીમાં બેઠા હોય તે રાશીનો સ્વામી.

ઉપર પ્રમાણે લઘુપંચવર્ગી કોઠામાં એક ગ્રહ એક કરતાં વધારેનો સ્વામિ થયો હોય તો જેટલાનો સ્વામી થયો હોય તેટલા અધિકાર પામ્યો છે એમ જાણવું.

## બૃહત્ પંચવર્ગી.

વર્ષ કુંડળીમાં બૃહત્ પંચવર્ગીનો કોઠો કાઢવામાં આવે છે. તેમાં ૧ લો કોઠો સ્થાનબળનો. બીજો ઉંચ બળનો, ત્રીજો હદ્દાબળનો, ચોથો દ્રેષ્કાણે બળનો અને પાંચમો મુશળ એટલે નવમાંશ બળનો એમ પાંચે કોઠામાં સાતે ગ્રહનું બળ દાખલથાય છે.

## હર્ષબળના કોઠા વિષે.

વર્ષકુંડળીમાં હર્ષ બળનો કોઠો આવે છે. જે બૃહતપંચવર્ગી

બળના જેવુંજ હર્ષબળ છે, તેમાં સૂર્ય વિગેરે સાતે ગ્રહોનું બળ લખાય છે.

ગ્રહોનું ખરેખરૂં ફળ બૃહતપંચવર્ગી ઉપરથી જોવાય છે. પણ કોઈ ગ્રહ બૃહતપંચવર્ગી બળમાં બળ વગરનો હોય અને હર્ષબળમાં તે ગ્રહ બળવાળો હોય તે વર્ષનો રાજા ઠરાવવામાં હર્ષબળનું બળ જોવાય છે.

## ત્રિપતાકા ચક્ર.

વર્ષમાં ત્રિપતાકા ચક્ર કાઢવામાં આવે છે.

### લગ્ન.

વર્ષ કુંડળીમાં જે રાશીનું લગ્ન હોય તેજ રાશીનું લગ્ન ત્રિપતાકા ચક્રમાં માંડી અનુક્રમે રાશી માંડવી.

જન્મકુંડળીમાં સૂર્ય જે રાશિમાં બેઠો હોય તેની તેજ રાશિમાં ત્રિપતાકા ચક્રમાં સૂર્ય રહે, બાદ ચીજો ચાર વર્ષ પછી તેની પછીની રાશીમાં બદલાનો જાય. એવી રીતે ચંદ્ર નવ વર્ષે, મંગળ બુધ, ગુરૂ, શુક્ર અને શની ચાર વર્ષે, તથા રાહુ છ વર્ષે એક રાશી બદલે છે. અને કેતુ રાહુથી સામો સાતમી રાશીએ આવે છે.

વર્ષ કુંડળીમાં ત્રિપતાકા ચક્રમાં ચંદ્રની સામી સીધી લીટી એ જે ગ્રહ આવે તે ગ્રહ સાથે ચંદ્રને વેધ થયેલો કહેવાય અને તેનું ફળ નિચે પ્રમાણે જોવાય છે.

ચંદ્રની સાથે મંગળને વેધ હોય તો લોહિવિકારની પીડા થાય.

ચંદ્રની સાથે બુધનો વેધ હોય તો ફતેહ અને વિજય મળે.

ચંદ્રની સાથે ગુરૂનો વેધ હોય તો સુખ શાંતિ પ્રાપ્ત થાય.

ચંદ્રની સાથે શુક્રનો વેધ હોય તો લક્ષ્મી મળે.

ચંદ્રની સાથે શનિનો વેધ હોય તો દુશ્મનો ઉભા થાય.

ચંદ્રની સાથે રવીનો વેધ હોય તો તાવની પીડા કરે.

ચંદ્રની સાથે રાહુને વેધ હોય તો રિષ્ટ તુલ્ય પીડા કરે અને પૈસાનું નુકશાન કે બેઆબરૂ કરે.

ટુંકામાં ચંદ્ર રાહુનો વેધ હોય તો કોઇ પણ રીતે ખરાબ ફળ મળે.

## સહમ બાબત.

જુદી જુદી બાબતો બાર ભાવ ઉપરથી જાણી શકાય છે પરંતુ પેટા બાબતો વિગતવાર જાણવા માટે સહમ ઉપયોગી છે. સહમો ૫૦ છે.

વર્ષ પ્રવેશની કુંડળી તેજ સહમની કુંડળી જાણવી, માત્ર દરેક સહમ કઇ રાશીનો છે તે સહમના કોઠામાંથી જોઇ સહમની કુંડળીમાં તે રાશી જે ભાવે હોય તે ભાવમાં તે સહમને દાખલ કરવો.

## માસબાબત.

સૂર્ય દરેક માસે એકેક રાશી બદલે છે એટલે વર્ષ પ્રવેશ વખતે સૂર્ય મકર રાશીમાં હોય તો બીજે મહીને કુંભ રાશીમાં એમ દર માસે એકેક રાશી બદલે.

હવે માસ ઉપજાવવા માટે વર્ષ પ્રવેશ વખતે સુર્ય જે રાશિનો જે અંશ, કળા, વિકળાનો હોય, તે અંશ, કળા, વિકળાનો તેની પછીની રાશીમાં આવે ત્યારે બીજા મહિનાનો પ્રવેશ થાય તથા તે પછીની રાશિમાં જેટલા અંશ, કળાનો આવે ત્યારે ત્રિજા માસમાં પ્રવેશ થાય, એવી રીતે દરેક માસે એકેક રાશિ બદલતાં વર્ષ પ્રવેશના અંશ, કળા, વિકળાનો સુર્ય થાય ત્યારે દરેક માસનો પ્રવેશ થાય છે.

એ રીતે દરેક માસ, પ્રવેશ, ઘડી પળ ઉપરથી વર્ષની કુંડળી-ની માફક વર્ષના તમામ માસની કુંડળીઓ ઉપજાવવી તેમાં વર્ષ પ્રવેશની કુંડળીને પહેલા માસની કુંડળી જાણવી.

## વર્ષનો રાજા.

લઘુ પંચવર્ગીના પાંચ અધિકારી માંહેનો જે ગ્રહ વર્ષ લગ્નને વધારે દેખતો હોય તે વર્ષનો રાજા જાણવો. અને તે અધિકારવાળા ગ્રહોની સરખી દ્રષ્ટિ પડતી હોય તો વધારે બળવાળો વર્ષનો રાજા થાય.

સરખું બળ હોય તો મુંથાનો સ્વામિ વર્ષનો રાજા થાય, પણ મુંથાનો સ્વામિ વર્ષલગ્નને દેખતો ન હોય તો અને દિવસે વર્ષ બેઠું હોય તો સૂર્ય જે રાશીમાં બેઠો હોય તે રાશિનો સ્વામી વર્ષનો રાજા થાય અને રાત્રિએ વર્ષ બેઠું હોય તો ચંદ્ર જે રાશિમાં બેઠો હોય તે રાશિનો સ્વામિ વર્ષનો રાજા થાય, તે પણ વર્ષ લગ્નને દેખતો ન હોય તો ચંદ્ર સાથે જે ગ્રહે ઇત્થશાળ યોગ કરેલો હોય તે ગ્રહ વર્ષનો રાજા થાય, તે પણ લગ્નને દેખતો ન હોય તો લગ્નની રાશિનો સ્વામિ વર્ષનો રાજા થાય, અને તે પણ વર્ષ લગ્નને દેખતો ન હોય તો વર્ષનો રાજા નથી એમ સમજવું, પણ વર્ષનો રાજા કોઇ ગ્રહ થયો ન હોય તો રીષ્ટ યોગ સમજવો.



## પ્રકરણ ૬૩ મું.

### વર્ષકુંડળી જોવાની રીત.

વર્ષનો રાજા જે ગ્રહ થયો હોય તે જન્મકુંડળીમાં શુભસ્થાનમાં બેઠો હોય પોતાની ઉંચ રાશી, સ્વગૃહ કે મિત્રગ્રહરાશી વિગેરે શુભરાશીમાં બેઠો હોય અને શુભગ્રહનો સંબંધ કે દ્રષ્ટિ હોય તો તે વર્ષના રાજાનું ઉત્તમ ફળ મળે. પણ જો નેષ્ટ સ્થાને હોય તો નષ્ટ અને એક ઠેકાણે નષ્ટ અને એક ઠેકાણે શ્રેષ્ટ હોય તો મધ્યમ ફળ મળે.

લઘુ પંચવર્ગીના કોઠા ઉપરથી વર્ષનો રાજા ઉપર પ્રમાણે નક્કી કરવો.

વર્ષ કુંડળીમાં વર્ષનો રાજા, ત્રિકસ્થાન અગર નેતૃસ્થાન સિવાય કોઇપણ ભાવમાં રહેલો હોય તેમજ જન્મકુંડળી તથા વર્ષ કુંડળીમાં પણ શ્રેષ્ટ બળવાળો હોય તો આખા વર્ષનું શ્રેષ્ટ ફળ સમજવું. જો મધ્યમ બળવાળો હોય તો મધ્યમ ફળ અને તદન નિર્બળ હોય તો આખા વર્ષનું ફળ નઠારૂં સમજવું.

વર્ષ કુંડળીમાં વર્ષનો રાજા બળવાન હોય અને તે જન્મકુંડળીમાં નિર્બળ હોય તો વર્ષનું ફળ મધ્યમ સમજવું અથવા વર્ષનો રાજા વર્ષ કુંડળીમાં નિર્બળ હોય અને જન્મકુંડળીમાં શ્રેષ્ટ સ્થાને હોય તો પણ મધ્યમ સમજવું.

વર્ષનો રાજા શુભ ગ્રહ હોય અને તે ત્રિકોણ, કેંદ્રમાં કે લાભ સ્થાનમાં બેઠો હોય તો આખું વર્ષ ઉત્તમ ફળ મળે. પણ નિર્બળ થઇને ૬—૮—૧૨ મા ભાવે બેઠો હોય તો આખું વર્ષ દુઃખ ઉપજાવે. વર્ષનો રાજા પાપગ્રહ હોય અને તે ૩—૬—૧૧ મા ભાવે બેઠો હોયને ઉત્તમ બળવાળો હોય તો ઉત્તમ ફળ મળે પણ જો તે

૮—૧૨ મા ભાવે નિર્બળ થઇને બેઠો હોય તો આખું વર્ષ ઘણુ નઠારૂં ફળ મળે.

### વર્ષનારાજા સૂર્યનું ફળ.

વર્ષનો રાજા સૂર્ય હોય અને તે ઉત્તમ બળનો હોય તો રાજ્ય તરફથી સુખ મળે, દ્રવ્ય ધનનો લાભ થાય, કુટુંબને પૃથ્વી અને પરિવારનું સુખ મળે, અનેક પ્રકારથી કીર્તિ અને માન મળે શત્રુનો નાશ થાય.

વર્ષનો રાજા સૂર્ય મધ્યમ બળનો હોય તો ઉપરનું ફળ મધ્યમ રીતે મળે, કુટુંબન માણસો તરફથી મધ્યમ સુખ મળે, કુટુંબમાં વાદવિવાદ કરાવે, અધિકારમાં સુખ મળે નહિ, શરીર દુર્બળ રહે, રાજ્યનો ભય રહે.

વર્ષનો રાજા સૂર્ય હિનબળનો અથવા નષ્ટ બળનો હોય તો પ્રદેશમાં મુસાફરી કરાવે, ધાતી હાથી કરાવે દીલગીરી કરાવે, શત્રુની ભય ઉપજાવે, શરીરે આળસુ રાખે, રાજ્યનો ભય, લોકાપવાદ, શરીર આળસુ રહે, માણસ તરફથી સુખ મળે નહિ અને મિત્ર તથા પુત્ર તરફથી દીલગીરી ઉપજાવે.

### વર્ષના રાજા ચંદ્રનું ફળ.

વર્ષનો રાજા ચંદ્ર હોય તો તેનું ફળ નિચે પ્રમાણે સમજવું. જો તે ઉત્તમ બળનો હોય તો ધન, સ્ત્રી, પુત્ર, મિત્ર અને ઘર સંબંધી સુખ મળે, ઉત્તમ વસ્ત્રો, લાભ, વૈભવ, અધિકાર અને મિત્રનો વધારો થાય.

જો તે મધ્યમ બળનો હોય તો ફળ મધ્યમ મળે અને હિન બળનો હોય તો રોગ કરે, ચોરી, કુસંપ, મુસાફરી અને સુખનો નાશ કરે.

### વર્ષના રાજા મંગળનું ફળ.

વર્ષનો રાજા ઉત્તમ બળનો મંગળ થયો હોય તો કીર્તિ, જશ, દુશ્મનનો નાશ, ધનલાભ, સ્ત્રી સુખ અને સેનાધિપતિ થાય.

મધ્યમ બળનો હોય તો ઉપરનું ફળ મધ્યમ મળે અને હીનબળનો હોય તો દુશ્મનભય, ચોરી, અગ્નિ ભય, લોકાપવાદ, રોગ, મુસાફરી. અપજશ અને વાહનનો નાશ કરે.

### વર્ષના રાજા બુધનું ફળ.

ઉત્તમ બળનો બુધ થઇ વર્ષનો રાજા થયો હોય તો લેખકથી કે વિદ્યાથી ધન લાભ. કળા કુશળતા, વૈદ્યવિદ્યાનું જ્ઞાન, મોટાઇ અને

રાજ્યાધિકાર મળે, પણ મધ્યમબળનો હોય તો ઉપરનું મધ્યમ ફળ મળે અને હિન બળનો હોય તો, બળ, બુદ્ધિ ને ધર્મની હાનિ, પરાજય, હાનિ, ધન, પુત્ર અને મિત્ર થકી ચિંતા રહે.

## વર્ષના રાજા ગુરૂનું ફળ.

વર્ષનો રાજા ગુરૂ ઉત્તમ બળનો હોય તો પુત્ર પરિવારનું સુખ મળે. ધર્મ અને ગુણનો વધારો થાય, પુત્ર સુખ, વિશ્વાસપણું, પરાક્રમ, ધન લાભ મોટાઇ અને દુશ્મનનો નાશ થાય. જો તે મધ્યમ બળનો હોય તો ઉપરનું ફળ મધ્યમ મળે અને હિન બળ પામેલો હોય તો, ધન, અને સુખનો નાશ થાય, કુટુંબમાં કુસંપ થાય અને કષ્ટ ઉપજે.

## વર્ષના રાજા શુક્રનું ફળ.

વર્ષનો રાજા શુક્ર થઇને ઉત્તમ બળ પામેલો હોય તો શરીર નિરોગ રહે, ખાનપાનનું સુખ, ધન મળે, પરાક્રમ, દુશ્મનથી જીત, અન્ન ધન તથા સુખ મળે. જો મધ્યમ બળનો હોય તો મધ્યમ ફળ મળે અને હિન બળનો હોય તો ચિંતા અપકીર્તિ, હાંસી, સંકટ: જગારનો નાશ, કુટુંબમાં કલેશ અને સુખનો નાશ થાય તથા ઉદ્યોગ, નિષ્ફળ જાય.

## વર્ષના રાજા શનિનું ફળ.

વર્ષનો રાજા શનિ ઉત્તમ બળનો થઇ બેઠો હોય તો નવું ઘર કે [illegible] મળે, ધન મળે, કાર્યસિદ્ધિ થાય; બાગ બગીચાનું સુખ, શત્રુ [illegible], અને સુખ મળે, પણ જો મધ્યમબળનો હોય તો મધ્યમ અને [illegible] બળનો હોય તો ધંધો રોજગાર ફોગટ જાય, દુશ્મનભય; કુટુંબ [illegible] કુસંગ, અને નઠારૂં ફળ મળે.

ઉપર પ્રમાણે સૂર્ય વિગેરે ગ્રહોમાં વર્ષનો રાજા ઉંચરાશિનો કે [illegible] ગ્રહનો હોય તો પુરેપુરૂં સુખ મળે. અને હદા, દ્રેષ્કાણ, કે સ્વ [illegible] રાશિનો હશે તો મધ્યમ અને અસ્તનો, નિચનો કે શત્રુની ગ્રહની રાશિ [illegible] હશે તો નષ્ટ ફળ મળશે.

## મુંથાના ફળ બાબત.

જન્મ જેને પહેલો ભાવ કહે છે તેને મુંથા કહે છે. જન્મકુંડ[illegible] લગ્ન એ લગ્ન વખતની મુંથા સમજવી મુંથા દરેક વર્ષે એક રાશી બદલે છે માટે ઉમ્મરના દરેક વર્ષ પુરા થયે જન્મ લગ્નમાં એકેકી રાશી ઉમેરતાં જવી એટલે ચાલતા વર્ષની મુંથા

સ્પષ્ટ રીતે નીકળશે. જે વર્ષફળમાં સ્પષ્ટગ્રહચક્રમાં નોંધવામાં આવે છે.

જેમકે જન્મકુંડળીમાં લગ્ન તેજ પહેલા વર્ષની મુંથા જાણવી અને બીજા ભાવમાં જે રાશી હોય તે બીજા વર્ષની મુંથા એમ જે ભાવમાં જે જે રાશી હોય તેટલામાં વર્ષની મુંથા જાણવી. એટલે ૧૨ મા ભાવમાં જે રાશી હોય તે, તે રાશીની બારમા વર્ષની મુંથા જાણવી. અને લગ્નમાં જે રાશી તે તેરમા અને એ પ્રમાણે ગણતાં બારબાર વર્ષ પછી તેની તેજ મુંથા આવે આ પ્રમાણે મુંથાની રાશી નક્કી કરીને નીચે જન્મ લગ્નના જ અંશ, કળા, વિકળા હોય તેના તેજ દાખલ કરવા.

એ પ્રમાણે મુંથા નક્કી કરી વર્ષકુંડળીમાં મુંથા જે ભાવે આવે તે ઉપરથી શુભાશુભ ફળ નિચે પ્રમાણે જોવું.

વર્ષ કુંડળીમાં મુંથા જે ભાવે બેઠી હોય ત્યાં જો પોતાના સ્વામિના અથવા પોતાના સ્વામિના મિત્રગ્રહ કે બળવાન શુભગ્રહની દ્દષ્ટિવાળી હોય તો શુભફળ મળે, પોતાના દુશ્મન ગ્રહ અથવા નિ-બળ પાપગ્રહના સમાગમ કે દ્દષ્ટિવાળી હોય તો નેષ્ટ ફળ આપે અને મિશ્ર હોય તો મિશ્રફળ આપે.

મુંથા જે રાશીમાં બેઠી હોય તે રાશીનો સ્વામી તેજ મુંથાનો સ્વામિ જાણવો.

વર્ષ કુંડળીમાં ૪–૭–૧૨–૬–૮ મા ભાવમાં મુંથા હોય તો નેષ્ટ સમજવી, તે સિવાયના ભાવમાં હોય તો શ્રેષ્ટ અને ૯–૧૦–૧૧ મા ભાવે હોય તો ઉત્તમ ફળ આપે. રાજ્ય સુખ આપે અને ૧–૨ ૩–૫ મા ભાવે બેઠી હોય તો ઉદ્યમથી ધન પ્રાપ્તિ થાય.

## મુંથાનું ભાવવાર ફળ.

વર્ષકુંડળીમાં મુંથા જો ૧ લા ભાવે (લગ્ને) બેઠી હોય તો દુશ્મન નાશ, સંતોષ, ધન લાભ, પ્રાક્રમ વધારે, રાજ્યદ્વારથી લાભ, શરીર પુષ્ટ અને ઉદ્યમથી ધન મળે.

૨ જા ભાવે હોય. તો આનંદ, ધન, લાભ, કિર્તિ, કુટુંબમાન રાજ્ય આશ્રય, અને શરીરે બળ આવે.

૩ જા ભાવે હોય તો ધન, માન, આરોગ્યતા અને સુખ મળે, શ્રદ્ધા ભક્તિવાળો, પરોપકારી થાય અને રાજ્યાશ્રય મળે અને પુષ્ટ થાય.

૪ થા ભાવે હોય તો શરીરે પીડા, દુશ્મન ભય, કુટુંબ ક્લેશ, માનસિક ચિંતા, રોજગાર નાશ, લોકાપવાદનો ભય તથા દુઃખ ઉપજે.

૫ મા ભાવે હોય તો સારી બુદ્ધિ, સંતાન સુખ, ધન લાભ, વૈભવ સુખ, અને પ્રાક્રમને વધારે, ભક્તિ કરાવે, રાજ્યદ્વારે માન મળે.

૬ ઠા ભાવે હોય તો શરીર દુર્બળ, દુશ્મન ભય, રોગ, ચોરી, ચિંતા ધનનાશ, કાર્યનાશ અને કરેલા કામથી દીલગીરી થાય.

૭ મા ભાવે હોય તો સ્ત્રી, ભાઇ, દુશ્મન, દુઃખથી ભય, વૈભવ હેત અને ધર્મનો નાશ, રોગ અને અજ્ઞાન વધે.

૮ મા ભાવે હોય તો દુશ્મન, ચોરનો ભય, ધન નાશ, રોગ થાય, મુસાફરી કરાવે, અને ધર્મનો નાશ થાય.

૯ મા ભાવે હોય તો ધર્મ, ધનનો લાભ, સંપ, રાજની પ્રિતિ થાય, કિર્તિ વધે, ભાગ્યોદય થાય, કાર્ય સિદ્ધ થાય અને શરીરે સુખી થાય.

૧૦ મા ભાવે હોય તો રાજ્યદ્વારે સુખ, દેવપર શ્રદ્ધા, કિર્તિ વધે; ધન વધે અને યોગ્ય અધિકાર મળે. સારૂં કામ સિદ્ધ થાય.

૧૧ મા ભાવે હોય તો સૌભાગ્ય સુખ મળે, શરીરે નિરોગી રહે, આનંદ થાય, ધન વધે, મિત્ર અને પુત્રથી મનોરથ સિદ્ધ થાય.

૧૨ મા ભાવે હોય તો ખર્ચ વધે, રોગ થાય, ઉદ્યમ નિષ્ફળ જાય, ધર્મ અને ધનની હાનિ થાય, સારા માણસથી વૈર થાય.

શુભ ભાવમાં બુધ બેઠો હોય અને ભાવમાં પાપગ્રહ હોય, અથવા પાપગ્રહની કે દુશ્મનની દ્રષ્ટિ હોય તો શુભ ફળને બદલે અશુભ ફળ મળે.

પણ તે ભાવમાં શુભગ્રહનો સમાગમ કે દ્રષ્ટિ હોય તો બળવાન સમજવી તેનું ઉત્તમ ફળ મળે, અને કદાચ નેષ્ટસ્થાને હોય પણ તેનું નેષ્ટ ફળને બદલે ઉત્તમ ફળ મળે.

## બુધનુ રાશિવાર ફળ.

વર્ષકુંડળીમાં બુધ સૂર્યની રાશિમાં એટલે સિંહ રાશિમાં બેઠો હોય અને સૂર્યનો સમાગમ કે દ્રષ્ટિ હોય તો રાજ્ય સુખ મળે રાજ્ય સમાગમ થાય. અધિકાર મળે.

ચંદ્રની રાશિમાં એટલે કર્ક રાશીમાં બેઠો હોય અને ચંદ્રનો સમાગમ કે દ્રષ્ટિ હોય તો ધર્મ, જશનો લાભ, નિરોગી થાય, સંતોષ. બુદ્ધિ વધે, પણ પાપગ્રહ દેખતો હોય તો ન મળે.

મંગળની રાશિમાં હોય અને તેનો સમાગમ કે દ્રષ્ટિ હોયતો પીત તથા ગરમીની પીડા, લોહી વિકાર થાય અને શનિનો સમાગમ

કે દૃષ્ટિ હોય તો અથવા શનિની રાશિમાં હોય અને મંગળનો સમાગમ હોય તો ઉપરનું ફળ જરૂર મળે.

બુધની રાશિમાં હોય અને તેનો સમાગમ કે દૃષ્ટિ હોય તો સ્ત્રીસુખ, બુદ્ધિ વધે, ધન લાભ થાય, ધર્મ થાય, સુખ. સંતોષ વધે.

ગુરૂની રાશિમાં હોય અને તેનો સમાગમ કે દૃષ્ટિ હોય તો પુત્ર અને સ્ત્રીનું સુખ મળે, વસ્ત્રાલંકારનું સુખ મળે, શુક્રની રાશિમાં હોય તો બુધની રાશી જેવું ફળ મળે.

શનિની રાશીમાં હોય અને તેને શનીનો સમાગમ કે દૃષ્ટિ હોય તો વાયુની પીડા થાય, અગ્નિભય, ધનહાનિ થાય પણ ગુરૂની રાશીની દૃષ્ટિ હોય તો નઠારૂં ફળ કમી કરી સારૂં ફળ મળે.

## રાજયોગ અને રાજભંગ બાબત.

વર્ષકુંડળીમાં બળવાન થઈને ચંદ્ર ધનભાવમાં બેઠો હોય અને જો સૂર્યની સાથે ઇત્થશાળ કરતો હોય તો રાજયોગ જાણવો.

વર્ષનો રાજા અને ગુરૂ વર્ષકુંડળીમાં ૩–૧૧ મા ભાવે બેઠા હોય, જન્મલગ્નનો સ્વામિ ચોથા ભાવે હોય તો રાજયોગ થાય છે.

વર્ષકુંડળીમાં મુંથાનો સ્વામિ, વર્ષ લગ્નનો સ્વામિ અને જન્મ લગ્નનો સ્વામિ ત્રણે અથવા તેમાંથી કોઇ બૃહત પંચવર્ગી, ઉત્તમ બળપામીને ૧–૪–૭–૧૦–૫–૯–૧૧–૧૨ ની કોઇ ભાવમાં રહેલા હોય તો રાજયોગ કરે છે.

ભાગ્ય અથવા ધનભુવનનો સ્વામી બળવાન થઇને લગ્નમાં રહેલો હોય તો રાજયોગ થાય છે.

લગ્નનો સ્વામી ગુરૂ, ઉંચ્ચનો હોય અથવા રવિ ઉચ્ચનો થઇ દશમા સ્થાનમાં રહ્યો હોય તો રાજયોગ જાણવો.

વર્ષલગ્ન અથવા ચંદ્રથકી શુભગ્રહો બળવાન થઇને કેન્દ્ર કે ત્રિકોણમાં હોય અને પાપગ્રહો ૩–૬–૧૧ મા સ્થાનને દેખતો હોય તો રાજયોગ થાય.

મુંથા થઇ સૂર્ય અથવા મંગળ અગર એ બંને ગ્રહો ઉપચય સ્થાનમાં બેઠા હોય તો રાજયોગ થાય છે.

ઉચ્ચનો શુક્ર અથવા શનિ વર્ષકુંડળીમાં દશમા સ્થાનમાં હોય અને તે ઉદયના હોય તો રાજયોગ થાય.

વર્ષકુંડળીમાં સાતમા ભાવનો સ્વામિ ૪ થા ભાવે બળવાન થઇને બેઠો હોય અને તેને બળવાન શુભગ્રહનો સમાગમ કે દૃષ્ટિ હોય તો રાજયોગ થાય.

નવમા ભાવનો સ્વામિ લગ્નમાં બળવાન થઈને બેઠો હોય અથવા બીજા ભાવનો સ્વામિ બળવાન થઈને લગ્નમાં બેઠો હોય તો રાજયોગ થાય.

જન્મકુંડળીમાં રાજયોગ ઉપજ્યો હોય તોજ વર્ષના રાજયોગો પુરેપુરો લાભ આપે નહિ તો માત્ર ઉત્તમ ફળ આપે.

વર્ષફળમાં લઘુપંચવર્ગોના પાંચે અધિકારીઓ નીચના કે અસ્તના હોય અને વળી તેઓ પાપગ્રહના સમાગમ કે દ્રષ્ટિવાળા હોય અને સર્વ શુભગ્રહો બૃહત પંચવર્ગી બળમાં નિર્બળ હોય તો રાજયોગનો ભંગ થાય.

રાજયોગનો ભંગ થતો હોય તો રાજયોગનું ફળ રદ થાય છે.

વર્ષકુંડળીના ભાવસ્થ ફળ-વિષે,

વર્ષકુંડળીમાં લગ્ને શુભ રહેલો હોય તો ઘણો હર્ષ થાય.

બીજાભાવ ધનભાવમાં બધા શુભ ગ્રહો રહેલા હોય તો અધિક ધન મળે, અને પાપગ્રહ હોય તો ધનનું નુકશાન થાય, અને શનિ રહ્યો હોયતો કામકાજનો નાશ કરે.

ત્રીજાભાવે તમામ પાપગ્રહો રહ્યા હોય તો ધર્મ અને રાજ્યનો લાભ આપે. બળવાન હોય તો પૃથ્વીનો લાભ મળે જો તે ભાવમાં શુભગ્રહો હોય તો સુખ અને ધન લાભ થાય, પૃથ્વી અને જશ આપે જો ચંદ્ર હોય તો હર્ષ આપે.

ચોથાભાવે શુભગ્રહો હોય તો સુખ આપે અને પાપગ્રહો રહ્યા હોય તો ધનનો નાશ કરી દુઃખ આપે.

પાંચમાભાવે શુભગ્રહો હોયતો પુત્ર, ધન, સુખનો વધારો કરે શુક્ર હોયતો હર્ષ આપે. અને પાપગ્રહો હોયતો પુત્ર, ધન, મિત્ર અને બુદ્ધિનો નાશ કરી ચોર ને રોગનો ભય ઉપજાવે,

છઠાભાવે પાપગ્રહો હોયતો ધનનો લાભ અને સુખ આપે. મંગળ હોય તો હર્ષ અને ધનનો લાભ આપે જો શુભગ્રહો હોય તો ધન નાશ કરી રોગ ઉપજાવે.

સાતમાભાવે પાપગ્રહ હોય તો વ્યાધિ તથા ભય ઉપજાવી સ્ત્રીનો નાશ કરે કે તેને પીડા આપે. અને નોકર ચાકરથી ભય ઉપજાવે, જો શુભગ્રહો રહ્યા હોય તો ધનનો લાભ આપે. સુખ વધારે અને કુટુંબનું સુખ આપે.

આઠમાભાવે પાપગ્રહ સાથે ચંદ્ર હોયતો મૃત્યુ થાય. પાપગ્રહો

હોય તો મરણ તુલ્ય પીડા, ચિંતા અને ભય ઉપજાવે. શુભગ્રહો હોય-તો ધાતુવિકારનો રોગ, ધન, મિત્રનો નાશ થાય.

નવમાભાવે પાપગ્રહો હોય તો કુટુંબ તરફથી દુઃખ અને જાનવરથી પીડા થાય. સૂર્ય હોયતો હર્ષ થાય. શુભગ્રહો હોયતો ધનધાન્યનો વધારો થાય અને દેશાંતરથી સુખ ઉપજાવે. નવમાભાવે રહેલા પાપગ્રહોનું ઉત્તમફળ મળે છે.

દસમાભાવે શની હોયતો જાનવર અને ધનનો નાશ થાય. પણ બીજા પાપગ્રહ હોયતો ધંધો રોજગાર ને પરાક્રમ, ધન ને સુખનો વધારો થાય. શુભગ્રહો હોયતો ધન પુત્રનો લાભ. રાજદ્વારે માન અને ધન વધે.

અગાઆરમા ભાવે પાપગ્રહ કે શુભગ્રહ હોયતો ધનનો વધારો કરી સુખ, આરોગ્ય, જશ, મિત્રલાભ આપે. ગુરૂ હોયતો હર્ષ ઉપજાવે

બારમાભાવે પાપગ્રહો હોય તો પીડા રોગ, ધનહાનિ ચોરનો ભય થાય. શુભગ્રહો હોયતો સારા પ્રસંગે ધનનું ખર્ચ કરાવે.

### વર્ષ કુંડળીમાં રહેલા ગ્રહોનું ફળ.

સૂર્ય—૩—૬—૧૦—૧૧મા ભાવે હોયતો,ધન અને સુખ આપી જય કરાવે. અને ૧—૪—૭—૮—૧૨ મા ભાવે હોયતો, સંકટને પીડા આપે અને ૨—૫ મા ભાવે હોયતો ધન, પુત્ર. મિત્રને કાર્યનો નાશ કરે.

ચંદ્ર—૨—૩—૫—૧૧મા ભાવે હોય તો સુખ અને ધન આપે. ૧—૬—૭—૮—૧૨મા ભાવે પાપગ્રહ સાથે કે દ્રષ્ટિસાથે હોય તો યમનો ભય થાય, પણ ગુરૂ શુક્ર જો તેને પૂર્ણ દ્રષ્ટિથી દેખતા હોય તો આ યોગનો ભંગ થાય. ચંદ્ર ચોથા ભાવે હોયતો હૃદયરોગને કફરોગ થાય દશમાભાવે હોય તો ધનને હાસ્યવિલાસ આપે. નવમા ભાવે હોય તો બુદ્ધિને વધારે અને બારમા ભાવે હોય તો ગરીબાવસ્થા લાવે.

મંગળ—વર્ષ કુંડળીમાં ૧—૪—૭ મા ભાવે હોય તો શરીર પીડા, આઠમા ભાવે મૃત્યુ, ૧૨ મા ભાવે ખર્ચ કરાવે, ૫ મા ભાવે પુત્રને ધનનો નાશ, બીજા ભાવે ધનનો નાશ, ૬ ઠા ભાવે દુશ્મન નાશ કરી પૃથ્વી લાભ આપે અને એ સિવાયના ભાવમાં મંગળ ધનનો લાભ આપે. નવમા ભાવે હોય તો ભાગ્ય અને ધનનો નાશ કરે.

બુધ—૧—૨—૩—૪—૫—૭—૧૦ મા ભાવે હોય તો હાસ્ય વિલાસ, વૈભવ, ધન અને સુખ આપે ૬—૮—૧૨ મા ભાવે હોય તો ધન, સુખ, કીર્તિ, કાર્યનો નાશ કરી ભય વધારે, ૧૧ મા ભાવે લાભ આપે પણ શુભગ્રહ સાથે બેઠો હોય તો ધરતીમાંથી ધન જડે.

ગુરૂ—૧—૨—૩—૪—૫—૭—૯—૧૦—૧૧ મા ભાવે હોય તો કાર્ય

સિદ્ધિ, ધન સુખ વધે, ૬–૧૨ મા ભાવે હોય તો ધન સુખનો નાશ કરી, રોગ, દુશ્મન પુત્ર સાથે દુશ્મનાવટ ઉપજાવી ખર્ચ કરાવે, અને આઠમા ભાવે હોય તો શરીરે પીડા કરે.

શનિ—૧–૭–૮–૧૨ મા ભાવે હોય તો ધન સુખનો નાશ કરે, ૩–૬–૧૧ મા ભાવે હોય તો ધારેલું કામ પાર પાડી ધનનો લાભ આપે. બીજા ભાવે હોય તો ધનનો નાશ કરે, ૫ મા ભાવે હોય તો શનિ પુત્ર સાથે દુશ્મનતા ઉપજાવે અને નવમા ભાવે હોય તો પાપ કામો કે ૧૦ મા ભાવે હોય તો મનોરથની હાની કરી દુઃખનો સંગ્રહ કરાવે.

ગ્રહોની સ્થિતિ, બળાબળ અને શુભ તથા પાપગ્રહો, દષ્ટિ વિગેરે બાબતો આ ભાવસ્થ જોવામાં ધ્યાન રાખવા.

## સહમનું ફળ.

જુદી જુદી બાબતોનું ફળ જોવા માટે બાર ભાવ છે, પણ તેના પેટા બાબતોનું વિગતવાર ફળ જાણવા માટે સહમ ઉપયોગી છે અને વર્ષફળ જોવાને ઉપયોગી છે. સહમ ૫૦ છે પૂન્ય, ગુરૂ, જ્ઞાન, જશ, મિત્ર, માહાત્મય, આશા વિગેરે તેનાં નામ છે.

જે સહમ પોતાના સ્વામિ સાથે એકજ ભાવમાં કે પોતાના સ્વામિની દષ્ટિ પડે, તેમ શુભગ્રહની સાથે બેઠો હોય કે જે શુભગ્રહ સહમને દેખતો હોય તે સહમનો સ્વામિ બળવાન હોય તો સહમનો વધારો એટલે તેનું શ્રેષ્ટ ફળ સમજવું. જે સહમ પોતાના સ્વામિ કે શુભગ્રહ સાથે બેઠો ન હોય અને તેના ભેગા પાપગ્રહ બેઠા હોય કે દેખતા હોય તો નેષ્ટ ફળ સમજવું.

## વર્ષ ફળમાંની માસની કુંડળીનું ફળ.

માસની કુંડળીમાં લગનના નવમાંશનો સ્વામિ અને લગનનો સ્વામી, બે ગ્રહો ભેગા બેઠા હોય, એક બીજાને દેખતા હોય, ચંદ્રમા પણ મિત્ર દષ્ટિથી દેખતા હોય તો ઘણું સારૂં ફળ મળે આરોગ્યતા અને નિરોગીપણું રાખે.

૩–૬–૧૦–૧૧ મા ભાવે પાપગ્રહો બેઠા હોય તો શુભ ફળ આપે, શુભગ્રહો કેંદ્રમાં, ત્રિકોણમાં, કે ૧૧ મા ભાવે બેઠા હોય તો શુભ ફળ મળે.

માસનો રાજા કે ચંદ્ર નિર્બળ થઇને, ચંદ્ર ૬–૮–૧૨ મા ભાવે હશે તો પીડા કરે, વર્ષ લગનનો, વર્ષનો રાજા અને માસનો રાજા બળવાન થઇ કેંદ્ર, ત્રિકોણ કે ૧૧ મા ભાવે બેઠા હોય તો રોગ શત્રુનો નાશ કરે, રાજ્ય લાભ થાય, માન અને કિર્તિ મળે. પણ જો તે ૬–૮–૧૨ મા ભાવે હોયતો વ્યાધિ તથા દુશ્મનથી પીડા કરાવે.



## પ્રકરણ ૬૪ મું.

### સ્વપ્ન ફળ.

પરોઢીયે આવેલાં સ્વપ્ન ખરાં પડે છે. તેમાં ઝગઝગા વખતે આવેલું સ્વપ્ન ભરોસો રાખવા લાયક છે.

શુક્રવારે આવેલું સ્વપ્ન અગત્યનું હોય છે. જો તેજ સ્વપ્ન ત્રણવાર જણાય તો તે ખરૂ પડે છે.

સ્વપ્નમાં–અકસ્માતનો દેખાવ જણાયતો ત્હમને કસોટીમાંથી પસાર થવું પડશે.

જો ત્હમે ગુન્હો કર્યો છે એવો દેખાવ જણાય તો મિત્રતાઇ મજબુત થસે.

કોર્ટમાં સાક્ષી આપતા જણાવ તો કોર્ટમાં ખર્ચ કરવું પડશે. ફોટા જોતા જણાવતો વારસો મળે.

સ્વપ્નમાં અંધારામાં ફાંફાં મારવાનો બનાવ બને તો સ્ત્રી સાથે લગ્ન પછી ઝઘડો થાય.

સ્વપ્નમાં ઉંદર દેખાય તો તમારા વહીવટમાં કોઇ અજાણ્યો માણસ માથું મારશે, ઉંદરોની દોડાદોડ જોવામાં આવે તો અશુભ છે, પોતાને સુસ્ત કે ઉંઘમાં પડેલો દેખાય તો તે ભયની ચેતવણી આપનાર છે.

સ્વપ્નમાં આકાશગમન, કે ઉડતા હોવાનો દેખાવ દેખાય તો ધંધામાં લાભ થશે.

સ્વપ્નમાં તકતામાં મોહું જોવાનો દેખાવ જણાય તો યાદદાસ્ત કમી થાય.

સ્વપ્નમાં દારૂખાનું ફુટતું જોવામાં આવે . તો તે ઓળખીતા સાથે ટંટો કરાવનાર નિશાની છે.

સ્વપ્નમાં કોઇ ઘર બળતું જોવામાં આવે તો નજીકનું સગું મરવાની નિશાની છે. પરણેલા માણસને ચુડામાં દેવતા જણાય તો તેને પરણવાની નિશાની છે.

સ્વપ્નમાં ભૂખે મરતાં કુતરાં જણાય તો તમને મ્હોટા માણુસની ભલામણની જરૂર પડશે.

સ્વપ્નમાં ડુંગરી ખાતા જણાયતો જેની ભલામણની જરૂર હશે તેની સાથે ઝઘડો થશે.

સ્વપ્નમાં કાનમાં દરદ થતું જણાય તો—પોતાના ઉપર ખોટો આરોપ આવવાની તૈયારી છે એમ માનવું.

સ્વપ્નમાં સારાં સારાં વસ્ત્ર અને ઘરેણાં પહેરેલાં તમે જુવો તો જાણવું કે તે નિર્ધનીઆની નિશાની છે. પણ ચીંથરે હાલ ભીખારી જેવી સ્થિતિ જણાય તો તે ધનવાન થવાની નિશાની છે.

કરોળીઓ દેખાય તો નિષ્ફળતા જણાવનાર છે. કબુતર જણાય તો—ઓળખાણ વાળું બાળક માંદુ પડશે પણ સાજુ થઈ કિર્તીવંત થવાની નિશાની છે.

કમળફુલ—જણાય તો લગ્નથી સુખ અને તંદુરસ્ત બાળક પેદા થવાની નિશાની છે.

બીજો માણુસ પોતાની સાથે કપટ કરતો જોવામાં આવે તો તે માણુસ તમારા લાભનો છે એમ માનવું.

પોતે કસરત કરે છે એવો દેખાવ નાપસંદગીની ચીજોમાંથી તેને પસાર કરવી પડશે.

કંકાસ થતો જોવામાં આવે તો તે માઠું પરીણામ સૂચવનાર છે.

કાગડો કેકા કરતો જોવામાં આવે તો મિત્ર ઘણા થાય.

## શુભસ્વપ્ન.

સ્વપ્નમાં, કાચબો જોવો, સ્વપ્નમાં પોતાને કંજુસ થયેલા જોવા, કેદ ભોગવતો જોવો, કુંચીઓનો ઝુમખો લઈ ચાલવું, ફાટેલા જોડા પહેરવા, ખુરસીપર બેસવું, પોતાના માથા ઉપર ગરૂડ ઉડવો, ગધેડું જોવું, ગુલાબનું ફુલ જોવું, ગરીબાઈ, ગુસ્સે થવું, ગેર હાજરીની દીલગીરી, ઘર ખાલી કરવું, લીલોતરી ઉપર ચાલવું, ચંદ્ર દર્શન થવાં, ઘોડો જોવો, ચકલી જોવી, જવનો લોટ આપવો, ચોપાનીયું વાંચવું, જાહેર ખબર જોવી, ચાકેલા જોવા, ડુક્કરનું માંસ જોવું, જંગલનાં ઝાડ ઝાંખરાં જોવાં, ટેલીફોનનો સંદેશો. ઝાડપાન જોવાં. દુર્દૈવ થયેલું જોવું, તારનો સંદેશો મળવા, ને નદી જોવી તે બીજાના તાબેદાર બનાવનાર છે. દુધ જોવું, હળ બળવો, દીવાનપણું થવું, બગીચો જોવો, નિશાળ જોવી, પીસ્તોલ ફુટવાનો દેખાવ, પાણીના ઝરા આ-

ગળ ઉભા રહેવું, સ્મશાનમાં જવું, પોસ્ટમેન જોવો, પુસ્તક વાંચવાનો દેખાવ જોવો, પિયાનો વગાડતો જોવો, છબીઓ જોવી. ખ્રીસ્તીઓ જોવા, જાડા બળદો જોવા, મજબુત બાંધો થતો જોવો, બિલાડી જોવી, બારણું ઉગડી જતું જોવું, ગરીબને ભિક્ષા આપતાં જોવી, વિયોગી ધણીને જોવી, ભરેલો કોથળો જોવો, બોટમાં બેસી પ્રવાસ કરવો, ભાત જોવો, મડદુ જોવું, મધમાંખ જોવી, મોતી જોવાં, મોગરાનું ફુલ ચુંટવું, રડવાનો દેખાવ જોવો મીણબત્તી જોવી, બજાર ભરેલું જોવું, મરઘી જોવી, મ્હેલ જોવા, મખમલ જોવી, સ્ત્રીએ પોતાને શીવતાં જોવું, વરસાદની કમાન જોવી, વરસાદ વરસતો જોવો, વસીયાતનામું કરતા જોવું, વટાણા જોવા, રાણીને જોવી, રેલ્વે ટીકીટ ગુમ થવી, રંગ કે ચિત્રકામ થતો દેખાવ, દાણાની ભરેલી વખાર જોવી, હંસ જોવા સ્લીપર પહેરવા, પોતાને દરીયામાં કે નગરીમાં ન્હાતો જોવો ઘરડી સ્ત્રી જોવી, કોઇ હરીફને જોવો સ્ત્રીએ હિસાબના કાગળો જોવા, સ્વપ્નમાં બીજાના હીરાઓ જોવા; સોનું જોવું, સ્વપ્નમાં સોપનો ઉપયોગ કરતાં જોવું, સ્વર્ગમાં ફરતા જોવું પ્રકાશિત સૂર્ય જોવો સૂર્યોદય જોવાને દેખાવ જોવો, સુતર, શણ અને ઉન જોવું, સાપને મારી નાંખવો. એ શુભ સ્વપ્નો છે.

જે માણસને સ્વપ્નમાં જમણા હાથે સર્પ કરડે તેને પાંચ રાત્રમાં હજાર સોનાના મહોર જેટલો લાભ થાય.

જેનું સ્વપ્નમાં મસ્તક કપાઇ જાય તે ચક્રવર્તિ રાજા થાય.

સ્વપ્નમાં જે મસ્તક, પગ ને ભૂજાનું ભક્ષણ કરે તેને રાજ્ય મળે.

સ્વપ્નમાં મહેલના ઉપરના ભાગમાં બેસી જમે અને પછી અગાધ સમુદ્રને તરે તો તે પૃથ્વીનો રાજા થાય.

સ્વપ્નમાં જે સૂર્ય કે ચંદ્રનું બિંબ ગળી જાય તે પૃથ્વીપતિ થાય.

સ્વપ્નમાં જે ધોળા હાથી ઉપર બેસી નદીના કિનારે ભાતનું ભોજન જમે તો તે ધર્મ તથા ધનને મેળવે.

સ્વપ્નમાં જે રૂપાના કે સોનાના પાત્રમાં દૂધ લઇને પર્વત કે વૃક્ષ ઉપર બેસીને પીવે તેને રાજ્ય મળે.

સ્વપ્નમાં જે મધમાંસ જુવે, ખાય કે શરીરે ચોપડે તો ધન મળે.

જે સ્વપ્નમાં પોતાના દુશ્મનોનો નાશ કરે કે ભય આપે તેને સંપત્તિ મળે.

જે સ્વપ્નમાં સારાં ફળો અને પુષ્પોને ખાય કે જુવે, કે ઝા ઉપરથી તોડી લે કે વીણે કે લે તેના ઘરના આંગણામાં લક્ષ્મી વાસ કરે છે.

જે સ્વપ્નમાં જળાશયની મધ્યમાં બુડીને કમળના પાનપ ઘી ખાંડવાળું અન્ન જમે તેને રાજ્ય પ્રાપ્ત થાય.

જે સ્વપ્નમાં દુશ્મનનો પરાજય કરે કે દુશ્મનની સ્ત્રીનું હરણ કરે છે તેને ધનધાન્ય મળે છે.

સ્વપ્નમાં જેની પોતાની જીભના અગ્ર ભાગમાં કાંઈ લખવામાં આવે તે રાજા થાય.

જે સ્ત્રી સ્વપ્નમાં પુરુષપણાને પ્રાપ્ત થાય અને પુરુષ સ્ત્રીપણાને પ્રાપ્ત થાય તે બંનેના કુટુંબની વૃદ્ધિ થાય.

જે સ્વપ્નમાં ઝેરથી મરી જાય કે નિર્ભય રીતે ઝેર પીવે રોગ રહિત થઈ અનેક ભોગો ભોગવે.

જે સ્વપ્નમાં પર્વતો, શહેરો, વનો અને સમુદ્રને પોતા બાહુથી પૃથ્વીને ઉતરી જાય તે રાજા થાય.

જે સ્વપ્નમાં નદીયો, તળાવો, બગીચા અને પર્વતો જુ તેનો શોક જાય.

જે સ્વપ્નમાં બેડીયોથી બંધાયલો જુવે તેને પુત્ર ગ પ્રતિષ્ઠા મળે.

જે સ્વપ્નમાં ગામને તંત્રથી વીંટી લે તે ગામધણી થાય.

જેને સ્વપ્નમાં મચ્છર, માખી અત્યંત કરડે તેનું ગયેલું સ્ત્રીદ્વારા પાછું મળે.

જે સ્વપ્નમાં જળમાંથી, ખાડા કે કુવામાંથી ભય પ્રાપ્ત દૈવયોગથી જમીન ઉપર આવી બેસે તેને નાના પ્રકારની ધાન્ય સંપત્તિ મળે.

જે સ્વપ્નમાં ઘોળા બળદ વિગેરેની ગાડીમાં બેસી પૂર્વ ઉત્તર દિશામાં જાય અને તે જાગતો હોય તો તેને દ્રવ્ય મળે.

જેને સ્વપ્નમાં જાણે જાગતાં જાગતાં કાળી કે પીળી ગ ધનુષ કે પગરખાં કોઈ આપી ગયું એમ લાગે તો તે મોટી પદ પ્રાપ્ત થઈ પાછો આવે.

જે સ્વપ્નમાં હાથી ઉપર બેસી બીજા સાથે યુદ્ધ કરે ભય ન જણાય તો તેને ધનની પ્રાપ્તિ થાય.

જેનું શરીર મૂત્ર વિષ્ટાથી લેપાઇ જાય અને સ્મશાનમાં નિર્ભય થઇ સુતેલો સ્વપ્નમાં દેખે તો રાજ્ય મળે.

સ્વપ્નમાં માટીના હાથી ઉપર બેસી સમુદ્રનું પાન કરે અને તે માટીનો હાથી સાચો લાગે તો પૃથ્વીપતિ થાય.

જે સ્વપ્નમાં સ્થાન પાડી નાંખી બારણાં ઉઘાડી નાંખે તે વ્યસનથી મૂક્ત થઇ ધન મેળવે.

અંગ પ્રત્યંગવાળુ, નખ, રોમ વિનાનું જેનું શરીર વૃદ્ધિને પામે તે પુરુષને સ્ત્રીહિતકારક હોય તેમ લક્ષ્મિ પ્રાપ્ત થઇ હિત થાય છે.

સ્વપ્નમાં જે પ્રથમ રાજા અને, પછી ચોર બની કોઇનું ધન લઇ જાય એમ જણાય તો તે રાજા થાય.

જે સ્વપ્નમાં પર્વત ઉપર રહી કોઇ ગામ કે શહેરને બળતું જુવે અને જાગી જાય તો સાત દિવસમાં તેને રાજ્ય મળે.

સ્વપ્નમાં જે ઘણોજ વરસાદ જુવે, ફળ, પુષ્પ વૃક્ષો અને છાયાવાળો પર્વત જુવે, પ્રકાશિત અગ્નિને જુવે તો તેને લક્ષ્મી વશ થઇને રહે.

સ્વપ્નમાં જે ગાય, બળદ, માણસ, હાથી મનુષ્યોને રહેવાના મ્હેલ તો તે જાગતાં જ રાજા થાય.

જેને સ્વપ્નમાં શકુની પક્ષી કે ચાર પગવાળું જનાવર મળે, શકુની પક્ષી કુલ સાથે મળે અને મળતાં જાગી જાય તો અલંકારોવાળી સુંદર સ્ત્રી પ્રાપ્ત થાય.

જે સ્વપ્નમાં પોતાના હાથમાં વીણા લઈ જાગી ઉઠે અને જાગતાંજ રૂવાંટી ઉભી થઇ તો તેને ધનવાળી ઉત્તમ કામદેવની સ્ત્રી સરખી કન્યા મળે.

જેને કોઈ ઘરના આંગણામાં શ્વેત પુષ્પોથી ઉપહાર કરાવે તેને રાજ્ય લક્ષ્મી મળે.

જેને સ્વપ્નમાં કોઇ પીળુ કે લાલ ફળ કે પુષ્પ આનીને આપી જાય તેને સુવર્ણ કે માણેકનો લાભ થાય.

જે સ્વપ્નમાં મણિના પલંગ ઉપર જઇ શયન કરે કે મણિના સિંહાસન ઉપર બેસે, સુંદર વેષવાળા તેની પૂજા કરે તો ધનનો લાભ થાય.

જે સ્વપ્નમાં ધોળું કપડું જુવે, શોક કરે, રડે, ખેદ કરે કે મરણ પામે તેવું દેખે તો તેને સુખ મળે.

જેને સ્વપ્નમાં સુંદર વસ્ત્રાભૂષણો પ્હેરતી તરુણ અને સુંદર શ્વેતવર્ણની સ્ત્રી આલિંગન કરે તેને ચોતરફથી લક્ષ્મીની પ્રાપ્તિ થાય.

જે સ્વપ્નમાં હાથમાં કમળ રાખનાર પવિત્ર વસ્ત્રોવાળી સ્ત્રીને જુવે તો તેને લક્ષ્મીદેવીને સરસ્વતી દર્શન આપે.

જે સ્વપ્નમાં પોતાના કાનમાં કુંડળ પહેરે, ગળામાં મોતીનો હાર પહેરે, માથે મુકુટ અને હાથે બાજુબંધ બાંધે તેને રાજ્ય મળે.

જે સ્વપ્નમાં પોતાના દેહને પોતાનાં કપડાં, મહેલ, શય્યા કે આસનને બળતી જુવે તેને ચોતરફથી લક્ષ્મી મળે.

જે સ્વપ્નમાં સાપ, વીંછી, કીડા કે કોઇ પક્ષી આદીને કરડે છતાં ભય પામે નહિ તેવું જુવે તો તેને તરત દ્રવ્યનો લાભ મળે.

જે સ્વપ્નમાં ઠંડા પાણીમાં સ્નાન કરે, ક્રીડા કરે અંદર જઇ રમે તેને પોતાના કુટુંબ સાથે ધાન્ય અને ધનની પ્રાપ્તિ થાય.

સ્વપ્નમાં જે ઇંદ્રના રથ ને શંકરના મંદિરોને જુવે કે ત્યાં જઇ બેસે તેને ધનની પ્રાપ્તિ થાય.

જે સ્વપ્નમાં સમુદ્રનું કે નદીનું પાન કરે કે તેને તરે અને પુષ્પોને લઇ ફેંકી, માલપૂવા વિગેરે બનાવે તો તેનું શુભ થાય.

જે સ્વપ્નમાં ધોળું પક્ષી, ધોળો ઘોડો, ધોળો હાથી, ધોળું ઘર જુવે, તે ઉપર બેસે તો રાજ્યને મેળવે.

જે સ્વપ્નમાં અનાજના ઢગલા ઉપર બેસે કે પહાડના શિખર ઉપર બેસે, ફળવાળા વનસ્પતિ પર જઇ ચડે તો તેનું ધારેલું કામ સિદ્ધ થાય.

જે સ્વપ્નમાં ભક્તિથી માતા પિતા, સાધુ, દેવ કે રાજાને જુવે તે રોગી હોય તો સાજો થાય, દુઃખી મટી સુખી થાય.

જે સ્વપ્નમાં પુંછડીયા તારાને, ચંદ્ર સૂર્યાદિક તેજસ્વી ગ્રહોને વીજળીના પ્રકાશને અકસ્માત વિનાના વરસાદના કડાકાને જુવે, સ્પર્શ કરે તો તેથી શુભ થાય.

જે સ્વપ્નમાં રાજહંસને, ચાષ નામના પક્ષીને, સારસને બપૈયાને, મયૂરને કે ચકવાકને જુવે કે તેનો અવાજ સાંભળે તેને ધાન્ય અને ધનની વૃદ્ધિ થાય.

જે સ્વપ્નમાં ભાત, દહીં, કે દૂધ જુવે કે તેને ખાય તો ધનની પ્રાપ્તિ થાય. બીજા ખાવા લાયક પદાર્થો જમે તો ઉત્તમ અન્ન મળે.

જે સ્વપ્નમાં સિંહાસન, રત્નનો ઢગલો, મ્હેલ, યજ્ઞનો સ્તંભ, દેવોના વિમાન જુવે કે તે ઉપર બેસે તો તેની વૃદ્ધિ થાય.

જેને સ્વપ્નમાં કોઇ માટીના વાસણ આપી જાય તો તેને ધન અને ધાન્યની પ્રાપ્તિ થાય. ધન્યવાદ આપે કે પશુ મળે તો પૃથ્વી મળે, મંત્ર મળે તો મંત્રની સિદ્ધિવાળો કે કારભારી થાય.

જે સ્વપ્નમાં સુંદર વેષવાળા મિત્રો, બંધુ કે સ્વજનને જુવે કે કમળોને ધારણ કરે તો શુભની પ્રાપ્તિ થાય.

જેને સ્વપ્નમાં કાળા અગરનું, કપુરનું, ચંદનનું, લોદર, કે કસ્તુરીનું દર્શન થાય તેનો લેપ કરે તો તેની વૃદ્ધિ થાય.

જે સ્વપ્નમાં ગાયને મોંમાં દોહી દૂધ પીવે, વીણા વગાડે તો સંપત્તિ મળે.

સ્વપ્નમાં જે ધુમાડો ખાય કે આકાશમાં ધુમ્ર જુવે તો તેને મોટી સમૃદ્ધિ મળે.

જે સ્વપ્નમાં પશુપક્ષી પકડી લે કે સમુદ્રમાંથી શંખ, માછલી, છીપ લે તેનું કલ્યાણ થાય.

જે સ્વપ્નમાં શ્વેત પક્ષીઉપર કે સફેદ સર્પો ઉપર બેસી, સફેદ ઘોડા ઉપર બેસી આકાશમાં જાય કે દેવ વિમાનોમાં બેસી આકાશમાં જાય તો સમગ્ર પૃથ્વીને ભોગવે.

જેને સ્વપ્નમાં રાજા, બ્રાહ્મણ, ગાય કે દેવતાઓ, પિતૃઓ સંન્યાસી કે બ્રહ્મચારી કાંઇ કહે તો તે બધું સત્ય માનવું.

જે સ્વપ્નમાં ધુમાડા વગરના અગ્નિને ઉપાડે કે ગળી જાય તો તેનું સારૂ થાય.

સ્વપ્નમાં જે ખેતરમાં વરસાદ થયેલો જુવે, અનાજ પાકેલું જુવે કે તે મળે તેને સંપત્તિ મળે.

જે સ્વપ્નમાં નહિ સંગ કરવા લાયક સ્ત્રીનો પ્રસંગ કરે, ને કરવા યોગ્ય વસ્તુનું ભક્ષણ કરે તો તેનું અશુભ ન થાય.

જેને સ્વપ્નમાં પંખો, ઝારી, પાત્ર, દર્પણ, ચામર કે છત્ર કોઇ આપે કે તેનો સ્પર્શ થાય તો સારૂ ફળ મળે.

સ્વપ્નમાં જે બાજુબંધ, હાર, ઘરેણાં કંકણ, વીંટી, કડી પાંદડી, વિગેરે આભૂષણો જુવે તેનું કલ્યાણ થાય.

સ્વપ્નમાં જે પૃથ્વી ને ગળી જાય કે પાણી ઉપર પાર બાંધે કે સર્પને મારે કે પકડી લે તો તેનું સારૂ ફળ મળે.

સ્વપ્નમાં જે સુંદર વસ્ત્રાભુષણોવાળી સુંદર સ્ત્રીયો સાથે ક્રીડા કરે કે તેવી કન્યાની પ્રાપ્તિ થાય તો તેને સંપતિ મળે.

સ્વપ્નમાં જે મણિ, શંખ, છીપ, મોતી, કોડી જુવે તો તેને થોડા વખતમાં દ્રવ્ય મળે.

જે સ્વપ્નમાં મરી ગયેલ માણસને કે સૈન્યને જુવે તેનું કલ્યાણ થાય. સ્વપ્નમાં જે સાથીયો, ધ્વજા, દીપ, માટી, કે મંગળ કરનાર પદાર્થ જુવે તેનું શુભ થાય.

સ્વપ્નમાં જે લક્ષ્મીજી કે સરસ્વતી કે દેવને જુવે અને તરત જાગી ઉઠે તો ધનધાન્યનો લાભ થાય.

સ્વપ્નમાં જે વાવ, કુવો, તળાવ, કે બગીચા અને તેમાં દેવસ્થાનોમાં ફરે તેને શુભની પ્રાપ્તિ થાય.

સ્વપ્નમાં જે ધનુષ, ચક્ર કે સ્વચ્છ ધારવાળા શસ્ત્રો જુવે તો આખી પૃથ્વીની પ્રદક્ષિણા કરે.

સ્વપ્નમાં જે તળાવ, સમુદ્ર, પાણીવાળી નદી અને સ્વજનના મૃત્યુને જુવે તો તેને ઘણું દ્રવ્ય મળે.

જે સ્વપ્નમાં વીણા કે વાદ્યનાં દર્શન થાય તે મળે કે તેને વગાડે કે તુરીનો અવાજ સાંભળે તેને સંપત્તિ મળે.

સ્વપ્નમાં જે દેવોના આપેલા અમૃતને પીવે કે ગરુડ ઉપર બેસે તો પૃથ્વીપતી થાય.

સ્વપ્નમાં જે સુવર્ણ, રૂપુ, મણિ, વિગેરે જુવે કે તેને પ્રાપ્ત થાય તો તેને ઘણો જ સારો લાભ થાય.

સ્વપ્નમાં જે મત્સ્ય, તાજવું, વાસણ, શય્યા કે પાલખી, વસ્ત્રો, ધાન્ય જણાય તો તેને લાભ કરનાર થાય.

વ્યવહારમાં અશુભ ગણાતા પદાર્થો સ્વપ્નમાં જણાય તો તેથી શુભ ફળ મળે. સ્વપ્નમાં કાળા રંગના પદાર્થો દેખાય તો સારા નહિ પણ મોતી, ગાય, બળદ, ઘોડા, હાથી, દેવ અથવા ધોળા પદાર્થો જણાય તો સારા, પણ કપાસ, મીઠું અને હાડકાં એ ધોળા પદાર્થો દેખાય તો સારા નહિ સમજવા.

જેને સ્વપ્નમાં આકાશમાં ઈંદ્રના હાથીનો માર્ગ જણાય કે ધોળાં ધોળાં વાદળોના કકડા જણાય, ઇન્દ્રનું ધનુષ જણાય તેને ઘણો લાભ થાય.

સ્વપ્નમાં જે સુગંધી પુષ્પોની માળા જુવે કે મેળવે કે પહેરે તો રાજલક્ષ્મી મળે.

સ્વપ્નમાં મેરૂ પર્વત કે કલ્પવૃક્ષ ઉપર જઇ વસે કે ત્યાં બેસી ક્રીડા કરે, કે જમીનને નવાં લીલા ઘાસવાળી જુવે તો સુખ ને ધનની સંપત્તિ મળે.

સ્વપ્નમાં જે પુંનાગ, નાગકેસર, કેસર, ચંપો, ને સરસડાના વૃક્ષને જુવે, સુંદર પુષ્પોવાળાં ઝાડ જુવે, દ્રાક્ષ, આંબો, સોપારી, નારીએરના ફળને જુવે કે મેળવે તો આનંદ થાય, શુભ થાય, સારી વસ્તુ ખાવા મળે.

સ્વપ્નમાં જે ગીત સાંભળે, વેદવાણી કે હાથીનો અવાજ સિંહ-નાદ, અશ્વના શબ્દને સાંભળે તો શુભની પ્રાપ્તિ થાય.

સ્વપ્નમાં જે જુના ઘીને મેળવે તેને ખાય, અથવા દૂધ ભાત સાથે ખાય તો તેને યશ અને કલ્યાણ થાય.

સ્વપ્નમાં જે દ્રવ્યની ચોરી કરે, સીસુ, પિત્તળ વીગેરે ધાતુને લઇ લે તો કલ્યાણકારી જાણવું.

સ્વપ્નમાં જે કાંટાશેરીઓ, આસોપાલવ, ચંદન, મરીનાં વૃક્ષો જુવે તો ઇચ્છિત ફળ મળે, જે એલચી, લવીંગ ને કપુર જાય-ફળ જુવે ને ખાય તો શુભ ફળ મળે, જે પારસપીપળો, પીલી, વડ, કોડી, ઉમરડો જુવે તેનાં ફળ મેળવે તો કલ્યાણ થાય. જે કજુર, જુઇ, આમળી, કેતકી, બોલસરી ચંપક કે ગુલાબને પ્રાપ્ત કરે તો તેનું કલ્યાણ થાય સમજવું.

જે શેરડી કે નાગરવેલનાં પાન સ્વપ્નમાં ખાય કે જુવે તો તેને ધનધાન્યનો લાભ થાય.

## અશુભ સ્વપ્નો.

જે માણસ સ્વપ્નમાં પોતાની સ્ત્રીને કોઇ લઇ જાય. એવું જુવે તો તેથી દ્રવ્યની હાનિ થાય. સ્ત્રીનો કોઇ પરાભવ કરતાં જણાય તો કલેશ થાય.

જે સ્વપ્નમાં ઘોડા, હાથી, રથ, આસન ઘર કે બીજી વસ્તુનું હરણ થતું જુવે તો વિરોધ અને શોક થાય દ્રવ્યની હાની થાય.

જે સ્વપ્નમાં પોતાનાં શસ્ત્રો, દાગીના, મણિ, મોતી, સોનું, ચાંદી, તાંબાનાં વાસણ, કોઇ લઇ ગયું એમ જુવે તો ભયંકર ફળ આપનાર જાણવું. ધન, માનની હાનિ થાય. મરણ પણ થાય.

જે સ્વપ્નમાં પોતાના કાનમાં સાપ, કે કાન ખજુરો કે કોઈ જંતુ પેસી જતુ જુવે તો તેનું મરણ કાનના રોગથી થાય.

સ્વપ્નમાં જે પોતાનું બધુ શરીર મૂછો સુદ્ધાં મૂડાવેલું જુવે તો આધિ વ્યાધિ ઘણી થાય.

સ્વપ્નમાં જે હાથ પગ કપાઇ જતા જુવે તો તેનાં માતાપિતા મરણ પામે. બીજાં અંગ કપાય તો કોઇ વ્હાલાંનું મરણ થાય.

સ્વપ્નમાં પથારી કે જોડાનું હરણ થતું જુવે તો તેની સ્ત્રી મરણ પામે, શરીરમાં પીડા થાય.

સ્વપ્નમાં જેના નખો કોઇ કાતરી જાય કે છાતી, મૂછ કે વાળ કાતરી જાય તો હલકુ દુઃખ પ્રાપ્ત થાય. સ્વપ્નમાં દાંત પડી જાય, નાક કાન કોઈ કાપી જાય, આંખો ખેંચી જાય તો દ્રવ્યનો નાશ થાય.

સ્વપ્નમાં જ વલ્કલ વસ્ત્રથી, વેલા કે દોરડાથી કે સર્પની કાંચળીથી પોતાના શરીરનો વેષ બનાવે તેનું મરણ થાય.

સ્વપ્નમાં જે ચંદ્ર, સૂર્યના મંડલનો ભેદ જુવે કે તેનું ગ્રહણ જુવે કે આકાશમાંથી પડતા જુવે તો પાંચ રાત્રિમાં તેનું મરણ થાય.

સ્વપ્નમાં જે કાગડો, ઘુવડ ને હોલાને કે કંક પક્ષીને ક્રીડા કરતાં જુવે તો તેને કષ્ટ મળે.

જેને સ્વપ્નમાં સર્પ સાથે નોળીયાને, કુતરાં ને શીયાળ સાથે, દીપડાને રીંછ સાથે વઢતાં જુવે કે રમતાં જુવે કે તે જનાવરો જોવામાં આવે તો અકલ્યાણ કરનાર છે.

સ્વપ્નમાં જે આકાશમાંથી ચાલતા ગ્રહો કે નક્ષત્રોને પડતા જુવે અને પોતાના શરીર ઉપરના આભૂષણને પડતાં જુવે તો તેને રોગ થાય.

સ્વપ્નમાં જે બકરા ઉપર, મૃગ ઉપર, હાથીના બચ્ચા ઉપર, ગધેડા ઉપર, ખચ્ચર ઉપર, શાહુડી ઉપર કે બીજાં ખરીવાળાં જનાવર ઉપર બેસે કે તેને જુવે કે તેનો અવાજ સાંભળે તે અશુભ છે.

સ્વપ્નમાં જે પલંગનો, પથારીનો, પાદુકાનો, હીંચકાનો સ્થાનનો કે ભોગળનો નાશ જુવે તો તેની સ્ત્રીનું મરણ થાય.

જો સ્વપ્નમાં સસલું, કે કાળા રંગની વાંદરી કે કાળી માંકડી, કીડીયો અને ઉંદરડીયોને જુવે તો જરૂર દુઃખદાયક થઇ પડે છે.

જો સ્વપ્નમાં ચિત્તાઓ, મૃગો, બીલાડા, વાંદરા અને ભાલાઓને કામવશ થયેલાં જુવે તો જોનારને કષ્ટ પ્રાપ્ત થાય.

જો સ્વપ્નમાં કુવામાં અંધારાવાળી બખોલ, કે અંધારાવાળા ખાડામાં કે અંધારાવાળી ગુફા જેવી જગામાં જાય તો વિપત્તિ આવે.

સ્વપ્નમાં જો ગીધ ને બાજને યુદ્ધ કરતા જુવે તે દુઃખદાયક છે.

સ્વપ્નમાં મધર, જળો, મત્સ્ય, કાચબા, દેડકાં જુવે તે ધન ધાન્યથી રહીત થાય. મધમાખી. ભમરો, માંસ, માંકડ, કીડા જુવે તો અશુભ સમજવાં.

સ્વપ્નમાં જો ચિતામાં પ્રવેશ કરે તો પાંચ દિવસમાં મરણ પામે.

સ્વપ્નમાં જો પોતાના ઘરઉપર આકાશમાંથી ધાતુનો, કે સિંદુરનો રસ ઝરતો જુવે તો ઘર બળે કે ચોરો લુંટી જાય.

સ્વપ્નમાં જો ખાટુંવાળું, ગરમ, જાડું, ખગેરેલું, ઔષધવાળું. કડવા તેલવાળુ પાણી પીએ તો તે અતિસારથી મરણ પામે.

સ્વપ્નમાં જો જલેબી, માલપુવા ભક્ષણ કરે તો શોક ભય ને મરણ થાય.

સ્વપ્નમાં જો ચંડાળ કે પિશાચ સાથે મદ્યપાન કરે તે જ્વરથી મરે. જો તેની સાથે તેલ પીવે તે પ્રમેહથી, ખીચડી ખાય તો ક્ષયથી મરણ પામે.

સ્વપ્નમાં જો તલ, વાંસ, ગુગળ, બાવળ કે ખજુરી કે કાંટા-વાળાં ફળ વિનાનાં વૃક્ષ જુએ તો મરણ પામે.

સ્વપ્નમાં જો ઝાડ ઉપર, સ્મશાનમાં, શૂળી ઉપર કે થાંભલા ઉપર કે મડદા ઉપર બેસે તે એક રાત્રિ જીવે.

જો સ્વપ્નમાં કાળાઘોડા ઉપર વાળ છુટા મૂકી કાળો લેપ કરી બેસે, કાળે રસ્તે ચાલે તો તેનું શરીર નષ્ટ થઇ જાય.

સ્વપ્નમાં જો ભયંકર નેત્રવાળી, પીતાંબર ને પીળા ચંદનવાળી સ્ત્રીને આલિંગન કરે તો ભયંકર વ્યાધિ થાય.

સ્વપ્નમાં જેને છુટા વાળવાળી, કાળારંગની, અપ્રિય અંગવાળી પીળા નેત્રથી ભયંકર નગ્ન સ્ત્રી દક્ષિણ દિશામાં બળાત્કારે ખેંચે તે મરણ પામે.

સ્વપ્નમાં જેને છુટા કેશવાળી, જુવાન કાળા રંગને કાળાં કપડાંવાળી સ્ત્રી આલિંગન આપે તો તુરત મરણ પામે.

જેને સ્વપ્નમાં લાલ વસ્ત્ર અને લાલ પુષ્પને ધારણ કરેલી લાલ રંગ ચોપડેલી સ્ત્રી આવી આલિંગન કરે તો બ્રહ્મહત્યા થાય.

સ્વપ્નમાં દુર્બળ ઉદરવાળી, પીળી, લાંબા દાંત નખને રૂવાંટીવાળી નગ્ન સ્ત્રી જેને આલિંગન કરે કે તેને જુવે તો તેનું મરણ થાય.

સ્વપ્નમાં જે સુકાં ઝાડ ઉપર વેલ ઉપર; બીલાં કે રાફડા ઉપર, કાંટાવાળા ઝાડ ઉપર બેસે તો મહા દુઃખને કે મરણને પ્રાપ્ત થાય.

સ્વપ્નમાં જે દાઢવાળા પ્રેતની સાથે માણસ ઉપર બેસી દક્ષિણ દિશા સામે થઇ જાય તો મરણ પામે.

સ્વપ્નમાં જે હસે કે નાચે, ભણે તો હસવાથી શોક, નાચવાથી નાશ કે બંધન અને ભણવાથી કલેશ પામે.

સ્વપ્નમાં જે રેચ લે તે દેહ ત્યાગ કરે; ઉલટી થાય તો રોગ થાય, વારંવાર મૂત્ર થાય તો મરણ થાય.

સ્વપ્નમાં જે એક વાર પેશાબ કરે કે કોઇ આવીને તેને મારે અને ઘણું લોહી નીકળેલું જુવે તો ધનધાન્યનો નાશ થાય કે મરણ થાય કે લડાઇ થાય.

સ્વપ્નમાં જેનું શરીર લાલ પુષ્પ કે લાલ દોરા કે વસ્ત્રથી બાંધવામાં આવે તે જુવે તો તેનું શરીર નષ્ટ થાય.

સ્વપ્નમાં જે શ્મશાનમાં જઇ ખાય; પથ્થરના શાળામાં વસે તો દ્રવ્ય વિનાનો થઇ મરણ પામે.

જે સ્વપ્નમાં પાંડુરોગવાળા પુરુષને કે વ્યાધિવાળા બ્રહ્મચારીને જોઇ જાગી ઉઠે તો તેના શરીરને ગ્લાનિ થાય.

જે સ્વપ્નમાં વંટોળીઆને પવનથી ધુંળવાળી દિશાએ જુવે તેનું મરણ નજીક સમજવું.

જેને સ્વપ્નમાં મરણ જણાય, કે જીવ કે ધનને કોઇ લઇ જતો જુવે તેનું અશુભ થાય. ગર્ભવતીના ગર્ભને કોઈ લઇ જતું હોય એમ જણાય તો તે પણ અશુભ સમજવું.

સ્વપ્નમાં જેને તરસ લાગે, ભુખ લાગે કે રમણ કરવાની મરજી થાય કે કોઠી જેવી જાતનું ધન મગાતું જુવે તો અશુભ છે.

જે સ્વપ્નમાં મલીન આગે સાથે ધુળવાળી જમીન ઉપર અભિગમન કરે તો તે કરનારને વિપત્ત પ્રાપ્ત થાય.

સ્વપ્નમાં દૂરથી કોઇ બોલાવે કે કોઇ મોટો હોકારો સાંભળે કે એકદમ ગભરાટનો બોલ કે મોટી નિદ્રા થતી સાંભળે તો તેનો નાશ થાય. જેને સ્વપ્નમાં શીંગડાંવાળુ જાનવર, દાઢવાળુ જાનવર, વાંદરો કે સુવર આવી મરણુનો ભય આપે તો તેને રાજાથી ભય થાય. સ્વપ્નમાં જે પોતાના દાંત ને રંગ, આંખોમાં મેશ આજે, ગાયે તેલ ઘાલે તેનું મરણ નજીક જાણવું.

સ્વપ્નમાં જે પોતે વૃદ્ધ હોય ને જુવાન જુવે, જુવાન હોય તો વૃદ્ધ થયલો જણાય એ અશુભ છે. સ્વપ્નમાં મ્હેલ પડવો, મઠ પડવો, ધજાનું પડવું જુવે તો રાજાનો નાશ થાય ને પોતાનું અશુભ થાય. જે સ્વપ્નમાં સુકી જમીનને પાણી વાળી જુવે તો જોનારને વ્યાધિ ને ધનની હાનિ થાય.

સ્વપ્નમાં જે પ્રવાહમાં સ્નાન કરે અને તણાઇ જતો જુવે કે ઘણા કાદવવાળા પાણીમાં સ્નાન કરે તો શરીરનો નાશ થાય. સ્વપ્નમાં જે ઘણું પાણી જુવે કે પાણી ઉપર થઇ ચાલે તો તેને ચોતરફથી દુઃખ પ્રાપ્ત થાય. જે સ્વપ્નમાં ભાગેલો કિલ્લો ચાલતો જુવે, ઘર જુવે, વિમાનને જુવે કે તેના ઉપર બેસે તો ખેદ થાય.

સ્વપ્નમાં જે મંદિરનું પડવું જુવે, ગામનો નાશ જુવે, પર્વતના શિખરનો નાશ જુવે તો દેશનો નાશ થાય. જોનારને દુઃખ થાય.

સ્વપ્નમાં જે કેસર, કાંસુ, પીતળ, તાંબુ કે લોઢું જુવે કે તેને તે મળે તો ધનધાન્યથી રહિત થાય જે સ્વપ્નમાં દાતરડુ, કુવાડો, હળ ભાલો જુવે તો તે અશુભ છે. સાંબેલુ, ખાંયણીઓ, સાવરણી ઘંટી જુવે કે તેનો સ્પર્શ કરે કે તે મેળવે તો અકલ્યાણ થાય. લાકડાં, જ્વાળા વિનો અગ્નિ, ધુમાતો અગ્નિ, ધુમાડો જુવે તો ધનધાન્યની હાનિ થાય. માછલાં મારવાની જાળ, ધમણ, કાતર, સોય કટાર જુવે તો અશુભ, સુપડુ, સાંકળ, જોતર, ગોફણ, લાકડી, જુવે તો અશુભ થાય.

સ્વપ્નમાં જેને મગરમચ્છ ગળી જતા જુવે કે તેનાથી ભય થાય તો દુઃખ આવે. દેવપ્રતિમામાંથી કટકટ એવા શબ્દ સાંભળે તે પ્રતિમાનો ભંગ થાય ને જોનારને પીડા થાય.

જે સ્વપ્નમાં કપડાં વિનાનો થઇ વાળ કઢાવી નાંખી, ઢોલ વગાડે તો મરણ થાય.

જે સ્વપ્નમાં ખરાબ સ્વપ્ન જાગતી વખતે જુવે તે એક વર્ષમાં મરણ પામે. જે ઘણો આનંદ, વિવાહ, ઉત્સવ જુવે તો તે મરણ આપનાર, મલીન વસ્ત્ર પહેરે, લાંબા નખ રાખે, મુંછ રાખે નાગો રહે કશાય વસ્ત્ર ધારણ કરે તો મરણ પામે. જે સ્વપ્નમાં ચીકણો ભૂખરો રંગ લગાવી લાલ વસ્ત્ર પહેરી નાચે, હસે કે ગાય તો રક્ત પિત્તથી મરણ થાય. ખરાબ જગમાં સ્નાન કરે અને કષ્ટથી તેમાંથી બહાર ન નીકળાય ને દક્ષિણ દિશામાં જવાની ઇચ્છા થાય તે મરણ થાય.

સ્વપ્નમાં જે સુતેલો જુવે, ધુળવાળા જમીન ઉપર બેસે, આકાશમાં જતો જુવે તો નાશ થાય. સ્વપ્નમાં પગ કે માથા ઉપર ખરાબ શબ્દ કરનાર ગીધને કાગડા પડે તો કલેશ થાય. જેને સ્વપ્નમાં ડુક્કર, કુતરો, કુકડો, વાંદરો, દીપડો, શીયાળ, ખેંચે તો કાળ નજીક છે. સ્વપ્નમાં સર્પ, સિંહ, ચોર કે ગેંડાઓથી ભય થાય તો શરીરને ખેદ થાય. સ્વપ્નમાં ચાંડાળ, પિશાચ, પ્રેતજેવી સ્ત્રી સાથે અભિગમન કરે તો મરણ થાય.

સ્વપ્નમાં જે આસનથી પથારીમાંથી, અગાસીમાંથી, અશ્વ ઉપરથી કે દેવમંદિરમાંથી પડતો જુવે તો નાશ થાય. જેને સ્વપ્નમાં પીળા નેત્રવાળી વાંદરી આલિંગન કરે તો ધન રહિત થોડા વખતમાં થાય. જેને સ્વપ્નમાં પોતાના વંશમાં મરી ગયેલા માણસે આવી બોલાવે તો મરણ થાય. જે પરસ્ત્રી તાપસીનું ગ્રહણ કરે તે દુઃખ થાય. ધાન્યનો ઢગલો મળે, તેલવડે પદાર્થ પકાવે, ધુંમાડાવાળા દેવતામાં હોમ કરે તો મરણ થાય. જેને માતાપિતા સ્વપ્નમાં ભય આપે કે બીવરાવે તો દ્રવ્ય હીન થાય. સ્વપ્નમાં ભૂત, પ્રેત પિશાચ, રાક્ષસોનો સંગ થાય કે તે દક્ષિણ દિશામાં લઇ જાય તો વિપત્તિ મળે.

સ્વપ્નમાં ફાટલાં કપડાંવાળાનું, બાવાનું હલકા માણસોનું દર્શન અકલ્યાણ કરનાર છે. સ્વપ્નમાં ભૂકંપ થતો જણાય, વૃષ્ટિ થતી જણાય, પ્રતિમા હસતી જણાય તો મરણ નજીક જાણવું. જે સ્વપ્નમાં વખતવગર આકાશ વાદળવાળું ને અંધકારવાળું જુવે તો અકલ્યાણ કરનાર છે.

જે સ્વપ્નમાં સૂર્ય વિનાનો દિવસ ને ચંદ્રને તારા મેળ વિનાની રાત્રી જુવે તો તે થોડા વખતમાં મરણ પામે.

સ્વપ્નમાં જે પથ્થર, ઇંટ, હાડકાં, ઢેફાં, ખપર, ઘાસ, પાંદડાંના ઢગલા ઉપર સૂવે, બેસે કે તેને જુવે તો લક્ષ્મીનો નાશ થાય. જે સ્વપ્નમાં ઘણા શકડા, કચરો, કાંટા જુવે કે તેની ઉપર બેસે તો વિપત્તિ મળે. જે સ્વપ્નમાં રાખમાં, જમીન ઉપર, ધૂળના ઢગલા કે ગારામાં, સુઇ રહે કે તેને જુવે તો દુઃખ થાય. સ્વપ્નમાં ઘાંચી કે કુંભારનો ચાક ફેરવતો જુવે કે ઘરને ચાલતું જુવે તો ખેદ થાય.

સ્વપ્નમાં ગોરોચન, હળદર, હડતાલ, આંજણનો અંગ ઉપર લેપ કરે તો મરણ થાય. જે માખણ, મેદ, દુર્ગંધી વસ્તુનું ભક્ષણ કરે કે શરીરે ચોપડે તો અશુભ થાય. જે સ્વપ્નમાં છાણાં, ફોતરાં મૃગચર્મ, લાકડાં, કે લોઢાના આસન ઉપર બેસે તો રાજ્ય તરફથી વિપત્તિ આવે. જે પથારી વગર, લાકડાં કે પથ્થરના ઓશીકાવાળા બિછાના ઉપર સુવે તે મરણ પામે. જે છાણ, ગારો, રાખ, કળીચુનો, ધુળ કે ખડીથી શરીર ઉપર લેપ કરે તો તેના પ્રાણ જાય. સ્વપ્નમાં લાખ, ધાતુ, રતાંજળી, કંકુ, સીંદુર વિ. લાલ રંગના પદાર્થો જુવે, અંગ ઉપર લગાવે, સ્નાન કરે તો અશુભ છે. સ્વપ્નમાં કાંજી, મદ, ઘી, તેલ, છાસ, બીજા તેલવાળા પદાર્થો રસરૂપ અંગે ચોપડે કે પાન કરે તો અશુભ છે.

સ્વપ્નમાં ધોબી, દરજી, કલાલ, સુતાર, લવાર, નર્સ, મોચી, માછી, પારધી, ખાટકી, એનો સ્પર્શ થાય કે તે જોવામાં આવે તો અશુભ છે. જો ગાંડા માણસને, લુચ્ચાને, વૈદ્યને, વેશ્યાને, નોકરને, ગાનારને, જુગટુ રમનારને, નટને, વ્યભીચારી સ્ત્રી કે પુરુષને કે હલકા માણસને જુવે તો તે અત્યંત કલ્યાણકારી સ્વપ્નુ સમજવું.

સ્વપ્નમાં જાંબુનાં ઝાડ, લીંબડાનાં ઝાડ, કદંબ, મહુડો, સાદડો, શરપંખો, ઇંદ્રજવ, ખેર, સીસમ, કેરડો, આકડો, કરેણ, આસોપાલવ, મીંઢળ, દાભ, કાંશ, આદુ, સુરણ, કણેર, લીંબુ, કાકડી, ચામડુ હાડકુ, ગોળ, હીંગ, ગુંદર, રેતી ખજુર, નખ, ખાટો ખારો રસ, કોદરા, અડદ, સામો, મગ, જવ, અડદ, સંચળ, મરી, પીંપર, હરડે સુંઠ, જુવે તો તે અશુભ સ્વપ્નુ સમજવું.

કફનનો દેખાવ, કચરો કહાડવો, કોઈ ચીજ પર કાટ ચઢેલો

જોવા, કાનમાં વાત કરવી, સખ્તપણે કામ કરવામાં ગું કોથળીમાં નાણાં કહાડવાં, કેદમાં જવું, હર્ષમાં આવી જવું, ઓને જોવી, સ્વપ્નમાં જમવું, ગાયન ગાવું, ગાડીમાંથી પરડું જવું, ગામડામાં રહેઠાણ કરવું, નાક દદડવું, ઘુવડ જોવા, ઘંટ સંભળાવો, ઘડીઆળ જોવી, ચાંદી જોવી, ઘેટાં જોવાં, કોર્ટની જોવી, છરી જોવી, ચટકો ડંખ વાગવો, ચેક જોવો, ચાહ સ્વપ્નમાં ભટકવું, ચોપાનીયું લખતાં દેખાવું ચુંબન કરવું; ખાઇને પડવું, કુકર જોવું, બંધ કરેલું ટેબલ જોવું, ટપાલ જોવી, તપેલીમાં પાણી ઉકળતું જોવું. નાટકશાળા જોવી, પીવી, તેલ જોવું, દોરડું જોવું, નાણું જોવું, લાંબા નાકવાળું જોવું, ધન દોલત જોવી, નાચ જોવા, દીવો બંધ થતો જોવા પડી જવા, દોરડું જોવું, બરણી જોવી, કપડાં બદલવાં, ન્યા જોવો, ગળામાં હાર પહેરેલો જોવો, નારંગી કે નારંગીફુલ પક્ષીઓને ઘરમાં દાખલ થતાં જોવાં, પવનના ઝપાટા લાગવા, રામાં પુરેલું પક્ષી જોવું, પતંગ ચઢાવતા જોવા, પટેટા રોપવા લાગવી, પાણીમાં ડુબવું, પોતાના પર કોઇને પથ્થર ફેંકતો ફુવારો જોવો. ફુલનો તોરો, પુડીંગ ખાતો જાવો, બરફ ચાલતા જોવું, બક્ષીસ આપવી, પાતળા બળદો જોવા, માથાન ખરી પડતા જોવા, બેઠાં જોવાં, બુરખો ઓઢેલા માણસને બેંકની ચોપડી ભોંયપર પડેલી જોવી. ભૂખ્યા થવાનો દેખાવ, જોવો, ખાલી કોથળો જોવો, બેંક નોટ ખોવાવી, બંદુકનો સાંભળવો; રાત પડતી જોવી, રહેવાનું મકાન શોધવા મીજબાનીમાં શામેલ થવું, માથું દુઃખવું; વીજળી પડતી વેલો જમીન ઉપર પથરાયલો જોવો, વાંદરો જોવો, વિધ જોવી, લગનના સાટાની વીંટી ભેટ મળેલી જોવી, લોકનાં ટોળા લગ્ન મિજલસમાં હાજર રહેવું. સ્વપ્નમાં બીજા કોઇના હાથ પોતાના હીરાઓ જોવા, સોનાની ખાણ જોવી. સસલું જોવું થાનો દેખાવ જોવો, એ અશુભ સ્વપ્નો છે.



## પ્રકરણ ૬૫ મું.

### અક્ષરો ઉપરથી ભવિષ્ય ફળ.

લખેલા અક્ષરો ઉપરથી તે લખનારનું ભવિષ્ય જોઇ શકાય છે. જેમકે એક સરખા નાજુક અક્ષર લખનાર માણુસ નિયમ પ્રમાણે વર્તનાર બાળબચ્ચાંનો શોખીન અને વખત જોઇ કામ કરનાર થાય છે.

અક્ષરો સીધા અને ઉભા હોય તો તે લખનાર અભ્યાસનો શોખીન, ઉમદા વિચારવાળો, હોય છે.

નિયમિત પણ એક સરખા ધોરણથી પણ શોભાવવાની કાળજી સિવાય લખેલા અક્ષરોવાળો માણુસ મક્કમ મનનો, સાદી સમજ ધરાવનાર અને યાંત્રિક શોખ ધરાવનાર હોય છે.

બેઢંગા અક્ષર લખનારની વર્તણુક પણ બેઢંગી અને પોતે પોતાનુ સાચવી નહિ શકનાર હોવો જોઇએ.

સરખી લીટીએ લખેલા અક્ષરો હોવા છતાં પણ લીટી ઉપરની લીટી તરફ ઢળી જતી હોય તો તે લખનાર લોભી અને વ્હેરેવાર ઉમેદોમાં લીન થયેલો હોવો જોઇએ, પણ લીટી ઉપરની લીટીને બદલે નિચેની તરફ ઢળી જતી હોય તો માનવું કે તે નિરાશામાં લોટતો અને ખરાબ તંદુરસ્તી ભોગવનાર હોવો જોઇએ.

છુટા છુટા પસરેલા અને વિખેરાયલા અક્ષરો લખનાર માણુસ કદી કંટાળો નહીં ખાનારી ટેવવાળો; તેમ ઉડાઉ, હલકો શોખ ધરાવનાર; અને પોશાકનો ઓછો શોખી હોય છે.

અક્ષર નાના પણ વાંકા ચુંકા હોય અને અક્ષરના છેડા સીધા હોય તો લખનાર પૈસા સંબંધી ઘણો જ નીચ; ઠાવકો પણ હઠીલો અને સાંકડા દીલનો હોવો જોઇએ અને છેડે મરોડ વાળેલો હોય તો તે ઉતાવળીયા સ્વભાવનો હોવો જોઇએ.

ગુચપુચીયા અને સમજાય નહી તેવા અક્ષર લખનાર અચોક્ક્સ સ્વભાવનો; ચીડાઇ જનાર અને કજીયો કર્યા પછી સલાહ નહીં

करनार होय छे; पुष्कळ लांबा टुंका पांखडांवाळा अने वगर भेळ-सेळवाळा अक्षर लखनार, ठाठमाठनो शोखी, उतावळीयो होय छे. पांखडावाळा अक्षर लखनार स्वार्थीपणानी; हलका शोखनी अने खुशामतपणानी टेववाळो होय छे.

जे कोइ माणस भेळामेळां अने कजोडीया अक्षर कोइ नाना, कोइ मोटा, कोइ वांकाचुंका, कोइ सीधा, कोइ स्वच्छ, अने कोइ खुल्ला अक्षर काढनार बीजाना कहेवा मुजब दोरानार, हठीलो अने अमती होय छे. तेना अक्षर मरोडदार होय तो ते उडाउ गुस्से थनार, नमळा मननो, निराश थनार अने कोइवार रमुजी स्वभावनो होय छे. खडबचडा अक्षर लखनार, ठरेला अने द्विअर्थी बोलीने काम लेनार होय छे पण अक्षरनी उपरनी टोच जो पातळी अने भांगी तुटी निकळे तो तेने पोचा मननो जाणवो.

खुल्ला अने स्वच्छ अक्षर होय अने झाझा लांबा पुंछडां न-होय. भेळमभेळा सिवायना होय तो ते लखनार शांत, निष्कपटी सत्यतावाळो अने धर्म चुस्त आस्था धरावनार होवो जोइए. अ-क्षर भमरडा सरखा होय तो तेने भोळो अने उदार वृत्तिनो अने हिक्षसोळ्जी रहित जाणवो. भमरडा जेवा अक्षर एक बीजा साथे गुंचवी नांख्या होय तो ते सघळी खासीयतो उपरांत तेने बहुज उतावळीया स्वभावनो जाणवो.

लांबी पुंछडीवाळा छेडेथी वांका अने लपसता अक्षर लख-नार झनुनी, अने गमती होवा जोइए.

---



## પ્રકરણ ૬૬ મું

---

## વર્ષાદ ક્યારે કેવો થાય તે બાબત.

### સંવત્સરનું ફળ.

સંવત્સર ૬૦ છે તેનાં ફળ નીચે પ્રમાણે તેમાં પ્રથમ ૨૦ સંવત્સરનાં વર્ષ બ્રહ્માની વીશીનાં, તે પછી ૨૦ વર્ષ વિષ્ણુની વીશીનાં અને તે પછી ૨૦ વર્ષ રુદ્રની વીશીનાં ગણાય છે.

### બ્રહ્માની વીશીનાં ૨૦ વર્ષનું ફળ.

૧ પ્રભવ—સંવત્સરમાં.
વર્ષાદ થાય, ખેતી ઘણી થાય. દૂધ દેનારી ગાયો ઘણી થાય,

૨ વિભવ—આ સંવત્સરમાં સુકાળ રહે, આરોગ્ય રહે, રાજા અને પ્રજા આનંદમાં રહે.

૩–૪ શુકલ અને પ્રમોદ—સંવત્સરમાં-રોગ ચાલે. ઉત્સવ વધે. ધન ધાન્યથી જગત્ આનંદમાં રહે. સર્વ દ્વેષ છોડી દે.

૫ પ્રજાપતી—સંવત્સરમાં-ધન ધાન્ય અને આરોગ્ય અને દુધાળી ગાયોનો વધારો થાય.

૬ અંગીરા—લોકો ઉત્સાહી અને આરોગ્ય રહે. સુકાળરહે.

૭ શ્રીમુખ—ઘણો વર્ષાદ થાય અનાજ ઘણું થાય. ગાયો વધે.

૮ ભાવ—મોંઘવારી થાય, હાહાકાર જણાય.

૯ યુવા—માં વરસાદ મધ્યમ, તેલ, ઘીનો ભાવ સમ.ધાન્ય પાકે.

૧૦ ધાતા—માં સુકાળ રહે, કપાસ મોંઘો થાય, ગોળ વધુ થાય. આરોગ્ય રહે.

૧૧ ઇશ્વર—માં લવીંગ, મધ વધુ પાકે, ગાયનું દૂધ વધુ નીકળે.

૧૨ બહુધાન્ય—માં અતિવૃષ્ટિ થાય અનીતિ વધે.

૧૩ પ્રમાથી—માં અનેક પ્રકારનાં ધાન્ય થાય. રાજા નાશ. દુકાળ, ચોરનો ભય, કંઇક સુખ અને કંઇક દુઃખ રહે.

૧૪ વિક્રમ—વર્ષમાં લોકો વ્યાધિથી રહિત રહે. આરોગ્ય વધે અને આનંદ થાય.

૧૫ વૃષભ વર્ષ—દુકાળ પડે, વિરોધ વધે, કોદરા, ચોખા, મગ જવ અને દાળનો અભાવ રહે.

૧૬ ચિત્રભાનું—માં વરસાદ વિચિત્ર પડે. ચણા, મગ, અડદ, કાંગ પાકે.

૧૭ સુભાનુ—માં સુકાળ રહે. રોગ ન ચાલે. આરોગ્ય રહે, વ્હેવાર સારો ચાલે.

૧૮ તારણુ—માં ભયંકર કાળ પડે. ચોરનો ઉપદ્રવ જણાય. વરસાદ થાય નહિ.

૧૯ પાર્થિવ—માં ધાન્ય સારુ પાકે. સોરઠ અને કર્ણાટકમાં વધું અનાજ પાકે.

૨૦ વ્યય—માં વર્ષાદ થોડો પડે, ધાન્ય અને પાણીનો તાણુ રહે. ખેતી સાધારણુ થાય.

## વિષ્ણુની વીશીનાં ૨૦ વર્ષનું ફળ.

૨૧ સર્વજીત—સંવત્સરમાં પૃથ્વી જળથી પરિપૂર્ણ થાય. સુકાળ રહે. સંપૂર્ણ સિદ્ધિવાન વર્ષ ગણાય.

૨૨ સર્વધારી—માં પાણી અને અનાજની તાણુથી કષ્ટ થાય. જવર ચાલે, અગ્નિનું જોર વધે.

૨૩ વિરોધી—માં ચોરોના ભયથી લોકો પીડા પામે. વીકાળ થાય. ગાયો થોડા દૂધવાળી થાય.

૨૪ વિકૃતિ—માં જળ વૃષ્ટિ થાય પણ કાંઇ પાકે નહિ. જગતની હાની થાય.

૨૫ ખર—માં કોઇ સ્થળે વરસાદ પડે અને કોઇ સ્થળે ના પડે. છતાં બધું અનાજ પાકે.

૨૬ નંદન—માં સુકાળ છે. આરોગ્ય અને સુખ રહે. ગાયો ઘણું દૂધ આપે.

૨૭ વિજય—માં ક્ષત્રી, વૈશ્ય અને શુદ્ર લોકોમાં રોગ ઘણો થાશે.

૨૮ જય—માં સુકાળ રહે પણ લોકો રોગચારાથી દુઃખી થાય. દેશ સ્વસ્થ રહે.

૨૯ મન્મથ—માં અનાજનો અને કઠોળનો નાશ થાય. કોદરા મોંઘા થાય, પ્રજા દુઃખી રહે.

૩૦ દુર્મુખ—માં અનાજ સુકાઇ જાય. વરસાદ થાય નહિ. દુકાળ પડે.

૩૧ હેમલંબી—માં ચોરી કરનાર રાજાથી પ્રજાથી પીડાય સર્વ વસ્તુની કીંમત સાધારણ રહે.

૩૨ વિલંબ—માં અનેક ઉપદ્રવ થાય. મનુષ્ય, પોપટ અને ઉંદર પીડા પામે.

૩૩ વિકારી—માં વરસાદ થોડો વરસે. ધાન્ય અને જળથી પીડા રહે દુકાળ પડે.

૩૪ શાર્વરી—માં પૃથ્વી સુકાઇ જાય. ધન ધાન્યની પીડા રહે, મનુષ્યો પીડા પામે.

૩૫ પ્લવ—માં જગત્ ધનધાન્યવાળું થાય. પ્રબળ વરસાદ વરસે.

૩૬ શુભકૃત—માં સર્વ સ્થળે સુકાળ રહે. સુખ. બ્રાહ્મણ. ગાય અને પ્રજા સુખી થાય,

૩૭ શોભન—માં સુકાળ રહે. ઉપદ્રવ મટે, સુખ વધે, આરોગ્ય રહે. આનંદ વધે.

૩૮ ક્રોધીમાં—વરસાદ થોડો, બાહ્યરોગથી જગત આકુળ રહે. ક્રોધ વધે.

૩૯ વિશ્વાવસુમાં—વરસાદ સારો થાય. કપાસની મોંઘવારી થાય સર્વ જગ્યાએ સુખ થાય.

૪૦ પરાભવ—સંવત્સરમાં—માંડળીક રાજા અને અધિકારીથી પ્રજા પીડાય. આ વિષ્ણુની વીશીનાં ૨૦ વર્ષનું ફળ કહ્યું છે.

### રુદ્રની વીશીનાં ૨૦ વર્ષનું ફળ.

૪૧ પ્લવંગ—ગ્રીષ્મ અને વસંતઋતુમાં વરસાદ પડવાથી અનાજનો નાશ થાય. પ્રજા પીડાય ભયભીત રહે.

૪૨ કીલકમાં—વરસાદ ઘણો સારો વરસે. રાજા તરફથી ઉપદ્રવ થાય.

૪૩ સૌમ્યમાં—ઉત્તમ વરસાદ થાય. સર્વ પ્રકારનાં ધાન્ય પાકે ઉપદ્રવ મટે.

૪૪ સાધારણમાં—વરસાદ પરિપૂર્ણ થાય. દરરોજ વરસે મોંઘવારી સાધારણ થાય.

૪૫ વિરોધિકૃતમાં—વૈશાકમાં ચારે બાજુ વરસાદ થાય. કાન્ય-કુબ્જ દેશમાં વિરોધ થાય,

૪૬ પરિધાવીમાં—સુકાળ છે. ધનધાન્ય પુષ્કળ થાય આરોગ્ય રહે.

૪૭ પ્રમાદી—સુકાળ છે. પૂર્ણ અનાજ પાકે. સર્વે જનને અનાજ પુષ્કળ મળે સુખ થાય.

૪૮ આનંદમાં—ખેતીનો નાશ થાય, અનાજની મોંઘવારી રહે, ઘી, તેલ મોંઘાં થાય, છતાં પ્રજા આનંદમાં રહે.

૪૯ રાક્ષસમાં—કોદરા રાગ પાકે નહિ, ઢોર ઘણાં નાશ પામે.

૫૦ અનળ અને-૫૧-પિંગલ—વરસાદ વરસે નહિં. દુકાળ પડે. ગાય ભેંસ તાંબુ રૂપું અને ધન વેચી અનાજનો સંગ્રહ કરે તો દુકાળ ઉલંઘી જવાય. પછી વરસાદ વરસે ને ખેતી થાય. રોગ ચાલે.

૫૨ કાલયુક્તમાં—રોગ ચાલે રાજાઓમાં ભયંકર યુદ્ધ થાય. પ્રજા નાશ પામે.

૫૩ સિદ્ધાર્થિમાં—વરસાદ પુષ્કળ પડે અનાજ ઘણું પાકે રાજા સુખી થાય.

૫૪ રૌદ્રમાં—વરસાદ થોડો પડે, અનાજ થોડું પાકે રાજા નિષ્ઠુર બને.

૫૫ દુર્મુખમાં—સાધારણ સુકાળ રહે. વરસાદ મધ્યમ પડે.

૫૬ દુંદુભીમાં—સારો સુકાળ છે. ઉપદ્રવ મટે, પ્રજા સુખી થાય.

૫૭ રુધિરોદગારી—આ વર્ષમાં સર્વ વેચી ધાન્યનો સંગ્રહ કરવો. રાજાઓમાં અંદરે અંદર ઘોર યુદ્ધ થાય.

૫૮ રક્તાક્ષીમાં—કાળ પડે. દારુણ યુદ્ધ થાય રાજા નિચ કાર્ય કરે.

૫૯ ક્રોધનમાં—રોગ ચાલે દુકાળ પડે. મરણ વધે, ઉપદ્રવો થાય.

૬૦ ક્ષયમાં—કલીંગ જેવા દેશ, દુરુદેશ સર્વ સ્થળે નાશ પામે.

## ધાન્યના સ્વામીનું ફળ.

સુર્ય—ધાન્યનો સ્વામી હોય તો વરસાદ થોડો પડે. અડદ, મગ, તલ, ઘી, ઘઉં વીગેરે ચીજો મોંઘી થાય.

ચંદ્રમા—ધાન્યનો સ્વામી હોય તો વરસાદ સારો થાય. ખેતી સારી થાય, ઉત્સવ થાય.

મંગળ—ધાન્યનો સ્વામી હોય તો મગ, અડદ, તેલ, ઘી, ઘઉં મોંઘાં થાય.

બુધ–હોય તો ખેતી ઘણી થાય, રસની મોંઘવારી રહે. રાજા નીતિમાન થાય.

ગુરુ—હોય તો ઘઉં, ચોખા, મગ, અડદ, કોદરા સોંઘા થાય.

શુક્ર–હોય તો સુકાળ થાય, ઉપદ્રવ મટે, પ ણી મોંઘવારી થાય.

શની—ધાન્યનો સ્વામી હોય તો કાળ પડે, સોરઠમાં વિગ્રહ થાય.

## વરસાદના સ્વામીનું ફળ.

સુર્ય–મેઘનો સ્વામી હોય તો વરસાદ થોડો થાય, અનાજ થોડું પાકે, સુખ ન જણાય.

ચંદ્રમા—હોય તો ઘણો વરસાદ થાય, રાજા પ્રજા સુખી થાય.

મંગળ—હોય તો વરસાદ ન થાય. સર્વ અનાજનો ને રસનો નાશ થાય.

બુધ—હોય તો પૃથ્વી જળથી પરિપૂર્ણ થાય. ધનધાન્ય વધે, લોક સુખી રહે.

ગુરુ–હોય તો સુકાળ, આરોગ્ય વધે, અનાજ, શેરડી, ગોળ, મોંઘો થાય.

શુક્ર–હોય તો વૈશાખમાં વરસાદ થાય તેથી કોદરા, મગ, અડદ મોંઘાં થાય.

શની–હોય તો વરસાદ ન થાય, દેશ પ્રલય થાય, સર્વ અનાજ મોંઘાં થાય.

## રસકસના સ્વામીનું ફળ.

સુર્ય–રસકસનો સ્વામી હોય તો, ઘી, તેલ, ગોળ, મીઠા પદાર્થો મોંઘા થાય.

ચંદ્ર—હોય તો ઘી, તેલ, ગોળ, દૂધ, દહીં, સાકર મોંઘાં થાય.

મંગળ–હોય તો રાઈ, મીઠું, તેલ, તલ, ઘી, ગોળ મોંઘાં થાય.

બુધ–હોય તો ગાયો ઘણું દૂધ દે. ફળ ઘણાં થાય. રાજા નિતિમાન થાય.

ગુરુ—હોય તો અનાજ કમી થાય. વરસાદ ઓછો થાય. લોક પાપી થાય.

શુક્ર–હોય તો પૃથ્વી ઉપર ઘણું અનાજ થાય. શ્રેષ્ટ ફળ મળે.

શની–હોય તો વરસાદ ન પડે; ખેતીનો નાશ થાય. લોક પાપી થાય.

### સંવત્સરના રાજાનું ફળ.

જે વર્ષમાં સુર્ય સંવત્સરનો રાજા હોય તે વર્ષમાં વરસાદ થોડો થાય; ફળ થોડાં થાય, ચોર, અગ્નિની પીડા રહે, રાજાનાં મરણ થાય.

મંગળ—રાજા હોય તો કંઈક વરસાદ થાય અને કંઈક ન થાય. અગ્નિ ચોરનો ભય રહે; દુ:ખ વ્યાધિથી પ્રજા પીડાય; રાજામાં વિગ્રહ થાય.

બુધ—રાજા હોય તો પૃથ્વી ઉપર વરસાદ સારો પડે, વિવાહ વધુ થાય, સુકાળ થાય, ધન ધાન્ય વધે, દેવ બ્રાહ્મણ પુંજાય.

ગુરુ—રાજા હોય તો મેઘ ધારા રુપે વરસે. ગાયો દૂધ વધુ આપે, બ્રાહ્મણો જપ હોમ કરે ઉત્સવ ચાલે.

શુકર—રાજા હોય તો વરસાદ સારો થાય; ખેતી ઘણી થાય, વૃક્ષને ફળ ઘણાં થાય; વાછડાં ઘણાં જન્મે.

શની—રાજા હોય તો-વરસાદ થોડો પડે, મનુષ્યમાં રોગ ચાલે રાજામાં યુદ્ધ થાય. ચોરોનો ભય રહે લોકો ભુખથી પીડાય.

### સંવત્સરના મંત્રીનું ફળ.

સંવત્સરનો મંત્રી-પ્રધાન સૂર્ય હોય તો ભયંકર પીડા રહે; રસકસ મોંઘાં થાય ખેતી થોડી પાકે; ધન ધાન્ય વધે દેવ બ્રાહ્મણ પુજાય નહિ.

ચંદ્રમા—મંત્રી હોય તો પૃથ્વી સ્વસ્થ સ્વાહાકાર થાય, દૂધ દેનારી ગાયો વધે; રસનું મૂલ્ય વધે, ઝાડોને ફળફુલ વધુ થાય, લોકોને સુખ થાય.

મંગળ—મંત્રી હોય તો અનાજ મોંઘું થાય; કોઇ ઠેકાણે વરસાદ વરસે તો કોઇ ઠેકાણે ન વરસે અતિસાર અને બીજા રોગ થાય. ભય અને પીડા થાય.

બુધ—મંત્રી હોય તો ક્રુર માણસો સારા થાય ખેતી વધુ થાય, સુકાળ થાય, આરોગ્ય વધે; વરસાદ સારો થાય; ઘાસ સારૂ થાય.

ગુરુ-મંત્રી હોય તો વરસાદ સારો થાય, ખેતી સારી થાય. સમુદ્રમાં સારો વરસાદ થાય. મનુષ્યોની ધર્મ ઉપર પ્રીતિ વધે.

શુકર—મંત્રી થાય તો ધાન્ય મોઘું થાય. નદીઓ રસ્તામાં વહે વરસાદ સારો થાય.

શની—મંત્રી હોય તો ગાયો નાશ પામે દેવ વિહ્‌વળ થાય, વ્યવહાર ન સચવાય.

બૃહસ્પતિ ઉપરથી બાર મેઘ જોવા અને તે વર્ષનું સુકાળ દુકાળનું અને ભાવની વધઘટનું ફળ જોવાની રીત.

બારમેઘ—મેઘ ૧૨ જાતના છે. સુબુદ્ધ, નંદશાલ, કન્યદ, પૃથુશ્રવા, વાસુકી, તક્ષક, વિકર્તા, શાર્દુલ, હેમમાલી, ગજેન્દ્ર, વજ્રદંષ્ટ્ર અને વિષવિપ્ર.

સુબુદ્ધ—મેષના બૃહસ્પતિ હોય તો સુબુદ્ધ મેઘ કહેવાય, વર્ષ ઉત્તમ હોય છે તેમાં સુકાળ રહે, રાજાનું કલ્યાણ થાય, વિગ્રહની શાંતિ, સર્વ ધાન્ય અને ઘાસ પેદા થાય, કપાસ મીઠું અને ગોળનો પાંચ માસ સંગ્રહ કરવાથી લાભ થાય.

નંદશાલ—વૃષભ રાશીના બૃહસ્પતિ હોય ત્યારે નંદશાલ મેઘ કહેવાય. એ વર્ષનો રાજા નંદશાલ છે. ઘણી ગાયો થાય, ખેતી ઘણી થાય, વરસાદ ઘણો પડે, સુકાળ રહે. કપાસ, તલ, ઘઉં સુંઠ ગોળ, મરચાં, રેશમી વસ્ત્ર, સોપારી. આંબળાં, ધાવડીનાં ફુલ, મસુર અડદ; ચણાનો દસ માસ સંગ્રહ કરવાથી લાભ થાય છે.

કન્યદ—મિથુન રાશીના બૃહસ્પતિ હોય તે વર્ષમાં કન્યદ મેઘ હોય છે. તે વર્ષનું નામ જેષ્ટ છે. આ વર્ષમાં કેટલેક ઠેકાણે વરસાદ થાય અને કેટલેક સ્થળે નથી થતો. અનાજ વિગેરેના ભાવ મધ્યમ રહે. સુકાળ થાય. રાજાઓમાં વિરોધ થાય. લડાઇઓ થાય. કપાસ, તેલ, ગોળ, મીઠું, હીંગ, સુંઠ, મરચાં જવ, સરસવ, ઘઉં, ચણા, મસુર, વિ—નો મહા ફાગણમાં સંગ્રહ કરવો. પછી શ્રાવણમાં તે વેચવાથી લાભ થાય છે.

પૃથુશ્રવા—કર્ક રાશીનો બૃહસ્પતિ થાય તો પૃથુશ્રવા નામનો મેઘ કહેવાય છે. તે આષાઢ વર્ષ ગણાય. આ વર્ષમાં ઘણો વરસાદ વરસે. અનેક પ્રકારનાં અનાજ પાકે છે. મીઠું, તલ કપાસ. હીંગ સુંઠ, વજ, મરચાં કમળકાકડી. કંકુ, ગંધક, વિ. ચીજો પખવાડીયા સુધી સસ્તી રહે છે. સુકાળ રહે.

વાસુકી—સિંહરાશીના બૃહસ્પતિ થાય ત્યારે વાસુકી મેઘ કહેવાય. એ વર્ષનું નામ શ્રાવણ છે. રાજા તેજ છે. આ વર્ષમાં ધાન્યની વૃદ્ધિ થાય. દુધ, ઘી અને ઘણું સોનું થાય. ચોપગાં જાનવરોનો સંગ્રહ કરી જેઠ અધવારતાં વેચવાથી બમણો લાભ મળે.

**તક્ષક**—કન્યા રાશીના બ્રહસ્પતિ હોય તે વર્ષમાં તક્ષક મેઘ કહેવાય તે વર્ષનું નામ ભાદ્રવર્ષ છે. તક્ષક મેઘ છે. આ વર્ષમાં સુકાળ રહે. તેમાં ચણા, જવ, સરસવ, કપાસને મહાકામણમાં સંગ્રહ કરવો. છ માસ સંગ્રહ કરી વેચવાથી બમણો લાભ થાય. ઘઉં, મગ, સાકર, કપાસ, રેશમ, સુતરનો સંગ્રહ કરવાથી લાભ મળે. સોનુ, સીસુ, મજીઠ, કંકુ, હીંગ, સુંઠ, મરી, જાયફળ, કંકોલ, અને અગરનો સંગ્રહ કરવાથી લાભ થાય.

વિકર્તા—તુલા રાશીના બ્રહસ્પતિ હોય તો આશ્વીન વર્ષના વિકર્તા મેઘ કહેવાય. તેમાં સર્વ ધાન્ય સસ્તુ થાય, સુકાળ રહે. તેમાં તાંબા પીતળનાં વાસણોનો સંગ્રહ કરવો. કપાસ, ગોળ, હીંગ, મરી, સુંઠ, કંકુ, જાયફળ. કપુર, રેશમ, સુતર એનો ચાર માસ સંગ્રહ કરી વેચવાથી બમણો લાભ મળે.

શાબુંદ—વૃશ્ચિક રાશીનો બ્રહસ્પતિ હોય તો સારગુદ નામનો મેઘ ગણાય. વર્ષ કાર્તીક કહેવાય. આ વર્ષમાં પૃથ્વી ઉપર કેટલીક જગ્યાએ વૃષ્ટિ થાય અને કેટલીક જગ્યાએ ના પણ થાય. અને તેથી કાળ પડે છે. સર્પ અને દાઢવાળાં પ્રાણીઓનો વધારો થાય. પાપબુદ્ધિવાળાં માણસો વધે. રાજા ચોર બને. લોકો દેવને માને નહિ. ભેંસ, બળદ, બકરી, ઘઉં, ચણા તુવેરનો પાંચ માસ સંગ્રહ કરી શ્રાવણમાં વેચવાથી બમણો લાભ થાય. તાંબુ, સીસુ, લોહુ, હળદર, વજ, ઉપલેટ, દ્રાક્ષ, ઇલાયચી, લવીંગ એને ચાર મહિના સંગ્રહ કરી વેચવાથી ત્રણ ઘણો લાભ થાય.

**હેમમાલી**—ધનરાશીના બ્રહસ્પતી હોય તો હેમમાલી મેઘ કહેવાય. વર્ષનો રાજા માગશર થાય. આ વર્ષમાં સારો વરસાદ થાય અને અનાજ પુરતું પાકે. દરેક વસ્તુ સોંઘી થાય. વર્ષાદ વખતે ગોળ, તેલ, મીઠું ઘી, ચોપગાં જનાવરો મોંઘાં થાય છે. તેને સાત મહિના સંગ્રહ કરી વેચવાથી ૩ ઘણો લાભ મળે.

**જલેન્દ્ર**—મકરના બ્રહસ્પતી થાય તો જલેન્દ્ર મેઘ કહેવાય છે. તેનું પોષ વર્ષ અને તેજ રાજા છે. આ વર્ષમાં ચોપગાં જનાવરોનો નાશ થાય. ભયંકર લડાઇઓ થાય. રાજા અંદરે અંદર લડે. વરસાદ કેટલીક જગ્યાએ વરસતો નથી. તેથી વિસ્મયકારક કાળ પડે છે. પાપી લોકો વધે ને ઠેકઠેકાણે હાહાકાર વર્તાય. ત્રણ મહિના મોંઘવારી રહે પછી સુકાળ જણાય. ધાન્ય મોંઘુ વેચાય.

વજ્રદંષ્ટ્ર—કુંભના બ્રહસ્પતી થાય તે વર્ષે વજ્રદંષ્ટ્ર મેઘ કહેવાય, માઘ સંવત્સરનો રાજા થાય. આ વર્ષે વરસાદ ઘણો વરસે સર્વ સ્થળે સુખી જણાય. ખેતી સારી થાય. દેવ બ્રાહ્મણો પુંજાય, રંગની વસ્તુઓ મજીઠ, લોઢું મોંઘું થાય. અજીર્ણ, કબજીયાત અને કોલેરાનો રોગ ચાલે. અનાજ સંપૂર્ણ પાકે, મોંઘવારી થતી નથી. કપાસનો ત્રણ માસ સુધી અને ચૈત્ર વૈશાકમાં ઘઉં અને જુવારનો સંગ્રહ કરવાથી, ચણા, તુવેર, મજીઠ, મગનો સંગ્રહ કરવાથી, જીરૂ, સરસવ, વજ, હરડે, સાકરનો ત્રણ માસ સંગ્રહ કરવાથી બમણો લાભ થાય.

વિષવિપ્ર—મીન રાશીના બ્રહસ્પતી થવાથી વિષવિપ્ર મેઘ ફાગણ સંવત્સરમાં રાજા બને છે. આ વર્ષમાં કેટલીક જગાએ વર્ષાદ થાય અને કેટલીક જગાએ વર્ષાદ થાય નહિ. આ વર્ષમાં ધાન્ય મોંઘું થાય, મનુષ્યો વ્યાધિથી પીડાય. પૂર્વમાં સુકાળ રહે અને દક્ષિણમાં મોંઘવારી થાય. ઉત્તર દિશાની મધ્યમાં સુકાળ રહે. પરધન હરણ થાય. છ માસ જરૂર મોંઘવારી રહે. તે વખતે કપાસ, હીંગ, મરી કંકુનો સંગ્રહ કરી પાંચ માસ પછી વેચવાથી ત્રણ ગણો લાભ થાય.

---

## ધાન્યના અધિપતિનું ફળ.

સુર્ય—ધાન્યનો અધિપતિ હોય તો ધાન્ય નાશ પામે; અનાજ મોંઘું થાય, રાજા ચોર બને, યુદ્ધ થાય.

ચંદ્ર—હોય તો શીતળતા વધુ થાય; વરસાદ ઘણો અને સારો થાય.

મંગળ—હોય તો વરસાદ વરસે નહિ; અનાજ મોંઘું થાય. ચોર ઘણા થાય.

બુધ હોય તો વરસાદ ઘણો વરસે, અનાજ સોંઘું થાય, ચોર નાશ થાય ધનધાન્ય ભરપુર રહે.

ગુરૂ હોય તો પૃથ્વી બીજાળી થાય. સાપ અને રાજા વ્યાધિવાળા રહે.

શુક્ર સ્વામી થાય તો માણસો ચોર થાય. ધાન્ય સોંઘું થાય. વરસાદ વરસે.

શની સ્વામી થાય તો વ્યવહારનો વિનાશ થાય. રાજા દુષ્ટ થાય.

### દરેક રાશીમાં રહેતા શનીનું ફળ.

શની મેશ રાશીમાં હોય તો ચાર મહિના વરસાદ થાય. સુકાળ રહે, મનુષ્યો પીડાય, સ્ત્રીઓ છોકરાંને ત્યજી દે. ધન ધાન્ય વધે. ઉપદ્રવ જવર જમના કિનારે ચાલુ રહે. પૂર્વ દેશમાં પીડા થાય, નર્મદા કિનારે દુકાળ પડે, સાકર, રસ, તેલ, કપાસ, મોંઘાં થાય, શની પૂર્વથી પશ્ચિમમાં જતાં યમ માર્ગે જવા જેટલી પીડા અને ભય થાય.

શની વૃષભ રાશીમાં હોય તો ગોદાવરી તટે ગાય ભેંસોનો નાશ થાય, પૃથ્વી શુન્ય થાય. મહાજનો વિનાશ પામે, અન્ન માટી જેવું બને, સોનું તાંબુ રૂપુ અને રસ મોંઘાં થાય, તેનો સંગ્રહ કરવાથી ત્રણુ ઘણા ભાવ આવે. શની મિથુન રાશીમાં હોય તો ગોદાવરી તટે યુદ્ધ થાય. હાહાકાર થાય, છત્રનાશ થાય, પાપવધે, કલેશ વધે, અનાજ મોંઘું થાય, મનુષ્યો પીડાય, પૂર્વ અને મધ્ય દેશમાં રસ અને સુતરની સુતરની મોંઘવારી થાય. ધાતુ દુર્લભ થાય. ધાતુ દુર્લભ થાય. ચૌદ મહિના યુદ્ધ થાય. કર્ક રાશીમાં શની હોય તો વંગ દેશમાં યુદ્ધ થાય, બીજે શેષ પીડા રહે, કલેશ થાય, શોક વધે, દેશો નાશ થાય, યુદ્ધ થાય, કપાસની મોંઘવારી થાય, અગીઆર માસ પછી ભાવ સરખા થાય. જેઠ માસમાં અંધકાર અને ગર્જના કરતો વરસાદ વરસે.

સિંહનો શની હોય તો ચોર વધે, કનોજમાં યુદ્ધ થાય, મહાજનો નાશ પામે. અનાજ મોંઘું થાય, હાહાકાર થાય, ત્રણે લોક પીડાય, ઘી, દૂધ અને રસ, સાકર મોંઘાં થાય.

કન્યાના શની થાય તો યુદ્ધ થાય, પશુનો નાશ થાય. મોંઘવારી થાય, મીઠું, કપાસ, તલ નાશ પામે.

તુલાના શની થતાં ઉત્તર દિશામાં કાળ, પૃથ્વીમાં હાહાકાર થાય, મ્લેચ્છો નાશ થાય, ઉપદ્રવ વધે, કપાસ, રસ; મીઠું; તેલ મોંઘાં થાય, કાળ પડે.

વૃશ્ચિકના શની થાય તો કુરુક્ષેત્ર તરફ યુદ્ધ થાય; વક્ષો કાઢીથી કપાય; નવાં પણ થાય; સોનું, રૂપું, તાંબુ વધુ વેચાય, પૂર્વ દિશામાં પીડા થાય; પક્ષી વધે.

રાશીઓનો સ્વામી થાય તો ધન સંગ્રહ કરવો. કારણ તીડ આવે, ઉંદરો અનાજ ખાઇ જાય.

ધનનો શની થતાં પશ્ચિમમાં પીડા. સુકાળ રહે, મનુષ્યો આરોગ્ય રહી લાભ મેળવે.

મકરનો શની થતાં નર્મદા કિનારે દુકાળ પડે, વિંધ્યાચળમાં દુકાળ પડે, રોગ ચાલે, મજીઠ, ચંદન, દ્રાક્ષ, કપાસ મોંઘાં થાય.

કુંભનો શની થાય તો ગામતી કિનારે દુકાળ. સંતાપ થાય. પશ્ચિમમાં યુદ્ધ થાય, મહાજનોનો વિનાશ થાય. ગાય ભેંસોનો નાશ થાય.

મીનનો શની થતા દુકાળનો સંભવ, વ્યાધિ ચાલે, અનાજ મોઘું થાય, પશુ નાશ પામે ધાતુ માટી તુલ્ય થાય.

## ૨૭ નક્ષત્રોમાં શની રહે તેનું ફળ.

અશ્વિની નક્ષત્રનો શની આવે તો કાળ પડે, મનુષ્યો રોગી થાય, પશુ મોઘાં થાય.

ભરણી-માં શની હોય તો લવાર, કુંભાર પીડા પામે..

કૃતિકામાં આવે તો વરસાદ ન થાય ધન ધાન્ય મોંઘાં થાય.

રોહિણિમાં આવે તો અનાજ ઉત્પન્ન થાય શ્રાવણમાં વરસાદ ન થવાથી દેશે નાશ થાય.

મૃગશરમાં શની આવે તો. વરસાદ ઘણો થાય. ચોપગાં જનાવરોનો નાશ થાય, સંપૂર્ણ અનાજ પાકે.

આર્દ્રામાં આવે તો સુકાળ; અનાજ સારૂં પાકે. દેશ સ્વસ્થ રહે.

પુનર્વસુમાં આવે તો કોદરા, તુવેર, અળશી, બંટી વધુ પાકે, અનાજ મોંઘુ થાય.

પુષ્યમાં આવે તો અડદ ઘણા પાકે, વરસાદ થોડો થાય, મોંઘવારી રહે.

અશ્લેષા—માં શની હોય તો વરસાદ ન થાય. અનાજ પાકે પ્રજા સુખી થાય.

મઘામાં હોય તો વરસાદ ન થાય. રસો મોંઘા થાય. ભાદરવામાં વરસાદ ન થાય.

પુર્વાફાલ્ગુનીમાં શની હોય તો ચણા, મગ, અડદ, જવ, ઘઉં પાકે.

ઉત્તરા ફાલ્ગુણીમાં હોય તો પશુ નાશ. ૭ માસ સુધી અનાજ મોંઘું રહે.

હસ્તનો હોય તો વરસાદ થોડો પ્રજાનો નાશ.

ચિત્રાનો હોય તો દેશો નાશ થાય. દૂધ દેનારી ગાયો ઘણી થાય ઘણો વરસાદ થાય.

સ્વાતિ નો હોય તો સુકાળ, મનુષ્યો ઘણાં મરે.

વિશાખા નો હોય તો પ્રથમ વરસાદ થાય. પછી ન આવે અનાજ ઘઉંનો નાશ થાય.

અનુરાધા નો હોય તો ચંદન, કંકુ, કપુર મોંઘાં થાય. છોડ-વાળી વસ્તુ મોંઘી થાય.

જેષ્ઠાનો હોય તો અનાજનો નાશ થાય. ચોર પીડા રહે.

મૂળનો હોય તો વરસાદ મધ્યમ—પ્રજા. ઢોરને પીડા રહે.

પૂર્વાઉત્તરાષાઢા નો હોય તો—રોગ ચાલે.

શ્રવણ નો હોય તો વરસાદ મધ્યમ, ધાન્ય સમભાવે રહે, પશુને રોગ થાય.

ધનિષ્ઠા નો હોય તો ગાય બ્રાહ્મણને પીડા રહે.

શતભિષા નો હોય તો પશુને કષ્ટ, વરસાદ થોડો, અનાજ થોડું પાકે.

પૂર્વાભાદ્રપદ માં હોય તો અનાજ મોંઘું અને વર્ષાદ થોડો થાય.

ઉત્તરાભાદ્રપદ માં હોય તો, રાજપીડા, થોડો વર્ષાદ થાય. અનાજ થોડું પાકે.

રેવતી માં હોય તો વરસાદ ન વરસે, હાહાકાર વર્તાય. ત્યારે સોનું, રૂપું વેચી ધાન્ય ખરીદવું જેથી વધુ લાભ થાય. મધ્ય દેશમાં સુકાળ રહે.

---

## ગ્રહોના ઉદયઅસ્તનું ફળ.

ચંદ્ર મેષ રાશીમાં ઉદય હોય તો ધાન્ય મોંઘાં થાય, વૃષભ-માં ઉદય હોય તો તલ, અડદ મોંઘાં મળે, મીથુનમાં ઉદય થાય તો શુભ, કર્કમાં ઉદય થાય તો વર્ષાદ ન થાય, સિંહમાં ઉદય થાય તો ચોપગાં જાનવરનો નાશ થાય. કન્યામાં ઉદય થાય તો ગૌ બ્રાહ્મ-ણને પીડા. તુલામાં ઉદય થાય તો રૂ અને વાસણો મોંઘાં થાય, વૃશ્ચિકમાં ઉદય થાય તો સર્વ ધાન્ય ઘઉં પાકે, ધનમાં ઉદય થાય તો સુકાળ, સર્વ અનાજ પાકે, કુંભમાં ઉદય પામે તો કઠોળ અને અડદનો નાશ, મીનમાં ઉદય પામે તો સુકાળ. સંપૂર્ણ અનાજ પાકે

શુક્ર, કાર્તક માગશરમાં ઉદય થાય તો શુભ, પોષમહામાં હોય તો છત્ર ભંગ થાય, ફાગણમાં ઉદય થાય તો વર્ષાદ થાય, ચૈત્રમાં થાય તો વસ્ત્ર સંપત્તી વધે, વૈશાકમાં થાય તો રાજામાં વિગ્રહ થાય, જેઠમાં થાય તો વર્ષાદ થાય, અશાડમાં થાય તો જળ મળવું દુર્લભ, શ્રાવણમાં થાય તો પશુ પીડા અને ભાદરવામાં ઉદય થાય તો ધાન્યની સમૃદ્ધિ વધે અને આશોમાં ઉદય થાય તો સવ સંપત્તિ વધે.

બુધ અશાડ શુદમાં ઉદય થાય તો અન્ન ઘણું પાકે.

શુક્ર જો મેષ રાશીમાં અસ્ત થાય તો રસ, ધાન્યનો નાશ થાય, પશુને પીડા થાય, મીથુનમાં થાય તો વરસાદ થાય. કર્કમાં અસ્ત થાય તો પીડા, સિંહમાં થાય તો પશુને અનાજનો નાશ, કન્યામાં અસ્ત થાય તો વણીક-વૈશ્ય પીડા પામે. તુલામાં થાય તો રાજા પીડાય, વૃશ્ચિકમાં અસ્ત થાય તો કાળ પડે, ધનમાં થાય તો અનાજનો કાળ પડે, મકરમાં થાય તો ધાન્યનો નાશ થાય, કુંભમાં થાય તો બ્રાહ્મણોને પીડા થાય, મીનમાં થાય તો સુકાળ અને ઘણો ઘણો વરસાદ થાય, આરોગ્ય રહે. ભાદરવા માસમાં શુક્ર અસ્ત થાય તો અન્ન ઘણું પાકે.

શની જો મેષ રાશીમાં અસ્ત થાય તો સંપૂર્ણ ધાન્ય પાકે વૃષભમાં અસ્ત થાય તો પશુનો નાશ, મીથુનમાં થાય તો ઉત્તમ વરસાદ થાય, કર્કમાં થાય તો વણીકને પીડા, ધાન્ય મોંઘું થાય, સિંહમાં પશુને પીડા, કન્યામાં થાય તો ધાન્યનો કાળ, પ્રજા પીડાય, તુલામાં થાય તો ધાન્યની વૃદ્ધિ થાય, મનુષ્યો સુખી થાય, વૃશ્ચિકમાં થાય તો ધાન્ય નાશ થાય, થોડો વરસાદ પડે, ધનમાં થાય તો અન્ન દુર્લભ પાકે. મકરમાં થાય તો પશુની પીડા, રસ, ધાન્ય મોંઘાં થાય, મનુષ્ય પીડાય, કુંભમાં થાય તો પશુ નાશ, મીનમાં થાય તો દુકાળ પડે.

## વક્રગતિવાળા ગ્રહનું ફળ.

સૂર્ય અને મંગળ એક નક્ષત્રમાં આવે અને એક રાશીમાં શની, ગુરૂ આવે તો સૂર્ય, મંગળ વક્રીભાવી થાય. તેથી વ્યાધિ દુકાળ પડે, ચોર વધે, પ્રજા પીડાય.

રાહુ, શની એક રાશીમાં હોય તો કર્તરી યોગ થાય છે. તો અથવા રાહુ શની સાતમે હોય તો મહામારીનો ભય યુદ્ધ થાય.

શની, ગુરુ, મંગળ વક્રી હોય અને એકમાર્ગમાં હોય તો રુધિર માંસનું કીચડ થાય.

શની મૂળ નક્ષત્રમાં હોય તો વરસાદ ન થાય, મોટો કાળ પડે, પ્રજા વ્યાધિથી પીડાય, સર્વ જીવ નાશ પામે. ઉપદ્રવ વધે.

સુર્ય મૃગશીરમાં હોય અને તેમાં ગુરૂ પણ હોય અને મંગળ વૃષભમાં હોય તો અન્ન દુર્લભ થાય.

ગુરુનો ઉદય મૂળ, મઘા, રોહિણી રેવતી નક્ષત્રોમાં હોય અને તેમાં શની પડે તો દુકાળ પડે. ધરતીકંપ થાય, જળનાં બિંદુ પડે.

પરીધ, ધુમ્રકેતુ, માર્જની દેખાય તો અતિ ભય થાય જો કોઇ મહિનાની પુનમે ધરતીકંપ થાય, ચંદ્ર સુર્યમાં ઉલ્કા, તારા, વજ્રપાત કે પરીધ દેખાય, ધુમ્રકેતુ મેઘધનુષ્યનો ઉદય થાય, ગ્રહણ હોય તો બધી વસ્તુ મોંઘી થાય. તેથી જો અનાજ સંઘરે તો બમણો લાભ થાય.

ચોમાસામાં જે સ્થળે નક્ષત્રો ખરે, વીજળી ચમકે ત્યાં થોડો વરસાદ થાય.

મંગળ ચંદ્ર અને ગુરૂ એક રાશીમો આવે તો સત્યયુગ જેવું જાણવું.

શુભ ગ્રહ અતિચાર પામે ક્રૂર ગ્રહ સ્થિત થાય તો કાળ પડે દેશ નાશ થાય, મહામારી ચાલે.

વૈશાકમાં વરસાદ જલદી પડે, પાન ચાલે કે ન ચાલે, ગરમી કરે કે ન કરે, વરસાદ અતિ વરસે કે ન વરસે એ સારા ગ્રહના અતિચારનું ફળ સમજવું.

સૂર્ય, મંગળ, શનીની પૂર્ણ દૃષ્ટિથી દેખાય તો વિરાટ દેશમાં વરસાદ ન થાય. રસ ધાન્યનો ક્ષય થાય યુદ્ધ થાય.

જો સૂર્ય અને શની વૃષભ રાશીમાં હોય તો રાજાઓ મૃત્યુ પામે. અનાજ મોંઘુ થાય, કપાસ મોંઘો થાય, અગ્નિદાહ થાય.

શની મંગળ જો કન્યા, મીન, વૃશ્ચિક સિંહ, ધન, વૃષભ, અને મિથુનમાં વક્ર થાય તો ક્રોધી રાજાથી પૃથ્વી પીડાય લડાઇ થાય કાળ પડે, ખેતી નાશ પામે, ઘણાં મરણ પામે, કંપ થાય.

શની મીન રાશીમાં જાય તો ચક્રની માફક જગતને ભમાવે. સૂર્ય, મંગળ ને શની એક જગામાં આવે તો કલીંગ દેશમાં રાજય થાય. કાળ પડે, દેશ નાશ થાય, ભયંકર સમય જાણવો, અગ્નિનો ભય જાણવો.

સ્વાતીમાં જો જળ પૃથ્વી ઉપર પડે તો રસ ને ધાન્યનો નાશ થાય.

શુક્ર, શની અને સુર્ય મેષમાં આવે તો સોનું, જવ, ઘઉં કોદરા કાંગ, ધાન્ય, દહીં, દુધ, મોંઘાં થાય.

ગુરૂ મંગળનો સંયોગ હોય અને તે મિથુનમાં આવે તો રાજા પ્રજાનો નાશ થાય.

શુક્ર, મંગળ, શની કર્કમાં આવે તો વિરાટ અને લાટ દેશમાં નાશ થાય.

બુધ, શુક્ર, મંગળ, સુર્ય, ગુરૂ, શની એ જો વક્રી થાય તો મહા ભય જાણવો. અત્યંત પીડા, અન્ન ન પાકે, મનુષ્યને પશુ નાશ પામે, વરસાદ ન થાય, ચોર અગ્નિનો ભય.

સુર્યથી શની સુધી બધા ગ્રહ સ્થિત થઇ એક રાશીમાં આવે તો ગોલક યોગ થાય. તેથી પૃથ્વીમાં પીડા વધે, ભય થાય, મહા મારી મારે, ભયંકર દુકાળ થાય. અગ્નિ ભય, પ્રજાને પશુ પીડાય. અતિ વૃષ્ટિ કે અનાવૃષ્ટિ હોય, ઉંદર, કીડી, પીડાય. આ વખતે અકાલે વૃક્ષોમાં ફળ ફુલ આવે, ભયંકર કાળ પડે. પૃથ્વી ઉપર દુકાળ પડે. ધરતીકંપ થાય, ધુળ ઘણી ઉડે, દેશ નાશ થાય.

શુક્ર ગુરૂ ને બુધનો અતિચાર થતા પારસી સેના ચડી આવે. દુકાળ પડે.

મંગળ ને શની વક્ર થવાથી રોગ થાય.

---

## સંક્રાંતિમાં ચંદ્રનો સંયોગ થવાથી અનાજના ભાવ વધગટ થવાનુ ફળ.

મેષના સુર્ય અને તુલાના ચંદ્ર થાય તો વરસાદ થોડો પડે અનાજ મોંઘાં થાય.

વૃષભનો સુર્ય હોય અને વૃશ્ચિકનો ચંદ્ર થાય તો અનાજ સંગ્રહ કરવો બે માસ પછી બમણો લાભ થાય. ત્રણ માહના રાખે તો ખોટ જાય.

મિથુનના સુર્ય હોય અને ધનના ચંદ્ર થાય તો સંપુર્ણ અનાજનો સંગ્રહ કરવો, એક માસ પછી બમણો લાભ થાય.

કર્કના સુર્ય અને સિંહના ચંદ્ર થાય તો અનાજ સંઘરવું. ૭ માસે બેવડો લાભ થાય.

સિંહના સૂર્ય અને કુંભના ચંદ્ર હોય તો પાંચ માસ અનાજ સંગ્રહ કરી રાખવાથી બમણો લાભ થાય. છઠે માસે લાભ ન મળે.

કન્યાના સૂર્ય અને મીનના ચંદ્ર હોય તો ચાર માસ અનાજ સંગ્રહ કરવાથી બમણો લાભ થાય. પાંચમા માસે ખોટ જાય.

તુલાના સૂર્ય હોય અને મેષના ચંદ્ર હોય તો ત્રણ માસ અનાજ સંગ્રહ કરવાથી ત્રણ ઘણો લાભ થાય.

વૃશ્ચિકના સૂર્ય હોય અને વૃષભના ચંદ્ર હોય તો ધાન્યનો સંગ્રહ કરવાથી બીજે મહિને બમણો લાભ મળે.

ધનના સૂર્ય હોય અને મકરના ચંદ્ર હોય તો ધાન્ય એકમાસ સંગ્રહ કરવાથી તો બમણો લાભ મળે.

મકરના સૂર્ય હોય અને કર્કના ચંદ્ર હોય તો છ માસ અનાજ સંગ્રહ કરવાથી ત્રણ ગણો લાભ થાય.

કુંભના સૂર્ય હોય અને સિંહનો ચંદ્ર થાય તો પાંચ માસ અનાજ સંગ્રહ કરી રાખવાથી બમણો લાભ થાય.

મીનના સૂર્ય અને કન્યાના ચદ્ર હોય તે વખતે ધાન્ય સંગ્રહ કરવાથી ચાર માસમાં લાભ થાય. પાંચમે માસે ખોટ જાય.

કાર્તક કે માગશરની સંક્રાંતના દિવસે વરસાદ પડે તો અનાજ મધ્યમ પાકે. પોષની સંક્રાંતિમાં વરસાદ પડે તો સુકાળ જાણવો

સારા સ્થાનમાં મંગળ આવે તે વખતે સંક્રાંતી થાય તો મૂલ્ય વધે.

---

## વર્ષાદના માસ વાર વિચાર.

### કાર્ત્તક માસનો વિચાર

કાર્ત્તક માસમાં પૃથ્વી પુષ્પવતી હોય છે. કાર્તક સુદ ૧૨ની રાત્રે આકાશ નિર્મળ જણાય તો પૃથ્વીનો ગર્ભ બંધાય છે.

કાર્તકી પુનમે કૃતિકા નક્ષત્ર હોય તો સર્વ ધાન્ય પાકે. ચારે મહિના વરસાદ વરસે, સુકાળ ગણાય, અનાજ પાકે તેમાં ભરણી મળેલી હોય તો ઘણો રોગ થાય. ભરણિ હોય તો વર્ષા થાય, દેશ નાશ થાય, વર્ષાદ કોઇ સ્થળે થાય અને કેટલાક સ્થળે ન થાય, રોહીણી હોય તો સંતાપ થાય. દુકાળ પડે, દુઃખ થાય, ઉત્પાત થાય, રાજાઓમાં યુદ્ધ થાય. તે દિવસે રોહીણિ હોય તો માનવ

તથા પશુ નાશ પામે, જો અશ્વિની હોય તો વરસાદ મધ્યમ થાય, અનાજ મધ્યમ પાકે.

કાર્તક—માગશરની સંક્રાંતીના દિવસે વરસાદ પડે તો અનાજ મધ્યમ થાય. કાર્તકમાં ગર્ભ બંધાય તો ચારે માસ સુધી સુકાળ થાય, ખેતી વધે, કાર્તકમાં મેઘ ગાજવા ઉપરથી ચાર મહિના વરસાદ થાય છે.

કાર્તકમાં ચન્દ્ર ગ્રહણ હોય તો તારા પડે, ઉલ્કાપાત થાય તો યત્નવડે લોકોએ ધાન્યનો સંગ્રહ કરવો, જેથી પાંચ માસમાં બમણો લાભ થાય.

કારતક સુદ પડવાને દિવસ બુધવાર હોય તો તે વરસ કરકરૂ આવે, કારતક સુદ પાંચમે રવીવાર હોયતો મારવાડમાં મરકી થાય. દક્ષિણમાં ઉત્પાત થાય. ગુજરાત બળભળી ઉઠે અને પૂર્વે વિગ્રહ થાય અને દુકાળ પડે માટે દાણા સંગરવા.

કારતક સુદ ૧૨, માગશર સુદ ૧૦, પોસ સુદ પાંચમ ને રવીવાર અને મહા સુદ સાતમે વરસાદ ગાજે તો ચારે માસ વરસાદ પડે.

કારતક સુદ ૧૧ ના રોજ વાદળાં હોય અને વીજળી થાય તો અશાડ મહિનામાં જરૂર વરસાદ થાય.

કારતક સુદ ૧૫ ના રોજ કૃત્તિકા નક્ષત્ર હોય અને તેમાં વાદળાં અને વીજળી થાય તો તે વરસમાં ભારે વરસાદ થાય.

કારતક સુદ ૧૫ ના રોજ અશ્વનિ નક્ષત્ર હોય તો ચાર માસ સુકાળ, ભરણી નક્ષત્ર હોય તો ચાર માસ દુકાળ, કૃતિકા નક્ષત્ર હોય તો રસ કસ ઓછાં થાય, અને રોહિણી નક્ષત્ર પુરૂ હોય તો સુકાળ જાણવો.

કારતક માસની અમાસના રોજ, રવી, શની કે મંગળવાર હોય સ્વાતિ કે આયુષ્ય યોગ હોય તો કાળ પડે.

કારતક શુદ બારસે માવઠું થાય તો અશાડ માસમાં વરસાદ પડે અને બીજા મહીનામાં પણ વરસાદ થાય.

## માગસર માસનું ફળ.

માગસર વદ આઠમે માવઠું થાય તો શ્રાવણમાં વરસાદ થાય.

પોષ વદ દશમે માવઠું થાય તો શ્રાવણ વદ દશમે વરસાદ થાય.

માગશર માસમાં જેષ્ટા અથવા મૂળ નક્ષત્ર હોય તે દિવસે બહુ તાપ પડે તો અન્ન બહુ પાકે.

માગશર માસની આઠમના રોજ વરસાદ પડે અને વીજળી થાય તો શ્રાવણ માસમાં સારો વરસાદ થાય.

માગશર આદિ પાંચ માસમાં પ્રથમ પખવાડીયામાં તિથીનો ક્ષય હોય તો દેશનો નાશ થાય, દુકાળ પડે, રાજાનો વિગ્રહ થાય.

માગશરમાં સાતમ અને નોમના દિવસે ઇશાનમાં મેઘ મંડળ જણાય, પવન ચાલે તો વરસાદ થોડો વરસે.

માગશર વદ ચોથે વીજળી સાથે વરસાદ વરસે તો પૃથ્વી જળથી પરિપૂર્ણ થાય. સુકાળ પડે. જો તે યોગ રાત્રે બને તો દિવસે અને દિવસે દેખાય તો રાત્રે વરસાદ થાય.

ચોથ, પાંચમ, છઠ, અશ્લેષા, તથા મઘામાં વીજળી સાથે વરસાદ બધી દિશામાં પડે તો સુકાળ જાણવો, ખેતીની પેદાશ સારી થાય. ઘણું અનાજ પાકે.

## પોષ માસનું ફળ.

પોષ શુદ પાંચમ શતતારા નક્ષત્ર હોય અને સર્વે દિશામાંથી વાયુ વાયતો દુકાળ પડે.

પોષ સુદ સાતમ. આઠમ અને નોમના રોજ ટાઢ ઘણી પડે તો વરસાદ સારો થાય.

પોષ માસની સાતમે વાદળાં હોય તો આર્દ્રામાં વરસાદ પુષ્કળ થાય.

પોષ વદ સાતમના રોજ વાદળાંમાં વીજળી થાય તો શ્રાવણ સુદ પુનમના રોજ જરૂર વરસાદ થાય.

પોષ વદ આઠમના રોજ વાદળાં હોય તો સર્વ દેશમાં સુકાળ પડે.

પોષ વદ દશમના રોજ વીજળી થાય તો ભાદરવામાં વરસાદ થાય.

પોષ, ભાદરવો, મહા એ માસમાં અજવાળીયામાં તીથીનો ક્ષય હોય તો જેટલી સંખ્યાનું તે પખવાડીયું હોય તેટલા દેશમાં વિગ્રહ થાય.

પોષ સુદ ચોથે વરસાદ અને વીજળી થાય તો ઉત્તમ. માછલી, ઈંદ્રધનુષ્ય જણાય તો શ્રેષ્ટ. પોષવદમાં તેમ આસડમાં મચ્છ હોય, ઇન્દ્રધનુષ હોય તો શુભ.

પોષ સુદમાં શતતારા નક્ષત્ર હોય અને તેમાં વીજળી તથા વરસાદ થાય, પોષ સુદ પાંચમને પૂર્વા ભાદ્રપદ નક્ષત્ર હોય તો અન્ન હવાથી, વીજળીના મેઘથી ગર્ભ બંધાય છે તો અસાડ વદ ચોથને રોજ જરૂર વરસાદ પડે સાત રાત્રી વરસાદ થાય.

ધનના સૂર્ય હોય તો મૂળ આદિમાં મેઘ ગર્ભ ધરે તેથી ૨૫ દિવસ વરસાદ પડે.

પોષ વદ ૭ હવાથી સંયુક્ત હોય તો અષાડમાં વરસાદ થાય, વદ તેરસ, ચૌદસ અને અમાસે વીજળીને મેઘનો સંયોગ થાય તો શ્રાવણની પુનમે ૩ રાત્રી વરસાદ થાય.

પોષમાં પુષ્ય નક્ષત્રને પુનમ હોય અને વરસાદ થાય, શતભિષામાં આઠ પવનથી યુક્ત આકાશ મેઘવાળું હોય તો મધ્યાન્હે બે દિવસ વરસાદ થાય. જો શ્રાવણમાં પુષ્ય નક્ષત્ર અને અમાસને પૂર્વ દિવસે વરસાદ વરસે તો સંપૂર્ણ ધાન્ય પાકે.

પોષ માસમાં સાતમે રેવતી, આઠમે અશ્વની અને નોમે ભરણી નક્ષત્ર હોય ત્યારે પવન અને વીજળી જણાય તો હેમંતઋતુમાં વરસાદ થાય.

વળી સુદ અગીઆરસ કે પુનમે તે પ્રમાણે વરસે અને અસાડ વદ અમાસે ઘણું જળ જણાય અને વીજળી થાય તો તેનું મરજવું આયુનાશક સમજવું.

પોષની પુનમે ચંદ્ર વિચરેલો ઉત્તર દક્ષિણમાં વીજળી થાય, આકાશ વરસાદવાળુ હોય તો વરસાદ થાય.

પોષ વદ ૯ ના રોજ સ્વાતી નક્ષત્ર હોય અને તે સંયોગમાં વરસાદ થાય તો સુકાળ, આરોગ્ય રહે. મેઘ પૂર્વ તરફ હોય તો પૃથ્વી ઉપર વરસાદ પડે. આકાશ મેઘાચ્છાદિત હોય તો અલ્પ જળ પડે.

પોષ વદ સાતમે એ પ્રમાણે મેઘાચ્છાદિત હોય અને આઠમે શતભિષા નક્ષત્ર હોય તો દિવ્ય ગર્ભ થાય. અને શ્રાવણ સુદમાં સ્વાતી યુક્ત સાતમે જરૂર વરસાદ થાય, જો આઠમ, નોમ અને દસમે વરસાદ થાય તો એ નક્ષત્રના સંયોગે કરી શ્રાવણમાં વરસાદ થવા સંભવ છે. તેરસ, ચૌદશ, અમાસ, એ તિથીમાં વીજળી વરસાદ સાથે ત્રણ રાત્રી ગાજે તો વર્ષાદ થાય છે. શ્રાવણ સુદ ૧૫ અને શ્રવણમાં વરસે છે. જો વદ અમાસે વીજળી દેખાય, હીમ દેખાય,

આકાશ મેઘવાળુ હોય અને જો જળ હોય તો શ્રાવણ સુદ ૭ સ્વાતી સંયોગમાં વરસાદ થાય, સંપૂર્ણ અનાજ પાકે.

પોષ વદમાં આકાશ મેઘ રહિત હોય તો સહમયોગ થાય, તો શ્રાવણ સુદ ૧૫ મે વરસાદ થાય, સુકાળ થાય,

પોષ સુદ પુનમે ચંદ્ર ગ્રહણ હોય તો મોતી, કંકુ, શંખ ત્રણ માસ સંગ્રહ કરવાથી બેવડો નફો મળે.

પોષ વદ તેરસે કે ચૌદશે વાદળાં હોય તો શ્રાવણની પુનમ અને અમાસે અતિશય વરસાદ થાય.

પોષ માસની અમાસે મુળ હોય તો ચોમાસાના ચારે માસ વરસાદ થાય.

પોષ માસની અમાસને દિવસે, શનિ, રવી કે મંગળવાર હોય તો અન્ન ઘણું મોંઘુ થાય. તેથી અનાજ સંગ્રહ કરવાથી બમણો લાભ થાય.

પોષ માસની અમાસે સોમ, ગુરૂ કે શુક્ર હોય તો વરસ ઘણું સારૂં આવે, અને અમાસને રોજ રવીવાર હોય તો પૃથ્વિમાં અનર્થ થાય

ધનરાશીનો સુરજ હોય તે દિવસે મૃગાદિ નક્ષત્ર હોય તો સારો વરસાદ થાય.

## મહા માસનું ફળ.

મહા સુદ પડવાને દિવસે વાદળ અને વા હોય તો તેલ અને સરસવ મોંઘાં થાય.

મહા સુદ બીજને દિવસ વાદળ વીજળી થાય તો અન્ન મોંઘુ થાય.

મહા સુદ ત્રીજને દિવસે વાદળ વીજળી થાય તો ઘઉં જવ મોંઘા થાય.

મહા સુદ ચોથને દિવસે વાદળું તથા માવઠું થાય તો પાન અને શ્રીફળ મોંઘાં થાય.

મહા સુદ પાંચમે ઉત્તરમાં વાયુ વાય તો ભાદવામાં વરસાદ થાય નહિ.

મહા મહિનામાં ટાઢ ન પડે તો અન્ન મોંઘુ વેચાય.

મહા માસમાં પાંચ રવિવાર હોય તો કાળ પડે.

મહા સુદ છઠના રોજ સોમવાર હોય તો તેલ, ઘી સોંઘુ વેચાય નહિ.

મહા સુદ છઠને રોજ વરસાદ ગાજે નહિ તો કપાસ મોંઘો થાય.

મહા સુદ સાતમના રોજ વાદળ ન હોય અને સૂર્ય ચોથને દિવસે દેખાય તો વરસાદ થાય નહિ. અને વર્ષની સારી આશા રખાય નહિ. પણ મહા સુદ સાતમે વીજળી થાય તો ચારે માસ વરસાદ થાય. મહા સુદ સાતમે સોમવાર હોય તો કાળ પડે અને રાજમાં વિગ્રહ થાય.

મહા સુદ સાતમે વાદળાં ન હોય અને આઠમે વાદળાં હોય તો અશાડમાં વરસાદ થાય.

મહા શુદ સાતમે વાદળાં ન હોય અને દિવસે વાદળાં હોય જો સૂર્ય વાદળમાં ઢંકાયલો હોય તો રાજાનો ભય આવે.

મહા સુદ નોમને રોજ જો વાદળ ન હોય તો અશાડ સોધો એટલે વરસ સારૂં આવે અથવા નોમ ચોખ્ખી હોય તો ભાદરવામાં વરસાદ થાય.

મહા સુદ નોમને દિવસે બીલકુલ વાદળ ન હોય તો શ્રાવણ આખો વરસાદ પડે નહિ.

મહા સુદ નોમનો ચંદ્રમા મંડળસહીત જણાયતો અશાડમાં વરસાદ થાય.

મહા સુદ પુનમના રોજ ચંદ્ર ચોખો દેખાય તો કાળ પડે.

મહા સુદ પુનમના રોજ વાદળ બહુ વખત હોય તો ચોમાસાના ચાર માસ એક પછી એક મોંઘા થાય.

મહા વદ સાતમે વીજળી તથા વરસાદ થાય તો ચારે માસ વરસાદ વરસે.

મહા વદ નોમને રોજ મૂળ નક્ષત્ર અને રવીવાર હોય તો ભાદરવા માસમાં રોજ વરસાદ પડે.

મહા વદ અમાસના રોજ વાદળ હોય તો સારી રીતે અનાજ વેચાય એને ભાદરવાની પુનમે વરસાદ થાય.

મહા વદ અમાસને રોજ આઠ દિશાના વાયુ વાય તો અશાડમાં બહુ વરસાદ થાય.

મહા સુદ પડવાને દિવસે બુધવાર હોય તો ત્રણ માસ મોંઘવારી રહે અને વર્ષાદ ન થાય, અને તે દિવસથી મોંઘવારી રહે, રાજ્યમાં વિગ્રહ થાય.

દરેક માસના પડવાને દિવસે જો પ્રથમ બુધ હોય તો દુકાળ કરવા વાળો છે.

વદ અમાસે વરસાદ હોય તો આઠમ નોમે ઘણો વરસાદ પડે ભાદરવા સુદ પુનમે સારો વરસાદ થાય.

મહા સુદ પડવે પવન વિનાનો હોય તો તલ ખરીદવાથી લાભ થાય,

બીજને દિવસે આકાશમાં વાદળ હોય તો તે દેશમાં ધાન્ય મોંઘું થાય.

ત્રીજ વરસે નહિ પણ ગાજે તો ઘઉં જવ ખરીદવો ત્રણ માસે ત્રણ ઘણો થાય.

ચોથ વાદળાં વાળી હોય અને ચંદ્ર ન દેખાય તો પાન મોંઘાં થાય. પાંચમ મેઘરાળી હોય, ચંદ્ર ન દેખાય, અને જળ કે પવન વાળી હોય તો ભાદરવામાં વર્ષાદ ન થાય. છઠે વાદળાં હોય અને વરસાદ વરસે તો કપાસ સંગ્રહ કરવાથી વધુ લાભ થાય. સાતમે સોમવાર હોય અને વરસાદ ધારબંધ વરસે તો રાજાનો ઉપદ્રવ વધે સુદ ૭ ને સોમવાર હોય, વરસાદ ચઢે તો ભયંકર કાળ પડે. આઠમે સૂર્ય જણાય તો શ્રાવણમાં વરસે નહિ.

નોમે ચંદ્રમાનું મંડલ હોય તો અશાડમાં પ્રથમ વરસે. લોકોમાં ધાન્ય મોંઘું થાય.

મહા સુદ ૭ થી ત્રણ દિવસ વરસાદ ગાજે કે વરસે તો અશાડમાં સુકાળ થાય. મહા સુદ સાતમે રાત દિવસ આકાશમાં વરસાદ ઘેરાયલો હોય, અથવા શતભીષા નક્ષત્ર હોય અને વીજળી ઝબકે તો મહા સુકાળ જાણવો. સુદ સાતમે તો તે વર્ષમાં સુકાળ અને શુભ દેખાય. સુદ ૭ મે આકાશમાં વાદળાં ઘમઘોર જણાય તો દેશમાં વૃદ્ધિ સુકાળ થાય.

મહાવદ સાતમે સ્વાતી નક્ષત્રનો યોગ હોય તો વદમાં પવન ફુંકાય અને વરસાદ થાય.

મહા વદ ૯ ના રોજ મૂળ નક્ષત્ર હોય, મેઘ ધનુષ્ય, મચ્છ, વીજળી હોય, વરસાદ ઘેરાય તો ભાદરવાની નોમે વરસાદ થાય.

મહા વદ ૯–૧૦–૧૧ અથવા ૭–૧૩ અને ૧૪ ના રોજ પૂર્વ દિશામાં મેઘ જણાય તો ઘણાં જળવાળો વરસાદ અશાડમાં રત રાત્રી વરસે અમાસે રેવતી નક્ષત્ર હોય તો વરસાદ ઘણો થાય.

### ફાગણ માસનું ફળ.

ફાગણમાં અગિઆરસના રોજ શુક્ર અસ્ત થાય તો ૭ મહિનામાં અનેક પ્રકારે દુકાળ પડે.

ફાગણમાં શની સંક્રાંતિમાં વરસાદ થાય તો વીચીત્ર ખેતી થાય.

ફાગણ સુદ સાતમ કે પુનમે પવન વગરનો વરસાદ આકાશમાં હોય, તો સુભીક્ષ અને ક્ષેમ હોય. પૂર્વ અને ઉત્તરામાં પવન ચાલે તો ત્રીજને દિવસે વરસાદ સારો થાય. અને ભાદરવા વદ ૭ કે અમાસે સારો વરસાદ થાય.

ફાગણ વદ સાતમ અને આઠમ લઇ ત્રણ દિવસ સુધી જળનો યોગ જોવો. તે દિવસે જળયુક્ત પવન પ્રચંડ ફુંકાય તો આસોમાં એક માસ સુધી વરસાદ થાય. ફાગણની આઠમે વરસે તો સુકાળ અને ઉત્તમ ધાન્યની પેદાશ થાય.

ફાગણ વદ ૪ પવન સાથે વરસાદ દેખાય તો આસો સુદ ત્રીજે રાતદિવસ વરસાદ પડે. વદ ૯ આકાશ વાદળાંથી ઘેરાયલું હોય તો મૂળ નક્ષત્રયુક્ત આઠ પવન ઉપજે જેથી આસો વદ ૭ વરસાદ થાય.

ફાગણ શુદ પડવાને રોજ શતભિષા નક્ષત્ર હોય તો જરૂર કાળ પડે.

ફાગણ શુદ સાતમ, આઠમ અને નોમના રોજ વરસાદ ગાજે તો ભાદરવા વદ અમાસે વરસાદ વરસે.

ફાગણ સુદ પુનમ (હોળી) ના રોજ પશ્ચિમનો વાયુ વાય તો સારૂ વરસ આવે. પૂર્વનો વાય તો વરસ કંઇ ભીનું અને કંઇ કોરૂં જાય, દક્ષિણનો વાયુ વાય તો ધનનો નાશ થાય, અને ધાસ થાય નહિ, ઉત્તરનો બહુ વાયુ વાય તો તે ઘણો સારો વરસાદ પડે, અને ચારે તરફનો વાયુ વાય તો પ્રજાને દુઃખ પડે, જો વાયુ આકાશ તરફ વાય તો રણસંગ્રામ થાય.

ફાગણ વદ બીજના રોજ વાદળ અને વીજળી હોય તો શ્રાવણ અને ભાદરવો વરસાદ પડે.

ફાગણ વદ અમાસને મંગળવાર હોય તો પોષ માસથી દુકાળ પડે.

ફાગણ માસમાં શુક્રના ગ્રહનો અસ્ત હોય તો કણબી છાશ પીવે નહિ.

પોષ માસમાં પાંચ શનિવાર અને ફાગણમાં પાંચ મંગળવાર હોય તો જરૂર કાળ પડે.

ફાગણ માસમાં રેવતી નક્ષત્રમાં છાંટા થાય તો વરસાદની તાણ રહે, ભરણીમાં છાંટા થાય તો ધાસની તાણ રહે અશ્વની વરસે તો અનાજની તાણ રહે પણ કૃતિકામાં છાંટા થાય તો વરસાદ સારો જાણવો.

## ચૈત્ર માસનું ફળ.

ચૈત્ર સુદ પાંચમે મેઘ છાયો હોય તો શ્રાવણમાં બમણો લાભ થાય. સુદ પાંચમ વાયુ યુક્ત બધી દિશા નિર્મળ જણાય તો ઘણું મોંઘા હોય.

સુદ છઠે પવન ઉત્તર તરફ ચાલે તો વરસાદ ઘેરાયલો જણાય અને ભાદરવામાં ઘણો વરસે.

સુદ ૭ બધી દિશા પવનવાળી હોય, મેઘ ન જણાય તો કાર્તકમાં વરસાદ વરસે.

સુદ ૮ પવન ચાલે તો ભયંકર કાળ પડે, વર્ષાદ ન થાય, જો પવન દક્ષિણ તથા પશ્ચિમે બે દિવસ ચાલે તો અનાજ સારૂ પાકે નહિ. કાળ પડે.

સુદ ત્રીજ અને પાંચમે પવન પૂર્વ અને ઉત્તર તરફ ચાલે તો સંપૂર્ણ ધાન્ય ઉત્પન્ન થાય.

સુદ ૫–૭ અને ૧૩ વરસાદ થાય કે વીજળી સાથે વરસાદ ગજે તો ચોમાસામાં નક્કી કાળ પડે.

ચૈત્ર સુદ ૫–૭–૯ અને ૧૫ જળનો યોગ હોય છે. પાંચમે રોહીણી, સાતમે આર્દ્રા હોય, નોમે પુષ્ય હોય તો આ જળનો યોગ જાણવો. વીજળી સાથે વરસાદ નમે થાય તો સ્વાતી યોગ થાય. તેથી ગળીત ગર્ભવિધાન થાય. પુષ્યથી વધુ વૃષ્ટિ થાય બીજાં નક્ષત્રોથી વરસાદ થતો નથી.

ચૈત્ર શુદ નોમને રોજ વીજળી થાય તો કાળ પડે.

ચૈત્ર શુદ પુનમને રોજ વરસાદ ગાજે તો ચારે માસ કોરા જાય

ચૈત્ર શુદ પુનમને દિવસે બુધ, સોમ કે ગુરૂવાર હોય તો વરસ સારૂ આવે.

ચૈત્ર વદ અમાસ જેટલી ઘડી ટીપણામાં હોય તેટલા શેર અન્ન કારતકમાં વેચાય.

ચૈત્ર વદ અમાસને રોજ સૂર્ય આથમતો જાવો, જો ઉત્તર તરફ આથમે તો મધ્યમ કાળ અને દક્ષીણ તરફ આથમે તો દુકાળ પડે.

ફાગણની પાંચમ, ચૈત્રની ત્રીજ અને વૈસાકના પડવાને દિવસે જો વરસાદ ગાજે તો સવાગો લાભ થાય.

કૃતિકા અને આર્દ્રા નક્ષત્રમાં વરસાદ ન થાય તો કાળ પડે.

આર્દ્રા વરસે નહિ અને મૃગશિરમાં પવન ન હોય તો વરસાદ પડે નહિ.

મૃગશિર્ષ વાયુ વાય નહિ, રોહિણીએ તાપ ન પડે તો વરસ સારૂં આવે નહિ.

## વૈશાખનું ફળ.

વૈશાખ સુદ પડવાને રોજ વાદળ અને વીજળી થાય તો વરસ સારૂં આવે.

વૈશાક સુદ ત્રીજ ( અખાત્રીજ ) ને રોજ ગુરૂવાર અને રોહિણી નક્ષત્ર હોય તો અન્ન બહુ પાકે.

પોસ માસની અમાસે મૃગ નક્ષત્ર ન હોય, અખાત્રીને રોહિણી ન હોય. કારતક શુદ પુનમે કૃતિકા ન હોય તો મહા માસમાં ઉત્પાત થાય.

વરસાદ વૈશાકમાં ગર્જે અને જેઠમાં ગરમી જણાય તો શુભ છે વૈશાક સુદ પાંચમે આકાશ ઘેરાયલું કે ગર્જના કરે, વરસાદ વરસે, પવન પૂર્વ તરફ ચાલે તો સંપૂર્ણ ધાન્યનો સંગ્રહ કરવો કેમકે ભાદરવાના આરંભમાં મોંઘવારી થાય.

વૈશાક પડવે, સાતમે, આઠમ કે નોમે આકાશમાં વાદળાં ચઢી આવે તો વર્ષાદ થનો નથી અથવા મધ્યમ થાય છે.

આર્દ્રા, પુનર્વસુ, પુષ્ય, આશ્લેષા, મઘા એ પાંચ નક્ષત્રોમાં વરસાદ ગર્જીત થવાથી વરસાદ થોડો થાય.

સુદ સાતમે પૂર્વનો પવન ચાલે અને વરસાદ ચડ્યો હોય કે જળનાં બિન્દુ પડે તો અનાજ સંગ્રહ કરવાથી વધુ લાભ થાય. તે ભાદરવા મહિનામાં વેચી દેવું.

## જેઠ માસનું ફળ.

જેઠ સુદ પડવે જો રવીવાર હોય તો અગ્નિ લાવે, મંગળ હોય તો વ્યાધિ થાય, જળનો નાશ થાય, બુધ હોય તો કાળ પડે, ગુરૂ શુક્ર કે સોમ હોય તો પૃથ્વી જળથી પૂર્ણ થાય, ધન ધાન્ય સંપૂર્ણ પાકે, શની હોય તો જળ સુકાય, પ્રજા નાશ પામે, છત્ર ભંગ થાય.

જેઠમાં આર્દ્રા પહેલાંનાં નવ નક્ષત્રો જોવાં જો તે વાદળવાળાં હોય તો વરસાદ થાય, વાદળ ન હોય તો વર્ષાદ સદા થાય. જેઠ સુદ પડવે બુધ હોય અને અષાડમાં મૂળ નક્ષત્ર હોય તો ધરતી કંપ થાય. મેઘ નાશ પામે.

જેઠ સુદ પડવે સૂર્યાસ્ત હોય તો બીજને દિવસે ચંદ્ર જોવો,

જો ચંદ્રમા ઉત્તર તરફ ઉન્નત હોય તો સુકાળ થાય, પૂર્વ તરફ ઉન્નત હોય તો દુકાળ પડે,

જેઠ સુદ ૫ વરસાદ ગરજે અને દક્ષિણમાં પવન ફુંકાય અને વરસાદ ચડયો હોય તો સંપૂર્ણ અનાજ સંગ્રહવુ. આસોમાં તમણો ભાવ થાય.

જેઠ સુદ ૧૧ થી ચાર દિવસ પવન ઉત્તર તરફ ચાલે તે ચાર માસ વરસાદ થાય. જો પશ્ચિમ તરફ ચાર દિવસ પવન ચાલે તો ચોમાસામાં ખુબ વરસાદ થાય.

જેઠમાં મૂળ નક્ષત્રમાં વરસાદ ન થાય અને આર્દ્રામાં પાણી ન પડે તો દુષ્ટ સમય જાણવો.

જેઠ વદ ૧૦ ને શની કે રવી હોય તો દુકાળ પડે.

જેઠ સુદ ૧૫ જો મૂળ નક્ષત્ર હોય અને તેમાં વરસાદ ન થાય તો ૬૦ દિવસ પછી વરસાદ થાય.

જેઠમાં શ્રવણુ પહેલાં બે નક્ષત્રોમાં વરસાદ ન વરસે તો વરસાદ ન થાય. જો તે બે નક્ષત્રમાં વરસે તો ચારે માસ વરસે.

જેઠની અમાસે કે પુનમે રાત્રે કે દિવસે જો આકાશમાં વાદળા ચઢી આવે તો અનાવૃષ્ટિ થાય.

આશાડ માસનું ફળ.

અશાડમાં રોહીણી યોગ ઉત્તમ છે. તેમાં વરસાદ વરસે કે વીજળી ચમકે તો અકાળ થાય. મહા, ફાગણુ, ચૈત્ર અને વૈશાકમાં સ્વાતી યોગ જાણવો. અશાડમાં સ્વાતી નક્ષત્રમાં વરસાદ પવન અને વીજળી થાય તો અનાજ પેદા થવાનું કારણ છે.

અસાડ વદમાં સુર્ય મંડલ મેઘ રહિત જણાય. ગાજવીજ કે વરસાદ ન હોય તો બે માસ સુધી વરસાદ ન વરસે.

અશાડ શુદ ૫ પશ્ચિમ તરફ પવન ચાલે, ગાજવાથી કે વરસાદથી ઈંદ્ર ધનુષ્ય ન દેખાય, મેઘથી ઢંકાયલી બધી દીશા ઈંદ્ર ધનુષ્યથી દેખાય તો ચાર માસ ધાન્ય સંગ્રહી કાર્ત્તકમાં વેચવાથી બમણો નફો થાય.

અશાડ સુદ ૮ સૂર્ય નિર્મળ હોય અથવા ઉગતાં કે બપોરે વાદળાથી છવાયો હોય તો ચારે માસ વરસાદ થાય.

અશાડ સંક્રાંતીએ વરસે તો વ્યાધિ થાય.

અશાડ શુદ ૧૨ અને પડવે કે પુનમે કે અમાસે ઘણો પવન જણાય તો દુઃખ થાય. વરસાદ માંડ માંડ પડે.

ચોમાસાના ત્રણ માસમાં નક્ષત્ર વધે અને ત્રણ માસમાં તિથિ વધે તો વિનાશ થાય.

અશાડી પુનમે રાત્રે ચંદ્ર ન જણાય તો ચોમાસામાં વરસાદ થાય.

અશાડ શુદ ૪–૫–૬–૭ અને અમાસ કે પડવે વરસાદનો ગર્ભ બંધાય છે. તો નિશંસય વરસે છે. વદ ૪ સૂરજ ઉગીને આથમી જાય તો સાડા ત્રણ માસ વરસાદ થાય. જો તે દિવસે સૂર્ય લગ્ન હોય તો વરસાદ ન થાય. જો તે દિવસે પૂર્વાભાદ્રપદ નક્ષત્ર હોય તો ચોમાસામાં વરસાદ વરસે.

અશાડ વદ ૧૦ ના રોજ રોહીણી હોય તો સુકાળ જાણવો. અને વરસાદ અરધી ગર્જના કરે, નદીમાં રેલ આવે.

અગીઆરસે હોય તો મધ્યમ અને બારસે હોય તો કાળનો નાશ કરે.

અશાડ શુદ ૧૫ પૂર્વ તરફ પવન ચાલે તો અનાજ ઉત્પન્ન થાય પણ અગ્નિ ખૂણા તરફ પવન ચાલે તો હાડકાં સિવાય કાંઈ બાકી ન રહે. દક્ષીણમાં પવન ચાલે તો કુવા, તળાવ કે ઝરણોમાં પાણી ન રહે. વરસાદ ન થાય. નૈરુત્યમાં પવન ચાલે તો સર્વ વસ્તુ અનાજ, ઘઉં વિગેરેનો સંગ્રહ કરવો તેથી પાંચ માસમાં બમણો ફાયદો થાય.

ઉત્તર તરફ પવન ચાલે તો ખેતી સારી પાકે, વરસાદ સારો થાય. ઇશાનમાં ચાલે તો ધન ધાન્ય વધે, આનંદ વધે સુકાળ થાય. ચારે તરફ પવન ચાલે તો બધાં અનાજ મોંઘાં થાય.

અશાડી પુનમે પવન રહિત આકાશ હોય તો પૃથ્વીપર જળ ન પડે. પુનમે રાતદિવસ આ પ્રમાણે પવન જોઇ ખાત્રી કરવી. જો તે દિવસે સૂર્ય અસ્ત રહે તો ખેતી સારી પાકે, પુનમે વરસાદ વરસે તો સારો.

અશાડી પુનમે ચંદ્ર ગ્રહણ હોય તો સંપૂર્ણ ધાન્યનો સંગ્રહ કરવો અર્ધા મહિનામાં ત્રણ ઘણો લાભ થાય.

અશાડ શુદ બીજ દેખાયતો સોમ, શુક્ર રવી કે ગુરૂવારે વરસાદ થાય.

અશાડ સુદ પાંચમના રોજ વીજળી થાય, અથવા વરસાદ ગાજે તો વરસાદ વરસે.

અશાડ સુદ પાંચમના રોજ વાદળાં કે વીજળી ન હોય તો વરસાદ થાય નહિ.

અષાડ સુદ સાતમે રાતે ચંદ્ર જો ચોખો દેખાય તો વરસાદ થાય નહિ.

સુદ આઠમે મેઘવાળો ચંદ્ર ઉદય પામે તો સંપૂર્ણ ધાન્ય પાકે.

અષાડ સુદ નોમના રોજ વરસાદ ગાજે તો કાળ પડે. પણ જો તે દિવસે રવી ચોખો ઉગેતો બહુ વરસાદ થાય. અને ચારે માસ વરસાદ થાય, અને ચંદ્ર વાદળમાં હોય તો વરસ સારૂ આવે.

વળી દેવપોઢી અગીઆરસ અશાડ સુદ ૧૧ ના રોજ શની. રવી અને મંગળવાર હોય તો અન્ન બહુ મોંઘું વેચાય અને પ્રજાને દુઃખ થાય.

અશાડ માસની પુનમના રોજ વાદળ અને વરસાદ પડેતો વરસ સારૂં આવે પણ ચંદ્ર ચોખો દેખાય તો કાળ પડે, પણ ચંદ્ર વાદળામાં ગળકાં ખાતો ઉગે તો સારો, અને રાત્રે ચંદ્ર ન દેખાય તો ચાર માસ વરસાદ પડે.

અશાડી પુનમના રોજ ગાજવીજ અને વરસાદ હોય તો વરસ સારૂ થશે.

અશાડી પુનમના રોજ મૂળ અથવા પૂર્વાષાઢા નક્ષત્ર હોય તો દુકાળ પડે અને ઉત્તરાષાઢા હોય તો સુકાળ જાણવો.

અશાડી છઠના રોજ અનુરાધા નક્ષત્ર હોય તો ભાદરવામાં ઘણો વરસાદ થાય.

અશાડ સુદમાં શતભીષા નક્ષત્ર હોય તો ૩૦ દિવસ વરસાદ થાય.

## શ્રાવણ માસનું ફળ.

શ્રાવણ સુદ પાંચમના રોજ પવન ચાલતો હોય તો સારૂ વરસ જાણવું.

શ્રાવણ સુદ પાંચમે જો વરસાદ ગાજે તો ચારે માસ વરસાદ પડે.

શ્રાવણ સુદ દશમના રોજ રોહિણી નક્ષત્ર હોય તો વરસાદ થોડો પડે અને અનાજ મોંઘું વેચાય.

કૃતિકામાં વરસાદ પડે તો કરવરૂ વરસ આવે, રોહિણીમાં પડે તો સુકાળ અને મૃગાશરમાં આવે તો દુકાળ જાણવો.

શ્રાવણ વદ એકાદશીએ રાતે વરસાદ ગાજે તો માળવા અને ગુજરાતમાં સારૂં પાકે.

શ્રાવણ માસમાં ચિત્રા, સ્વાતિ અને વિશાખા એ નક્ષત્રોમાં

વરસાદ ન વરસે તો અન્નનો સંગ્રહ કરવો કે બમણો ભાવ ઉપજે.

શ્રાવણમાં વરસાદ ન વરસે તો શ્રેષ્ટયોગ થાય. શ્રાવણમાં સુદ સાતમે સૂર્ય અસ્ત હોય તો વરસાદ જતો રહે. શ્રાવણમાં ચિત્રા, સ્વાતિ અને વિશાખામાં જળ ન વરસે તો જળનું દુઃખ પડે.

શ્રાવણ વદમાં જ્યારે પૂર્વાભાદ્રપદ હોય ત્યારે ચોથે જો વરસાદ થાય તો વરસાદ વરસે છે. શ્રાવણ સુદ ૭ ને રોજ સ્વાતી નક્ષત્ર હોય અને તેમાં વરસાદ થાય તો અનાજ પાકે.

શ્રાવણ સુદ ૭ સૂર્ય અસ્ત હોય તો વરસાદ ન વરસે, અને વરસાદની આશા છોડવી.

શ્રાવણ પુનમે શ્રવણ હોય તેમાં જળ વરસે તો તે વર્ષમાં સુકાળ જાણવો શ્રાવણની સંક્રાંતિમાં વરસે તો ઘણી ખેતી થાય, પ્રજા સુખ પામે.

શ્રાવણ પુનમે ચંદ્ર ગ્રહણ હોય તો ઘી, તેલ, તથા અનાજનો સંગ્રહ કરવો, આસોમાં બમણો લાભ મળે,

શ્રાવણના શ્રવણ નક્ષત્રમાં વરસાદ પડે તો દુકાળ પડે.

શ્રાવણ સુદ ૮-૧૦-૧૧-૧૫ કે બીજ અને પાંચમના રોજ બીજા પહોરે વરસાદ ચડે અને સાંજે વરસે તો બીજે દિવસે પાછલે પહોરે ઘણો વરસાદ થાય. મેઘ ઘટામાં ચંદ્ર ઢંકાઈ જાય તો શુભ જાણવું.

## ભાદરવા માસનું ફળ.

ભાદરવા સુદ ૪-૫-૭-૮ અને ૯ એક અંતર પર્વતજેવી મેઘમાળા પાંચ દિવસ હોય તો મેઘગર્ભ સાત રાત્રી પર્યંત વરસે છે. ભાદરવામાં સંક્રાંતિના રોજ વરસાદ થાય તો બહુ રોગ થાય.

અમાસ રવીવારી હોય તો મોંઘવારી થાય.

ભાદરવા સુદ ૧-૭-૯-૧૦-૧૫ ના રોજ પશ્ચિમ દિશામાં મેઘ હોય તો સદા વરસે, ઘણું જળ પડે.

ભાદરવા સુદ પાંચમના રોજ સ્વાતિ નક્ષત્ર હોય તો વરસ સારૂં જાણવું.

ભાદરવાની અમાસે રવીવાર હોય અને પશ્ચિમમા ધનુષ્યાકાર થાય તો વરસ ઘણું નઠારૂં જાણવું.

ચિત્રા નક્ષત્રમાં તડકો પડે તો ઉત્તમ જાણવો.

## આસો માસનું ફળ.

પડવે કે દસમે વાદળાં હોય તો બહુ વરસાદ થાય.

આસોવદ અમાસને શનિવાર હોય તો વરસાદ ઘણો આકરો આવે.

દશરાને દિવસે જે વાર હોય તે સંવત્સરનો રાજા જાણવો.

## એકંદર વર્ષ વિચાર.

જળચર પ્રાણીઓ પાણી ઉપર દેખાય, ( ભમે ) ગાયો આકાશ ભણી જુએ તો વરસાદ થાય.

પીતળ, કાંસુ, અને લોઢાનાં વાસણ દિવસે કાળાં પડે તો વરસાદ આવે.

ચકલીઓ ધુળમાં ન્હાય, ઇંડાં વાળી કીડીઓ જણાય તો બહુ વરસાદ થાય.

મોર મહા બુરા શબ્દથી બોલે અને છાશ ખાટી થઇ જાય તો વરસાદ પડે.

રાતે કાગડા બોલે અને દિવસે શિયાળ બોલે તો કાળ પડે.

ચિત્રામાં પૃથ્વી પલળે તેટલો વરસાદ થાય તો પ્રજા સુખી થાય.

આર્દ્રા નક્ષત્રમાં વરસાદ ન પડે તો દુષ્ટ સમય આવે.

રાતે વાદળ ચોખ્ખું રહે સવારમાં વરસાદ ચઢે અને મધ્યાન્હે વરસાદ પડે તો દુકાળ પડે.

હસ્ત નક્ષત્રમાં વરસાદ વરસે તો અઢારે વસ્તુ પાકે.

ચોમાસાના દિવસોમાં ઉત્તરનાં વાદળાં ચઢી આવે તો વરસાદ થોડો થોડો પણ નિત્ય આવે, પશ્ચિમનાં ચઢી આવે તો રેલારેલ થાય પૂર્વનાં ચઢી આવે તો ખાડાખાબોચીઆ ભરાય તેટલો વરસાદ થાય. દક્ષિણમાં વાદળાં ચઢી આવે તો સેજસાજ વરસાદ પડે દક્ષિણનો પવન વાય અને વરસાદ લાવે તો તેથી જય નહિ, કારણ દક્ષિણનો પવન વરસાદ ઠેલી મુકનાર છે.

## અનાજના ભાવ દરેક માસમાં કેવા રહેશે તે જાણવાની રીત.

સૂર્ય એક રાશીમાંથી બીજી રાશીમાં એક મહિનો જાય છે તેથી જે દિવસે સૂર્ય બીજી રાશીમાં પ્રવેશ કરે તે દિવશે જે નક્ષત્ર અથવા કારણ હોય તે ઉપરથી નિચેની રીતે જોવું.

અશ્વિનિ, કૃતિકા, મૃગશિર્ષ, પુષ્ય, મઘા, પુર્વાફાલ્ગુની, હસ્ત, ચિત્રા, અનુરાધા, મૂળ, પુર્વાષાઢા, શ્રવણ, ધનિષ્ઠા, પુર્વાભાદ્રપદ અને રેવતી એ નક્ષત્રોને રોજ સૂર્યની જે સંક્રાંતિ બેસતી હોય એટલે

જે દિવસે એક રાશીમાંથી બીજી રાશીમાં બદલાય તે દિવસે
રનાં નક્ષત્ર પૈકી કોઈ પણ નક્ષત્ર હોય તો તેની ૩૦ મુર્તિઓ
ણવી. તે મધ્યમ છે એટલે એ માસમાં અનાજ તથા રસકસના
ભ બેઠા રહે એટલે જે ચાલતા હોય તેના તેજ ભાવ ચાલે.

ભરણી, આર્દ્રા, અશ્લેષા, શતતારા, જેષ્ટા, અને સ્વાતિ એટલા
ત્રોને રોજ સૂર્યની સંક્રાંતી બેસતી હોય તો તેની ૧૫ મુ
ઓ જાણવી.

એટલે એ માસમાં અનાજનો તથા રસકસનો ભાવ વધે
લે મોંઘું થાય.

રોહિણી, પૂનર્વસુ, વિશાખા, ઉત્તરાફાલ્ગુની, ઉત્તરાષાઢા અને
રાભાદ્રપદ. એટલાં નક્ષત્રને રોજ સૂર્યની સંક્રાંતી બેસતી હોય
તેની ૪૫ મૂર્તિઓ જાણવી એ સારી સમજવી. એ સંક્રાંતિવાળા
ામાં અનાજ તથા રસકસના ભાવ ઘટે એટલે સસ્તી થાય.

વળી કિંસ્તુઘ્ન શકુની અને કૌલવ પૈકી કોઇ કરણુ હોય તે
સે સૂર્યની સંક્રાતિ બેસે તો તે ઉભે કરણે બેઠી એમ સમજવું.
ફળ તે માસમાં રસકસ ઓછા થાય અને અનાજ વિગેરે
ું થાય, તૈતિલ નાગ અને ચતુષ્પદ એટલાં પૈકી કોઇ કરણ હોય
દિવસે સૂર્યની સંક્રાંતી બેસે તો સુતેકરણે બેઠી એમ સમજવું.
લે એ માસમાં રસકસ તથા અનાજ સસ્તું વેચાય, લોકો સુખી
તથા વેપારમાં લાભ થાય.

ગર, વિષ્ટિ, બવ, વણિજ અને બાલવ એ કરણુ હોય અને દિવસે
ંતિ બેસતી હોય તેને બેઠેકરણી બેઠી એમ સમજવી. તેનું ફળ
છે કે રસકસ તથા અનાજના ભાવ બેઠા રહે એટલે જે હોય
કાયમ રહે.

## સંક્રાંતિ ઉપરથી શુભાશુભ ફળ.

દરેક માસમાં સૂર્ય એક રાશીમાંથી બીજી રાશીમાં જાય છે તેથી
માસમાં સૂર્ય બીજી રાશીમાં જાય તે દિવસે (પંચાંગ ઉપરથી
ાશે) જે વાર હોય તે ઉપરથી દરેક માસનું ફળ જોવું.

ચૈત્ર માસમાં મેષ સંક્રાંત હોય એટલે મેષના સૂર્ય જે દિવસે
ા તે દિવસે બુધ, ગુરૂ કે શુક્રવાર હોય તો સુકાળ જાણવો,
તને સુખ થાય, રવી કે મંગળવારી હોય તો દુકાળ પડે. દાંત,
ી, મીણ, મજીઠ, કેસર. તેલ, સિંદુર વિગેરે મોંઘાં થાય, સોમ-

વારી હોય તો પીળી વસ્તુ મોંઘી થાય અને શનીવારી હોય તો ભય ઉત્પન્ન થાય.

વૈશાખ માસમાં વરખ સંક્રાંતિ એટલે વરખના સૂર્ય જે દિવસે થાય તે દિવસે રવીવાર હોય તો પ્રજાને અતિસારનો રોગ થાય, સોમવાર હોય તો પ્રજા સુખી રહે, મંગળવાર હોય તો પ્રજાને પીડા થાય, બુધવારી હોય તો પ્રજાને સુખ થાય, ગુરૂવારી હોય તો સુખાકારી થાય, શુક્રવારી હોય તો અન્ન પુષ્કળ પાકે અને શનીવારી હોય તો પ્રજાને સંતાપ ઉપજાવે.

જેઠ માસમાં મિથુન સંક્રાંતિ ને રવીવાર હોય તો પ્રજાને ભય ઉત્પન્ન થાય. બુધવારી હોય તો પ્રજામાં હરખ ઉત્સાહ થાય અને શનીવારી હોય તો પ્રજામાં કલેશ થાય.

અશાડ માસમાં કર્ક સંક્રાંતિ રવીવારી હોય તો અનાજ બહુ મોંઘું થાય, અને સોના તથા રૂપા દોઢો લાભ કરે, મંગળવારી હોય તો ભય ઉત્પન્ન કરે, મોંઘવારી થાય, દેશમાં વિગ્રહ થાય. બુધવારી હોય તો સોનું રૂપુ સોંઘુ થાય, અને બીજી વસ્તુના ભાવ સ્થિર રહે, ગુરૂવારી હોય તો ગોળ મોંઘો થાય, શુક્રવારી હોય તો પ્રજાને કોપ ઉપજાવે અને શનીવારી હોય તો સોના રૂપાથી બમણો લાભ થાય. અનાજની મોંઘવારી થાય.

શ્રાવણ માસની સિંહ સંક્રાંતિ રવીવારી બેસે તો ખેતી ઘણી થાય, સોમવારી હોય તો સુકાળ થાય, ગાય અને ભેંસ દુધ ઘણું દે, મંગળવારી હોય તો વરસાદ ઘણો થાય, અને પ્રજાને પીડા થાય, ગુરૂવારી હોય તો વરસાદ ઘણો વરસે, પ્રજા સુખી થાય, શુક્રવારી હોય તો ધાન્ય તથા ખેતીનો બીગાડ કરે અને શનીવારી હોય તો પ્રચંડ વાયુ વાય, તથા સમસ્ત વસ્તુ મોંઘી થાય.

ભાદરવા માસની કન્યા સંક્રાંતિ રવી, ગુરૂ કે શુક્રવારી હોય તો વરસાદ ઘણો વરસે, જુવાર, અડદ, ઘઉં અને ચણા ઘણા પાકે અને સોંઘા વેચાય, સોમ, મંગળ અને શનીવારી હોય તો પ્રજાને બહુ સુખી કરે, અન્ન મોંઘુ કરે. બુધવારી હોય તો પ્રજાને બંધન ઉપજાવે પરંતુ સુકાળ થાય.

આસો માસની તુલા સંક્રાંતિ રવી કે મંગળવારી હોય તો ભય ઉપજાવે, દેશ ભંગ કરે, પારકા રાજ્યનું લશ્કર ચઢી આવે, તીડ આવે, સોમવારી હોય તો પ્રજાને ધનનો લાભ થાય, રાજાઓમાં કલહ

ઉપજે, બુધવારી હોય તો વ્યાધિ, પીતપીડા કરે, ગુરૂવારી હોય તો જુવાર ઘણી થાય, શુક્રવારી હોય તો અનાજ સોંઘુ કરે. સુગંધી વસ્તુનો લાભ થાય, કપાસ સોંઘો થાય અને શનીવારી હોય તો અન્ન મોંઘુ થાય, લાભ બમણો થાય.

કારતક માસમાં વૃશ્ચિક સંક્રાતિ રવીવારી હોય તો છત્ર ભંગ કરે, પ્રજાને પીડા થાય, મંગળવારી હોય તો અન્ન ઘણું પાકે, સોમ અને બુધવારી હોય તો સળવ (સળે તેવી) વસ્તુ મોંઘી કરી બાકી સર્વ મોંઘુ કરે, શુક્રવારી હોય તો ઘી, મગ, ચોખા સોંઘા થાય બાકી સર્વ ભાવ સ્થિર રહે, અને શનવારે બેસે તો વરસાદ પડી ખેતીનો બીગાડ કરે.

માગશર માસમાં ધન સંક્રાતિ રવીવારી બેસે તો પ્રજા સુખી થાય. મંગળવારી બેસે તો ધરતીકંપ થાય, બુધવારી હોય તો પ્રજામાં અતિસારનો રોગ થાય, ગુરૂવારી હોય તો પ્રજાને આનંદ થાય, શુક્રવારી હોય તો સ્ત્રીઓને આનંદ થાય અને શનીવારી હોય તો પ્રજામાં મરકી પેદા થાય.

પોષ માસમાં મકરસંક્રાતિ (ઉત્તરાયણ એટલે ઉત્તરના સૂર્ય) રવીવારી હોય તો ધાન્ય મોંઘુ થાય, ભાવ બમણો થાય. અને શનીવારી હોય તો ત્રણ ઘણો ભાવ વધે અને મંગળવારી હોય તો ધાન્યમાં ચાર ઘણો લાભ થાય. બુધ તથા શુક્રવારી હોય તો સર્વ ભાવ સમાન રહે, ગુરૂ તથા સોમવારી હોય તો સઘળા ભાવ સામાન્ય રહે ભાવ અર્ધા થાય પ્રજા સુખી.

પોષ માસમાં મકરના સૂર્ય શની, રવી કે મંગળવારે થાય એટલે તે વારે મકરસંક્રાંતી બેસે તો લાંબો વખત અતિ ભયંકર મોંઘવારી રહે. રાજ્યમાં લડાઇ થાય.

રવીવારે મકરસંક્રાંતી હોય તો યુદ્ધ થાય. ધાન્ય મોંઘું થાય. રોગ ને પવનનો ભય, પ્રજા દુઃખી થાય.

સોમવારે સંક્રાતિ બેસે તો—ઉત્સવ થાય. વ્યાધિ ભય શાંત થાય, મંગળ કાર્ય થાય.

મંગળવારે હોય તો મોંઘવારી થાય, મીઠુ, તેલ, તલ રસ મોંઘા થાય. કપુર, રત્ન મોંઘાં થાય.

બુધવારે હોય તો વસ્ત્ર ધાન્ય થોડાં થાય. મં દષ્ટિ થાય.

ગુરૂવારે થાય તો મહા ઉત્સવ થાય. સિદ્ધિની વૃદ્ધિ થાય.

શુક્રવારે થાય તો સર્વ ધાન્ય પાકે, વસ્ત્રો પેદા થાય, રૂ તેલ તલ મોંઘાં થાય. પ્રજા ભયથી વ્યાકુળ થાય.

શનીવારી હોય તો ઘણી જગાએ કાળ પડે. તલ, તેલ, ર રત્નના ભાવ વધે.

મીન, મેષ, કન્યા, કર્ક સંક્રાંતિમાં વરસાદ થાય તો વિ થાય, બીજે દીવસે વરસાદ થાય તો રાજ્ય થાય, ઉત્તમ ખેની થા ત્રીજે દિવસે થાય તો સુકાળ થાય, ચોથે દીવસે થાય તો સુકા દુકાળ બંને પડે. પાંચમે દિવસે થાય તો ચોર, અગ્નિ ને વીજ નો ભય રહે, છઠે દિવસે થાય તો વિજય થાય. સાતમે દીવશે થ તો વર્ષાદ થાય તો પ્રાન્તમાં વ્યાધિ, રોગ ચાલે ખેડુતોને સુકાળ થા

મહા માસમાં કુંભ સંક્રાંતિ રવીવારી હોય તો ક્ષત્રીએ પીડા થાય. મોટો વિગ્રહ થાય. સોમ, બુધ, અને ગુરૂવારી એસે અનાજનો વકરો થાય અને તે મોંઘું વેચાય. જુવાર, બાજરી, મોંઘાં થાય અને મધ, સાકર વિગેરે રસકસનો બીજે માસે બમ લાભ થાય; શુક્રવારી હોય તો સરખા ભાવ રહે; શનીવારી હોય માંહોમાંહે સૈન્ય લઢે. વિગ્રહ થાય અને સાધુ પીડા પામે.

ફાગણ માસમાં મિન સંક્રાંતિ. રવી, શની કે મંગળવારી હે તો સમુદ્રમાં પાકેલી ચીજો(મોતીવિગેરે] ઘી તથા રૂ અને રસ મોંઘાં થાય.

સોમ. બુધ અને શુક્રવારી હોય તો સુકાળ પડે અને સુખ ઉપજે ગુરૂવારી હોય તો પીડા પામે.

## એકંદર વર્ષમાં દુકાળ કે સુકાળ જોવાની રીત.

વિક્રમ સંવત જે ચાલતો હોય તેના બે અક્ષરો લેવા તેને ત્રણથી ગુણવા જે આવે તેમાં વીસનો અંક ઉમેરવો અને જે આ તેને સાતે ભાગવા. ભાગતાં જે શેષ રહે તે ઉપરથી વર્ષમાં સુકાળ કે દુકાળ પડશે તે નિચેની રીતે જોવું.

જો શેષ ૨ વધે તો ઉત્તમ વરસાદ થાય. વરસ આબાદ રહે અને સુકાળ કહેવાય.

(૩) ત્રણ શેષ રહે તો ચોમાસામાં મધ્યમ વરસાદ પડે,

(૫) પાંચ વધે તો ઘણોજ વરસાદ પડે અને લીલો દુકાળ પડે.

(૬] ૭ વધે તો ઘણોજ થોડો વરસાદ વરસે.
(૦) શુન વધે તો નક્કી દુકાળ પડે.
( ૧–૪ ) એક અથવા ચાર વધે તો અરધો દુકાળ પડે.

### સુકાળ કે દુકાળ પડશે તે જોવાની બીજી રીત.

भूपतो विक्रमस्यादौ कालश्चत्रिगुणा भवेत् ।
पञ्चाश्चैंपंचभिर्युक्तं सप्तभिर्भागमाहरेत ॥
सुभिक्षंभुज (२) वेदैश्च (४) रसै (६) रेकेन मध्यमः ॥
दुर्भिक्षमग्निबाणेषुशुन्येरौरवमादिशेत् ॥

વિક્રમ વર્ષને ત્રણુ ગણું કરવું, પછી તેમાં પાંચ ઉમેરવા. જે આવે તેને સાતે ભાગવા. જો શેષ ૨–૪ કે ૬ રહે તો સુકાળ જાણવો. ૧ રહે તો ફળ મધ્યમ જાણવું. ૩ અને ૫ રહે તો દુકાળ પડે અને જો શુન્ય શેષ આવે તો ભયંકર દુકાળ પડે, સમય ઘણો ભયંકર આવે.

### વર્ષા રૂતુનાં મહા નક્ષત્રમાં વાહન.

સૂર્યનું મહા નક્ષત્ર જે દિવસે બદલાતું હોય તે દિવસથી જે દિવસે નક્ષત્ર હોય ત્યાં સુધી સૂર્યના મહા નક્ષત્રથી ગણવું. જેટલાં નક્ષત્ર આવે તેને નક્ષત્રનો ભાગ દેતાં જો ૧ શેષ રહે તો સૂર્યનું મહા નક્ષત્રનું વાહન ઘોડાનું સમજવું, બે શેષ રહે તો શિયાળાનું, ૩ શેષ રહે તો દેડકાનું, ૪ શેષ રહે તો ઘેટાનું, ૫ શેષ રહે તો મોરનું, ૭ રહે તો ભેસનું, સાત શેષ રહે તો ઉંદરનું, આઠ શેષ રહે તો ગધેડાનું અને શુન શેષ રહે તો હાથીનું વાહન સમજવું.

વર્ષારૂતુમાં આર્દ્રાનક્ષત્રથી મેળ લાવીને તે ઉપરથી ઓછો વરસાદ આવવાનું કહેવાય છે.

### દરેક માસમાં આવતા પાંચ વાર ઉપરથી શુભાશુભ ફળ.

જો કોઇ માસમાં પાંચ રવીવાર અથવા શનીવાર હોય તો તે માસમાં લોકસુખાકારી સારી ન રહે. અનાજના ભાવ તેજ થાય. રાજાઓનાં મન ઉદ્વિગ્ન રહે, પૂર્વ અને ઉત્તર તરફના દેશોમાં અગ્નિ ભય થાય તથા રાજભય અને ચોરનો ભય રહે, શોનું, ગોળ, કઠોર કસુંબો એનો ભાવ તેજ થાય, ચોખા, ચાંદી અને રૂનો ભાવ સ્થિર ન રહે અને વેપારીઓનાં મન ઉંચાં રહે.

જે માસમાં પાંચ શોમવાર હોય તે માસમાં લોક સુખાકારી સારી રહે, અનાજના ભાવ ચડતા ઉતરતી રહે, ચોખા, રૂ, કપાસ,

ચાંદી એવી ધોળી વસ્તુઓના ભાવ મંદ થાય, રોગનો ઉપદ્રવ શાંત થાય, રાજાઓનાં મન શાંત થાય, વેપારીમાં ઉત્સાહ રહે,

જો કોઇ માસમાં પાંચ મંગળવાર હોય તો લોક સુખાકારી સારી રહે નહિ, રાજાઓનાં મન પરિતાપ પામે. અનાજના ભાવ મોંઘા થાય; ઘઉં, ગોળ. સોનું મોંઘુ થાય, ક્ષત્રિય વર્ણમાં એક બીજાઓ સાથે અદેખાઈ થાય, અગ્નિનો, ચોરનો તથા રાજાનો ભય થાય; પશ્ચિમના લોક સુખ પામે, વેપાર સારો ચાલે.

જો કાઈ માસમાં પાંચ બુધવાર અથવા પાંચ ગુરુવાર હોય તો માસમાં લોક સુખાકારી સારી રહે, અનાજના ભાવ સસ્તા થાય, બ્રાહ્મણ અને વૈશ્ય વર્ગના લોક વધારે સુખી થાય, રાજાઓનાં મન પ્રસન્ન રહે, કડાર, ચાંદી, સોનુ, ગોળ તથા રૂ વિગેરેના ભાવ ઉતરે, ધર્મ કાર્યો થાય, વૈશ્ય વેપારીઓ સુખી થાય.

જો માસમાં પાંચ શુક્રવાર હોય તે માસમાં લોક સુખાકારી સારી રહે, અનાજના ભાવ ઉતરે, ચાંદી, રૂ, કપાસ તથા ચોખાના ભાવ ઉતરે, રાજાઓનાં મન પ્રસન્ન થાય, પ્રજાની રાજા પ્રત્યે પ્રિતિ રહે, ધર્મ ગુરૂઓના માનમાં વધારો થાય.

જો કોઇ માસમાં સારૂં ફળ આપનાર તથા નઠારૂં ફળ આપનાર બંને વાર પાંચ પાંચ હોય તો તેનું ફળ મધ્યમ જાણવું.

કોઇ એક માસમાં પાંચ રવી, પાંચ મંગળ, કે પાંચ શની હોય તો ભયંકર સમય દેખવામાં આવે.

ગુરુ અને સોમ સિવાયના બીજા પાંચ વારો જો એક મહિનામાં આવે તો દુકાળ પડે.

જો કોઇ માસમાં નઠારૂ ફળ આપનાર બંને વાર પાંચ પાંચ હોયતો વધારે નઠારૂ ફળ આપે.

અને સારૂ ફળ આપનાર બે વાર પાંચ પાંચ વાર હોય તો સારૂ ફળ તે માસમાં સમજવું.

## શુભાશુભ ફળ પક્ષીનાં લક્ષણ ઉપરથી જોવું.

ઝાડની પૂર્વ ડાળીમાં કાગડો માળો કરે તો સુકાળ રહે આરોગ્ય, વરસાદ થાય ખેતી સારી પાકે,

ઝાડની અગ્નિખૂણાની શાખામાં માળો કરે તો દુકાળ પડે વરસાદ થાય નહિ.

દક્ષિણ ડાળીમાં કાગડો માળો કરે તો ભયંકર હાહાકાર થાય લડાઈ થાય.

નૈરુત્યની ડાળીમાં માળો કરે તો એ માસ વરસાદ પડે પછી ટાઢ પડે.

પશ્ચિમ ડાળીમાં માળો કરે તો વરસાદ ન થાય.

વાવ્ય તરફની ડાળીમાં માળો કરે તો પવન સાથે વરસાદ થાય એ કાળનાં લક્ષણ જાણવાં.

ઉત્તર તરફની ડાળીમા માળો કરે તો ધાન્યનો સુકાળ, આરોગ્ય વધે સુખ સંપત્તિ મળે.

ઇશાન તરફની ડાળીમાં માળો કરે તો સ્વાતીમાં વરસાદ થાય. ખેતી સારી અને ઉત્તમ થાય.

જો કાગડો ઝાડની વચમાં માળો કરે તો વરસાદ ન થાય ઝાડની થડમાં પૃથ્વીમાં ઘર કરે તો મહામારી ચાલે, વરસાદ ન થાય, ચોર ભય રહે.

સુકા ઝાડમાં માળો કરે તો મહામારી અને ચોરનો ભય થાય. લડાઇ ચાલે.

## દીવાળી.

દીવાળી મંગળ કે રવીવારી હોય તો તે શુભકર્તા નથી.

---



## પ્રકરણ ૬૭ મું.

## શીવસ્વરોદય શાસ્ત્ર.

### નાસીકાના સ્વર ઉપરથી અમુક કામનું શું પરીણામ આવશે તે જોવાની રીત.

સ્વરોદયમાં તિથી, નક્ષત્ર, વાર, ગ્રહ, દેવતા, ભદ્રા, વ્યતિપાત કે વૈધૃત વિગેરેના દોષ નડતા નથી જ્યારે સ્વરનું શુભ બળ પ્રાપ્ત થાય ત્યારે સકળ ફળ શુભ જ થાય છે.

### નાડી ઓળખવાની રીત.

શરીરના મધ્યમાં અનેક રૂપ અને વિસ્તાર પામેલી ઘણી નાડીઓ સ્થિત છે. તે સર્વ પોતાના દેહના જ્ઞાન માટે જ જાણવી. નાભીના મૂળના ઉપરના અંકુર સમાન તે નાડીયો નીકળેલી છે અને દેહના મધ્યમાં બોતેર હજાર નાડીઓ છે.

કુંડલીની—નાડીમાં સ્થિત સર્પની માફક સુતેલી કુંડલીની શક્તિ છે તેનાથી ઉપર દસ અને નીચે દસ નાડીયો ગયેલી છે. બબે નાડી વાંકી ગયેલી છે એ પ્રમાણે ચોવીસ નાડી છે તેમાં મુખ્ય દસ છે તે દસ વાયુના પ્રવાહને કરે છે. ઉપર, નીચે, વાંકી સ્થિત, વાયુ અને દેહને આશ્રિત સવ નાડીઓ દેહમાં ચક્ર સમાન સ્થિત છે. અને સર્વ પ્રાણને આધીન છે,

તે સર્વ નાડીયોમાં દશ નાડી શ્રેષ્ટ છે. તે દશમાં ત્રણ ઉત્તમ છે. આ ત્રણ તે ઇડા, પીંગળા અને સુષુમ્ણા છે.

ઇડા નાડી નસકોરાના ડાબી બાજુના છિદ્રમાં વહે છે, પીંગળા જમણી બાજુએ અને સુષુમ્ણા મધ્ય દેશમાં જાણવી.

તે સિવાય બીજી ગાંધારી ડાબી આંખમાં, હસ્તિજીહવા જમણી આંખમાં, પૂષા જમણા કાનમાં, યશસ્વિની ડાબા કાનમાં, મુખમાં અલંબૂષા, લિંગપ્રદેશમાં કુહૂ, અને ગુદાસ્થાનમાં શંખીની રહે છે.

ઇડા, પિંગળા અને સુષુમ્ણા ત્રણ પ્રાણ માર્ગમાં આશ્રિત છે એ પ્રમાણે દશ નાડી દેહના મધ્યમાં સ્થિત છે.

નાડીયોને આશ્રયરુપ વાયુ છે. તે વાયુ–પ્રાણ, અપાન, સમાન, ઉદાન, અને વ્યાન, નાગ, કુર્મ, કૃકલ, દેવદત્ત, ધનંજય એ દસવાયુ છે.

તેમાં પ્રાણવાયુ હૃદયમાં, અપાન ગુદામંડલમાં, સમાન નાભીદેશમાં, ઉદાન કંઠની મધ્યમાં, અને આખા શરીરમાં વ્યાન વાયુ રહે છે. આ પાંચ પ્રાણ મુખ્ય છે.

નાગ વાયુ ઉદ્ગારમાં, કુર્મ નેત્રોના ઉન્મીલનમાં, કૃકલ છીંકવામાં, દેવદત્ત બગાસુ ખાવામાં અને આખા શરીરમાં ધનંજય વાયુ રહે છે. ધનંજય મૃત શરીરને પણ છોડતો નથી. જીવરુપી એ દસવાયુ સર્વ નાડીયોમાં ભમ્યા કરે છે.

નાડીઓમાં જે પ્રગટ પ્રાણનો સંચાર થાય છે તેને ઇડા, પિંગલા અને સુષુમ્ણા એ ત્રણ નાડીયોમાંજ સમજાય છે.

ઇડા નાડી ડાબા ભાગમાં અને પિંગલા જમણા ભાગમાં રહેલી છે. ઇડામાં ચંદ્રમા સ્થિત છે. પિંગળામાં સૂર્ય અને સુષુમ્ણામાં શંભુ હંસરુપે સ્થિત છે.

સ્વર નાકમાંથી બહાર નીકળતી વખતે હકાર કહેલો છે અને પ્રવેશમાં સકાર છે. હકાર શિવરુપે છે અને સકાર શક્તિ રુપે છે. વામ નાડીનો પ્રવાહક ચન્દ્ર શક્તિરૂપે સ્થિત છે અને જમણી નાડીનો પ્રવાહક શંભુરુપે સ્થિત છે.

જ્યારે શ્વાસ સકારમાં સ્થિત હોય તે વખતે જો કાંઇ દાન આપે તો કરોડ ધણું ફળ પ્રાપ્ત થાય છે.

મનુષ્યે જે વખતે જીવ સ્થિર હોય તે વખતે તત્ત્વનું ધ્યાન કરવું. તેથી ઇષ્ટની સિદ્ધિ થાય છે તથા લાભ થાય છે. અસ્થિર મન હોય ત્યારે તત્ત્વનું ધ્યાન કરવું નહિ.

આ પ્રકારે ડાબી નાડીમાં રહેલી ઇડા કે ચંન્દ્ર નાડીના અને જમણી નાડીમાં રહેલી સૂર્ય કે પીંગળા નાડીના સ્વરનો જે સારી રીતે અભ્યાસ કરે છે તે ભૂત, ભવિષ્યનું જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે.

ડાબા ભાગની નાડી ઇડા અમૃતરૂપ છે તે સકળ જગતની પોષક છે. જમણા ભાગની નાડી પિંગળા હંમેશાં જગતને ઉત્પન્ન કરે છે. મધ્યમાં સુશુમ્ણા નાડી ક્રૂર અને સર્વ કર્મમાં દુષ્ટ હોય છે. વામ નાડી ઇડા સકળ શુભ કામમાં સિદ્ધિને આપનારી છે.

ગમન કરવામાં અથવા પ્રયાણ વખતે વામનાડી ચાલતી હોય તો તે સારી, પ્રવેશ કરવામાં દક્ષિણ નાડી શુભ સમજવી.

ચંદ્ર સ્ત્રી અને સૂર્ય પુરૂષ છે. ચંદ્ર સમ અને સૂર્ય વિષમ જાણવો, ચંદ્ર ગૌર વર્ણ અને સૂર્ય કૃષ્ણવર્ણ જાણવો.

ચંદ્રમાની નાડીનો પ્રવાહ ચાલતો હોય તે વખતે સૌમ્ય કાર્યો કરવાં.

સૂર્ય નાડીનો પ્રવાહ ચાલતો હોય તે વખતે રૌદ્ર ( ક્રુર ) કામો કરવાં.

સુષુમણાના પ્રવાહમાં ભોગ અને મુક્તિ આપનાર કાર્ય કરવાં. હમેશાં માસની શરૂઆતમાં શુકલપક્ષમાં પ્રથમ ચંદ્રમાનો સ્વર ચાલે છે. પડવાથી ત્રણ ત્રણ દિવસ ચંદ્રમા અને સૂર્યનો સ્વર બળવાન હોય છે.

કૃષ્ણપક્ષમાં પ્રથમ સૂર્યનો સ્વર ચાલે છે. અને તે ત્રણ દિવસ સૂર્યનો પછી ત્રણ દિવસ ચંન્દ્રનો એમ સ્વર બળવાન થાય છે.

શુકલપક્ષમાં અઢી ઘડી ચંન્દ્રમા અને કૃષ્ણપક્ષમાં અઢી ઘડી સૂર્ય એક દિવસમાં સાઠ ઘડી પર્યંત રહે છે. અને સ્વરોની ક્રમવાર ચોવીસ આવૃત્તિ થાય છે.

પ્રત્યેક અઢી ઘડીમાં પાંચ તત્વ વહે છે, પ્રતિપદાથી માંડીને જે ચંન્દ્ર અને સુર્યના દિવસ કહેલા છે. તેનાથી વિપરીત હોય અર્થાત ચંન્દ્રમાના સ્વર ચાલવાના વખતે સૂર્યનો અને સૂર્યના સ્વર ચાલવાના વખતે ચંદ્રનો સ્વર ચાલે તો તેનો ત્યાગ કરવો કેમકે તે અશુભ છે.

રાત્રે ચંદ્ર સ્વર અને દિવસે સુર્ય સ્વરને નિવારણ કરનાર યોગી છે. સૂર્યના સ્વરથી સૂર્ય અને ચંદ્રના સ્વરથી ચંદ્ર બંધ થાય છે. જે આ ક્રિયા જાણે છે તેને ત્રણે લોક વશ થાય છે. સોમ, બુધ, ગુરૂ, શુક્ર એ ચારે વારોમાં વામ (ડાબી) નાડી સર્વ કાર્યોમાં સિદ્ધિને આપનારી છે. જો શુકલપક્ષમાં એમ હોય તો વધુ ફળ થાય છે

રવી, મંગળ અને શની એ વારોમાં દક્ષિણ નાડીનું સ્મરણ ચાર કાર્યોમાં કરવું તેનું ફળ કૃષ્ણપક્ષમાં વધુ થાય છે.

### તત્ત્વો.

અઢી ઘડીમાં એકેક નાડીમાં ક્રમવાર પૃથક પૃથક પાંચે તત્ત્વો ઉદય થાય છે. પ્રથમ વાયુ તત્ત્વ વહે છે, બીજું અગ્નિતત્ત્વ ત્રીજું પૃથ્વીતત્ત્વ, ચોથું જળતત્ત્વ અને પાંચમું આકાશતત્ત્વ ઉદય પામે છે.

રાત્રિ અને દિવસમાં ચંદ્ર અને સુર્યની બાર સંક્રાંતિ જાણવી તેમાં વૃષભ. કર્ક, કન્યા, વૃશ્ચિક, મકર અને મીન એ ચંદ્રમાની સંક્રાંતિ છે. મેષ, સિંહ, કુંભ, તુલા. મિથુન અને ધન એ સુર્યની સંક્રાંતિ છે.

પૂર્વ અને ઉત્તરમાં ચન્દ્રમા રહે છે. અને પશ્ચિમ અને દક્ષિણમાં સૂર્ય રહે છે.

દક્ષિણ નાડી (જમણી) ચાલતી હોય ત્યારે દક્ષિણ અને પશ્ચિમમાં ન જવું. અને ડાબી (ચંદ્ર) નાડી ચાલતી હોય ત્યારે પૂર્વ અને ઉત્તરમાં ન જવું, જો જાય તો શત્રુભય થાય, ગયેલો ફરી પાછો ન આવે વખતે મરણ પણ થાય.

શુકલપક્ષની બીજને દિવસે સૂર્યના પ્રવાહમાં ચન્દ્ર વહે તો લાભદાયક છે. તે વખતે સૌમ્ય કાર્ય કરવાથી સુખ થાય છે.

સૂર્યના ઉદયમાં સૂર્ય નાડી અને ચન્દ્રમાના ઉદયમાં ચન્દ્ર નાડીનો સ્વર ચાલતો હોય તે વખતે દિવસે અને રાત્રિમાં કરેલાં સર્વ કાર્ય સિદ્ધ થાય છે.

ચન્દ્રમાના સમયે સૂર્ય નાડી ચાલે અને સૂર્યના સમયે ચન્દ્ર નાડી ચાલે તો ઉદ્વેગ, કલહ, હાનિ અને અશુભ થાય.

સૂર્યના પ્રવાહમાં બુદ્ધિમાન મનુષ્ય અગમ્ય વસ્તુનું જ્ઞાન કહી શકે છે. ચન્દ્રમાના શ્વાસના પ્રવાહમાં અગમ્ય વસ્તુનું જ્ઞાન થતું નથી.

### સ્વર વિપરીત ચાલે તેનું ફળ.

જે દિવસે પ્રાતઃકાળથીજ વિપરીત સ્વરોનો ઉદય થાય અર્થાત્ ચન્દ્રના સ્થાનમાં સૂર્ય અને સૂર્યના સ્થાનમાં ચંદ્ર વહે તે વખતે નીચે પ્રમાણે ફળ મળે.

પ્રથમ ભાગમાં ઉદ્વેગ, બીજામાં ધન હાનિ, ત્રીજામાં ગમન, ચોથામાં ઇષ્ટ નાશ, પાંચમામાં રાજ્ય વિધ્વંશ, છઠામાં સર્વ અર્થ નાશ, સાતમામાં વ્યાધિ, દુઃખ, અને આઠમા ભાગમાં મૃત્યુ થાય છે.

સવારે, બપોરે અને સંધ્યાકાળે એમ ત્રણે કાળમાં જો ઉપર પ્રમાણે વિપરીત સ્વરોનો ઉદય બરાબર આઠ દિવસ સુધી ચાલે તો

દુષ્ટ ફળ મળે. જો જરા ન્યુનતાથી વિપરીત ચાલે તો શુભ ફળ મળે

જે દિવસે સવારે અને બપોરે ચન્દ્રનો સ્વર અને સાયંકાળે સૂર્યનો સ્વર ચાલે તો તે દિવસે જય અને લાભ થાય જો વિપરીત ચાલે તો તેનો ત્યાગ કરવો.

પ્રયાણ વખતે ડાબો કે જમણો જે સ્વર ચાલતો હોય તે તરફના પગને પ્રથમ આગળ કરીને ચાલે તો સિદ્ધિ થાય. જે અંગનો સ્વર ચાલતો હોય તે અંગના હાથની હથેળીથી ઉપમાંથી ઉઠીને જો મનુષ્ય મોંનો સ્પર્શ કરે અર્થાત્ મોં ઉપર હાથ ફેરવે તો વાંછિત ફળ મળે.

જે અંગની નાડી ચાલતી હોય તે હાથ કે પગ આગળ મૂકીને ... દેવામાં કે લેવામાં કે ઘરથી બહાર જવામાં તે વસ્તુનું ગ્રહણ કરે તો હાનિ થતી નથી. કલહ થાય નહિ, શત્રુનો ભય રહે નહિ, ઉપદ્રવ રહિત સુખી થાય

ગુરુ, રાજા, પ્રધાન કે બંધુ વિગેરે પાસે શુભ કાર્યની સિદ્ધિ કરવી હોય તો પૂર્ણ હાથથી અર્થાત હાથમાં કાંઇ પણ ફળ લઇને કરવી. એ સિદ્ધિ મનોવાંચ્છિત ફળ આપનારી છે.

અગ્નિદાહ, ચોરી, અધર્મ કાર્ય કે વ્યાધિનો નાશ કરવો હોય તો ખાલી હાથે કાર્ય સિદ્ધ કરવું.

કેટલાક કહે છે કેઃ દૂર દેશમાં જવું હોય તો ચંદ્રમાના સ્વરમાં અને સમીપ જવું હોય તો સૂર્યના સ્વરમાં ગમન કરવું.

વ્યવહાર, ઉચ્ચાટન, વૈરીવિદ્યા, ઠગાઇ કરવી, સ્વામીનો કોપ, ચોરી વિગેરેમાં ક્રૂર કામોમાં પૂર્ણ ... ભય કર્તા છે. ... ...માં ... સ્વર સારો નથી.

જે મનુષ્ય દૂર દેશાવર જવા ઇચ્છા રાખતો હોય તેને ચંદ્રનો સ્વર શુભ છે. તે સ્વરમાં જવાથી નિર્વિઘ્નપણે વાંછિતની સિદ્ધિ કરે છે. પ્રવેશના કાર્યમાં સૂર્યની નાડી ઉત્તમ મનાય છે.

ચન્દ્રનો સ્વર ચાલતો હોય તો કોઇનો કરેલો અપરાધ પણ તે માણસ સહન કરી લે છે. અને સૂર્યનો સ્વર ચાલતો હોય તો ...વાન પણ વશ થઇ જાય છે. સુષુમ્નાનો સ્વર ચાલતો હોય તો ... થાય છે.

## નાડી ઓળખવાની ...ી રીત.

નાકના બે છિદ્ર વાટે શ્વાસ ચાલે છે તેમાં ડાબી બાજુના નાકથી શ્વાસ ચાલે તે ઇ... નાડી કહેવાય જમણી બાજુના નાકથી

શ્વાસ ચાલે તે પીંગળા નાડી કહેવાય અને બંને નાડી સાથે ચાલે તેને સુષુમ્ણા નાડી કહેવામાં આવે છે.

ડાબી નાસિકા ચંદ્રમાની, જમણી નાસિકા સૂર્યની અને સુષુમ્ણાની નાડી શંભૂરૂપ છે.

### નાડીમાં કઇ વખતે કેવું કામ કરવું તે બાબત.

ગામ જવું હોય અને તેનું પરીણામ જોવું હોય તો તથા શુભ કામમાં ડાબી નાશીકા લેવી. અને આવવું હોય એટલે પ્રવેશ કરવો હોય તો તથા ક્રૂર કામમાં જમણી નાસીકા જોવી.

ડાબી અને જમણી બંને નાસિકા વહે તેનું નામ સુષુમ્ણા કહેવાય. એ નાડી સર્વ કામને બગાડે છે માટે તે નાડી ચાલતી હોય એટલે બંને છિદ્રદ્વારા શ્વાસોશ્વાસ ચાલતો હોય ત્યારે તે નાડી ચાલતી હોય તે વખતે ઇશ્વર ભજન કરવું ઉત્તમ છે. પણ યાત્રા કરવા પ્રયાણ કરે તો હાનિ તથા કલેશ ઉત્પન્ન થાય.

સર્વ શુભ કામમાં ડાબી નાડી પુષ્ટિદાયક છે.

સૂરજ ઉગે તે વખતે પૂર્વની (જમણી) અને આથમતી વખતે (રાત્રીને મુખે) ચંદ્રમાની ( ડાબી નાડી ) નાડી વહે તો ગુણ, હેત, સુખસંજોગ અને આનંદ થાય.

ગુરૂ, શુક્ર, બુધ અને સોમવારે ડાબીનાસીકા (ચંદ્રની) વહેતો સર્વ શુભકામ સિદ્ધ કરે અને અજવાળીયું હોય તો વધારે ફળ આપે.

રવી. મંગળ અને શનિ એ ત્રણવારે જમણી નાસિકા એટલે સૂર્ય નાડી વહેતો ક્રૂરકાર્ય હોય તે સિદ્ધ કરે અને અંધારીયામાં વિશેષ ફળ આપે.

નઠારૂં કામ કરવામાં ત્રણે નાડી સારી છે.

બહાર ગામ જવાને માટે ચંદ્રની નાડી ચાલતી હોય તે વેળાએ જવું તેમાં જવાથી વિઘ્ન થાય નહિ અને કોઇ ઇષ્ટ મિત્ર મળે અને કાર્ય સિદ્ધ થાય.

પ્રવેશ એટલે ઘેર આવવાને માટે જમણી ( સૂર્યની ) નાડી વહેતી હોય તો, પ્રવેશ કરવાથી કાર્ય સિદ્ધ થાય.

### ઇડા-ડાબી નાડી ચાલતી હોય તેનું ફળ.

ચંદ્રની નાડી ચાલતી હોય એટલે ડાબી નાસિકામાંથી સ્વર ચાલતો હોય તે વખતે નિચેનાં કામો કરવાથી સિદ્ધ થાય; જાથુનું કામ કરવા માટે, કોઇ વસ્તુનો સંગ્રહ કરવા માટે, દેવોની પ્રતિષ્ટા કરવામાં દાનમાં, ઔષધને માટે. ઘરેણાં માટે, ઘર માટે, વિવાહ માટે

શાંતિકર્મમાં, રસાયણમાં, વાવ, કુવા વિષે, સ્તંભ વિષે, ઘણું દૂર જવું હોય તો, પ્રાસાદમાં, તળાવ માટે, યાત્રા માટે, વસ્ત્ર માટે, પુષ્ટીકર્મ માટે, સ્વામિનાં દર્શન માટે, મંત્રને માટે, ઘર પ્રવેશને માટે, બીજ વાવવામાં, વિવાહના આરંભમાં, ધર્મકર્મની દિક્ષા માટે, ઔષધ કરવામાં અશ્વ, હાથી લેવામાં, ગામમાં પ્રવેશ કરવાને, સ્ત્રીને પ્રવેશ કરવા માટે, વ્યવહારમાં ખેતીમાં, સેવામાં, બાણુસમુહ. કરવામાં શુભ કામમાં, ઘેરથી ચાલવામાં, વિવાહમાં, ભાઈને મળવામાં કળા તથા રોગપરીક્ષામાં, ગુરૂ ઉપદેશમાં, હાથી ઘોડે બેસવામાં, પરોપકાર કરવામાં, શાસ્ત્રનો વિચાર કરવામાં, ગ્રંથ ખરીદવાને, નાટકમાં તીલક તથા છત્ર ધારણ કરવામાં અને વરસાદના આવવામાં ડાબી નાડી શુભ છે.

ઇડા અર્થાત નાકનાં બે છિદ્રોમાંના ડાબા છિદ્રમાંથી શ્વાસોશ્વાસ વધુ ચાલતો હોય તે વખતે સ્થિર કાર્ય કરવું, આભૂષણ પહેરવું, દૂર માર્ગે જવું આ તેમ, ધર્મ, મંદિર, અને ઘરની વસ્તુઓનો સંગ્રહ કરવો; વાવ, કુવા, તળાવ, દેવ, સ્તંભપ્રતિષ્ટા, યાત્રા, દાન. વિવાહ, વસ્ત્રાલંકારો પહેરવાં, શાંતિ પુષ્ટિદાયક કાર્ય કરવાં, દિવ્ય ઔષધી, રસાયન, પોતાના સ્વામીનાં દર્શન, મિત્ર. વ્યાપાર કરવો અનાજ સંગ્રહ કરવું, ગ્રહ પ્રવેશ કરવો, સેવા. ખેતી, બી વાવવું, શુભ કર્મ કરવાં, સલાહ કરવી, ગમન કરવું, વિદ્યારંભ કરવો, બંધુને મળવું, ધર્મ, યજ્ઞ વિગેરેની દીક્ષા લેવી, જન્મ, મોક્ષમાં, મંત્રની સિદ્ધિ કરવી, કાળનું જ્ઞાન થવું, સૂત્ર તથા પશુ લાવવાં, આવવું, વ્યાધિ ચિકિત્સા કરવી, સ્વામીને બોલાવવા, હાથી ઘોડા પર સ્વારી કરવી, ધનુષ ધારણ કરવું, ઉપકાર કરવો, ખજાનો સ્થાપન કરવો, ગાવું, વાજીંત્ર, નૃત્ય કરવું, શાસ્ત્રનો વિચાર, ગામ પ્રવેશ, તિલક કરવું, ખેતર રાખવું, તેમાં ચન્દ્રની નાડી ઇંડા શુભ ફળ આપનારી છે. રોગ, શોક, ઉદાસી, જ્વર પીડામૂર્છા, અનાજ લાકડાં સંગ્રહ કરવાં, સ્ત્રીઓનાં આભૂષણ લાવવાં, વરસાદ પડવો, ગુરૂપુજા, એ સર્વમાં ચંદ્ર નાડી શ્રેષ્ટ છે.

ઇડા નાડીમાં યોગાભ્યાસ આદિ કરવાં સિદ્ધિને આપનાર છે. પણ ઇડા નાડીમાં વાયુ અને આકાશતત્વ વહેતા હોય ત્યારે ઇડાનો પણ ત્યાગ કરવો.

દિવસ અને રાત્રિનાં સર્વ કાર્ય ઇડા નાડીમાં સિદ્ધ થાય છે.

બધાં શુભ કાર્યોમાં ચન્દ્રમાની નાડી ઉત્તમ માનવી. યાત્રાના આરંભમાં, વિવાહ ગૃહ કે નગરમાં પ્રવેશમાં સકળ શુભ કામમાં ચંન્દ્ર સ્વરમાં કરવાથી સર્વદા સિદ્ધ થાય છે.

## નીચેનાં કામ કરવામાં પીંગળા નાડી એટલે સૂર્યની જમણી નાડીનો સ્વર જોવો.

પિંગળા અર્થાત સૂર્યની નાડી એટલે નાકનાં બે છિદ્રોમાંથી જમણા છિદ્રમાંથી વધુ શ્વાસપ્રશ્વાસ ચાલતો હોય તે વખતે નીચે પ્રમાણે કાર્ય કરવાં શુભદાયક છે,

કઠણ અને કુર કાર્ય કરવાં, મારણ વિ. વિદ્યા ભણવી કે ભણાવવી, સ્ત્રી સંગ કરવો, વેશ્યાગમન કરવું, વહાણમાં ચઢવું, ભ્રષ્ટ કાર્ય કરવાં, મદિરા પાનમાં, વીર મંત્ર વિ. ની ઉપાસના, વિહ્વળ થવું, વિષ દેવું, દેશ વિધ્વંશ થવો, શાસ્ત્રનો અભ્યાસ, મૃગયા ગમન કરવું, પશુ વેચવાં, ઈંટ, લાકડાં, પથ્થરને રત્ન ઘસવાં, તે સર્વમાં પિંગળા નાડી શ્રેષ્ટ છે.

ગમનનો અભ્યાસ, યંત્ર, તંત્ર કળા, પર્વત ઉપર ચઢવું, જુગાર, ચોરી કરવી, હાથી ઘોડાને સમારવા કે ચલાવવા, યક્ષિણી, યક્ષ, વૈતાળ. ભૂતને રોકવાં, ગધેડા, ઉંટ, ભેંસ, હાથી ઘોડા ઉપર ચઢવું, નદી તરવી, ઔષધ કરવું, લખવું, મારવું, મોહ કરવો, રોકવું વૈર કરવું, ઉચ્ચાટન, વશ કરવું. ખેતી કરવી, દાન કરવું લેણદેણ કરવું, પ્રેત બોલાવવું, શત્રુ નિગ્રહ કરવો, યુદ્ધ કરવું, ભોગ ને રાજા દર્શન કરવું, ભોજન, સ્નાન, વ્યવહાર, ભોજનદ્વારા મંદાગ્નિ કરવો, સ્ત્રીઓને વશ કરવી, શયન કરવું, એ સર્વ સૂર્ય સ્વર ચાલતો હોય ત્યારે કરવાં. સઘળાં ક્રુર કર્મ. અનેક પ્રકારનાં ચર કર્મમાં સૂર્યની પિંગળા નાડી સિદ્ધ જાણવી.

ઘાતકી કામ કરવામાં, સ્ત્રીની સેવા કરવામાં, રણસંગ્રામમાં, કઠીણ વિદ્યામાં ઝેર દેવામાં, વેશ્યા સંભોગમાં, પોતાની સ્ત્રી મનાવવામાં ઝેર ખાવામાં વહાણમાં બેસવામાં, ખોટું કામ કરવામાં ઓળખાણ કરવામાં, મેલા મંત્રનો જપ કરવામાં, ભણવા ભણાવવામાં ઓસડમાં, શયન કરવામાં, ઉચ્ચાટનમાં, કોઇને દુઃખ દેવામાં, ઉપાસના કરવામાં, શત્રુતા કરવામાં, કોઇને મારવાને, દુશ્મનને છેતરવાને, કીલ્લો ચણાવવાને, પથ્થર તથા લાકડાંના કામમાં, હથીઆર

બાંધવામાં, ચોરી કરવામાં, છેતરવામાં, વેચવામાં, ધન પેદા કરવામાં, ભૂતપ્રેતાદિકના કામમાં. વશીકરણમાં, કામણુકુમણુમાં, ભોજનમાં, છળભેદમાં, રત્ન વિગેરે વસ્તુમાં, મારણ મોહનમાં, નાટક ચેટકમાં, જારકર્મમાં દારૂ પીવામાં, પૈસા જડતા ન હોય તો, ચાકર રાખવામાં, દુશ્મનનો દેશ ઉજડ કરવામાં, નવો ઘાટ કરવામાં, મહેનતનું કામ કરવામાં, સટ્ટો કરવામાં વિગેરે તમામ દુષ્ટ કામ સૂર્ય નાડીમાં કરવું.

સુષુમ્ણા નાડી એટલે બંને નાસિકાની નાડીમાં સ્વર ચાલતો હોય તે વખતે નિચેનાં કામ કરવાં.

વેપાર. ધુતવાનું કામ, વાઘનો ભય, રૂપનો ભય, સ્વામિનો કોપ, છળથી વિવાદ કરવો, દુશ્મનના ભય માટે, ચોરના ભય માટે, અને માર્ગને વિષે એવી રીતે ગેરકાર્યને વિષે શુષમ્ણા નાડી જોવી.

## સુષુમ્ણા નાડી ચાલતી હોય તેનું ફળ.

નાકનાં છિદ્રો બે છે તેનાં જો ક્ષણવાર પવન ડાબી બાજુ ચાલે, વળી ક્ષણવાર દક્ષિણ બાજુ ચાલે કે બંને છિદ્રો દ્વારા સરખો પવન ચાલે તો સુષુમ્ણા નાડી જાણવી.

સુષુમ્ણા નાડી સર્વ કાર્ય- હરનારાળી છે. તે નાડીમાં રહેલ અગ્નિ કાળ રુપે બને છે. તે અગ્નિ વિષયુક્ત અને સર્વ કાર્યનો નાશ કરનાર જાણવો.

જ્યારે જે પુરુષની બંને નાડી ચાલે ત્યારે તેનું નિઃસંદેહ અશુભ જાણવું. ક્ષણવારમાં ડાબી બાજુ અને ક્ષણવારમાં દક્ષિણ બાજુ પવન ચાલે તો વિષમ કહેવાય. તેનું ફળ વિપરીત જાણવું. તેમાં ક્રૂર અને સામ્ય કર્મ ન કરવું જો કરે તો નિષ્ફળ જાય.

જીવન, મરણ, પ્રશ્ન, લાભ, અલાભ, જય, પરાજય તે વખતે જો વિષમ અને વિપરીત સ્વર ચાલે તો જગદીશ્વરનું સ્મરણ કરવું. ઇશ્વરનું ચિંતન કરીને તે સમયે યોગાભ્યાસાદિ કર્મ કરવાં. અને જય લાભ કે સુખની આકાંક્ષાવાળાએ તે સમયે કાંઇ પણ કામ કરવું નહિ.

સૂર્ય નાડી સુષુમ્ણા જો વારંવાર વહે તો તે સમયે જો શાપ કે વર આપે તો તે નિષ્ફળ જાય.

નાડી સંચલન કાળમાં અને તત્વોના સંચલનમાં કોઈ પણ શુભ કાર્ય ન કરવું. દાન પુણ્ય પણ ન કરવાં.

જે સમયે વિષમ સ્વરનો ઉદય હોય ત્યારે મનથી કોઈ કાર્યનો વિચાર કરવોનહિ. જો તે વખતે યાત્રા કરવામાં આવે તો તે હાનિ-કર્ત્તા થાય, વખતે મરણ કે કલેશ પણ થાય.

તત્ત્વોનાં આઠ પ્રકારનાં વિજ્ઞાન.

વામ ભાગમાં અને દક્ષિણ ભાગમાં પાંચ પાંચ ઉદય કહેલ છે. એ તત્ત્વોનાં આઠ પ્રકારનાં વિજ્ઞાન આ પ્રમાણે છે.

પ્રથમ તત્ત્વોની સંખ્યા, બીજો ભેદશ્વાસની સંધી, ત્રીજો ભેદ સ્વરોનાં ચિહ્ન, ચોથો ભેદ સ્વરોનાં સ્થાન, પાંચમો ભેદ તત્ત્વોના રંગ, છઠા ભેદમાં પ્રાણ, સાતમામાં સ્વાદનો સંયોગ, આઠમામાં ગતિનાં લક્ષણ આ પ્રકારે આઠ પ્રકારના પ્રાણ છે.

સવારથી સદા સ્વરને જોવા તેથી સ્વર અને તત્ત્વની ઓળખાણ રહે છે.

કાનમાં બે અંગુઠા રાખી પછી નાકનાં બે છિદ્ર, મુખ, અને નેત્રો બાકીની આંગળીઓથી ડાબી બંધ કરવાથી એના વચમાં પૃથ્વી આદિ તત્ત્વોનું જ્ઞાન ક્રમવાર પીત, શ્વેત, લાલ, અને શ્યામ બિંદુમાંથી સ્પષ્ટ થાય છે. પૃથ્વીને પીતવર્ણ, જળનો શ્વેત, તેજનો લાલ, વાયુનો શ્યામ અને આકાશનો ચિત્ર વર્ણ હોય છે.

જેમ દર્પણમાં મુખ જોઇ શ્વાસને મૂકે છે તેમ આકારોને જોઇ તત્ત્વના ભેદને પંડિત લોકો જાણે છે.

ચતુરસ્ત્ર, અર્ધચંદ્રાકાર, ત્રિકોણ, વર્તુલ, અને બિંદુઓના આકાર નેત્રો આગળ જુવે તો આકાશતત્ત્વનું લક્ષણ જાણવું.

મધ્યમાં પૃથ્વી, નીચે જળ, ઉપર અગ્નિ અને વાયુનો પ્રવાહ વક્ર હોય અને બે સ્વરોનું સક્રમ ચાલતું હોય તો આકાશતત્ત્વનું ચાલવું જાણવું.

બંને ખભા ઉપર અગ્નિ, નાભિના મૂળમાં પવન, જાનું દેશમાં પૃથ્વી, ચરણના અંતમાં જળ, મસ્તકમાં આકાશ તત્ત્વ રહે છે.

વાયુનો સ્વર આઠ આંગળ, પવનનો ચાર આંગળનો, પૃથ્વીનો સ્વર બાર આંગળ, જળનો સ્વર સોળ આંગળ ચાલે છે.

જો ઉર્ધ્વ સ્વર ચાલે તો મૃત્યુ, નીચો સ્વર ચાલે તો શાન્તિ, વક્ર ચાલે તો ઉચ્ચાટન, મધ્યનો સ્વર ચાલે તો સ્તંભ અને આકાશતત્ત્વનો સર્વ કામોમાં મધ્યમ જાણવું.

પૃથ્વી તત્ત્વમાં સ્થિર કાર્ય કરવાં, જળતત્વમાં ચર કર્મ કરવાં,

તેજ તત્વમાં ક્રુર કાર્ય કરવાં, પવનમાં મારણ અને ઉચ્ચાટન કર્મ કરવાં, આકાશમાં કોઇ કાર્ય ન કરવું. પણ યોગાભ્યાસ કરવો. પૃથ્વી અને જળતત્ત્વથી સિદ્ધિ, અગ્નિતત્ત્વથી મૃત્યુ, વાયુતત્વથી ક્ષય, આકાશતત્ત્વમાં સર્વ કાર્ય નિષ્ફળ થાય. પૃથ્વી તત્વથી અધિક લાભ થાય, જળ તત્વથી તત્ક્ષણ લાભ થાય, વાયુ અને અગ્નિથી હાની અને આકાશતત્વથી નિષ્ફળતા જાણવી.

પૃથ્વીતત્ત્વનો સ્વર—જેનો વર્ણ પીત્ત હોય, ધીમે ધીમે કે મધ્યમ ચાલવાવાળો હોય, જેનો શબ્દ ભારે હોય, જરા ઉષ્ણ હોય, જેનો પ્રવાહ બાર આંગળનો છે. તે પૃથ્વીતત્ત્વનો સ્વર છે તેમાં કાર્યો સધાય છે. તે ભોગનો દાતા છે.

જળતત્ત્વનો સ્વર—જે નીચે વહે જેનો ધ્વની ગુરુ હોય, ઉતાવળો ચાલે, સ્થિતિ શીતળ હોય, જે સોળ આંગળનો હોય, તો તે જળનો સ્વર છે. જેનો વર્ણ શ્વેત હોય, અર્ધચંદ્રાકાર હોય, સ્વાદુ હોય, કસેલો લીલો હોય તે જળતત્ત્વ હોય છે તેમાં શુભ કામ કરવાં અને તે લાભ દાતા છે.

તેજતત્ત્વનો સ્વર ચાર આંગળનો હોય છે. ઉપર ચાલે, અત્યંત ઉષ્ણ હોય અને લાલ હોય છે. તેમાં ક્રુર કાર્યો કરવાં.

વાયુતત્ત્વનો સ્વર—આઠ આંગળનો છે, શીતોષ્ણ છે, કાળો છે, વક્ર ચાલે તે વાયુતત્ત્વનો સ્વર છે. તેમાં ચર કાર્યની સિદ્ધિ થાય છે.

આકાશતત્ત્વ—એક રસ સર્વતત્ત્વોના ગુણોમાં વહે છે. તે યોગી કે યોગનો દાતા છે.

પૃથ્વી અને જળ તત્ત્વ શુભ છે. તેજના તત્ત્વમાં મધ્યમ ફળ થાય છે. આકાશને વાયુ તત્ત્વમાં હાનિને મૃત્યુ અશુભ ફળ મળે.

પૂર્વથી પશ્ચિમ પર્યંત પૃથ્વી તત્ત્વ, દક્ષિણમાં તેજ તત્ત્વ, ઉત્તરમાં વાયુતત્ત્વ અને મધ્યમાં આકાશતત્વ છે.

ચન્દ્રના સ્વરમાં પૃથ્વી અને જળતત્ત્વ અને સૂર્યના સ્વરમાં અગ્નિ તત્ત્વ જે સમયે હોય તે સમયમાં સારાં કે નઠારાં કાર્યોની સિદ્ધિ થાય છે. દિવસે પૃથ્વીતત્ત્વથી અને રાતે જળતત્વથી લાભ થાય છે. અગ્નિતત્વથી મૃત્યુ અને વાયુતત્વથી નાશ તથા આકાશ તત્વથી દાહ થાય છે.

પૃથ્વીતત્વમાં જીવન. જય, લાભ, ખેતી, ધનનું કાર્ય, મંત્ર-

, યુદ્ધ પ્રશ્ન, ગમન અને આગમન શ્રેષ્ટ છે. જળનું તત્વ હોય શત્રુનું આગમન સમજવું. પૃથ્વીતત્વમાં શુભ થાય છે, વાયુતત્વમાં અન્ય સ્થાને ચાલ્યો છે, આકાશ કે અગ્નિતત્વમાં શત્રુની હા- મૃત્યુ થાય છે.

કોઈના પ્રશ્ન વખતે જો પૃથ્વીતત્વ હોય તો મૂળ, વૃક્ષ વિગેરેની ા, જળતત્વમાં જીવની ચિંતા, અને તેજના તત્વમાં શુન્ય અર્થાત ા ન સમજવી.

દક્ષિણ બાજુનો સ્વર ચાલતો હોય તો અગ્નિતત્વમાં સુર્ય; તત્વમાં શની, વાયુ તત્વમાં રાહુ જાણવો.

ડાબી બાજુ સ્વર ચાલતો હોય તો જળતત્વમાં ચંદ્રમા, પૃથ્વી માં બુધ, વાયુતત્વમાં બૃહસ્પતિ, અને અગ્નિતત્વમાં શુક્ર જાણવો. સર્વ ગ્રહો સર્વ કાર્યોમાં પુર્વોક્ત તત્વોમાં સ્થિત રહે.

પૃથ્વીતત્વમાં બુધ, જળતત્વમાં ચન્દ્રમા, અગ્નિતત્વમાં સુર્ય, ને મંગળ, વાયુતત્વમાં રાહુ અને શની, તથા આકાશતત્વમાં સ્પતિ કહેલ છે.

## પરદેશ ગયેલા સંબંધી પ્રશ્ન.

જો કોઇ પરદેશ ગયેલા સંબંધમાં પ્રશ્ન કરે અને તે સમય ના સ્વરમાં રાહુ સ્થિત હોય તો કહેવું કે બીજે સ્થળે જવા માટે સ્થાનેથી નીકળી ચુકયો છે.

જો એ વખતે જળતત્વ વહેતું હોય તો પરદેશથી આવવાનું વું, પૃથ્વીતત્વ હોય તો પરદેશી જ્યાં ગયો છે ત્યાં સુખી કહેવો, યુતત્વ ચાલતું હોય તો અન્ય સ્થાને ગયો છે એમ કહેવું અને ગ્નિતત્વ ચાલતુ હોય તો પરદેશમાં મરણ પામેલો છે એમ કહેવું.

જો પરદેશી સંબંધી પ્રશ્નના સમયે પૃથ્વીતત્વ કે જળતત્વ ય તો સંતોષ, પુષ્ટતા, પ્રીતિ, રતિક્રિડા, જય અને હર્ષમાં છે હેવું. તેજ કે વાયુ તત્વ ચાલતું હોય તો શયન અને જ્વરથી પર- શમાં ટાઢે રહે છે કહેવું. જો આકાશતત્વ હોય તો અવસ્થાથી રીત પરદેશીનું મરણ કહેવું. પૂર્વ, પશ્ચિમ, દક્ષિણ, અને ઉત્તર એ ારે દિશાઓમાં ક્રમથી પૃથ્વી, જળ, તેજ, અને વાયુ એ ચાર ત્વ બળવાન છે.

## તત્વોનાં નક્ષત્રો.

પૃથ્વી તત્વનાં—ધનિષ્ટા, રોહિણી. જેષ્ટા, અનુરાધા, શ્રવણ,

અભિજીત, અને ઉત્તરાષાઢા, એ સાત નક્ષત્ર પૃથ્વી તત્ત્વનાં છે.

જળતત્ત્વનાં—પૂર્વાષાઢા, આશ્લેષા, મૂળ, આર્દ્રા. રેવતી, ઉત્તરાભાદ્રપદ. અને શતભિષા એ સાત નક્ષત્ર જળતત્ત્વનાં છે.

તેજ તત્ત્વનાં—ભરણી, કૃતિકા, પુષ્ય, મઘા, પૂર્વાફાલ્ગુની, પૂર્વાભાદ્રપદ, અને સ્વાતી એ સાત નક્ષત્ર છે.

વાયુ તત્ત્વનાં—વિશાખા, ઉત્તરાફાલ્ગુની, હસ્ત, ચિત્રા, પુનર્વસુ, અશ્વની, અને મૃગશર એ સાત નક્ષત્ર છે.

लं એ બીજ પૃથ્વી તત્ત્વનું છે. वं બીજ જળ તત્ત્વનું છે. रं બીજ અગ્નિ તત્ત્વનું છે. यं બીજ વાયુ તત્ત્વનું છે. અને हं બીજ આકાશ તત્ત્વનું છે, જે તત્ત્વનું ધ્યાન કરવું હોય તેના બીજનું તે તે તત્ત્વમાં ધ્યાન કરવું.

પ્રાણુજ સર્વના પરમ મિત્ર રૂપ છે. તેનો પ્રાણ સમાન બીજો કોઇ બંધુ નથી. શરીર રૂપી નગરમાં રહેલો પ્રાણવાયુ રખવાળ છે. પ્રાણ પ્રવેશ સમયે દશ આંગળ અને નીકળતી વખતે બાર આંગળ હોય છે. ગમન સમયે ૨૪ આંગળનો દોડતી વખતે ૪૨ આંગળનો મૈથુન વખતે ૬૫ આંગળનો, અને શયન સમયે ૧૦૦ આંગળનો કહેલો છે.

પ્રાણની સ્વાભાવિક ગતિ ૧૨ આંગળની છે. તે ભોજન તથા વમન વખતે ૧૮ આંગળની થાય છે.

જો યોગી પ્રાણની ગતિ એક આંગળ ઓછી કરે તો નિષ્કામતાની પ્રાપ્તિ થાય છે. બે આંગળ ઓછી કરે તો આનંદની પ્રાપ્તિ અને ૩ આંગળ ઓછી કરે તો કવિતાની પ્રાપ્તિ થાય છે. ૪ આંગળ ઓછી કરે તો વાણીની સિદ્ધિ, ૫ આંગળ ઓછી કરે તો દૂર દૃષ્ટિ, ૬ આંગળ ઓછી કરે તો આકાશગમનમાં શક્તિ, ૭ આંગળ ઓછી કરે તો પ્રચંડ વેગ થઇ જાય છે. ૮ આંગળ ઓછી કરે તો અણિમાદી સિદ્ધિયોની પ્રાપ્તિ, ૯ આંગળ ઓછી કરે તો નવનીધિયોની પ્રાપ્તિ, ૧૦ આંગળ ઓછી કરે તો દસે મૂર્તિયો અર્થાત અનેક રૂપની પ્રાપ્તિ, ૧૧ આંગળ ઓછી કરે તો દેહની છાયાનો અભાવ અને ૧૨ આંગળ જો પ્રાણની ગતિ ઓછી થઇ જાય તો હંસગતિ ગંગાજળના સમાન અમૃત રસનું પાન પ્રાપ્ત થાય. જો શિખાથી નખ સુધી પ્રાણોને પૂર્ણ યોગી વશ કરી લેતો ભક્ષ્ય ભોજનિવૃત્તિ થાય.

## યુદ્ધમાં જય વિજય જોવું.

જો દૂર દેશાવર યુદ્ધ કરવા જવું હોય તો ચંદ્રમાનો સ્વર જય અપાવે, સમીપમાં યુદ્ધમાં જવું હોય તો સુર્યનો સ્વર જય અપાવે. ચંદ્ર સ્વર અથવા સૂર્ય સ્વર ચાલતો હોય તે વખતે જળતત્ત્વ વહેતું હોય તો યુદ્ધ કરવાને યોદ્ધા આવશે. જે દિશામાં પવનતત્ત્વ ચાલતું હોય તે દિશામાં યુદ્ધ માટે સેના મોકલે તો સામે ઇન્દ્ર હોય તો પણ જય મળે.

ચંદ્ર સૂર્યના પ્રવાહમાં જો વાયુતત્ત્વ વહે તો તે સમય ગમન કરવાવાળો દિંગત સુધી સંરક્ષણ કરી શકે છે. સદા જય મેળવે છે. પ્રાણવાયુ સુષુમ્ણામાં ચાલતો હોય તો સંગ્રામમાં દુશ્મનને સંકટ થાય. પુરૂષોની જમણી નાડી, સ્ત્રીઓની ડાબી નાડી અને યુદ્ધ સમયે કુંભક નાડી શ્રેષ્ટ હોય છે.

જો પ્રશ્ન કરનાર ડાબો કે જમણી તરફ બેસી યુદ્ધનો પ્રશ્ન કરે અને તે સમય પૂર્ણ સ્વર હોય તો નાશ નહિ થાય, શૂન્ય હોય તો ઘાત થાય.

પ્રશ્ન વખતે સ્વરનું જ્ઞાન ન થાય તો નિશ્ચય કરીને પોતાના હાથે પૃથ્વી ઉપર પુષ્પ નાંખવું. જો તે પુષ્પ પોતાના પગ આગળ પડે તો પૂર્ણ ફળ મળે અને જો દૂર પડે તો શુન્ય ફળ મળે જાણવું. જે ઉભા રહી કે બેસીને પ્રાણવાયુને નિશ્ચલ મનથી શરીરની અંદર આકર્ષણ કરે છે તેનાં સર્વ કાર્ય સિદ્ધ થાય છે.

## વશીકરણ પ્રયોગો.

સ્ત્રીના ચન્દ્રસ્વરને પોતાના સૂર્યસ્વરથી આકર્ષણ કરીને પોતાના જીવસ્વરને મંડળમાં રાખે તો જન્મપર્યંત સ્ત્રી પોતાને વશ થઇ જાય, આ ક્રિયા પોતાની પરણેલી સ્ત્રીમાં જ થઇ શકે છે.

પુરૂષ પોતાના જીવસ્વરથી સ્ત્રીના જીવસ્વરને ગ્રહણ કરે. સ્ત્રીના જીવસ્વરમાં પોતાના જીવ સ્વરને આપે આ પ્રકારે જીવના સ્થાનમાં જેનો જીવ ગયેલો હોય તે પુરૂષ જન્મપર્યંત સ્ત્રીને વશ રહે.

રાત્રીના પાછલા પહોર વખતે જે મનુષ્ય સુષુમ્ણા સ્વરનું પાન કરે છે તે સ્ત્રીઓના પ્રાણોને વશ કરે છે. તે કાળ વ્યતીત થયા પછી અષ્ટાક્ષર મંત્રનો જપ કરી જે પુરૂષ પોતાનોચન્દ્ર સ્વર સ્ત્રીને આપે છે તો તે સ્ત્રી તેજ ક્ષણમાં મોહને પ્રાપ્ત થાય છે.

શયન વખતે સ્ત્રીસંગમાં કે સ્પર્શ વખતે જે મનુષ્ય પોતાના સૂર્ય સ્વરથી સ્ત્રીના ચન્દ્ર સ્વરનું પાન કરે છે તે મનુષ્ય કામદેવ સમાન મોહ કરવાવાળો થાય છે.

જો શિવ સ્વર એટલે સૂર્ય સ્વર, શક્તિ સ્વર એટલે ચંદ્ર સ્વર સ્ત્રી સંગ વખતે મળી જાય અથવા પુરુષ પોતાનો ચન્દ્ર સ્વર સ્ત્રીને આપે તે પુરુષ સો સ્ત્રીઓને મોહ પમાડી શકે છે.

સ્ત્રીના ચન્દ્ર સ્વરને પોતાના સૂર્ય સ્વરમાં આપ્યા પછી સાત નવ, ત્રણ કે પાંચવાર સંગ કરે અથવા સ્ત્રીના ચન્દ્ર સ્વરમાં પોતાનો સૂર્ય સ્વર આપીને બે, ચાર, અને છવાર સંગ કરે તો તે કામીને વશ થઇ જાય છે.

પોતાના સૂર્ય અને ચન્દ્ર સ્વરને સર્પની ગતિથી ખેંચીને સ્ત્રીના મુખના અધરોષ્ટો પર પોતાના મુખ સ્પર્શ કરીને વારંવાર પ્રયા કળા પ્રમાણે ચન્દ્ર અને સૂર્યને મેળવે જેટલો સમય સ્ત્રી નિદ્રામ રહે ત્યાં સુધી ઉપર પ્રમાણે સ્ત્રીના મુખ કમળનું પાન કરે અ પછી જાગતી વખતે કંઠ તથા નેત્રનું ચુમ્બન કરે આમ કરવાથ કામી પુરુષ સ્ત્રીઓને વશ કરી શકે છે. આ વશીકરણ કોઇ લંપટ ન કહેવું.

## ગર્ભ રહેવામાં સ્વરનો ઉપયોગ.

ઋતુ સ્નાન પછી જ્યારે સ્ત્રીને પાંચમો દિવસ હોય તે દિવ પુરુષનો સૂર્ય સ્વર અને સ્ત્રીનો ચંદ્ર સ્વર ચાલતો હોય તો વખતે સ્ત્રીસંગ કરવાથી પુત્રનો જન્મ થાય.

જે વખતે પૃથ્વી અને જળતત્ત્વ વહેતાં હોય તે વખતે સ્ત્રી ગાયના દૂધમાં શંખાવલી ઘુંટીને પીવરાવવી પછી પોતાના પ પાસે ત્રણવાર ભોગની પ્રાર્થના કરવી, આ ઔષધ ઋતુસ્નાન ક પછી પીવું, તો રૂપવાન પરાક્રમી પુત્ર પેદા થાય છે.

જે મનુષ્ય સૂર્ય સ્વરના પ્રવાહની સાથે સુષુમ્ણા સ્વર ચાલવા વખતે ઋતુદાન આપે છે તો તેને કુરુપ અને અંગહી પુત્ર થાય છે.

ઋતુ પછી વિષમ દિવસોમાં પુરુષનો સૂર્યસ્વર દિવસ ત રાત્રીમાં ચાલે, સ્ત્રીનો ચન્દ્ર ચાલે તથા પૃથ્વી, જળ અને અગ્નિ તત્વોમાં ગર્ભાધાન થાય તો વંધ્યા પુત્રપણાને પામે.

જો ઋતુના આરંભમાં પુરુષનો સૂર્ય સ્વર અને સ્ત્રીનો ચ

સ્વર ચાલે એ બેનો સંગમ થઇ જાય તો વંધ્યા પુત્રપણાને પામે.

જો ભોગના પ્રારંભમાં પુરુષનો સૂર્ય સ્વર ચાલે અને વીર્યપાત થયા પછી ચન્દ્ર સ્વર ચાલવા લાગે તો આ ક્રમથી સ્ત્રી ગર્ભને ધારણ કરતી નથી.

## કાર્ય સિદ્ધ થશે કે કેમ તે બાબત.

પ્રશ્ન કરનાર જે તરફની નાડી ચાલતી હોય તે તરફ ઉભો રહી પ્રશ્ન પુછે તો તેનું કામ સિદ્ધ થાય. અને બીજી તરફ રહીને પ્રશ્ન પૂછયો હોય તો કામ સિદ્ધ ન થાય.

સ્વરનો પ્રવેશ થતી વખતે (એટલે શ્વાસ ઉંચો ચઢતી વખતે) પ્રશ્ન પૂછનાર આવે તો તેનું કામ સિદ્ધ થાય અને સ્વર બહાર નીકળતી વખતે પ્રશ્ન કરે તો પ્રજાનું કામ સિદ્ધ થાય નહિ.

## અમુક તકરારનું પરિણામ કેવું આવશે તે બાબત.

કોઇ તકરાર થઇ હોય તેનું શું પરીણામ આવશે તેમ પુછે તો તે વખતે ચંદ્ર (ડાબી) નાડીએ સ્વર વહેતો હોય તો તેનો નિકાલ થાય, સૂર્ય (જમણી) નાડી વહેતી હોય તો તકરાર વધે અને શુષુમ્ણા વહેતી હોય તો સમાધાન થાય નહિ.

## અમુક માંદો માણસ સાજો થશે કે કેમ તે બાબત.

રોગી માંદો હોય અને તેના સંબંધમાં કોઇ પ્રશ્ન પૂછે તે વખતે તે પ્રશ્ન પૂછનાર જમણો તરફ રહી પૂછે અને સૂર્ય (જમણી) નાસિકાદ્વારા સ્વર ચાલતો હોય તો તે રોગી જરૂર મરી જાય પણ તેજ વળાએ જમણો સ્વર બદલાઇને ડાબી નાસિકાદ્વારા સ્વર ચાલે તો રોગી દુઃખી થાય ખરો પણ જીવતો ઉઠે.

## મૃત્યુ જોવા વિષે.

જે પુરૂષની એકની એક નાડી ડાબી અગર જમણી ગમે તે એક ચાલે તો તે ત્રણ વરસ જીવે, રાત્રિ દિવસ સૂર્યની (જમણી) નાડી વહે તો બે વર્ષ જીવે, એકનો એક સ્વર ત્રણ ત્રણ રાત્રી ચાલે તો એક વરસ જીવે, સોળ દિવસ સુધી એકજ સ્વરે સૂર્ય (જમણી) નાડી ચાલે તો તે એક માસ જીવે, ચંદ્ર નાડી (ડાબી) એકલીજ સોળ દિવસ સુધી વહે તો સુખ થાય, લાભ થાય અને ઉત્તમ મિત્ર મળે અને તેવીજ રીતે શુષુમ્ણા એકલીજ ૧૬ દિવસ ચાલે તો મરણ થાય.

જેને રાત્રે જમણી અને દિવસે ડાબી (ચંદ્ર) નાડી વહે એ પ્રમાણે એક માસ ચાલે તો ૭ માસે મૃત્યુ થાય.

કોઇ સ્ત્રીને પુત્ર કે પુત્રી થશે તે સંબંધમાં કોઇ પ્રશ્ન પૂછે તે વખતે ચંદ્રનાડી વહેતી હોય તો પુત્રી થાય અને સૂર્ય નાડી વહેતી હોય તો પુત્ર થાય અને શુષુમ્ણા વહેતી હોય તો ગર્ભપાત થાય.

ડાબી નાસીકા ચાલતી હોય અને જમણી તરફ રહી ગર્ભના સંબંધમાં પ્રશ્ન પૂછે તો પુત્રનો જન્મ થાય.

ગર્ભવતીને શું જન્મશે ગર્ભ રહેવાનો યોગ.

જો ગર્ભવતીના પ્રશ્ન વખતે ચન્દ્રની નાડી ચાલે તો ગર્ભમાં કન્યા હોય છે. સુર્ય સ્વર ચાલે તો પુત્ર હોય છે અને જો બન્ને સ્વર ચાલતા હોય તો ગર્ભ નષ્ટ થઇ જાય છે.

પ્રશ્ન વખતે પૃથ્વીતત્વ હોય તો કન્યા, જળતત્વ હોય તો પુત્ર, વાયુ તત્વ હોય તો કન્યા, તેજ તત્વ હોય તો ગર્ભપાત અને આકાશતત્વ હોય તો નપુષક થાય છે.

ગર્ભના પ્રશ્ન વખતે જો ચન્દ્ર સ્વર ચાલતો હોય તો કન્યા જન્મે, સૂર્ય સ્વર ચાલતો હોય તો પુત્ર અને સુષુમ્ણાનો સ્વર ચાલતો હોય તો ગર્ભમાં નપુસક હોય છે, જો પ્રશ્ન કરનાર પૂર્ણ અંગવાળો હોય તો પુત્ર થાય છે. જો પુછનારો અંગશુન્ય હોય અને શુન્ય બન્ને સ્વર ચાલે તો જોડેલું હોય. જો સ્વરોને સંક્રમણ કે સુષુમ્ણા હોય તો ગર્ભપાત જાણવો.

વાયુતત્ત્વમાં ગર્ભાધાન હોય તો દુઃખદાયક, જળતત્ત્વમાં હોય તો દિશાઓમાં વિખ્યાત, સુખી, અગ્નિ તત્ત્વમાં હોય તો ગર્ભપાત, થોડા આયુષ્યવાળો થાય અને પૃથ્વીતત્વમાં ગર્ભાધાન હોય તો સુંદર અને ધનવાન ઉત્પન્ન થાય છે.

જળતત્ત્વમાં ગર્ભાધાન હોય તો ધનવાન ને સુખી, ભોગવાળો અને સદા દ્રવ્યવાન એવો પુત્ર થાય છે. આકાશતત્ત્વમાં ગર્ભાધાન રહે તો ગર્ભ નાશ પામે,

પૃથ્વી તત્ત્વમાં ગર્ભાધાન હોય તો પુત્રની,જળતત્ત્વમાં હોય તો કન્યા થાય, શેષતત્ત્વમાં રહે તો ગર્ભની હાની તથા જન્મ થતાંજ મરણ પામે.

સંવત્સરનું ફળ.

ચૈત્ર માસના શુક્લ પ્રતિપદાને દિવસે સવારમાં તત્વોના ભેદથી

દક્ષિણાયન અને ઉત્તરાયણને જુએ, એ દિવસના વહેવાથી આખા વર્ષના ફળને જુવે.

તે વખતે જો ચંદ્ર સ્વરના ઉદય વખતે પૃથ્વી, જળ કે વાયુ તત્વ ચાલે તો ખેતીમાં સારી પેદાશ થાય, જો ચંદ્ર સ્વરમાં તેજ અને આકાશતત્વ ચાલતાં હોય તો ઘોર ભય અને દુકાળ પડે. આ પ્રમાણે વર્ષાદ, માસ ને દિવસોમાં પણ બધાં તત્વોનાં ફળ જાણવાં. મધ્યમા–સુષુમ્ણા નાડી ક્રૂર અને સર્વ કામોમાં દુષ્ટ છે. દેશ ભંગ થાય, મહા રોગ થાય, કલેશ થાય, કષ્ટ અને દુઃખ થાય.

જો મેષની સંક્રાંત સમયે એટલે મેષના સુર્ય થાય તે સમયે સ્વરના ભેદને જાણે, તો સંવત્સરનું ફળ કહી શકાય. મેષ સંક્રાંતિ સમયે પૃથ્વી તત્વોથી દિવસ, માસ અને વર્ષનુ ફળ શુભ જાણવું. આકાશ, વાયુ અને અગ્નિતત્વથી દુષ્ટ ફળ જાણવું. મેષ સંક્રાંતિના દિવસે પૃથ્વી તત્વ ચાલે તો કાળ પડતો નથી, દેશની વૃદ્ધિ, પૃથ્વીમાં ઘણું અનાજ પાકે, અતિવૃષ્ટિ ને બહુ સુખ થાય. જો તે દિવસે જળતત્વ વહે તો અત્યંત વરસાદ થાય, સુકાળ, આરોગ્ય, સુખ તથા પૃથ્વીમાં ઘણી ખેતી થાય. અગ્નિતત્વ ચાલતુ હોય તો દુકાળ. દેશભંગ, ઉત્પતિનાશ, થોડા વરસાદ થાય. મેષ સંક્રાંતિ સમયે વાયુતત્વ ચાલતું હોય તો ઉત્પત્તિ, ઉપદ્રવ, ભીતિ, અલ્પવૃષ્ટિ, ઉંદર પડે. આકાશતત્વ ચાલતું હોય તો ધાન્યને સુખની શુન્યતા જાણવી.

જો શ્વાસનો પૂર્ણ પ્રવેશ થાય તો તત્વથી ધાન્યની સિદ્ધિ, તત્વોના ઉદય સમયે સૂર્ય તથા ચંદ્ર સ્વર વિપરીત થાય તો કે ચંદ્રના યોગમાં સૂર્ય, સૂર્યના યોગમાં ચંદ્ર હોય તો કરેલો સંગ્રહ લાભદાયક થઇ પડે.

દક્ષિણ સ્વરમાં અગ્નિતત્વ હોય તથા કેવળ આકાશતત્વ હોય તો તે વખતે ધાન્યાદિકનો સંગ્રહ કરવો. બે માસ પછી મોંઘવારી થાય.

જો રાત્રે સૂર્યની નાડી ચાલતી હોય અને સવારે ચંદ્રની વહેવા લાગે તો તે સમય આકાશ, પવન અને અગ્નિતત્વનો યોગ હોય તો પૃથ્વી તળ ઉપર મહા અનર્થો થાય છે.

## રોગી સંબંધી પ્રશ્નનો જવાબ.

જો રોગી સંબંધી પ્રશ્ન કરવા કોઇ આવે અને તે પ્રશ્ન વખતે પૃથ્વીતત્વ વહેતું હોય તો પ્રારબ્ધનો રોગ, જળતત્વ હોય તો જળની

માતૃકાઓનો, તેજતત્વ ચાલતું હોય તો, ખેતરમાં રહેનારી શાકી નીનો કે પિતૃદોષથી રોગ થયો છે.

પૂછનાર જો પ્રથમ શુન્ય અંગના તરફ આવ્યો હોય અ પછી પૂર્ણ અંગના તરફ પેઠા હોય તો જે માટે તે પૂછવા આવેલ છે તે મૂર્છા પામેલો છે, પણ જરુર જીવે છે. પ્રશ્ન પૂછતી વખ જે અંગમાં જીવ ( પ્રાણ ) રહેલો હોય તે અંગ તરફ બેસી પ્રશ્ન કરે તો રોગોથી પીડાવા છતાં રોગી જીવે.

જો દક્ષિણ નાડીનો વાયુ ચાલતો હોય અને દૂતના મુખથ અચાનક વચન નીકળે તો તે જીવ જીવશે. ચંદ્ર સ્વર હોય તો સમા ફળ થાય છે.

ડાબી ઈંડા નાડી અને જમણી પિંગળા નાડી એ બેના ચાલ તથા પ્રવેશ કરવા સમયે જો દુત પ્રશ્ન કરે તો તેની સિદ્ધિ થા તેમાં સંશય નથી.

જો પ્રશ્ન વખતે દૂત નીચેના ભાગમાં બેઠો હોય તો તે રોગ જરૂર જીવે છે. જો ઉંચા ભાગમાં બેઠો હોય તો જીવ યમાલયમાં ગ વગર રહે નહિ. જો તે વખતે સુષુમ્ણા નાડીમાં પ્રશ્ન કરે અને પ્રશ્ન કર્તા રિક્તા નાડીમાં એવો પ્રશ્ન કરે કે જેના અક્ષર વિષમ, ૧-૩ ૫ વિગેરે એકી હોય તો તેનું વિપરીત ફળ જાણવું.

જો પ્રાણવાયુ ચંદ્રમાના સ્થાનમાં સ્થિત હોય અને પ્રશ્ન ક સૂર્યના સ્થાનમાં સ્થિત હોય તો તે રોગીની ચિકિત્સા ગમે તે વૈ ભલે કરે પણ અવશ્ય મરણ પામે.

જો જીવ ( પ્રાણ ) પિંગળામાં સ્થિત હોય અને દુત વા ભાગમાં બેસી પુછે તો તે સમય ગમે તેવો રક્ષીત રોગી પણ મરણ પા

એક તત્વ વિપરીત થવાથી પુરુષોને તિરસ્કાર થાય છે, તત્વ વિપરીત થવાથી બંધુ અને મિત્રોથી વિપરીત થાય છે અ એક માસ પર્યંત વિપરીત ચાલ્યો જાય તો તરત મરણ થાય.

## કાળનું જ્ઞાન.

આ પંચ ભુતાત્મક દેહને શિવરૂપ સ્નેહ-તેલથી સિંચીને સુ રુપ પવનથી જો પ્રાણી રક્ષણ કરે તો તેનો જીવ સ્થિર થાય છે.

જે મનુષ્ય પ્રાણવાયુને બાંધીને આખો દિવસ સ્વરનું બં કરે છે, આ પ્રકારે અભ્યાસના બળ વડે સૂર્ય કાળને છેતરીને જીવ જીવી શકે છે.

જે મનુષ્યનો પ્રાણવાયુ રાત દિવસ એકજ સ્થળે વહે છે તે મનુષ્યનું મૃત્યુ ત્રણ વર્ષમાં થાય છે.

જે મનુષ્યની શ્વાસની ગતિ અહર્નિશ પિંગળામાં રહે તો તે મનુષ્યનું જીવન બે વર્ષનું જાણવું.

જેનો પ્રાણ વાયુ ત્રણ રાત્રી પર્યંત એક નાસીકના પુટ (છિદ્ર) માં રહીને ચાલે તેનું જીવન એક વર્ષ સુધીનું છે એમ જાણવું.

જેનો રાત્રે ચન્દ્રસ્વર અને દિવસે સુર્યસ્વર નિરંતર ચાલે તે મનુષ્યનું છ માસમાં મરણ થાય.

જે મનુષ્યને જળમાં સૂર્યનું પ્રતિબિંબ ક્ષીણ, ક્રમથી દક્ષિણ, પશ્ચિમ, ઉત્તર અને પૂર્વમાં જોવામાં આવે તે ક્રમથી છ, ત્રણ, બે અને એક માસ જીવશે. દક્ષિણમાં જે ક્ષીણ, દેખે તે છ, પાશ્ચમમાં ત્રણ, ઉત્તરમાં બે અને પૂર્વમાં એક માસનું તેનું જીવન સમજવું. જો પ્રતબિંબના મધ્યમાં તેને છીદ્ર જોવામાં આવે તો દસ દિવસનું જીવન જાણવું. જો આખા પ્રતિબિંબમાં ધુમ્રના જેવું જણાય તો તેજ દિવસે મરણ સમજવું.

જો રોગી સંબંધી પ્રશ્ન કરવા આવનાર માણસે કાળાં કે ભગવાં વસ્ત્ર પહેર્યાં હોય, દાંત પડી ગયા હોય, માથુ મુંડાવેલું હોય, તેલ ચોપડેલું હોય, હાથમાં દોરડુ હોય, ગરીબ હોય, પૂર્વોત્તર કે ઉત્તર દેવામાં સમર્થ, ભષ્મ, અંગારા, ખોપરી, પાશ કે મુંશળ આદિ જેના હાથમાં હોય, જે સૂર્યાસ્ત સમયે આવે, જેના પગ ઉઘાડા હોય, પગરખાં પહેરેલાં ન હોય, આવો દૂત પ્રશ્ન કરનાર હોય તો રોગી કાળનેજ પામશે એમ જાણવું.

જે રોગીના ચિત્તમાં અકસ્માત વિકાર થાય. અકસ્માત ઉત્તમ થઇ જાય, અકસ્માત ઇંદ્રિયોમાં ઉત્પાત થઇ જાય તો સન્નિપાતનાં લક્ષણ જાણવાં.

જે રોગીનું શરીર શીતળ હોય, પ્રકૃતિમાં વિકાર હોય તો અરિષ્ટ જાણવું.

જે રોગી ખરાબ શબ્દો બોલે, સારા શબ્દો કહી પછી પાશ્ચાતાપ કરે તો તેનું મરણ થાય.

જેનો હુંકાર શીતળ હોય, ફુત્કાર અગ્નિસમાન હોય, તે મરણ પામે, જે મનુષ્ય જીભ, આકાશ, ધ્રુવ, દેવ માર્ગ, શુક્ર, ચંદ્રમાને કહેવા છતાં જોઇ ન શકે તે વર્ષ દિવસ પછી કાળના મુંખમાં જાય.

જેને સૂર્ય તથા ચંદ્રનાં પ્રતિબિંબ અને અગ્નિ એનાં કિરણો પ્રતીત થાય નહિ. તેમનું જીવન અગીયાર માસનું જાણવું.

જેને સ્વપ્નમાં કે જાગૃતવસ્થામાં, મળ, મૂત્ર, સુવર્ણ અને ચાંદી જોવામાં આવે તો તે દસમાસથી વધુ જીવતો નથી.

જે કોઇવાર દીવાને, સુવર્ણને કે ભૂતોને વિપરીત જુવે તે નવમાસથી વધુ જીવતો નથી.

જેનો સ્વભાવ ચલાયમાન થઇ જાય કે સ્થૂળ હોય તો એકદમ કૃશ થઇ જાય, કૃશ હોય તો એકદમ સ્થૂળ થઇ જાય, ક્રુર તથા કૃષ્ણવર્ણ હોય ને સુવર્ણ સમાન કાંતિવાળો થાય, શુરવીર થઇ બીરૂ થાય, ધાર્મિક હોય ને અધર્મી થાય, શાંત હોય ને ચંચળ થઇ જાય તો તે મનુષ્ય આઠ માસ જીવે.

જેના હાથનાં તળીમાં ઉપર કે જીભના મૂળમાં રૂધીર કાળુ થઇ જાય. જેના ગાત્રમાં દાબવાથી કે કશાથી દુઃખ ન થાય તો તે મનુષ્ય સાત માસ જીવે.

જેના હાથની વચલી ત્રણ આંગળીઓ મરડાય નહિ, રોગવગર કંઠ સુકાઇ જાય, જેને વારંવાર પૂછવાથી જડતા થઇ જાય, પૂર્વાપરનું અનુંસંધાન ન રહે તો તે મનુષ્ય ૭ માસમાં મરણ પામે.

જેના સ્તનોની ચામડી બહેરી થઇ જાય, તે પાંચ માસમાં મરણ પામે.

જેના નેત્રોનું તેજ પ્રકાશ કરે નહિ, બે આંખોમાં પીડા થાય તો તેનું ચોથે માસે મરણ થાય.

જેના દાંત અને અંડકોશો દબાવવા છતાં કાંઇ પીડા ન થાય તો તે ત્રીજે માહને મરણ પામે છે.

---

## શીવનાં દર્શન કરવા.

એકાંત સ્થાનમાં વનમાં જઇ સૂર્યને પાછળ રાખી પોતાની છાયા કંઠ દેશમાં જોવી પછી આકાશ તરફ જોઇ **હ્રીં પરબ્રહ્મણે નમઃ** એ મંત્રનો ૧૦૮ વાર જપ કરવો તો તે મનુષ્ય શીવનાં દર્શન કરે છે. તેને શીવનું સ્વરૂપ શુદ્ધ સ્ફટિક જેવું જણાય છે. ૭ માસ અભ્યાસ કરવાથી પ્રાણી રાજા થાય છે. બે વર્ષ અભ્યાસ કરવાથી કર્તા, હરતા સ્વંભુતુલ્ય થઇ જાય છે. નિરંતર અભ્યાસ કરવાથી ભૂત, ભવિષ્ય અને વર્તમાન ત્રણ કાળનુ જ્ઞાન થઇ પરમાનંદ ને પ્રાપ્ત થાય છે. તેને કોઇ વસ્તુ દુર્લભ નથી.

જેને નિર્મળ આકાશમાં શિવનું સ્વરૂપ કાળુ જોવામાં આવે તે છ માસમાં મરણ પામે, પીળુ જુવે તો વ્યાધિ થાય, લાલ જુવે તો ભય, લીલું જુવે તો હાની અને અનેક રંગનું જુવે તો સિદ્ધિને પામે છે. જો છાયામાં પગ, પેટ, ગુહ્ય જોવામાં ન આવે, હાથ જોવામાં ન આવે તો જરુર રોગી મરણ પામે. જો ડાબી ભુજા જોવામાં ન આવે તો સ્ત્રી નાશ પામે. જમણો હાથ જોવામાં ન આવે તો બંધુ નાશ થાય પોતાનું મરણ એક માસમાં થાય. માથુ ન જુવે તો ૧ માસમાં, સાથળ ન જુવે તો આઠ દિવસમાં, છાયા, સમુંળગી ન જુવે તો તેજ ક્ષણે મરણ જાણવું.

જો સવારમાં સૂર્યને પીઠ તરફ રાખી છાયા જુવે તેમાં આંગળીને હોઠ ન જણાય તો નિમિષ માત્રમાં છાયાને ન જુવે તો પોતાને પણ ન જુવે, કાન, સ્કંધ, હાથ નખ, પડખાં, હૃદય જણાય તો અર્ધ ક્ષણમાં મરણ થાય, છાયામાં પુરૂષનું મસ્તક જોવામા ન આવે તો તે દિશાઓનું જ્ઞાન ન રહે તો છ માસ તે જીવે.

જે મનુષ્ય નો સોળ દિવસ સુધી નિયમિત સૂર્ય સ્વરજ ચાલ્યા કરે તે મનુષ્યનું પંદર દિવસમાં મરણ થાય.

જેનો નિરતર સૂર્ય સ્વરજ ચાલતો હોય અને ચંદ્ર સ્વર કોઇ કોઇવાર પણ જોવામાં ન આવે તો તેનું મરણ પંદર દિવસમાંજ થાય.

જેના મળ, મુત્ર અને વાયુ એકજ વાર નીકળે તો તે મરણ ની તૈયારી કરનારો જાણવો—તેનું મરણ દસ દિવસમાં થાય.

જેનો બરોબર ચન્દ્ર સ્વર ચાલતો હોય અને સુર્ય સ્વર એકવાર પણ ન ચાલે તો તે મનુષ્ય એક માસમાં મરણ પામે.

જે ભ્રકુટી ન જુવે તે નવ દિવસમાં, કાન શબ્દને ન સાંભળે તે સાત દિવસમાં, તારા ન જુવે તે પાંચ દિવસમાં, નાક ન જુવે તે ૩ દિવસમાં ને જીભ ન જુવે તે જરૂર મરણ પામે.

આંખોના ખૂણાને આંગળીયોવડે જરા દબાવીને જુવે અને દબાવવાથી જળનાં બિંદુ નીકળે તો તે દસ દિવસમાં મરી જાય.

આવેલો કાળ તીર્થસ્નાન, દાન, તપ. જપ, ધ્યાન અને યોગથી ટળી જાય છે.

ધાતુ અને મળ આદિ દોષ શરીરને નષ્ટ કરી દે છે. વાયુની સમાનતા બળ અને તેજને વધારે છે.

ઇડા નાડી ગંગા, પિંગળા નાડી યમુના અને સુષુમ્ણા નાડી સરસ્વતી જાણવી. ત્રણે નાડીના સંગમને પ્રયાગ સમાન સમજવું.

## કાળને જીતવો શી રીતે.

યોગીઓ પદ્માસન વાળી અપાન વાયુની ગતિને ઉપર કરી નાભિરંધ્ર સમીપ લાવી, દેહને શુદ્ધ કરવા માટે પૂરક, કુંભક અને રેચક કરી પ્રાણાયામ કરે છે! તેમાં પૂરક પ્રાણાયામ, વૃષ્ટિથી દેહને સિંચે છે, સર્વ ધાતુને સમાન કરે છે, કુંભક પ્રાણાયામ દેહની ધાતુઓનું સીંચન કરે છે. અને જીવની રક્ષાને વધારે છે. રેચક પ્રાણાયામ પાપને હરે છે. આ પ્રમાણે પ્રાણાયામ કરનાર યોગપદને પામે છે. તેમાં જે યોગી સમાન રૂપથી ટકે છે તે લય બંધને કરી શકે છે અર્થાત મરણને અટકાવી શકે છે.

સ્વાભાવિક વાયુને શક્તિ અનુસાર કુંભક પ્રાણાયામથી રોકી ચંદ્ર સ્વરથી રેચક કરે અને સૂર્ય સ્વરથી પૂરક પ્રાણાયામ કરે. પુરક એટલે શ્વાસને નસ્કોરાના જમણા છિદ્રદ્વારા અંદર પૂરવો તે, કુંભક એટલે શ્વાસને અંદર રોકવો તે અને રેચક એટલે ડાબા છિદ્રથી બહાર કાઢવો તે.

જેના ચન્દ્રસ્વરને સૂર્યસ્વરઅને સૂર્યસ્વરને ચંદ્રસ્વર પરસ્પર વખતો વખત પીવે તે ચંદ્ર અને તારાની સ્થિતિ પર્યંત જીવે.

જે પોતાના અંગમાં જે નાડી વહેતી હોય તેને રોકીને પોતાના મુખને બાંધીને મુખથી પવન ન નીકળવા દે તે વૃદ્ધાવસ્થાથી યુવાવસ્થાને પામે.

યોગી આશા રહિત રહે કોઈપણ વસ્તુની ચિંતા ન કરે, વાસનાઓને ત્યાગી અનાયાસે કાળને જીતે છે.

સકળ વિશ્વને જાણવાની શક્તિ નેત્રોથી દેખાય છે. તે શક્તિને વિષે જેનું મન એક પહોર સુધી ટકી રહે તે યોગીની અવસ્થા પ્રતિ દિવસ ત્રણ ત્રણ ઘડીના પ્રમાણથી વધે છે.

યોગી પદ્માસન વાળી ગુદામાં સ્થિત પવને—અપાનને રોકી તેને ઉંચે લઇ જાય અને અપાનરંધ્રમાં જીતે—સ્થિર કરે તે સ્થિર કરેલાને પ્રાણશક્તિની સાથે રોકી તેની એકતા કરે ત્યારે તે બે એક થઇ જાય અને સુષુમ્ણા નાડીને રંધ્રમાં પહોંચાડે અને પછી રંધ્રમાં લઇ જઇ આકાશમાર્ગમાં છેડો આપે તેને ધન્ય છે. તે સકળ દુઃખોથી રહિત થઇ વાંછિત ફળ મેળવે છે.

જેને સ્વરનું જ્ઞાન છે તેના ચરણની નીચે લક્ષ્મી રહે છે. તેને જ્યાં જાય ત્યાં સુખ મળે છે.

# પ્રકરણ ૬૮ મું

## સામુદ્રિકશાસ્ત્ર

આ ઉપરથી દરેક માણસના હાથ પગ વિગેરે અવયવોમાં આવેલી રેખાઓ જોઇ તેનું સુખ દુઃખ કહેવામાં આવે છે. વધુ ખુલાસા માટે આ નીચે હાથના પંઝાનું ચિત્ર આપેલું છે તેમાં રેખાઓ વિગેરે જોઇ તે પ્રમાણે જો પોતાના હાથમાં હોય તો તેનું ફળ આ પ્રકરણમાં જોઈ નક્કી કરવું.



પુરૂષના જમણા હાથમાં અને સ્ત્રીના ડાબા હાથમાંની રેખાઓ જોવાથી તે તે માણસનાં સુખ, દુઃખ, આવરદા, મરણ વિગેરે જોઇ શકાય છે.

આ પંજામાં બતાવ્યા પ્રમાણે જેના હાથમાં પહોંચાની વચ્ચે હાથના મૂળ પાસે મણીબંધથી આગળ હથેલીના છેલા ભાગ પાસે માંછલીના આકાર જેવી રેખા હોય તે ધનવાન, પુત્રવાન, આબરૂદાર, સર્વ કામોની સિદ્ધિ કરનાર અને નાના પ્રકારનાં ઘણાં સુખો ભોગવનાર થાય.

જેના હાથની મધ્યમાં ડાંડી સહિત ત્રાજવા જેવું, ગામના જેવું, ચાર ખુણાવાળું અને વજ્ર જેવું ( એક જાતનું હથીઆર ) આ પ્રમાણે ત્રણ ચિન્હો હોય તેને વેપારમાં ધનની પ્રાપ્તિ થયા સિવાય રહેજ નહિ. અને જીંદગીપર્યંત સુખ ભોગવી આનંદમાં દિવસ કાઢે.

જેના હાથમાં કમળ, ધનુષ, તરવાર અને અષ્ટકોણ જેવું ચિન્હ હોય તે ધનવાન તથા આબરૂદાર થાય અને ઘણા માણસોનું પોષણ કરે, અને સ્ત્રીના હાથમાં કમળના જેવું ચિન્હ હોય તો તે રાજાની રાણી થાય, અને જો પુરૂષના હાથમાં કામઠાના જેવું ચિન્હ હોય તો તે મોટો યોદ્ધો થાય, અને કદાપી આઠ ખુણાનું ચિન્હ હોય તો તે ઘણુંકરીને રાજા થાય અને પોતાની પ્રજાનું સારી રીતે પાલન પોષણ કરે.

જેના હાથમાં શંખ, ચક્ર, ધ્વજા અને માંછલું વિગેરે ચિન્હો હોય તે માણસ વેપાર રોજગારમાં હોશીયાર થઈ ઘણા દ્રવ્યની પ્રાપ્તિ કરે અને પોતાની જીંદગી ઘણા માન સાથે સુખીપણે ગુજારે.

જેના હાથમાં ચાપ-ત્રિશુળના જેવું ચિન્હ હોય તે રાજા થવાની નીશાની છે. કદાપી તે ચિન્હ સંદેહ પડતું હોય તો તે માણસ રાજાનો કારભારી થઈ ઘણાં સારાં કામ કરે અને માતા, પિતા, ગુરૂ વિગેરેની સારી બરદાસ કરે અને ધર્મ, પૂન્ય, દાનમાં આસ્તિક હોય, ધનવાન થઇ યજ્ઞ અને ધર્મ દાન કરે તથા દેવ બ્રાહ્મણની પુજા કરે.

જેના હાથમાં શક્તિ, તોમર, ભાલોડું (તીર), રથચક્ર અને ધજા જેવું ચિન્હ હોય તે રાજવૈભવનું સુખ ભોગવે, કદાપી તેમાંનું એક પણ ચિન્હ જેના હાથમાં હોય તે રાજાનો કારભારી થઇ જીવે ત્યાં સુધી ઘણા સુખમાં પોતાના દિવસો નિર્ગમન કરે.

જેના હાથમાં અંકુશ, કુંડળ અથવા ચક્ર એવાં ત્રણ ચિન્હો

હોય તે ચક્રવર્તિ રાજા થાય પણ તેમાંથી એક ચિન્હ હોય તો કિંચિત રાજસુખ ભોગવે અને બે હોય તો વધારે સુખ ભોગવી ધનની પ્રાપ્તિ કરે એમાં સંદેહ નહિ.

જેના હાથમાં સૂર્ય, ચંદ્ર, વેલ, આંખ, અષ્ટકોણ, ત્રિકોણ, ઘર હાથી અથવા ઘોડાના જેવાં ચિન્હો હોય તે ઘણા હાથી, ઘોડાવાળો અને દ્રવ્યવાન થાય.

જેના હાથમાં અંગુઠાની વચમાં જવ જેવું ચિન્હ હોય તે વિદ્વાન, ધનવાન, ગુણવાન અને જ્ઞાનવાન થઇ જીવે ત્યાં સુધી નાના પ્રકારનાં સુખ ભોગવે.

જેના હાથની વચલી આંગળીના મૂળમાં, અંગુઠાની જોડેની આંગળીના મૂળ તળે રેખાની વચમાં જવના જેવું ચિન્હ હોય તે ધનવાન, સ્ત્રી, પુત્ર તથા ઘરના સુખવાળો થાય અને ઘણું સુખ ભોગવે.

આયુષ્યરેખા પંઝામાં બતાવ્યા પ્રમાણે ટચલી આંગળીના થડમાં પોંચા તરફથી નીકળી અંગુઠાની જોડેની આંગળીને મળે છે. તે રેખા વચમાંથી તુટી ગઈ હોય તો જળઘાત થાય, કદી વચમાંથી ઉંચે ચઢી નીચે ઝોલો ખાધો હોય તો ઝાડ ઉપરથી પડવાથી ઘાત થાય અને તે રેખા આખી અણીશુદ્ધ ટચલી આંગળીના થડમાંથી ચાલી અંગુઠાની જોડેની આંગળીને મળી હોય તો તે માણસનો આવરદા ૧૨૦ વરસનો જાણવો. કદાપી લાંબી ટુંકી થાય તો તે પ્રમાણે આવરદા લાંબો ટુંકો થાય.

જેના હાથમાં અંગુઠા ઉપર આકાશના જેવું ચિન્હ હોય તે રાજશ્રીનું ચિન્હ છે, એ ચિન્હવાળો મનુષ્ય છત્રપતિ રાજા થાય અથવા મોટી ફોજનો યોદ્ધો થઈ રાજસભામાં માન પામી ૫૫ કે ૬૦ વર્ષ જીવી દુનિયામાં સંપૂર્ણ સુખ ભોગવે.

જેના હાથમાં અંગુઠાની જોડેની આંગળીના મૂળમાં ઉર્ધ્વ (ઉભી) રેખા હોય તે રાજાનો સિપાઇ (દૂત) થાય અને જીવે ત્યાં સુધી નાના પ્રકારનાં સુખ ભોગવી આબરૂમાં દિવસ વ્યતીત કરે.

જેના હાથમાં વચલી આંગળીના મૂળપાસે ઉર્ધ્વ રેખા જણાતી હોય તો તે માણસ ધનવાન, અને પુત્રપૌત્રાદિના સુખવાળો થાય.

જેના હાથની અંદર પોંચાના થડમાંથી એક રેખા નીકળી ટચલી આંગળીના મૂળને મળે તો તે મનુષ્ય વેપાર કરી થોડું ધન મેળવી તેથી જીવતાં સુધી પોતાનો વ્યવહાર ચલાવે.

જેના હાથની ટચલી આંગળીના થડમાં એક કાપા જેવી રેખા હોય તો યજ્ઞકર્તા, બે હોય તો દાતાર, ત્રણ હોય તો જ્ઞાની, ચાર હોય તો રાજસુખ ભોગવનાર, પાંચ હોય તો વિદ્વાન, ૭ હોય તો સભામાં માન પામનાર અને સાત હોય તો દારદ્રી થાય.

જેની ટચલી આંગળીના મૂળ તળે ત્રણ રેખાઓ હોય તે ધર્મ અર્થ અને કામ એ ત્રણ મેળવે, પણ તેમાંની એક હોય તો ધનવાન, બે હોય તો ધર્માત્મા, ત્રણ હોય તો દુરાચારી, ચાર હોય તો ઘણી સ્ત્રીઓ પરણે, પાંચ હોય તો જ્ઞાની થાય અને સ્ત્રીના ડાબા હાથની ટચલી આંગળીના થડમાં રેખા હોય તો તે સ્ત્રી ઘણી દુરાચારી થાય.

ઉર્ધ્વરેખા—જેના હાથની હથેળીમાં અનામિકા આંગળીના મૂળમાંથી જે રેખા નીકળીને મણિબંધ સુધી એટલે હાથના પોચાના મુળ સુધી ગયેલી હોય તે રેખા પુણ્યવિધાના કે ઉર્ધ્વરેખા કહેવાય છે. તે રાજ્યપ્રાપ્તિ કરાવનારી રેખા સમજવી.

જવ—જેના હાથના અંગુઠાની વચ્ચે જવ ⊂⊃ નું ચિન્હ હોય તો તે યશસ્વી, કુળના ભૂષણરૂપ, દાગીનાવાળો અને નમ્ર થાય છે.

જેના હાથ પગમાં હાથી, છત્ર, મચ્છ, કમળ, વા કુંભ (કળશ) ના જેવી કોઇ એક કે વધુ રેખા હોય તે શ્રેષ્ટ રાજા થાય છે.

જેના હાથમાં કે પગમાં શીસાની, માળાની, કમંડળ જેવી, પર્વત જેવી કે હળ જેવી રેખા હોય તે પોતાના કુળ પ્રમાણે ખંડણી આપનાર રાજા થાય.

જેના હાથ કે પગમાં ચક્ર, ધનુષ, કમળ, પંખા, આસનનાં ચિન્હ હોય તે ઘરનો સુખી, વાહનવાળો અને લક્ષ્મીવાળો થાય.

જેના હાથ કે પગમાં થાંભલા જેવી, કળશ, ઝાડ, ઘોડો, ગદા મૃદંગ કે દંડના જેવી રેખાનાં ચિન્હો હોય તે પંડિત, અને રાજ્ય લક્ષ્મી ભોગવે.

આયુષ્યરેખા—જેની કનિષ્ટકા ( ટચલી ) આંગળીના મૂળથી આરંભીને મધ્યમા કે તર્જની આંગળી ( અંગુઠાની પાસેની ) સુધી સંપૂર્ણ રેખા હોય તો ૧૨૦ વર્ષનો આયુષ્ય જાણવો. એ ટુંકી હોય તો તેટલું આયુષ્ય ઓછું જાણવું. તે રેખા સ્વભાવની કે આયુષ્ય રેખા ગણાય છે. આ રેખા પુરુષના જમણા હાથમાં અને સ્ત્રીના ડાબા હાથમાં જોવી. આયુષ્યરેખા છિન્ન હોય તો ઝાડ ઉપરથી પડે જો તે બીજી ઘણી રેખાઓ સાથે મળેલી હોય તો નિર્ધન થાય.

આયુષ્યરેખા—ટચલી આંગળી પાસેથી આ રેખા નીકળે છે તે ટચલી, અનામિકા, વચલી અને તર્જની આંગળી તળે થઇ અંગુઠા તરફ જાય છે. તે રેખા ઉપર પ્રમાણે જેટલી આંગળીની નીચે થઇ જાય તે દરેક આંગળીનાં પચીસ વર્ષ સમજી આયુષ્ય જાણવું. જો તર્જની સુધી તે રેખા સીધેસીધી જાય તો સો વર્ષનું આયુષ્ય જાણવું. તેથી ટુંકી રેખા હોય તો તે પ્રમાણે ઓછું આયુષ્ય સમજવું.

જેના હાથ હાથીની સુંઢ જેવા અને પુષ્ટ તથા સાથળ સુધી લાંબા હોય અને બંને હાથ સરખા લાંબા હોય તે રાજા જેવું સુખ ભોગવે. લાંબા હાથવાળો રાજા થાય, ગુણવાન અને ઐશ્વર્ય મેળવે.

જેના હાથ ઉપર વાળ ઉગેલા હોય અને હાથ ટુંકા હોય તે નિર્ધન થાય. બાંધેલી ભૂજાવાળો બંધન થાય છે. દાસપણું કરે પારકાં કામ કરનાર થાય.

જેના હાથની આંગળીઓ લાંબી હોય તે ઘણા આયુષ્યવાળો થાય.

જેની આગળીઓમાં ઘણી રેખાઓ કે સળ ( કાપા ) ન હોય તો તે ભાગ્યશાળી ગણાય.

જેની આંગળીઓ સૂક્ષ્મ હોય તે બુદ્ધિશાળી થાય જેની આંગળીઓ ઠીંગણી ને ચપટી બેઠેલી હોય તે પારકી નોકરી કરે.

જેના અંગુઠાના મૂળમાં જવ હોય તે અત્યંત સુખ સંપત્તિ મેળવે.

જેની વચલી અને ટચલી આંગળીમાં ભમરો હોય તે ઉત્તમ થાય.

જેની તર્જનીમાં ચક્ર હોય તો પણ ઉત્તમ. જેના હાથની આંગળીઓમાં નવે ચક્ર હોય તે મોટો રાજા થાય. દશ ચક્ર હોય તો તે સિદ્ધ થાય. દસ ભમરા હોય તો ભોગી અને ધનવાન અને દાનેશ્વરી થાય.

જેના નખ વાંકા, ફાટેલા તથા જાડા હોય તે બહુજ દરિદ્રી હોય. અને તેનું દરિદ્રીપણું કદી પણ મટે નહિ. જેના નખ લીલા રંગના હોય તે દુષ્ટ પાપકર્મોમાંજ આસક્ત હોય. જેના નખનો રંગ અત્યંત સુંદર ગુલાબી હોય તે માણસ રાજ્યને ભોગવે. જેના નખ તાંબા જેવા રંગના હોય તે અત્યંત ધનવાન થાય અને ઘણા ગુણવાળો થાય.

જેની ટચલી આંગળીના મૂળમાંથી રેખા નીકળી અંગુઠાની જોડેની તર્જની આંગળીને જઈ મળે તો તે માણસનો આવરદા ૧૦૦ વરસનો, વચલી આંગળીને મળે તો ૭૫ વરસનો, વચલી આંગળીથી આંગળને છેડે હથેળી તરફ તે રેખા હોય તો ૩૮ વરસનો. ટચલી આંગળીની જોડેની આંગળીના મૂળ નીચે એક જવના જેટલી રેખા હોય તો ૬૩ વરસનો આવરદા તે માણસનો જાણવો.

જેના હાથમા આયુષ્યની અલ્પ રેખા હોય તો જાણવું કે તેનો આવરદા ટુંકો છે, અને તેજ લંબાણુ ટુંકાણુ પ્રમાણે મનુષ્યનો આવરદા સમજવો.

તે રેખા કાળી હોય તો સમ ભાગે સુખ તથા દુઃખ મળે.

અંગુઠો તથા જોડેની આંગળી એ બંનેની વચમાંથી બે મોટી રેખાઓ નીકળી પોંચા તરફ આવે છે તેમાંની એક હથેળીની વચમાં થઈને આવે છે અને બીજી અંગુઠા તરફ આવે છે. તેમાં જે હથેળીની વચમાં થઈને આવે છે તે રેખા જે ઠેકાણેથી નીકળી પોંચાને મળે છે ત્યાં સુધી આખી હોય તો જાણવું કે તે માણસના માબાપમાં સંપ રહેલો છે અને તુટક પડી હોય તો જાણવું કે માબાપમાં સંપ નથી.

અને હાથની મોટી ત્રણ રેખાઓમાંથી વચલી રેખા નાની હોય તો જાણવું કે પિતાનો આવરદા ટુંકો છે ને મોટી લાલરંગની તથા લાંબી હોય તો જાણવું કે પિતાનો આવરદા લાંબો છે.

અને છેલ્લી રેખા નાની હોય તો જાણવું કે માનો આવરદા થોડો છે અને લાંબી હોય તો વધારે જાણવો.

એ માત પિતાની બંને રેખા વચ્ચે ત્રિશૂળ જેવું ચિન્હ હોય તો જાણવું કે માતા પિતા સ્વર્ગવાસી થઇ દેવલોકમાં જશે.

દરેકના હાથમાં માતા પીતાની બંને રેખાઓ જુદી જુદી હોય છે

માતાની રેખા અંગુઠો અને તેની જોડેની આંગળીની વચ્ચેથી નીકળી અંગુઠા તરફ પોંચાને મળે છે.

પિતાની રેખા તેજ ઠેકાણેથી નીકળી આયુષ્ય રેખાની નીચે પોંચાને મળે છે.

માતા પિતાની રેખાઓ વચ્ચે બીજી નાની નાની ઘણી રેખાઓ હોય તો તે નિર્ધન થવાનું લક્ષણ છે.

તે રેખાઓની વચ્ચે ઝીણું મીંડાં જેવું ચિન્હ હોય તો દરિદ્રી થવાનું લક્ષણ છે.

તે રેખાઓ વચ્ચે ત્રિકોણ, અષ્ટકોણ, ચક્ર કે ત્રિશુલ વિગેરે જેવાં ચિન્હ હોય તો તે મનુષ્ય ઘણો આબરૂદાર, બુદ્ધિવાન અને સુખી થાય.

જેના હાથમાં શંખ, છત્ર, પાલખી, હાથી, ઘોડા અને કમળના જેવી રેખાઓ હોય તે રાજા જેવું સુખ ભોગવે.

જેના હાથમાં કળશ, ધ્વજા, અંકુશ, કમળની દાંડી જેવી રેખા હોય તે મોટા શ્રીમંત અને અગ્રગણ્ય ધનપતિ થાય.

જેના હાથમાં માળા જેવી રેખા હોય તે ધનવાન થાય.

જેના હાથમાં સાથીયા જેવી કે અષ્ટદળ રૂપક જેવી રેખા હોય તો તે ઐશ્વર્ય ભોગવનાર થાય છે.

જેના હાથમાં ચક્ર, ખડગ, ફરશી, તોમર, કટારી, બરછી, ધનુષ, અને ભાલા જેવી રેખાવાળા સેનાધિપતિ કે પોલીસ અમલદાર થાય.

જેની હથેળીમાં સાંબેલું કે ખાંયણીઆ જેવી રેખા હોય તે યજ્ઞ કરનાર યાજ્ઞિક થાય.

જેની હથેળીમાં માછલી, ધજા, ઘર કે કોઠાર જેવી રેખા હોય તે ધનવાન થાય છે.

જેના અંગુઠાના મૂળમાં વેદી જેવી રેખા હોય તે અગ્નિહોત્રી થાય,

જેના હાથમાં વાવ, દેવળ, કે ત્રીકોણ જેવી રેખા હોય તે દાન ધર્મ કરનારો થાય.

જેના અંગુઠાના મૂળ તળે જે રેખા હોય તે દીર્ઘ ( લાંબી ) હોય તો પુત્રવાળો થાય અને જો તે સુક્ષ્મ ( નાની ) હોય તો પુત્રી જન્મે.

સંતાન રેખા અંગુઠાના મૂળમાં પ્રસવ રેખાઓ હોય છે અંગુઠાના મૂળ નીચે જેટલી મોટી રેખાઓ હોય તેટલા પુત્રો થાય. અને જેટલી નાની રેખાઓ હોય તેટલી કન્યાઓ થાય. તેમાં જે રેખાઓ તુટેલી હોય તેટલા સંતાનનું આયુષ્ય ઓછું અને જે તુટ્યા વગરની લાંબી હોય તેટલાંનું આયુષ્ય વધુ સમજવું

જો ઘણી ઝીણી (સુક્ષ્મ) રેખાઓ હોય અને છિન્ન ભિન્ન કે તુટેલી હોય તો તેટલાં સંતાન થોડા આયુષ્યવાળાં સમજવાં.

જેના હાથમાં મણિબંધની સામે પત્રોની ભાફક પહેર રેખા હોય તે દુ:ખી થાય જો તે રેખા છિન્ન હોય તો આયુષ્ય ટુંકો સમજવો.

જેની આંગળીઓ બહાર નમેલી હોય તેનું શસ્ત્રવડે મરણ થાય.

જેના હાથનો પોચો ( મણિબંધ ) દૃઢ હોય, માંસથી ભરેલો, ગુઢ હોય સારી રીતે સાંધાથી મળેલો હોય તે રાજા જેવું સુખ ભોગવે.

જેની હથેલી નમેલી હોય, તેને બાપનું ધન ન મળે બારીક નમેલી હથેલી હોય તો ધનવાન થાય.

જેની હથેળી ઉચી હોય તે દાતાર છે.

જેના નખ કુસકા જેવા હોય તે નપુંસક થાય, જેના નખ ચપટા હોય તે, તેમજ ફુટેલા નખવાળા નિર્ધન થાય.

જેના નખ પાવડાવાળા હોય અથવા કાળા નખ હોય, અથવા * મેલા નખ હોય તે પારકા ધનની આશા રાખનાર થાય. અને ચાડી કરનાર થાય.

જેના નખ રાતા હોય તે રાજા જેવો થાય.

જેના હાથના અંગુઠામાં જવનો આકાર હોય તે પૈસાદાર થાય.

જેના અંગુઠાના મૂળમાં જવનું ચિન્હ હોય તે પુત્રોવાળો થાય.

જેની આંગળીઓના સાંધા લાંબા હોય તે ઘણા આયુષ્યવાળો ને ભાગ્યશાળી થાય.

જેના હાથમાં સીધી ને નમેલી રેખાઓ હોય તે ધનવાન થાય છે. અને ઓથી ઉલટી રેખાઓ જેના હાથમાં હોય તે નિર્ધન થાય.

જેની આંગળીઓ છુટી છુટી હોય તે નિર્ધન હોય.

જેની આંગળીઓ પાસે પાસે હોય અને ઘટ્ટ હોય તે પૈસાવાળો થાય છે.

જેના હાથેલીના પોંચાથી મણિબંધ આગળથી નીકળીને ત્રણ રેખાઓ નીકળીને સીધી હથેળીમાં જાય તે રાજા જેવું સુખ ભોગવે.

જેના હાથમાં બે મચ્છની રેખાઓ હોય તેને દરરોજ લાભ થયાં કરે.

જેના હાથમાં વજ્ર, રેખા હોય તે ધનવાન થાય છે.

જેના હાથમાં ગરુડની પુંછડી જેવી રેખા હોય તે વિદ્વાન થાય.

જેના હાથમાં ઘણી રેખા હોય તે મૂર્ખ, નિર્ધન. અને નિર્લજ્જ થાય. હાથના મણિબંધથી ચાલેલી રેખા જો અંગુઠા અને તર્જનીની વચ્ચે જાય તો સારી અને જો આંગળીની સન્મુખ જાય તો દુઃખ આપે.

ટચલી આંગળીની નીચેથી એક રેખા નીકળી આંગળીઓની નીચે થઈ તર્જની આંગળી પાસે જાય છે. જેટલી આંગળી તળે તે રેખા અખંડ હોય તેટલા પચીસ પચીસ વર્ષ ગણી તેનો આયુષ્ય ગણવો.

બીજી રેખા તેની નીચે હથેળીમાં થઈ તર્જની અને અંગુઠા વચ્ચે જાય છે. તે જો સંપૂર્ણ રીતે પસાર થયેલી હોય તો તેને ઘણું ધન મળે છે મણિબંધથી નીકળેલી રેખા જો આ રેખાને તર્જની અને અંગુઠા વચોવચ મળેલી હોય તો તે બહુ ધનવાન થાય છે. પણ તે લોભી થાય. વળી મણિબંધથી નીકળેલી બીજી રેખા નીકળીને પણ જો વચલી રેખા ને મળેલી હોય તો તે ધનવાન થાય છે. પણ જો ઉપરની રેખા સાથે મળી ન હોય તો ધન મળે અને પાછું ચાલ્યું જાય છે. તે રેખાવાળો માણસ પોતે કમાયલું ધન પોતેજ ભોગવે છે.

આ બે રેખાઓ વચ્ચે જો ચામર, શ્રીવત્સ, ધ્વજ, છત્ર, અંકુશ, સિંહ, કમળ. ધનુષ્ય, દંડ, ચક્ર અને ગદાના આકારો હોય તે માણસ ચક્રવતી રાજા થાય.

જે માણસની ટચલી આંગળીના ટેરવાપર ચક્રનું ચિન્હ હોય તો તે ધનવાન અને સુખી થાય.

અંગુઠાના મુળમાં જો જવની માળા હોય તો તે માણસ અત્યંત સુખી થાય.

જેની આંગળીઓમાં જવ હોય તે મહા વિદ્વાન જાણવો. જેના જમણા અંગુઠામાં જવ હોય તેને ઘણા પુત્રો થાય, જો તે તર્જની અને વચલી આંગળીના વચ્ચે છિદ્ર રહે તેને ઘેર લક્ષ્મી સ્થિર રહે નહિ. તથા જેને તેમાં છિદ્ર ન રહેતું હોય તે બહુ ધનવાળો પણ લોભી થાય.

જેને ૨.૦૨૪ રેખા, સ્વચ્છ હોય તેનો વ્યવહાર ઘણો સારો ચાલે તેને સુખ સંપત્ત પૂર્ણ મળે.

જેની આંગળીઓમાં ત્રણ ત્રણ ઉર્ધ્વરેખાઓ હોય તેમને ઉત્તમ ફળ મળે.

જેના નખ લાલ હોય અને તેની અંદર સફેદ બિંદુ હોય તેને રાજ્યલક્ષ્મી મળે છે.

જેના હાથમાં ખાંડણીયો, અને સાંબેલાની રેખા હોય તેને કૃપણ જાણવો.

અંગુઠાની સામે વૃદ્ધિ રેખા હોય છે તે આપદા કરનારી સમજવી. મણિબંધ સામે રેખા વૃદ્ધિ કરનારી જાણવી.

જેની હથેળીમાં મચ્છ કે માછલીના જેવી રેખા હોય તે પૈસાવાળો થાય.

જેના હાથમાં છત્રરેખા—છત્રાકાર રેખા તીક્ષ્ણ અગ્રભાગવાળી હોય તે ભાગ્યરેખા છે.

જેની હાથની આંગળીઓનો મધ્ય ભાગ એકબીજાને મળી ગયેલો હોય તો તે ઘણું ધન મેળવે અને સંગ્રહ કરે.

જેની આંગળીઓની વચમાં છિદ્ર હોય તે ઘણું ધન ખર્ચનારો અર્થાત સંગ્રહ ન કરી શકે.

જેની દશે આંગળીઓની વચ્ચેના કાપા ગણી ત્રણે ભાગતાં ભાગાકાર અગીઆર કે બાર આવે તો તે ઘણો ધનવાન થાય.

ભાગાકાર ૧૩ આવે તો ધર્નહિન. દુખી અને રોગી થાય, ભાગાકાર ૧૫ આવે તો તે માણસ ચોર થાય, ૧૬ આવે તો નઠારાં કામ કરે. ૧૭ આવે તો મહા પાપી થાય, ૧૮ આવે તો નાના પ્રકારનાં સુખ ભોગવે ને ભાગ્યશાળી થાય, ૧૯ આવે તો આબરૂદાર ગુણવાન અને પ્રિતિપાત્ર થાય, ૨૦ આવે તો તપસ્વી થાય, ૨૧ આવે તો મહાજ્ઞાની, મહાત્મા થાય અને ઘણો પ્રખ્યાત થાય.

જેના હાથ ઉપર માંસ થોડું અને લંબાઇ વધારે હોય તો તેનું ફળ સારૂં છે.

હાથ ઘુંટણ સુધી લાંબા હોય તો રાજા જેટલું સુખ ભોગવે. જે માણસના હાથ ટુંકા અને તે પર બહુ વાળ હોય તો તે દરિદ્રિ થાય જેના હાથ હાથીની સુંઢ જેવા લાંબા હોય અને તે ઉપર વાળ આછા હોય તો તે માણસ સુખી થાય.

જેના હાથમાં, પર્વત, કંકણ, યોની, માણસનું માથું અને કળસનાં ચિન્હ હોય તે રાજાનો મંત્રી થાય.

જે પુરૂષની પાચે આંગળીઓના મથાળે ચક્રનાં (પંઝામાંની આંગળીઓમાં પહેલી ને છેલી આંગળીઓમાં જેવાં ગોળ કુંડાળાં બતાવ્યાં છે તેવાં) ચિન્હ હોય તે પુરૂષ પરમ ઇશ્વરતુલ્ય હોય છે. અહીં નાના પ્રકારના ભોગ ભોગવી પરલોકમાં પણ સુખ ભોગવે છે.

જે માણુસના અંગુઠામાં ચક્ર હોય અથવા પૂર્ણ જવના જેવું ⊂⊃ ચિન્હ હોય તે માણુસ દાદા વિગેરેનું તથા વાણીઆ વિગેરેનું ધન ભોગવે.

જેની તર્જની (અંગુઠાની જોડેની આંગળીમાં ચક્રનું ચિન્હ હોય તો તે માણુસ મિત્રની સાહ્યતાથી ધન મેળવે પણ તે ચક્ર વિપરીત (ઉલટું) હોય તો મિત્ર તરફથી નુકશાન વેઠે.

જે માણુસની વચલી આંગળીએ ચક્રનું ચિન્હ હોય તે માણુસ કોઇપણ દેવ તરફથી ધન મેળવે.

જેના હાથની અનામિકા (વચલી અને છેલ્લી આંગળીની વચ્ચેની) આંગળીના અગ્રભાગમાં સવળું ગોળ ચક્ર હોય તો તેને વિના પરિશ્રમે વિદ્યા પ્રાપ્ત થાય, દીર્ઘાયુષ, ધનવાન, ગુણવાન, પુત્રવાળો, ચતુર. સાહસ કામ કરનાર અને સ્ત્રી જનનો વહાલો થાય.

જેની ટચલી આંગળીએ ચક્ર હોય તે વેપારથી ધન મેળવે ઉપરનાં ચક્ર ઉલટાં હોય તો ઉલટું ફળ એટલે દુઃખ આપે.

જેના હાથમાં એક ચક્ર હોય તે સુખ ભોગવે, બે ચક્ર હોય તો શત્રુઓની વૃદ્ધિ થાય, ત્રણ ચક્ર હોય તો રાજા તરફથી માન મળે, ચાર ચક્ર હોય તો ઉત્તમ ભોગ ભોગવનાર થાય, પાંચ ચક્ર હોય તો રાજાતુલ્ય થાય, દશ ચક્રવાળો રાજાજ થાય. અને જેના હાથમાં ચક્ર હોતાં નથી તે દુઃખી થાય છે, છ ચક્ર હોય તો સારાં. સાત ચક્ર હોય તો સુખ મળે, આઠ ચક્ર હોય તો રોગ થાય અને નવ ચક્ર હોય તો રાજા બને.

જેના હાથમાં એક શંખ હોય તે સુખી, બે હોય તો દરિદ્રી થાય, ત્રણ હોય તો ગુણ વગરનો, ચાર હોય તો ગુણવાન, પાંચ હોય તો ધાતુ વગરનો થાય, અને છ હોય તો સુખી થાય.

જેના હાથમાં મૂશળ અથવા સાંબેલાનું ચિન્હ હોય તે ખેતી કરનાર અને દુઃખી થાય.

જેના હાથમાં સ્વસ્તિક (સાથીઆ) ના જેવું ચિન્હ હોય તેનું સૌભાગ્ય વધે.

જેના હાથમાં માંછલાનું ચિન્હ હોય તેને સર્વ ઠેકાણે માન મળે.

શ્રીવત્સનું ચિન્હ હોય તો લક્ષ્મી મળે, પણ જેના હાથમાં દોરડાનું ચિન્હ હોય તે ગવિંષ્ટ બને.

જેના હાથની મુઠની અંદર તલ જેવું કાળું ચિન્હ હોય તેને પુત્રો ઘણા થાય, સર્પનું ચિન્હ હોય તો ક્રોધી, ક્રુર પણ મહા ધનવાન થાય. અને માછલાના પુંછડાનું ચિન્હ હોય તો સુખી થાય.

જેના હાથમાં મુકુટ જેવી રેખા હોય તે રાજ્યમાં માનવાળો થાય કમળની રેખા હોય તે ઘણા ભોગવાળો થાય.

કમંડળની રેખા હોય તો સુખી થાય, અંકુશનું ચિન્હ હોય તો હજારવાળો થાય, તળાવનું ચિન્હ હોય તો સોવાળો થાય, નદીનું ચિન્હ હોય તો પાંચહજારવાળો, અને સમુદ્રનું ચિન્હ હોય તો કોટયાધિપતિ થાય.

જેના હાથ કે પગમાં માળા, પુસ્તક, કલમ, ગંગા, હાથી, શંખ, કલ્પવૃક્ષ, કમળનાળ, કાદંબિની, કૌસ્તુભમણી, માથાની વેણી, ચંદ્રકલા, નાગ, યવ, કમળ કે હારનું ચિન્હ હોય તેને હંમેશા લક્ષ્મી મળે છે.

જેના હાથમાં કમળ, પીંપળાનું ઝાડ, ધ્વજા, હાથી, સૂર્ય, સ્તંભ, કળશ, માળા, આરસો, છત્ર, અંકુશ, વજ્ર, પાણીની ઝારી, પર્વત, રથ, ઘોડો, શ્રીવત્સ, વીંઝણો, યવ અને વિજયદંડ આદિ ચિન્હો શોભતાં હોય તે પુરૂષ અથવા સ્ત્રી રાજ્યને ભોગવે છે.

જેના હાથ લાંબા તે સુખી અને ટુંકા તે દુઃખી થાય.

જે માણસનો હાથ જોતાં ફેણના જેવા આકારનો હોય તે ધન-સંગ્રહ કરે, અને ભોગ ભોગવે જેના હાથ મંડળ આકૃતિનો હોય તે નિત્ય ગુલામગીરી કરે અને દુઃખી થાય, જેનો હાથ પત્ર જેવા આકારનો હોય તે રાજભોગ ભોગવે.

## પગની રેખાઓનું ફળ.

જે માણસના પગ ટુંકા, જાંગ માંસથી ભરેલી તથા પગનાં તળીયાં કમળ જેવાં હોય અને તળીયામાં મચ્છરેખા હોય તો તે રાજ સાહ્યબી ભોગવે અને મકરનું ચિન્હ હોય તો તે મનુષ્ય મહા પ્રતાપી ગણાય તથા તેને હાથી તથા ઘોડાનું વાહન મળે.

જેના પગે વજ્ર, કમળ અથવા હળ, એ ચિન્હો હોય તે રાજા થાય અને ઉપરનાં ચિન્હ કોઇ સ્ત્રીના ડાબા પગમાં હોય તો તે રાજાની રાણી થાય.

જેના પગનાં તળીયાં કોમળ, પરસેવા વગરનાં, સુંદર આંગળીઓ વાળાં, સુંદર નખ અને પાની વાળાં, નાડીઓ ઉપર દેખાય નહિ તેવાં, કાચબાની પેઠે પંજો ઉપરના ભાગમાં ઉપસેલો હોય તેવા માણસો રાજા જેવું સુખ ભોગવે.

જેના પગ, માંસથી ધટ્ટ, ગરમ, ઉપસેલા, પરસેવા વગરના અને સ્નિગ્ધ હોય તે રાજા થાય છે.

જેના પગના પંઝા, લાલ કમળની કાંતિ જેવા, લોહીની માફક લાલ હોય તો સુખ ભોગવનાર અને રાજા જેવો થાય.

જેના પગના પંઝા સુપડાં જેવા, લુખા ધુળવાળા નખવાળા આડી નાડીઓ ઉપર ઉપસેલી જણાતી હોય, શુષ્ક, એક બીજાથી વેગળી આંગળીઓવાળા હોય તો તે દુઃખી અને દરિદ્રી થાય છે.

જેના પગ કીડી જેવા રંગવાળા હોય તે ફાંસીદુ કરે તેના વંશનો ઉચ્છેદ થાય.

જેના પગનાં તળીયાં લાલ માટી જેવા રંગનાં હોય તે બ્રહ્મહત્યા કરે.

જેના પગનાં તળીયાં પીળાં રંગનાં હોય તે વ્યભીચારી થાય

જેના પગનાં તળીયાં કઠોર હોય તે મુસાફરી કરે.

જેના પગનાં તળીયાં ગેરૂ જેવા રંગનાં હોય તે કુળનો નાશ કરે.

જેના પગનાં તળીયાં બળી ગયેલી માટીના જેવા રંગવાળાં હોય તો બ્રહ્મહત્યા કરે.

જેના હાથ પગની આંગળીઓ પાતળી હોય તે ધનવાન થાય.

જેના જમણા પગમાં ચક્ર હોય તે ધનવાન થાય છે.

જેના પગમાં અંગુઠા અને તર્જની વચ્ચેથી ઉર્ધ્વ રેખા નીકળી તળીયાની વચ્ચે થઇ એડી સુધી જતી હોય તે માણસ ઘણી કિર્તી મેળવે અને ધનવાન થાય. તે ઉર્ધ્વરેખા પગના અંગુઠા અને તર્જની વચ્ચેથી નીકળી પગની વચ્ચે ડાબી કે જમણી તરફ જતી હોય તો પશુ સ્ત્રી પુત્ર, ધન અને કીર્તિ મેળવે.

જેના પગમાં શંખ હોય તે વેરાગી કે સાધુ થાય.

જેના પગમાં ચાર ઘરના જેવા ચોખૂણ હોય તે પોતાની જાતે ઘર જમીન સંપાદન કરે.

જેના પગમાં અષ્ટદળવાળુ પદ્મ હોય તે દેશાવર ફરનારો, વિષયી અને દયાળુ થાય.

જેના પગમાં ફરસી હોય તે શત્રુને હરાવનાર શુરવીર થાય.

જેના પગની વચ્ચે અંગુઠાની નીચે આડા એક બે કે ત્રણ કાપા હોય તે વાહન રેખા છે તેને વાહનનું સુખ મળે. એક રેખા હોય તો ઓછા વાહનવાળો, બે હોય તો મધ્યમવાળો અને ત્રણ કાપા હોય તો સંપૂર્ણ વાહનનું સુખ મળે.

જેના પગમાં છત્રનું ચિન્હ હોય તે રાજ વૈભવ ભોગવે.

જેના પગમાં માછલીનું ચિન્હ હોય તે દેશાંતરથી પૈસા પેદા કરી લાવે.

જેના પગમાં કાચબાનું ચિન્હ હોય તે તરવાની વિદ્યા શીખે.

જેના પગમાં ચંદ્રની રેખા હોય તે દૈવી શક્તિવાળો થાય.

જેના પગમાં ચતુષ્કોણ હોય તે પરદેશથી પૈસા કમાઇ લાવે.

જેના પગમાં સાથીઓ હોય તે ધર્મપ્રિય અને આચાર્ય જેવો થાય.

જેના પગમાં ઉલ્ટી ઉર્ધ્વરેખા એટલે વચલી અને અનામીકા આંગળી વચ્ચેથી રેખા નીકળી પગના તળીયે જાય તે જો સુખી હોય તો કંગાલ થાય અને ગરીબ હોય તો સુખી થાય.

જેના પગમાં ધજા હોય તે કીર્તિ મેળવે.

જેના પગમાં પદ્મ ( કમળના જેવું ) ચિન્હ હોય તે રાજમાં માન મેળવે અને પ્રતાપી થાય.

જેના પગમાં પંચકોણ હોય તે દીર્ઘજીવી ને સુખી તથા ધનવાન થાય.

છ ખૂણાવાળું ચિન્હ હોય તો રાજમાં માનીતો થાય.

જેના પગમાં યવ હોય તે માનવાળો અને જાતે પરાક્રમી થાય.

જેના પગની મધ્યમાં વાહન રેખા નીચે આડી રેખા હોય તે ધન રેખા છે. તેવી રેખાવાળો ધનવાન થાય. પણ તે રેખાને બીજી ઉભી રેખા કાપતી હોય તો ધનનું સુખ થોડું જાણવું.

જેના પગમાં ઉલ્ટી અને સુલ્ટી બે ઉર્ધ્વ રેખા હોય તે ગરીબમાંથી પઇસાદાર થાય.

જેની પીઠ નાની હોયને ગુણવાન અને ધનવાન થાય જેની બંને જાંઘો નાની હોય તે ધનવાન થાય. જેના હાથ પગનાં તળીયાં લાલ હોય તે સુખ અને ભોગ ભોગવે, અચાનક ધન દોલત મળે.

## પગની આંગળીઓનું ફળ.

જેના પગની આંગળીઓ અનુક્રમે ચઢતી રહે તે સઘળા પ્રકારનું સુખ મેળવે તેને રાજા પણ માન આપે.

જેના પગની પહેલી, ટચલી અને અનામિકા ત્રણે આંગળી સરખી હોય તેને વધવાથી સુખ મળે.

જેના પગની વચલી આંગળીથી અનામિકા (ટચલીની જોડેની) આંગળી જો ગોટી હોય તો તે માણસ વિદ્વાન અને ભક્ત થાય.

જો પગની ટચલી આંગળી કરતાં અનામિકા આંગળી નાની હોય તો તે માણસ લંપટ અને લોભી થાય તેનું માન રહે નહિ.

જો પહેલી અને ટચલી આંગળીથી પણ અંગુઠો ચઢીઆતો હોય. તો તે અત્યંત જય પામે.

જો તર્જની (અંગુઠાની જોડેની) આંગળી બહુ લાંબી હોય તો તે મોટો રાજા થાય તેને ઘણી સ્ત્રીઓ થાય, ક્રોધી થાય તેમ રોગી રહે.

પગની મધ્યમા (વચલી) આંગળી અંગુઠાથી પણ મોટી હોય તો તેને સ્ત્રી મળે નહિ.

જેના પગના અંગુઠા ગોળ હોય તેના હુકમનો કોઈ અનાદર કરે નહિ.

જેના પગના અંગુઠા ઉપર ફાટા તુટા કે વાંકા નખ હોય તે ઘણાં દુષ્ટ કામો કરે.

જેના પગની પાની પાતળી તથા વળી ગયેલી હોય તેમ તેની સઘળી આંગળીઓ સીધી હોય તે બહુ દાનેશ્વરી થાય.

જેના પગની આંગળીઓ લાંબી તથા ઉત્તમ ઘાટવાળી હોય તે વિદ્વાન તથા સંપત્તિ વાળો થાય.

જેના પગની આંગળીઓના નખ કાળા હોયતે ચોર તથા ચાડી ખાનાર થાય તેને માન મળે નહિ.

જેના પગ પહોળા હોય તથા આંગળીઓ જાડી હોય તથા સુંદર કાચબાના આકાર જેવી હોય તે ઉપર નખો સુંદર લાલ રંગના હોય તો તે ઉત્તમ લક્ષણવાળો જાણવો.

જેની બંન્ને પગની તર્જની આંગળીઓ અંગુઠાથી વધી ગયેલી હોય તો તેને ઘણી સ્ત્રીઓનું સુખ મળે. અંગુઠાથી અનામિકા મોટી હોય તો તેને વિદ્યા ઘણી મળે અને સુખ ભોગ ભોગવે. વચલી આંગળી અંગુઠાથી વધી ગયેલી હોય તો તેને સ્ત્રી ન હોય. જેની

અનામીકા નાની હોય તે માણસ લંપટ થાય છે અને જાડી હોય તો તે પુરૂષના સંગને ઇચ્છે.

જેના પગની સઘળી આંગળીઓ નાની હોય તો તે રાજાને ત્યાં જન્મ્યો હોય છતાં દાસપણું કરે.

જેના પગની આંગળી સરળ, ઘાટીલી, લાંબી તથા મનોહર હોય તે ઉત્તમ લક્ષણવાળો જાણવો તેને ઘેર સર્વ સંપત્તિ હોય.

જો પગની નીચે એક કે બે તલ હોયતો ઉત્તમ. તેને બેસવા માટે વાહન મળે.

જેના પગના નખ છેડેથી વાંકા હોય તે કમભાગ્ય છે. તેને સુખ ન મળે દુષ્ટ આચરણ વાળો થાય.

જેના પગમાં ઉર્ધ્વરેખા હોય તે અત્યંત ધનવાન અને ભાગ્યશાળી થાય. પણ જો તે તુટેલી હોય તો તે નિર્ભાગી થાય.

જેના પગમાં રથ, છત્ર, બાણ અને ચક્ર હોય તે રાજાની પદવી મેળવે. જેના પગમાં અંકુશ અને કુંડલનો આકાર હોય તે દ્વિાન થાય.

## મસ્તકનાં ચિન્હોનું ફળ.

જેનુ મસ્તક વિશાળ હોય તે ભાગ્યશાળી અને બુધ્ધિમાન થાય. જેનું માથુ ખુણાવાળુ અને વિષમ હોય તે દરિદ્રી અને દુરાચારી થાય. જેનું માથુ પર્વતની ટોચ માફક ઉપર ટોચવાળું હોય તે એકાવતારી હોય. જેના માથામાં ટાલ પડી હોય તે ધનવાન અને પુત્રોથી સુખી જાણવો. જેના માથામાં વાળ ઉગતા ન હોય તેને દરિદ્રી જાણવો.

જેના વાળ કાળા ભમરા જેવા કાળા રંગના હોય તે ભોગી, જેના વાળ ભૂરા રંગના હોય તે લંપટ, જેના વાળ જાડા હોય તે ટુંકા આયુષ્યવાળો, જેના વાળ ટુંકા હોય અને છુટા છુટા હોય તે મોટા લોભી હોય. જેના વાળ ખરછટ હોય તેને સુખ ન મળે. જેના વાળ લાંબાશ પડતા હોય તે લોકપ્રિય થાય. જેના વાળ અત્યંત લાંબા વધે તે સ્ત્રીઓને ગમે અને જેના વાળ નરમ રેશમ જેવા હોય તેને રાજા તરફથી માન મળે.

જેનાં નેત્રો વિશાળ હોય તે મોટા ભાગ્યશાળી રાજા જેવો થાય. જેની આંખોના ખુણા લાલ રંગના હોય તે કુંટુબમા પ્રીતિ વાળો થાય, જેની આંખો લાંબી હોય તે મંત્રી થાય, જેની આંખો ગોળ હોય તે શુરો થાય. જેની આંખો કુટિલ હોય તે દુરાચારી, પીળી આંખોવાળો રોગી, કમળ જેવી આંખોવાળો ધનવાન, ધ્યાન ધરનારો,

જેની આંખો બિલાડી જેવી હોય તે લંપટ જાણવો, જેની આંખો સુવર્ણ સરખી હોય તે ધનવાન તથા રાજા તરફથી માન મેળવનાર, જેની આંખો પારા જેવી હોય તે ઉત્તમ જાણવો, જેની આંખો મત્સ્ય સરખી હોય તે રાજા થાય જેની આંખો માંજરી હોય તેને ઉત્તમ જાણવો નહિ. જેની આંખો ત્રાંસી હોય તે દરિદ્રી થાય, જેની એક આંખ ગયલી હોય તે કપટી અને નિર્બુદ્ધિ હોય.

કપાળની રેખાઓ અને ચિન્હોનું ફળ.

જેનું કપાળ વિશાળ હોય તે મોટી પદવી મેળવે જેનું કપાળ નાનું હોય તેનું આયુષ્ય તથા બળ હીન થાય છે જેનું લલાટ વિષમ હોય તે ધનહીન થાય, જેનું લલાટ વાંકુ હોય તે અપમાન પામે તથા ધનનો નાશ કરે. જેના લલાટઉપર વાળ ઉગે તે કુલનો નાશ કરનાર થાય, જેના કપાળ ઉપર હાથ ફેરવવાથી ખરબચડું લાગે તો તેને ભાગ્યશાળી જાણવો તથા જો લીસુ લાગે તો દરિદ્રી જાણવો. જો કપાળ અર્ધચંદ્ર સરખું હોય તો તે ઘણા સુખ ભોગ ભોગવે જેમનું કપાળ તેજસ્વી હોય તે ધનવાન થાય, જેનું કપાળ શીતલ હોય તેમ દુઃખ્યા કરતું હોય તે દુઃખી જાણવો.

જેની ભમરો વાળ વાળી તથા તલવાર જેવી વાંકી હોય તે ગુણવાન, જેની ભમર સીધી અને છુટા છુટા વાળ વાળી હોય તેને દરિદ્રી જાણવો, જેની ભમર નીચી હોય તે ધન ગુમાવનાર તેમ નિર્બુદ્ધિ જાણવો. જેની ભમરના વાળ ભુરા રંગના હોય તે લંપટ, જેની ભમરો બહુ જાડી હોય તેનું આયુષ્ય ટુંકું જાણવું.

જેનું કપાળ ઉંચું હોય અને તેના કપાળના ઉંચા ભાગમાં શંખના આકાર જેવાં ઝીણાં ઝીણાં ચિન્હ હોય અથવા આંખ ઉપર કે ભમરની વચમાં અથવા કપાળ ઉપર અર્ધચંદ્રાકાર જેવી રેખા હોય તો જાણવું કે તેનો જન્મ નિર્ધનના કુટુંબમાં હશે તો પણ ઘણો ધનવાન થશે.

જેના કપાળમાં છીપના આકાર જેવી રેખા હોય તે આચાર્ય સાધુ, અતિત, વેરાગી વિગેરેના વેશ ધરી લોકોમાં બગભગત થાય અને પાપકર્મ કરશે.

જેના કપાળ ઉપર કમળ પુષ્પના જેવો આકાર હોય તો તે સર્વ મનુષ્યથી શ્રેષ્ઠ થઈ લોકમાં પ્રખ્યાત થશે.

જેના કપાળમાં વચમાં ખાડો હોય અને આસપાસ ઉંચાણ હોય તો તે માણસ વધ કરવા લાયક છે.

જેનું કપાળ નીચું હોય તે જીવતાં સુધી દુષ્ટ કર્મ કરે અને લોકમાં અપજશ પામે.

જેનું કપાળ નાનું હોય તે કંજુસ થાય, અને જેનું કપાળ ઉંચું હોય તે રાજા થવાની નિશાની છે.

જેના કપાળમાં ત્રણ રેખાઓ જણાય તે માણુસ સો વરસ જીવે, ચાર રેખાઓ હોય તો તે રાજકાજમાં હોંશીઆર થાય અને પાંચ રેખાઓ હોય તો તે માણુસનો આવરદા ૯૫ વરસનો થાય.

જેના કપાળમાં એકે રેખા ન હોય તેનો આવરદા ૮૦ વરસનો થાય તેમજ જેના કપાળમાં એકાદી રેખા કપાળના ઉપર છેક વાળના થડમાં હોય તો તે માણુસ ૮૦ વર્ષ જીવે અને પોતાનો જન્મારો સુખેથી કાઢે.

જેના કપાળમાં પાંચ પાંચ છ છ રેખાઓ સેળભેળ થઇ ગઇ હોય અથવા અગીઆર રેખાઓ હોય અથવા તેથી પણ ઘણી રેખાઓ હોય અને ગણતાં ફાવે તેમ નહોય તો તે માણુસનો આવરદા ૪૮ વર્ષનો થાય.

કપાળ ઉંચું નિચું હોય અને ફક્ત એક રેખા આંખ ઉપર ભમરના પડમાં હોય તો જાણવું કે તે માણુસનો આવરદા ૩૦ વર્ષનો છે.

જેના કપાળની ડાબી બાજુએ નાની નાની બહુ રેખાઓ હોય તો તેનો આયુષ્ય ૨૦ વરસનો જાણવો.

આંખની ભમર ઉપરની રેખાનો આકાર ચંદ્રમા જેવો ન હોય છતાં તે રેખા મોટી પણ ન હોય તો તેનો અલ્પ આયુષ્ય જાણવો.

જેના કપાળમાં ભમર ઉપર એક રેખા અર્ધચંદ્રકાર જેવી હોય અથવા કપાળ ઉંચું હોય અથવા એક રેખા રોમરહિત હોય અને તેજ રેખા ઉપર કપાળમાં ઝીણા ઝીણા વાળ ઉગેલા ન હોય ને ચોખ્ખી દેખાતી હોય અથવા કપાળના વાળ તેમાં મળી ગએલા ન હોય તો તે રાજા થઇ ઘણું સુખ ભોગવે.

જેના કપાળ ઉપર ઘણી રેખાઓ ભેળભેળ થઇ ગઇ હોય તે પરસ્ત્રીલંપટ તથા પરધન ચોરવાની ઇચ્છા રાખનાર થાય.

### મુખ ઉપરની રેખાઓનું તથા ચિન્હોનું ફળ.

જેના મોઢાનો નિચેનો હોઠ લાલ રંગનો હોય અને હોઠ ઉપર

માંસ વધારે હોય, મોઢું ગોળ, દાંત ધોળા અને સ્વર સારો હોય તો તે સુખી થાય.

જેનું મોઢું દક્ષિણાવર્ત જેવું અને અવાજ મધુર હોય તો સુખી થાય.

જેની આંખોના ડોળા કમળના પ્રમાણે અને નાક લાંબુ મોઢા ને મળેલું હોય તો ઉત્તમ, જેના ડોળા લાલ રંગના ને બીજના ચંદ્રની માફક દેખાતા હોય તો તે પણ ઉત્તમ સુખ ભોગવે.

જેના બંને કાન બીજના ચંદ્ર પ્રમાણે કમાનદાર અને તેના ઉપર તથા તેના મૂળના થડમાં વાળ હોય તો તે પણ ઉત્તમ સુખ ભોગવે.

જેના માથાના વાળ કાળા સ્વચ્છ અને જરા વાંકા અને પગની પાની બરોબર લાંબા અને ગરદન ઓ પ્રમાણે હોય તો તે પણ ઉત્તમ સુખ ભોગવે.

જેનું નાક વાંસના પાંદડા જેવું હોય અને હાથીનાં રૂવાટાં જેવા તેના નાક ઉપર વાળ હોય અથવા ગરદન ઉંચી હોય તો તે અશુભ જાણવાં.

જેને પીંપળાના પાંદડાના આકાર જેવી બગલ હોય તે શ્રેષ્ટ છે, કદાપી બગલમાં સુગંધી વાસ હોય અને ઉંચે જોતાં વાળ પ્રત્યક્ષ હોય તો તે સુખદાયક છે, કદાપી ઉપર પ્રમાણે ન હોય તો દરિદ્રતાનું લક્ષણ જાણવું.

જેનું નાક લાલ રંગનું બંને હોઠ વચ્ચોવચ હોય તો તે પણ ઉત્તમ સુખ ભોગવે.

જેની હથેળી વચમાં અથવા પગના તળીયાની વચમાં ઘોડાનું હાથીનું, કલ્પવૃક્ષનું, સ્તંભ, જવ, હથીયાર, ધ્વજા, માળા, પર્વત અને કુંડળનું વિગેરે ચિન્હો હોય તે માણસ ચક્રવર્તિ રાજા જેટલું સુખ ભોગવે.

જેના હાથમાં કે પગમાં શંખ, ચક્ર, કમળ, હાથી, રથ અને અંકુશ એટલાં ચિન્હ હોય તે રાજા જેવું સુખ ભોગવે અને જો તે ચિન્હ સ્ત્રીના હાથમાં હોય તો રાણી જેવું સુખ ભોગવે.

જેના હાથપગ મોટા, માંસથી ભરપુર, પાંચા મોટા માંસથી ભરપુર હોય તો તે સાધારણ સુખ ભોગવે. જેના હાથ કમળના પુષ્પ જેવા હોય તે રાજા જેટલું સુખ ભોગવે.

જેના હાથના પોંચાના મૂળમાંથી એક રેખા નીકળી તે ઉપર વચલી આંગલીના મૂળને મળેલી હોય તે ઉર્ધ્વરેખા કહેવાય.

આવી ઉર્ધ્વ રેખા જે માણુસના હાથમાં અગર પગમાં હોય તે માણુસ નાના પ્રકારનાં સુખ ભોગવે.

જે માણુસની ટચલી આંગળીના થડમાં એક નાની રેખા હોય તેનો આવરદા સો વરસનો જાણુવો.

એવી રેખા ટચલી આંગળીની જોડેની આંગળીએ અથવા વચલી આંગળીના જડ મૂળમાં હોય અથવા નીચેની તરફ વળેલી હોય તો તે રેખાવાળા પુરૂષની સ્ત્રી પાતવ્રતા હોય અને સ્ત્રીના હાથમાં હોય તો તેનો પતિ ધર્મશીલ, સતવાદી, ધનવાન અને લોકમાં પ્રસિદ્ધ થાય.

જેના અંગુઠાની નીચે નાની નાની રેખાઓ ભેળ ભેળ હોય તેનો આવરદા થોડો જાણુવો. કદાપી અંગુઠાના મૂળ તળે પુરી રેખા હોય તો તેનો આવરદા સંપૂર્ણ જાણુવો.

અંગુઠાના મૂળ તળે જેટલી મોટી રેખાઓ હોય તેટલા પુત્ર ઉત્પન્ન થાય અને નાની રેખાઓ હોય તેટલી પુત્રીઓ થશે.

જેના હાથમાં ઉર્ધ્વરેખા હોય તે ઉત્તમ ફળદાયક છે. અને તેજ પ્રમાણેની રેખા પગમાં હોય તો તે રાજસુખ, અને પુત્ર સુખ સંપૂર્ણ ભોગવે અને લોકમાં પ્રસિદ્ધ થાય.

જેના અંગુઠાની પાસે ત્રણ રેખા ટુંકી હોય તેનો આયુષ્ય થોડો જાણુવો, તેજ રેખા મોટી હોય અને કોઈ ઠેકાણેથી તુટેલા ન હોય તો તે મનુષ્ય ઘણાં વર્ષ જીવે એવું શુભ લક્ષણ સ્ત્રીઓને, ફળદાયક છે.

જે મનુષ્યની ટચલી આંગળીના થડમાં આયુષ્યરેખા નીકળી વચલી આંગળી સુધી ગઇ હોય તો તેનો આવરદા ૬૦ વરસનો જાણુવો.

જેના હાથમાં નાની મોટી પુષ્કળ રેખાઓ હોય તે દુઃખી થાય અને મોટી મોટી પુષ્કળ રેખાઓ હોય તો તે ધનહિન તથા દરિદ્રી થાય.

હાથની રેખાઓ લાલરંગની હોય તો તે સુખી થાય અને કાળા રંગની હોય તો તે દુઃખી થાય.

જેની આંખોના ડોળા પાણીદાર હોય તે ભાગ્યશાળી થાય, જેના દાંત દાડમની કળી જેવા સુંદર હોય તેને મિષ્ટાન ઉપર પ્રીતિ રહે, જેના શરીરની ચામડી કોમળ હોય તે સુખસંપત્તિ ભોગવે અને જેના પગ સુંદર હોય તે સર્વ વાહનનું સુખ ભોગવે.

જેના નખો તાંબા જેવા રંગના અને પગની રેખાઓ સારી હોય અને પગ માંસથી ભરપુર હોય તે રાજસુખ ભોગવે.

જેના પગ શુર્પાકાર અને આંગળીઓ તમામ જુદી જુદી હોય અને પગનો રંગ માટીના રંગ જેવો હોય તે મનુષ્ય દરિદ્રી થાય. અને દુઃખ પામે.

જેના પેસાબની સેર સાફ અને પેશાબ કરતાં સેરનો અવાજ સંભળાય તે રાજસુખ ભોગવે.

## હસ્તરેખા પરથી ભવિષ્ય.

જે સ્ત્રીના હાથ નાના, સાંકડા, સુંવાળા, નાજુક અને ઓછા વાળવાળા અને આગળાં ગોળમટોળ હોય તે નાજુક અને ભોળી સ્ત્રી હોય છે તેથી ઉલટા લક્ષણવાળી સ્ત્રી મક્કમ મનની હોય છે.

જેનાં આંગળાં અણીવાળાં હોય તે મહા ધાર્મીક તથા કવી થાય છે. અને ચઢતા પ્રકારના હુન્નર કળામાં પ્રવીણ થાય છે. અને ધાર્મીક ચપળતાવાળો, અંતરજ્ઞાની, કલ્પનાશક્તિવાળો, બહાદુર અને લાગણીવાળો થાય છે. તે કારીગર થઇ શકતો નથી પણ જો તે વિદ્વાન હોય તો કવી થાય છે.

ચોરસ આંગળાંવાળો માણસ બુદ્ધિમાન, વ્યવહારીક જ્ઞાનવાળો કોઇપણ કાર્યમાં હિંમત રાખનાર અને ફતેહમંદ નિવડે છે.

થાપડા જેવી આકૃતિનાં આંગળાંવાળા મનુષ્યને બહુ કષ્ટ પડે છે. નખની બંને બાજુએ સ્હેજ માંસ વળગેલું હોય અને આંગળાં છુંદી નાખ્યા જેવાં હોય છે તે કારીગર થઇ શકતો નથી.

આંગળાં કરતાં હથેળી જો લાંબી હોય તો તે માણસ મન ઉપર કાબુ ધરાવનાર અને આંગળાં હથેળી કરતાં ઘણાં લાંબા હોય તો તે માણસ મનનું સમતોલપણું રાખી શકતો નથી અને બુદ્ધિહિન હોય છે, આંગળાં અને હથેળી સરખાં હોય તો ધાર્મિક અને દેહાત્મવાદી થાય છે.

હાથનો અંગુઠો બેડોળ, હેરફેર ઘાટનો અને નબળો હોય તો તે માણસ ઢચુપચુ મનનો હોય છે. નાનો હોય તો તે પોતાના વિચાર પ્રમાણે ચાલનાર, મોટો હોય તો તે માણસ શ્રદ્ધાળુ તથા આકીનવાળો હોય છે, અંગુઠાનો પ્હેલો સાંધો લાંબો હોય અને નખ નાના હોય તો તે માણસ હઠીલો હોય, પણ પ્હેલાંની સાથે બીજો સાંધો લાંબો હોય તો તે માણસ હઠીલાઇ સાથે વિચારપૂર્વક કામ કરનારો અને શાણો હોય છે.

## નખ ઉપરથી ભવિષ્ય.

મનુષ્યના નખ માંસની અંદરથી અથવા સાંધામાંથી ઉગે તો તે માણસ મોજમજાની ઇચ્છા ધરાવનાર છે.

નખ ઉપર સફેદ ચિન્હ હોય તો તે દુર્દૈવની નિશાની છે. ફીકા નખવાળું માણસ નબળા સ્વભાવનું અને પાડોશી તથા મિત્રો તરફથી હલકાઇથી કંટાળો ખાનાર થશે,

સાંકડા નખવાળો માણસ લોભી થાય છે.

ગોળ નખવાળો માણસ જ્ઞાનનો શોખીન અને તેના મિત્રો ઉદાર ચિત્તના હોય છે.

નાના નખવાળો માણસ સાંકડા મનનો, હઠીલો અને અભિમાની હોય છે. માંસવાળા નખવાળો માણસ સુસ્ત અને લાલાશ અને ડાઘવાળા નખવાળો માણસ તપી જનાર અને તોફાન કરવામાં પ્રસન્નતા માણનાર હોય છે.

જે મોટા માથાવાળો કાન સુધી લાંબી શ્યામ કમળ જેવી આંખોવાળો, ઢીંચણ સુધી લાંબા હાથ હોય તે રાજા થાય.

જેની છાતી શીલા જેવી, પગનાં તળીયાં રક્તવર્ણનાં કોમળ હોય, અને સરલ સીધુ નાક હોય તે રાજા થાય.

જે ઉદાર, હસમુખો, સત્ય મીઠી વાણીવાળો, અન્યાયથી ડરનારો હોય તે રાજલક્ષ્મી ભોગવે.

જેના હાથની હથેળીમાં તરવનું ચિન્હ હોય તે ઘણો પૈસાવાળો થાય.

જેના પગના તળીયામાં તક્ષ હોય કે વાહનનું ચિન્હ હોય તે રાજા જેવું સુખ ભોગવે,

પુરુષોના જમણા હાથ અને જમણા પગમાં ઉપરનાં ચિન્હો જોવાં. સ્ત્રીઓને ડાબા હાથ અને ડાબા પગમાં ઉપરનાં ચિન્હો જોવાં. ઉપરનાં ચિન્હો સ્પષ્ટ દેખાતાં હોય તો પુરૂ ફળ મળે, અને જો તે માણસ રાજ્યકુળમાં જન્મ્યો હોય તો રાજા થાય અને તેમાં ન જન્મ્યો હોય તો રાજા જેવું સુખ મેળવે. જેના હાથ પગનાં ચિન્હ જોવાં તે જે જાતિમાં જન્મ્યો હોય તેને અનુકુળ ફળ કહેવું.

જેના હોઠ અને ગાલ, આંખો, હાથ, નાક, સ્તનનો વચલો ભાગ એ પાંચ અંગો લાંબાં હોય તે રાજા જેવું સુખ ભોગવે.

જેની નાભિ (ડુંટી), સ્વર, કૌવત, એ ત્રણ ગંભીર અને અગાધ ઉંડાં હોય તો તે શ્રેષ્ટ ફળને પામે.

જેની છાતી, માથું અને મુખ એ ત્રણ વિશાળ હોય તો તેને સારૂં ફળ મળે.

જેની બે બગલ, નાક, મુખ અને બે ખભાની પાંસળીઓ એ છ અંગ ઊંચાં હોય તો સારૂં ફળ મળે.

જેના કંઠ, પુઠ, સાથળ અને લીંગ નાનાં હોય તો તેનું શુભ ફળ સમજવું.

જેની આંખના ખુણા, હાથ, પગ, તાળવું, હોઠ અને જીભ એ સાત રાતાં હોય તો શુભ ફળ મળે.

જેના દાંત, વાળ, ચામડી, હાથની આંગળીઓ, અને હાથની આંગળીઓના પર્વ એ પાંચ સૂક્ષ્મ હોય તો શુભ ફળ મળે.

જેના હાથમાં અનામિકાના મૂળમાં રેખા હોય તે માણસ પુણ્યવાન હોય.

જેની છાતી મોટી હોય તે ધનવાન થાય છે.

જેના ગાલ અને માથું મોટું હોય તે જય મેળવે.

જેની કમ્મર મોટી હોય તે ઘણા પુત્રવાળો થાય છે,

જેના પગ મોટા હોય તે પૈસાવાળો થાય.

જેની આંખો સ્નિગ્ધ, ભીનાશવાળી હોય તે સૌભાગ્યવાન થાય છે.

જેનું શરીર સ્નિગ્ધ હોય તે સુખી, પગ સ્નિગ્ધ હોય તેને વાહનનું સુખ મળે છે.

જેની આંખો ઘુવડ જેવી કે કાગડા જેવી, કે દેડકા જેવી હોય, જેના કપાળ ઉપર થોડા વાળ હોય તે પાપી થાય છે.

જેની નજર ત્રાંસી હોય, જેનું નાક નોળીયા જેવું હોય, સ્વર કાગડા જેવો હોય, ઘણી નસો તરતી હોય, જેના શરીર ઉપર ઘણા વાળ હોય, ઉપરનો હોઠ જેનો ટુંકો હોય, તે પાપી થાય છે.

જે પુત્રીનો સ્વભાવ પોતાને મળતો હોય અને જે પુત્રનો સ્વભાવ તેની માતાને મળતો હોય તો શ્રેષ્ટ કહેવાય.

શંખ, કમળ, જવ, છત્ર, માળા, મચ્છ, ધ્વજા, અને અંકુશ એ ચિન્હો જેના હાથ કે પગમાં હોય તે રાજા કે રાણી સરખુ સુખ ભોગવે.

જે માણસ પોતાના હાથના ૧૦૮ આગળ ઉંચો હોય તે શ્રેષ્ટ સમજવો. જે પોતાના ૯૬ આંગળ ઉંચો હોય તે મધ્યમ, અને જે ૮૪ આંગળ ઉંચો હોય તે કનીષ્ટ સમજવો.

જેનો અવાજ સિંહ, હાથી, બળદ, નોબત કે મૃદંગ જેવો કે મેઘની માફક ગંભીર વાણી હોય તે રાજા જેવું સુખ ભોગવે.

જેનો અવાજ ખોખરો, કઠોર, ને ગધેડા જેવો હોય તે દુઃખી અને નિર્ધન થાય.

જેના મુખમાં બત્રીસે દાંત હોય તે રાજા થાય છે જેને ૩૧ દાંત હોય તે મંત્રી થાય ને ૩૦ દાંત હોય તે સુખી થાય. તેથી ઓછા દાંત વાળા દુઃખી સમજવા, જેના દાંત છુટા છુટા હોય તે માણસ વિદ્વાન થાય છે. જેના દાંત અત્યંત મળેલા હોય તે મૂર્ખ, જેના દાંત સફેદ હોય તે ઘણું માન મેળવે, જેના દાંત લાલ હોય તે લંપટ, જેના આગળના દાંત બહાર નીકળેલા હોય તે માણસને ભાગ્યશાળી જાણવો, જેના દાંતની નીચલી હાર ઉપરના દાંતની હારથી દૂર જતી હોય તે ધન રહિત. જેના દાંત ઉપર હંમેશાં દુર્ગંધી રહે તે દરિદ્રી અને જેના દાંતનો રંગ પીળો હોય તે કપટી જાણવો.

જેનું નાક વાંકુ અને વિષમ હોય તે ભાગ્યહીન, ધનહીન અને દુઃખી જાણવો જેનું નાક પીળું હોય તે ધીરો, જેનું નાક હાથી જેવું હોય તે શક્તિમાન, જેનું નાક પોપટની ચાંચ સરખું હોય તે મોટો ભાગ્યશાળા રાજા થાય, જેનું નાક દિપકની શિખા સરખું હોય તે ઉત્તમ, જેનું નાક સિંહ જેવું હોય તે ધનવાન અને શૂરો થાય.

જેનાં બે નેત્ર, બે હાથ, અને નાસિકા એ પાંચ લાંબા હોય તથા કંઠ, લિંગ અને પીઠ એ ચાર વસ્તુ જો ટુંકી હોય તો તે ઉત્તમ તેને ઘેર ઘણું દ્રવ્ય હોય.

જેના હાથ, પગ, આંખોના ખુણા, નખોના આગળનો ભાગ, શરીર, તાળવુ, જીભ, અને હોઠ એ સાત લાલ હોય તે અત્યંત સુખ ભોગવે.

જેની આંખો તેજવાળી હોય તેને સૌભાગ્યપણું મળે, જેના દાંત તેજસ્વી હોય તેને ઉત્તમ ભોજન મળે, ત્વચા તેજસ્વી હોય તે ભાગ્યશાળી થાય, પગ તેજસ્વી હોય તે વાહન ઉપર બેસનાર થાય.

કામકાજ વગર જેના હાથ કઠિન હોય, ચાલવા છતાં પણ જેના પગ કોમળ હોય તે અત્યંત સુખ ભોગવે.

જેનું હૃદય, મસ્તક અને લલાટ ત્રણે વિસ્તારવાળાં હોય, જેનાં નાદ, હાસ્ય અને નાભી ગંભીર હોય તે ઉત્તમ હોય.

જેની આંખો લાલ હોય તેને તરુણ સ્ત્રી મળે, તેને ઘેર લક્ષ્મી આવીને ક્રીડા કરે.

જેના હાથ ઘુંટણ સુધી લાંબા હોય તે શુરવીર થાય, જેની નાસિકા લાંબી હોય તે મોટો માણુસ થાય, અને જાતે કમાઇ કુટુંબનું પોષણ કરનાર થાય.

જેનો સ્વર ગંભીર હોય તે કુટુંબનો અધિપતિ થાય, તેમ જ્ઞાની, દાતાર અને સુખી થાય.

જેની છાતી વિશાળ હોય, તે ઘણા દ્રવ્યનો માલીક થાય, જેનું મસ્તક વિશાળ હોય તે રાજા થાય, જેની કેડ વિશાળ હોય તેને ઘણા પુત્રો થાય. પગ વિશાળ હોય તેને ઘણું સુખ મળે. હૃદય વિશાળ હોય તેને ઘણું સુખ મળે. જેનું હૃદય વિશાળ હોય તે રાજા જેવાં સુખ ભોગવે, દાનેશ્વરી થાય, જેનું લલાટ વિશાળ હોય તેની સેવામાં ઘણા માણુસો રહે.

જેના હોઠ લાલ હોય તે અનેક પ્રકારના ભોગ ભોગવે.

જેના નખ લાલ રંગના હોય તે સુખી થાય.

જેના નખ પાતળા હોય તે ગુણવાન થાય, આયુષ્યમાન અને બળવાન થાય.

જેના ખભા ઉંચા હોય તેને રાજા તરફથી માન મળે જેની નાસિકા ઉંચી હોય તે ભક્તિમાન થાય અને તેને સઘળા ચાહે.

જેનું માથું ઉંચું હોય તે શુરો અને ભાગ્યશાળી થાય.

જેનું લલાટ ઉંચું હોય તે ઉંચી પદવી ભોગવે.

જેની ચામડી કોમળ હોય તે સુખી થાય અને યશ ઘણો મળે.

જેની ગતિ હાથી, હંસ અને વૃષભના જેવી હોય તે માણુસ અતિ ઉત્તમ ગણાય. અને જેની ગતિ પાણી, હરણ, અશ્વ, ઉંટ, કે સસલા, કુતરા, કે ભેંસ, જેવી હોય તે ભાગ્યહિન જાણવો. જેનો રંગ દુધ સરખો સફેદ હોય તે મહાન રાજા થાય, જેનો રંગ શ્યામ હોય તે સુખી અને જેનો રંગ પીળો હોય તે રોગી થાય.

જેની કેડ વિશાળ હોય, તેને પુત્રોથી સુખ મળે, જેની કેડ માંસથી રહિત હોય તેને સુખ ઘણું મળે જેની કેડ વાંદરા જેવી હોય તે દુઃખી થાય.

જેની નાભિ પાણીના ધરા જેવી ગંભીર હોય તે ઉત્તમ પણ જેને બહુ ઉંચી હોય તે ખરાબ.

જેના હૃદય ઉપર વાળની પંક્તિ હોય તે વિદ્વાન થાય અને આયુષ્ય, બળની વૃદ્ધિ પામે. વિશાળ હૃદય વાળાને ઘણું ધન મળે, તે રાજા થાય અને ઘણા પુત્રો થાય.

જેની પીઠ સિંહના સરખી હોય તે દરિદ્રી થાય. જેની પીઠ કાચબા સરખી હોય તેને ઘણા ચાકરો હોય તથા તે અત્યંત ગુણ-વાન કહેવાય.

જેના હાથ ઘુંટણ સુધી લાંબા અને દરવાજાની ભુંગળ જેવા સીધા હોય તે અત્યંત ગુણવાન જાણવો. જેના હાથ ટુંકા હોય તે ધન રહિત જાણવો.

જેનું ગળુ શંખના આકારનું હોય તેને ઉત્તમ જાણવો, જેનું ગળુ મોર, ઉંટ કે બગલાના ગળા સરખુ હોય તે અનિષ્ટ છે, તે સર્વદા પરાધિન રહે. જેનું ગળું ટુંકું, ભરેલા ઘડા જેવું. હોય તે ઉત્તમ, જેનો કંઠ જાડો હોય તે દરિદ્રી અને કુળનું નાશ કરનારો, જેના ગળામાં ત્રણ રેખા હોય તેને ઉત્તમ જાણવો.

જેના હોઠ લાલ હોય તે ઉત્તમ જાણવો, જેના હોઠ કાળા અને સુકાયલા, તરડાયલા અને વિષમ હોય તેના રહેવાથી કુળમાં વિરોધ થાય છે. તેથી તે દુઃખી થાય. જેના હોઠ પીળા હોય તે બહુ વિષયી અને લંપટ હોય છે, જેના હોઠ બહુ જાડા હોય તે અલ્પકાળ સુધી જ જીવી શકે. જેના હોઠ બહુ ખુલ્લા રહેતા હોય તે દરિદ્રી જાણવો, જેના હોઠમાં ફાટ હોય તે પહેલાં સુખી હોય તો પાછળથી દુઃખી થાય. અને પહેલાં દુઃખી હોય તો પછીથી સુખી થાય છે.

જેનું પેટ ઉદર સમાન—એક સરખુ હોય તે ભોગી થાય.

જેનું પેટ વિષમ, આડા પડવાળુ હોય તે નિર્ધન થાય.

જેનાં બંને બાજુનાં પડખાં સરખાં હોય તે ધનવાન થાય.

જેનાં પડખાં નમેલાં કે આડાં હોય તે ભોગ રહિત થાય.

જેનું પેટ સાપ જેવું હોય તે દરિદ્રી અને ઘણું ખાનાર થાય.

જેના પેટ ઉપર એક વલી ( પેટ ઉપર કરચલી પડે છે તે) પડેલી હોય તો તેનું શસ્ત્રવડે મરણુ થાય, બે કરચલી પડતી હોય તો તે સ્ત્રીનું સુખ ભોગવે અને ત્રણ કરચલી પડતી હોય તો તે

આચાર્ય કે ઉપદેશક થાય. ચાર કરચલી પડતી હોય તો ઘણાં સંતાનવાળો થાય. અને એક પણ કરચલી પડતી ન હોય તો રાજા થાય છે.

જેના પેટ ઉપર આડી અવળી કરચલીયો પડતી હોય તે વ્યભિચારી થાય.

જેના પેટ ઉપર એક સરખી કરચલી પડતી હોય તે સુખી થાય. જેનાં પડખાં માંસવાળાં, કોમળ, જમણી બાજુ રોમ (વાળ) વાળાં હોય તે રાજા કે પૈસાવાળો થાય.

નાભી–ડુંટી. જેની ડુંટી મંડળાકાર વિસ્તારવાળી હોય તે સુખી થાય.

જેની નાભી નાની, અસ્પષ્ટ દેખાય નહિ તેવી, નમેલી હોય તે કલેશ પામે.

જેની નાભીમાં વિષમ વલિત–રેખા હોય તે શુળની પીડાથી મરણ પામે, નિર્ધન થાય.

જેની નાભીની ડાબી તરફ ઘુમરીવાળી નાભી–વામાવર્ત હોય તે મૂર્ખ અને શઠ થાય.

જેની નાભી જમણી તરફ ઘુમરીવાળી હોય તે બુદ્ધિવાન થાય. તેમ પ્રયત્નશિલ થાય.

જેની નાભી પડખા તરફથી લાંબી હોય તે ઘણા આયુષ્યવાળો થાય. જેની નાભી ઉપરના ભાગમાં પહોળી હોય તે પૈસાદાર થાય. નીચેના ભાગમાં પહોળી હોય તો ગાયોને પાળનાર થાય.

જેની નાભી કમળની પાંખડીયો જેવી હોય તે રાજા થાય.

જેની નાભી નાની, નીચી, સૂક્ષ્મ હોય તે કલેશ પામે.

જાંગ–સાથળ.—જેની સાથળ સૂક્ષ્મ અને ઝીણા વાળવાળી હોય તેમ ગોળ હોય અને સૂંઢની આકૃતી જેવી હોય અને સરખી હોય તે રાજા થાય.

જેના સાથળ–જાંગ કુતરા કે બીલાડા જેવી હોય તે નિર્ધન થાય. સાથળમાં છિદ્રોમાં—જો એક છિદ્રમાં એક વાળ હોય તો રાજા થાય, એક છિદ્રમાં બે વાળ હોય તો પંડિત અને વિદ્વાન થાય, ત્રણ કે ચાર વાળ સાથે એક છિદ્ર (રોમકૂપ) માં હોય તો નિર્ધન થાય. આ જ પ્રમાણે માથાના વાળનું પણ ફળ છે.

જેની સાથળ ઉપર વાળ ન હોય તે પરદેશમાં મરણ પામે.

જેની સાથળો નાની હોય તે સૌભાગ્યશાળી થાય.

જેની સાથળો કઠોર અને અણઘડ ગઠ્ઠાવાળી હોય તે નિર્ધન થાય.

જેની સાથળો નમેલી હોય તે સ્ત્રીને વશ થાય.

જેની સાથળો માંસથી ભરેલી હોય તે રાજા થાય.

જેની સાથળો ઘણી જાડી કે મોટી હોય તે પૈસાવાળો થાય તેમ ઘણો કાળ ઐશ્વર્ય ભોગવે.

### કેડ—કમર.

જેની કેડ સિંહ જેવી હોય તે રાજા થાય. જેની કમર વાંદરા કે ઉંટ જેવી હોય તે નિર્ધન થાય.

જેની કમર ઘડા કે ચરખી જેવા ઘાટ વાળી હોય તે નિર્ધન થાય.

જેની કમર કુતરા, શિયાળ કે ગધેડા જેવી હોય તે નિર્ધન થાય.

## પ્રકરણ ૬૯ મું.

## સ્ત્રીઓનું હસ્તરેખા ઉપરથી ભવિષ્યફળ.

સ્ત્રીઓની રેખાઓ તેમના ડાબા હાથમાં જોવી.

જે સ્ત્રીના ડાબા હાથની હથેળીમાં મચ્છરેખા હોય તે સૌભાગ્યવતી સમજવી.

જેના હાથમાં લાલ રંગની ખુલ્લી, સ્નિગ્ધ ને તુટેલી ન હોય તેવી પૂર્ણ અને ગોળ એવી રેખાઓ હોય તો તે શુભ જાણવું.

જેના હાથમાં સ્વસ્તિક (સાથીયો) કે ત્રિકોણની રેખા હોય તે ધનવાન થાય.

જેના હાથમાં કમળના જેવી રેખા હોય તે રાણી થાય. તેમ રાજ્ય કરે તેવા પુત્રોને જન્મ આપે.

જેના હાથમાં સ્વસ્તિક—સાથીયાની રેખા જમણી બાજુ નમેલી હોય તે સ્ત્રી કોઇ ચક્રવર્તી રાજાની રાણી થાય.

જેના હાથમાં શંખ, છત્ર ને કાચબા જેવી રેખા હોય તે રાજમાતા થાય અર્થાત તેનો પુત્ર રાજા થાય.

જેના હાથમાં તાજવાંની રેખા હોય તે વેપારીની સ્ત્રી થાય.

જેના હાથમાં હાથી, ઘોડા, બળદ, મહેલ કે વજ્ર જેવી રેખા હોય તે તીર્થવાસી, શાસ્ત્રી પુત્રને જન્મ આપે.

જેના ડાબા હાથમાં ગાડા જેવી રેખા હોય તે ખેડુતની સ્ત્રી બને.

જેના હાથમાં ચમ્મર, અંકુશ, ધનુષની રેખા હોય તે રાજાની રાણી થાય.

જે સ્ત્રીના હાથમાં અંગુઠાના મૂળથી નીકળીને ટચલી આંગળી સુધી રેખા હોય તે સ્ત્રી પતિહત્યા કરે.

જેના હાથમાં ત્રિશુળ, તરવાર. દંડ, ગદા, શક્તિ ને નોબત જેવી રેખા હોય તે ઉદાર, પૃથ્વીને દાનમાં આપનારી, પુણ્ય કરી કીર્તિ મેળવનાર થાય.

જેના હાથમાં ગીધ, કાગડા, દેડકા, વરૂ, [illegible], સાપ, ગધેડું, કે બીલાડીના જેવી રેખા હોય તે દુઃખી સમજવી.

જેનો અંગુઠો સરખો ને ગોળ હોય તો શુભ લક્ષણ છે જેનો નખ ગોળ અને કોમળ હોય તો તે શુભ સમજવું.

જેની આંગળીઓ ઉત્તમ સાંધાવાળી ને ગોળ હોય, આગળનો ભાગ અનુક્રમથી પાતળો હોય તે શ્રેષ્ટ છે.

જેની આંગળીઓ જાડી, ચપટી, રૂક્ષ અને પાછલા ભાગમાં વાળવાળી હોય તે અશુભ લક્ષણવાળી સમજવી.

જેના નખ રાતા ને શિખા—ટોચવાળા હોય તે ઉત્તમ. નીચા, બેઢંગા ને છીપ જેવા કે પીળા રંગના નખ હોય તો દરિદ્ર સમજવી.

જે સ્ત્રીઓના નખમાં ધોળા ટપકા જેવો ડાઘ હોય તે ઇચ્છા પ્રમાણે વર્તનારી, જો પુરૂષના નખમાં ધોળો ડાઘ હોય તો તે દુઃખી થાય.

જે સ્ત્રીનાં પગનાં તળીયાં સ્નિગ્ધ, માંસથી પુષ્ટ, કોમળ અને પરસેવાથી રહિત હોય, ઉષ્ણ ને ગરમ હોય તે ઘણા સુખ ભોગ ભોગવે.

જો પગનાં તળીયાં લુંખાં. રંગ વગરનાં, કઠોર, ખંડીત (પગલું મુકતાં ખંડીત જણાય ) સુપડાની માફક આગલા ભાગમાં વિસ્તાર વાળુ ને શુષ્ક હોય તો તે દુર્ભાગી સમજવી.

જેના પગમાં, ચક્ર, સ્વસ્તિક (સાથીયો) જેવી રેખા, શંખ, કમળ, ધજા. મચ્છ, છત્રાકારે રેખા હોય તો તે સ્ત્રી રાજાની રાણી થાય.

જે સ્ત્રીના પગમાં મધ્યમા આંગળી સુધી રેખા હોય તે અખંડિત ભોગ અને સુખ ભોગવે.

જેના પગમાં ઉંદર, સર્પ કે કાગડા જેવી રેખા હોય તે દુઃખી ને દરિદ્ર સમજવી.

જેના પગનો અંગુઠો ઉંચો અને માંસયુક્ત હોય, ગોળાકાર હોય તો તે સુખ સૌભાગ્યનો નાશ કરનારી થાય.

જે સ્ત્રીનો અંગુઠો એકદમ મોટો હોય તે વિધવા થાય. લાંબા અંગુઠાવાળી સ્ત્રી દુર્ભાગી સમજવી.

જે સ્ત્રીની આંગળીઓ કોમળ, ઘટ્ટ, ગોળાકાર, શ્રેષ્ટ ને ઉંચી હોય તે શુભ ફળ ભોગવે.

જે સ્ત્રીની આંગળીઓ ઘણી લાંબી હોય તે ઇચ્છાચારીને કુલ્ટા થાય.

જે સ્ત્રીની આંગળીઓ પાતળી હોય તે નિર્ધન થાય.

જે સ્ત્રીની આંગળીઓ ઘણીજ નાની ને ટુંકી હોય તે થોડા આયુષ્યવાળી હોય.

જેના પગની આંગળીઓ ભુગ્ન એટલે એક ઉપર એક બીજી આંગળીઓ ચડેલી હોય કે વાંકી હોય તે સ્ત્રી કપટી થાય.

જે સ્ત્રીની આંગળીયો એડેલી હોય તે દાસીપણું કરે.

જે સ્ત્રીની આંગળીઓ એક બીજાથી છેટે છેટે, જુદી જુદી હોય તે દરિદ્ર થાય.

જે સ્ત્રીની એક ઉપર એક આંગળી ચડી ગયેલી હોય ને ઘણા પતિને મારીને કોઇ બીજાની કુટણી–દુતી થઇને રહે છે.

જે સ્ત્રી ચાલતાં પગવડે ઘણી ધુળ ઉડાડતી હોય તે ત્રણ કુળનો નાશ કરે.

જે સ્ત્રીને ચાલતી વખતે ટચલી આંગળી જમીનને અડે નહિ તો તે સ્ત્રી પોતાના એક ધણીને મારી બીજો ધણી કરે. જો ટચલી ની જોડેની અનામિકા આંગળી પૃથ્વીને અડક નહિ તો તે સ્ત્રી બે ધણીને મારી ત્રીજો ધણી કરે. જો ચાલતાં તેની જોડેની મધ્યમા આંગળી જમીનને અડે નહિ તો તે સ્ત્રી ત્રણ ધણી મારીને ચોથો ધણી કરે.

જે સ્ત્રીની કનિષ્ટકા ( ટચલી ) અને અનામિકા ( ટચલીની જોડેની ) બંને આંગળીઓ હીન હોય અર્થાત હોય જ નહિ તો તે સ્ત્રી પતિવગરની જાણવી.

જે સ્ત્રીના પગના અંગુઠાની જોડેની આંગળી જો અંગુઠાથી વધુ મોટી હોય તો તેવી સ્ત્રી કુંવારીપણાથી જ વ્યભિચારણી થાય

જેના પગના નખ સ્નિગ્ધ, ઉંચા ને રાતા હોય ને ગોળ હોય તે શુભ છે.

પગના ઉપરનો ભાગ ઉપસેલો હોય તો રાણી થાય.

જેના પગ, નસો ને પરસેવા વગરના, સ્નિગ્ધ, કોમળ અને માંસથી પુષ્ટ હોય તો શુભ છે.

જેના પગ ભુગ્ન–મરડાયેલા હોય તે સ્ત્રી દરિદ્રીણી થાય.

જેના પગના પંજા ઉપર નાડીયો–નસો ઉપસેલી દેખાતી હોય તે હંમેશાં ફરનારી થાય.

જેના પગની પાની પાસે બે પીંડી. ( ગુલ્ફ ) ઉપર વાળ હોય તો તે સ્ત્રી દાસીપણું કરે. તે માંસ વગરના હોય તો દુર્ભાગી અને માંસથી ઢંકાયલા, નાડી વગરના, ગોળ હોય તો તે શુભ છે.

જેના પગની પાની વાળ વગરની બંને સરખી, સ્નિગ્ધ, ગોળ હોય તો શુભ લક્ષણ સમજવાં.

જે સ્ત્રીના પગનાં તળીવાં લાલ હોય તે ઉત્તમ જાણવી. તે પતિવ્રતા થાય તથા રાજ્ય સંપત્તિ ભોગવે.

જે સ્ત્રીના પગની આંગળીઓ એક બીજી સાથે મળી ગયેલી હોય તે સ્ત્રી રાજદ્વારને શોભાવે તથા પુત્રવતી થાય.

જે સ્ત્રીની પગની તર્જની આંગળી બીજી આંગળીઓ કરતાં મોટી હોય તે સાસુ સસરા અને પતિને પ્રિય થઇ પડે. જેની તર્જની આંગળી કરતાં તેના પગની મધ્યમા આંગળી વધેલી હોય તો તે બહુ અહંકારી થાય.

જેની પગની અનામિકા આંગળી સર્વથી મોટી હોય તેને ઉત્તમ ફળ મળે. જેની પગની ટચલી આંગળી સર્વથી મોટી હોય તે સ્વજન સંબંધીમાં માન મેળવે.

જેના પગની સઘળી આંગળીઓ નાની હોય તે સ્ત્રી મર્યાદામાં રહી શકે નહિ.

જેના પગની ટચલી આંગળીથી અનામિકા આંગળી નાની હોય તેવી સ્ત્રી રૂપાળી હોય તો પણ તેને તજવી. કેમકે તે પતિને દગો દઇને પતિને તજી ચાલી જાય છે.

જે સ્ત્રીની પગની વચલી આંગળી સર્વથી નાની હોય તે સ્ત્રી કોઇપણ પરપુરૂષનો સંગ કરે નહિ.

જે સ્ત્રીના પગની તર્જની આંગળી સર્વથી નાની હોય તેને

પરણ્યા પછી પણ તજવી કેમકે તે સ્ત્રી હંમેશાં પરપુરુષ સાથે સહવાસ કરનારી થાય છે.

જે સ્ત્રીના હાથ લાંબા હોય તે દરિદ્રી થાય, જેના હાથ ટુંકા હોય તે ગુણોથી હીન થાય, જેના હોઠ કાળા હોય તે સ્ત્રી પતિ રહિત થાય.

જે સ્ત્રીના ગાલ કુવા જેવા ઉંડા હોય તે બહુ ગુસ્સાવાળી અને પરપુરૂષ સાથે પ્રેમમાં પડનારી થાય. જેના ગાલ ઉંચા અને જાડા હોય તે પતિને દગાથી મારે અને પરપુરૂષ સાથે પ્રેમમાં પડે.

જે સ્ત્રીના દાંત હોઠની બહાર નીકળેલા હોય તે વિધવા થાય.

જે સ્ત્રીનું નાક નાનું વાંકુ અને ચપટું હોય તે તુરત વિધવા થાય અને પરપુરૂષ સાથે ચાલે.

જે સ્ત્રીની નાભી ગંભીર હોય નહિ અને જેનું પેટ ઘડા જેવું હોય તેની સાથે વ્યવહાર કરવો નહિ.

જે સ્ત્રીની ટચલી આંગળી સુંદર અને લાલ નખવાળી હોય તેને ઉત્તમ જાણવી.

જેના ડાબા પગના તળીયે ઉર્ધ્વરેખા હોય અને પગની પીંડી પાસેથી નીકળી વચમાં ફાટ પડયા વિના અંગુઠા અને તર્જની આંગળીની વચ્ચે આવેલી હોય તો તે પદ્મિની જાણવી.

જેના પગનું તળીયું ખડબચડું અને કઠોર હોય તે સ્ત્રીને વ્યભિચારિણી જાણવી. જેના પગનાં તળીયાં પર ભમરાનો આકાર હોય તેને પુત્ર તથા પતિનો નાશ કરનારી સમજવી. જેનાં પગનાં તળીયાં સુકુમાર હોય તે હંમેશાં સૌભાગ્યવંતી તથા પતિ તરફથી માન મેળવનારી થાય, જેના પગના નખો ફાટવાળા હોય તે દુર્ભાગીણી અને બંને કુળનો નાશ કરનારી જાણવી, જેના અંગુઠાના નખ પીળા રંગના હોય તેને તરત તજવી કેમકે તે સ્ત્રી ધનનો નાશ કરે છે.

જે સ્ત્રીની પગની ટચલી આંગળી ગોળ અને જરા ચપટી હોય તે સ્ત્રીને રાજ્ય સુખ મળે, તે ઘણું દાન કરે. જે સ્ત્રીના જમણા પગની આંગળીઓના અંતરમાં છિદ્રો દેખાતાં હોય તે નીચ અને વ્યભિચારિણી જાણવી. જેના પગના તળીએ વચ્ચોવચ રથના આકારનું ચિન્હ હોય તે શૂરવીર તથા રાજાની માનીતી જાણવી.

જેના પગનાં તળીયાંમાં કોઢના જેવાં સફેદ ચાઠાં હોય તેને તરત વિધવા તથા દુઃખી થનારી જાણવી.

જે સ્ત્રીના પગની નસો સૂક્ષ્મ રીતે દેખાતી હોય તેને ઉત્તમ જાણવી. જેના પગનો ઉપરનો ભાગ સપાટ હોય તે મૂર્ખ, કળા વિનાની અને દુર્ભાગી જાણવી. જેના પગનો ઉપરનો ભાગ કાચબાની ઢાલ સરખો હોય તે અતિ ઉત્તમ જાણવી.

જે સ્ત્રીના પગની આંગળીઓની વચ્ચે છિદ્રો દેખાતાં હોય અને એક બીજાથી ઘણુંજ છેટાં છેટાં હોય તેને પતિ તેમ સસરાના સઘળા કુટુંબનો નાશ કરનારી જાણવી.

જે સ્ત્રીની ઘુંટીઓ ગૂઢ અને વાળ વિનાની હોય તે ઉત્તમ. જેના ઘુંટણ ઉપર વાળ હોય, તેનો આકાર ભમરા જેવો હોય તો તેને પિશાચણી જાણી તજવી.

જે સ્ત્રીના પગના અંગુઠા ઉપર ઘણા વાળ ઉગેલા હોય તે પિયેર અને પતિ બંનેના કુળનો નાશ કરનારી થાય.

જે સ્ત્રીની પીઠનો ભાગ સરખો હોય તે સ્ત્રી પોતાના પતિ ઉપર અત્યંત પ્યાર રાખે છે.

જે સ્ત્રીની જાંગ ગોળ, માંસવાળી હોય તે ઉત્તમ, જેની જાંગ ઉપર ઘણા વાળ હોય તે પતિ અને ધનનો ક્ષય કરનારી થાય.

જે સ્ત્રીની નાભી ગંભીર હોય નહિ તેમ જેનું ઉદર ઘડાના આકારનું હોય તેની સાથે વ્યવહાર કરવો નહિ.

જેનાં સ્તનો છાતીમાં બેસી ગયેલાં (નીચાં) હોય ને ઉપરથી બરાબર દેખાતાં ન હોય તેને અનિષ્ટ જાણવી, તે વંધ્યા રહે.

જેનો કંઠ લાંબો હોય અને જેની ગતિ ઉતાવળી હોય તે નિર્ભાગીણી રહે અને હંમેશાં પારકે ઘેર ભમ્યાં કરે. નીચ પુરુષ સાથે પણ કામક્રીડા કરે.

જે સ્ત્રીના વાળ સીધા ને ચીકાસવાળા હોય તે સ્ત્રી પતિવ્રતા તથા મહાસતી, પતિ ઉપર પ્રેમ રાખનારી થાય.

જેના કાન નાના હોય તે સ્ત્રી દુર્ભાગિણી ને ધનનો નાશ કરનારી છે.

જેનું કપાળ બહુ નાનું હોય તે અપશુકનવાળી જાણવી જેનું લલાટ બહુજ પોહોળુ હોય તે વ્યભિચાર કરે. જેનું માથું બહુ નાનું હોય તે દુર્ભાગી સમજવી. જેનું માથું બહુ મોટું હોય તે મૂર્ખ રહે.

જે સ્ત્રીના વાળ ભૂરા રંગના, જાડા, કઠોર અને ટુંકા હોય તે દુરાચારી અને પરીવારનો નાશ કરનારી જાણવી.

જે સ્ત્રીનાવાળ ભૂરા રંગના, જાડા, કઠોર અને ટુંકા હોય તે દુરાચારી અને પરીવારનો નાશ કરનારી જાણવી.

જે સ્ત્રીના માથામાં વાળ છુટા છુટા હોય તે ધનધાન્ય વિગેરેનો નાશ કરે છે. જેના વાળ કાબરચિતરા હોય તે અત્યંત વ્યભિચારી થાય, જેના વાળ જરા રતાશ પર તેમ જાડા હોય તે વિધવા થાય.

જે સ્ત્રીની જીભ કાળી હોય તે શંખણી, જેની જીભ ધોળી હોય તે દાસી થાય, જેનું તાળવું શ્યામ રંગનું હોય તે પતિને દુઃખ દે, જેની આંખો પીળી હોય તે મહાપાપી થાય.

જે સ્ત્રી શરીરે તમામ પાતળી હોય તે પતિને દુઃખ દેનારી થાય. તેને પતિ સાથે બને નહિ.

જે સ્ત્રીની ભમર સીધી હોય તે સ્ત્રી પતિ ઉપર પ્રેમ કરે નહિ.

જે સ્ત્રીને પુરૂષની માફક મુછની જગાએ વાળ ઉગેલા હોય તે સ્ત્રી વાંઝણી રહે. તેની સાથે સંગ કરવાથી પુરુષ નપુંસક થાય.

જે સ્ત્રીની આંખો લાંબી હોય તે ઉત્તમ, તેના ઉપર તેના પતિનો પ્રેમ રહે અને તેને સર્વ સ્થળે માન મળે, જેની આંખો નાની હોય તે સ્ત્રી પતિને તરત વશ કરી શકે છે.

જે સ્ત્રીનું કપાળ વિશાળ અને અર્ધ ચંદ્રાકાર હોય તે અત્યંત સુખ પામે તેને પતિસાથે પ્રેમ રહે, જે સ્ત્રીના કપાળ ઉપર તેજસ્વી પ્રકાશ ઝળકતો હોય તે રાણી થાય.

જેનું કપાળ સીધું અને સરળ હોય તે અત્યંત સુખી થાય.

જેની ભમર કાળા રંગની હોય તે અત્યંત સુખ પામે, જેની ભમર ધનુષ્ય જેવા આકારની હોય અને વાળથી ભરપુર હોય તે સ્ત્રીને સૌભાગ્યવાળી જાણવી. જેની ભ્રકુટી અત્યંત નમી ગયેલી ન હોય તે ધન, ધાન્ય અને પુત્રોની વૃદ્ધિ કરનારી સમજવી.

જે સ્ત્રીને ત્રીસ દાંત હોય તે ભાગ્યશાળી અને પતિને પ્યારી હોય જેના દાંત છુટા છુટા હોય તેના ઉપર તેના પતિનો અત્યંત પ્રેમ હોય. જેના દાંત દાડમની કળી સરખા હોય તે પતિવ્રતા પાળનારી થાય, જેના દાંતોની ઉપરની હાર નીચેની હારની ઉપર આવતી હોય તે સૌભાગ્યવાળી જાણવી. જેના દાંત ઉંચા તથા એક બીજા સાથે મળીને રહેલા હોય તેને બીકણ અને બુદ્ધિ વિનાની જાણવી. જેના દાંત એક સરખા લાંબા હોય તે રાણી થઇ પતિનો પ્રેમ સં-

પાદન કરે જેના દાંત સ્વભાવથી ગુલાબી રંગની છાંયવાળા હોય તો તે અત્યંત ગુણવાન અને ધનને વધારનાર સમજવી.

જે સ્ત્રીની આંખો બિલાડીના જેવી હોય તે દુષ્ટ અને વિષકન્યા સમજવી.

જે સ્ત્રી સોના જેવી પીંગળ વર્ણની હોય તે અતિ દુષ્ટ નથી.

જે સ્ત્રી લાંબા હોઠવાળી, કાળી જીભ વાળી, પીળા આંખવાળી, ઘોઘરા અવાજ વાળી, પગ, સ્તન અને હોઠ ઉપર વાળ વાળી હોય તેને ત્યાગ કરવી.

જે સ્ત્રીનાં આંગળાં, ને દાંતો થોડા હોય, સ્તન ઉપર કે ગાલ ઉપર વાળ ઉગેલા હોય તેને પણ તજવી.

કાળા તાળવા વાળી, માબાપ વગરની, વધુ અંગોવાળી જેમકે એક હાથમાં છ કે સાત આંગળાંવાળી હોય તો તે તજવા યોગ્ય છે.

જે સ્ત્રીની પગની આંગળીઓ ટચલી, અનામીકા અને મધ્યમા ત્રણે આંગળીઓ જમીન ઉપર ચાલતાં જમીનને અડકતી ન હોય તે સ્ત્રી જરૂર વ્યભિચારીણી થાય.

જેના પગના અંગુઠા પાસેની આંગળી અગુઠાથી વધુ લાંબી હોય તો તે સ્ત્રી પોતાના ધણીને ત્યાં રહે નહિ અને સ્વછંદી કામ ચારિણી થાય.

જે સ્ત્રીનું પેટ લાંબુ હોય તે સસરાને મારનારી થાય. જેનું માથું લાંબુ હોય તે દીયેરને મારે, જેના ગર્ભાશયના સ્થાનનો માંસ પિંડ જો લાંબો હોય તો તે પોતાના પતિને મારે.

જેનું પેટ કાચબા જેવું હોય, તે ધનને હરનારી સમજવી. જેના વાંસામાં ચક્રનો માફક વાળની ભમરી હોય તે પતિને મારે.

જેની નાભીમાં વાળની ભમરી હોય તે પતિવ્રતા થાય.

જે સ્ત્રીની કમ્મર ઉપર વાળનું ચક્રાકારે ચિન્હ હોય તે ઇચ્છા ચારી થાય. ખભા ઉપર એવું વાળનું ચક્રાકારે ચિન્હ હોય તો તે ધનવાળી થાય.

જેનો અવાજ સુંદર, કોમળ અંગવાળી, જેને જોતાં આંખ ને મન પ્રસન્ન થાય તે શ્રેષ્ટ સમજવી.

જેનું પેટ દેડકા જેવું હોય અને વડના ઝાડ માફક ઉપરના ભાગમાં વિસ્તાર પામેલી હોય તેનો જન્મેલો બાળક રાજા થાય.

સ્ત્રીના હાથમાં હથેળીના મણિબંધથી (હાથના પોંચા પાસેથી) ચાલેલી રેખા, હથેળીમાં થઇને મધ્યમા આંગળી સુધી ગયેલી હોય તો તે ઉર્ધ્વરેખા છે. જે સ્ત્રીના ડાબા હાથમાં આવી ઉર્ધ્વરેખા હોય તે રાજ્ય સુખ ભોગવે. પુરુષને જમણા હાથમાં ઉર્ધ્વરેખા હોય તો રાજા થાય.

જે સ્ત્રીઓની આંખની બન્ને ભમરો એક બીજામાં મળી ગયેલી હોય, લાંબા હોઠ હોય, કાણી આંખ હોય, સુપડા જેવા કાન હોય, વાંકુ મુખ હોય, ઘણું બોલનારી, વાંકા નાકવાળી, એ સ્ત્રીઓ ત્યાગ કરવી.

જે સ્ત્રીના કેશ અને શરીરનાં કપડાંના સ્પર્શથી પુષ્પની માળા મેલી થઈ જાય, જેના સ્નાનના પાણીમાં જીવજંતુ પડે, જેનાં પ્હેરવાનાં લુગડાંમાં જુ કે માંકણ ઘણા હોય, તે ઘરમાંથી અન્ન છાનું ખાનારી, અપવિત્ર ને મેલી સમજવી તેનો પણ ત્યાગ કરવો.

સ્ત્રીના ડાબા હાથના અંગુઠાના મૂળમાં પ્રસવરેખાઓ હોય છે. તે રેખાઓ જો મોટી હોય તો તેટલા પુત્રો થાય અને નાની કે ઝીણી રેખાઓ હોય તો કન્યાઓ થાય. તે રેખાઓ તુટેલી ન હોય ને લાંબી હોય તો તેનું આયુષ્ય વધુ કહેવું. જો સુક્ષ્મ ઝીણી રેખા હોય ને તુટેલી હોય તો તે થોડા આયુષ્યવાળી સમજવી.

જે સ્ત્રીના હાથ રોગ વગરના, છુપાં હાડકાંવાળા ( હાડકાં ન દેખાય તેવા પુષ્ટ ) કોમળ નસો દેખાતી ન હોય તેવા, વાળ વગરના હોય તે સ્ત્રી શ્રેષ્ટ સમજવી.

જે સ્ત્રીના હાથ ઉપર મોટા વાળ હોય તે વિધવા થાય. જો તેનાં બંને ભુજા–હાથ ટુંકા હોય તો તે દુર્ભાગિણી જાણવી. જેના હાથ ઉપર નસો ઉપસેલી દેખાતી હોય તે કલેશ અને દુઃખને પામે.

જેના હાથની આંગળીઓ અને અંગુઠો કમળની ડાંડી જેવાં હોય તે સુખી સમજવી.

જેના હાથની હથેળી કોમળ અને વચમાંથી ઉંચી, છિદ્ર વગરની હોય, સારી રેખાઓવાળી, થોડી રેખાઓવાળી હોય તે શુભ ગણવું છે. જે સ્ત્રીના હાથમાં ઘણી રેખાઓ હોય તે વિધવા થાય. જેના હાથમાં રેખાઓ ન હોય તે દરિદ્રી થાય.

જેના હાથ ઉપર નસો ઉપસી આવેલી હોય તે ભીખ માગનારી થાય.

જેના હથેળીની પાછળનો ભાગ નાડીઓ અને વાળ વગરનો હોય અને ઉંચો હોય તો શુભ સમજવું. જો તે નાડીયો વાળો અને વાળવાળો તેમ નીચો હોય તો તેનો ત્યાગ કરવો.

જે સ્ત્રીની જાંગ સાથળ નાડી વગરની, સુંદર હોય તે રાણી થાય, જેની સાથળ ઉપર વાળ ઉગવાના છિદ્રમાં, એક છિદ્રમાં એકજ રોમ-વાળ ઉગે તો રાણી થાય. બે ઉગેલા હોય તો સુખી, ત્રણ વાળ સાથે ઉગેલા હોય તો વિધવા થાય.

જેની બંને જાંગો ગોળ, માંસથી પુષ્ટ હોય તે શ્રેષ્ટ સમજવી. જેની જાંગો માંસ વગરની હોય તે વેશ્યા થાય.

જેની જાંગો ઢીલી હોય તે દરિદ્ર થાય.

જે સ્ત્રીની સાથળ નાડી વગરની, હાથીના બચ્ચાની સુંઢ જેવી એક બીજાને સ્પર્શ કરે તેવી ( મળેલી ) ગોળ, વાળ વગરની, હોય તે રાજાને પ્રિય રાણી થાય.

જેની સાથળો ઉપર વાળ હોય તે વિધવા થાય.

જેની સાથળો ચપટી, બેઠેલી હોય તે દુર્ભાગી સમજવી.

જેની સાથળમાં વચમાં છિદ્ર હોય, ચામડી જાડી હોય તે દરિદ્ર થાય.

કમર—જેની કમર ચારે બાજુથી પોતાના ચોવીસ આંગળ જેટલી વિસ્તારવાળી હોય અને ઉંચી હોય તે શુભ સમજવી.

જેની કમર બેઠેલી, નમેલી, લાંબી, કઠોર, માંસ વગરની, નાની અને વાળથી ભરેલી હોય તો વિધવા તેમ દુઃખી થાય.

જે સ્ત્રીના નિતંબ કેડની નીચેનો ભાગ ઉંચો, માંસથી ભરેલો હોય તે શુભ અને બેઠા ઘાટના, માંસ વગરનો અશુભ ગણાય.

જે સ્ત્રીનો પેઢુનો બન્ને બાજુનો માંસપીંડ માંસયુક્ત, પુષ્ટ કરચલી વગરનો અને પુષ્ટ હોય તે ઉત્તમ રતિસુખને વધારનારી જાણવી.

જેની નાભીની નીચેનો ભાગ બસ્તી વિસ્તારવાળી, કોમળ, થોડી ઉંચી હોય તો તે શુભ છે. તેના પેઢા ઉપર વાળ કે નાડીઓ હોય તેમ રેખાઓ હોય તે અશુભ છે.

જે સ્ત્રીની નાભી ગંભીર-ઉંડી ને જમણી બાજુ નમેલી હોય તે સુખી અને સમૃદ્ધિ ભોગવે.

જેની નાભી ઉંચી, ડાબી બાજુ નમેલી, ડુંટો દેખાતો હોય એવી અશુભ સમજવી.

જે સ્ત્રીનાં પડખાં ભરેલાં ભારે હોય તે પુત્રનો જન્મ આપનારી સમજવી.

જેનાં પડખાં દેડકાનાં જેવાં હોય તેનો પુત્ર રાજા થાય.

જે સ્ત્રીનાં પડખાં ઉચાં, કરચલીવાળાં, ખાડાવાળાં હોય તે વંધ્યા, વેરાગણ કે દાસી થાય.

માંસથી ભરેલાં, સરખાં, કોમળ અને હાડકાં ન જણાય તેવાં પડખાંવાળી સ્ત્રી શુભ, સૌભાગ્ય ને સમૃદ્ધને આપનારી સમજવી.

જે સ્ત્રીનાં સ્તન બે નસોમાંથી ભરેલાં હોય, વાળ વાળાં હોય ઉચાં પાસાંવાળાં હોય તે દુઃખી ને નઠારા સ્વભાવની, સંતાન વગરની સમજવી.

જેનાં સ્તન ઘટ્ટ, ગોળાકાર, પુષ્ટ અને બંને બરાબર હોય તે સ્ત્રી શ્રેષ્ટ ગણાય છે.

જેનાં સ્તન અગ્રભાગમાં મોટાં અને છેટે છેટે હોય, સુકાને ઢીલાં હોય તે શુભ નથી.

જે સ્ત્રીનું જમણું સ્તન ઉંચુ હોય તો પુત્ર જન્મ આપનારી ને શ્રેષ્ટ જાણવી.

જે સ્ત્રીનું ડાબું સ્તન ઉંચુ હોય તે કન્યાને જન્મ આપે.

જેનાં સ્તન ઘડીયાળ જેવાં ચપટાં બેઠેલાં હોય તે મંદ ભાગ્યની ને નઠારા સ્વભાવવાળી થાય.

જેનાં સ્તન મોટાં મુખવાળાં જુદાં પડેલાં અને થડમાં હોય તે તેમ ઘણાં મોટાં સ્તન શુભ નથી.

જેનાં સ્તન મૂળમાં મોટાં અને ક્રમથી આગળી તરફ ઝીણાં ને કઠોર હોય તે પ્રથમ અવસ્થામાં સુખ આપે અને છેવટે ઘણુ દુઃખ આપનારી થાય.

જેના સ્તનની દીંટડી ગોળ અને કાળી હોય તે શુભ છે. જો દીંટડી અંદર બેસી ગયેલી હોય અને લાંબી અને ઝીણી હોય તો તેવી સ્ત્રી કલેશને આપે છે.

જે સ્ત્રીનું પેટ નાનું, નસો વગરનું, કોમળ ચામડીવાળું હોય તે સ્ત્રી હંમેશાં મિષ્ટાન જમે, અને સુખ ભોગ પૂર્ણ ભોગવે.

જેનું પેટ ઘડા જેવું હોય તે દરિદ્રી થાય.

જેનું પેટ જવના આકાર જેવું, મૃદંગના જેવું, કે કોળા જેવું હોય તે સ્ત્રીનું પેટ ગમે તેમ કરવા છતાં ભરાતું નથી. ઘણું મોટું પેટ હોય તેવી સ્ત્રીને સંતાન થતાં નથી. તેમ ભાગ્યહીન થાય છે.

જે સ્ત્રીનું પેટ ઘણું બાણુ હોય તે સસરાને કે દીયેરનો નાશ કરે.

જે સ્ત્રીનું પેટ વચમાંથી સૂક્ષ્મ હોય તે સ્ત્રી સારા ભાગ્યવાળી થાય

જેના પેટ ઉપર ત્રીવલી ત્રણ રેખા–( કરચલી ) પડતી હોય તે સ્ત્રી ભોગ ભોગવનારી થાય.

જે સ્ત્રીના પેટ ઉપર સીધી એટલે સરખી ઉભી વાળાની પંક્તિ પડતી હોય તો તે સ્ત્રી કલ્યાણની ભૂમિ જેવી સમજવી.

જેના પેટ ઉપર પીળા રંગની, વાંકી જાડી, છિદ્રવાળી રોમ પંક્તિ હોય તે સ્ત્રી ચોરી કરે, વિધવા થાય, મંદ ભાગ્યવાળી જાણવી.

જે સ્ત્રીની છાતી વાળ વગરની હોય અને બરાબર નીચી ન હોય તે સ્ત્રી ઐશ્વર્યવાળી, ધણીથી સુખ ભોગવનારી, પતિને વ્હાલી થાય

જે સ્ત્રીની છાતી પહોળી હોય તે વ્યાભિચારીણી, દયા, વ[illegible]રના થાય.

જે સ્ત્રીના છાતી ઉપર ઘણા વાળ હોય તે સ્ત્રી ધણીનો નાશ કરનારી થાય.

જે સ્ત્રીના પોતાના ૧૮ આંગળ જેટલી તેની છાતી હોય ને તે પુષ્ટ અને ઉંચી હોય તો તે સુખ આપનારી જાણવી.

જે સ્ત્રીની છાતી વાળોથી ભરેલી ને વિષમ હોય તે દુઃખ આપનારી જાણવી.

જે પત્નીની હાંસડી [ કંઠના મૂળનો ભાગ ] પુષ્ટ માંસમાં છુપાએલી હોય તે ધન ધાન્ય આપનારી સમજવી.

જેની હાંસડી ઢીલી, હાડકાં દેખાય તેવી, નમેલા, ખાડાવાળી. ન્યુનાધિક હોય તે પત્ની દરિદ્રિ થાય.

જેના ખભા નીચા ને લાંબા ન હોય અને ઉંચા મોટા ખભા શુભ છે. વાંકા ખભા બહુ મોટા ને વાળથી ભરેલા ખભાવાળી દાસી કે વિધવા થાય. માંસથી પુષ્ટ ખભા શુભ છે ઉંચા અગ્રભાગવાળા ખભાવાળી વિધવા થાય.

માંસ વગરના ખભાવાળી દુઃખી થાય.

જેની કાખ–બગલ સૂક્ષ્મવાળવાળી, માંસથી ભરેલી, સ્નિગ્ધ અને ઉંચી હોય તે શુભ લક્ષણ છે. ઉંડી બગલ હોય, નાડીઓ દેખાતી હોય અને પરસેવા વાળી હોય તે અશુભ જાણવી.

જીભ–જેની જીભ લાલ, કોમળ હોય તેને મિષ્ટાન મળે, જેની જીભ આગળથી પહોળી હોય અને સફેદ વર્ણવાળી હોય તે દુઃખી

થાય. જેની જીભ કાળી હોય તે કંકાસ કરનારી હોય છે. મોટી જીભ-વાળી દરિદ્ર થાય.

તાળવું-જે પત્નીનું તાળવું લાલ, સ્નિગ્ધ અને મેલ વગરનું હોય તે શ્રેષ્ઠ છે. જેનું તાળવું બેઠેલું હોય તે વિધવા થાય.

નાક-જે સ્રીનું નાક ગોળ ને નાનાં પુટ ( છિદ્ર ) વાળુ હોય તે ઉત્તમ છે. જેનું નાક આગળથી ઉંચુ મોટું હોય ને વચમાંથી નમેલું હોય તે શુભ નથી. જેનુ નાક આગળથી સંકોચાયલું ને રાતું હોય તે સ્રી વિધવા થાય, બેઠેલા નાકવાળી સ્રી દુખી થાય.

આંખ-જે સ્રીની આંખના ખૂણા લાલ અને કીકી કાળા તારા વાળી હોય તે શુભ છે. ગાયના દૂધ જેવાં સફેદ વર્ણના ને કાળી પાંપણવાળાં નેત્ર શુભ છે.

જેની આંખો ગોળ હોય તો કુલ્ટા ( વ્યભિચારીણી ) થાય. જે સ્રીની ડાબી આંખ કાણી હોય તે વેશ્યા થાય. જમણી આંખે કાણી સ્રી વેશ્યા થાય. જેની મધના જેવી મદ ભરી આંખો હોય તે ધનધાન્ય વાળી થાય.

જેની પાંપણો ઉપર થોડા વાળ હોય તે નિંદા પાત્ર છે. જેની ભમરો કાળી હોય અને એક બીજાને મળી ન ગઇ હોય તે શ્રેષ્ટ છે.

કાન-જેના કાન લાંબા ને મરોડદાર હોય તે સુખી થાય છે.

કપાળ-જે સ્રીનું કપાળ નસો ન જ તી હોય તેવું, વાળ વગરનું અને અર્ધચંદ્રમા જેવું ને ઉંચુ હોય, પ્રમાણમાં ત્રણ આંગળ વાળુ હોય તે સ્રી સૌભાગ્ય, આરોગ્ય ને સુખ મેળવે. જેના કપાળમાં સ્વસ્તિક (સાથીયા) નુ ચિન્હ હોય તે રાજ્ય સમૃદ્ધિ મેળવે

માથુ-જેનું માથુ હાથીના મસ્તક જેવું ઉંચુ હોય તે સૌભાગ્ય અને ઐશ્વર્યને મેળવે છે.

વાળ-જેનો ચોટલો મોટો અને જાડો હોય તે વિધવા થાય. લાંબા કેશવાળી વાંઝણી રહે. વિશાળ કેશવાળી દુર્ભાગી થાય. જે સ્રીના વાળ ભમરા જેવા કાળા, નરમ, ઝીણા અને આગલા ભાગમાં થોડા વાંકડીયા હોય તે પત્ની સુખ પામે.

જેના વાળ ભૂરા રંગના, કઠોર, છુટા છુટા ને વાંકા, લુખા હોય તે દુઃખી દરિદ્ર અને દુર્ભાગી સમજવી.

ગાલ—જે સ્રીના ગાલ પુષ્ટ, ગોળ, અને ઉંચા હોય તે શુભ લક્ષણ છે. જેના ગાલ નીચા, રૂવાંટીવાળા, માંસ વગરના, કઠોર હોય તે અશુભ છે.

ગળુ—જે પત્નીનું ગળુ–ગોળ માંસથી ભરેલું અને પ્રમાણમાં ૪ આંગળનું હોય તે શ્રેષ્ટ છે. જેના ગળામાં ત્રણ રેખા પડતી હોય હાડકાં જણાતાં ન હોય તે શ્રેષ્ટ છે. જેનું ગળુ બેઠેલું, ચપટું, લાંબુ માંસ વગરનું નમેલું હોય તે શુભ ન માનવું.

જેની મોટી ગરદન હોય તે સ્રી વિધવા થાય છે. આડી ગરદન હોય તે દાસી થાય. અને ચપટી બેઠેલી ગરદનવાળી સ્રી વંધ્યા થાય. ટુંકી ગરદનવાળી પુત્ર વગરની થાય છે.

પુંઠ—જે સ્રીનો વાંસો ( પીઠ ) નમેલો હોય અને વાંસની માફક આડાં હાડકાં હોય ને માંસથી અર્જુન ભરેલી હોય તે સ્રી શ્રેષ્ટ સમજવી. જે સ્રીની પીઠે વાળ હોય તે વિધવા થાય. જેની પુંઠ વળેલી–વાંકી ને ગેલી નાડીઓ જણાતી હોય તે સ્રી દુઃખી જાણવી.

બરડો—જેનો બરડો સરખો, માંસથી ભરેલો ને ઉંચો હોય તે સ્રી શ્રેષ્ટ જાણવી. જેનો બરડો સુકો, વાંકો, વાળવાળો, નાડીઓથી ભરેલો, નીચો નમેલો હોય તે દુઃખી જાણવો.

હડપચી—જે સ્રીની હડપચી–દાઢી બે આંગળના ભરાવામાં ગોળ, અને પુષ્ટ અને કોમળ હોય તે શ્રેષ્ટ જાણવી. અને જેની હડપચી મોટી, બે ભાગવાળી, લાંબી હોય તે અશુભ જાણવી.

જેની હડપચી ઉપર વાળ ન હોય, અને ઘટ્ટ હોય તે શ્રેષ્ટ છે.

હોઠ—જેના હોઠ લાલ ગોળ, સ્નિગ્ધ અને મધ્યભાગ રેખાથી શોભતો હોય તે સ્રી રાજાની રાણી થાય. જેનો હોઠ તુટેલો, ઝીણો લાંબો અને લુખો હોય તે દુર્ભાગી જાણવી. જેનો હોઠ કપીલ વર્ણનો હોય અને મોટો હોય તે વિધવા થઈ કલેશ પામે.

મુખ—જે સ્રીનું મુખ માંસથી ભરેલું મિનાશવાળું ગોળ અને શોભીતું હોય તે શુભ જા

દાંત—જેના દાંત સફેદ હોય, નીચેના અને ઉપરના સર્વે સરખા હોય અને પુરા ૩૨ હોય તે શ્રેષ્ટ ગણાય, જેના દાંત મોટા અને લાંબા હોય, ધુમ્રવર્ણના અને છુટા છુટા હોય તે દુર્ભાગી સમજવી.

જે સ્રી કપિલ વર્ણની ( ધુમ્ર જેવા રંગની ) માંજરી આંખો વાળી, રોગી, દુષ્ટ રોમથી (વાળથી) ભરેલા અંગવાળી મુદલ વાળ વગરની વધુ અંગવાળી પિંગળ વર્ણવાળી, ઘણી કૃશ, દુબળી, જાડી લાંબી આડાં નાકવાળી સ્રીનો ત્યાગ કરવો યોગ્ય છે.

જે સ્ત્રીની બે ભમરની વચમાં અથવા કપાળમાં મસો કે તલનું ચિન્હ હોય તે રાજ્ય પામે. જેના ડાબા ગાલ ઉપર રાતો મસો હોય તેને હંમેશ ઉત્તમ ભોજન મળે. જેની છાતી ઉપર તલ કે લાંછન હોય તે સૌભાગ્યવાળી સમજવી. જેના જમણા સ્તન ઉપર રાતુ ચિન્હ હોય તે ચાર કન્યા અને ક પુત્રને જન્મ આપે, જેના ડાબા સ્તન ઉપર તલનું કે લાલ ચિન્હ હોય તે પ્રથમ એક પુત્રને જન્મ આપે.

જેના નાકના અગ્રભાગમાં લાલ મસો હોય તે રાજરાણી જેવું સુખ ભોગવે. નાકના આગલા ભાગમાં કાળો મસો હોય તે સ્વામીનો ઘાત કરી વ્યભિચાર કરે.

જે સ્ત્રીની નાભીની વચ્ચે તલ મસો કે લાંછન હોય તે શુભછે, જે સ્ત્રીના હાથ, કાન ગાલ ગળુ કે ડાબા અંગમાં કોઇ પણ જગોએ તલ કે મસો કે ચિન્હ હોય તે પત્ની પ્રથમ ગર્ભમાં પુત્ર જન્મ આપે.

જેના લલાટમાં ત્રિશુળનું ચિન્હ હોય તે સ્ત્રી એક હજાર પત્નીઓની ઉપરી થાય.

જે સ્ત્રી ઉંઘમાં દાંત કકડાવે, સ્વપ્નમાં બબડે તે સ્ત્રી શ્રેષ્ટ માનવી નહિ.

જેના હાથમાં વાળનું ચક્ર જમણી બાજુ નમેલું હોય તે શુભ છે. ડાબી બાજુ નમેલું અશુભ છે.

જે સ્ત્રીની નાભી કાન અને છાતી ઉપર વાળનું ચક્ર જમણી બાજુ નમેલું હોય તે શુભ છે. પુંઠની જમણી બાજું વાળનું ચક્ર હોય ને તે જમણી તરફ નમેલું હોય તો તે શુભ છે.

પુંઠના વચલા ભાગમાં નાભિ માફક ગોળ ચક્ર હોય તો તે ઘણું આયુષ્ય ભોગવે, ને ઘણા પુત્રોને જન્મ આપે.

સ્ત્રીની કમર ઉપર વાળનું ચક્ર હોય તો સારૂ નહિ. પેટ કે પુંઠ ઉપર ચક્ર હોય તો તે અશુભ છે. ગળામાં જમણી બાજુ વાળનું ચક્ર હોય તો તે દુઃખીને વિધવા થાય, જેના કપાળમાં સેંથાવાળા ભાગમાં ભમરી હોય તેનો ત્યાગ કરવો. કારણ તે પરણ્યા પછી ૧ વર્ષે પતિને મારે. જેને કપાળના મધ્ય ભાગે ભમરી હોય તેનો ત્યાગ કરવો. જેની કમર કે પુંઠમાં વાળની ભમરી હોય તે વ્યભિચારી થાય. નાભીમાં હોય તો પતિવ્રતા થાય.

જે સ્ત્રીનું તાળવું લાલ રંગનું હોય તે પતિને વશ કરે છે અને તેને સર્વ સ્થળે માન મળે છે. તેમ તે દાન કરનારી થાય

છે. જેનું તાળવું હંમેશાં લુખુ રહે છે. તે નિર્બળ સંતાનોને જન્મ આપે છે જેનું તાળવું ખરબચડું હોય તે અત્યંત વિષયી થાય ઘણા પુરૂષોનું સેવન કરે.

જે સ્ત્રીની દાઢીએ પુરુષની પેઠે વાળ ઉગે છે તે સ્ત્રી ઘરમાં રહેલી લક્ષ્મીને દૂર કરે છે. અને દુશ્મનનો પરાભવ ઉપજાવે લોકોમાં અપમાન પામે.

જે સ્ત્રીના હોઠ લાલ રંગના ધનુષ્ય સરખા અર્ધગોળ હોય તે પત્ની સુખ સંપત્તિને વધારે. પતિને અત્યંત સુખ આપે.

જેના હોઠ જાડા તથા થોડા ખુલ્લા રહેતા હોય તે સ્ત્રી કુટુંબને દુઃખી કરનારી થાય.

જે સ્ત્રીના ગાલ ગુલાબના ગોટાની પેઠે રતાશની છાંય મારતા હોય અને જરા ઉપસેલા હોય તે પતિનો અત્યંત પ્યાર મેળવે. તેના ઉપર ઘણા પુરુષો મોહ પામે છે.

જેના ગાલ કોમળ અને વિષમતા વિનાના હોય તે સ્ત્રી પતિવ્રતા ધર્મવાળી થાય, જેના ગાલ કુવા જેવા ઉંડા હોય તે પરપુરૂષ સાથે વિલાસ કરવાની ઘણી અભિલાષા રાખે અને પતિને અત્યંત કષ્ટ આપે. જે સ્ત્રીના ગાલની ચામડી કર્કશ અને બહુ જાડી હોય તે ધન અને કુટુંબનો પણ નાશ કરાવે, જેના ગાલ અરિસા જેવા તેજવાળા ને કાંતિવાળા હોય તે સ્ત્રી ઘરની સંપત્તિ વધારે છે અને પુત્રાદિકને પણ સુખદાયક થાય.

જેની જીભ લાલ રંગની હોય તે પુત્રો ઉત્પન્ન કરનારી ને સૌભાગ્યવાળી જાણવી. જેની જીભ સરળ અણીદાર હોય તે સ્ત્રી વૈરીનો નાશ કરનારી ને કીર્તિ મેળવનારી થાય જેની જીભ હંમેશાં ભીની અને અમૃતમય રહેતી હોય તે ભોગવિલાસમાં બહુ કુશળ હોય તથા ઘર સંબંધી અત્યંત સુખ મેળવે.

જેનું નાક સીધું દીપકની શાખા જેવું હોય તે સ્ત્રી ધનની વૃદ્ધિ કરનારી થાય, જેનું નાક ખરબચડું અને વારંવાર મલિન રહેતું હોય તે પોતાના પતિને વશ કરી શકતી નથી. તથા તે વિધવાપણું ભોગવે છે.

જે સ્ત્રીના ખભા ઉપર શંખ અથવા ચક્રની નિશાની હોય તે સ્ત્રીને પદ્મિની જાણવી. જેના ખભાની નીચેના ભાગના બાહુ ઉપર સ્વસ્તિક ( સાથીયા )નું ચિન્હ હોય તે સ્ત્રી હંમેશાં લક્ષ્મી લાવનારી તથા સુપુત્રોને ઉત્પન્ન કરનારી જાણવી.

જે સ્ત્રીના કંઠમાં ત્રણ રેખાઓ હોય તેને ઉત્તમ ભાગ્યશાળી જાણવી. પણ જો તે રેખાઓ વચ્ચેથી તુટેલી હોય તો તેને નુકશાન કરનારી જાણવી.

જે સ્ત્રીના મણિબંધ ઉપર જવની માળા હોય તે સ્ત્રીને સૌભાગ્યશાળી તથા લક્ષ્મીને લાવનારી જાણવી.

જે સ્ત્રીનાં સ્તનો અત્યંત કઠોર અને ઉંચાં હોય તે સ્ત્રી ઉપર પતિનો અત્યંત પ્રેમ રહે. જેનાં સ્તનો સુવર્ણકલશ જેવાં અને વચ્ચે શ્યામ રંગની દીંટડીવાળાં હોય તે સ્ત્રીને અતિ ઉત્તમ જાણવી. જેનાં સ્તનો હંમેશાં શીતલ રહેતાં હોય તેને દુર્ભાગીણી જાણવી. જેનાં સ્તનો હંમેશાં ઉષ્ણ રહેતાં હોય તેને કામવિલાસમાં ચતુર તથા ગુણવાળી જાણવી. જેનાં સ્તનોની વચ્ચે બિલકુલ માર્ગ રહેતો ન હોય તેને દુર્ભાગણી તથા કુટુંબનો નાશ કરનારી જાણવી. જે સ્ત્રીનાં સ્તનો ઉપર વાળ હોય તેને ડાકણ સરખી જાણવી. જેનાં સ્તનો માંસ વિનાનાં તથા નરમ હોય તેને શંખિની જાણવી, જેના ડાબા સ્તન ઉપર તલ કે મસ હોય તેને ઉત્તમ જાણવી, પણ જો જમણા સ્તન ઉપર મસ કે તલ હોય તો તેને હંમેશાં કંકાસવાળી તથા દુર્ભાગીણી જાણવી. જેના જમણા સ્તન ઉપર શ્રીવત્સનું કે સાથીયાનું ચિન્હ હોય તે સ્ત્રીને તેના પતિ તરફથી અતિશય સુખ મળે છે. જેના ડાબા સ્તન ઉપર મૂશળનું ચિન્હ હોય તે દુરાચારિણી વ્યભિચારિણી અને કુલનો નાશ કરનારી થાય. જેના સ્તનોની ડીંટડીઓ તમામ કાળા રંગની હોય તે ધનનો નાશ કરે પણ જે સ્ત્રીની ડીંટડીઓ જરા કાળી અને રતાશની છાંય મારતી હોય તે સ્ત્રીને ઉત્તમ જાણવી. જે સ્ત્રીનાં સ્તનોની ડીંટડીઓમાંથી પ્રસવ વખતે પણ દુધ વ્હે નહિ તે પુત્રાદિનો ક્ષય કરનારી થાય. જે સ્ત્રીના બંને સ્તનોની વચ્ચેના ભાગમાં દેવમંદિરનું ચિન્હ હોય તેને ચક્રવર્તિની પટરાણી જાણવી. જે સ્ત્રીનાં સ્તનો ચપટાં હોય તે વાંઝણી જાણવી.

જે સ્ત્રીના ઉદર ઉપર ત્રણવલીઓ હોય તેને ઉત્તમ જાણવી પણ જો તેમાંથી એક પણ ખંડિત હોય તેને તુરત વિધવાપણું મળે છે. જે સ્ત્રીનું પેટ ઘડા સરખું ઉંચું તથા સ્તનોની અને પેટની ઉંચાઇ સરખી હોય તેણીને શંખિની તેમ દુર્ભાગિની જાણવી. જે સ્ત્રીનો ઉદરનો ભાગ ગંભીર અને ઉપરથી જણાય તેવો ન હોય તે સ્ત્રીને ઉત્તમ જાણવી. જેના પેટની જમણી બાજુએ ધનુષ્યનું ચિન્હ

હોય તેને રાણી સરખું સુખ મળે, જેના પેટ ઉપર ઘણા જ વાળ ઉગેલા હોય તેને રાક્ષસી સરખી જાણવી. તે સ્ત્રી કુટુંબનો નાશ કરી એકલી રહી પરપુરુષ સાથે વ્યભિચાર કરે. જે સ્ત્રીના ઉદર ઉપર સૂક્ષ્મ અને ન જણાય તેવી રૂંવાટી હોય તેને ઉત્તમ જાણવી.

જે સ્ત્રીનો ઉદરનો ભાગ કુવાની પેઠે અંદર ઉતરી ગયેલો હોય તેને દુર્ભાગિણી તથા પતિનો દ્વેષ કરનારી જાણવી જેના પેટના ભાગ ઉપર ખાડાખૈયા હોય તે ધનમાલનો નાશ કરનારી જાણવી જેના પેટમાં હંમેશાં વ્યાધિ રહેતો હોય તે સ્ત્રીને વાંઝણી જાણવી.

જે સ્ત્રીની કેડ પાતળી અને મનોહર હોય તે સ્ત્રીને ઉત્તમ જાણવી. જેની કેડ ઘણી વિસ્તારવાળી હોય તે વંધ્યા રહે. જેની કેડ ૩૨ થી ૪૦ આંગળના પરીઘના વિસ્તારવાળી હોય તેને ઉત્તમ જાણવી. જેની કેડ તેથી પાતળી હોય તે વ્યભિચારિણી જાણવી. જેની કેડ ઘણી જ મોટી હોય તે ધનનો નાશ કરનારી થાય. જેની કેડ પાછળના નિતંબ ભાગને જુદા કરી શકતી ન હોય તેને મૂર્ખ અને કંકાશ કરનારી જાણવી. જેની કેડઉપર અત્યંત માંસ જામેલું રહેતું હોય તેને પુત્રોનો નાશ કરનારી જાણવી. જેની કેડ ઉપર હાડકાંના ટેકરા નીકળેલા હોય તે સ્ત્રીને પતિ તથા કુળનો નાશ કરનારી સમજવી.

જે સ્ત્રીની નાભિ ગંભીર હોય તેને ઉત્તમ જાણવી. જેની નાભિ અંદરથી કમળ પુષ્પ જેવી મનોહર સુગંધ નીકળતો હોય અથવા કસ્તુરીના જવી અત્યંત ખુશબોદાર સુગંધી નીકળતી હોય તે સ્ત્રીને પદ્મિની જાણવી. જેની ડુંટી ગોળ અને લીલા રંગની છાંય મારતી હોય તેને નીચ કુળમાં ઉત્પન્ન થયેલી જાણવી. જેની ડુંટીમાંથી વાળ નીકળેલા હોય તેને રાક્ષસી જેવી, કુળ અને ધનનો નાશ કરનારી જાણવી.

જે પત્નીના પેડુના ભાગપર બિલકુલ વાળ ઉગતા ન હોય તે પત્નીને વાંઝણી જાણવી. જે પત્નીનું પેઢું ઉંચુ નીચું ટેકરાવાળુ હોય તે પત્નીને દરિદ્રા જાણવી. જે પત્નીનું પેઢું સપાટ તથા કોમળ હોય તેને રાણી જેવું સુખ મળે. જેના પેઢું ઉપરના વાળોમાં ચક્રનો આકાર હોય તેને દેવી જાણવી. જે પત્નીના પેઢુના વાળમાં ભમરાનો આકાર હોય તેને કુલનું ભક્ષણ કરનારી રાક્ષસી જેવી જાણવી, જેના પેઢુના વાળમાં શંખ જેવી નિશાની હોય તેને ચક્રવર્તિની પટરાણી

જેવું મુખ હોય, જેનું પેઢુ અત્યંત કઠણ અને માંસ વિનાનું હોય તેને દુર્ભાગિણી જાણવી.

જેનાં નિતંબ સ્થળો (કેડની પાછળનો નીચેનો ભાગ)તેને ઢગરા કહે છે તે અત્યંત વિસ્તારવાળાં અને માંસથી બહુજ ભરેલાં હોય તે સ્ત્રી ઘણે ભાગે વાઝણી રહે. જે સ્ત્રીના નિતંબ સ્થળો ઉદર તથા પીઠની સાથે જ મળી ગયેલાં હોય અને પીઠ તથા તેમાં તફાવત દેખાતો ન હોય તેને ધનધાન્યનો નાશ કરનારી જાણવી જેના નિતંબો ઉપર વાળ ઉગેલા હોય તેને રાક્ષસી જાણી ઘરમાં રાખવી નહિ, જે સ્ત્રીના નિતંબો ઉપર કરચલી પડતી હોય તે સ્ત્રી ઘરમાં હોય તો ધનનો નાશ થાય છે. જેના નિતંબો ગોળ અને માંસથી પુષ્ટ તથા ખાડા ખૈયા વિનાના હોય તે ઉત્તમ છે. જેના નિતંબો હંમેશ ઠંડા રહેતા હોય તે સૌભાગ્યવાળી હોય છે. જેના નિતંબો ઉષ્ણ રહેતા હોય તેને કામ વિકારવાળી જાણવી. જેના જમણા નિતંબ ઉપર વિમાનનો આકાર હોય તે પદ્મિની જાણવી. જેના જમણા નિતંબ ઉપર ભમરાનું ચિન્હ હોય તેને શંખિની જાણવી. જેનો ડાબો નિતંબ ભાગ જરા ઉંચો અને જમણો જરા નીચો હોય તેને કુટુંબમાં કલેશ ધરાવનારી જાણવી. જેના ડાબા નિતંબ સ્થળ ઉપર મુશળીનુ ચિન્હ હોય તે ધનનો ક્ષય કરનારી તેમ જેના નિતંબો કર્કશ હોય તે કલેશ કરાવનારી થાય.

જે સ્ત્રીના ઘુંટણો ડાબડા સરખા તથા ગોળ આકારના હોય તેને ઉત્તમ જાણવી. જેના ઘુંટણમાં ઉર્ધ્વરેખા હોય તેને કુળનો નાશ કરનારી જાણવી, જેના જમણા ઘુંટણની જમણી બાજુ રણ સ્તંભનું ચિન્હ હોય તે પતિનો રણસંગ્રામમાં જય કરાવે. ડાબી ઘુંટણમાં હોય તો રણસંગ્રામમાં પરાજય કરાવે, જેના ઘુંટણમાં વચ્ચે ખાડો હોય તેને તરત વિધવાપણું મળે જેના ઘુંટણની જમણી બાજુ હાડકાનો ભાગ ઘણો બહાર નીકળેલો હોય તે સ્વામીથી દૂર રહી પર પુરૂષને સેવે. જેના ઘુંટણની ડાબી બાજુ ભમરાનું ચિન્હ હોય તે દુર્ભાગિણી જાણવી. જેના ઘુંટણ ઉપર વાળ ઉગેલા હોય તેને ડાકણ જેવી માનવી તેનાથી કુટુંબનો નાશ થાય છે. જેના ઘુંટણ જણાતા ન હોય અને સાથળ સાથે મળી ગયેલા હોય તે પતિનો નાશ કરે, જેના ઘુંટણ વચ્ચે મત્સ્યનું ચિન્હ હોય તેને પદ્મિની જાણવી. જેના ઘુટણ પર નોળીયાનું ચિન્હ હોય તેને

શંખિણી જાણવી, જેના ઘુટણો ઉપરથી અણીવાળા હોય તેને ચપળ જાણવી.

જેના સાથળો ગોળ અને માંસથી ભરેલા હોય તેમ કેળના સ્તંભ જેવા કોમળ હોય તે ઉત્તમ છે. જેના સાથળના મૂળમાં શ્રી વત્સનું ચિન્હ હોય તે રાણી જેવું સુખ ભોગવે. જેના સાથળમાં જમણી બાજુ ચક્રનું ચિન્હ હોય તે પટરાણી જેવું સુખ ભોગવે, જેના સાથળમાં ચામરનું ચિન્હ હોય તેને ધર્માત્મા પુત્ર થાય. જેના ડાબા સાથળમાં ધ્વજાનું ચિન્હ હોય તેને ધર્માત્મા સરખો પુત્ર થાય જેના ડાબા સાથળમાં ધનુષ્ય જેવું ચિન્હ હોય તેને ઈશ્વરાવતારી પુત્ર થાય, જે સ્ત્રીના સાથળો ઘણા ઉષ્ણ રહેતા હોય તેને ઘણી પુત્રીઓ થાય, જેના સાથળો જરા ઠંડા રહેતા હોય તેને મૂર્ખ પુત્રો થાય. જેના સાથળો જરા ઠંડા અને જરા ઉષ્ણ રહેતા હોય, તેને ઉત્તમ પુત્ર અને પુત્રીઓ થાય. જેના સાથળો હંમેશ પરસેવાથી ભીના રહેતા હોય તેને ઉત્તમ જાણવી, જેના સાથળો ઉપર વાળ ઉગેલા હોય તે પુત્ર તથા પતિનો ક્ષય કરનારી થાય. જેના સાથળો માં હાડકાંના ટેકરાઓ નીકળેલા હોય તેને કુલ તથા ધનનો નાશ કરનારી જાણવી. જેના સાથળો ટુંકા અને કર્કશ હોય તે તરત વિધવા થાય, જેના જમણા સાથળોમાં દંડનું ચિન્હ હોય તેને જગનો નાશ કરનાર પુત્ર જન્મે. જેના સાથળો ચપટા હોય તેને શંખિણી જાણવી, જેના સાથળો બહુ કઠણ હોય તેને કુળનો નાશ કરનારી રાક્ષસીણી જાણવી, જેના સાથળો ઉપર બીલકુલ રોમ ન હોય તેને ધન તથા વિદ્યાનો નાશ કરનારી જાણવી.

જેના પગની જાંગ આંબાની ગોટલીના આકાર જેવી ચળકતા આરસા જેવી હોય તે ઉત્તમ છે. જેની જંઘામાં ખાડા હોય તે તુરત વિધવા થાય, જેની જાંગ ટુંકી હોય તે વ્યભિચારીણી થાય. જેની જમણી જંઘામાં સ્વસ્તિકનું ચિન્હ હોય તેને પદ્મિની જાણવી તેનાથી ધન ધાન્ય, પુત્ર પરિવારની વૃદ્ધિ થાય. જેની ડાબી જંગામાં કમળનું ચિન્હ હોય તે પટરાણી થાય, જેની જમણી જાંગમાં સર્પનું ચિન્હ હોય તેને શંખિણી જાણી તજવી. જેની જંઘામાં વીંછીનું ચિન્હ હોય તે પુત્રને નાશ કરનારી થાય.

જે સ્ત્રીની જાંગ અથવા લલાટ કાચબાની પીઠ સમાન ઉંચી હોય તેનું સારૂં ફળ મળે, કંઠ નીચો અને બે તરફ માંસનો ભાગ હોય તો શ્રેષ્ઠ અને સ્ત્રીઓનાં સ્તન મોટાં અને ઉંચા હોય તો પુત્રાદિકનું

સુખ થાય અને નીચા અને નાના હોય અને વાળ હોય તો પુત્રના સુખનો નાશ કરે.

જે સ્રીની બંને જાંગો બરાબર હોય તેને પુત્રાદિકનું પુરૂં સુખ મળે.

જે સ્રીની જાંગ હાથીની સુંઢના જેવી હોય તે સર્વ સુખ ભોગવે અને તેવીંજ જાંગ લોહીથી ભરેલી હોય અને તેના ઉપર વાળ ન હોય તો તે ઉત્તમ ફળદાયક પુત્રવાન અને ધનવાન થાય.

જેની જાંગમાં વાળ ઘણા હોય તે સ્રી દુઃખી દરિદ્રી તથા કલેશવાળી થાય.

જે સ્રીના અંગુઠાની પાસે તર્જની આંગળીના થડમાં બે મોટી ઝાડના જેવી રેખા હોય અથવા તો હાથના મૂળમાં એક ઠેકાણે હોય તો તે પત્ની મહા ભાગ્યશાળી અને પતિવ્રતા થાય.

જે સ્રીના વાળ લાંબા, મુખારવિંદ ચંદ્રમા જેવું તથા નાભી (ડુંટી) દક્ષિણાવર્ત્ત હોય તો તે કુળ વધારનાર થાય.

જે સ્રીનો રંગ સોના જેવો, પગ લાલ રંગના અને પ્રકાશીત હોય તો તે દાનશીલ, પુત્રપૌત્રસંપન્ન કરનાર તથા પતિવ્રતા થાય

જે સ્રીના માથાના વાળ લાલ રંગના તથા તેની આંખો મંડળાકાર અને માંજરી હોય તે સ્રી વિધવા થઇ નાના પ્રકારનું દુઃખ ભોગવે.

જે સ્રીનું મોઢું ગોળ પુનમના ચંદ્ર જેવું તેજદાર, શરીર સુંદર, આંખો મોટી, અને હોઠ લાલ હોય તો તે સ્રી રાજાની રાણી જેવું સુખ ભોગવે.

જે સ્રીના હાથમાં અંકુશ, કુંડળ તથા ચક્ર વિગેરે ચિન્હો હોય તો તે ભાગ્યશાળી પુત્રસુખ ભોગવનારી, ગુણવાન, અને પ્રતિવ્રતા તથા ઘણા વખત સુધી સુખ ભોગવનારી થાય.

જે સ્રીના બગલમાં, છાતીપર તથા પાસાપર ઘણા વાળ હોય અને આગલો હોઠ મોટો હોય તો તે પત્ની વિધવા થાય.

જે સ્રીના હાથમાં ઘરના જેવું ચિન્હ હોય અને જો તેણે ગરીબને ત્યાં જન્મ લીધો હોય તોપણ રાજાની રાણી જેવું સુખ ભોગવે.

જે સ્રીના માથાના તમામ વાળ અથવા તેનો અગ્ર ભાગ કપીલવર્ણનો હોય અને તેણે રાજકુળમાં જન્મ લીધો હોય તો પણ દાસી થાય.

જે સ્ત્રીની પગની અનામિકા આંગળી તથા અંગુઠા જમીનપર ચાલતાં ઉંચાં દેખાય તો તે વિધવા થાય અને વ્યભિચાર કરે.

જે સ્ત્રીને ચાલતાં પૃથ્વી કંપે તેવી રીતે ધમ ધમ અવાજ થતો હોય તો જાણવું કે તે વિધવા થઇ પરપુરૂષ સાથે ભોગ ભોગવે.

જે સ્ત્રીના પગ કોમળ અને લાલ રંગના અને મોટા હોય તો તે નાના પ્રકારનું સુખ ભોગવે ને જેના પગમાં મધ્યે અંકુશ ચક્ર અથવા હળ વિગેરે ચિન્હો હોય તો તે ભાગ્યશાળી થાય તથા રાણી જેટલું સુખ ભોગ ભોગવી કિર્તિવંત થાય.

જે સ્ત્રીના પગ કોમળ અને જાંઘ હાથીની સુંઢ પ્રમાણે વાળવાળી હોય તેનું ફળ ઉત્તમ છે અને એજ પ્રમાણે પુરૂષને હોયતો તે સુખ વૈભવ ભોગવે.

જે સ્ત્રીની નાભિ ( ડુંટી ) ખાલી અને વર્તુલાકાર રોમ રહીત ( વાળ વગરની ) હોય તો તે ઉત્તમ લક્ષણ જાણવું.

જે પુરૂષ અગર પત્નીના નખ અરૂણા હોય તે સુખ ભોગવે, પુત્રવાન, ધનવાન અને ઘર વિગેરેનો સુખી થાય.

જેના નખ લાલ રંગના હશે તે રૂપાળો અને સુખી થાય તે લક્ષણ સારૂ કહેવાય.

જેના કાળા નખ હશે તે માન વગરનો, દુઃખી અને સર્વથી વિરોધ કરનાર થશે.

જેના નખ સફેદ હશે તે ઘણો દુઃખી તથા રોગી થાય.

જેના પીળા નખ હોય તે પરદેશ રહે અને ચિંતાથી ઉદાસ રહે.

જેના હાથમાં એક શીપનું ચિન્હ હોય તે ગુણવાન થાય.

જેના હાથમાં બે શીપનું ચિન્હ હોય તે વક્તા, અને દરેકનું મનરંજન કરે તેવી ભાષા બોલે, ત્રણ શીપ હોય તો ધનનો સંચય કરે અને ચાર હોય તો યશ મળે, અને સજ્જન થાય.

જેના હાથના પોંચામાં એક રેખા હોય તો રાજ્યભોગ ભોગવે. બે રેખા હોય તો ધનવાન, ગુણવાન અને વક્તા થાય. ત્રણ રેખા હોય તો બહુ સુખ ભોગવે અને ચાર રેખા હોય તો ઘણું દુઃખ પડે.

હાથ તળે જો રેખા હોય અને તે મુઠીની અંદર પડે તે મહા ભોગી થાય, અને મુઠીની વચ્ચે હોય તો રાજયોગ થાય, રિદ્ધિ સિદ્ધિ અને દાતાર તથા સુખી બને.

કાળી બાજુ તળ હાથ તો દુઃખી થાય,

## ચિન્હો ઉપરથી બાળ પરીક્ષા.

જે બાળકના જન્મ વખતે કપાળ ઉપર કરચલી હોય તે બહુ ભાગ્યશાળી થાય છે, જન્મ લીધા પછી જે બાળક છીંકે નહિ તે ભયમાં રહે છે પણ છીંક તો તેવો ભય રહેતો નથી.

બાળક પ્રથમ ચાલવા લાગે ત્યારે તેને મેડેથી નિચે ઉતરવા ન દેતાં નિચેથી મેડે ચ્હડાવવાથી તે મ્હોટું થયે નામાંકિત નિવડેછે.

ઉંઘમાં કોઇ બાળક હશે તો માનવું કે તે પિતૃઓ સાથે વાત કરે છે.

જે બાળક પોતાનું માથું એક બાજુએ હંમેશ નમાવેલું રાખે તો તે મોટપણે જરૂર ધનવાન થાય છે.

બાળકને કુદરતી રીતે ગ્હેલા દાંત આવે તો માનવું કે તે કુટુંબમાં બીજું બાળક પેદા થશે.

બાળકનો પહેલો દાંત ઉપલા જડબામાં ફુટે તો તે અશુભ કર્તા છે કારણ કે તેથી તે બાળવયમાંજ મરણ પામે છે.

બાળકને બાર માસ પહેલાં નખ કાપવા નહિ કારણ તે અપશુકન છે.

ખાલી ઘોડીયું અથવા પારણું ઝુલાવવું એ અપશુકન છે જો અજાણતાં તેમ થાય તો બાળક જલદી મરણ પામે છે.

---

# પ્રકરણ ૭૦ મું

# મનુષ્યના શરીરપરની નીશાનીઓ જોઇ ભવિષ્ય પારખવાની રીત.

---

## શરીર ઉપર કાળા ડાઘ જેને તલ કહે છે તે જોઇ તે ઉપરથી પરીક્ષા.

આંખના બહારના ખુણા ઉપર જાંબુઆ રંગનો તલ હોય તો તે શાણો, ગંભીર અને દઢ વિચારનો હોય તેમજ તેનું મૃત્યુ અચાનક થશે.

ગાલ ઉપર તલ હોય તો તે નિર્ધન રહે નહિ, તેમ સાધારણ સ્થિતિમાંથી ધનવાન થઇ શકે નહિ.

કપાળની જમણી બાજુએ લમણા ઉપર તલ હોય તો તે

ધનવાન અને પ્રતિષ્ઠાવાળો થાય. જો તલ લાલ હોય તો ૩૦ વર્ષ પછી આબાદી મેળવી સુખી થાય. જો તે કાળો હોય તો ૪૦ વર્ષની ઉમ્મરે ધનવાન થાય. વળી પ્રતિષ્ઠા મળે અને હુકમ ચલાવનાર થાય તે મસા માફક ઉપસેલો હોય તો સારા નસીબવાળો જાણવો. તે તલ લાલ હોય તો ગુરૂ તરીકે પૂજાય.

જેના નાક પર તલ હોય તે પોતાના કાર્યમાં વિજય મેળવે અને મુસાફરી કરનાર થાય.

હડપચી ઉપર તલ હોય તો માન પ્રતિષ્ટાવાળો અને સુખી થાય તથા તે બહુ ધનવાન થવાની નિશાની છે. મળતાવડો અને મિત્રવાળો થાય, ગળા ઉપર તલ હોય તો પત્ની તરફનો વારસો મળે. અને વખત જતાં ધનવાન થાય અને તેના ભાગ્યમાં ધન ભંડાર છે એમ જાણવું. ડાબી છાતીપર તલ હોય તો ધાર્યું કામ સિદ્ધ થાય.

છાતીની વચ્ચે તલ હોય તો ભાગ્યવાન અને ધનવાન થાય વળી કવિ પણ થાય.

જમણી છાતીપર તલ હોય તો સુખ જઇ દુઃખી થાય. એ ગરીબાઇની નિશાની છે.

ડાબી છાતીપર હૃદય ઉપર તલ હોય તો તે ક્રોધી, નબળા મનનો ઉપલક કામ કરનાર હોય. જમણાં ભવાંપર ગોળાકાર લીલાશવાળો તલ હોય તો યુવાનીમાં લગ્ન થાય. અને સ્ત્રી ગુણવાળી અને ધનવાન મેળવે.

ડાબા કપાળની કે ડાબા ભવાંપર તલ હોય તો તે ધારેલાં કામમાં નિષ્ફળતા મેળવે.

હોઠ ઉપર તલ હોય તો મોજમજા ભોગવનાર થાય. ગરદન પર તલ હોય તો મરવાજેવી આફત આવે પણ તેમાંથી બચતાં મોટો વારસો મળે અને ધનવાન થાય અને સદગુણી સ્ત્રી મળે.

કોણીપર તલ હોય તો તે મંદબુદ્ધિનો થાય.

હાથની કોણી અને પોંચા વચ્ચે અનેક તલ હોય તો તેની જીંદગીના વચલા ભાગમાં ઘણા કઠીણ પ્રસંગો આવે પણ તે વટાવી સુખી અને આબાદ થાય.

જેના કપાળની વચ્ચે વાળની કિનારી આગળ તલ હોય તો તે અવિવેકી અને કઠણ હૃદયનો થાય અને મિત્રતા કરવા જેવો નથી એમ માનવું પણ તે તલ મસાની માફક ઉભો થયેલો હોય તો ભાગ્યશાળી થાય.

કપાળની જમણી બાજુ તરફ ગરદન તરફ ઢળતો તલ હોય તો તે અક્કલમંદ ધનવાન અને લાંબુ આયુષ્ય ભોગવનાર થાય. જો તે લાલાશપર હોય તો સારા નસીબનો અને કાળો હોય તો જીંદગી દુઃખમાં પસાર કરનાર થાય પણ તે મસા માફક ઉપસેલો હોય તો સારી ચીજો મેળવનાર થાય.

આંખના ઉપલા ભાગપર ડાબી બાજુએ તલ હોય તો સદા માંદગી ભોગવે. જો તે કાળા રંગનો હોય તો થોડા આયુષ્યવાળો પણ મસા માફક ઉપસેલો હોય તો તે લાભકા[illegible].

હોઠની ડાબી બાજુએ તલ હોય તો તે [illegible] થાય. બેમાંના ગમે તે એક કાનપર તલ હોય તો તે માણસ ધનવાન અને પ્રતિષ્ઠિત થાય.

જમણા કાનની હેઠલી અણીપર તલ હોય તો તે ડુબી જવાથી મરી જાય છે.

નસકોરાના તળીઆમાં તલ હોય તો તે લગ્નથી સુખી થાય.

જમણા ખભાપર તલ હોયં તો ડાહ્યો થાય અને ડાબા ખભા પર હોય તો ટંટાખોર થાય.

ડાબા ખભાપર બગલ નજીક તલ હોય તો તેનો જન્મારો કલેશ કંકાસમાં જ જાય.

જેની જમણી બગલમાં તલ હોય તે બહાદુર અને હીંમતવાળો થાય અને સુખી જીંદગી ગુજારે, પણ ડાબી બગલમાં હોય તો દૃઢ વિચારનો અને લડાઈમાં જીત મેળવનાર થાય પણ તેનું કમોતે મરણ થાય.

જેના હાથના ગુંટણ નજીક તલ હોય તે હંમેશાં બેચેન અને અસંતોષી તથા ડગમગતા વિચારનો થાય.

હાથના ગુંટણ અને પ્હોંચાના વચલા ભાગમાં તલ હોય તો તે જેમ જેમ મોટો થાય તેમ તેમ ધન અને માન મેળવતો જાય અને વિઘ્નોમાંથી પસાર થવું પડે.

હોજરીપર તલ હોય તો ભૂખમરાવાળો થાય.

ખભા અને કમર સુધીના ભાગમાં તલ હોય તો તેની પડતી દશા આવે.

જેના હાથના પોંચા અને આંગળાને છેડે તલ હોય તો તે ઉદ્યોગી અને પ્રેમાળ થાય.

હાથપર તલ હોય તે આબાદીની નિશાની છે અને આગળ જતાં તેને સુખી અને તંદુરસ્ત પુત્રો થાય.

ગુંટણપર તલ હોય તો તેને પૈસાદાર સ્ત્રી મળે, જમણા પગપર તલ હોય તો ડાહ્યો અને ડાબા પગપર તલ હોય તો છિછરો થાય.

જેના જમણા ગુંટણપર તલ હોય તેનો સંસાર સુખરૂપ નિવડે અને મરણ પર્યંત કોઈ પણ કામમાં નાઉમેદ ન થાય, ડાબા ગુંટણપર તલ હોય તો છિછરો અને અવિચારવાળો થાય.

જમણી, જાંગપર તલ હોય તો લશ્કરી, ધન ભેગું કરનાર અને સ્વયંવરમાં જીત મેળવનાર થાય. અને ડાબી જાંગપર તલ હોય તો દરિદ્ર અને બીજાઓથી અન્યાયનો ભોગ થઇ પડનાર થાય.

પેઢુ ઉપર તલ હોય તો ધીરો અને આપ મતલબીયો થાય.

## પ્રકરણ ૭૧ મું.

## મુખલક્ષણ શાસ્ત્ર.

### મનુષ્યના મુખના ચહેરા ઉપરથી ભવિષ્ય કહેવું ચહેરાની પરીક્ષા

મનુષ્યના મુખના ચહેરા ઉપરથી, આંખ, નાક, કાન, ગાલ, દાઢી ઉપરથી તેનામાં કેવો ગુણ છે તે કહી શકાય છે.

લંબગોળ ચહેરાવાળા મનુષ્યો ઘણું કામ કરી શકે છે. તે સહનશીલ ખંતીલા, ઉત્સાહી. મહાન કાર્યો કરનાર, હોય છે.

જેનું માથુ ઉંચુ હોય, નાક લાંબુ, અને આગળ પડતું જણાય. ગાલનાં હાડકાં આગળ પડતાં જણાતાં હોય તે ઘણા-દઢ, જે કામ માથે લે તે ખંતથી કરવા મચ્યા રહેનાર, સ્વાશ્રયી અને સ્નેહાળ હોય છે. ભાષણ કર્તા કે વાચાળ પણ હોય છે.

જેનો ચહેરો ગોળ હોય, ગર્દન સ્હેજ ટુંકી, છાતી અને પેટ ભરાવદાર, ખભા, પહોળા અને ગોળ હોય, હાથપગ કાંઇક નાજુક ને જાડાં હોય છે. તેઓ ઉત્સાહી, અનેક કામો કરનારા, ગુસ્સાવાળા અને ચંચળ, વારંવાર ઉશ્કેરાઇ જનાર, ગમતી મોજશોખી, અને આરામ લેનારા હોય છે.

જેના ચહેરો નીચેથી કાંઇક સાંકડો અને ઉપરથી નીચેના કરતાં પહોળો હોય, માથુ પ્રમાણ કરતાં ઘણું મોટું, ચહેરો નાજુક, આંખો

ચળકતી. શરીર નાજુક અને સુંદર, વાળ સુંવાળા ને થોડા હોય, ચ્હેરો પ્રતિભાશાળી હોય તેવા મનુષ્યો કવિ કે સાક્ષરો થાય છે. તેઓનાં શરીર તવાઇ ગયેલા જેવાં હોય છે. તેઓ રસીક, તર્ક શક્તિવાળા અને નૈતિક શક્તિઓવાળા હોય છે.

### માથાની પરીક્ષા.

જેનું માથું ઉંચુ અને વિસ્તારવાળુ હોય તે ધનવાન થાય છે.

જેનું માથું નીચું હોય તે પુત્ર રહિત અને ધન રહિત હોય છે.

જેનું માથું આડુ હોય તે નિર્ધન થાય છે.

જેનું માથું અર્ધ ચંદ્રાકારે હોય તે પૈસાવાળો થાય ને રાજા થાય

જેનું માથું છીપ જેવા વિશાળ અગ્રભાગવાળુ હોય તે આચાર્ય પદવી ભોગવે, ઉપદેશક થાય.

જેનું માથુ નસોથી ભરેલું એટલે નસો માથામાં બહાર ઉપસી આવેલી દેખાતી હોય તે પાપી થાય.

જેનું માથુ નાડીઓવાળુ હોય છતાં ઉંચુ હોય તો પૈસાવાળો થાય

જેનું માથુ સાથીયા ( સ્વસ્તિક ) ની પેઠે નાડીની આકૃતિવાળુ હોય તે ધનવાન થાય,

જેનું માથુ સર્વતોભદ્ર મંડળાકૃતિવાળું હોય તે પૈસાદાર થાય.

જેનું માથુ નીચા લલાટવાળું હોય તે વધ થાય કે કેદમાં પડે.

જેનું માથુ ઉંચું હોય તે રાજા થાય, કે સેનાધિપતિ થાય.

જેનું માથુ ગોળાકાર હોય તે કંજુસ થાય.

જેનુ માથુ મોટું હોય તે ઘણો પૈસાવાળો થાય.

જેનું માથુ વિષમ હોય તે નીચ થાય.

જેનું માથુ નીચું હોય તે ક્રુર કર્મ કરનાર થાય.

જેનું માથુ મંડળાકારે ગોળ હોય તે ઘણી ગાયો રાખે.

જેનું માથુ છત્રની માફક હોય તે રાજા થાય.

જેનું માથુ બેઠેલા ઘાટનું હોય તે માબાપને મારનારો થાય.

જેના માથામાં હાડકાં જણાતાં હોય તે ઘણા કાળ પછી મરણ પામે.

જેનું માથું ઘડા જેવું હોય તે મુસાફરી કરી ઘણા દેશોમાં ફરે.

જેનું માથુ બે માથા જેવું દેખાતું હોય તે પાપી અને નિર્ધન થાય

જેનું માથુ નમેલા ઘાટનું હોય તે મહાત્મા પુરૂષ થાય.

જેનું માથુ ઘણું નમેલું હોય તે અનર્થકારક છે, ને અલ્પ આયુષ્ય ભોગવે.

જેનું માથુ આડુ હોય તે દરિદ્રી થાય છે.
જેનું માથુ લાંબુ હોય તે મોટા આયુષ્યવાળો થાય.
જેનું માથુ હાથીના કુંભસ્થળ જેવું હોય તે રાજા થાય.

## આંખની પરિક્ષા

મનુષ્યની આંખો અને કપાળ જોઇ તેનામાં કયા કયા ગુણો છે, તેની પરીક્ષા થઇ શકે છે.

જે મનુષ્યની આંખો ઉંડી હોય તો તે વધુ ચોકસાઇ કરનાર સાવચેતી રાખનાર તેમ હોશીયાર હોય છે.

આંખો એ આત્માનાં દ્વાર ગણાય છે, ત્યારે કપાળ બુદ્ધિનું સ્થાન ગણાય છે. આંખો તેજસ્વી હોય છે તો તે બુદ્ધિશાળી હોય છે, જો બરાબર જોનાર હોય તો એકલી આંખોની પરીક્ષાથી જ મનુષ્યનામાં શું ગુણો છે તે કહી શકે છે.

આંખની કીકી વધુ મોટી હોય તો તેની બુદ્ધિ નિર્મળ, અને સમજવાની શક્તિ તિક્ષ્ણી હોય છે.

જેની આંખો ઝીણી હોય તે વાચાળ હોતો નથી. સ્વભાવે ઠંડો હોય છે.

જેની આંખો મોટી હોય તે ભાષણ કરી શકે છે. વિચાર કરી શકે છે. તેનામાં લાગણી વધુ હોય છે.

જેની આંખની કીકી નીચે અને ઉપર ધોળો ભાગ જણાતો હોય તે અર્ધો મૂર્ખ, વલોપાતીઓ હોય છે.

જેની આંખનાં ભવાં આંખ ઉપર આવેલાં હોય તે ડાહ્યો અને હોશીયાર હોય છે.

કપાળની સાથે બરાબર સીધી લીટીમાં જો આંખો હોય તો તે મંદ બુદ્ધિના અને નિરિક્ષણ કરવાની ખામીવાળા હોય છે.

આંખની નીચેનાં પોપચાં ઉપસેલાં, ભરાવદાર હોય તો તેનામાં વક્તૃત્વ શક્તિ વધુ હોય છે. તે સારૂં ગાઇ શકે છે, ભાષણો સારાં આપી શકે છે.

જેની આંખો ગોળ હોય છે તે થોડો વિચાર કરનારો, ઉપર ઉપરનું જોનારા અને પોતાની લાગણીઓનો ઘણો વિચાર કરે છે.

જેની આંખો લાંબી હોય તે તિવ્ર સમજ શક્તિવાળા, ઉંડો વિચાર કરનારા અને થોડું જોનારા હોય છે.

જેની આંખની ઉપરનું પોપચું નીચે ઉતરેલું હોય તો તે પશ્ચા-

તાપ કરનારો સમજવો. તેઓ પહેલી અવસ્થામાં પાપમાર્ગે જીવન ગુજારે છે. પછી પસ્તાવો થતાં સુધરે છે.

જેની આંખની કીકી ઉપરની બાજુ ખેંચાયલી રહે છે. તેનામાં ઇશ્વરપ્રતિ ભક્તિભાવ હોય છે, તે સંયમશીલ શ્રદ્ધાળુ અને પ્રાર્થના કરનાર હોય છે, તે આનંદી હોય છે.

જેની આંખની કીકી નીચેની બાજુ ખેંચાયલી હોય છે તેનામાં નમ્રતા અને દીનતા, આંખની મધુરતા, અજાયબી હોય છે.

જેના આંખના ડોળા ફરતા રહે છે. તેઓનું ચારિત્ર્ય અસ્થિર હોય છે. તેમના મન ઉપર તેમનો કાબુ હોતો નથી.

જેનાં નેત્રો સ્થિર હોય છે તેઓ સ્થિર વિચારના, મન ઉપર કાબુ ધરાવનાર હોય છે.

જેની આંખો ચળકાટવાળી, ભીનાશવાળી અને તેજસ્વી હોય છે, તેઓ લાભદાયક કામ કરનારા, આનંદી, પ્રમાણિક બુદ્ધિશાળી, અને મગજની ઉત્તમ શક્તિવાળા હોય છે.

જેની આંખો નરમ સુકી ઝાંખી અને તેજ વિનાની હોય છે. તેઓ ચિંતા કરનારા, અકળામણથી અમુઝાનારા, મન ઉપર કાંઇ બોજો હોય તેવા, નિરાશાવાદી હોય છે.

બે આંખો એક બીજાથી ઘણી દૂર હોય તો તે સત્યશીલ, ભોળા સ્વભાવના હોય છે. પણ વચ્ચે એક આંખ કરતાં વધુ છેટું હોય તો તે ઓછા ડહાપણવાળા હોય છે.

જ્યારે બે આંખો એક બીજાથી ઘણી નજીક હોય તો તે હોંશીયાર અને અન્યને છેતરવાના સ્વભાવવાળો હોય છે.

જેની આંખો કમળના પત્ર જેવી હોય તે ધનવાન થાય.
જેની આંખના ખૂણા રાતા હોય તે રૂપાળો હોય છે.
જેની આંખો મધ જેવી મદભરી હોય તે પૈસાવાળો થાય.
જેની આંખો બિલાડા જેવી હોય તે પાપી થાય છે.
જેની આંખો હરણ જેવી ને ભીકણ જેવી હોય તે ચોર થાય,
જેની આંખો ચકડોળ માફક ઘુમતી હોય તે કપટી અને ક્રૂર થાય,
જેની આંખો હાથી જેવી હોય તે રાજા થાય.
જેની આંખો ગંભીર હોય તે ઐશ્વર્યવાન થાય.
જેની આંખો શ્યામ કમળ જેવી હોય તે વિદ્વાન થાય.

જેની આંખો એકદમ કાળી કીકીવાળી હોય તેને નેત્ર વ્યાધિ થાય.

જેની આંખો મોટી હોય તે મંત્રી થાય.

જેની આંખો શ્યામ હોય તે સૌભાગ્યશાળી થાય.

જેની આંખો દીન દ્રષ્ટિવાળી હોય તે નિર્ધન થાય.

જેની આંખો સ્નિગ્ધ ( ભીનાશવાળી ) ને વિશાળ હોય તો તે ભોગી અને પૈસાદાર થાય

જેની આંખો અળસીના ફૂલ જેવી હોય તે રાજા થાય.

જેની આંખો ચિત્રાના જેવી હોય તે પૈસાદાર થાય છે.

જેની નજર ત્રાંસી કે આડી નજર રહે તેઓ લડાઇના પ્રેમી હોય છે.

જેની આંખો બીલાડી કે હંસ જેવી હોય તે નીચ થાય છે.

જેની આંખો મોર અને નોળીયા જેવી હોય તે મધ્યમ સ્થિતિના થાય.

મધ જેવી આંખો વાળા હંમેશાં લક્ષ્મીવાળા હોય છે.

જેની આંખો ઘીના જેવી લીલાશવાળી હોય તે ધનપતિ થાય.

જેની આંખો તપાવેલા સોનાજેવી હોય તે બળવાન, ગુણવાન ને ચક્રવર્તી રાજા થાય.

જેની આંખો બે પલક મારીને ઠરે તે ધનવાન, ત્રણ પલક મારી ને રહી જાય તે સુખી. ચાર પલક મારીને રહી જાય તેવી આંખોવાળો કરોડાધિપતિ થાય છે. પાંચ પલક મારી રહી જાય તે દીર્ઘાયુષી જાણવો.

ગોળ આંખોવાળો નવું નવું જોવાની ટેવવાળો અને વિચાર ન કરી શકે તેવો હોય છે. લાંબી અને સાંકડી આંખોવાળો પૂર્ણ વિચાર કરનાર, બુદ્ધિશાળી હોય છે.

આંખનાં પોપચાં જ્યાં મળે છે તે ખૂણો જેની આંખોમાં કાટખૂણાથી ઓછો હોય તે તીવ્રતા અને ઉંડી નજરવાળા હોય છે. તે છેતરાય નહિ.

જેઓ આંખના ખૂણા તરફથી છાનામાના જોવાના સ્વભાવ વાળા હોય છે તેઓ ઘણે ભાગે લુચ્ચા સ્વભાવના, ભરોસો રાખવાને અયોગ્ય હોય છે.

જેની આંખો ઢળતી રહેતી હોય તેઓ અસત્ય બોલનારા હોય છે.

જેનાં પોપચાં આંખ ઉપર ઢળેલાં હોય છે તેઓ ઘણી તિક્ષ્ણ લાગણીવાળા હોય છે.

ત્રાટક કે યોગવિદ્યાના અભ્યાસથી આંખની શક્તિમાં વધારો થઇ શકે છે. જો આંખો સ્થિર તેજસ્વી અને ચળકતી, પ્રભાવશાળી હોય છે તો તે વડે સામા મનુષ્યના દીલને જીતી શકાય છે. જેની પ્રતાપમય આંખો હોય છે તે અન્ય મનુષ્ય ઉપર વધુ અસર કરે છે.

## ભમરનાં લક્ષણ.

જેની આંખની ભમરની કમાન આંખની ઉપર ઘણે ઉંચેથી વળી હોય તેમનામાં ઉંડો વિચાર કરવાની શક્તિ હોતી નથી.

જેની આંખની ભમર સીધી અને દૃઢ હોય છે તેનું મન દૃઢતાવાળુ હોય છે.

જેની આંખ ઉંડી હોય, ચ્હેરો સખત હોય, ભમર જાડી અને સીધી હોય તેઓ કરડા સ્વભાવના, સખત અને કઠોર હોય છે.

જેની બંને આંખો ઉપરની બંને ભમરની ભેગી એકજ કમાન જેવી જણાતી હોય તેઓ સૌંદર્યપ્રિય, મધુર ભાષા બોલનારા ઉત્તમ ચારિત્ર્યવાળા અને સરળ સ્વભાવના હોય છે.

જેની આંખની ભમર ઘણી આછી હોય તેનું મગજ નબળુ હોય છે.

સીધી ભમર ઘણે ભાગે પુરુષોમાં હોય છે અને કમાન જેવી ભમર સ્ત્રીઓમાં હોય છે.

જેની ભમર ઉપરના વાળ એક સરખા એક બાજુએ વળેલા હોય તેઓ સરળ સ્વભાવના અને શાંત હોય છે.

જો ભમરના વાળ બધી બાજુએ ગમે તેમ વળેલા હોય અને વાળ ભરાવદાર હોય તો તેઓ ઉશ્કેરાઈ જાય તેવા સ્વભાવના અને ઉતાવળીયા હોય છે.

જેની ભમર વચલા ભાગમાં મોટી હોય તે થોડા આયુષ્યવાળા હોય.

જેની ભમર વિસ્તારવાળી ને ઉંચી હોય તે ઘણો સુખી થાય.

જેની ભમરો લાંબી ડુંગી હોય તે દરિદ્રી થાય છે.

જેની ભમરો બીજના ચંદ્ર જેવી હોય તે ધનવાન થાય છે.

જેની ભમર વચ્ચેથી નમેલી હોય તે પરસ્ત્રીમાં આસક્ત થાય છે.

જેની ભમર ખંડિત થયેલી હોય તે ધનહીન થાય છે.

જેની ભમરો બહુ લાંબી હોય છતાં એક બીજાને મળતી ન હોય તે પૈસાવાળો થાય છે.

જેની ભમર ઉપર તરફ મોટી ઉંચી હોય તે અલ્પાયુષી થાય છે.

જેની ભમર વિશાળ હોય છે તે સુખી હોય છે.

જેની ભમર મધ્યભાગમાં ઉંચી હોય તે પાપી થાય.

જે મનુષ્યની આંખની ઉપર આવેલી ભમર નાકની બાજુએ નીચે નમતી જતી હોય તેઓ પોતાના મનની વાત બીજાને ન કહેતાં પોતાના મનમાં જ રાખે છે. તેઓ ખરી વાત કોઇને કહી દેતા નથી. જો તેની ભમરો એક બીજાને મળેલી હોય તો તે અદેખા અને વ્હેમી સ્વભાવના હોય છે.

જેની આંખની ભમર વાળથી ભરાવદાર હોય અને તે ઉપરથી કે સ્હેજ અંદરથી આંખની ઉપર ઉતરેલી હોય તો તેઓ દ્વેષી સ્વભાવના હોય છે.

નીચે આંખ ઉપર જેની ભમર ઉતરેલી હોય તેઓ ઉંડા વિચાર કરનારા હોય છે.

જેની ભમરના પાછલા છેડા કાનની બાજુ તરફ હોય તેઓ ગણિતશાસ્ત્રી થાય છે.

જેની આંખની ભમરનો બહારનો ખૂણો લગીર નીચે ઉતરેલો હોય છે ત્યારે તે વાદવિવાદ કરનારો, સ્પર્ધા કરનારો હોય છે.

નાકની પરીક્ષા કરી મનુષ્યના ગુણ કહેવા

જેનું નાક બેઠેલું હોય તે નિર્બળ હોય છે તેમ તેમનામાં વિકાસની ખામી હોય છે તેઓ પરતંત્ર અને માનસિક શક્તિયોમાં નિર્બળ હોય છે.

જેનું નાક સીધુ અને સાધારણ કદનું હોય તે રસીક સજ્જન અને સરળ સ્વભાવના હોય છે. ઉદ્યોગી, ખંતવાળા, કવી, સૌંદર્ય અને સ્વચ્છતા રાખનારા હોય છે.

જેનું નાક ચીણું હોય તે અન્ય ઉપર કાબુ રાખી શકતા નથી

જેનું નાક મોટું હોય છે અને નાકનાં પડખાં ઉંચાં હોય તેઓ હિંમતવાળા અને બહાદુર હોય છે.

જેનું નાક કદમાં નાનુ અને ચ્હેરા સાથે મળેલું હોય છે એટલે બીલાડી કે સસલા જેવું નાનું હોય છે તેઓ બીકણુ અને સ્હેજમાં ગભરાઇ જનારા હોય છે તેઓ ઘણીજ સાવચેતી રાખે છે. જેના નાકની લંબાઇ આખા ચ્હેરાની લંબાઈના ત્રીજા ભાગ જેટલી હોય અને નાક સુંદર હોય તે દીર્ઘ સુત્રી, તરત સમજી જવાની બુદ્ધિવાળા, સાવધ, દીર્ઘદષ્ટિવાળા, ભવિષ્યના બનાવનુ અનુમાન કરનારા હોય છે. આ નાક વધુ ખીલેલું હોય તો આ અવિસ્વાસુ થાય છે. તેમજ આ નાક ઘણું નીચે ઉતરેલું હોય છે ત્યારે તેઓ નિરાશાવાદી, અને શંકાશીલ ભવવાળા હોય છે.

જેનું નાક પોપટના જેવું હોય તે સુખી થાય.

જેનું નાક શુક (પોપટ) જેવું હોય તે ઘણું જીવનારો થાય.

જેનું નાક કપાઇ ગયેલા જેવું હોય ત પરસ્રીગમન કરનારો થાય.

જેનું નાક બાણુ હોય તે સૌભાગ્યવાન થાય અને ભોગી થાય.

જેનું નાક બેઠેલું કે ખેંચાયલા જેવું હોય તે ચોર થાય.

જેનું નાક ચીબુ બેસી ગયેલું હોય તે આેહત્યા કરે.

જેના નાકનો આગળનો ભાગ આડો હોય તે ધનવાન થાય.

જેનું નાક જમણી બાજુ વાંકુ હોય તે ઘણું ભોજન કરે ને કપટી થાય.

જેના નાકનાં બે છિદ્રો ( નસ્કોરાં ) ન્હાનાં હોય, સુંદર ઘાટ વાળું નાક હોય તે ભાગ્યશાળી સમજવો.

જેનું નાક સ્પષ્ટ અને સરખા ઘાટનું હોય તે રાજા થાય.

જેના નાકનો છેડો જાડો હોય તેઓનામાં જીજ્ઞાસા વધુ હોય છે અને દીર્ઘસુત્રી હોય છે.

જેનું નાક આગળ પડતું હોય તેમનામાં બળ, ઉદ્યોગ અને મરદાઇ હોય છે

જેનું નાક મોટું હોય છે તેઓ અન્ય ઉપર અમલ કરી શકેછે. તેઓ ઘણું કામ કરી શકે છે. તેમજ બહાદુર અને પ્રખ્યાત થાય છે જેના નાકના ટેરવાની ઉપરથી નાકના હાડકાની કેળવણી થઇ હોય તે આત્મરક્ષા કરનાર થાય છે. તે પોતાની ચઢતી કરવા મથે છે તેમ અગ્રણી થવાની ઇચ્છા રાખે છે.

જેના નાકની દાંડીની વચ્ચેનું હાડકું વધેલું હોય એટલે ઉપસેલું જણાય. તે સ્વજનોની રક્ષા કરી શકે છે. ગરીબ, નબળા,

નિરાધાર, અને મિત્રોની રક્ષા કરવાની ઇચ્છાવાળા તેમ સ્વદેશાભિમાની હોય છે.

જેના નાકની દાંડીની વચ્ચેથી ઉપરના ભાગમાં હાડકું વધેલું હોય એટલે તે સ્થળે નાક ઉપસેલું હોય તેઓ બળવાન લડાઇ કરનારા અન્યને પજવનારા અને કજીઆ શોધનારા, સ્હેજસેજમાં લઢી પડનારા, વકીલાત કરનારા થાય છે.

જેના નાકની દાંડીનું મૂળ મોટેલું હોય તે શિલ્પકળામાં પ્રવીણ અને ચાહશક્તિવાળા હોય છે.

જ્યારે નાકનું ટેરવું ચ્હેરા કરતાં સીધુ આગળ નીકળેલું હોય (ચાંચ જેવું) ત્યારે તે ઘણી પડપૂછ કરનારા, ચોકસી રાખનાર નિર્દોષ તપાસ રાખનારા અને અન્યના કામમાં માથુ મારનારા હોય છે. તે અન્ય પાસે મહેનત કર્યા વગર જોઇ કે સાંભળીને શીખવાની ઇચ્છા રાખનાર હોય છે. જો તેનું નાકનું ટેરવું નીચુ નમેલું હોય તો તે વ્હેમી, પ્રપંચી, પડપૂછ કરનારો, કાવતરાખોર હોય છે,

જો નાકનો આગલો ભાગ પહોળો હોય તો તે તુલનાશક્તિ બતાવે છે.

નાકના બે છિદ્રોને જુદાં પાડનાર વચ્ચે એક પડદો છે તેને સેપ્ટમ કે મધ્યસ્થ પડદો કહે છે. તેનો આગલો ભાગ નીચે ઉતરેલો હોય તો તેનામાં નવું નવું શોધી કાઢવાની શક્તિ હોય છે. તે જાતે મહેનત કરી અનેક યુક્તિઓ શોધી કાઢે છે.

જેનો આ ભાગનો વચલો ભાગ નીચો ઉતરેલો હોય છે તે વિચાર તેમ બીજી અનેક વસ્તુઓને યોગ્ય જગ્યાએ નિયમસર ગોઠવવાની શક્તિ બતાવે છે. જ્યારે તેનો પાછલો ભાગ નીચે ઉતરેલો હોય છે ત્યારે તેનામાં પૃથક્કરણ કરવાની શક્તિ હોય છે.

જેના નાકના બે બાજુની બે પાંખ નીચે ઉતરેલી હોય ત્યારે તેનામાં દ્દષ્ટાંત શક્તિ હોય છે,

જેના નાકની પાંખ ગાલ તરફ નીચે ઉતરેલી હોય તેનામાં અનુકરણ શક્તિ છે એમ સમજવું, તેમનામાં નાટકો લખવાની શક્તિ હોય છે.

જેનું નાક લાંબુ હોય અને નાકનું ટેરવું સ્હેજ ઉંચુ હોય તો હાસ્યરસનાં નાટકો લખી શકે છે, પણ નાકનું ટેરવું નીચે વળેલું હોયતો ઓછુ બોલનાર સમજવો, તે કરૂણરસનાં નાટકો લખી શકે છે.

જેના નાકના ટેરવાં પાસે નસકોરાં પહોળાં હોય તો તે વિશ્વાસુ હોય છે.

જેના નાકની વચ્ચેનો ભાગ ઘણો પહોળો હોય તો તે ઘણા પૈસા કમાય છે.

નાકની વચેનો ઉપરનો ભાગ પ્હોળો હોય તો તે કરકસર કરે

જેના નાકની દાંડી પાતળી હોય તો તે ઉદાર સ્વભાવનો હોય

જેના નાકની દાંડી પહોળી હોય અને ચ્હેરા ઉપર પથરાઇ ગયેલા જેવાં જણાય તો તે દ્રવ્ય મેળવવામાં લોભી હોય છે. તેની સાથે નીચેના હોઠના ખૂણા ભરાવાદાર હોય તો તે પરોપકારી અને દયાળુ હોય છે, સાથે પહોળુ નાક હોય તો તે બીજાને સુખી કરવા માટે દ્રવ્ય કમાય.

જેનું નાક પાતળુ હોય અને હોઠ પણ પાતળા હોય તે પોતાના મોજશોખ માટે પૈસા કમાય છે.

જેના નાકની બે બાજુની પાંખો ઉપરની બાજુએ ઉપરનો ઉંચો વાંક લે ત્યારે તેનામાં કાર્યકારણ શક્તિ જાણવી.

જેનું નાક જેમ વધુ પહોળુ તેમ તે વાત છુપાવી રાખે છે.

## કપાળ જોઇ મનુષ્યના ગુણ કહેવા.

જેનું કપાળ પાછળ ઢળતું અને નાનું હોય તમ તેના માથાનો પાછળનો ભાગ ઘણો મોટો હોય તો તે વિચાર વગરનાં દુષ્ટ કામ કરનાર હોય છે.

જેનું કપાળ આગળ પડતું સીધુ અને ઉપરના ભાગમાં ખાસ આગળ વધેલું હોય છે તે તત્ત્વવેત્તા થાય છે.

જેનું કપાળ ઉપરથી પાછળ સ્હેજ ઢળતું હોય અને માથાનો પાછલો ભાગ વધુ વધેલો હોય છે તે ભક્તિવાન, અને ઉત્સાહી હોયછે

જેનું કપાળ તદ્દન ઢળતું અને માથાનો પાછલો ભાગ વધુ ઉંચો હોય તે ત્રાસ આપનાર અને જુલમ કરનાર થાય છે.

જેના કપાળનો વચ્ચેનો ભાગ ભરાવાદાર હોય તો તેનામાં સારી યાદ શક્તિ હોય છે.

જેના કપાળનો ઉપરનો ભાગ વધુ ખીલેલો અને ભરાવાદાર હોય તેનામાં પ્રબળ વિચારશક્તિ હોય છે.

જેના કપાળના ઉપરના ભાગની બહારની બાજુ વધુ ખીલેલી હોય છે ત્યારે તેનામાં હાસ્યવૃત્તિ હોય છે, તેની પાછળ સ્હેજ ઉંચેથી જેનું માથુ પહોળુ હોય તેનામાં સૌંદર્યપ્રતિ પ્રેમ હોય છે.

આંખની બહારના બાજુના ભાગ ભરાવદાર હોય અને ખીલેલા હોય છે તો તેનામાં ઉત્તમ સંગીત શક્તિ હોય છે.

કપાળની ઉપરનો માથાનો ભાગ ખીલેલો હોય તો તેનામાં દયા, પરોપકાર અને સહાનુભૂતિ વધુ હોય છે.

જેના કપાળની નીચેનો ભાગ અને વચ્ચેનો ભાગ ખીલેલો ભરાવદાર હોય છે તેનામાં એકી સાથે દસબાર વિષયો સમજી શકવાની શક્તિ હોય છે.

જેના કપાળમાં આડી રેખાઓ હોય છે તેમનામાં આંતર પ્રેરણા શક્તિ હોય છે, તેના મગજના ઉંડાણમાંથી અનેક વિચારો સ્ફુર્યા કરે છે આ રેખાઓ વચ્ચેથી નીચી અને ઉપરના બે છેડાથી ઉંચી હોય છે.

કપાળમાં ત્રણ ચાર છુટી છુટી રેખાઓ હોય અને તે વચ્ચેથી નીચે નમેલી અને છેડા નીચે ઢળતા હોય તો તે ઉત્સાહી અને આશાવાદી હોય છે.

જેના કપાળમાં ત્રણ ચાર સીધી રેખાઓ હોય તે દયાળુ, ન્યાયી, ડાહ્યો અને પ્રમાણિક હોય છે.

જેના આખા કપાળ ઉપર ત્રણ રેખા હોય તે ૧૦૦ વર્ષ જીવે, ચાર રેખા હોય તે રાજા થાય, અને ૯૦ વર્ષ જીવે.

કપાળની રેખાઓ તુટેલી હોય તો વ્યભિચાર કરે.

જેના કપાળ ઉપર એક પણ રેખા ન હોય તે ૯૦ વર્ષ જીવે, અને પૈસાદાર થાય.

જેના કપાળમાં વાળ સુધી લાંબી રેખાઓ હોય તો તે ૮૦ વર્ષ જીવે.

જેના કપાળમાં પાંચ રેખા હોય તે ૭૦ વર્ષ જીવે. અને આગળના ભાગમાં બીજી રેખા જરા લાંબી હોય તો ૬૦ વર્ષ જીવે.

જેના કપાળમાં ઘણી રેખાઓ હોય તે ૫૦ વર્ષ જીવે, આડી અવળી રેખાઓ હોય તો ૪૦ વર્ષ જીવે.

જેના કપાળમાં નાની રેખાઓ હોય તેનું આયુષ્ય થોડુ જાણવું

જેના કપાળમાં નાની મોટી બંને રેખાઓ મળેલી હોય તો તેનું ઓછાવત્તુ અનુમાનથી આયુષ્ય કહેવું.

જેના કપાળમાં ૫ રેખાઓ હોય તે ધનવાન થાય અને તે ૧૦૦ વર્ષ જીવે, જીવતાં સુધી ઐશ્વર્ય ભોગવે.

જેના કપાળમાં બે રેખા હોય તે ૬૦ વર્ષ અને ૧ રેખા હોય તે ૪૦ વર્ષ જીવે.

જેના કપાળમાં છિન્નભિન્ન રેખા હોય તે પાપી થાય, ટુંકી ને નાની રેખા હોય તે થોડું જીવે ને રોગી રહે.

જેના કપાળમાં ત્રિશુળ કે પટાની રેખા હોય તે પૈસાદાર કે સેનાધિપતિ થાય.

જેની બે આંખની વચ્ચે ભ્રકુટીમાં બે સીધી લીટીઓ ઉભી જણાય છે તે ન્યાયી હોય છે.

આ પ્રમાણે ત્રણથી પાંચ ઉભી લીટીઓ હોય તો તે ન્યાયી, અંતઃકરણની પ્રેરણા પ્રમાણે સત્યથી ચાલનાર હોય છે.

જેની બે આંખો વચ્ચે ભ્રકુટીમાં એક ઉભી રેખા હોય તે ઘણી ચોકસાઇ કરનાર ઝીણી બાબતમાં પણ કાળજી રાખનાર, હોય છે.

### હોઠ જોઇ મનુષ્યના ગુણ કહેવા.

મોટા અને અનિયમિત હોઠ હોય તો તે જોરાવર અને બળવાન હોય છે પણ જંગલી કામ કરનાર હોય છે.

જેના હોઠ જાડા હોય અને મોં પહોળું રહેતું હોય તો તેનામાં પશુ સ્વભાવ હોય છે.

જેના હોઠ મોટા કદના અને ભરાવદાર હોય છે તેમનો સ્વભાવ પ્રેમાળ હોય છે.

જેના હોઠ ઘણા જાડા, ઝુલતા કે લબડતા હોય તેઓની વર્તણુંક સારી હોતી નથી. તે વિષયી અને પશુ જેવા પ્રેમી હોય છે.

જેના હોઠની નીચે ભરાવો હોય તે અદેખા, વ્હેમી અને શંકાશીલ હોય છે.

જેનો ઉપલો હોઠ ટુંકો હોય તે સહનશક્તિ અને ધીરજ વગરના, પોતાનું દુઃખ જ્યાં ત્યાં કહેનારા હોય છે.

જેનો નીચેનો હોઠ ખુણા આગળથી પહોળો અને ભરાવદાર હોય તો તે પરોપકારી હોય છે.

નીચેના કરતાં ઉપરનો હોઠ બહાર ધસી આવતો હોય તો તે મૂર્ખ હોય છે. જો નીચેનો હોઠ વધુ બહાર પડતો હોય તો તે દુષ્ટ હોય છે. જો તેનું નાક સીધું હોતું નથી તો તે ભયંકર કામો કરે છે

જેનો નીચેનો હોઠ ઉપરના હોઠની વચ્ચે દબાયલો રહે છે, તેનું ચરિત્ર પવિત્ર હોય છે.

જેના નીચેના હોઠ કરતાં ઉપરના હોઠની લંબાઈ જેટલી વધુ હોય તેટલા પ્રમાણમાં તે મહાન સહન શક્તિવાળા અને વિચારશીલ હોય છે.

જેનો નીચેનો હોઠ લટકતો હોય તેનામાં દ્રઢતા હોતી નથી કે એક નિશ્ચય હોતો નથી.

જેના હોઠ સ્હેજ છુટા પડેલા દેખાતા હોય તે નિખાલસવાળા અને નિષ્કપટી હોય છે.

નીચેના હોઠ નીચે વચ્ચે મધ્યમાંથી ભરાવદાર કે લાંબી જગ્યા હોય તો તે મુસાફરી કરનાર થાય છે.

નીચેનો હોઠ વધુ નીચે ખેંચાયલો હોય અને મોંના ખૂણા આગળ નીચેના દાંત ખુલ્લા દેખાય તો તે અન્યને ધિક્કારનાર હોય છે.

ઉપરના હોઠનો મધ્યભાગ સીધો અને સજ્જડ જણાય તો તેનામાં દ્રઢતા ઘણી છે.

જેના હોઠ લાલ હોય છે તે પ્રેમાળ હોય છે જો તે લાલાશમાં ઉભી કરચલીઓ કે ઉભી રેખાઓ હોય તો તે વિશ્વાસુ મિત્ર થઈ શકે છે. જેના હોઠમાં આવી રેખા ન હોય તો તે મિત્રતા માટે વિશ્વાસ લાયક નથી.

જેનો નીચેનો હોઠ આગળ વધેલો હોય છે. તે અન્યને ધિક્કારનાર હોય છે.

જેનો ઉપરનો હોઠ નીચે ઉતરતાં મધ્યમાં એક બિંદુ માફક વળે છે ત્યારે તે એકાગ્રતા અને ખંત દર્શાવે છે.

જેનો ઉપલો હોઠ ઉપર ચઢે અને તેના વચલા બે દાંત દેખાય તો તે સ્હેલાઈથી ખુશી થઈ શકે છે. તે એક કામ પુરુ કર્યા વગર બીજું કામ હાથમાં લે છે એક વખતે ઘણા કામનો આરંભ કરે છે.

જેનો ઉપરનો હોઠ સ્હેજ વાંકો વળેલો હોય છે. તે નામાંકિત થવાની ઇચ્છા રાખે છે,

જેનો ઉપલો હોઠ ભરાવદાર ને ગોળાકાર હોય છે તે સ્વમાની હોય છે.

જેના હોઠના ખૂણા સ્હેજ નીચા ખેંચાયલા હોય છે તે ગંભિરતાવાળા, ક્વચિત જ હસનારા હોય છે.

તેથી જો તે ખૂણા વધુ નીચા હોય છે તો તે ઉદાસ રહે છે.

હોઠના ખૂણાનો વાંક ઉપર ચઢેલો હોય તો તે આનંદી હોય છે.

જેનો નીચેનો હોઠ પાછળ અને સ્હેજ નીચે ખેંચાયલો હોય અને મોંના ખૂણા આગળ ઉભી કરચલીયો પડેલી હોય તો તે અસંતોષી અને અપ્રસન્ન રહે છે.

જેનું નીચેનું જડબુ ઉપરના જડબાથી ઘણું આગળ ધસી આવેલું હોય તેનામાં ગુન્હો કરવાની વૃત્તિઓ હોય છે.

જેનાં નીચેનાં જડબાં આગળથી ઉઘાડાં રહેતાં હોય તે ઘણે ભાગે કુછંદી હોય છે.

## દાઢી જોઇ મનુષ્યના ગુણ કહેવા.

દાઢી ઉપરથી પ્યારના ગુણો જાણી શકાય છે.

જેની દાઢી તદન નાની અને પાછળ ઢળતી હોય છે તે મૂર્ખ હોય છે.

જેની દાઢી અણીદાર અને આગળ પડતી હોય છે તે પોતાને લાયક સ્ત્રી અથવા પુરૂષ મળે તો જ સુખી થઇ શકે છે.

જેની દાઢી પહોળી અને ચોરસ હોય તેનામાં ઘણો આતુર અને દૃઢ પ્રેમ હોય છે.

જેની દાઢી બે બાજુથી સ્હેજ પહોળી અને વચ્ચે સ્હેજ ખાંચાવાળી હોય તેઓ બીજાના પ્રેમને મેળવવાની ઇચ્છા રાખે છે.

જેની દાઢી ગોળ અને પહોળી હોય છે તે એક નિષ્ઠાથી પવિત્ર પ્રેમને જાળવી શકે છે તે ભાગ્યેજ વ્યભિચારી હોય.

જેની દાઢી ચોરસ અને સાંકડી હોય છે. તે અન્યના ઉપર પ્રેમ રાખવાની ઇચ્છાવાળા હોય છે. આવી દાઢી ઘણે ભાગે સ્ત્રીઓમાં હોય છે.

જેની દાઢી આગળ વધેલી હોય તે એકાગ્રતા કરી શકે તેવા અને સ્વાર્થ વૃત્તિવાળા હોય છે. જો તેના હોઠ પાતળા હોય તો ચોકસાઇ કરનારા અને ઠંડા દીલના હોય છે.

જે મનુષ્યનો ચ્હેરો નીચેથી સાંકડો હોય અને માથું ઉપરથી સાંકડુ હોય અને વચ્ચે બંને તરફ મોટું હોય તે ઘણે ભાગે લુચ્ચા હોય છે.

નીચેના જડબાનો વચ્ચેનો ભાગ જો પહોળો હોય તો સુંદરતા ઉપર પ્યાર રાખનારા હોય છે. ઘણે ભાગે વ્યભિચારી થાય છે.

જેના ગાલનાં હાડકાંની નીચે આવેલો ભાગ આગળથી નીચેનો જડબાનો ભાગ પહોળો વધેલો હોય તો તે અતિશય કામાંધ હોય છે

જેની દાઢી ગોળ અને જાડી હોય તે ઉદાર અને સહૃદયતાવાળા હોય છે.

જેની દાઢી નીચે ઘણી લાંબી વધેલી હોય તો તે દૃઢ ઇચ્છાવાળા અને આત્મસંયમી હોય છે. તેનામાં નૈતિક અને ધાર્મિક લાગણી વિશેષ હોય છે. તે ધારેલું કામ કરવાના દૃઢ નિશ્ચયવાળા હોય છે.

જેની દાઢીની નીચે ભરાવો હોય તે કરકસર કરનારા હોય છે

જેની દાઢી ઉપરની બાજુ ખેંચાયલી હોય તે મિથ્યાભિમાની, તોરી અને તિરસ્કાર કરનારા હોય છે.

જેની દાઢી અને હોઠ વચ્ચે દાઢો ઉપર ખેંચાયાને લીધે આડી લીટી જણાય તે કુળવાન, પૈસાદાર, મીજાસી, અને અન્યને હલકાં ગણનાર હોય છે.

જેના નીચેના જડબાનું હાડકું વચ્ચેથી નીચેની બાજુ વધેલું જણાય તે ખંતવાળા અને હાથમાં લીધેલું કામ પુરૂં કરવાના નિશ્ચયવાળા હોય છે.

જેનું નિચેનું જડબું પાછળના ભાગમાંથી નીચેની તરફ વધુ વાંકુ વળેલું હોય તે દૃઢ આગ્રહવાળા હોય છે તે ધારેલું કાર્ય સિદ્ધ કરવાના આગ્રહવાળા હોય છે.

જેના જડબાનો નીચેનો ભાગ નીચે વળેલો હોતો નથી. તે ઘણુજ થોડું કામ કરનારા હોય છે.

હૃદયની તંદુરસ્તી તે દાઢીની પહોળાઇ, મજબૂતાઇ, લંબાઇ અને ભરાવા ઉપરથી જાણી શકાય છે.

## ગાલ જોઇ મનુષ્યના ગુણ કહેવા.

જેના ગાલ ભરાવાદાર હોય તેની પાચનક્રિયા સારી હોય છે. જેના ગાલ નીચા હોય તે ભોગી થાય. જેના ગાલ માંસથી ભરેલા હોય તે પ્રધાન થાય છે.

જેના ગાલ નાક આગળથી બહારની બાજુથી ભરાવાદાર જણાય અને ફીક્કા ન હોય તો તેનાં ફેફસાંની સ્થિતિ સારી સમજવી,

જેના ગાલ ગોળ હોય પણ બહુ ભરાવાદાર ન હોય તેનામાં સજ્જનતા હોય છે.

જેના ગાલ ગોળ અને ગુલાબી રંગના હોય તેનામાં ભરપુર-જીવન શક્તિ છે એમ સમજવું તે મીઠાશવાળા અને મળતાવડા હોય છે

જેના ગાલ ભરાવાદાર હોય પણ ફીક્કા હોય અને સ્હેજ ઢીલા હોય તો પિત્તપ્રકૃતિ ઘણી સમજવી, તેમને મોજશોખ વધુ પસંદ હોય છે. અને કામકાજમાં પ્રીતિ ન હોતાં આરામમાં પડી રહી છે.

જેના ગાલનું હાડકું આંખના બહારના ખૂણાની નીચેથી આગળ પડતું હાય તે પોતાનો બચાવ કરવાની શક્તિ ધરાવે છે.

જેના ગાલ ફીક્કા અને તણાયલા જેવા હોય તેની તંદુરસ્તી સારી હોતી નથી.

જેના ગાલનાં હાડકાંની કમાન ઉંચી હોય તો તે ઘણે ભાગે વૈદ્યનો ધંધો કરે છે.

જેના ગાલનું હાડકુ આંખની નીચેના ભાગથી વધેલું હોય તે સાવધાન રહેનારા હોય છે, તેમને ઉંઘ ઓછી હોય છે.

જેના ગાલ અણીદાર અને આગળ પડતા હોય તેનો ચ્હેરો મજબુત હોય છે, તે ઉત્સાહી અને ઝડપથી કામ કરનારા હોય છે.

'કાન જોઇ મનુષ્યના ગુણ કહેવા

જેના કાન જાડા અને બેડોળ હોય છે. તે ગામડીયા સ્વભાવ-નો હોય છે.

જેના કાન પાતળા કોમળ અને નાના હોય છે. તેનામાં માનસિક લાગણી વધુ હોય છે.

જેના કાન માથા કરતાં વધુ બહાર પડતા હોય તે ઘણે ભાગે તકરારી હોય છે.

જેના કાનની બુટી લાંબી અને પહોળી હોય તો તેની જીંદગી લાંબી સમજવી.

કાન

જેના કાન માંસ વગરના હોય તેનું અકાળ મૃત્યુ થાય.

જેના કાન માંસવાળા હોય તે સુખી થાય.

જેના કાન ચપટ બેઠેલા હોય તે ભોગી થાય.

જેના કાન લાંબા અને માંસ યુક્ત હોય તે સુખી થાય છે. અને તપસ્વી થાય છે.

જેના કાન નાના હોય તે કૃપણ થાય છે.

જેના કાન મોટા હોય તે ધનવાન ને ભોગી થાય છે.

જેના કાન શંકુના જેવા હોય તે સેનાધિપતિ થાય છે, અને વધુ આયુષ્ય ભોગવે.

જેના કાન વાળ યુકત હોય તે લાંબુ આયુષ્ય ભોગવે.

જેના કાન નસો ( નાડીઓ ) વાળા હોય તે ક્રુર અને કપટી થાય.

જેના કાન વાળની ભમરીવાળા હોય તે ધનવાન થાય.

જેના કાન સ્નિગ્ધ હોય તે ધનવાન થાય.

જેના કાન માથાને અડકેલા અને નાના હોય તે સૌન્દર્ય પ્રિય અને કળા કુશળ હોય છે.

જેના કાનનો વચલો ભાગ લાંબો હોય તેનામાં સંગીતની શક્તિ વધુ હોય છે.

જેના કાન મોટા હોય તેનો ચ્હેરો, હાથ, પગ, હૃદય મોટું હોય છે. મોટા કાનવાળા પરોપકારી અને સાર્વજનીક કામો કરનાર હોય છે.

કાનની અંદર ઊંચી નીચી જગા વધુ પ્રમાણમાં હોય તો કોમળ જાણવા.

જેના કાન મોટા અને પાતળા હોય છે તેનામાં સાંભળવાની શક્તિ વધુ હોય છે,

જેના કાનનો ઉપરનો ભાગ આંખની સીધી લીટીથી જો ઉંચો હોઇ માથા ઉપર હોય તો તે ઉતાવળા સ્વભાવનો હોય છે.

જેના કાન નીચેથી ઢળતા હોય તેનામાં હિંમત હોતી નથી.

---

## મોં જોઇ મનુષ્યના ગુણ કહેવા.

જેના મોંના ખૂણાઓ ગાલ તરફ ખેંચાયલા, લાંબા અને ગાલ ઉપર બે ત્રણ ઉભી રેખા હોય તો તેનામાં આગતા સ્વાગતા કરવાનો ગુણ હોય છે.

આંખોની નીચે માંસનો ભરાવો હોય, અને ગાલની ઉપરનો સ્નાયુ ઉંચો ચઢેલો હોય, અને ગાલનાં હાડકાં ઉંચાં હોય તો તેનામાં ભારે સહનશક્તિ હોય છે.

જેના મોંનો ખૂણો નીચે ઉતરેલો હોય, ગાલના સ્નાયુ નીચે ઉતરેલા જણાય. આંખ ઝાંખી કે મંદ હોય તેનામાં શોક કરવાની ટેવ, ખેદ કરવાની ટેવ વધુ હોય છે.

જેના મોંના ખૂણા હંમેશાં ઉપરની બાજુનો વાંક લીધેલા હોય તે આનંદી અને હસમુખા હોય છે.

જેના મોના ખૂણા નીચે વળેલા હોય તે દીલગીરી અને દુઃખવાળો સમજવો.

જેનો દેખાવ સખત ને કરડો જણાય ભમરો નીચે વળેલી હોય, તે બીજા ઉપર સત્તા ચલાવનાર જાણવા. આવા માણસોમાં બે આંખની વચ્ચે ભ્રકુટીમાં બે ત્રણ સીધી ઉભી રેખાઓ પડેલી હોય છે.

જેનું મુખ સૌમ્ય, ગોળ, નિર્મળ, સુંદર અને સરખુ હોય તે રાજા થાય. જેનું એથી ઉલ્ટું મુખ હોય તે દુઃખી થાય.

મોટું બેડોળ મુખ હોય તો દુર્ભાગી થાય છે.

જેનું મુખ સુંદર, ગોળ અને સ્વચ્છ હોય તે મહારાજા થાય. તેથી ઉલ્ટું મુખ હોય તો નિર્ધન થાય.

જેનું મુખ બાના જેવું હોય તે સંતાન વગરનો થાય.

જેનું મુખ વર્તુળાકારનુ ગોળ હોય તે શઠ થાય.

જેનું મુખ લાંબુ હોય તે ધન વગરનો થાય.

જેનું મુખ ઉતરી ગયેલું ને બીકણ જેવું હોય તે પાપી અને દુષ્ટ બુદ્ધિનો થાય છે.

જેનું મુખ ચોખૂણુ—ચાર ખૂણાવાળુ હોય તે ધુતારો થાય છે.

જેનું મુખ નીચુ હોય તે પુત્ર વગરનો થાય છે.

જેનું મુખ ઘણુંજ નાનુ હોય તે કંજુસ અને કૃપણ થાય છે.

જેનું મુખ પૂર્ણ અને સુંદર હોય તે ભોગી પુરૂષ થાય છે.

જેનું મુખ માંસથી ધટ્ટ, સ્નિગ્ધ, પ્રકાશિત, સુંદર હોય તે હંમેશાં સુખી રહે છે.

જેનું મુખ ઠીંગણુ કે ચપટું હોય તે પરોપજીવી અર્થાત બીજાના આશ્રયથી આજીવિકા ચલાવે.

## વાળ ઉપરથી પરીક્ષા.

જેના માથાના રોમ કુપમાં ( વાળ ઉગે છે તે છિદ્ર ) એક જ છિદ્રમાં એકજ વાળ ઉગેલો હોય, તો વાળ સ્નિગ્ધ—નરમ હોય, કાળા હોય આગલા ભાગમાં ગુંચળું વળેલા હોય, તેમ સઘળા વાળ સરખા અને કોમળ હોય, ઘણા વાળ ન હોય પણ માફકસર હોય તે રાજા થાય કે સુખી થાય.

જેના માથામાં એક છિદ્રમાં બે ચાર વાળ સાથે ઉગેલા હોય ને વાળ વિષમ, કપીલ વર્ણના, કઠોર, નાના, ઘણી ગુંચવાળા, અને જાડા હોય તે નિર્ધન થાય.

એક જ છિદ્રમાં એક એમ વાળ ઉગેલા હોય તો તે ધન-વાન થાય.

વાંસો—પીઠ. જેની પીઠ—વાંસો ચિકણો-સ્નિગ્ધ, માંસમાં ડુબેલો, વાળ વગરનો હોય તે ધનવાન થાય.

જેની પીઠ લુખી, માંસ વગરની, અને વાળ ઉગેલા હોય તો નિર્ધન થાય.

બગલ.—જેની બગલ પુષ્ટ, પરસેવો ન થાય, ઉંચી, સુગંધી યુક્ત, સામાન્ય વાળવાળી હોય તે ધનવાન થાય. તેથી ઉલ્ટાં લક્ષણ હોય તે નિર્ધન થાય.

દાંત. જેના દાંત ચિકાશવાળા, ઘટ્ટ, મજબુત હોય, દાઢો તિક્ષણ હોય, ને સરખા દાંત હોય તે શુભ લક્ષણ છે.

જેના દાંત ઉજવળ હોય તે રાજા થાય. રીંછ અને વાંદરાના જેવા દાંતવાળો હંમેશ ભૂખથી પીડાનાર થાય.

જેના દાંત હાથી કે ગધેડા જેવા હોય તે ગુણવાન થાય.

જેના દાંત લાંબા અને વિકાળ હોય તે દુઃખી થાય.

જેને ૩૨ દાંત હોય તે રાજા, ૩૧ હોય તે ભોગી. ૩૦ વાળો સુખ અને દુઃખ ભોગવનાર, ૨૯ વાળો દુઃખી, અને ૨૮ દાંતવાળો ઘણો દુઃખી થાય.

જીભ.—જેની જીભ લાલ ને લાંબી હોય તે શ્રેષ્ઠ ભોગ ભોગવનાર થાય, જેની જીભ કાળી, મેલી, કઠોર, બેઠેલી હોય તે નિર્ધન તેમ પાપી જાણવો.

જેની જીભ કમળ જેવી સુક્ષ્મ ને લાંબી હોય તે સારૂં ફળ મેળવે.

જેની જીભ આગળથી નમેલી ને લાલ, સુક્ષ્મ ને લાંબી હોય તે વિદ્વાન થાય.

તાળવું-જેનું તાળવું કાળુ હોય તે કુળનાશક થાય. સિંહ ને હાથીના જેવા તાળવા વાળો રાજા થાય. કમળ જેવા તાળવાવાળો રાજા થાય.

## વાળ ઉપરથી પરીક્ષા.

જેના વાળ વાંકડીયા હોય છે તેનામાં ઘણી જીવનશક્તિ હોય છે.

જેના વાળ સીધા હોય તે સરળ સ્વભાવના હોય છે. જેના વાળ બરછટ હોય છે ત્યારે તેનું શરીર મજબુત હાડકાં અને સ્નાયુ વાળુ જાણવું.

વાળ સુંવાળા, ચળકાટવાળા, વધુ હોય તો તેની તંદુરસ્તી સારી સમજવી.

જેના વાળ બરડ અને ઝાંખા હોય તેની તંદુરસ્તી સારી નહિ માનવી.

જેને નરમ અને કુમાસવાળા વાળ હોય તે કોમળ સ્વભાવના અને લાગણીવાળા હોય છે.

## ગળા ઉપરથી મનુષ્યપરીક્ષા.

જેના ગળાનો ઘેરાવો વધારે હોય તેનું શરીર બળવાન અને જુસ્સાવાળુ હોય છે.

જેની ગરદન ઘણી નીચી નમેલી હોય ને ગળા આગળની ચામડી ઢીલી પડી ગઇ હોય તો તે પરતંત્ર રહે છે.

જેનું ગળુ અક્કડ અને પાછલી બાજુ નમેલું રહે છે તે સ્વમાન જાળવનારા અને મગરૂરીવાળા હોય છે. જો માથુ પાછળ નમેલું હોય પણ અક્કડ ન હોય તો તે બેદરકારીવાળા જાણવા.

જેનું ગળુ સ્થૂલ અને ચરબી વધી ગયેલું હોય તો તે આરામમાં પડયા રહેવાના સ્વભાવવાળા હોય છે.

જેનું ગળું લાંબુ હોય અને જે પોતાનું માથું સીધુ ટટાર રાખતા હોય તેઓ સ્વતંત્રતા સહન કરી શકતા નથી.

જેનું ગળુ આગળ નમેલું હોય તે ધૈર્યશીલ અને પોતાનું માથું સીધું ટટાર રાખતા હોય તેઓ સ્વતંત્ર સ્વભાવના હોય છે. તે પરતંત્રતા સહન કરી શકતા નથી.

જેનું ગળું આગળ નમેલું હોય તે ધૈર્યશીલ અને પોતાનું કામ કર્યા કરવાના સ્વભાવવાળા હોય છે.

જેઓનું ગળું પછવાડે નમેલું હોય છે તેઓ પરોપકારી હોય છે. તેમ કેટલાક મિથ્યાભિમાની મનુષ્યો પણ ગળુ પાછળ નમાવી અક્કડ રાખે છે.

જેની ગરદન ચપટી હોય તે સુખી હોય, નસોવાળી હોય તે નિર્ધન થાય.

જેની ગરદન પાડા જેવી હોય તે શુરવીર, બળદ જેવી હોય તે શસ્ત્રથી મરનાર થાય.

જેની ગરદન શંખ જેવી હોય તે રાજા થાય.

જેની ગરદન લાંબી હોય તે ઘણું ભોજન કરે ને દુઃખી થાય.

જેના કંઠ ( ગરદન ) ઉપર વાળ ન હોય તે પઇસાદાર થાય.

જેની ગરદન ગોળાકાર હોય તે પઇસાદાર થાય.

જેની ગરદન બગલા જેવી હોય તે દંભી થાય અને ચાડી ખાનાર થાય.

જેની ગરદન ટુંકી હોય તે નિર્ધન થાય.

જેની ગરદન કેગના સ્તંભ જેવી કે બકરાની ખાંધ જેવી હોય તે રાજા થાય. ને ઘણા પઇસાવાળો થાય, બળવાન થાય.

જેની ગરદન માંસ વગરની હોય, ઘણા વાળવાળી હોય તે નિર્ધન થાય.

## ચ્હેરાની સામાન્ય પરીક્ષા.

જેની ભમર અંદરના ખૂણા તરફ નાક પાસે સીધી હોય તે પ્રમાણિક અને સત્યશીલ હોય છે.

જેના નીચેના જડબાની વચમાં ચાવવાના બીજા દાંતની નીચેથી હડપચીની પહોળાઇ હોય તે આગ્રહી અને ખંતીલો હોય છે.

જેની આંખો ભુરાશ પડતી હોય અને દાઢી નાની અને અણીદાર હોય છે તે અસ્થિર મનનો અને કોઇ પણ કામનો ચોકસ નિર્ણય ન કરનારો હોય છે.

જેનું માથું ઢળતું હોય અને ગળાની ચામડી ઢીલી હોય તે પરતંત્ર, નમ્ર અને હુકમ પાળનાર હોય છે.

જેનો ઉપરનો દાંત દાંતને અડીને રહેલો હોય અને બહુ વધેલો ન હોય તે પવિત્ર, શુદ્ધ હૃદયનો સાધુ પુરુષ થાય.

જેનાં નાકનાં ટેરવાં પહોળાં હોય તે પોતાની મનની વાત બીજાને કહેનારો અને વાતોડીયા સ્વભાવનો હોય.

જેનું ગળું લાંબુ અને માથુ સ્હેજ પાછળ નમેલુ અક્કડ રહેતું હોય તે સ્વતંત્ર થઇ શકે છે.

જેનું જડબુ ચોરસ હોય, ભમર આંખ પર નમેલી હોય,

અને બે આંખો વચ્ચે ત્રણ ચાર ઉભી રેખાઓ હોય તે સત્તા ચલાવનારો, પોતાનું ગારવ સાચવી રહેનાર અને અમલદારી કરનાર થાય.

જેનાં નાક પહોળાં અને છુટાં હોય, અને ચ્હેરાની નજીકમાં સ્હેજ ઉંચાં હોય, મથાળેથી જરા ઉપસેલું, જડબાનો ખૂણો કાટખૂણાથી કાંઇક નાનો, અને ગળુ લાંબુ હોય તો તે હિંમતવાન, સાહસી અને હૃદયબળ વાળો, પરાક્રમી માણસ થાય છે.

જેની આંખો ભરાવદાર હોય, ચોરસ અને સાંકડી દાઢી હોય તે પ્રેમાળ હોય છે.

જેના નાકની ઉપરની દાંડી જાડી, આંખના ખુણા સુધી ભમર લાંબી હોય, હોઠ પાતળા હોય અને આંખની આજુબાજુ રેખાઓ હોય તો ધનનો લોભી થાય છે.

જેની આંખોમાં વચ્ચેનો કાળો ભાગ મોટો હોય અને કપાળ ઉંચુ તેમ મોટું હોય તે બુદ્ધિશાળી થાય છે.

જેનું કપાળ પહોળુ અને ચોરસ હોય તે તત્ત્વજ્ઞાની થાય છે.

સ્તન—જેના સ્તનનો અગ્રભાગ ઉંચો અને બન્ને સરખાં હોય તે ભાગ્યશાળી થાય.

જેના સ્તનનો આગલો ભાગ ( દીંટડી ) વિષમ હોય, લાંબો હોય તો નિર્ધન થાય.

જેના સ્તનની દીંટડી ઉંચી, પુષ્ટ, માંસમાં ડુબેલી હોય તો રાજા થાય.

જેનું હૃદય સમ, ઉંચું, મોટું, વિશાળ અચળ અને માંસયુક્ત હોય તે રાજા થાય.

જેનું હૃદય માંસ રહિત, લુખુ. વાળથી ભરેલું, શુષ્ક ને નાડીઓવાળું હોય તે નિર્ધન થાય.

જેનું વક્ષસ્થળ—છાતી બરાબર હોય, તે ધનવાન, પુષ્ટ હોય તે શૂરો હોય.

નાની છાતી વાળો નિર્ધન તેમ ઉંચી, નીચી છાતી વાળો પણ નિર્ધન થાય.

જેના ખભા ઉંચા હોય તે ભોગી, નીચા હોય તો નિર્ધન થાય.

જેના ખભા પુષ્ટ હોય તે પૈસાવાળો થાય, કઠોર હોય તો દરિદ્રી થાય.

જેના ખભા માંસ વગરના, ઘણા વાળવાળા, નાના હોય તે નિર્ધન હોય.

જેના ખભા વિસ્તારવાળા, હાથ સાથે મળેલા, પુષ્ટ, સુંદર હોય તે સુખી ને ધનવાન થાય.

જેની દાઢી માંસ વગરની અને લાંબી હોય તે નિર્ધન થાય. જેની દાઢી માંસમાં ગુઢ થયેલી હોય તે ધનવાન તેમ પુત્રવાન થાય.

જેની દાઢીના વાળ આગલા ભાગમાં તુટેલા ન હોય, ચીકણા હોય ને કોમળને ઉંચા હોય તે શુભ સમજવું.

જેની દાઢી-હડપચી ઘણી ઝીણી અને લાંબી હોય તો તે ધનહીન થાય છે.

જેની દાઢી રાતી, કઠોર ને થોડા વાળ વાળી હોય તે ચોર થાય.

જેની હડપચી માંસથી ભરેલી હોય તે પૈસાદાર થાય.

જેની દાઢી નરમ વાળવાળી, સંપૂર્ણ, તુટેલી ન હોય ને ધટ્ટ હોય તે શ્રેષ્ટ ગણાય.

## હોઠ.

જેના હોઠ બિંબફળ જેવા રાતા હોય તે રાજા જેવા થાય.

જેનો ઉપરનો હોઠ લાલ હોય ને ધનવાનને સુખી થાય, ખંડીત હોઠવાળો નિર્ધન થાય.

જેના હોઠ પાતળા સુક્ષ્મ હોય તે ધન વગરનો થાય. લુખા હોઠ વાળો દુઃખી થાય.

જેના હોઠ ફાટેલા, કે કુરુપ હોય તે ધન વગરનો થાય.

જેના હોઠ રાતા હોય તે રાજા થાય, જેના હોઠ કમળ જેવા હોય તે ધનવાન થાય, જેના હોઠ મોટા, ઘણા વાળવાળા, અને સુકા તેમ પાતળા હોય તે દુઃખી થાય.

જેની આંખો ઉંડી હોય, નાક અણીદાર હોય, અને સર્વ અવયવો તેજસ્વી હોય તે ચતુર, ડાહ્યો, અને ઝીણી નજરનો હોય છે.

જેની દાઢી જાડી અને ભરાવદાર હોય અને વચ્ચેથી સ્હેજ આગળ પડતી જણાય, નીચેનો હોઠ ભરાવદાર હોય, કપાળની ઉપરનો ભાગ વચ્ચેથી ઉંચો હોય, આંખની ઉપર કપાળમાં સીધી રેખાઓ હોય અને નાકની દાંડી પાતળી હોય તે ઉદાર સ્વભાવનો હોય છે.

જેનું કપાળ નાનું, સાંકડું અને ચોરસ હોય, દાઢી અણીવાળી હોય, આંખો ઉંડી અને એક બીજાની ઘણીજ પાસે આવેલી હોય અને નાકની દાંડી અણીદાર હોય તે કપટી, કાવત્રાં કરનાર થાય છે.

જેના મોંના ખૂણાઓનો વાંક નીચે ઢળતો હોય, કપાળ નાનું હોય, નાક ચુંટી અને ઉપરની બાજુ વાંકાં વળેલાં હોય, માથું પાછળની બાજુથી ઉંચું હોય, સીધું માથું હોય તો તે અહંકારી, જુઠો હઠ રાખનારો અને મીજાસી હોય છે.

જેની બે આંખો વચ્ચે કપાળમાં નાકના મૂળ આગળ બે ઉભી સીધી રેખાઓ હોય તે ન્યાયી અને પ્રમાણિક હોય છે.

જેની આંખ ઉપરની ભમરો ઘણી ઉંચી હોય અને કાનની આસપાસ મગજનો ભાગ વધેલો હોય તે બાવચાગી હોય છે.

જેનું ગળુ ટુંકું હોય અને કાન માથાને અડેલા હોય તો તે એશઆરામમાં પડી રહેનાર હોય છે.

જેના ચ્હેરાનાં હાડકાં ઉંચાં હોય, આંખો ઉંડી અને તેજસ્વી હોય, હોઠ લાલ હોય તે ઉત્સાહી અને આવેશવાળો હોય છે,

જેના હોઠ જાડા, લટકતા હોય, આંખો ગોળ અને બહાર તરતી હોય, કપાળ સાંકડુ અને નીચું હોય, નાક ટુંકુ અને ઉંચુ ચઢેલું, જાડું અને ચ્હેરા આગળથી પહોળું હોય, ગરદન ટુંકી હોય, જડબાં ભારે હોય, ભમરો એક બીજા સાથે મળી જતી ઘણા વાળથી ભરપુર હોય, કાળાશ પડતી હોય તો તે અસભ્ય, હલકો, જંગલી અને કાંઇ પણ આવડે નહિ તેવો હોય છે.

જેના હોઠ પાટીલા અને નાજુક હોય તે કોમળ હોય છે.

જેના નાકને મથાળે હાડકાનો ભાગ ઉંચો ઉપસેલો જણાય, જડબાં ભારે દેખાય અને ભમર બહારથી નીચે ઉતરતી જણાય તે કજીયા કરનાર હોય છે.

જેનો નીચેનો હોઠ નીચે ખેંચાયલો અને જેથી નીચેના દાંત જણાતા હોય તો તે દ્વેષી, ઈર્ષ્યા કરનાર, ધિક્કારનાર અને સામા ઉપર વેર રાખનાર હોય છે.

જેની આંખો ઉંડી હોય, નાક અને દાઢી અણીવાળુ હોય અને ઉંચું હોય તે મુસ્સદી હોય છે.

જેની દાઢી પહોળી હોય અને ઉપરનો હોઠ નીચેના હોઠ સાથે વચમાં દબાયલો હોય તે પોતાની સ્ત્રી ઉપર પ્રેમ રાખે, અને સ્ત્રી હોય તો પતિવ્રત પાળે.

જેની નાકની એક આંગળ ઉપર કપાળનો વચલો ભાગ આગળ પડતો હોય તેની યાદશક્તિ વધુ હોય છે.

જેનું મો કાંઈક ઉઘાડું રહેતું હોય, નાક ઉંચાં રહેતાં હોય અને ભમરો ઉંચે ચઢેલી હોય છે તે બીકણુ હોય છે.

જેની દાઢી નાની અને સાંકડી હોય, જડબુ ઢાળાવવાળુ હોય અને મોં ઢીલું કે ખુલ્લું રહેતું હોય તેનામાં હૃદયબળ ક્ષુદ્ર હોય, ચારિત્ર્યબળની ખામી હોય છે.

જેનો નીચેનો હોઠ ભરાવદાર હોય અને મોની બાજુએ વાંકી વળેલી રેખાઓ હોય તે અતિથીનો સત્કાર કરનાર થાય.

જેની દાઢી ગોળ અને ભરાવાદાર હોય, આંખો તેજસ્વી અને હસતી, ચહેરો ગોળ અને ભરાવાદાર હોય, મોંના ખૂણા સ્હેજ ઉપર ચઢેલા હોય, તે અન્યને અનુકુળ થનારો, હિતકર અને સમાનશીલ સ્વભાવવાળો થાય.

જેનું કપાળ ચોરસ હોય, કાન મથાળેથી બહાર પડતા હોય અને જડબુ પહોળુ હોય તે ઉદ્યોગી અને ઉદ્યમમાં મંડયો રહેનાર થાય છે.

જેનું કપાળ પહોળું અને ઉંચું હોય, હોઠ સંકોચાયલા અને જડબુ કાનની નીચેથી લાંબુ હોય તે દઢ નિશ્ચયવાળો હોય છે.

જેના કપાળની ઉપરથી માથું ઉંચું હોય, અને નીચેના હોઠના ખૂણાઓ આગળથી ભરાવો હોય તો દયાળુ થાય.

જે માણસના બે પગ બે પાની ઉપરની બે ગાંઠો, બે બાજુનાં પેઢુનાં માંસપીંડો, બે પડખાં, બે અંડકોશ, બે આંખો, બે સ્તન, બે કંઠ, બે હોઠ, બે સાથળના સાંધા. બે જાંગો, બે હાથ, બે ભુજા, બે પેટના પડખાનો ભાગ, એ ૧૪ અવયવો બરાબર સરખાં હોય તો તેનાં લક્ષણ શ્રેષ્ટ ગણવાં.

આંખના તારા, ભમર, દાઢી, માથાના વાળ એ ચાર કાળાં હોય તો શ્રેષ્ટ,

આંગળીઓ, હૃદય, નેત્ર અને દાંત એ ૪ સરખા હોય તો મદ, ઐશ્વર્ય ને સુખ મળે.

જીભ, હોઠ, તાળવું ને મુખ, આંખ, સ્તન, નખ, હાથ ને પગ એ ૧૦ કમળ જેવી કાંતિ વાળી હોય તો શ્રેષ્ટ.

હાથ, પગ, છાતી, કંઠ, અંડકોષ ( વૃષણ ) હૃદય, માથુ, કપાળ, અને પીઠ એ ૧૦ વિસ્તાર વાળી હોય તો શ્રેષ્ઠ છે.

આંખની બે કીકી વગરનો ભાગ, અને દાંત ધોળા હોય તો શ્રેષ્ઠ ગણાય.



# પ્રકરણ ૭૨ સું.

## મસ્તકવિજ્ઞાનશાસ્ત્ર.

### મનુષ્યના મસ્તક ઉપરના ચિન્હો જોઇ તેનું ભવિષ્ય કહેવાની રીત.

મનુષ્યના શરીર ઉપર આવેલી રેખાઓથી જેમ તેનું ભવિષ્ય કહી શકાય છે તેમ મનુષ્યના મગજમાં રહેલી શક્તિઓ—માથા ઉપરનાં ચિન્હો જોઇ કહી શકાય છે.

મનુષ્યનું મસ્તક તપાસી તેની અંદર રહેલી શકિતઓ અને વૃત્તિઓની સ્થિતિ અને તેનું મન કેવા પ્રકારનું છે તે મસ્તકના બાહ્ય વિભાગને જોઇ તપાસી સ્પષ્ટ રીતે મસ્તકવિજ્ઞાન શાસ્ત્રથીજાણી શકાય છે.

મનને કાર્ય કરવાનું સ્થળ મસ્તક છે તેની અંદર જીવાત્માની સંપૂર્ણ દિવ્યશકિતઓનો ખજાનો છે.

માનસિક અને શારીરિક ક્રિયાના સાધનરુપ મુખ્ય અવયવ મનુષ્યનું મસ્તક છે. જ્ઞાનતંતુઓના અસંખ્ય પરમાણુઓના ઘનસમુદાયથી આપણું મસ્તક બનેલું છે, દરેક અંગ, પ્રત્યંગોની ગતિ, સ્થિતિ અને હલનચલન ક્રિયાઓનો અને પ્રવૃત્તિયોનો મૂળ આધાર મસ્તક છે. પ્રાણી માત્રમાં સર્વથી શ્રેષ્ઠ જો કોઇ અવયવ હોય તો તે મસ્તક છે, આ મસ્તકની મધ્યમાંજ બ્રહ્મરંધ્ર છે કે જે કાન અને ખોપરીની વચમાં આંખ અને માથાના પાછલા ભાગની વચમાં મસ્તકની મધ્યમાં આવેલું છે. જ્યાં આત્માનો નિવાસ છે એમ માનવામાં આવે છે.

જેમ આંખ, કાન, ત્વચા, જીભ્હા, અને નાકની ઇંદ્રિયો યથાસમય પોતપોતાનું કાર્ય કરે છે તેજ રીતે મગજની અંદર રહેલી શકિતયો જે પ્રમાણે ખીલેલી હોય છે તે પ્રમાણે તેનું કાર્ય કરે છે. મગજની અંદર આવેલી આ શકિતયો ખોપરીની અંદર ઢંકાયલા છે. પણ જે શકિતયોનો અધિક વિકાસ થયેલો હોય છે તે ભાગ મોટો હોય છે જેથી તેના ઉપરની ખોપરીનો ભાગ ઉપસેલો હોય છે અને જે શકિતની ન્યુનતા હોય છે ત્યાં તે ભાગ સંકોચાયલો હોવાથી ખોપરીનો ભાગ પણ બેઠેલો કે ખાડાવાળો હોય છે.

મસ્તકની અંદર મુખ્યત્વે કરીને સાત પ્રકારની મુખ્ય શક્તિયો રહેલી છે જે નીચેના ચિત્રમાં જોવાથી ખાત્રી થશે.

મસ્તક યાને ખોપરી. ( ચિત્ર નં. ૧ )




૧ સ્વાત્મરક્ષક વૃત્તિયો—કે જે ઉપરના ચિત્રમાં ૧ નો આંક મુકયો છે ત્યાં કાનની આસપાસ ચારે તરફ રહેલી છે. આ શક્તિયોમાં ૧ પ્રાણેચ્છા—યાને દીર્ઘાયુસ્યની ઇચ્છા, (૨) ક્ષુધાવૃત્તિ, (૩) પિપાસા-પીવાની વૃત્તિ, ૪ દ્રવ્યેચ્છા, ૫ નિગ્રહવૃત્તિ, ૬ ઉદ્યોગ કે વિનાશકવૃત્તિ. અને ૭ શૌર્ય અથવા બળની વૃત્તિ એ પ્રકારે સાત શક્તિયો રહેલી છે.

૨ ગૃહસાંસારિક વૃત્તિયો—કે જે મસ્તકના પાછલા ભાગમાં ઉપરના ચિત્રમાં ૨ નો આંક છે ત્યાં નીચેના પ્રદેશમાં આવેલી છે.

આ શક્તિયોમાં (૮) પ્રેમ કે કામવૃત્તિ, (૯) એકાન્તિક સ્નેહ-એટલે એક પતિવ્રત કે એક પતિવ્રત. (૧૦) વાત્સલ્ય પ્રભાવ, (૧૧) મૈત્રી ભાવ, (૧૨) જન્મભૂમિ વાત્સલ્ય, અને (૧૩) સ્થૈર્યવૃત્તિ આ પ્રકારે ૬ શક્તિયો રહેલી છે.

૩ ઉત્કર્ષ વૃત્તિયો—કે જે ગૃહસંસારિક વૃત્તિયોની ઉપર જ જ્યાં ઉપરના ચિત્રમાં ૩ નો આંક છે ત્યાં આવેલી છે, જેમાં ૪ શક્તિયો રહેલી છે. (૧૪) સાવધતા, ( ૧૫ ) યશાભિલાષ, (૧૬) આત્મબળ અને (૧૭) દ્રઢતા આ ચાર શક્તિયો રહેલી છે.

૪ નૈતિક અને ધાર્મિક વૃત્તિયો—જે માથાની છેક ઉપરના મધ્ય પ્રદેશમાં ઉપરના ચિત્રમાં ૪ નો આંક છે ત્યાં આવેલી છે. આ શક્તિયોમાં (૧૮) ભક્તિભાવ (૧૯) અધ્યાત્મશક્તિ. (૨૦) આશા, (૨૧)આત્મનિષ્ટા અને (૨૨) પરોપકારવૃત્તિ આ પાંચ શક્તિયો રહેલી છે.

૫ કલાકૌશલ્ય યાને પ્રાવિણ્યદાયક શક્તિયો—કે જે ધાર્મિક વૃત્તિયો, ઉત્કર્ષક વૃત્તિયો, સ્વાત્મરક્ષક વૃત્તિયો અને અવલોકન

શક્તિની વચમાં ઉપરના ચિત્રમાં ૫ નો આંક છે ત્યાં આવેલી છે. જેની અંદર (૨૩) કળા કૌશલ્ય, ૨૪ સૌન્દર્યપ્રેમ, ૨૫ ઔદાર્ય ભાવ, ૨૬ અનુકરણ વૃત્તિ અને ૨૭ હાસ્યવૃત્તિઓ આ પાંચ શક્તિયો આવેલી છે.

૬ અવલોકન અને મનન શક્તિયો—કે જે આંખની ઉપરના કપાળના ભાગમાં ઉપરના ચિત્રમાં ૬ નો આંક છે ત્યાં આવેલી છે જેમાં (૨૮) અવલોકન શક્તિ બંને ભમરના પ્રદેશમાં તેમજ બંને ભમરની વચમાંના કપાળની તળેના પ્રદેશમાં આવેલી છે (૨૯) આકૃતિજ્ઞાન, (૩૦) પ્રમાણ શક્તિ, ૩૧ ગુરુત્વશક્તિ, ૩૨ રંગજ્ઞાન ૩૩ વ્યવસ્થા શક્તિ, ૩૪ ગણિતજ્ઞાન, ૩૫ ઐતિહાસીક જ્ઞાન, ૩૬ ભૂગોળ જ્ઞાન, ૩૭ સમયજ્ઞાન, ૩૮ સંગીત જ્ઞાન, ૩૯ વક્તૃત્વ શક્તિ, ૪૦ તર્કશક્તિ, ૪૧ તુલનાશક્તિ, ૪૨ પ્રેરણા શક્તિ, ૪૩ સૌજન્ય, અને ૪૪ આરામ કે શાંતિની શક્તિ આ પ્રમાણે ૧૭ શક્તિયો રહેલી છે.

આમાં બુદ્ધિ, સ્મરણશક્તિ કે સંગીતની શક્તિયો કપાળના મધ્ય પ્રદેશમાં રહેલી છે જ્યારે તર્કશક્તિ કે તુલના શક્તિ કપાળના ઉપરના ભાગમાં રહેલી છે.

૭ શ્રોત્ર, ત્વક, ચક્ષુ, જીહ્વા અને નાસિકા આદિ જ્ઞાનેન્દ્રિયો મસ્તકના તળીયાનાજ ભાગમાં છે. આ ઇન્દ્રિયો શારીરિક ક્રિયામાંજ પ્રવૃત થયેલી હોવાથી તેની માનવ અવયવોમાં ગણના કરેલી નથી.

મસ્તકની અંદર કઇ કઇ જગ્યાએ કઇ કઇ શક્તિયો ૧થી૪૪ સુધીની રહેલી છે તે નીચેના ચિત્ર ઉપરથી સમજી શકાશે.

( ચિત્ર નં. ૨ )



ખોપરીની અંદર રહેલા મગજના આકાર પ્રમાણે ખોપરીનો આકાર બંધાય છે. જેથી માણસની ખોપરી ઉપરથી તેનો ઉપરનો ભાગ ઉંચો કે નીચો છે તે જોઇ તેનામાં કઇ શક્તિ વધુ ખીલેલી છે તે જાણી શકાય છે. મસ્તકની અંદર મન આવેલું છે અને મનની જુદી જુદી શક્તિયો છે તે શક્તિયોના પ્રમાણમાં મસ્તકના જુદા જુદા માનસ અવયવો છે અને તેને ખાસ ચોક્કસ કાર્યો કરવાને માટે નિર્ણિત કરેલાં હોય છે. તેવા ૪૪ માનસ અવયવો છે. તેમનું શક્તિ-સામર્થ્ય તેમના કદના પ્રમાણમાંજ હોય છે. જેનું કદ ઓછું તેની શક્તિ ઓછી અને જેનું કદ વધુ મોટું તેનું સામર્થ્ય પણ વધુ હોય છે તેના કદ કે આકારનું સામાન્ય નિર્ણય ખોપરીનું વારંવાર અવલોકન કરવાથી નક્કી થઇ શકે છે.

## ૧ સ્વાત્મરક્ષક વૃત્તિયો

મસ્તકની અંદર મુખ્ય સાત પ્રકારની શક્તિયો રહેલી છે તે માંની પ્રથમ સ્વાત્મરક્ષક વૃત્તિઓ કાનની આજુબાજુની ચારે દિશામાં ઉપરના ચિત્ર નં. ૨ માં બતાવ્યા પ્રમાણે ૧ થી ૭ નંબર સુધીમાં આવેલી છે તે વૃત્તિઓમાં પ્રથમ—

૧. પ્રાણૈષણા—નામની વૃત્તિ છે. જે શક્તિથી જીવન ધારણ કરી રાખવાની ઇચ્છા થાય છે. શરીરને ટકાવી રાખવું. લાંબો વખત જીવવું, આવી પડતા સંકટોને દુર કરવાં આ કાર્ય પ્રાણૈષણાનાં છે.

આ શક્તિ કાનની પાછળના ભાગમાં અરધોક ઇંચ દુર ઉપર મસ્તકના તળીયામાં બ્રહ્મરંધ્ર પાસે આકૃતિ નં, ૨ માં ૧ નો આંક છે ત્યાં આ પ્રાણગ્રંથી આવેલી છે આ શક્તિ ખીલેલી હોય છે તો તે ભાગ કાંઇક ઉપસેલો હોય છે. આ શક્તિ દરેક પ્રાણીમાં હોય છે. કારણ કે જીવવાની દરેક પ્રાણીને—મનુષ્ય, પશુ, પક્ષી વિગેરેને તમાને ઇચ્છા હોય છે. જેઓમાં આ શક્તિ બરોબર ખીલેલી હોય છે તે આશાવાદી અને શ્રદ્ધાવાળા હોય છે. જેમાં આ શક્તિ ન્યુન હોય છે તે મૂવા વાંક જ જીવે છે અને ગમે તેમ કરીને માત્ર પોતાનું જીવન નિભાવે છે.

૨ ક્ષુધાવૃત્તિ—બીજી શક્તિનું નામ ક્ષુધાવૃત્તિ છે, આ શક્તિ જેનામાં ખીલેલી હોય છે તે સ્વાદુ ભોજન કરવાની ઇચ્છાવાળા, ખાવાની ઘણી રૂચીવાળા અને સ્વાદુ ભોજન જોઇ મોમાં પાણી લાવનારા હોય છે.

આ શકિત કાનની બરાબર આગળ ચિત્ર નં ૨ માં ૨ ને આંક છે ત્યાં આવેલી છે તે મસ્તકના તળીયા પાસે બહારકાનની પાસે અંદરના ભાગમાં આવેલી છે ઘણું ખાવાની ઇચ્છાવાળા મનુષ્યોના મસ્તકમાં જોવાથી કાનનો આગળનો ભાગ ઉપસેલો જણાશે.

આ શકિતવાળાને હંમેશાં સારૂ સારૂ ખાવાની ઇચ્છા થાય છે, જેટલું ખાય તેટલું પચાવી શકે છે પણ અકરાંતીયા પણે ખાવાથી શરીર અને મનને દુઃખી કરે છે.

૩ પિપાસા વૃત્તિ—આ વૃત્તિ જેનામાં ખીલેલી હોય છે તે માણસોને પીવાના પદાર્થોની ઘણી લાલસા રહે છે. જળને જોઇ ગાંડો ઘેલો થઇ જાય છે. પાણી પીવું, પાણીમાં ન્હાવું, ધોવું, તરવું, બ્હારમાં બેસવું, છાસ પીવી અને કોઇપણ પ્રકારના પ્રવાહી પદાર્થો પીવાની તેને ઘણી ઇચ્છા રહે છે.

આ વૃત્તિનુ સ્થાન—કાનની આગળ જ્યાં ક્ષુધાવૃત્તિનું સ્થાન છે તેની આગળ ચિત્ર નં. ૨ માં ૩ નો આંક છે ત્યાં સાથે જ આવેલું છે.

જેનામાં આ સ્થાન ખીલેલું હોય છે તેઓને જળપાન કરવાની અને જળમાં ન્હાવા ધોવાની ઘણી ઇચ્છા થાય છે, મુસાફરી કરવાનું તેમ તરવાનું ઘણું ગમે છે અને જેનામાં તે શકિત ન્યુન હોય છે તે પ્રવાહી પદાર્થનો ઉપયોગ થોડો કરે છે. અને જળમાં ન્હાવા ધોવાની પણ તેમને ઇચ્છા થતી નથી.

૪ દ્રવ્યેચ્છા યાને વિતૈષણા—આ આત્મસંરક્ષક વૃત્તિઓમાંની ચોથી ઇચ્છા છે તે વૃત્તિનું કાર્ય ઉદ્યોગ કરવો, દ્રવ્યની ઇચ્છા, વેપાર કરવો એ છે.

આ વૃત્તિનું સ્થાન ક્ષુધા વૃત્તિની ઉપર કાર્ય કૌશલ્યવૃત્તિની પાછળ બરાબર લાઇનમાં કાનની ઉપરના ભાગમાં ઉપરના ચિત્ર નં ૨ માં ૪ નો આંક છે ત્યાં આવેલું છે.

આ વૃત્તિનું કાર્ય વેપાર રોજગાર કરી પૈસા કમાવાનું છે, જેઓનામાં આ વૃત્તિ ખીલેલી હોય છે તે થોડા વેપારમાં ઘણું ધન મેળવે છે અને વ્યાપાર રોજગારમાં કુશળ હોય છે જેઓનામાં આ વૃત્તિ બરોબર ખીલેલી હોતી નથી તેઓ ઘણા ખર્ચાળ હોય છે. ભવિષ્યને માટે કાંઇ બચાવી શકતા નથી અને કમાણી કરતાં ખર્ચ વધારે કરે છે. આ વૃત્તિના આગળના ભાગનું કાર્ય

પૈસા પેદા કરવાનું છે. જો તે ભાગ વધુ ખીલેલો હોય છે તો તે માણુસ ધંધો રોજગાર કરી પૈસા સારા પેદા કરે છે અને તેની પાછળના ભાગનું કાર્ય દ્રવ્યને સંગ્રહ કરવાનું છે.

૫ નિગ્રહ—કે સંયમવૃત્તિ—આ આત્મરક્ષક વૃત્તિવાળો માણુસ નિગ્રહી, સંયમી, વાત મનમાં રાખવાની ટેવવાળો, યુક્તિપ્રયુક્તિ અને ચાતુર્યવાળો થાય છે.

આ વૃત્તિનું સ્થાન કાનની ટોચના ખુણાની એકાદ ઇંચ ઉપર દ્રવ્યેચ્છા વૃત્તિની પાછળના ભાગમાં અને શૌર્યશક્તિના સ્થાનની ઉપર, ઉપરના ચિત્ર નં. ૨ માં ૫ નો આંક છે ત્યાં આવેલું છે.

આ વૃત્તિ ખીલેલી હોય છે તો આ ભાગ મોટો ઉપસેલો જણાય છે અને તેથી કાનની આસપાસનો ભાગ ભરાવદાર જણાય છે.

જેનામાં આ વૃત્તિ ખીલેલી હોય છે તેઓ ઉંડા મનના, સત્ય વાત કબુલ ન કરનાર, ખરો ઉદ્દેશ છુપાવનારા, ગંભીર અને ઘણું ભાગે કુચ્યા હોય છે, દંભાડ છે કંઇ અને મનમાં કંઇ હોય છે. ધનની ઇચ્છા માટે અપ્રમાણિકપણે વર્તી શકે છે, ધંધા માટેની યુક્તિ પ્રયુક્તિઓ છાની રાખે છે. જેમનામા આ વૃત્તિની ન્યુનતા હોય છે, તે ડોળી હોતા નથી અને છળભેદ કરતા નથી.

૬. ઉદ્યોગશક્તિ—યાને વિનાશક વૃત્તિ—આ વૃત્તિવાળા માણુસોમાં સંહાર કરવાની ઇચ્છા, સખ્તાઇ, કાર્ય ગમે તે રીતે સિદ્ધ કરવાની ઇચ્છા હોય છે, તેઓ બીજાને દુઃખ આપવાની વૃત્તિવાળા હોય છે, વળી સહનશીલતાવાળા અને કઠોર હૃદયના છે.

આ વૃત્તિનું સ્થાન—કાનની ઉપરના બાહ્યભાગની ઉપર, ઉપરના ચિત્ર નં. ૨ માં ૬ નો આંક છે ત્યાં આવેલું છે. આ વૃત્તિ ખીલેલી હોય છે તો કાનની ઉપરનો ઓપરીનો ભાગ ઉપસેલો હોય છે.

આ શક્તિ જેમનામાં ખીલેલી હોય છે તે એકદમ ગુસ્સે થનારા હુમલો કરનાર, લડાઇ કરનાર, કઠોર અને દ્વેષી હોય છે, જેમનામાં સાધારણુ ખીલેલી હોય છે તે કઠોર હોતા નથી અને જેનામાં ન્યૂન ખીલેલી હોય છે. તે નમ્ર સ્વભાવના અને દુઃખ સહન કરવામાં અશક્ત જણાય છે.

આ શક્તિના આગળના ભાગમાં ઉદ્યોગશક્તિ આવેલી છે અને પાછળના ભાગમાં ક્રોધ કે વિનાશકવૃત્તિ આવેલી છે. ઉદ્યોગશક્તિ ખીલેલી હોય છે તો કાર્ય સિદ્ધ કરવું અને વિઘ્નોને દુર કરવાં એ

કાર્ય છે અને વિનાશકવૃત્તિમાં ગાળો ભાંડવી; ગુસ્સે થવું, કામ વાસનાની લાગણી, ધિક્કાર અને દ્વેષ કરવો એ છે.

૭ શૌર્યશક્તિ—આ સાતમી શક્તિ છે તેનું કાર્ય બ્હાદુરી, પરાક્રમ, આત્મરક્ષા, સાહસ, મક્કમપણે કાર્ય કરવાની શક્તિ નિર્ભયતા એ છે.

આ શક્તિનું સ્થાન કાનના ઉપરના ગોળ ભાગની પાછળ આણેષણુવૃત્તિની ઉપર, ઉપરના ચિત્ર નં. ૨ માં ૭ નો આંકડો છે ત્યાં આવેલું છે. આ શક્તિવાળા માણસો આત્મરક્ષા, સંવૃદ્ધિ, વિચારબળ, અને સ્પર્ધાવાળા હોય છે. તેમનામાં ચીડાવવાનો ગુણ હોય છે, આ વૃત્તિ ખીલેલા માણસની વાણી ઉપર ઘણી અસર થાય છે સત્યને જાળવે છે ધૈર્યવાળા હોય કે નિશ્ચય આત્મશ્રાત્તથી વર્તનારા હોય છે ભયથી ગભરાતા નથી, બ્હાદુર અને શૌર્યવાળા હોય છે, મોતનો પણ ડર રાખતા નથી, અને કાર્ય કરવામાં ઘણી યુક્તિ પ્રયુક્તિ વાપરનારા હોય છે.

## ૨ સાંસારિક સોસીયલ અથવા ગૃહ્ય લાગણીઓ.

આ શક્તિયો મસ્તકના પાછલા ભાગમાં પશ્ચિમાસ્થિ નીચે આવેલી હોય છે તેમાં ૮ પ્રેમ, ૯ દાંમ્પત્ય પ્રેમ, ૧૦ વાત્સલ્યપ્રેમ, ૧૧ મૈત્રીભાવ, ૧૨ ગૃહનિવાસેચ્છા અને ૧૩ તત્પરાયણુતા આ શક્તિયો આવેલી છે.

૮ પ્રેમ—આ શક્તિમાં કામવાસના, સ્નેહ, સ્નેહાકર્ષણ, અને પ્રેમભાવોનો સમાવેશ થાય છે.

બન્ને કાન વચ્ચેના મસ્તક પાછળના ભાગમાં ચિત્ર નં. ૨ માં આંક ૮ છે ત્યાં આ સ્થાન હોય છે. જો આ શક્તિ ખીલેલી હોય છે તો મસ્તક પાછળનો તે ભાગ ભરાવદાર હોય છે જેનામાં આ શક્તિ ખીલેલી હોય છે તેઓ સ્ત્રી અને પુરુષ વચ્ચે માન અને પ્રેમની દૃષ્ટિથી જોનાર હોય છે. માતા પિતા ઉપર મા યાળુ લાગણી વાળાં હોય છે. આવાં સ્ત્રી પુરુષો સાંદર્યપ્રેમની અધિકતાવાળાં ને પ્રેમભાવના વાળાં હોય છે, જેમનામાં આ વૃત્તિ ખીલેલી નથી તેઓ પ્રેમાળ હોતાં નથી, સ્ત્રી, પ્રત્યે પુરુષ ને પુરુષ પ્રત્યે સ્ત્રી બેદરકાર રહે છે, પરણ્યા છતાં પણ એક બીજા સાથે સ્નેહથી જોડાઇ શકતાં નથી.

૯ એકાન્તિક સ્નેહ કે દાંમ્પત્ય ધર્મ—આ બીજી શક્તિ છે આ શક્તિનું કાર્ય દામ્પત્યધર્મ, પતિવ્રત કે એકાન્તિક સ્નેહને વધારવાનું છે.

આ વૃત્તિનું સ્થાન પ્રેમવૃત્તિની ઉપર અને મૈત્રીના સ્થાનની નીચે અને વાત્સલ્ય વૃત્તિની બાજુએ ચિત્ર નં. ૨ માં ૯ નો આંક છે ત્યાં આવેલું છે.

આ વૃત્તિ જેનામાં ખીલેલી હોય છે તે માણુસો પરસ્પર ગાઢ પ્રીતિવાળા હોય છે એક પત્નિવ્રત કે એક પતિવ્રતને પાળનારાં હોય છે લગ્ન સંબંધને સત્પરાયણતા અને વિશ્વાસપાત્ર રીતે જાણી શકે છે, અને જેમનામાં આ શક્તિ ખીલેલી નથી હોતી તેઓનામાં લગ્ન સંબંધી સ્નેહ થોડા પ્રમાણમાં હોય છે.

૧૦ વાત્સલ્ય સ્નેહ—આ વૃત્તિના મનુષ્યોમાં સંતાન તરફ પ્રીતિ, પિતૃ સ્નેહ, પશુ પાળવાની વૃત્તિ, આ ગુણો હોય છે. આ વૃત્તિનું સ્થાન મસ્તકની મધ્ય લાઇન ઉપર પ્રેમવૃત્તિની ઉપર ચિત્ર નં. ૨ માં આંક ૧૦ છે ત્યાં આવેલું છે.

આ વૃત્તિ ખીલેલી હોય છે તો તે સ્નેહથી પોતાની પ્રજાને ચાહે છે. પુત્રને અમુલ્ય રત્ન કે દેવતુલ્ય માને છે તેમને આનંદથી રમાડે છે અને તેમના ઉપર ઘણો વ્હાલ રાખે છે.

૧૧ મૈત્રીભાવ—આ શક્તિમાં ઓળખાણ પીછાન રાખવાની ઇચ્છા, સંપથી એકત્ર થઇ કાર્ય કરવાની ઇચ્છા અને ઐક્યવૃત્તિનો સમાવેશ થાય છે.

આ વૃત્તિનું સ્થાન વાત્સલ્ય ભાવથી જરા બહારની તરફ ઉપરના ભાગમાં ચિત્ર નં. ૨ માં આંક ૧૧ છે ત્યાં આવેલું છે.

જેમનામાં આ શક્તિ ખીલેલી હોય છે તે મિત્રોની સાથે વધુ સ્નેહ રાખે છે તેમના સમાગમમાં જ સુખ માને છે. અને મિત્રોને માટે ગમે તે ભોગ આપવાનું પસંદ કરે છે, તેમને તેમના મિત્રો પણ ઘણા ઇચ્છે છે જેમનામાં આ શક્તિ ખીલેલી હોતી નથી તેમને મિત્રોની દરકાર હોતી નથી ને એકલપેટા હોય છે અને મિત્રો વગર એકલા રહેવાનું વધુ પસંદ કરે છે.

૧૨ ગૃહનિવાસેચ્છા—યાને સ્વદેશાનુરાગ આ વૃત્તિવાળા માણુસો પોતાની જન્મભૂમી ઉપર પ્રેમવાળા અને ગૃહપ્રેમવાળા હોય છે.

આ વૃત્તિનું સ્થાન વાત્સલ્યભાવની ઉપર અને મૈત્રીભાવના બંને અવયવોની જરા વચમાં ઉપરના ભાગમાં એકાદ ઇંચ ઉપર ચિત્ર નં. ૨ માં ૧૨ નો આંક છે ત્યાં આવેલું છે. જેમનામાં આ શક્તિ ખીલેલી હોય છે તે કલેશ પામે છે ગમે તેવી સ્થિતિમાં

ઘેર કે દેશમાં પડયા રહેવાનું પસંદ કરે છે, તેઓની પ્રીતિ પોતાના ઘરબારમાં હોય છે. ઘર છોડી કંઈ પણ જવાનો વિચાર થતો નથી. પોતાના દેશ અને દેશના રીવાજોને વધુ માન આપે છે.

૧૩ તત્પરાયણતા અથવા સ્થૈર્ય—આ વૃત્તિનું કાર્ય કોઇ કાર્યમાં એકાગ્રતાથી વળગ્યા રહેવાનું, શાંતપણે વિચાર કરવો અને કાર્ય પરંપરતા રહેવું એ છે.

આ શક્તિનું સ્થાન મત્રીભાવ અને સ્વદેશાનુરાગની ઉપર અવનતશૃંગત્રાણ અને ચંદ્રાકારાકૃતિમાં ચિત્ર નં. ૨ માં ૧૩ નો આંક છે ત્યાં આવેલું છે.

જેમનામાં આ શક્તિ ખીલેલી હોય છે તેઓ કોઇ પણ પદાર્થ તરફ વૃત્તિને લગાડે છે અને એક વખત જે કામ હાથમાં લીધું તેને પછી પુરૂં કર્યા વગર છોડતા નથી. જે કામ કરે છે તે પૂર્ણ ધ્યાન રાખીને પુરૂં કરે છે. જેમનામાં આ શક્તિની ખામી હોય છે તે ચાલાક ને ચંચળ ચિત્તવાળા હોય છે

## ૩ ઉત્કર્ષક વૃત્તિઓ.

આ શક્તિમાં સાવધતા, યશાભિલાષ, સ્વમાન, અહંભાવ અને દ્રઢતા અથવા ધૈર્ય એ વૃત્તિઓ રહેલી છે.

આ શક્તિયો ગૃહસંસારિક વૃત્તિઓની જોડે આગળના ભાગમાં ચિત્ર નં. ૧ માં ૩ નો આંક છે ત્યાં આવેલી છે.

૧૪ સાવચેતી યાને સાવધપણું—આ શક્તિ પાર્શ્વકપાળ યાને પાશ્ચિમાસ્થિનામધ્ય ભાગમાં, આ સાવધતાની વૃતિનું અવયવ આવેલું છે. કાનની પાછળના મધ્ય ભાગમાંથી ઉપરની તરફ જ્યાં મસ્તકનો ઉપર તરફ વળનો ભાગ જુદો પડે છે ત્યાં ચિત્ર નં. ૨માં ૧૪નો આંક છે ત્યાં આવેલું છે. નિગ્રહ શક્તિની ઉપર જ આ સ્થાન છે. સાવધાનપણું રાખવું, સાવચેતી રાખવી, એ આ શક્તિનું કાર્ય છે જેમનામાં આ શક્તિ ખીલેલી હોય છે તેઓ ચતુર અને સાવચેતી રાખનાર હોય છે. વલોપાત કરનારા ને નાના બાબતોમાં પણ ઉત્પાત કરનાર હોય છે નાનું દુઃખ આવતાં મોટા દુઃખની કલ્પના કરે છે, થોડે જોખમે નફો મેળવવાની ઇચ્છા રાખે છે, જેમનામાં આ શક્તિ ખીલેલી હોતી નથી તે વગર વિચાર્યું કામ કરે છે. અને ઉદ્ધત વિચારથી વારંવાર ખત્તા ખાય છે.

૧૫ યશાભિલાષ—આ શક્તિવાળા માણસોને યશ મેળવવાની અને પ્રખ્યાત થવાની ઇચ્છા હોય છે.

આ વૃત્તિનું સ્થાન સાવચેતીનાં સ્થાનની પાછળ સ્વમાનના સ્થાનની બાજુમાં આત્મનિષ્ઠાની નીચે અને સ્થૈર્ય વૃત્તિની ઉપર જરા બાજુમાં ચિત્ર નં. ૨ માં ૧૫ નો આંક છે ત્યાં આવેલું છે.

આ શકિત જેમનામાં ખીલેલી હોય છે તેઓને આત્મસ્તુતિ કે પ્રશંસા ઘણી ગમે છે. જાહેર નીંદા થાય તેવું કાર્ય કરતા નથી. પ્રશંસાના કે કિર્તિના ભૂખ્યા હોય છે, અને જેમનામાં તે શકિત ખીલેલી હોતી નથી તેઓ કોઈની પ્રશંસાને ગણકારતા નથી અને બાહ્યાડંબરને ઇચ્છતા નથી.

૧૬ સ્વમાન કે આત્મપ્રશંસા—આ શક્તિનું કાર્ય અહંભાવ આત્મબળ, મનોબળ, અધિકારની ઇચ્છા, આત્મપ્રશંસા એ છે.

તે વૃત્તિનું સ્થાન દઢતાના સ્થાનની પાછળ અને ગુણગ્રાહક યશાભિલાષ શક્તિના બંને સ્થાનની વચમાં છેક માથાની ઉપરના ટોચવાળા ભાગની પાછળ આવેલું છે. મસ્તકની મધ્યમાં છેક પાછળના ટોચવાળા ભાગની પાછળ ચિત્ર નં. ૨ માં ૧૬ નો આંક છે ત્યાં આ સ્થાન છે.

આ વૃત્તિ જેમનામાં ખીલેલી હોય છે તેમનામાં પૂર્ણ આત્મશ્રદ્ધા હોય છે. તેઓ માથું ઉંચુ રાખી ફરે છે. મહાન કાર્ય કરવાની ઇચ્છાવાળા હોય છે, પોતાની શક્તિ ઉપર તેમને વિશ્વાસ હોય છે, તે અંતરાત્માની ઇચ્છાનુસાર ચાલનારા હોય છે. તેમના વિચારો ઉત્કૃષ્ટ હોય છે. સંકટ વખતે આત્મબળ ઉપર ઝઝુમે છે, જેમનામાં આ વૃત્તિ ખીલેલી હોતી નથી તેઓ પોતાને હલકા માનનારા હોય છે ને બીજાના તાબેદાર રહી ખુશામત કરનારા હોય છે.

૧૭ દઢતા અને ધૈર્યવૃત્તિ—આ શક્તિનું કાર્ય ધૈર્યથી કામ પાછળ લાગ્યા રહેવું, દઢતાથી ટકી રહેવું. મક્કમ વિચાર અને અડગ વૃત્તિ એ છે, તેનું સ્થાન માથાના ઉપરના ભાગના મથાળાના મધ્ય પ્રદેશમાં શિખાના અગ્રભાગમાં ચિત્ર નં ૨માં ૧૭ નો આંક છે ત્યાં આવેલું છે, કાન પાસેથી માથાનો આ ભાગ જેમ ઉંચો તેમ ધૈર્યવૃત્તિની વિશેષતા સમજવી

જેમનામાં આ વૃત્તિ ખીલેલી હોય છે તેઓ પોતાનો ઉપલો હોઠ નીચલા દાંતો સાથે વારંવાર દબાવે છે અને જો ઉપરનો હોઠ ટુંકો હોય તો દઢતાની ખામીવાળા હોય છે. જેમનામાં આ શક્તિ પ્રપૂર્ણ ખીલેલી હોય છે તેઓ મક્કમ વિચારના ને દઢ પ્રતિજ્ઞાવાળા

હોય છે, અને આરંભેલા કાર્યને પુરૂ કરવાવાળા હોય છે, ને જેમનામાં તે ખીલેલી હોતી નથી તે ચંચળ વૃત્તિના હોય છે અને સ્થિરતાથી કોઇ પણ કાર્ય કરી શકતા નથી.

## ૪ નૈતિક અને ધાર્મિક વૃત્તિઓ.

આ શક્તિનું સ્થાન—મનુષ્યના બંને કાનની વચ્ચે મસ્તકના છેક ઉપરના ભાગમાં શિરોસ્થાનમાં આવેલું છે, આ વૃત્તિઓ ખીલેલી હોય છે તો આ સ્થાન ઉન્નત થયેલું અને માથાનો પૂર્વ અને પશ્ચિમ ભાગ લંબગોળ જણાય છે. તે ઉત્કર્ષકવૃત્તિ અને અવલોકનવૃત્તિની વચમાં અને કળાકૌશલ્યવૃત્તિની ઉપર ચિત્ર નં. ૧માં ૪ નો આંક છે ત્યાં તેનું સ્થાન છે, તેમાં ૧૮ ભક્તિભાવ, ૧૯ અધ્યાત્મરતિ, ૨૦ આશા, ૨૧ આત્મનિષ્ઠા અને ૨૨ દયાવૃત્તિ એ રીતે પાંચ વૃત્તિઓ રહેલી છે.

૧૮ ભક્તિભાવ—આ વૃત્તિથી ઇશ્વરસ્તુતિ, પૂજા, ભક્તિભાવ શ્રદ્ધા, ઉપાસના વિગેરે સત્ક્રિયાઓ તરફ મન વળે છે,

આ વૃત્તિનું સ્થાન માથાના ઉપરના ભાગમાં મધ્યપ્રદેશમાં ચિત્ર નં. ૨માં ૧૮નો આંક છે ત્યાં આવેલું છે, આ વૃત્તિ ખીલેલી હોય છે તો મસ્તકના મધ્ય પ્રદેશનો તે સ્થાનવાળો ભાગ પૂર્ણપણે ઉપર ઉપસી આવે છે; અને ન્યુનતા હોય છે, તો તે પ્રદેશ બેઠેલો જણાય છે.

આ શક્તિ ખીલેલી હોય છે. તો મનુષ્ય અનેક ધર્મ ક્રિયાઓ કરે છે. ઉપાસના, પ્રાણાયમ, યોગાભ્યાસ, આભારની લાગણી, પરોપકાર, ઇશ્વર ઉપર શ્રદ્ધા, આત્મનિષ્ઠા વિગેરે અનેક ધાર્મિક અને નૈતિક ભાવવાળા હોય છે, અને ન્યૂન હોય છે તો તેમનામાં ભક્તિભાવની કે ધર્મની લાગણી હોતી નથી તેમનામાં આત્મબળની ન્યુનતા હોય છે.

૧૯ અધ્યાત્મરતિ કે અધ્યાત્મ યોગ—આ વૃત્તિવાળા માણસો આત્મા અને પરમાત્મામાં શ્રદ્ધાવાળા હોય છે, અધ્યાત્મશક્તિનો અનુભવ કરવાની વૃત્તિવાળા અને દૈવી વિષયો તરફ પ્રીતિવાળા હોય છે.

આ વૃત્તિનું સ્થાન મસ્તકની બન્ને તરફ આશાના સ્થાનની આગલી બાજુએ અનુકરણ શક્તિની પાછળ અને સૌંદર્ય પ્રેમનાં અવયવની ઉપર ભક્તિભાવની બાજુમાં આગલા ભાગમાં ચિત્ર નં, ૨ માં ૧૯ નો આંક છે ત્યાં આવેલું છે,

જેમનામાં આ શક્તિ વધુ ખીલેલી હોય છે તેમનાં મસ્તક ઉન્નત, વિશાળ ને ભરાવાર હોય છે ને વૃત્તિની ખામીવાળા મનુષ્યનામાં તે સ્થાન બેઠેલું હોય છે.

જેમનામાં આ શક્તિ ખીલેલી હોય છે તેઓ અધ્યાત્મવૃત્તિ દ્વારા અધ્યાત્મિક વિષયનું સત્યાસત્ય તરત સમજી શકે છે, તેઓ આત્મનિષ્ટ, બ્રહ્મનિષ્ટ કે તત્વનિષ્ટ થાય છે તેઓ ઉચ્ચ પ્રકારનું આધ્યાત્મિક જીવન ગાળી શકે છે. જેમનામાં આ શક્તિ ખીલેલી હોતી નથી તેઓ અધ્યાત્મિક વિષયોના સત્યને સ્વીકારતા નથી. શ્રદ્ધા ઉપર ભરોસો રાખતા નથી અને આત્મા પરમાત્માની દિવ્યવિભુતિયોને માનતા નથી.

૨૦ આશાવૃત્તિ—આ વૃતિવાળામાં ભાવી સુખની અભિલાષા હોય છે. ઉત્સાહવાળા હોય છે. સટો કરવો એ તેનું કાર્ય છે.

આ વૃત્તિનું સ્થાન આત્મનિષ્ઠાના અવયવની આગળના ભાગમાં અને અધ્યાત્મરતિના સ્થાનની પાછળ અને સૌંદર્ય દઢના અને પુજ્ય વૃત્તિના સ્થાનની વચમાં ચિત્ર નં. ૨ માં ૨૦નો આંક છે, ત્યાં આવેલુ છે, આ વૃત્તિનો આગળનો ભાગ ઉપસેલો હોય છે તો તે પારલૌકિક સુખની કે આધ્યાત્મિક સુખની આશા રાખે છે અને પાછળનો ભાગ ખીલેલો હોય છે તો તે સાંસારિક સુખની અભિલાષા રાખે છે.

જેમનામાં આ વૃત્તિ ખીલેલી હોય છે તેઓ અનેક પ્રકારની આશાઓથી પૂર્ણ હોય છે. કદી નિરાશ થતા નથી અને જેમનામાં આસક્તિ ખીલેલી હોતી નથી તે નિરૂત્સાહી હોય છે, અને કાંઇ પણ સાહસ કરી શકતા નથી.

૨૧ આત્મનિષ્ટા કે આત્મબળ—આ વૃત્તિનું કાર્ય સત્ય, ન્યાય, ધર્મ અને નીતિ પરાયણતા રહેવું. આત્મબળ ઉપર વિશ્વાસ, હૃદયનું પવિત્ર હોવું અને અસત્યથી બ્હીવું એ છે.

આ વૃત્તિનું સ્થાન યશાભિલાષની આગળ, આશા વૃત્તિની પાછળ અને સાવધતા અને દઢતાની વચમાં આવેલું છે તેના ઉપરનો ભાગ સત્યનિષ્ટાનું કાર્ય કરે છે, આ વૃત્તિ ખોપરીનો પાછળનો ભાગ જ્યાં વળે છે ત્યાં સુધી ચિત્ર નં, ૨ માં ૨૧નો આંક છે ત્યાં આવેલું છે,

આ વૃત્તિનો જેમનામાં વિકાસ થયેલો હોય છે તેઓ કર્તવ્યપરાયણ હોય છે અને આત્મબળવાળા, ધર્મના સિદ્ધાંતોને માનનારા અને સત્યનું પાલન કરનારા હોય છે અને ન્યાય તથા પ્રમાણિકપણે

ચાલે છે, જેમનામાં આ વૃત્તિનો વિકાસ થયેલો હોતો નથી તેઓ સત્ય કે ન્યાયની ખામીવાળા, આત્મબળ વગરના અને નૈતિકવૃત્તિની ખામીવાળા હોય છે.

૨૨ દયા કે પરોપકાર વૃત્તિ—આ વૃત્તિનું કાર્ય ભલમનસાઇ પરગજુ, અન્યનું કલ્યાણ કરવાની ઇચ્છા, દયા, પરોપકાર કરવાની ઇચ્છા એ છે.

આ વૃત્તિનું સ્થાન કપાળની ઉપર જ્યાંથી માથાના વાળ શરૂ થાય છે. ત્યાં મસ્તકના ઉપરના મધ્યભાગની વચ્ચેની રેખા ઉપર પૂજ્યભાવની વૃત્તિના સ્થાનની આગળના ભાગમાં ચિત્ર નં. ૨ માં ૨૨ નો આંક છે ત્યાં આવેલું છે.

આ વૃત્તિનો જેમનામાં વિકાસ થયેલો હોય છે, તેઓનામાં દયાની લાગણી ઘણી હોય છે, અન્યનું ભલું કરવાની વૃત્તિવાળા હોય છે અને પરોપકાર કરવાની ઇચ્છાવાળા હોય છે, મૈત્રીભાવ રાખનારા, બીજાની સેવા ચાકરી કરનારા અને મિત્રવર્ગને મદદ કરનારા હોય છે અને જેમનામાં તે વૃત્તિ ખીલેલી હોતી નથી તેઓનામાં દયા કે પરોપકાર વૃત્તિ હોતી નથી.

## ૫ આવિષ્યપ્રદાયક શક્તિયો

મસ્તકની આ શક્તિયોમાં ૨૩ કળાકૌશલ્ય, ૨૪ સૌંદર્યપ્રેમ, ૨૫ ઔદાર્યભાવ, ૨૬ અનુકરણશક્તિ, અને ૨૭ હાસ્યવિનોદ વૃત્તિ એ પાંચ શક્તિયોનો સમાવેશ થાય છે, ઉપર જણાવેલી આકૃતિ નંબર ૧ માં આ પાંચે શક્તિયો મસ્તકની અંદર ક્યાં આવી છે તે ૫ નો આંક બતાવી બતાવવામાં આવ્યું છે અને પાંચે શક્તિયો ક્યા ક્યા ભાગમાં આવી છે તે આકૃતિ નં ૨ માં ૨૩–૨૪–૨૫–૨૬ અને ૨૭ ના આંક લખી બતાવવામાં આવ્યું છે. તે ઉપરથી મસ્તકની અંદર તે શક્તિયો ક્યાં આવી છે તે દરેક માણસ સહેલથી સમજી શકશે.

૨૩ કળાકૌશલ્ય વૃત્તિ—આ શક્તિનું સ્થાન આકૃતિ નં. ૨ માં બતાવ્યા પ્રમાણે મસ્તકના લમણાની નીચેના આગળના અર્ધા ભાગમાં આવેલું છે.

ગણનાશક્તિની ઉપર અને સંમિતશક્તિની પાછળ અને દ્રવ્યેચ્છાના આગળના ભાગમાં ચિત્ર નં. ૨ માં ૨૩ નો આંક છે ત્યાં આ વૃત્તિનું સ્થાન આવેલું છે. આ વૃત્તિ ખીલેલી હોય છે તો આ ભાગ આગળ ઉપસેલો જણાય છે.

આ શક્તિ જેનામાં ખીલી હોય છે તે કળાકૌશલ્યમાં હોંશીયાર, નવી નવી શોધો કરનાર, યાંત્રિક કાર્યમાં નિપુણ, આર્ટિસ્ટ, અને હુન્નરઉદ્યોગ કે કળાકૌશલ્યમાં ન્યુન શક્તિવાળા હોય છે અને ઉત્તમ કારીગરી કે હુન્નર ધંધો તેઓ કરી શકતા નથી.

૨૪—બીજી શક્તિ–સૌંદર્ય–પ્રેમની છે. આ શક્તિ કપાળની ઉપરના ભાગમાં જ્યાંથી વાળની શરૂઆત થાય છે ત્યાં લમણાના ઉપરના અગ્ર ભાગમાં ચિત્ર નં. ૨ માં ૨૪ નો આંક છે ત્યાં બતાવ્યા પ્રમાણેની જગ્યાએ આવેલી છે. જો આ વૃત્તિ ખીલેલી હોય છે તો લમણાની બાજુ જરા ઉપસેલી હોય છે અને તેના ઉપર ઝીણા ઝીણા વાળ ઉગેલા હોય છે.

આ વૃત્તિ જેમનામાં ખીલેલી હોય છે તેઓનો સૌન્દર્ય ઉપર પ્રેમ હોય છે, તે ઉચ્ચ સ્વભાવના, સૌંદર્યને ચ્હાનારા, કલ્પનાશક્તિવાળા, સ્વચ્છતા રાખનારા, વિનયપણું, ઉચ્ચ વસ્તુની પસંદગી કરવાના સ્વભાવના, સૃષ્ટિ સૌંદર્યને ચ્હાનારા અને ઉન્નત વિચારવાળા હોય છે.

જેમનામાં આ વૃત્તિ ખીલેલી હોતી નથી તેઓ સૌન્દર્યને નહિ ચ્હાનારા, ઉત્તમ રહેણી કરણીની ખામીવાળા અને સુંદરતાની પ્રચ્છા નહિ કરનારા હોય છે.

૨૫–ત્રીજી શક્તિ–ઔદાર્ય વૃત્તિ—આ વૃત્તિનું સ્થાન આકૃતિ નં. ૨ માં બતાવ્યા પ્રમાણે ૨૫ નો આંક છે ત્યાં સૌંદર્ય–પ્રેમના સ્થાનની પાછળ જ્યાં મસ્તકની બાજુનો ભાગ ઉપર તરફ ગોળ વળે છે ત્યાં, સાવચેતીના સ્થાનની આગળના ભાગમાં અને આશાવૃત્તિ તથા ગોપનવૃત્તિની વચમાં આવેલું છે.

આ વૃત્તિ ખીલેલી હોય છે તો આ સ્થાન ઉપસેલું હોય છે. તે ગંભીર સ્વભાવના, ઉચ્ચ વિચારના, કુદરતની અનંત શક્તિનું અવલોકન કરી હૃદયને ઉચ્ચભાવપૂર્ણ રાખનારા. પરમાત્માની અનંત શક્તિયોને નીરખી તેમના પ્રતિ ભક્તિભાવ રાખનારા, અનંત જ્ઞાનનો અભ્યાસ કરનારા અને અન્યને સમજાવનારા હોય છે. જેમનામાં આ વૃત્તિ ખીલેલી હોતી નથી તેઓ કુદરતના અનંત સામર્થ્યોનું જ્ઞાન ન મેળવનારા હોય છે.

૨૬ ·અનુકરણ શક્તિ—આ ચોથી શક્તિ છે. આકૃતિ નં ૨ માં બતાવ્યા પ્રમાણે ૨૬ નો આંક છે ત્યાં સૌંદર્ય પ્રેમ તથા કળા કૌશલ્ય વૃત્તિની નજીકમાં, અને દયા કે પરોપકાર વૃત્તિની બાજુમાં,

અધ્યાત્મશક્તિના આગળના ભાગમાં અને સૌજન્ય શક્તિની પાછ
આ વૃત્તિનું સ્થાન આવેલું છે.

આ શક્તિ જેમનામાં ખીલેલી હોય છે તેમના મસ્તકની અંદ
આ સ્થાન ઉપસેલું હોય છે. સ્વભાવીક રીતે બાળકોને નાનપણથી જ
અનુકરણ કરવાની ટેવ હોય છે તેઓના મસ્તકમાં આ સ્થાન ઉપ
સેલું જણારી. આ શક્તિ જેમનામાં ખીલેલી હોય છે તેઓ અન્યનુ
અનુકરણ કરનારા, બીજા જેવું કરે તેવું કરવાની વૃત્તિવાળા, બીજા
ના હુન્નર ઉદ્યોગ કે કળાનું અનુકરણ કરી તેની નકલ કરનારા
નાટકમાં અન્ય મનુષ્યના જેવો જ પાર્ટ ભજવી બતાવનારા, આં
જોયેલું કે સાંભળેલા પ્રમાણે પોતે તેની નકલ કરી બતાવનારા હોય
છે. આ શક્તિ જેમનામાં ખીલેલી હોય છે તેઓ હુન્નર ઉદ્યોગન
અનુકરણ કરી શકે છે.

બાળકો—બોલતાં લખતાં અને વાંચતાં આ શક્તિના પ્રભાવે જ
શીખે છે જેમનામાં આ શક્તિ ખીલેલી હોતી નથી તેઓ અન્યનુ
અનુકરણ કરી શકતા નથી અને તેમનામાં કાર્ય કરવાની ગતાગમ
પણ હોતી નથી.

૨૭—હાસ્યવિનોદ વૃત્તિ—આ વૃત્તિનું સ્થાન આકૃતિ નં. ૧
માં ૨૭નો આંક છે ત્યાં બતાવ્યા પ્રમાણે—કપાળના ઉપરના ખુણા
પરના છેવટના ભાગમાં, તર્કશક્તિના સ્થાનની બાજુમાં સૌંદર્યના
સ્થાનની આગળના ભાગમાં અને સંગિતશક્તિની ઉપર આવેલું છે.
આ શક્તિ ખીલેલી હોય છે તો કપાળની ઉપરના ખુણા ઉપસેલા
હોવાથી કપાળ ચોરસ આકારનું જણાય છે.

આ વૃત્તિ જેમનામાં ખીલેલી હોય છે તેઓ આનંદી, મશ્કરી-
ખોર, હાસ્યવિનોદ કરનારા, હાસ્યવિનોદની વાર્તાઓ લખનારા, રસ-
સુખા, સુંદર સ્વભાવના, સહનશીલતાવાળા, અને ખુશ મીજાજી હોય
છે. જેમનામાં આ શક્તિ ખીલેલી હોતી નથી તેઓ આનંદી હોતા
નથી ગંભીર તથા ચડેલું મોં રાખી આખો દિવસ બેસી રહેનારા છે.

## ૬ અવલોકન શક્તિઓ, બુદ્ધિશક્તિઓ અને મનનાત્મક શક્તિઓ.

આ બુદ્ધિશક્તિઓનું સ્થાન—આંખની ઉપરના ભાગથી તે કપા-
ળના ભાગ સુધી જ્યાંથી વાળની શરૂઆત થાય છે ત્યાં સુધીના

ભાગમાં આવેલું છે તે આકૃતિ નં. ૧ માં ૬ નો આંક છે ત્યાં બતાવેલું છે.

આ શક્તિઓના ત્રણ વિભાગ પડી શકે છે. ૧ અવલોકન શક્તિઓ જે નં. ૨૮ થી ૩૫ સુધીમાં આવેલી છે, તેનું સ્થાન આંખના ઉપર ભમરની નીચેના ભાગમાં આવેલું છે.

૨ બુદ્ધિ અને ધારણાત્મક શક્તિઓ—નં. ૩૬ થી ૩૯ સુધીની શક્તિઓ—જે કપાળના મધ્ય ભાગમાં આવેલી છે. અને ૩ મનનાત્મકશક્તિઓ નં. ૪૦ થી ૪૩ સુધીની બુદ્ધિશક્તિઓના સ્થાનથી ઉપરના ભાગમાં એટલે કપાળના ઉપરના ભાગમાં આવેલું છે. આ સ્થાન આકૃતિ નં. ૨ માં બતાવેલાં છે.

## ૭ અવલોકનશક્તિ

આ શક્તિઓમાં ૨૮—અવલોકનશક્તિ, ૨૯ આકૃતિજ્ઞાન, ૩૦ કદ કે પ્રમાણજ્ઞાન, ૩૧ ગુરુત્વજ્ઞાન, ૩૨ રંગજ્ઞાન, ૩૩ વ્યવસ્થાજ્ઞાન, ૩૪ ગણિતજ્ઞાન, અને ૩૩ સ્થળજ્ઞાનનો સમાવેશ થાય છે.

૨૮ અવલોકન શક્તિનું સ્થાન—કપાળની વચ્ચેના ભાગની નીચે બંને ભમરની અંદરના છેડાની વચમાં, નાકના મૂળની ઉપર-આકૃતિ નં. ૨ માં બતાવ્યા પ્રમાણે ૨૮ નો આંક જે સ્થળે છે તે સ્થળે આવેલું છે. જ્યારે આ શક્તિ ખીલેલી હોય છે ત્યારે આંખની ભમરો નાકની તરફ નમેલી હોય છે અને બંને ભમરો વચ્ચેનો આ સ્થાનવાળો ભાગ ઉપસેલો જણાય છે.

આ વૃત્તિ ખીલેલી હોય છે તો અવલોકન કરી જોઇ તપાસી પરીક્ષા કરવાની શક્તિ આવે છે. તેમનામાં કોઇ વસ્તુ જાણવાની, જોવાની અને તેનું નિરીક્ષણ કરવાની જીજ્ઞાસા રહે છે. અને જેમનામાં ખીલેલી હોતી નથી તેઓ અવલોકન કરવાની, કે જે તે વસ્તુ જોવાની કે તેનું નિરીક્ષણ કરવાની વૃત્તિવાળા હોતા નથી.

૨૯ આકૃતિજ્ઞાન—આ વૃત્તિનું સ્થાન બંને આંખોની મધ્યમાં કંઇક આંખની ઉપરના ભાગમાં ચિત્ર નં. ૨ માં ૨૯ નો આંક છે ત્યાં આવેલું છે. જેમનામાં આ વૃત્તિ ખીલેલી હોય છે તેઓની બંને આંખો વચ્ચે ઘણું અંતર ન હોતાં નજદીક આવેલી હોય છે.

આ વૃત્તિ ખીલેલી હોય છે તો તે ભિન્ન ભિન્ન વસ્તુઓને સ્હેલાઇથી ઓળખી શકે છે. અને જેમનામાં આ શક્તિ ખીલેલી નથી તેઓ એકવાર જોયેલી હોય છે તો એકવાર જોયેલી વસ્તુ કે આણીને તે ફરી મળતાં ઓળખી શકે છે.

૩૦ કદ કે પ્રમાણજ્ઞાન—આ શક્તિનું સ્થાન અવલોક-શક્તિના સ્થાનથી બન્ને બાજુમાં જરા નીચે, જ્યાં નાકનું મૂળ અને ભમરનો અંદરનો ભાગ મળે છે અને જેથી ખુણો પડે છે ત્યાં, ચીત્ર નં. ૨ માં ૩૦ નો આંક છે ત્યાં આવેલું છે. જેમનામાં આ વૃત્તિ ખીલેલી હોય છે તેઓનો ભમરના અંદરના ખૂણાનો ભાગ—આંખની ઉપર લટકતા જેવો ઉંચો થયેલો હોય છે.

આ વૃત્તિ ખીલેલી હોય છે તેઓ નજરે જોઇને અમુક વસ્તુ કેટલી મોટી, લાંબી કે પહોળી છે તે કહી શકે છે. તથા કોઇ વસ્તુનું માપ, કદ કે તે કેટલા પ્રમાણનો છે તે અડસટે પણ બરાબર કરી શકે છે. અને તેમનામાં આ શક્તિ ખીલેલી હોતી નથી તેઓ નજરે જોઇ કોઈ વસ્તુનું પમાણ કે કદ કહી શકતા નથી કે તે કેટલું મોટું કે લાંબુ પહોળુ છે તે કહી શકતા નથી.

૩૧ ગુરૂત્વજ્ઞાન—નાકના ઉપરના ભાગથી અધીક ઉંચે દૂ પ્રમાણજ્ઞાનના અવયવની જોડે, રંગજ્ઞાનના અવયવની આગળ અને ભમરના નીચેના પ્રદેશમાં ચીત્ર નં. ૨ માં ૩૧ નો આંક છે ત્યાં આ ગુરૂત્વજ્ઞાન શક્તિનું સ્થાન આવેલું છે. જેમનામાં આ શક્તિ ખીલેલી હોય છે તેઓની આંખની વચ્ચેથી ભમરની નીચેનો ભાગ ઉપસેલો જણાય છે. તેઓ વજનને સમતોલ રાખી શકે છે. ઘોડા ઉપર કે સાઇકલ ઉપર બેસી ગુરુત્વાકર્ષણશક્તિના નિયમ વર્તી શકે છે. પોતાના સ્નાયુઓ ઉપર બરોબર કાબુ રાખી શકે છે. દોરડાં પર પણ તે ચાલી શકે છે. ઉંચી ટેકરીની ધાર ઉપર પણ ચાલી શકે છે અને કસરતના ખેલોમાં તેઓ ઉત્તમ અંગ કસરતના ખેલ કરી શકે છે.

જેમનામાં આ શક્તિ ખીલેલી હોતી નથી તેઓને ગાડી ઘોડામાં કે વહાણમાં બેસવાથી મગજ ફરે છે, ઉલ્ટી થાય છે અને ગાભરા બની જાય છે, અને પોતાનું સમતોલપણું જાળવી શકતા નથી.

૩૨ રંગજ્ઞાન—આ વૃત્તિનું સ્થાન ગુરૂત્વજ્ઞાનની શક્તિની ઉપર ભમરના ભાગમાં આવેલું છે. આંખના મધ્યબિંદુની ઉપર ભમરના અંદરના ભાગમાં ગુરુત્વશક્તિનું અને રંગજ્ઞાનની શક્તિનું સ્થાન બહારના ભાગમાં ભમરની કમાનના મધ્ય ભાગમાં, ચીત્ર નં. ૨ માં ૩૨ નો આંક છે ત્યાં આવેલું છે.

આ શક્તિ ખીલેલી હોય છે તો તેમની ભમર કમાન જેવી વળેલી અને મધ્ય ભાગ ઉપસેલો હોય છે તેઓ રંગના ઘણા શોખી હોય છે, રંગને પારખી શકે છે તથા જુદા જુદા રંગની મેળવણી કરી શકે છે. ચિતારા કે પેન્ટરનામાં આ શક્તિ ખીલેલી હોય છે તો તેઓ ઉત્તમ રંગ કામ કરી શકે છે. જેમનામાં આ શક્તિ ખીલેલી હોતી નથી તેઓમાં જુદા જુદા રંગ પારખવાની કે તેની મેળવણી કરવાની ખામી હોય છે.

૩૪ વ્યવસ્થા શક્તિ—આ શક્તિનું સ્થાન આંખની ભમરની નીચે વળતી કમાનની નીચે, રંગજ્ઞાનની શક્તિના સ્થાનની પછી બાહ્ય ભાગ તરફ, ભમરના છેડાના ભાગની નીચે આંખના બહારના ખુણાની ઉપરના પ્રદેશમાં ચીત્ર નં. ૨ માં ૩૩ નો આંક છે ત્યાં આવેલું છે.

આ વૃત્તિ જેનામાં ખીલેલી હોય છે તેઓની ભમરની કમાનનો છેડો ઉપસેલો હોય છે. આ વૃત્તિ જેમનામાં ખીલેલી હોય છે તેઓ વ્યવસ્થાસર કાર્ય કરનારા. ઘરમાં કે બહાર વસ્તુ નિયમસર અને વ્યવસ્થાસર જ્યારે જોઇએ ત્યારે જડી શકે તેવી રીતે ગોઠવનાર અને ઉત્તમ પ્રકારની વ્યવસ્થા કરનાર હોય છે. તેઓ પદ્ધતિસર કાર્ય કરનારા, નિયમસર કાર્ય કરનારા અને દરેક કામમાં વ્યવસ્થિત રહે છે.

જેમનામાં આ શક્તિ ખીલેલી હોતી નથી તેઓ પદ્ધતિ અને નિયમસર કાર્ય ન કરનારા, અને વ્યવસ્થા વગરના હોય છે.

૩૪ ગણીતજ્ઞાન—આ શક્તિનું સ્થાન વ્યવસ્થાના સ્થાનની બહાર ભમરના બહારના ખુણાની નીચે આકૃતિ નં. ૨ માં ૩૪ નો આંક છે ત્યાં આવેલું છે.

જેમનામાં આ શક્તિ ખીલેલી હોય છે તેઓની ભમર બરોબર સીધી લંબાઇમાં તે સ્થાનમાં થઇને પસાર થાય છે, અને જેમનામાં આ શક્તિ ખીલેલી હોતી નથી તેઓની ભમર બહારથી ટુંકી અને નીચી નમી આંખના બહારના ખુણાની લાઇન સુધી પહોંચેલી જણાય છે.

આ શક્તિ જેમનામાં ખીલેલી હોય છે તેઓ ગણિતનું જ્ઞાન સારૂં ધરાવે છે. ઘણા હિસાબ, ગુણાકાર કે ભાગાકાર મોઢેથી કરી શકે છે, અને હિસાબી કામમાં હોંશીયાર થાય છે, અને નામા ઠામામાં પ્રવીણ થાય છે અને જેમનામાં આ શક્તિ ખીલેલી હોતી નથી તેઓ સાધારણ હિસાબમાં પણ ભૂલો કરનારા અને ગણિતમાં કાચા હોય છે.

૩૫ સ્થળજ્ઞાન—આ શકિતનું સ્થાન પ્રમાણુ જ્ઞાન અને ગુરુત્વ જ્ઞાનના સ્થાનની ઉપર, ભમરની અંદરના પ્રદેશથી પોણુ ઇંચ જેટલા ભાગ ઉપર ઉંચે જરા બહાર પડતું ચિત્ર નં. ૨ માં ૩૫ નો આંક છે ત્યાં આવેલું છે.

આ શકિત જેમનામાં ખીલેલી હોય છે તેઓ દરેક જગ્યા અને તેની આસપાસના પ્રદેશને સ્હેલાઇથી યાદ રાખી શકે છે, અને એક જગ્યા એકવાર જોયા પછી તેને ભૂલી જતા નથી, મુસાફરી કરવાની પ્રીતિવાળા, ભૂગોળનું જ્ઞાન અને કોઇ પણ જગ્યા કે સ્થાન શોધી કાઢવાની શકિતવાળા હોય છે અને ભૂગોળ કે ખગોળનું સારૂં જ્ઞાન મેળવી શકે છે. જે જુવે છે તેને યાદ રાખી શકે છે, અને જેમનામાં આ શકિત ખીલેલી હોતી નથી તેઓ એકવાર જોયેલા સ્થાનને ભૂલી જાય છે, અને ભૂગોળના જ્ઞાનથી રહીત રહે છે.

૨ બુદ્ધિ કે ધારણાત્મક શકિતઓ.

આ શકિતઓની અંદર ૩૬ ઐતિહાસિક જ્ઞાન. ૩૭ સમયજ્ઞાન, ૩૮ સંગીત શકિત, અને ૩૯ વકતૃત્વ શકિતનો સમાવેશ થાય છે.

૩૬ ઐતિહાસિક શકિત—આ શકિતનું સ્થાન કપાળની વચમાં અવલોકન શકિતના સ્થાન ઉપર અને સ્થાનજ્ઞાનના અંગે અવયવો વચ્ચે ચિત્ર નં. ૨ માં ૩૬ નો આંક છે ત્યાં આવેલું છે. આ શકિત ખીલેલી હોય તો કપાળનો મધ્ય ભાગ ઉપસેલો અને કપાળ ભરાવદાર જણાય છે.

આ વૃત્તિ ખીલેલી હોય છે તો બુદ્ધિશાળી, યાદદાસ્તી, જોવા ને સાંભળવામાં આવેલા પ્રસંગો કે વૃત્તાંતોની સ્મૃતિ રહેતાં, ઇતિહાસના શોખી, કુશળ અને સાંભળેલી વાત નહિ ભુલનારા હોય છે.

જેમનામાં આ શકિત ખીલેલી હોતી નથી તેઓ ભુલકણા, જોયેલી વાત વારંવાર ભુલી જનારા અને ઇતિહાસના બનાવો યાદ ન રાખી શકનાર હોય છે.

૩૭ સમય અને તાલજ્ઞાન—આ વૃત્તિનું સ્થાન વ્યવસ્થા શકિતના અવયવથી અર્ધોક ઇંચ ઉપર, સ્વરજ્ઞાનના સ્થાનથી આગળના ભાગમાં બુદ્ધિ અને સ્થળજ્ઞાનની બાજુમાં અને તર્કશકિતના સ્થાનની નીચે ચિત્ર નં. ૨ માં ૩૭ નો આંક છે ત્યાં આવેલું છે.

જેમનામાં આ શકિત ખીલેલી હોય છે તેઓ અમુક વખતે કેટલો ટાઇમ થયો હશે તેથી અમુક બનાવ ક્યારે બન્યો હશે, મારી

રીતે યાદ રાખી શકે છે તથા કહી શકે છે, તાલ અને ઢબથી ગાઈ શકે છે અને જેમનામાં આ શક્તિ ખીલેલી હોતી નથી તેઓ નિયમિત સમયે કાર્ય ન કરનારા અને અમુક બનાવ ક્યારે બન્યો છે તે સમયના જ્ઞાન વગરના હોય છે.

૩૮ સ્વર કે સંગિતજ્ઞાન—આ વૃત્તિનું સ્થાન કપાળની બાજુના છેવટના નીચેના ભાગમાં–ગણિતશક્તિની ઉપર અને તાલ કે સમયના સ્થાનની પછી વ્યવસ્થાના સ્થાનથી પોણા ઈંચ ઉપર બહારના ભાગમાં આકૃતિ નં. ૨ માં ૩૮ નો આંક છે ત્યાં બતાવેલી જગ્યાએ આવેલું છે.

જ્યારે આ સ્થાન ખીલેલું હોય છે ત્યારે ભમણાની નીચેનો આગળનો ભાગ ભરાવદાર હોય છે, અને આંખના બાજુખુણાનો કપાળનો ભાગ ઘણી વખતે ઉપસેલો જણાય છે.

જેમનામાં આ શક્તિ ખીલેલી હોય છે તેઓ ગાયનના શોખી, ગાવાબજાવવાના શોખી અને સંગીત શક્તિવાળા હોય છે, અને ગાયન ગાવાની સમજવાની અને સાંભળવાની પ્રીતિવાળા હોય છે. અને કવિયો બને છે. જેમનામાં આ શક્તિ ખીલેલી હોતી નથી તેઓ સંગીતના શોખી હોતા નથી તેમ ગાવા બજાવવાનું પણ જાણતા હોતા નથી.

૩૯ વકતૃત્વ શક્તિ—આ વૃત્તિનું સ્થાન આંખની નીચેનાં પોપચાં આગળ છે. જો આ વૃતિ ખીલેલી હોય છે તો આંખની નીચેનાં પોપચાંવાળો ભાગ ઉપસેલો ને ભરાવદાર હોય છે. આકૃતિ નં ૨ માં ૩૯ નંબર જ્યાં મૂક્યો છે ત્યાં જોવાથી તેના સ્થાનની ખબર પડશે.

આ વૃત્તિ ખીલેલી હોય છે તો તે ઉત્તમ ભાષણ કરનાર, છુટથી વાતચિત કરનાર, અને ઉત્તમ હાવભાવથી મનના ભાવને પ્રકટ કરી શકે છે. સારી રીતે બોલી શકે છે, લખેલું કે વાંચેલું ઝટ યાદ રાખી શકે છે અને જુદી જુદી ભાષા શીખી તથા બોલી શકે છે. અને જેમનામાં આ શક્તિ ખીલેલી હોતી નથી તેઓનામાં ભાષા કે વ્યાકરણનું ઠેકાણું હોતું નથી તેમ સારી રીતે બોલી કે ભાષણ કરી શકતા નથી.

### ૩ મનનાત્મક શક્તિયો

આ શક્તિઓમાં ૪૦ તર્કશક્તિ, ૪૧ તુલના શક્તિ, ૪૨ પ્રેરણા શક્તિ અને ૪૩ સૌજન્ય શક્તિનો સમાવેશ થાય છે.

૪૦ તર્કશકિત—આ શકિતનું સ્થાન આકૃતી નં. ૨ માં ૪૦ નો આંક છે ત્યાં એટલે કપાળના છેક ઉપરના બાજુના ભાગમાં તુલનાશકતીની આસપાસ આવેલું છે.

આ શકિત ખીલેલી હોય છે તો કપાળનો આ બાજુનો ઉપરનો ભાગ ઉપસેલો જણાવાથી કપાળ ચોરસને ઉંચુ જણાય છે.

આ શકતી જેમનામાં ખીલેલી હોય છે તેઓ તર્ક શકતીવાળા, કોઇ વસ્તુનું કારણ શોધવાના તર્ક કરનારા, શોધખોળ ને પ્રત્યેક વસ્તુનું મૂળ, કારણ અને રચનાની શોધ ખોળ કરનારા હોય છે.

અમુક વસ્તુનુ કારણ, હેતુ, શાથી બની હશે વીગેરેનાં મનન કરી તર્ક દોડાવી સત્ય કારણને શોધી કાઢનારા હોય છે.

જેમનામાં આ શકિત ખીલેલી હોતી નથી તેઓમાં તર્કશકિત ન્યુન હોય છે, અને સમજશકતી કે, પોતાની મેળે કાંઇ કાર્ય કરવાની ગતાગમ વગરના કે તે કાર્યનું કારણ કે બનાવટ શોધી કાઢી શકતા નથી.

૪૧ તુલના કે સમાલોચક શકિત—આ શકિતનું સ્થાન આકૃતિ નં. ૨ માં ૪૧ નો આંક જ્યાં છે ત્યાં કપાળના ઉપરના મધ્ય ભાગમાં જ્યાંથી વાળની શરૂઆત થાય છે ત્યાંથી સ્હેજ નીચે. ઐતિહાસીક સ્થાનની ઉપર, તર્કશકિતના સ્થાનની મધ્યમાં, કપાળની મધ્યમાં ઉપરના ભાગમાં આવેલું છે આ શકિત ખીલેલી હોય છે તો કપાળનો ઉપરનો મધ્ય ભાગ ઉપસેલો જણાય છે.

આ શકિત જેમનામાં ખીલી હોય છે તેઓ સત્ય શોધી કાઢનારા, તુલના કરનારા, સમાલોચના કરી શકનાર છે, અમુક વસ્તુનું વર્ણન કે વિવેચન કરી શકે છે અને તેમનામાં વર્ગીકરણ કરવાની શકિત સારા પ્રમાણમાં હોય છે.

જેમનામાં આ શકિત ખીલેલી હોતી નથી તેઓમાં અમુક વસ્તુની તુલના કરવાની કે વિવેચન કરવાની ખામી હોય છે.

૪૨ અંતરજ્ઞાન કે પ્રેરણાશકિત—આ શકિતનું સ્થાન દયા અને તુલનાશકિતની વચ્ચે જ્યાં આકૃતિ નં. ૨ માં ૪૨ નો આંક છે ત્યાં—તુલનાશકિતની ઉપર આવેલું છે.

આ શકિત ખીલેલી હોય છે તે સત્યને ચ્હાનારા, વિચાર અને વર્તનમાં ઉત્તમ, અનુમાનથી ભાવી કહેવાની શકિત, મનુષ્ય કેવો છે તે, તેની ચાલ ચલગતથી તેની પરીક્ષા કરી શકે છે અને સામુદ્રિક

શાસ્ત્ર તરફ પ્રીતિવાળા હોય છે. જેમનામાં આ શક્તિ ખીલેલી હોતી નથી તેઓ માણસને જોઈ તેના સ્વભાવની પરીક્ષા કરી શકતા નથી.

૪૩ સભ્યતા કે સૌજન્યતા—આ શક્તિનું સ્થાન કપાળની ઉપરના ભાગમાં અનુકરણશક્તિ અને તર્કશક્તિની વચમાં બુદ્ધિશક્તિના સ્થાનની નજીક અને દયાશક્તિના સ્થાનની બાજુમાં ચિત્ર નં. ૨ માં ૪૩ નો આંક છે ત્યાં આવેલું છે.

આ શક્તિ ખીલેલી હોય છે તો કપાળની ઉપરનો ભાગ ભરાવાદાર જણાય છે, જેમનામાં આ શક્તિ ખીલેલી હોય છે તેઓ વિવેક અને મીઠી વાણી તથા નમ્રતાથી અન્યના મનને હરણ કરી શકે છે તેમનો સ્વભાવ મીઠો હોય છે અને બોલવા ચાલવાની રીતભાત પણ શત્રુને મિત્ર બનાવી દે તેવી હોય છે.

જેમનામાં આ શક્તિ ખીલેલી હોતી નથી તેઓનો સ્વભાવ શુષ્ક હોય છે. આનંદની વાતોમાં પણ તેઓ રસ લેતા નથી અને અન્યને પોતાના સ્વભાવને વશ વર્તાવી શકતા નથી.

૪૪ આરામપ્રિયતા—આ શક્તિ હાલમાં નવી શોધી કાઢી છે. આ શક્તિનું સ્થાન સાવધતા અને મૈત્રીની તથા નિગ્રહશક્તિ અને શૌર્યશક્તિની વચમાં આવેલું છે. જેમનામાં આ શક્તિ ખીલેલી હોય છે તેમને આરામ લેવો, અને ઉંઘવું ઘણું ગમે છે અને જેમનામાં આ શક્તિ ખીલેલી હોતી નથી તે વિશ્રાંતિ ન લેનારા અને ઉજાગરો કરનારા હોય છે.





# પ્રકરણ ૭૩ મું.

## રમળશાસ્ત્ર

### રમળશાસ્ત્ર ઉપરથી સોળ પ્રશ્નોની કાર્યસિદ્ધિ જોવાની રીત.

આ પ્રકરણમાં પોતે ધારેલા કામના સંબંધમાં શું બનશે તે જોવાથી અવશ્ય કરીને જવાબ ખરો જ મળશે એમ જાણવું.

આ પ્રકરણમાં ૧૬ પ્રશ્નો મુકવામાં આવ્યા છે જેમાં તમામ હકીકત આવી જાય છે. પોતે કોઈ પણ કામનો આરંભ કરતા પહેલાં અથવા તો પોતાની ઇચ્છાનુસાર ૧૬ પ્રશ્નો વાંચી જોઇ તેમાંથી જે પ્રશ્ન જોવાની ઇચ્છા હોય તે પ્રશ્નો નીચેના દિવસો સિવાયના દિવસોમાં જોવા.

જાનેવારી માસમાં તા. ૧-૨-૪-૬-૧૦-૨૦ અને ૨૨ મી તારીખે પ્રશ્નો જોવા નહિ. ફેબ્રુઆરી માસમાં તા. ૬-૧૭-૨૮ મી તારીખે પ્રશ્નો જોવા નહિ. માર્ચ માસમાં તા. ૨૪-૨૬. અપ્રેલ માસમાં તારીખ ૧૦-૨૭-૨૮, મે માસમાં તારીખ ૭-૮, જુન માસમાં તા. ૨૭; જુલાઇ માસમાં તા. ૧૭-૧૧, અગષ્ટ માસમાં તા. ૨૦-૨૨, સપટેંબર માસમાં તા. ૬ ઠી, અકટોબર માસમાં તા. ૩-૨૯ તથા ડીસેંબર માસમાં તા. ૬-૧૦ અને ૧૫ મી તારીખ, એ તારીખોએ કોઇ પણ કામમાં ભવિષ્યમાં શું બનશે તે પ્રશ્નો જોવા નહિ. આ પ્રશ્નો એવી રીતે ગોઠવવામાં આવ્યા છે કે જેમાં માણસની તમામ ઇચ્છાઓનો સમાવેશ થાય છે. એથી પોતાને માટે ભવિષ્યમાં શું બનશે તે સહજ રીતે જાણી શકાશે.

### ૧૬ પ્રશ્નો અને તે જોવાની રીત.

૧ મારી ધારેલી ઇચ્છા પુરી થશે કે કેમ ?

૨ મને અમુક કામમાં જશ મળશે કે કેમ ?

૩ મને મારા ધારેલા ધંધામાં લાભ થશે કે કેમ ?

૪ મને પરદેશમાં જવાથી ફાયદો થશે કે કેમ? તેમજ ત્યાં રહેવું પડશે કે કેમ? અગર પરદેશમાં જવું પડશે કે કેમ— (બદલી થશે કે કેમ?)

૫ પરદેશ ગયેલો માણસ પાછો આવશે કે કેમ?

૬ અમુક માણસની ચોરીએ ગયેલી કે ખોવાઇ ગયેલી મિલકત પાછી મળશે કે કેમ?

૭ પોતાના મિત્ર અથવા ભાગીદાર પોતાની સાથે પ્રમાણીકપણે વર્તશે કે કેમ?

૮ મુસાફરી કરવાથી ફાયદો થશે કે કેમ? મુસાફરી કરવી પડશે કે કેમ?

૯ અમુક માણસને અમુક માણસ ચાહે છે કે કેમ? અથવા અમુક માણસની મિત્રાચારી કરવાથી ફાયદો થશે કે કેમ?

૧૦ અમુક માણસનું અમુક સ્ત્રી સાથે અથવા અમુક સ્ત્રીનું અમુક પુરૂષ સાથે લગ્ન કરવાથી તે ફળીભૂત (સફળ) થશે કે કેમ?

૧૧ અમુક સ્ત્રીને અથવા પુરૂષને કયા પ્રકારનો (કેવા ગુણવાળો) વર અથવા સ્ત્રી મળશે?

૧૨ અમુક સ્ત્રીને છોકરો થશે કે છોકરી? અને તે છોકરો તથા છોકરી કેવાં થશે?

૧૩ અમુક રોગી માણસને મટશે કે કેમ?

૧૪ અમુક કેદી કેદમાંથી છુટશે કે કેમ?

૧૫ આજરોજ અમુક માણસને લાભ થશે કે કેમ?

૧૬ અમુક માણસનું સ્વપ્નું શું જણાવે છે?

ઉપરના સોળ પ્રશ્નોમાં ઘણાખરા તમામ પ્રશ્નો આવી જાય છે. ધધાને માટે ૧–૨–૩–૪–૭–૮ પ્રશ્નોમાંથી પોતાની અનુકુળતા પ્રમાણે પ્રશ્નો પસંદ કરવા. જેમકે;—એક માણસને કોઇ નવો ઉદ્યોગ કરવો છે અને તેમાં પોતાને ફાયદો થશે કે કેમ તે જાણવાને માટે તેણે નં. ૩ જોવો. તેમાં જશ મળવાને માટે નં. ૨ જોવો. પરદેશ જવાનો વિચાર હોય તો નં. ૪ તથા ૮ જોવા. તથા ભાગીઆથી ધંધો કરવા માટે નં. ૭ જોવો. એ રીતે પોતે કોઇ પણ પ્રકારની મનમાં ધારેલી ઇચ્છા પુરી થશે કે કેમ તે જોવા નં. ૧ જોવો.

જે પ્રકારનો પ્રશ્ન જોવાની ઇચ્છા હોય તે આ ૧૬ પ્રશ્નોમાંથી શોધી કાઢી તેમાં લખ્યા પ્રમાણે જોવું. જો કોઇ પ્રશ્ન પુછવો હોય

અને આ ૧૬ પ્રશ્નોમાં ન આવી જતો હોય તો તેનો નં. ૧ માં સમાવેશ કરવો.

## પ્રશ્ન જોવાની રીત.

જે માણસને પ્રશ્ન પુછવો હોય તેણે ચાર માણસનાં અગર વસ્તુઓનાં નામ બોલવાં અગર લખવાં. જેમકે એક માણસને પ્રશ્ન પુછવો છે, તેને શું પ્રશ્ન પુછવો છે તે પ્રથમ નક્કી કરવું, ધારો કે તેણે "પોતે ધારેલા ધંધામાં લાભ થશે કે કેમ" એવો નં. ૩ નો પ્રશ્ન પુછ્યો, હવે તેની પાસે ચાર નામ ગમે તો માણસનાં અથવા ગમે તો વસ્તુઓનાં બોલાવવાં. જેમકે:—તેણે રતીલાલ, નવનીતરાય, જાયફળ, બરફી, એવાં ચાર નામ દીધાં, પછી તે નામના નામવાર જુદા જુદા અક્ષરો ગણવા, જેમકે, પેહેલા નામના ૫, બીજાના ૬, ત્રીજાના ૪, અને ચોથાના ૩ અક્ષરો થયા. હવે જે અક્ષરો થાય તેને બેએ ભાગવા અને જો શેષ (૦) વધે તો બે મીડાં (૦૦) કરવાં અને શુન્ય ૧ વધે તો એક મીંડું (૦) કરવું. એવી રીતે પહેલાનાં ઉ-પર, બીજાનાં નીચે, એવી રીતે અક્ષરોનાં મીંડાં મુકવાં, જેમકે, પેહેલા નામના ચાર અક્ષરને બેએ ભાગવાથી શેષ મીડું રહ્યું તેનાં (૦૦) બે મીડાં થયાં, હવે તેની નીચે બીજા નામના ૬ અક્ષરને બેએ ભા-ગવાથી શેષ મીડું રહ્યું તેનાં (૦૦) બે મીડાં મૂકવાં. ત્રીજા નામના ચાર અક્ષર થાય તેને બેએ ભાગવાથી શેષ મીડું રહે તેનાં બે મીડાં (૦૦) તેની નીચે મુકવાં. અને ચોથા નામના ત્રણ અક્ષરને બેએ ભાગવાથી શેષ ૧ રહ્યું તેનું એક મીડું (૦) સર્વથી નીચે મુકવું. આ રીતે જે નામ પ્રથમ લખ્યું હોય અગર બોલવામાં આવ્યું હોય તેના અક્ષરને બેએ ભાગતાં જે શેષ રહે તેનાં મીંડાં થાય તે ઉપર ત્યારપછી લખવામાં કે બોલવામાં આવેલા નામનાં મીંડાં નીચે, એમ અનુક્રમે એકની નીચે બીજું એ પ્રમાણે ગોઠવવાં જેમકે:—

| | | |
|---|---|---|
| ૧ લું નામ રતીલાલ તેનાં મીડાં | ૦૦ | આ રીતે મીડાં અનુક્રમે ગોઠવવાં. |
| ૨ જું નામ નવનીતરાય તેનાં મીડાં | ૦૦ | ૦૦ |
| ૩ જું નામ જાયફળ તેનાં મીડાં | ૦૦ | ૦૦ |
| ૪ થું નામ બરફી તેનું મીડું | ૦ | ૦૦ |
| | | ૦ |

હવે જવાબમાં જોવા માટે ૩ જા પ્રકરણમાં ૧૬ પ્રશ્નો જોવાનું કોષ્ટક આપવામાં આવ્યું છે તેમાં આપણા ૧૬ પ્રશ્નોના ૧—૨—૩—૪

એવી રીતે ૧૬ આંકડા પહેલા ખાનામાં આપ્યા છે અને મથાળે ઉપર આપણે જેવાં મીડાં ગોઠવ્યાં. એવી ૧૬ મીડાંની માળાઓ ગોઠવી છે તેમાં જોઈ આપણે મીડાં ગોઠવ્યા પ્રમાણે જે માળા થઈ તે માળા પ્રશ્ન જોવાના કોષ્ટકના મથાળે શોધી કહાડી અને આપણો પ્રશ્ન કયા નંબરનો છે તે આંકડો શોધી કહાડી પ્રશ્નના આંકડાની લીટી ઉપર પોતે શોધેલી માળાના સામે કયો અક્ષર આવે છે તે કાઢવું, પછી તે અક્ષરવાળું પાનું કાહાડી પોતે બનાવેલી મીડાંની માળા શોધી કાઢવી અને તેની સામે પોતાના પ્રશ્નનો જવાબ મળશે, જેમકે;–પેલા માણસે નં. ૩ નો પ્રશ્ન પુછયો છે, હવે પ્રશ્ન જોવાના કોષ્ટકમાં નં. ૩ ની લીટી ઉપર આપણે બનાવેલી માળા–કોષ્ટકને મથાળે શોધી કાઢી તો છ અક્ષર ઉપર આપણી બનાવેલી માળા આવી. હવે છ અક્ષરના મથાળાવાળું પાન કાઢી તેમાં આપણી માળા સામેનો જવાબ " તારા ધંધામાં લાભ થનાર નથી" એવો મળ્યો એમ સમજવું. આ પ્રમાણે પોતે તેમજ જેને પ્રશ્ન પુછવો હોય તેની પાસે ચાર નામ બોલાવી ગણત્રી કરી મીડાંની માળા બનાવી જવાબ જોવો.

## બીજી રીત.

વળી જેને પ્રશ્ન પુછવો હોય તેની પાસે અમુક સંખ્યા (રકમ) ચારવાર બોલાવવી. જેમકે તેણે (૧) ૫૦, (૨) ૯૬૫, (૩) ૨૯, (૪) ૧૦૫૮, આ પ્રમાણે અક્ષરો કહ્યા, તેને બેએ ભાગવા જો શેષ (૦) મીડું વધે તો (૦૦) બે મીડાં લખવાં, અને ભાગતાં એક શેષ વધે તો એક મીડું (૦) લખવું. જેમકે ૫૦÷૨=શેષ ૦, ૯૬૫÷૨=શેષ ૧, ૨૯÷૨=શેષ ૧, ૧૦૫૮÷૨=શેષ ૦ રહ્યું તો તેની શુન્ય શેષનાં બે, અને ૧ શેષનું એક ૦ મીડું, એવી રીતે ⁘ આ પ્રમાણે માળા બની, હવે ધારો કે તેણે લગ્નસંબંધી ૧૦ મા નંબરનો સવાલ પુછ્યો, હવે પ્રશ્ન જોવાના કોષ્ટકમાં આ પ્રમાણે બનેલી મીડાંની માળા નીચે ૧૦મા નંબરની લીટી ઉપર કયો અક્ષર આવે છે તે જોવું. તો ક્ષ અક્ષર આવ્યો, હવે ક્ષ અક્ષરવાળું પાન કાઢી તેમાં આપણી ⁘ માળા સામે જવાબ જોવો. જોતાં "આ લગનથી તને કાંઇ મળવાનું નથી." આવો જવાબ મળ્યો. એ પ્રમાણે પ્રશ્નો જોવા.

## ત્રીજી રીત.

વળી આ પ્રશ્નો રમળના પાસા અથવા તો કોડીઓ નાંખવાથી પણ જાણી શકાય છે. જેમકે બે પાસા નંખાવવા અથવા કોડીઓ

નંખાવવી જેમાં પ્રથમ વાર જે અક્ષરો નીકળે, બીજીવાર જે નીકળે, ત્રીજી વાર અને ચોથીવાર જેઅક્ષરો નીકળે તેને એક પછી એક અનુક્રમે બેએ ભાગી ભાગતાં જો ૧ વધે તો ૧ મીડું (૦) ને શુન વધે તો (૦૦) બે મીડાં એવી રીતે માળા બનાવી ઉપર પ્રમાણે તેણે પુછેલા પ્રશ્નનો જવાબ જોવો, જેમકે એક વખત ૧૫ પડ્યા, ફરી ૨૦ પડયા, ફરી ૪ પડયા, ફરી ૧૦ પડયા. હવે તેને અનુક્રમે બેએ ભાગતાં જે વધે તેને ઉપર પ્રમાણે માળા બનાવતાં ૦ ૦૦ ૦૦ આ પ્રમાણે મીડાંની માળા બની. હવે તેણે જો નં. ૧ નો પ્રશ્ન પુછયો હોય તો પ્રશ્ન જોવાના કોષ્ટકમાં જોઇ અક્ષર શોધી કાઢી તે અક્ષરવાળા પાનામાં માળા સામેનો જવાબ વાંચવો. જેમકે કોષ્ટકમાં માળા નીચે નં. ૧ ના પ્રશ્નની લીટી ઉપર ઠ અક્ષર આવ્યો હવે ઠ અક્ષરવાળા પાનામાં આપણી ૦ ૦૦ ૦૦ આ માળા સામે જવાબ મળ્યો કે " જે કાંઇ તારી ઇચ્છાઓ છે તે વહેલી પુરી થશે " આ પ્રમાણે પ્રશ્નો જોવા.

ઉપર પ્રમાણે ત્રણ રીતે પ્રશ્નો જોવાય છે. જે જવાબ આવે છે તે ખરાજ આવે છે એ નક્કિ સમજવું. એકજ દિવસે એકજ પ્રશ્ન બે વખત જોવો નહિ.

હવે આપણે કોઇ પણ પ્રકારનો પ્રશ્ન જોઇએ અને તેના જવાબમાં જો આપણને લાભ થાય તેવો અથવા તો પુછેલા પ્રશ્ન પ્રમાણે વર્તવાથી ભવિષ્યમાં આપણને લાભ થશે એવો જવાબ મળે તો ધૈર્ય અને શ્રદ્ધાથી તે કામ કરવું તો તેમાં ભવિષ્યમાં અવશ્ય ફાયદો જ થશે. જો જવાબમાં તે પ્રમાણે વર્તવાથી આપણને નુકશાન થશે એમ આવે તો આપણે તે કામ ફેરવવું અને બીજું કામ ધૈર્ય અને પરમાત્મા ઉપર શ્રદ્ધા રાખી કરવું. તો તે કામમાં આપણને લાભ થશે. અને આપણે ધારેલું કામ કરવાથી આપણને જે હાની થાત તેથી આપણે બચીને ફાયદો મેળવી શકીશું.

કોઇ પણ પ્રશ્ન પુછતાં જો તેનો જવાબ આપણા ગેરલાભમાં આવે તો આપણે નિરાશ પામવાનું નથી પણ આપણને તે કામ કરવાથી ભવિષ્યમાં અચાનક આવી પડતા સંકટોથી બચવાનો જે ઉપાય આપણને યોગ્ય લાગે તે કરી તે દુઃખથી બચવું. ઉપાય કરવાથી આપણને આવી પડતું દુઃખ અટકે છે, કારણ કે આપણે આગળથી સાવચેત રહી દુઃખથી બચવાના ઉપાયો યોજી તે પ્રમાણે વર્તીએ છીએ.

ચોથી રીત—પ્રશ્ન જોવા માટે પ્રશ્ન પૂછનાર પાસે માત્ર મીંડાંનીજ ચાર લાઇનો કરાવવી અને પછી તે પરથી મીંડાંની ગણત્રી કરી એકી મીંડાં હોય તો તેનું એક અને બેકી મીંડાં હોય તો તેમાં બે મીંડાં મૂકી ઉપર પ્રમાણે માળા બનાવી તેનું ફળ ઉપર પ્રમાણે જોવું.

## પ્રશ્ન જોવાની પાંચમી રીત.

પોતાનો પ્રશ્ન નંબર—૧૬ પ્રશ્નો વાંચી અને તેમાંથી કાઢવો. તે નંબર પ્રશ્ન જોવાના કોષ્ટકમાં પેહેલા ખાનામાં કહાડવો અને તે નંબરવાળી લીટી ઉપરના ગમે તે અક્ષર ઉપર આંગળી મૂકવી અને જે અક્ષર ઉપર આંગળી મુકી હોય તે અક્ષરની લીટીમાં ઉપરના મથાળે જે મીંડાંની માળાઓ છે તે કાઢવી અને પછી જે અક્ષર ઉપર આંગળી મૂકી હોય તે અક્ષરના નામવાળું પાનું કાઢવું અને પછી તેમાં પોતે આંગળી મુકેલા અક્ષર ઉપર જે માળા આવી હોય તે માળા શોધી કાઢી તેની સામેનો જવાબ વાંચવો ? જેમકે;—આપણો પ્રશ્ન ચોરીએ ગયેલી મીલકત પાછી મળશે કે કેમ તે સંબંધી છે, તે પ્રશ્ન ૬ ઠો છે હવે પ્રશ્ન જોવાના કોષ્ટકમાં પહેલા ખાનામાં ૬ ઠા નંબરની લીટી ઉપર ઢ અક્ષર ઉપર આંગળી મુકી તો તેના મથાળે ₒₒₒₒ માળાનાં મીંડાં આવેલાં છે જેથી ઢ અક્ષરવાળા પાનામાં આપણી માળાનાં મીંડાં સામે " તારી ચોરાયેલી વસ્તુ જલ્દી મળશે " એવો જવાબ મળ્યો.

આ પ્રમાણે આ રીતે પણ પ્રશ્નો જોવાય છે.

ઉપર પ્રમાણે પાંચ રીતે પ્રશ્નો જોવાય છે માટે જેને જેમ અનુકુળતા હોય તે રીતે પ્રશ્નો જોવા—ગમે તે રીતે જોવાથી બરોબર જ જવાબ મળશે. પણ એકજ દિવસે એકજ પ્રશ્ન બે વખત જોવો નહિ એ વાત ધ્યાનમાં રાખવી તથા ઉપર જણાવેલા નિશિદ્ધ દિવસોએ પ્રશ્નો જોવા નહિ.

## પ્રશ્ન જોવાનું કોષ્ટક.

આ કોષ્ટકના પહેલા ખાનામાં ૧૬ પ્રશ્નોના ૧૬ અક્ષરો અનુક્રમે આપવામાં આવ્યા છે અને મથાળે મીંડાંની માળાઓ આપવામાં આવી છે અને તેની નીચે કક્કાના અક્ષરો આપવામાં આવ્યા છે. હવે બીજા પ્રકરણમાં બતાવ્યા મુજબ આ કોષ્ટકમાંથી પોતાનો અક્ષર ખોળી કાઢવો.

## ૧૬ પ્રશ્નોમાંથી પોતાના પ્રશ્નનો આંક ને અક્ષર શોધવાનું કોષ્ટક.

| ૧૬ પ્રશ્નોના અનુક્રમવાર નંબર. | •<br>•<br>•<br>• | ••<br>•<br>••<br>• | •<br>••<br>•<br>• | ••<br>•<br>•<br>•• | ••<br>••<br>••<br>• | ••<br>••<br>•<br>•• | ••<br>•<br>•<br>• | ••<br>••<br>•<br>• | •<br>•<br>••<br>•• | •<br>•<br>•<br>•• | ••<br>•<br>••<br>•• | •<br>••<br>••<br>•• | •<br>••<br>••<br>• | •<br>•<br>••<br>• | •<br>••<br>•<br>•• | ••<br>••<br>••<br>•• |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ક | ખ | ગ | ઘ | ઙ | ચ | છ | જ | ઝ | ઞ | ટ | ઠ | ડ | ઢ | ણ | ત |
| ૨ | ખ | ગ | ઘ | ઙ | ચ | છ | જ | ઝ | ઞ | ટ | ઠ | ડ | ઢ | ણ | ત | ક |
| ૩ | ગ | ઘ | ઙ | ચ | છ | જ | ઝ | ઞ | ટ | ઠ | ડ | ઢ | ણ | ત | ક | ખ |
| ૪ | ઘ | ઙ | ચ | છ | જ | ઝ | ઞ | ટ | ઠ | ડ | ઢ | ણ | ત | ક | ખ | ગ |
| ૫ | ઙ | ચ | છ | જ | ઝ | ઞ | ટ | ઠ | ડ | ઢ | ણ | ત | ક | ખ | ગ | ઘ |
| ૬ | ચ | છ | જ | ઝ | ઞ | ટ | ઠ | ડ | ઢ | ણ | ત | ક | ખ | ગ | ઘ | ઙ |
| ૭ | છ | જ | ઝ | ઞ | ટ | ઠ | ડ | ઢ | ણ | ત | ક | ખ | ગ | ઘ | ઙ | ચ |
| ૮ | જ | ઝ | ઞ | ટ | ઠ | ડ | ઢ | ણ | ત | ક | ખ | ગ | ઘ | ઙ | ચ | છ |
| ૯ | ઝ | ઞ | ટ | ઠ | ડ | ઢ | ણ | ત | ક | ખ | ગ | ઘ | ઙ | ચ | છ | જ |
| ૧૦ | ઞ | ટ | ઠ | ડ | ઢ | ણ | ત | ક | ખ | ગ | ઘ | ઙ | ચ | છ | જ | ઝ |
| ૧૧ | ટ | ઠ | ડ | ઢ | ણ | ત | ક | ખ | ગ | ઘ | ઙ | ચ | છ | જ | ઝ | ઞ |
| ૧૨ | ઠ | ડ | ઢ | ણ | ત | ક | ખ | ગ | ઘ | ઙ | ચ | છ | જ | ઝ | ઞ | ટ |
| ૧૩ | ડ | ઢ | ણ | ત | ક | ખ | ગ | ઘ | ઙ | ચ | છ | જ | ઝ | ઞ | ટ | ઠ |
| ૧૪ | ઢ | ણ | ત | ક | ખ | ગ | ઘ | ઙ | ચ | છ | જ | ઝ | ઞ | ટ | ઠ | ડ |
| ૧૫ | ણ | ત | ક | ખ | ગ | ઘ | ઙ | ચ | છ | જ | ઝ | ઞ | ટ | ઠ | ડ | ઢ |
| ૧૬ | ત | ક | ખ | ગ | ઘ | ઙ | ચ | છ | જ | ઝ | ઞ | ટ | ઠ | ડ | ઢ | ણ |

ઉપરનું કોષ્ટક પ્રશ્નો જોવાનું છે તેમાંથી બીજા પ્રકરણમાં કહ્યા મુજબ ગણત્રી કરી મીંડાંની માળા બનાવી અક્ષર શોધી કાઢી આ પાનની પાછળ, કકાવાર અક્ષરોનાં પાનાં આપ્યાં છે તેમાંથી પોતાના અક્ષરનું પાનું કાઢવું. અને તેમાં ગણત્રી કરતાં આવેલી માળા શોધી કાઢી તેની સામેનો જવાબ વાંચવો.

## પ્રશ્ન જોવાના કોષ્ટકમાંથી નીકળેલા અક્ષરોના કોઠા.

| મીંડાની માળા. | क |
|---|---|
| | જે તું પુછે છે તે તને જલ્દીથી મળશે. |
| | દુઃખ તથા સંકટો છે એમ જણાવે છે. |
| | જે તું આજ કરે છે તે વિષે તું સાવધ રહે નહિ તો દુઃખ આવશે. |
| | તે કદી મરશે, ને તે બાબત તેના મિત્રને ઘણી ધાસ્તી લાગી છે. |
| | તે હાલ તો જીવશે, પણ તેને ઘાત છે. |
| | એક સારી રૂપવાળી અને કલેશ કરનારી છોકરી થશે. |
| | તેને એક ધર્માત્મા અને સદ્ગુણી સ્ત્રી અથવા ધણી મળશે. |
| | જો તું આ સ્ત્રીનું તે પુરૂષ સાથે લગ્ન કરીશ તો ઓચિંતા શત્રુ પેદા થશે. |
| | જો તું પ્રીતી છોડીશ તો સારૂં છે, કારણ કે તે હંમેશની ખરી નથી. |
| | તું મુસાફરી કરવાનો મુકી દે કારણ કે તેથી તને ફાયદો થવાનો નથી. |
| | તારી ચોરીએ ગયેલી મિલકત પાછી મળવાની નથી. |
| | પરદેશ ગયેલો આનંદ સાથે પાછો આવશે. |
| | હાલમાં જે જગ્યાએ તું છે ત્યાંથી ખસવાનો નથી. |
| | સારા કામમાં પરમેશ્વર તને સારો ફાયદો કરશે. |
| | તું નિર્ભાગી છે માટે પરમેશ્વરને પ્રાર્થના કર. |
| | તમારા બંનેમાં સાચી તથા વગર કપટની મિત્રાઈ છે |

| મીંડાની માળા. | ख |
|---|---|

જે લાભ તારા નશીબમાં છે તે લેવાને બીજો એક માણસ પ્રયત્ન કરે છે.

જે કાંઇ તારી આશાઓ છે તે તું હમણાં છોડી દે.

કોઈ માણસ તરફથી તને ફાયદો મળશે એમ જણાય છે.

તારા ઉપર કેટલાક શત્રુઓ છે તે તને દુઃખમાં નાંખશે.

મહા મુશ્કેલીએ તને ફરીથી માદી અથવા રજા મળશે.

રોગીને ઘાત છે.

તે સ્ત્રીને છોકરો થશે, તે વિદ્વાન અને સદ્‌ગુણી થશે.

તને એક હોંશીઆર ધણી અથવા સ્ત્રી મળશે.

આ લગ્ન કરવાથી તને ઘણોજ ફાયદો થશે અને દોલત મળશે.

આ પ્રિત એક પ્રમાણીક તથા નીષ્કપટી માણસની સાથે છે.

મુસાફરીમાં પરમાત્મા તને ફાયદો કરશે.

જે ખોટો ઠગ મીત્ર છે તેનાથી સાવધ રહે.

તારી ચીજ તને પાછી એકાએક મળશે.

સ્નેહભાવને લીધે તારાથી પાછું ઘેર જવાતું નથી.

તારૂં રહેવાનું અહીંઆં નથી માટે જગા બદલવાની તૈયારીમાં રહે.

તને લાભ થવાનો નથી માટે ડાહ્યો થઇને હોશીયાર રહેજે.

| બીંડાની માળા. | ગ |
|---|---|
| | પરમાત્માના પ્રતાપથી તને મોટો લાભ થશે. |
| | ખરેખરો તું નિર્ભાગી છે માટે પરમાત્માને પ્રાર્થના કર. |
| | તારી ઇચ્છાઓ શુદ્ધ છે તો તે પુરી થશે. |
| | તારા મિત્રોમાં શાંતિ તથા વૃદ્ધિ છે એમ જણાય છે. |
| | આજ સારી રીતે સાવચેત રહે નહિ તો નુકશાન થશે. |
| | તે કેદીને માફી અથવા રજા મળવાને ઘણી અડચણો પડશે. |
| | તે રોગી સારો થઇને આગળ શરીરસંપત્તિ તથા દ્રવ્ય ભોગવશે. |
| | તે સ્ત્રીને છોકરી થશે અને તે દુઃખ પામશે. |
| | તેની પાસે ઘણું ધન કે ઘણી દોલત નથી પણ મધ્યમ છે. |
| | તું આ લગ્ન કરીશ નહિ, કરીશ તો દુઃખી થઇશ. |
| | લગ્ન માટે સ્ત્રીની ખુશામત કરની છોડી દે તેથી તને દુઃખ પડશે. |
| | તારૂં મુસાફરીમાં જવું કષ્ટ છે, માટે ઘેર રહીશ તો સારૂં છે. |
| | ખરી તથા નિષ્કપટી મિત્રાઇ ઉપર તું વિશ્વાસ રાખ. |
| | જે તેં ખોયું છે તે ફરીથી મળવાનું ધારીશ નહિ. |
| | પરદેશ ગયેલું માણસ દુઃખી છે તેથી તને મળવા અવાતું નથી. |
| | જ્યાં તું હાલ છે ત્યાંજ રહેવું ફાયદાકારક છે. |

| મીંડાંની માળા. | ઘ |
| --- | --- |

બીજા દેશમાં તને પુષ્કળ ધન દોલત મળશે.

પ્રમાણિકપણે જો તું રહીશ તો તને બમણું મળશે.

પરમાત્મા તારા નઠારા ભાગ્યને બદલી તને જશ તથા સુખ આપશે.

તું પોતાની કલ્પના ફેરવ નહિ તો દરિદ્રિ થશે.

તારા ઉદ્યોગમાં ઘણાં વિઘ્ન આડાં આવશે એમ જણાય છે.

આજ તારા મનમાં જે ઇચ્છાઓ છે તેનો નાશ કર.

આ વખત તે કેદી છુટશે.

રોગીનું દુઃખ ઘણા દહાડાનું તથા સંદેહવાળું થશે.

તે સ્ત્રીને એક રૂપવાન તથા આજ્ઞાકારી છોકરી થશે.

તે પુરૂષ હલકી પદ્દિનો છે પણ પ્રમાણિક મનનો છે.

એ લગન તારૂં કલ્યાણ કરશે, તથા સંપત્તિની વૃદ્ધિ કરશે.

તું એવા એક પુરૂષ સાથે પ્રિતી કરે છે કે જે તારા વિરૂદ્ધ છે.

આગળ પાછળ વિચાર કરીને ચાલશે તો તારી મુસાફરી સફળ થશે

તે જે બોલે છે તેવું તેના મનમાં નથી કારણ કે તે ખોટા મનનો છે

કાંઇ પૈસા ખર્ચ કર્યાથી તથા શ્રમથી તારી વસ્તુ ફરીથી મળશે.

પરદેશ ગયેલાને ફરીથી જોવાની આશા રાખીશ નહિ.

| બીડાંની માળા. | ક |
|---|---|
| | પરદેશ ગયેલો જલ્દીથી પાછો આવશે પણ તારા ધાર્યા પ્રમાણે નહિ આવે. |
| | તું તારા મિત્રામાં રહે તેથી તારૂં સારૂં થશે. |
| | જે તું બોલે છે તે તને આગળ મળશે. |
| | તું ભાગ્યહિનછે માટે પરમેશ્વર પાસે કાલાવાલા કર તેમ પ્રમાણિક થા |
| | એક મિત્રથી તારી ઇચ્છાઓ પુરી થશે. |
| | તારૂં સ્વપ્નું એમ જણાવે છે કે તારો શતરૂ તને દુઃખ દેવાનો ઉદ્યોગ કરે છે. |
| | એક શત્રુ તારી સાથે કલેશ કરીને તને દુઃખમાં નાખવા ઉદ્યોગ કરે છે |
| | કેદીને દુઃખ મોટું છે, તેનો છુટકો થવાનો નથી. |
| | રોગી જલ્દીથી સારો થશે, હવે તેને હરકત નથી. |
| | તે સ્ત્રીને છોકરી થશે તે આબરૂ તથા માન પામશે. |
| | તને વ્યસની સ્ત્રી અથવા વર મળશે તે હલકી પદ્દીનો થશે. |
| | આ લગ્નથી અડચણ આવી પડશે તેથી તું વિચાર કરજે. |
| | તેની પ્રિત તારા ઉપર ખોટી છે અને બીજા ઉપર ખરી છે |
| | હવે તું મુસાફરી કરીશ નહિ તેથી તને સંકટ પેદા થશે. |
| | આ માણુસ વગર કપટનો સારૂં માન આપવા યોગ્ય છે. |
| | તારી ખોવાયલી ચીજ મળવાની નથી, |

મીંડાંની માળા.

# च

ઉતાવળ નહિ કરીશ તો તારી જણસ તને પાછી મળશે.

પરદેશ ગયેલા માણસનું પાછું આવવું તેના હાથમાં નથી.

પરદેશમાં તને લાભ મળશે. તેમ જશ મળશે.

ધીરજ ધરીને રહે, નશીબમાં મોટો લાભ થવાનો છે.

હમણાં તારૂં કામ થવાને મોટી અડચણ છે.

હમણાં તારી ઈચ્છાઓ સહજ થશે.

તારા ઉપર સંકટ તથા દુઃખ પડે છે એમ દેખાય છે.

આ દિવસો નઠારા છે માટે તારા વિચાર ફેરવ.

તે કેદી છુટો થશે,

રોગી સારો થશે એ વિષે સંદેહ છે.

એ સ્ત્રીને સારો રૂપવાન છોકરો થશે.

તને એક સારા સ્વભાવનો તથા ભાગ્યવાન વર અગર સ્ત્રી મળશે.

તારી ધારણાઓ તારી શાંતિ તથા સમાધાનીનો નાશ કરશે.

આ પ્રિતી હંમેશની તથા ખરી છે માટે છોડીશ નહિ.

તું મુસાફરી કરવાનો આરંભ કર તેથી તને દુઃખ થવાનું નથી.

જો તું આ મિત્ર ઉપર વિશ્વાસ રાખીશ તો તને દુઃખ પેદા થશે.

ઓડાની માળા. — છ

આ મિત્ર બીજા સઘળા કરતાં સર્વ વાતે સારો છે.

તારે આ ટોટો ધીરજથી ખમવો જોઇએ.

ગામ ગયેલું માણસ એકાએક પાછું આવશે.

તું પોતાનાં સગાં વહાલાંમાં રહે તેથી તારી આફત મટશે.

તારા ધારેલા ધંધામાં તને લાભ થનાર નથી.

તારા ઉપર પરમેશ્વર કૃપા કરશે.

નહિ.

તું પોતાના શતરૂના હાથમાંથી વહેલો છુટીશ.

તારા ઉપર આફત આવે છે તેમાંથી બચવાનું તને મુશ્કેલ પડશે.

કેદી છુટનાર નથી.

પરમાત્માની કૃપાથી રોગી સારો થશે.

તે બાયડીને એક છોકરી થશે, પણ તેનું શરીર રોગી થશે.

તને એક પ્રમાણિક જુવાન તથા શોભીતી સ્ત્રી અથવા વર મળશે.

આ લગ્ન કરીશ નહિ, કારણ આથી તને સુખ થવાનું નથી.

આ પ્રિત છોડી દે.

કોઈ દિવસ તારે મુસાફરી કરવી પડશે.

મીડાંની માળા.

# ज

તું પરદેશ જવા નીકળ તેથી તારા મનનું ધારેલું સફળ થશે.

તારો ઢોંગી મિત્ર તારા ઉપર વેર રાખે છે.

તારી ગયેલી મિલકત પાછી મળવાની નથી.

કોઈ એકાદ કામ હોવાથી તેનાથી પાછું અવાતું નથી.

પરદેશમાં તારૂં ભાગ્ય મોટું છે.

આ ધંધો મુકી દે એટલે તારૂં સારૂં થશે.

તારૂં કામ થવાનું નથી પણ તું ફોગટ આશા કરે છે.

જે તું ઇચ્છે છે તે તને મળશે.

તું તારા જીવને ધીરજ આપ તારૂં જલ્દીથી ભાગ્ય ખુલશે.

ઘણા દિવસ તે કેદમાં રહીને છુટશે.

રોગી સારો થશે.

તે સ્ત્રીને એક નિરોગી છોકરો થશે.

થોડા દિવસમાંજ તું પોતાની બરોબરીના સાથે લગ્ન કરશે.

જો તું સુખી થવા ચાહે તો આ પુરૂષ અગર સ્ત્રી સાથે લગ્ન કરીશ નહિ.

તે માણસની તારા ઉપરની પ્રીતિ છે તે છેવટ સુધી રહેશે.

| મીડાંની માળા. | ज्ञ |
|---|---|
| | પ્રીત ઘણી છે પણ લોક તેની અદેખાઈ કરશે. |
| | મુસાફરી કર્યાથી કાંઇ તને મળવાનું નથી. |
| | તારો મિત્ર તારા જેવોજ પ્રમાણિક છે. |
| | એક ધુતારા માણસથી તારી ચોરાયલી ચીજ મળશે. |
| | ગામ ગયેલું માણસ ખુશીથી પાછું વળશે. |
| | પરદેશમાં તારૂં સારૂં થનાર નથી. |
| | સર્વનું સારૂં કરનાર જે પરમેશ્વર તે ઉપર તું ભરોસો રાખ. |
| | તારું નસીબ નઠારું થવા માટે વહેલુંજ ફરશે. |
| | તારા ધાર્યા પ્રમાણે કામ સિદ્ધ થશે, |
| | તારા ઉપર સંકટ આવશે એવી જે તને બીક છે તે દૂર થશે |
| | જે તારા શત્રુઓ તારૂં નઠારૂં ઇચ્છે છે તે વિષે તું હોશિયાર રહે. |
| | થોડા દિવસ પછી તારી ચિંતા મટશે. |
| | પરમાત્મા તે રોગીને ફરીથી તન્દુરસ્તી તથા શક્તિ આપશે. |
| | તે સ્ત્રીને એક સારી શોભીતી છોકરી થશે. |
| | જે થકી તને સુખ થવાનું નથી એવી સ્ત્રી અથવા પુરુષ સાથે લગ્ન કરશે. |
| | એ લગ્ન તારી મરજી પ્રમાણે થનાર નથી. |

| મીંડાની માળા. | अ |
|---|---|
| | ઘણી વિપત્તિ ભોગવ્યા પછી તું સુખી થઇશ, |
| | એક પ્રમાણિક માણસ સાથે આ સાચો પ્રિતિ છે. |
| | મુસાફરીમાં તારૂં સારૂં થશે. |
| | આ માણસની દોસ્તી કરી તું વિશ્વાસ કરીશ નહિ. |
| | તારી જણસ તો ગઇ પણ ચોરનારને સજા થશે, |
| | મુસાફર કેટલાએક દિવસ સુધી આવવાનો નથી. |
| | પરદેશમાં તને દ્રવ્ય તથા સુખ મળશે. |
| | હાલ તારૂં કામ સિદ્ધ થવાનું નથી. |
| | સિદ્ધ થશે. |
| | તું તારી ધારણા ફેરવ એટલે સારૂં થશે. |
| | તારી પાસે ઘણા ઠગો છે એમ જણાય છે. |
| | તે કેદી છુટશે. |
| | તે રાગીને ઘાત છે. |
| | તે સ્ત્રીને પુત્ર થશે |
| | તું સંપથી રહે એટલે તારૂં કામ સત્વર થશે. |
| | તારૂં લગન થવું કઠણ છે. |

મીંડાની માળા.

## ટ

તને એક સારી સ્ત્રી અથવા વર મળશે.

આ લગ્નમાં ઘણાં વિઘ્ન પડશે.

આ પ્રિતી ખોટી તથા ચંચળ છે.

મુસાફરીમાં તને પરમાત્મા સામો થશે.

તારા ઉપર તે માણસની પ્રિતી ખરી છે તું વિશ્વાસ રાખ.

તારી વસ્તુ તને મળવાની નથી પણ ચોરને સજા થશે.

પરગામ ગયેલું માણસ વહેલું ધનવાન થઇને આવશે.

જો તું ઘેર રહેશે તો તારૂં સારૂં થશે.

તને ઘણો લાભ થનાર નથી.

તને સંકટ તથા દુઃખ પેદા થશે.

તારી મરજી પ્રમાણે તારૂં કામ થશે.

તને પૈસા મળશે.

શત્રુની અદેખાઇને લીધે તું સારૂં કરશે.

કેદીને કેદખાનામાં ઘણા દહાડા રહેવું પડશે.

તે રોગી સારો થશે.

તે સ્ત્રીને એક છોકરી થશે.

| મીંડાના માળા. | ઠ |
|---|---|
| | તે ઓને એક છોકરેઃ થશે તે સંપત્તિ તથા માન મેળવશે. |
| | ઘણા પૈસા ખર્ચ કર્યાથી તથા ઘણી મહેનત કર્યાથી તારૂં લગ્ન થશે. |
| | તે લગ્ન સારી રીતે થશે. |
| | સ્ત્રી અથવા પુરૂષ આ વખતે તારાં થવા ઇચ્છે છે. |
| | બહાર ગામ ફર્યાથી તારૂં સારૂં થશે. |
| | તે માણસ ઉપર તું વિશ્વાસ રાખીશ નહિ |
| | એમ મુકરર કરેલે વખતે તારી ખોવાયલી ચીજ મળશે. |
| | મુસાફરનું પાછું આવવું અનિશ્ચિત છે. |
| | પરદેશમાં તારી મરજી પ્રમાણે સિદ્ધ થશે. |
| | લાભની આશા રાખીશ નહિ તે ફોગટ છે. |
| | તારી ઇચ્છા કરતાં તને વધારે મળશે. |
| | જે કાંઇ તારી ઇચ્છાઓ છે તે સત્વર પુરી થશે. |
| | તને લગ્નનું માગું આવશે. |
| | ખરાબ નસીબ વિષે તને કાંઇ ચિંતા કરવી પડનાર નથી. |
| | કોઇકની દયાથી કેદી છુટશે. |
| | રોગીનું સારૂં થવું અનિશ્ચિત છે. |

| આડાની આળા. | ड |
|---|---|
| | હાલ તો રોગી સારો થશે પણ આગળ ઘાત છે. |
| | તે સ્ત્રીને છોકરી થશે. |
| | તને સારા કુળનો વર અથવા સ્ત્રી મળશે. |
| | આ લગ્નથી તને કાંઇ મળવાનું નથી. |
| | કાંઇક ટાઇમ સુધી ધીરજ રાખ. |
| | ઘરમાંથી પરદેશ જઇશ નહિ. |
| | આ માણસ ખરો મિત્ર છે. |
| | તારી ચોરી મળવાની નથી. |
| | મુસાફર વહેલો પાછો આવનાર નથી. |
| | પરદેશમાં તું નઠારી સ્ત્રીઓથી દૂર રહે, નહિ તો દુઃખ થશે. |
| | જે કાંઇ થોડું તું ઇચ્છે તે તને સત્વર મળશે. |
| | તને મોટો જશ મળશે. |
| | જે કાંઇ તારા નસીબમાં લખેલું છે તેમાં તું સંતોષ માન. |
| | દુઃખ જઇને સુખ થશે. |
| | તારું નસીબ વહેલું ઉઘડશે. |
| | તે કેદી કેદખાનામાંજ મરશે. |

| બીંડાની આળા. | ઢ |
| --- | --- |
| | તે કેદી મોટા કર્જથી છુટો થશે. |
| | રોગીનું જીવવું અનિશ્ચિત છે. |
| | તે સ્ત્રીને છોકરો થશે તે ઘણા દિવસ જીવશે. |
| | તને એક સારા ગુણવાળી સ્ત્રી અથવા પુરૂષ મળશે. |
| | આ કામ કરવામાં વિલંબ કરીશ નહિ કારણ તેથી તું સુખી થશે. |
| | તારા ઉપર કોઇ પણ સારી પ્રિતી કરતું નથી. |
| | જરૂર તું મુસાફરીમાં જા. |
| | તે મિત્ર નથી પણ છાંનો વેરી છે. |
| | તારી ચોરાયલી વસ્તુ જલ્દીથી મળશે. |
| | મુસાફર ફરીથી પાછો આવવાનો નથી. |
| | પરદેશમાં એક સ્ત્રીથી તારૂં નસીબ ઉઘડશે. |
| | તું પોતાના ભાઇથી ઠગાયો જઇશ. |
| | તારાં નઠારાં ભાગ્યનો નાશ થશે અને તું સુખી થશે. |
| | તારી આશા ફોગટ છે કારણ હાલમાં તારૂં ભાગ્ય ઉલટું છે. |
| | તું વહેલો એકાદ સારી વાત સાંભળીશ. |
| | તારા ઉપર નઠારૂં ભાગ્ય ટાંપી રહ્યું છે. |

| મીંડાંની માળા. | ણ |
|---|---|
| | આ દિવસોમાં તારા સુખની વૃદ્ધિ થશે. |
| | તે કેદી છુટશે. |
| | તે રોગી સારો થશે ને ઘણા દિવસ જીવશે. |
| | તે સ્ત્રીને એ છોકરી થશે. |
| | એક ધનવાન જુવાન પુરૂષ અગર સ્ત્રી તારી સાથે લગ્ન કરશે. |
| | તું લગ્ન કરવાની ઉતાવળ કર તેથી તને ઘણું સુખ મળશે. |
| | તે માણસ તને ખરા અંતઃકરણથી ચાહે છે. |
| | પરદેશમાં તારા કામની સિદ્ધી નથી. |
| | આ મિત્ર ઘણોજ સારો છે. |
| | તારી ગયેલી વસ્તુ તને પાછી મળવાની નથી. |
| | તે રોગથી આજારી છે માટે તેનાથી પાછું અવાતું નથી. |
| | તું પોતાની મહેનત ઉપર વિશ્વાસ રાખીને ઘરમાં રહે. |
| | તું ખુશીથી ઘેર રહે આગળ ભાગ્યવાન થશે. |
| | તું તારા સારા ભાગ્ય ઉપર ઘણો વિશ્વાસ રાખીશ નહિ. |
| | જે તું ઇચ્છે છે તે તને મળ્યું જશે. |
| | તારૂં સ્વપ્નું કહે છે કે તું આજ હુંશીયાર રહે નહિ તો જોખમ આવી પડશે. |

ગોડીની ગાળા.

# ત

તું પોતાના મિત્રોમાં ઘણો આનંદ તથા સુખ ભોગવે.

આ દિવસો ઘણા નઠારા છે.

જો તે હમણાં દુઃખ ભોગવે છે તો આગળ તે મોટી આબરૂ પામશે

તે રોગી સારો થશે.

તે સ્ત્રીને છોકરો થશે તે આગળ સારો નીવડશે.

એક નઠારા સ્વભાવનો વર અથવા સ્ત્રી તને મળશે

આ કામ કરવાથી તને સુખ થશે.

આ માણસને તારા ઉપર ઘણી પ્રીતી છે પણ તે દેખાડી કરવા ચ્હાતો નથી.

તું નિર્ભયપણાથી મુસાફરી જા.

તેના ઉપર વિશ્વાસ રાખીશ નહિ કારણ કે તે ચંચળ તથા કપટી છે.

ખોવાયલી ચીજ તને મળશે.

મુસાફર સતવર પાછો આવશે.

તું પરદેશમાં સુખ તથા શાંતિયો રહીશ.

જો તું પ્રમાણિકપણે રહેશે તો તું જશ પામશે.

હજી તું વૈભવમાં તથા દોલતમાં રહેશે.

તું પોતાની હાલની સ્થિતિમાં રહે, અને સંતોષ પામ.

સમાપ્ત.

